સદ્ગુરુ શ્રી રણછોડદાસજી બાપુ કહે છે :

परदुख देखे द्रवै हिय, संतन सों अति प्रीत
भूखे को टुकड़ा मिले यहां जला की रीत

[illegible]

અન્યનુ દુઃખ દેખીને (જેનુ) દિલ દ્રવે છે,
સંતો પ્રત્યે (જેને) ઘણી પ્રીત છે,
ભૂખ્યાને (જ્યાં અન્નનો) ટૂકડો મળે છે
એવી જલાની રીત છે

# પ્રસ્તાવના !



### तेरा तुझमें

मेरा मुझमें कुछ नहीं, जो कछु है सो तोर ।
तेरा तुझको सौंपते, क्या लागेगा मोर ॥

પૂજ્ય જલારામ બાપાની દયાથી સાતમી આવૃત્તિ ધાર્મિક જનતા સમક્ષ રજુ કરતાં આનંદ થાય છે.

વધુ શું !

બોલ જલિયાણ મહારાજની જે...
બોલ સદ્‌ગુરુ દેવકી જે...

જય જલારામ

રાજકોટ
તા. ૨૬-૭-૧૯૬૩

[illegible]

જય જલારામ

# અનુક્રમ



જય જલારામ

# ભક્ત શ્રી જલારામ

આ કાંઈ આપણા કોઇની કહેલી વાત નથી કે મુંબઈ, અમદાવાદના કોઈ વિદ્વાનોએ કહેલી વાત નથી, પણ આ તો છે આપણા ધોળી રુની પૂણી જેવી લાંબી દાઢીવાળા ભગવાન વેદવ્યાસની કહેલી વાતો.

વંદનીય ભગવાન વ્યાસે પુરાણોમાં લખ્યું છે કે- "એક વખત શ્રી રામપ્રભુ અયોધ્યા નગરીમાંથી પોતાના ભાઈઓ, રાજકુંવરો, અને જાનકીજી સાથે વનમાં પધાર્યા વનમાં પધાર્યા એટલે 'ઉજાણી' કરવા પધાર્યા નો'તા પણ ઋષિમુનિઓને પ્રણામ કરવા પધાર્યા હતા

વનમાં જઈ ઋષિમુનિઓને પહેલાં ભેટ તરીકે ફળફૂલ ધરી પછી પ્રણામ કર્યા, અને ખુશી સમાચાર પૂછયા, ઋષિમુનિઓએ આશીર્વાદ આપ્યા. (Informal Ceremony) પતી ગયા પછી ડાયરો બેઠો અને વાતોની રંગતે ચડયો ભગવાન મન મોકળું કરી વાતો કરવા લાગ્યા ઋષિદેવો! સાંભળો! પૃથ્વી ઉપર ઉગતા ઘાસના તણખલાનો, કે દરિયાના પાણીના બિંદુનો હિસાબ રાખી શકાય તો મારા અવતારોનો હિસાબ રાખી શકાય! એટલે કે મારા તો ઘણાય અવતારો



થઇ ગયા છે અને હજુ થશે, પરંતુ આ બધાય અવતારોમાં મારા દશા-

વતાર, તો મનુષ્યોની જીભે રમશે મારા બધાય અવતારોમાં મને વધુમાં વધુ 'પ્રિય અવતાર' લાગતો હોય તો મને આ અવતાર લાગે છે."

વચમાં એક મુનિરાજ બોલ્યા, "પ્રભુ! આ અવતારમાં તો આપને 'વનવાસ' વેઠવો પડયો છે અને 'પત્ની વિયોગ' સહન કરવો પડયો છે છતાં આ અવતાર આપને પ્રિય છે?"

મુનિરાજની વાત સાંભળી ભગવાન ખડખડાટ હસી પડયા, અને બોલ્યા કે, "મુનિરાજ! આ મારા અગીઆર હજાર વરસની આવરદામાં 'એકડે એગડે' ચૌદ વરસ શું હિસાબમાં છે? અને વિયોગ...વિયોગ તો મને થયોજ નથી, આ તો પાપનો ભાર ઓછો કરવાની મારી લીલા હતી, આ મારો અવતાર છે મર્યાદા પુરૂષોત્તમનો, એટલે મારે મર્યાદામાં રહીનેજ વર્તન કરી બીજાઓને દાખલારૂપ થવું જોઈએ. નહીંતર આદ્ય શકિત સ્વરૂપથી સીતાજીને હાથ અડાડવાની આ લોકમાં તો શું પરંતુ સારાય બ્રહ્માંડમાં કોની તાકાત છે? માટે મુનિરાજ એ વાત જવા દો પણ પૃથ્વી ઉપર જ્યારે જ્યારે પાપનો ભાર વધે છે ત્યારે ત્યારે જમાનાને અનુકળ મારે અવતાર લેવો પડે છે, કોઈ વખતે કાચબો થાઉં, તો કોઈ વખતે મોટો મગર થાઉં, તો કોઈ વખત અરધો માણસ અને અરધો સિંહ થાઉં, તો કોઇ વખતે વામન થાઉં, તો કોઇ વખતે મોટી ફરસી લઈ માર માર કરતો અવતાર લઉં અને દુનિયા ઉપરથી પાપનો ભાર ઓછો કરતો જાઉં, પણ આવા મારા દરેક અવતારમાં મને જો કોઈવા'લામાં વા'લા હોય તો તે મારા ભકતો છે"

"મુનિરાજો સાંભળો! હું મારૂં અપમાન સહન કરી શકું છું, પણ મારા ભકતોનું અપમાન સહન કરી શકતો નથી મર્યાદાના અંગે ભલે હું કોઇને કદાચ ન આપી શકું પરંતુ મારા ભકતો મારા નામે કોઈને કાંઈ આપી દીએ તો મારા ખજાને કાંઈ ખોટ નથી એટલે આવા મારા ભકતોને કાજે તો હું વેંચાણ છું. હે મુનિશ્વરો, વધુ સાંભળો, આજે વાત નીકળી છે તો વધુ વાત કરૂં! મારો દોષ લેજો, પણ મારા ભકતોનો કદી દોષ લેતા નહીં આ ત્રેતાયુગ ચાલે છે, પછી આવશે દ્વાપર-દ્વાપરમાં તો મારા રંગરાગ જુદાજ હશે, આ મારી મર્યાદા ત્યાં માઝા મુકતી લાગશે અને મને સોળ હજાર રાણીઓની વચ્ચે 'રમતો' જોશો છતાં પણ મારી લીલા મારા ભકતો તો જાણતા હશે. પછી આવશે કળિયુગ, એ કળિયુગમાં . તો મારે નહીં કરવી પડે લીલા કે નહીં કરવા પડે યુદ્ધ, ફકત સાચા દિલથી મારૂં નામ સ્મરણ કરવાથી 'ભવસાગર' તરી જવાશે પરંતુ મુનિરાજો! એ કળિયુગમાં મારૂં નામ સ્મરણ પણ નહીં થાય એવો મોહ જામશે, મારે લડાઈ પણ નહી કરવી પડે અને 'વેંતિયા' માણસો ટપોટપ મરતા જશે.

એવાં રોગચાળા ફેલાશે. આમ છતાં પણ એ કળિયુગમાં મારું નામ સ્મરણ કરનારા મારા ભકતો પણ જાગશે.

એવા કળિયુગના ભકતો તો મારું ગોપ્યું ધન બનશે, અને એ બધા ભકતો મને વધુમાં વધુ પ્રિય લાગશે. એ ભકતોની 'વહાર' કરવા હું ભકતોની પાછળ પાછળ ફરતો હઈશ.

વાચકો! ભકતોને વશ ભગવાનના શ્રીમુખની વાણી સાંભળવી હોય તો ભગવાન વેદવ્યાસે રચેલ પુરાણો વાંચજો, દોઢડાહ્યા થઈ હાલની વિજ્ઞાનની શોધો ઉપર 'ગુમાન' કરી આ પુરાણો ઉપર હસશો નહિ. એ પુરાણોમાં આપણી આ ધરતી ઉપર કેવા કેવા રાજાઓ થશે એના વર્ણન છે, એ પુરાણોમાં આપણે સીધા ચિઠ્ઠી (Ration Card) કઢાવી કોથળીયુંમાં (થેલીઓમાં) દાણા રાખી જીવન જીવતાં હઈશું એના વર્ણન છે, એ પુરાણોમાં ૬૦ ઈંચના કે કદાચ ૪-૬ ઇંચ વધારે ઉંચાઈના છોકરા, છોકરીઓ પોતાના માવતર સામે કેવી રીતે ગોં 'મચકોડશે' એના વર્ણન છે. આવા આવા તો કંઈક વર્ણનો એ પુરાણોમાં છે. એટલે એ પુરાણો વાંચવા હોય તો વિદ્વાન બ્રહ્મદેવના મુખેથી સાંભળજો.

આ સાંભળી આપણી 'અક્કલ' ગુમ થઈ જશે અને આપણને થાશે કે, ઢંગધડા વગરની ગુફામાં રહેનારા, ચકમકથી દેવતા પાડનારા, અને માથે જટાનો 'લબાચો' લઈ ફરનારા એ ડોસલાઓએ આ બધું જાણ્યું ક્યાંથી?

અરે એ પુરાણોમાં ભકતોના પાને પાને વર્ણન છે. ભગવાને ભક્તોની કસોટી કર્યાના લીટીએ લીટીએ વર્ણન છે. ભકતોને સહાય કર્યાના અનેક દાખલાઓ છે.

કોઇને ચીર પૂર્યાના... કોઈ ભકતના બાપને ઉંબરા વચાળે ચીરી નાખ્યાના... કોઇને ચતુર્ભુજ સ્વરૂપે દર્શન દીધાના... કોઇને સદેહે સ્વર્ગમાં મોકલ્યાના... કોઇને રાસલીલાના દર્શન કરાવ્યાના... તો કોઇને પૃથ્વીના સુખ આપ્યાના આવા આવા તો હજારો પ્રકારના વર્ણનો છે.

પરંતુ આ કળિયુગમાં આજથી ફકત ૧૬૦ વરસ પહેલાં જ સૌરાષ્ટ્રમાં આવેલા વીરપુર નામના નાનકડા ગામમાં થયેલા મહાન ભકતરાજ શ્રી જલારામજી મહારાજના જીવન ચરિત્રનું વર્ણન શ્રદ્ધાથી વાંચજો અને વંચાવજો કારણ કે, આ ભકતરાજનું જીવન ચરિત્ર 'અનોખું' છે.

અનોખું એટલા માટે છે કે આ ભક્તરાજની કસોટી પણ ભગવાને 'અનોખી' રીતે કરી છે. ક્યાંય આપણે વાંચ્યું કે– ભગવાને કસોટી કરવા કોઈ ભકતની બાયડી માગી?

અને માગી તો ભલે માગી પણ કોઈ ભકતે આપી ?

હા ! કસોટીમાં કોઈના રાજ માગ્યા, કોઇના પાટ માગ્યા, કોઇના માથા માગ્યા, કોઈના છોકરા માગ્યા, કોઈના બાયડી-છોકરાં કાશીની બજારમાં વેંચાવ્યા આવી આવી અનેક પ્રકારે ભગવાને ભકતોની કસોટી કરી કોઈ આવી આકરી કસોટીમાંથી 'પાસ થયા' પાસ થયા એ 'જીતી' ગયા કોઈ નાપાસ થયા નાપાસ થયા એ રહી ગયા.

આવા તો અનેક ભકતો આ પૃથ્વી ઉપર થઇ ગયા અને થાશે.

આપણે કેટલાંકને જાણીએ ! છતાં ધન્યનામી એ પ્રાતઃસ્મરણીય બધાય ભકતોને પ્રણામ કરી તેમાંથી થોડાક ભકતરાજોને ભગવાને કરેલ મહાયનું સ્મરણ કરીએ.

પહેલાં સમરીએ નરસિંહ ભગતને નરસિંહ ભગતે ખૂબ ખૂબ ભકિત કરી ભગવાનને વશ કર્યા તો એ ભકિતના બદલામાં ભગવાને શામળિયાને પરણાવવા જવું પડયું, કુંવરબાઇના મામેરા પૂર્યા, હુંડી સ્વીકારવા વાણિયાના વેશ લેવા પડયા, અરે, નાવાના ઊના પાણી ટાઢા કરવા જવું પડયું, આવા આવા તો અનેક કાર્યો ભગવાને કર્યા

હવે સમરીએ પ્રહલાદજીને-એની ભકિતના બદલામાં, નાના મોટા અનેક કામો ઉપરાંત, છેવટે ભગવાને ધગધગતો થાંભલો ફાડી અરધા માણસ અને અરધા સિંહના રૂપમાં આવી ભકતની વહાર કરવી પડી

હવે સમરીએ ભકત મીરાંબાઇને, એની ભકિતના બદલામાં ભગવાને ઝેરના અમૃત કરવા વૈકુંઠમાંથી દોડવું પડયું.

આવા આવા તો હજારો કે લાખો ભકતોના કામ ભગવાનને કરવા પડયા હશે આમાં કેટલા યાદ કરીએ! અને આપણી સ્મરણશકિત પણ કેટલી અને આવરદા પણ કેટલી ! પરંતુ આપણા જ જમાનામાં હજુ જલાબાપાને જોયેલા માણસો પણ જીવિત છે એને રૂબરૂ મળીને સાંભળીએ તો ખરા કે- ભગવાને જલાબાપાની કસોટી કરી તો ભલે કરી, માતા વીરબાઇમા, સાધુ સ્વરૂપે આવેલા ભગવાન માથે પધાર્યા તો ભલે પધાર્યા ! માગતા તો મંગાઈ ગયું પણ ભાગતાં 'લોં' ભારે થઈ પડી એટલે સૈયા...સૈયા...કરતાં ઝોળી ઘોકો દઈને "જંગલ જાઉં છું" એમ કહી લખમીપતિ ભાગ્યા તો ભલે ભાગ્યા, અને માતાજીને અર્પણ કર્યા પછી વીસ વરસની ઉંમરથી લઇ પૂરા પચાસ વર્ષ સુધી જલાબાપાએ ત્યાગી જીવન ગાળ્યું તો ભલે ગાળ્યું પણ આ બધાના બદલામાં એ વૈકુંઠવાળાને બાપાએ કયારે તકલીફ આપી ! કયારે ભકત જલારામે ધા

નાખી કે-દોહલો ! મારે મહાવતમાં દાણા ખૂટી ગયા છે ! અરે દોરો મારે જમતાભાઈના લગન કરવા છે, છતાં વૈકુંઠવાળો તો બધું જાણતો હતો એટલે જ્યારે જ્યારે ભક્તને નાણાંની-દાણાની જરૂર પડતી ત્યારે ત્યારે એ નિયમસર ( In Usual Course ) વહાર કર્યા કરતો એટલે બાપાએ તો એના 'ઠાકર' ના નામે ભુખ્યાને ટુકડો આપ્યો અને રામ નામ લીધું અને સૌ સામે હાથ જોડયા, ન બોલાવ્યા 'વહારે' કે ન બોલાવ્યા કોઈ પ્રસંગ ઉકેલવા, અને 'મારો ઠાકર જાણે અને એનું કામ જાણે' આટલા શબ્દો બોલી દાસ ભક્તિ સ્વીકારી, ભગવાનના સાક્ષાત્કાર કરી, મોક્ષ પદને પામ્યા

આવા દાસ કોટિના મહાન ભક્તરાજ શ્રી જલારામજી મહારાજનો જન્મ સંવત ૧૮૫૬ ના કારતક સુદી ૭ ને સોમવારે માતુશ્રી રાજબાઇના ઉદરથી ભગવાન શ્રી રામચંદ્રજી મહારાજ જે અભિજિત નક્ષત્રમાં જન્મ્યા હતા એ અભિજિત નક્ષત્રમા થયો હતો

પિતાજીનું નામ પ્રધાન હતું પ્રધાન ઠક્કર એ બે ભાઇઓ હતા નાના ભાઇનું નામ વાલજી હતું બન્ને ભાઇઓ વેપાર કરી પોતાનો નિર્વાહ ચલાવતા હતા તેઓની સ્થિતિ સાધારણ હતી; તેમ છતાં પણ એક શાહ વેપારીને છાજતી તેમનામાં યોગ્ય વર્તણૂક હતી અમુક વખત પછી આ બન્ને ભાઈઓ જુદા થયા

મોટેરા પ્રધાન ઠક્કરના ઘરમા રાજબાઇ નામેપતિપરાયણ શુદ્ધ ધાર્મિક જીવન ગાળનાર સ્ત્રી હતા તેમને પ્રથમ પુત્ર થયો તેમનું નામ બોઘાભાઈ રાખ્યુ હતું, તે બોઘાભાઇની ઉમર પાંચેક વર્ષની થઈ ત્યારે એક દિવસ અયોધ્યા તરફથી રઘુવરદાસજી નામે સંત મહાત્મા દશ વીશ સાધુઓ સહિત દ્વારકાની જાત્રાએ નીકળ્યા અને ફરતાં ફરતા તેઓ વીરપુર ગામમા આવી પહોંચ્યા

ગામમાં આવી પુછપરછ કરી કે-'આ ગામમાં કોઈ શ્રદ્ધાવાન ભક્તજન રહે છે ? '

ત્યારે કોઇ માણસે, મહાત્માને કહ્યું કે-'પ્રધાન ઠક્કર કરીને આ ગામમાં લોહાણા ગૃહસ્થ રહે છે, તેમને ત્યાં તેમના ધર્મપત્ની રાજબાઇ નામે પરમ દયાળુ સ્ત્રી છે, તે તમારો પૂર્ણ સત્કાર કરી તમને અન્નદાનથી સંતોષ આપશે '

આવી વાત સાભળી મહાત્મા પોતાની મંડળી સહિત પૂછતાં પૂછતાં રાજબાઇને ઘેર ગયા

માતુશ્રી રાજબાઇએ કોઈ સંત મહાત્મા પધાર્યા જાણી તેમને પ્રણામ કીધાં અને ભોજન સામગ્રીના તૈયારી કરી પૂર્ણ શ્રદ્ધાથી તે સંત મંડળીને

ભોજન આપ્યું. અને પછી પોતાના બોધા પુત્રને મહાત્માના ચરણ સમીપ લાવી નમન કરાવ્યું, ત્યારે મહાત્માએ પ્રસન્ન થઈ રાજબાઈને કીધું કે-

"મૈયા ! આ પુત્ર તો તમારે ત્યાં સાધારણ સ્થિતિમાં રહેશે પણ જ્યારે તમારે બીજો પુત્ર અવતરશે, તે તમારા કુળને, તમારી જાતને, તથા આખી ગુર્જર-ભૂમિને પવિત્ર કરી પ્રભુ ગુણાનુવાદ ગાવામાં મશગુલ થશે' આમ આશિષ આપી મહાત્મા પોતાની મંડળી સહિત ચાલી નીકળ્યાં.



મહાત્માના આશીર્વાદ પ્રમાણે રાજબાઈને બીજા પુત્ર અવતર્યા તે શ્રી જલારામ, નાનપણથી જ મહાતેજસ્વી જણાતા હતા.

ત્યાર પછી પ્રભુકૃપાથી રાજબાઈએ ત્રીજા પુત્રને જન્મ આપ્યો, જેનું નામ દેવજી રાખ્યું.

આ પ્રમાણે સતીને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ હતાં.

એક વખત ગિરનાર તરફથી એક વૃદ્ધ સંત મહાત્મા રાજબાઈને ઘેર ખાસ આવી ચડયા અને આવતાની સાથે જ માગણી કરી કે:-'માતા ! તમે તમારા બીજા પુત્રના મને દર્શન કરાવો'

આવી અચાનક માગણી સાંભળી માતાજી આશ્ચર્ય પામ્યા અને કહ્યું કે-'મહાત્મા' આપ બેસો, જમો, અને આરામ કરો' પણ મહાત્મા કહે કે 'બીજી વાત પછી, પહેલાં મને તમે તમારા બીજા પુત્રના દર્શન કરાવો.'

માતાજીએ ભોજન કરવા બહુ બહુ વિનવ્યા પણ યોગી હઠ આગળ માતાજી લાચાર થઈ ગયા.

મહાત્માનો આવો નિશ્ચય જોઇ માતાજી વિચાર મગ્ન ઊભા છે, એટલામાં પ્રભુકૃપાથી 'જલારામ બાળક' રમતાં રમતાં ત્યાં આવી ચડયા અને



મહાત્માને દંડવત પ્રણામ કર્યા, મહાત્માએ જલારામને જોઈ પ્રશ્ન કર્યો કે, 'ક્યું બચ્ચા મેરેકુ પીછાનતે હો,' ત્યારે બાળક જલારામે સ્મિત હાસ્ય કરી પુનઃ દંડવત પ્રણામ કર્યા અને હાથ જોડી મસ્તક નમાવ્યું.

અને તે પછી મહાત્મા તુરતજ અદ્રશ્ય થઈ ગયા.

આવો બનાવ જોઈ માતાજી તો વિચારમાં પડયા પરંતુ રઘુવીરદાસજીનું વચન યાદ આવવાથી આ વાત મનમાં સંઘરી રાખી.

આ બનાવ બન્યા પછી કેમ જાણે જલારામજીને પુર્વજન્મનું જ્ઞાન થઈ ગયું હોય-તેમ તેમની રીતભાત દેખાવા માંડી. ચાલતાં, બેસતાં, ઊઠતાં, અગર જે કાર્ય કરતાં તેમાં પણ સીતારામ, રામરામ, એજ શબ્દોનો મંત્રોચ્ચાર તેમના મુખમાંથી નીકળવા લાગ્યો.

એમ કરતાં કરતાં જ્યારે જલારામજીની ઉંમર ૧૪ વર્ષની થઈ ત્યારે પિતાજીએ તેનો યજ્ઞોપવિત સંસ્કાર કરાવ્યો.

આ વખતે જલારામે ગામઠી નિશાળનું ઘણુંખરૂં ભણતર મનન કરી લીધું હતું; કારણ કે તે વખતના અરસામાં આજની માફક વિદ્યા સંપાદન કરવાના સાધનો ન હતા.

નિશાળ છોડયા પછી પિતાજીએ જલારામનો સબંધ (સગાઈ) આટકોટ ગામના ઠક્કર પ્રાગજી સોમૈયાની દીકરી વીરબાઈ સાથે કર્યો

આ વાતની જ્યારે જલારામજીને ખબર પડી ત્યારે તેઓ ઘણાંજ શોકાતુર થયા અને પોતાના પિતાશ્રીને શરમાળ મુખથી કહ્યું કે-

'પિતાજી મને સંસારની ઘટમાળમાં શા માટે જોડયો ?'

ત્યારે તેમના કાકાશ્રીએ તેમના મનનું સમાધાન કરવા માટે ગૃહસ્થાશ્રમનું યથાર્થ વર્ણન કરી બતાવ્યું, અને વિશેષમાં જણાવ્યું કે :

'ભગવાનની ભક્તિ કરવી હોય તો ગૃહસ્થાશ્રમ માંડીને પણ કરી શકાય છે માટે એવી ચિંતા કરવી નકામી છે'

આ વાત સાંભળી જલારામ, "ઠીક! જેવી રામ રામની મરજી" એમ કહી શાંત થયા

સાધુ સંત ઉપર જલારામજી અનહદ પ્રેમ રાખતા હતા, તે એટલે સુધી કે કામ પડતુ મૂકીને જલારામજી સાધુ પાસે દોડી જાય અને પૂર્ણ સત્કારથી તેને પોતાને ઘેર તેડી લાવે અને અન્નદાન અથવા વસ્ત્રદાન આપી યોગ્ય સેવા સત્કાર કરે

આવી રીતે સત્સંગમા જલારામજી પોતાના દિવસો પસાર કરતા હતા એટલામાં પિતાજીએ તેમના લગ્ન કર્યા

આ વખતે જલારામજીની ઉંમર ૧૬ વર્ષની હતી

જલારામજીને લગ્નગ્રંથીથી જોડાવુ એ પસંદ ન હતુ પરંતુ પિતાજીની ઇચ્છાને માન આપી લગ્નગ્રંથીથી જોડાયા, પણ આ વાતનો અસંતોષ જાહેર કરતા

આપણે આગળ જણાવી ગયા તે પ્રમાણે પ્રધાન ઠક્કરની સ્થિતિ સાધારણ હતી અને જલારામજી દરેક સાધુસંતને પૂર્ણ સત્કારથી અન્નદાન વસ્ત્રદાન આપી સંતુષ્ટ કરતા હતા, જેથી આ બાબત માટે પિતાશ્રીએ તેમને ઠપકો આપ્યો અને સાધારણ સ્થિતિના વેપારી વર્ગના માણસે આવી રીતે વર્તન કરવુ યથાર્થ નથી એમ શિખામણ આપી ત્યારે જલારામજી બોલ્યા કે- પિતાજી! આપની શિખામણ યથાર્થ છે, પરંતુ મારાથી તો એવી રીતે નહીં વર્તી શકાય મારી પાસે જો કોઈ કાંઈ માગશે તો હું ના નહીં પાડી શકુ'

આ બનાવ પછી પિતાજીએ જલારામજીને જુદા કર્યા ને કહ્યુ કે

'જલા, જો તુ મારા કહેવા પ્રમાણે ન વર્તી શકતો હો તો, મારી સાધારણ સ્થિતિમા તુ મારી સાથે નહીં રહી શકે, ખુશીથી તું જુદો થા અને પછી તારી મરજી પ્રમાણે દાન આપ્યા કર'

પિતાજીની આજ્ઞા શિર પર ચડાવી જલારામજી પિતાથીથી જુદા થયા

આ વાતની ખબર જ્યારે જલારામજીના કાકા વાલજીભાઈને પડી ત્યારે તેઓએ જલારામજીને પોતાની દુકાનમાં રાખ્યા

પોતાને પુત્ર નહીં હોવાથી વાલજીકાકા જલારામજી ઉપર અત્યંત

વિશ્વાસ થઇ ગયો, અને થયું કે-ભગવાને આજે મારી લાજ રાખી છે. 'હે ઇશ્વર! તું મહાન છે. આ બધી તારી માયા છે. આજ પ્રમાણે મારી લાજ રાખતો આવજે મારા ધણી! મારા નાથ! હું તો તારો વાણોતર છું.' આમ કહી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા.

આ બનાવ પછી જલારામજીનું ધ્યાન દુકાનમાં બહુ ચોંટતું નહી અને આખો દિવસ ઉદાસ રહેતા અને મનમાં વિચારતા કે-મારે આવી જંજાળ શું કરવા જોઇએ! જે મારા નાથે મારી લાજ રાખી તે જ ધણીની સેવા ન કરૂં! આમ વિચારી આખો દિવસ ઉદાસ રહેતાં ત્યારે કાકાએ પૂછયું કે-

'ભાઈ જલા! તું ઉદાસ કેમ રહે છે! તને કાંઇ ખોટું લાગ્યું છે?'

'ના કાકા આપ તો મારા મુરબ્બી છો, આપની સેવા કરવી એ મારો ધર્મ છે, પરંતુ મારે હવે જાત્રા કરવાની ઇચ્છા થઇ છે. જેથી આપ આજ્ઞા આપો તો હું જાત્રાએ જાઉં!'

કાકા કહેઃ "ભાઇ! હજુ તારી ઉંમર નાની છે. જાત્રા કરવી તે સહેલું નથી. માટે હજુ બે ચાર વરસ પછી જા તો સારૂં. આગળ ઉપર વાત."

આ વખતે જલારામજીની ઉંમર સત્તર વર્ષની હતી.

ઇશ્વર કૃપાથી ભક્તરાજના ધર્મપત્ની, વીરબાઇમા પણ ભક્તિની યથાર્થતા જાણનારા સતી હતા અને ભક્તરાજની ભક્તિને આધીન હતા, અને જેમ પતિ રાજી રહે તેમ પોતે વર્તતા પતિ એજ મારા દેવ છે, પતિની આજ્ઞા એજ પ્રભુની આજ્ઞા માનનારા સતી હોવાથી જલારામજીનો ગૃહસંસાર સુખી હતો.

હવે જલારામને દિનપ્રતિદિન આ સંસારની મોહજાળ આકરી થઇ પડી. આ સંસાર અસાર જણાવા લાગ્યો. દુકાન ઉપરથી લક્ષ તદ્દન ઉઠી ગયું અને પ્રભુ ભજનમાં ચિત્ત ચોંટી રહ્યું, જેથી કાકાની અને પિતાજીની આજ્ઞા લઇ જાત્રાએ નીકળી પડયા.

આજથી ૧૨૫ વર્ષ પહેલાં જાત્રા કરવી એ ઘણુંજ કષ્ટદાયી હતું. રેલ્વેના સાધન ન હતા. આજના જેવી સાધન સામગ્રી ન હતી, છતાં પણ જલારામ તો પ્રભુ ઉપર ભરોસો રાખી જાત્રાએ નીકળી પડયા અને ગોકુળ... મથુરા... અયોધ્યા... કાશી... રામેશ્વર... જગન્નાથ... પ્રયાગ... બદ્રીનારાયણ... વગેરે બધા પવિત્ર સ્થળોની યાત્રા કરીને દોઢ વરસે પાછા વીરપુરમાં આવ્યા.

જાત્રા કરીને આવ્યા પછી તો જલારામજીનું દિલ વ્યવહારિક બાબતોની



ભક્ત શ્રી હરિરામજી મહારાજ.

આ જોઈ કાકા અને આખું મંડળ વિસ્મય પામ્યાઃ પણ વાણિયા-ભાઈનો સંશય હજુ મનમાંથી દુર થયો નહીં, પણ છાણાં અને પાણી પોતે પણ નજરોનજર જોયા એટલે વધારે શું બોલે ?

કાકાએ તો હવે જલારામને કહ્યું કે-'ભાઇ ! આ સાધુ સાથે તો'શ પણ સામાન મુકીને વહેલો આવતો રહેજે !'

જલારામે કહ્યું કે 'ભલે કાકા ! આ હમણાંજ આવું છું' એમ કહી જલારામ અને સાધુ ચાલતા થયા અને આની તરફ કાકા અને પરગજુ વાણિયાભાઇ મંડળ સહિત ગામમાં આવવા રવાના થયા

રસ્તામાં કાકાએ તે વાણિયાભાઈને કહ્યું કે-'શેઠ ' તમે તો મને કેવી ફરિયાદ કરતા હતા પણ જોયું ને ! મારો જલિયો કેવો પરોપકારી છે, સાધુથી સામાન ઉપડતો નહીં હોવાથી છાણા...પાણી...લઇ સાથે મુકવા ગયો; પણ તમો બધા મારા જલિયાની અદેખાઇ કરો છો '

ત્યાં તો વાણિયાભાઈ ફરી ઝળકયા કે 'કાકા ! શું કહું ! મેં મારી સગી આંખે, તેજ સાધુને ગોળ-ઘી આપતા જોયેલો અને છાણાં, પાણી પણ જોયાં, મને તો આમાં ઓલા સાધુડાની નજરબંધી લાગે છે, પણ તમારા 'જલિયે' ૧૦ હાથ પાણકોરૂ આખા વેતામાંથી કાઢી આપ્યું છે, તે હવે દુકાને જઇને માપો એટલે ખાતરી થશે, કારણ કે હવે દુકાને ઓલો સાધુડો નથી કે આપણા સૌની નજર બાંધશે '

કાકા કહે 'ભલે ચાલો '

એટલે સૌ દુકાને આવ્યા

અને વાણિયે જે વેજું દેખાડયું તે કાકાએ સૌની નજર સામે માપ્યું તો ખાસ્સું મતાનુ પૂરેપૂરુ ! કયાંય એક તસુની ઘટ નહીં

આ રીતે ચમત્કાર જોઈ વાણિયો બાહુ ભોંઠો પડયો

કાકાએ અને ગામના માણસોએ આવી ખોટી વાતો કરવા માટે વાણિયાને ખૂબ ઠપકો આપ્યો બિચારા પરગજુ (!) વાણિયાભાઇને હવે કાંઇ બોલવાપણું તો હતુ જ નહીં એટલે સૌએ ઠપકો આપ્યો તે શાંતિથી સાંભળ્યો ('વાણી જાત છે ને !')

આ પછી લોકવાયકા છે કે-વીરપુરમાં વાણિયા જ્ઞાતિ 'ઉકળતી' નથી આની તરફ બેવી સાધુ મંડળીએ ખાસ્સા મઝાના ચચપચતા ઘીના લાડુ બનાવી "જલિયા"ની જે બોલાવી આનંદ પૂર્વક લાડુ ઉડાવ્યા

આ બનાવ બન્યા પછી જલારામજીના હૃદયમાં પ્રભુ પ્રત્યે પૂર્ણ

વિશ્વાસ થઇ ગયો, અને થયું કે-ભગવાને આજે મારી લાજ રાખી છે. 'હે ઇશ્વર! તું મહાન છે. આ બધી તારી માયા છે. આજ પ્રમાણે મારી લાજ રાખતો આવજે મારા ધણી! મારા નાથ! હું તો તારો વાણોતર છું.' આમ કહી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા.

આ બનાવ પછી જલારામજીનું ધ્યાન દુકાનમાં ખાડુ ચોંટતું નહી અને આખો દિવસ ઉદાસ રહેતા અને મનમાં વિચારતા કે-મારે આવી જંજાળ શું કરવા જોઇએ! જે મારા નાથે મારી લાજ રાખી તે જ ધણીની સેવા ન કરૂં! આમ વિચારી આખો દિવસ ઉદાસ રહેતાં ત્યારે કાકાએ પૂછયું કે-

'ભાઈ જલા! તું ઉદાસ કેમ રહે છે! તને કાંઇ ખોટું લાગ્યું છે ?'

'ના કાકા આપ તો મારા સુરબ્બી છો, આપની સેવા કરવી એ મારો ધર્મ છે, પરંતુ મારે હવે જાત્રા કરવાની ઇચ્છા થઇ છે. જેથી આપ આજ્ઞા આપો તો હું જાત્રાએ જાઉં!'

કાકા કહેઃ "ભાઇ! હજુ તારી ઉંમર નાની છે. જાત્રા કરવી તે સહેલું નથી. માટે હજુ બે ચાર વરસ પછી જા તો સારૂં. આગળ ઉપર વાત."

આ વખતે જલારામજીની ઉંમર અત્તર વર્ષની હતી.

ઇશ્વર કૃપાથી ભક્તરાજના ધર્મપત્ની, વીરબાઇમા પણ ભક્તિની યથાર્થતા જાણનારા સતી હતા અને ભક્તરાજની ભકિતને આધીન હતા, અને જેમ પતિ રાજી રહે તેમ પોતે વર્તતા. પતિ એજ મારા દેવ છે, પતિની આજ્ઞા એજ પ્રભુની આજ્ઞા માનનારા સતી હોવાથી જલારામજીનો ગૃહસંસાર સુખી હતો.

હવે જલારામને દિનપ્રતિદિન આ સંસારની મોહજાળ આકરી થઇ પડી. આ સંસાર અસાર જણાવા લાગ્યો. દુકાન ઉપરથી લક્ષ તદ્દન ઊઠી ગયું અને પ્રભુ ભજનમાં ચિત્ત ચોટી રહ્યું, જેથી કાકાની અને પિતાજીની આજ્ઞા લઇ જાત્રાએ નીકળી પડયા.

આજથી ૧૨૫ વર્ષ પહેલાં જાત્રા કરવી એ ઘણુંજ કષ્ટદાયી હતું. રેલ્વેના સાધન ન હતા. આજના જેવી સાધન સામગ્રી ન હતી, છતાં પણ જલારામ તો પ્રભુ ઉપર ભરોસો રાખી જાત્રાએ નીકળી પડયા અને ગોકુળ... મથુરા... અયોધ્યા... કાશી... રામેશ્વર... જગન્નાથ... ગયાજી... બદ્રીનારાયણ... વગેરે બધા પવિત્ર સ્થળોની યાત્રા કરીને દોઢ વરસે પાછા -.પુરમાં આવ્યા.

જાત્રા કરીને આવ્યા પછી તો જલારામજીનું દિલ વ્યવહારિક બાબતોની



ભક્ત શ્રી ગિરધરરામજી મહારાજ.

જંજાળમાંથી એકદમ છૂટી ગયું અને દુકાનની જંજાળ કાયમને માટે છૂટી.

આ વખતે જલારામજીની ઉંમર ૧૯ વર્ષની હતી.

હવે જલારામજી, ભગવાનની ભક્તિમાં જ દિવસ વ્યતિત કરતા હતા, પણ હજુ સુધી પોતે કોઇ ગુરુની કંઠી બંધાવેલ ન હતી જેથી સર્વશ્રેષ્ઠ કુળદીપક ભોજલરામ ભક્ત અમરેલી પાસે ફતેપુર ગામમાં રહેતા હતા, તેમની પાસે જઇ કંઠી બંધાવી. ભોજલરામને ગુરુ ધારી, આશીર્વાદ મેળવી નમ્રતાપૂર્વક જણાવ્યું કે–'મહારાજ ! મારે સદાવ્રત બાંધવું છે માટે મારા પર દયા લાવી અને આજ્ઞા આપો તો આપના આશિષથી હું તે કાર્ય કરવા તૈયાર છું.'

આવી મનોહર વાણી સાંભળી ગુરુ ભોજલરામજી ઘણાં ખૂશી થયા અને આનંદપૂર્વક આજ્ઞા આપી કેઃ– 'વત્સ ! જા મારો આશીર્વાદ છે. ખુશીથી સદાવ્રત બાંધ અને તારો ગૃહસ્થાશ્રમ નીભાવ, અને સાધુઓની સેવા કર. તારી મનોવાંચ્છના પ્રભુ પાર પાડશે, તને કોઇ વાતની ન્યુનતા નહીં આવે ! તું અમર નામના મેળવીશ, જા મારો હૃદયથી આશીર્વાદ છે.'

ગુરુની આવી વાણી સાંભળી જલારામજી બહુ હર્ષિત થયા અને ગુરુજીના ચરણમાં નમી, હર્ષથી તેમને વારંવાર નમન કરવા લાગ્યા અને ગુરુજીના આશીર્વાદ લઇ વીરપુર આવ્યા.

પોતાના પત્ની આ વખતે આટકોટમાં હતા, તેમને તેડાવી લઇ પોતાના પિતાજી તથા કાકાથી જુદો આશ્રમ બાંધી, બંને પ્રેમાળ અને પ્રભુભક્ત દંપતિ પ્રભુભજનમાં દિવસ વ્યતિત કરવા લાગ્યા.



જુદો આશ્રમ બાંધ્યો ત્યારે તેમની પાસે રોકડ રકમ તો શું પરંતુ ઘરવપરાશનું રાચરચીલું પણ હતું નહીં. પોતાની અંગત મહેનતથી અને જણા ખેડુતોના ખેતરમાં જઇ મોલ લણીને નિર્વાહ ચલાવતા હતા આવી સ્થિતિમાં પણ તેઓએ ૪૦ મણ દાણા એકઠા કર્યા.

૪૦ માપ દાણાનો ઢગલો જોઇ જલારામજી વિચાર કરવા લાગ્યા કે-'અરે જીવ! અમો ઘરમાં ખાવાવાળા બે જણા અને હજુ આ કાયા કામ કરી શકે છે જેથી દાણા તો ભેગા થયા જ કરશે એટલે આટલા બધા દાણા ભેગા કરીને શું કરશું!' જેથી પોતાની પત્ની વીરબાઇને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે-'હે ભંડારી! આપણે ખાતાપીતા આ ૪૦ માપ દાણાનો વધારો તો કર્યો પણ તેનું હવે કરશું શું! આપણે બેય જણ હજુ કામ તો કરીએ છીએ એટલે દાણા તો આવ્યાજ કરશે એટલે તેનો ઉપયોગ શું?' ત્યારે વીરબાઇ બોલ્યા. કે-'ભગત! હું તમારા મનની વાત જાણી ગઇ છું, એમાં મને પૂછો છો શું? ખુશીથી રામનું નામ લઇ ભૂખ્યાને-ટુકડો આપવાનું શરૂ કરો, આપણો 'વાલો' આપણી લાજ રાખશે, પોતાની પત્નીનો આવો ધર્મ ભાવનાથી ભરેલો જવાબ સાંભળી જલારામ ઘણાં ખૂશી થયાં અને પોતાના ગુરુ ભોજલરામનું સ્મરણ કરી 'રામ ભરોસે' સંવત ૧૮૭૬ ના મહા સુદી ૨ ના રોજ વીરપુરમાં પોતાના આશ્રમમાં સદાવ્રત (અન્નદાન) આપવું શરૂ કર્યું.

બીજા ઉપર હું ઉપકાર કરૂં છું એવી ભાવના વગરના જે કાર્ય 'ભગવાન ભરોસે' શરૂ થાય છે તે કાર્ય ભગવાન પોતેજ પૂરા કરે છે અને આજે... આજે તો કાર્યની શરૂઆત કરતાં પહેલાં જ છાપામાં પ્રસિદ્ધ કરવામાં આવે છે કે-'ફલાણા શેઠ આ કાર્ય કરવાના છે,' પછી કોઇ લક્ષ્મીપતિને કે કોઇ સત્તાધીશને આમંત્રણ આપી મેળાવડો કરવામાં આવે છે. અને આવી રીતની પ્રસિદ્ધિ થયા પછી કોદા સાથે શેઠ સાહેબ હતેરૂ કરે છે કે, "હું" ફલાણું કાર્ય કરવાનો છું.



આવી રીતે "હું" થી કાર્ય શરૂ થાય છે અને શેઠ સાહેબ પોતાની પ્રસિદ્ધિ થયાનો સંતોષ માને છે

પરંતુ જલાબાપાએ તો ન કર્યો મેળાવડો કે ન બોલાવ્યા વીરપુર દરબાર સાહેબને કે-'બાપુ! પધારો! આજ "હું" સદાવ્રત ચાલુ કરવાનો છું. માટે પહેલાં આપ અહિંયાં પધારી આપના 'પવિત્ર' હાથે પહેલું પોયાણું

લોટનું ભરી અન્નદાન આપવાની શરૂઆત કરો એટલે સદાવ્રતની 'ઓપનીંગ સેરીમની' થાય." પરંતુ......

ફક્ત 'રામ'ના ભરોસે સદાવ્રત ચાલુ કરી દીધું, જે અદ્યાપિ પર્યંત ૧૪૩ વર્ષ થયાં રામને ભરોસે ચાલે છે એટલે તેની જવાબદારી પણ 'રામ'ની છે અને આવી ઉચ્ચ પ્રકારની પવિત્ર ભાવના જેમના હૃદયમાં ભરી હોય અને ફક્ત 'રામ'ના ભરોસે જ જેમને સદાવ્રત ચાલુ કરી પુન્યનો પ્રવાહ વહેતો કર્યો હોય એવા 'ભક્ત'ના નામની સિદ્ધિ જન્મે એમાં શું નવાઇ! શાસ્ત્રમાં પણ કહ્યું છે કે "હે માનવી! તું એવી રીતનું દાનપુન્ય કર કે– જમણા હાથે દીધેલાં દાનને ડાબો હાથ પણ ન જાણે!" પરંતુ આજકાલ તો દાનપુન્ય પણ પ્રસિદ્ધિ મેળવવા ખાતર જ (કીર્તિદાન) કરવામાં આવે છે, આમાં પણ અપવાદ રૂપ પણ કોઇ શ્રીમંતો હશે પરંતુ કીર્તિદાન કરતાં 'ભગવાનને નામે' જે દાન કરવામાં આવે છે તે દાનનો પ્રવાહ નિરંતર વહ્યાજ કરે છે છતાં આ જમાનામાં એટલો પણ સંતોષ માનવો રહ્યો કે– કોઇ પણ બહાના નીચે શ્રીમંતો દાન તો કરે છે.! અસ્તુ!

આ વખતે જલારામની ઉંમર ૨૦ વર્ષની હતી.

સદાવ્રત બાંધવાની શરૂઆતમાં કોઇ મહાત્મા આવ્યા, તેમણે જલારામને લાલજીની સેવા આપી કહ્યું કે "ભક્ત! આ લાલજીની મૂર્તિની તમે શુદ્ધ મનથી સેવા કરશો તો હરિહર તમને રિદ્ધિ સિદ્ધિની ખોટ આવવા દેશે નહિ. અને તમારા આશ્રમમાં શ્રી હનુમાનજીની એક ગુપ્ત મૂર્તિ છે તે તમોને આજથી ત્રીજે દિવસે પ્રસન્ન થઇ દર્શન દેશે અને પ્રસન્ન થશે.

આ મહાત્માના કહેવા મુજબ શ્રી હનુમાનજીની મૂર્તિએ તેજ સ્થળે પ્રગટ થઇ દર્શન દીધાં. જેથી જલારામે ત્યાં જ મંદિર કરી લાલજી અને હનુમાનજીની પૂજા કરવા લાગ્યા અને સદાવ્રત દેવા લાગ્યા.

જેમ જેમ સદાવ્રતની ખબર થવા લાગી તેમ તેમ સાધુ સંતોનું વીરપુરમાં આવવાનું વિશેષ થવા લાગ્યું, સદાવ્રત ચાલુ થવાને હજુ મહિનો માસ થયો ત્યાં તો મહેનત કરી મેળવેલા દાણા બધા સદાવ્રતમાં વપરાઇ ગયા. પછી માતા વીરબાઇમાએ પોતાના દાગીના વિગેરે જે કાંઈ કિંમતી

ચીજો હતી તે ભક્તને આપીને કહ્યું કે "નાથ! આ ચીજો શું કામની છે! તે પણ મારા વાલાની આપેલી છે અને મારા વાલાજીના સાધુઓ માટે વાપરવાની છે માટે આપ કોઈ પણ જાતનો સંકોચ રાખ્યા વગર તેને લઈ જાઓ," એમ કહી માતા વીરબાઈમાએ પોતાના તમામ દાગીના અન્નદાનમાં વાપરવા માટે ભક્તરાજને આપ્યા, અને જલારામે માતા વીરબાઈમાના દાગીના વેચી વેચીને પણ સદાવ્રત ચાલુ રાખ્યું અને ઈશ્વર કૃપાથી ભક્તનું સદાવ્રત ચાલુ જ રહ્યું સદાવ્રત ચાલુ થયા પછી, ચારે તરફથી ભક્તરાજના સેવકો માનતા કરવા લાગ્યા



અને પ્રભુ કૃપાથી તે માનત સફળ થતી હતી પ્રભુ મહાન છે, અને પ્રભુ, ભક્તિને આધીન છે, અને ભક્તના કામ પ્રભુજ પૂરા જ કરે છે

શ્રી જલારામ મહારાજે ચાલુ કરેલ સદાવ્રત આજ લગભગ ૧૫૦ થયા ચાલુ છે અને એજ ભક્તિભાવથી અને પૂર્ણ શ્રદ્ધાથી આજે પણ ભક્ત શ્રી ગિરધરરામજી મહારાજ કોઈ પણ જાતના ભેદભાવ વગર ગમે તે કોઇ અન્નના ક્ષુધાર્થીને અન્નદાન આપે છે અને અન્નના ક્ષુધાર્થી અન્ન લઈ આશીર્વાદ વરસાવે છે

સંવત ૧૮૮૨ ની સાલમાં વીરપુરમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી મૂળુજી બીજા ગાદીએ બીરાજતા હતા, તેઓએ ભક્તની ભક્તિ અને સદાવ્રત અપાતું જોઇ ભક્તરાજને બે સાંતીની જમીન, એક વાડી અને તે ઉપરાંત પોતાના રાજ્યમાં સાથા માપાં કરી આપ્યાં

ગોંડળના તે વખત મહારાજ સાહેબ પણ ભક્તરાજની ભક્તિ ઉપર મુગ્ધ હતા, અને ભક્તના ભજનો સાંભળતા અને પ્રેમ રાખતા, અને ભક્તની ભક્તિથી આકર્ષાઇ પોતાના રાજના ગામ ચરખડી કે વીરપુરથી બે ગાઉ દૂર છે, ત્યાં ભક્તરાજના નામથી પોતાને ખર્ચે સદાવ્રત ચાલુ કરાવેલું.



ગોંડળના મહારાજ સાહેબ, આંગધ્રાના મહારાજા રાજસાહેબ અને જુનાગઢના નામદાર નવાબ સાહેબે ભક્તરાજના પરચા જોયેલા જેથી પોતાના રાજ્યમાં જગ્યા બાંધવા અને ગામ ગીરાસ લેવા ભક્તને બહુ સમજાવેલા પણ ભક્તરાજે તો સૌને હાથ જોડી ના પાડી કહેલું કે-"સાધુ સંતને વળી ગામ-ગીરાસ શું કામના? 'રામ' જે ટુકડો આપે તે સાધુજનને આપીએ અને ભગવાનના ભજન કરીએ"

ભક્ત જલારામજીને અન્નદેવ પ્રસન્ન હતા, ભક્તરાજની ગામેગામ પધરામણી થતી અને ભક્તરાજનું નામ સાંભળી સાધુસંત ભેગા થઇ જતા એટલે સ્વભાવિક રસોઇ પૂરી નહીં થાય એમ જમાડનારને લાગે. પણ ભક્ત શ્રી જલારામજીનો ચમત્કાર એવો હતો કે- પોતે રસોઇ તૈયાર થઇ ગઇ હોય ત્યાં પધારે, અને ઘીનો દીવો કરી તુલસીપત્ર રસોઇ ઉપર મુકી ભગવાનને પ્રાર્થના કરતા અને પછી કહેતા કે-"હવે તમ તમારે રસોઇ પીરસો, ઠાકોરજી સારૂં કરશે," અને જ્યાં દશ માણસની કે પચાસ માણસની જમવા માટે રસોઇ થઇ હોય ત્યાં એકસો માણસ કે પાંચસો માણસ જમી જતાં, છતાં રસોઇ વધતી એમ અન્નદેવતા ભક્તરાજ ઉપર પ્રસન્ન થયા હતા

માતુશ્રી વીરબાઇમા, ભક્તરાજની માફક સાધુ જીવન ગાળનાર પરમ સાધ્વી સ્ત્રી હતા અને પતિ સેવા એજ પરમેશ્વરની સેવા ગણી ભક્તરાજના કાર્યમાં સદાય મદદ રૂપ રહેતાં

સદાવ્રત ચાલુ થયાને ૧૦ વર્ષ થઇ ગયા છે, સદાવ્રત સારી રીતે ચાલે ? ભક્તરાજ આનંદથી સદાવ્રત આપે છે અને ભગવાનના ભજન કીર્તન રે છે ત્યાં એક દિવસ ભક્તની કસોટીનો દિવસ ઉગ્યો

સંવત ૧૮૮૬ ની સાલમાં એક વૃધ્ધ સંત મહાત્મા જગ્યામાં આવી ઊભા અને આવતાની સાથેજ બુમ મારી કે: 'જલો ભગત ક્યાં છે?'

ભગત આ વખતે ભંડારમાં સાધુ સંતોને જમાડી રહ્યા હતા તે આ બૂમ સાંભળી બહાર આવ્યા અને આવેલા વૃદ્ધ સંતને હાથ જોડી પ્રણામ કર્યા.

વૃદ્ધ સંતે ભગતને આશીર્વાદ આપ્યો

ભગતે સાધુને આસન ઉપર બેસાડયા અને ભોજન લેવા વિનતિ કરી, પણ સાધુ મહારાજે તે આમંત્રણ સ્વીકાર્યું નહીં અને ઝોળી-ધોકો લઇ ચાલવા લાગ્યા, ત્યારે ભગતે કહ્યું કે-

'મહારાજ! મારે ત્યાં આવેલા કોઇ સાધુસંત ભોજન લીધા સિવાય પાછા જતા નથી, અને આપ કેમ જાઓ છો! જો આપ ભોજન લીધા સિવાય જશો તો મહારાજ અમારાથી ભોજન કેમ લેવાય!

આમ કહી ભગત, વૃદ્ધ સાધુને નમન કરી હાથ જોડી ઉભા રહ્યા; પણ સાધુ મહારાજ તો ખાસ હઠ લઇને બેઠા કે-'ભકતરાજ! મારે ભોજન લેવું નથી, મારે ગિરનાર તરફ જવું છે, ફકત તારૂં નામ સાંભળી હું અહીં આ વેલો છું.' "નારાયણ!" "નારાયણ!" "નારાયણ!" આમ કહેતાં વૃદ્ધ મહાત્મા વૃદ્ધાવસ્થાને લીધે પડી ગયા ભકતરાજે, મહાત્માને બેઠા કરી ફરી આસન ઉપર બેસાર્યા, અને તેમની સેવા



કરવા લાગ્યા અને ભોજન લેવા માટે ફરી વિનતિ કરવા લાગ્યા

તેમ છતાં વૃદ્ધ મહાત્મા ભોજન લેવાના નિશ્ચય ઉપર આવ્યા નહિ

વૃદ્ધ મહાત્માનો આવો નિશ્ચય સાંભળી જલારામજી વિચારમાં પડયા કે- ઘણાં સાધુ સંત આવે છે, ભોજન લે છે. પણ આ સાધુની આવી ... ટેક જોઇ ભકતરાજ દિલગીર થયા કારણ કે સાધુજનના જમ્યા પહેલાં ભકતરાજ કોઇ દિવસ ભોજન લેતા નહિ

અંતે ભકતરાજે નમ્રતાપૂર્વક ફરી વિનતિ કરી કે- 'મહારાજ! આ દાસનો જો કાંઇ અપરાધ હોય તો ક્ષમા કરો. અને આપ ભોજન લ્યો."

પણ મહારાજ તો કાંઇ બોલ્યા જ નહિ.

ફરી ભકતરાજે વિનતિ કરી કે- 'આપને ભોજનની ઇચ્છા ન હોય, અને જો બીજી કાંઇ ઇચ્છા હોય તો ખૂશીથી માગો.'

'આપ જે માગશો તે શિર સાટે આપવા હું તૈયાર છું, માટે મહારાજ આપની શું ઇચ્છા છે તે કૃપા કરી આ દાસને જણાવો.'

આ વૃદ્ધ મહાત્મા ભકતરાજ તરફ એકી નજરથી જોઇ રહ્યા હતા, છતાં કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

ફરી ભકતરાજે નમ્રતાથી પ્રશ્ન પૂછયો, 'પ્રભુ! આપ કયાંથી પધારો છો અને હવે અહીંઆથી કયાં પધારવાનો વિચાર છે? તે હરકત ન હોય તો આપના દાસને જણાવો.'

ત્યારે વૃદ્ધ મહાત્મા ધીમેથી બોલ્યા કે-' ભકત! ગોકુળ-મથુરાથી આવું છું અને કયાં જવું તેના માટે નિશ્ચય નથી;' આમ કહી પુનઃ મહાત્મા ચાલતા થયા, ત્યારે ભકત વૃદ્ધ સંતના ચરણમાં પડી આજીજી કરવા લાગ્યા કે-' હે દયાળુ મહાત્મા! આપ ભોજન કરી ખૂશીથી પધારો, તે સિવાય હું આપને જવા દઇશ નહિ.'

' ભકત! મારે ભોજન કરવું નથી. મને અહીંથી જવા દો.'

' નહીં મહાત્મા!'

'ભોજન કરવાનો વિચાર નથી, તો આપનો શું વિચાર છે તે કૃપા કરી જણાવો.

વૃદ્ધ મહાત્મા બોલ્યા- 'ભકત! મને તમો જવા દો. અહીં આવ્યા પછી મારો જીવ બહુ ગભરાય છે! મારાથી બોલી શકાતું નથી! હું શું માગું? હું માગું તે તું મને આપીશ?'

' જલારામ વિચાર કર?'

' તમે માગો, માગો, કરો છો; પણ વિચાર કરો, બોલવું સહેલ છે, વચન પાળવું મુશ્કેલ છે, માટે જવા દો, કારણ કે મારી અભિલાષા અહીં પૂર્ણ થશે?' એમ કહી.

' નારાયણ! નારાયણ! નારાયણ!' બોલવા લાગ્યા.

'પ્રભુ! મનુષ્ય દેહ ધરીને સાધુ મહાત્માની સેવા ન થાય, તેની માગણી મુજબ કાંઇ ન અપાય તો પછી આ દેહ શા કામનો છે?'

'આપ ખુશીથી જે માગશો તે આપવા હું તૈયાર છું.'

'જલારામ! મારી માગણી મુજબ હું જે માગું તે તું મને આપીશ?'

'ઘણીજ ખુશીથી! પ્રભુ!'

'ત્યારે સાંભળ.'

'આ વૃદ્ધાવસ્થા મહાભૂરી છે, ન ચલાય, ન ખવાય, કે ન કાંઇ ધારેલું કાર્ય થાય. આ વૃદ્ધાવસ્થાથી હું બહુજ કંટાળી ગયો છું. માટે સેવા કરવા જો તું તારી સ્ત્રી આપે તો પ્રભુ તારૂં ભલું કરે!'

આટલું કહી વૃદ્ધ મહાત્મા નારાયણ! નારાયણ! નારાયણ! બોલતાં બોલતાં જલારામના મુખ સામું ટગર ટગર જોઇ રહ્યા.

આ માગણી સાંભળી જલારામ વૃદ્ધ મહાત્માના ચરણમાં પડી નમન કરી બે હાથ જોડી બોલ્યા કે 'ભલે મહારાજ! એમાં શું!'

એમ કહી પોતાની પત્ની વીરબાઇ જે આ સમયે સાધુ સંતો માટે ભંડારમાં રોટલા કરતા હતા તેને સાદ કર્યો કે 'ભંડારી! અહીં આવો.'

માતાજી બહાર પધાર્યાં!

ભકતે કહ્યું કે 'ભંડારી! આ વૃદ્ધ મહાત્મા સેવા કરવા માટે તમારી માગણી કરે છે'

માતાજી બોલ્યા, 'પ્રભુ! એમાં મને પૂછવાનું શું હોય! આપની આજ્ઞા તે પ્રભુની આજ્ઞા છે, આપનો શું હુકમ છે?'

ત્યારે ભકતે કહ્યું કે 'સતી! સાધુસંતની સેવા કરવી તે આપણો ધર્મ છે આ સાધુ આપણા પિતા તુલ્ય છે, માટે જાવ તેની સાથે અને સેવા કરો'

'જેવી આજ્ઞા મારા પ્રભુ!' આમ કહી વીરબાઇમા વૃદ્ધ મહાત્માના ચરણમાં નમ્યા

આ બનાવની ગામમાં ચર્ચા થવા લાગી.

કોઇ સાધુને ઠગારો, લુચ્ચો, દાંભિક, વિગેરે ઉપનામો આપવા લાગ્યા.

ઘણાં માણસો જલા ભકતના આવા આચરણને ધિક્કારવા લાગ્યા, અને રાજ દરબારમાં ખબર પડી કે- જલાભકત પાસે કોઇ સાધુ આવ્યા છે અને સાધુએ ભકત પાસે બાયડી માગી અને ભકતે પોતાની બાયડી પણ આપી દીધી છે.



આ ખબર સાંભળી ઠાકોર સાહેબ વિચારમાં પડી ગયા કે- આ કેવી રીતે બને! ભલે જલો ભગત અન્નદાન આપે અને આગળ વધીને વિશેષ દાન પુન્ય જે કરવું હોય તે કરે પણ 'બાયડી' કાંઇ અપાય! ચાલ હું જાતે જ જગ્યામાં જાઉં.' આમ વિચારી ઠાકોર સાહેબ પોતાના અંગત માણસો સાથે જગ્યામાં આવ્યા અને જોયું તો જલાભગત અને વીરબાઇમા, વૃદ્ધ મહાત્મા પાસે બેઠા છે ઠાકોર સાહેબને જોઇ ભગત ઊભા થયા અને આવકાર આપી કહ્યું કે- 'બાપુ! આપે અત્યારે તસ્દીક ઉઠાવી?' ત્યારે ઠાકોર સાહેબે કહ્યું કે- 'જલાભગત! મેં વાત સાંભળી છે તે સાચી છે?'

'હા બાપુ! એમાં શું! આ વૃદ્ધ મહાત્માએ વૃદ્ધાવસ્થાને લઇ સેવા કરવા સારી પાસે ભંડારીની માંગણી કરી અને સાધુ મહાત્માની ઇચ્છા પૂર્ણ કરવી તે મારી ફરજ છે એટલે બાપુ! એમાં હું શું વિશેષ કરૂં છું! હું તો મારી ફરજ બજાવું છું અને મારી લાજ રાખવાવાળો મારો ધણી સમર્થ છે'

બાપુએ જલાભગતને બહુ સમજાવ્યા પણ બાપા તો 'મેં મારી ફરજ બજાવી છે માટે આ બાબતમાં કોઇ મને કાંઇ કહેશો નહીં' એમ કહી જલાભગતે બાપુ સામે ફરી હાથ જોડયા

જલાભગતની આવી દ્દઢ વાણી સાંભળી ઠાકોર સાહેબ અને બીજા માણસો લાચાર થઇ ગયા

ધાર્મિક પુરુષો આ બનાવને ઇશ્વરી સંકેત કહેવા લાગ્યા.

ગમે તેમ હો.



માતુશ્રી વીરબાઇ, જલારામજીના ચરણમાં પડયા અને ગદ્દગદિત કંઠે કહેવા લાગ્યા કે- 'મહારાજ! મારો કાંઇ અપરાધ હોય તો ક્ષમા કરજો, આ દાસી આપના ચરણ સ્પર્શથી હવે દૂર થાય છે; ભકતરાજ! મેં કદી આપની લાગણી દુભવી નથી, તેમ છતાં ભૂલેચૂકે જો કદી આપની આજ્ઞાનું ઉલ્લંઘન થયું હોય તો મને માફ કરજો,' આમ કહેતાની સાથેજ માતુશ્રી વીરબાઇનું હૃદય ભરાઇ આવ્યું અને ચોધાર અશ્રુબિંદુની ધારા વહેવા લાગી.

ધન્ય! ધન્ય! ભારતમાતા! આવા સ્ત્રી-રત્નો ભારતવર્ષમાં જ છે. આટલા આટલા સંકટો છતાં ભારત વર્ષ જો જીવિત હોય તો મહિલાઓના પુન્ય પ્રતાપે!!

આખી દુનિયા ફરો પણ આર્ય મહિલાનો જોટો જગતમાં નહીં મળે!!

ભકતરાજે વીરબાઇને આશ્વાસન આપ્યું અને કહ્યું કે- 'સતી! તમે આજે તમારો ધર્મ બજાવો છો' મારી આજ્ઞાને, પ્રભુ આજ્ઞા માની, તમે આપણા કુળને તથા જાતને ઝાંખ ન આવે તેવી રીતે આજે ધાર્મિક પગલું ભરો છો.

'સતી! આજથી મારા ઉપરથી ધ્યાન ખેંચી લેજો, અને પિતા તુલ્ય આ વૃદ્ધ સંત મહાત્માની શુદ્ધ ભાવનાથી સેવા કરજો; મારાથી હવે વધુ બોલી શકાતું નથી.' આમ કહી ભકતરાજ વૃદ્ધ મહાત્માના ચરણમાં પડયા અને બે હાથ જોડી નમ્રતાપૂર્વક જણાવ્યું કે- 'મહારાજ! હવે કાંઇ ઇચ્છા છે?'

'ના, કાંઇ નહીં, જલારામ!'

'પ્રભુ તારૂં ભલું કરે.'

નારાયણ! નારાયણ! કરતાં ત્યાંથી વૃદ્ધ મહાત્મા વીરબાઇમાને સાથે ~~ પડયા.



ભક્ત શ્રી જયસુખરામજી મહારાજ.

વૃદ્ધ સાધુ, માતુશ્રી વીરબાઇને લઇ ગામની બહાર ઉત્તર દિશા તરફ ચાલી સરિયામતી નદીનાં કાંઠે વીરપુરથી લગભગ ૨-૩ માઇલ છેટે એક ગાઢ જંગલમાં આવી ચડયા અને બોલ્યા કે, 'સતી! મારે જંગલ જવું છે, માટે તમે અહીં બેસો, અને આ ઝોળી-ધોકાનું ધ્યાન રાખો, હું ન આવું ત્યાં સુધી કોઇને આ ઝોળી-ધોકો સ્વાધીન કરશો નહિ.'

વીરબાઇમાએ નમ્રતાર્વક જણાવ્યું કે, 'મહારાજ! આપ પાછા વે'લાસર પધારજો.'

'તે બાબત ચિંતા ન કરો સતી! હું હમણાં જ આવું છું.' એમ કહી સતીને ઝોળી-ધોકો સોંપી વૃદ્ધ સંત મહાત્મા અદ્રશ્ય થઇ ગયા.

પછી તો

સંધ્યા સમય વીતી જવા આવ્યો; છતાં સંત મહાત્મા પાછા પધાર્યા નહીં એટલે માતુશ્રી રૂદન કરવા લાગ્યા ત્યારે આકાશવાણી થઇ કે :



"સતી! સતી! ધન્ય છે, તમારી પતિ ભક્તિને! અને ધન્ય છે તમારા મનોબળને! હું તમારી પરીક્ષા કરવા આવ્યો હતો અને તમો મારી કસોટીમાં સફળ થયા છો, માટે હવે ઘરે પધારો અને મારા આપેલ 'ઝોળી-ધોકા'-ને જગ્યામાં પધરાવો અને તેમની સેવા પૂજા કરો. ધન્ય છે, સતી! તમને અને ધન્ય છે સતી તમારા પતિને!' આવી આકાશવાણી સાંભળી વીરબાઇમા આશ્ચર્ય પામ્યા, અને ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા.

આની તરફ ગામમાં ખબર પડતાં માતુશ્રીનું વાજતે ગાજતે સામૈયું કરવામાં આવ્યું અને માતુશ્રીને ગામમાં તેડી લાવ્યા. આ વૃદ્ધ સંત મહાત્મા કહો કે ખુદ ભગવાન કહો, તેમનો આપેલ ઝોળી-ધોકો અદ્યાપિ પર્યંત જગ્યામાં છે, અને રોજ સવાર-સાંજ તેમનું પૂજન થાય છે.

'વાહ ! પ્રભુ ! વાહ મારા નાથ ! તારી ગતિ ગહન છે, તારી કસોટી-માંથી તારી કૃપાથી જ પાર ઉતરાય છે મનુષ્યનું શું ગજું છે!' એમ કહી ભગત જલારામે પરમાત્માની પ્રાર્થના કરી

આ વખતે ભકતરાજની ઉંમર ૩૦ વર્ષની હતી

આ બનાવ પછી ભકત જલારામની કીર્તિ ચોતરફ પ્રસરી ગઇ, અને ભકત જલારામને એમના સેવકો 'પ્રભુતુલ્ય' માનવા લાગ્યા અને કાઠિયાવાડમાં, ગુજરાતમાં અને દેશમાં ભક્ત જલારામની માનતા થવા લાગી અને પ્રભુ કૃપાએ માનતા સફળ થતી હોવાથી સેવકો વધવા જ લાગ્યા અને આ કીર્તિ એવી પ્રસરી કે:

'જલા સો અલ્લા' અને 'કયું વીરપુર' તો કહે 'જલાભગતનું વીરપુર' એ બે સુત્રો આજ પણ એવાજ પ્રેમથી લોકો બોલી બાપાને વંદન કરે છે

સંવત ૧૯૩૪નો ભયંકર દુષ્કાળ પડયો ત્યારે ભક્તરાજે કોઈ પણ યાચકને છુટા હાથે સદાવ્રત આપી હજારો મનુષ્યોને ભોજન આપ્યું હતું

માતુશ્રી વીરબાઈમા પ્રભુ ભજન કરતા કરતાં સંવત ૧૯૩૫ના કારતક વદી ૯ ને દિવસે સ્વર્ગવાસી થયા

સંસારમાં માનવીને અનાદિ કાળથી સંતતિ અને સંપત્તિની ઝંખના રહી છે જ્યારે માયા સંતો તે બંનેથી દૂર રહે છે ભક્તરાજે સાધુ સ્વરૂપે આવેલા શ્રી હરિને, માતુશ્રી વીરબાઇને અર્પણ કર્યા બાદ પોતે પોતાની જીંદગી સુધી ત્યાગી જીવન ગાળ્યું

માતુશ્રી વીરબાઇને સાધુને અર્પણ કર્યા પહેલાં શ્રી જલારામજીને સંતાનમા એક પુત્રી જમનાબાઈ હતા, તે કોટડાપીઠામાં ભક્ત ભક્તિરામ સાથે પરણાવેલા, તેના દીકરા કાળાભાઈ સંતપુરૂષ હતા, અને તે વીરપુરમાં શ્રી જલારામજી પાસે જ રહેતા

કાળાભાઇને હરિરામજી નામે એક સુપુત્ર હતા, 'પુત્રના લક્ષણ પારણા-માથી જ વર્તાય' તે હિસાબે હરિરામ નાનપણથીજ ચાલાક, પ્રભુપ્રેમી અને દયાળુ હતા

શ્રી જલારામજીની નજર પોતાના વારસદાર તરીકે નીમવા હરિરામજી ઉપર ઠરેલી પણ તે વાત મનમાં રાખી કોઇને કાંઈ કહેતા નહીં

સમય જતાં હરિરામજીની ઉંમર વધવા માંડી અને ઉમર વધવાની સાથે હરિરામજીમાં સદ્દગુણો પણ વધવા લાગ્યા, જેથી બાપાને અંતરમા ઘૂંટેલો

ઊતરવા લાગ્યો કે- જગ્યાની નામના હરિરામજી રાખશે, આ વખતે હરિરામજીની ઉંમર ૧૨ વર્ષની હતી



એક વખત હરિરામજી નિશાળે જતા હતા ત્યારે જલારામજીએ પોતાની પાસે બોલાવ્યા અને પૂછ્યું: 'હરિ' ક્યાં જાવ છો ?'

હરિએ કહ્યું કે-'બાપા ! નિશાળે જાઉં છું''

'ઠીક ! હરિ ! હવે નિશાળે જવાની જરૂર નથી' એમ કહી બાપાએ હરિને નજીક લઈ પોતાના મુખમાંથી પ્રસાદ કાઢી બાળક હરિરામના મુખમાં તે પ્રસાદ મુકયો અને માથે હાથ મુકી આશિષ આપી કહ્યુ કે, 'જાઓ ! સુખી થાવ'' કહેવાય છે કે-આ બનાવ પછી હરિરામજી સાધારણ ભણ્યા છતાં ચારે વેદોને જાણતા થઈ ગયા તેમને રામાયણ, મહાભારત ગીતા અને વેદના પુસ્તકો મોઢે હતા,

સંવત ૧૯૩૬ ના વૈશાખ મહિનામાં ભક્તરાજના શરીરે રોગનો ઉપદ્રવ થયો અને હરસની વ્યાધિ જણાવા લાગી અને સંવત ૧૯૩૭ ના કારતક માસમાં ભક્તરાજના શરીરને બીમારી વધારે થવાથી ગામડાના હજારો સેવકો દર્શન કરવા આવવા લાગ્યા તેમાં વીરપુરના જુના કારભારી જેતપુરવાળા મહેતા ભીમજી વીરજી ભક્તરાજના અનન્ય સેવક હતા, તેમણે ભક્તરાજને વિનતિ કરી કે-'મહારાજ ' મારે ત્યાં માગશર મહિનામાં પુત્રીઓના લગ્ન છે, તે વખતે જો આપ બિરાજતા હો તો અમારા અહોભાગ્ય, અને હાલ સૂર્યનારાયણ પણ દક્ષિણાયન છે તો અમારી વિનતિ ઉપર ધ્યાન આપશો એવી અમારી પ્રાર્થના છે'

ત્યારે જલારામજીએ કહ્યુ કે-' કારભારી સાહેબ ' શરીર નાશવંત છે, કોઈ આજે, તો કોઇ કાલે તો કોઈ પાંચ પચીસે પણ આ સંસારમાં છેવટે



કોઇ અમર રહ્યો નથી, તેમજ દેહ માટે હર્ષ-શોક કરવો નકામો છે ભગવાનની મરજી હશે તેમ થશે, પણ તમારે ત્યાં અડચણ આવશે નહિ, પણ ઉત્તરાયણનાં સૂર્ય-નારાયણ થયાં પછી આ દેહ રહે એવો ભરોસો અને જણાતો નથી' પછી સૌ સેવકોની સમક્ષ ભીમજીભાઇએ ભકતરાજને હાથ જોડી વિનતિ કરી કે-'મહારાજ! આપના શરીરની અમોને ઘણી જ ચિંતા થાય છે. પ્રભુ કરશે તો આપને આરામ થશે પણ ન કરે નારાયણને...આવું કહેતાની સાથે જ મહેતા ભીમજીભાઈની આંખમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો.

ભીમજીભાઇનું હૃદય ભરાઈ આવ્યું તેથી ભકતરાજે, તેમને દિલાસો આપ્યો અને જણાવ્યું કે 'ભાઈ તું શા માટે દિલગીર થાય છે! હું તારૂં બધું કહેવું સમજી ગયો, હરિરામ બાળક છે, માટે તેને કાંઈ પણ આધાર વચન આપવું જોઇએ એમ તમારી માગણી છે, તો તમોને જણાવવું જોઇએ કે- 'હરિરામના સહાયક 'હરિ' સમર્થ છે.'

'તે બાબતની કોઈ સેવકજન ફિકર કરશો નહીં. વળી હું જીવતા લાખનો અને મુવા પછી તો સવાલાખનો હોઇશ એ વાકય સત્ય માનશો. કારણ કે મારો ઠાકર સમર્થ છે.'

આ વખતે જગ્યાની અંદર ત્રણહજાર ભાવિકજનોની સંખ્યા હતી.

દૈવી ઇચ્છાનુસાર સંવત ૧૯૩૭ ના મહા વદી ૧૦ ને બુધવારે ભજન કરતાં કરતાં તથા સેવકોને બોધ આપતાં આપતાં ભકતશિરોમણિ શ્રી જલારામ મહારાજ દેહ તજી પ્રભુપદને પામ્યા અને સંવત ૧૯૩૭ ના ફાગણ શુદી ૭ ને શુકવારે ભકત હરિરામજીએ જગ્યાનો વહીવટ સંભાળ્યો.

આ વખતે વીરપુરની ગાદીએ યાદવકુળભૂષણ નામદાર ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી બહાદુર બિરાજતા હતા.

પોતે ભક્તરાજ તરફ અનન્ય ભાવ રાખતા હતા, જેથી ગદ્ગદ કંઠે પોતે જણાવ્યું કે:

'ભક્ત મહારાજ શ્રી જલારામજીએ મારા વીરપુરને ઉજ્જવળ કર્યું છે. મારા નાનકડા 'વીરપુર'ને જગજાહેર કર્યું છે અને 'જલા ભગતનું વીરપુર' એ નામે દુનિયામાં પ્રસિદ્ધ થયું છે, જેના માટે હું મગરૂબ છું. રાજ્યના પણ અહોભાગ્ય કે- ભક્ત જલારામ જેવા સંત પુરૂષ મારા રાજ્યમાં થયા એ કાંઇ ઓછી સિદ્ધિ નથી, એવા પુરૂષની ગાદીએ આજ હરિરામજી બિરાજી જગ્યાનો વહીવટ સંભાળે છે એથી હું ઘણોજ ખુશી થાઉં છું.' એમ કહી પોતે પોતાના સ્વહસ્તેભક્ત હરિરામજીને પોષાક અર્પણ કર્યો.

ભક્ત હરિરામજીને વેદ વેદાંતનો સારો અભ્યાસ હતો. પોતે ઘણાં પ્રભાવશાળી હતા. અને આજુબાજુના રાજ-રજવાડાઓમાં માન મરતબો ધરાવતા હતા. અને ઘણાં રજવાડાઓમાં તેમનો ખાસ પ્રભાવ પડતો હતો અને ઘણાં રાજા સાહેબો ભક્ત હરિરામજીની મિત્ર ભાવે સલાહ લેવા ખાસ વીરપુર પધારતા હતા. પોતે ધર્મના ઘણાં પુસ્તકો લખ્યા છે તેમાં 'અન્નદાનની મહત્તા અને ભક્ત ધર્મ' પુસ્તક વાંચવા જેવું છે. (હાલ અપ્રાપ્ય છે)

મહાન ભક્તરાજ શ્રી જલારામજી વૈકુંઠ સિધાવ્યા ત્યારે જગ્યા ઉપર આર્થિક બોજો હતો છતાં ભક્ત હરિરામે શ્રી જલારામજી પાછળ સંત મેળો રૂપિયા પચીસથી ત્રીસ હજારના ખર્ચે કર્યો હતો; અને આ મેળામાં એક લાખ માણસો ભેગા થયા હતા

આ મેળામાં પણ એક મહાન તપસ્વી સાધુમંડળમાં આવી ચડયા અને સર્વે સાધુસંત તથા તપસ્વીઓને નમન કરી આ સાધુ ભંડારવાળા ગૃહમાં ગયા

આ સાધુની મુખાકૃતિ સુંદર તથા શરીરે રૂષ્ટપુષ્ટ હતા, તેઓ ભંડાર વાળા ઘરમાંથી એક લાડુ લઇ આવ્યા અને લાડુનો ભૂકો કરી, ચોમેર નાખી દીધો અને 'અખૂટ ભંડાર' આમ કહી ચાલ્યા ગયા.

આ મહાત્માની પાછળ ઘણાં મનુષ્યો દોડયા, ઘણી બૂમો મારી પણ મહાત્માનો પત્તો આવ્યો નહીં. તે વખતે ઘણાં જ્ઞાની પુરૂષો તથા મહાત્મા- ઓ કહેવા લાગ્યા કે- 'જલારામજી પોતે યોગીને વેશે આવેલા હોવા જોઇએ' તો કોઇ કહેવા લાગ્યા કે- 'પરમાત્મા પોતેજ આ મહાન મેળામાં તપસ્વી વેશે આવેલા હોવા જોઇએ.

કળિકાળમાં જો આવો મેળો થયો હોય તો મહાન ભક્તરાજ શ્રી જલારામ પાછળ જ થએલો, એમ કહેવાય છે.

વીરપુરના પ્રતાપી નામદાર ઠાકોર સાહેબ શ્રી સુરાજી બહાદુરે પોતે ત્રણ દિવસ ઘોડેસ્વાર થઈ આ મેળાની દેખરેખ રાખી હતી.

ભક્ત હરિરામજીએ સંવત ૧૯૫૩ની સાલમાં રાજકોટથી કેટલાક ગૃહસ્થોને વીરપુર બોલાવ્યા હતા અને લોહાણા બોર્ડિંગ કરવા વિષે ચર્ચા ચલાવી હતી અને આ પ્રયાસથી રાજકોટ લોહાણા બોર્ડિંગ અસ્તિત્વમાં આવી.

સંવત ૧૯૬૮ના અધિક અષાઢ વદી ૧ને દિવસે ભક્ત હરિરામજી પોતાની સાથે મંડળી લઈને યાત્રાએ પધાર્યા હતા અને કોલેરાથી શ્રાવણ શુદી ૯ના રોજ મથુરામાં સ્વર્ગવાસી થયા.

શ્રી જલારામજીએ ભાવિક સેવકોને કહ્યા પ્રમાણે હરિરામજીએ જલારામજીની ઝુંપડીનું નામ રાખ્યું હતું અને બાપાની કીર્તિમાં વધારો કર્યો.

ભક્ત હરિરામજી અને વીરપુરના તે વખતના યુવરાજ શ્રી હમીરસિંહજી સાહેબને પૂર્વજન્મના લેણદેણના સબંધે સગા ભાઈઓ જેવો સ્નેહ હતો. જ્યારે ભક્ત હરિરામ દેવ થયાના અચાનક ખબર નામદાર હમીરસિંહજીસાહેબ ઉપર આવેલા ત્યારે પોતે પહેલાં આ વાત નહીં માનવાથી પોતાના એક ખાસ વિશ્વાસુ માણસને તુરતજ રવાના કર્યો અને જ્યારે તે માણસે ખબર આપ્યા કે– ભક્તરાજ કોલેરાની બીમારીમાંજ દેવ થયા છે ત્યારે પોતે ઘણાંજ શોકાતુર થયા અને ભક્ત હરિરામજીના સંતાનો જે તે વખતે સગીર વયના હતા, તેમની સંભાળ લઈ કેળવણી આપવાનો પ્રબંધ કર્યો અને જગ્યા સાથે કૌટુંબિક ભાવના રાખી જગ્યાના સુખદુઃખમાં ભાગ લીધો.

શ્રી હરિરામજીને સંતાનમાં એક પુત્રી અને બે પુત્રો છે. પુત્રી દેવલોક સીધાવ્યા છે. મોટા પુત્ર ગિરધરરામજી હાલ જગ્યાનો વહીવટ સંભાળે છે. અને નાનાભાઈ વ્રજલાલ જગ્યાની વ્યવસ્થા રાખવામાં મદદરૂપ થાય છે.

ભક્ત ગિરધરરામજીનો જન્મ સંવત ૧૯૬૩ના માગશર શુદી ૮ના રોજ થએલ છે. 'બાપ તેવા બેટા' એ કહેવત અનુસાર પોતાના મહાન પૂર્વજોની ગાદીને હાલ દિપાવી રહ્યા છે, અને જે પ્રમાણે અન્નદાન અપાતું આવે છે તેજ પ્રમાણે બલ્કે તેમાં આવકના પ્રમાણમાં વધારો કરી પોતે અન્નદાન આપી " " છે, અને આવા કઠિન સમયમાં પણ કોઈને, અન્નદાન ઉપરાંત, પોતાની ...ન પ્રમાણે ઇચ્છીત વસ્તુ પણ આપે છે.

સંવત ૧૯૯૬ નો કાઠિયાવાડમાં ભયંકર દુષ્કાળ પડેલો ત્યારે ભક્ત ગિરધરરામજીએ કોઈપણ જાતના નાતજાતના ભેદભાવ વગર અન્નદાન આપેલું

જેને લઈ તે વખતના વીરપુરના આદર્શ રાજવી શ્રી દિલીપસિંહજી સાહેબે કચેરી ભરી ભક્તરાજને 'ધર્મમૂર્તિ' નો ઇલકાબ આપી ભક્તરાજની બહુ પ્રશંસા કરેલી

ભક્ત ગિરધરરામજીને સંતાનોમાં ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ છે

મોટા પુત્ર જયસુખરામજી યુવાન વય છતાં ઠરેલ બુદ્ધિના ગંભીર... કાર્યદક્ષ ..અને કામ કરવાની સાચી ધગશ ધરાવતા હોવાથી જગ્યાના વહીવટમાં અગ્રગણ્ય ભાગ લઇ રહ્યા છે નાના પુત્ર નટવરલાલ ભંડારીઆ ગામે ખેતીવાડીના કામકાજ સાથે પોતાના મોટાભાઇના કાર્યમાં મદદરૂપ થાય છે અને ત્રીજા નાના પુત્ર રસિકલાલ હજુ અભ્યાસ કરે છે

વીરપુર, રાજકોટ અને જુનાગઢ વચ્ચે આવેલું હોઇ આખા હિંદુસ્તાનમાંથી પ્રભાસપાટણ-ગિરનાર અને સુદામાપુરીની યાત્રાએ જતાં આવતાં ઘણાં સાધુ મહાત્માઓ વીરપુર વિસામો કરે છે અને જગ્યામાંથી અન્નદાન મેળવી તૃપ્ત થાય છે

ભક્ત ગિરધરરામજીએ પોતાના પૂર્વજોની અમર નામનામાં વધારો કરી, કાઠિયાવાડ-ગુજરાત ઉપરાંત હિંદુસ્તાનમાં લગભગ જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં . ત્યાં . તથા પરદેશમાં આફ્રિકા વિગેરે દરિયાપારના દેશોમાં રહેતા ભક્તજનોને જગ્યા તરફ વિશેષ આકર્ષ્યા છે પોતાના અન્નદાનના અતિ પવિત્ર કાર્યમા પોતાના સહધર્મચારિણી પોતાને ઘણાંજ મદદરૂપ થઈને રહે છે

માતુશ્રી જયાલક્ષ્મીમા પણ સંસ્કારી, સેવાભાવી અને અન્નદાનના મહિમાને જાણવાવાળા છે અને જગ્યામાં આવતા મહેમાનોને જમાડવાની વ્યવસ્થા રાખી, સંતુષ્ટ કરી આશીર્વાદ મેળવે છે '

આવી રીતે ત્રિવેણી સંગમ સ્વરૂપ ભક્તરાજ શ્રીગિરધરરામજી મહારાજ, માતુશ્રી જયાલક્ષ્મીમા અને જયસુખરામજી મહારાજ, તથા તેમના ધર્મપત્ની કાંતાબહેન જગ્યામા આવતા અતિથિઓની ભોજન વિગેરેની વ્યવસ્થા રાખવા ઉપરાંત દાન પૂન્ય કરે છે અને વાતાવરણ ભક્તિથી ભરપૂર છે

પૂજ્ય જલારામ બાપાની રિદ્ધિસિદ્ધિના... તથા ભગવાનની પ્રેમપૂર્વક થતી ભક્તિના . અને ખુદ પરમાત્માએ આપેલ ઝોળી-ધોકાના દર્શન કરવા માટે શ્રદ્ધાળુજનોને વીરપુર પધારવા આ લેખકની સૌને માનભરી વિનતિ છે

સંવત ૨૦૧૯, ચૈત્ર સુદી ૮
તા ૨-૪-૧૯૬૩

[illegible]

જય જલારામ

# જે ભિખારી આવેલો તે પરમેશ્વર હતો.

કોઇ ભીખારી આવે છે તો તેને જોઈ આપણે તરત કહીએ છીએ. "ખાસો જાડોજબરો છે ભીખ માગતા શરમ નથી આવતી ? નીકળ અહિંથી ?" તે ભીખ માગે છે એ યોગ્ય છે કે નથી એ આપણે જોવા બેસીએ છીએ. ભિખારી બિચારો શરમાઈને જતો રહે છે આપણામાં તે સહાનુભુતિનો પૂરેપૂરો અભાવ જુએ છે એ ભીખ માગનારની લાયકાત આપણે કેવી રીતે જાણી શકવાના હતા ? નાનપણમાં માને મેં આવી જ શંકા પૂછી હતી. તેણે આપેલો જવાબ હજી મારા કાનમાં ગુંજ્યા કરે છે મેં માને કહેલું. 'આ તો ખાસો સાબૂત હાડકાંનો દેખાય છે એવાને દાનમાં કંઈ આપશું તો આળસને ખાસું ઉત્તેજન મળશે ને તે વધી જશે.' ગીતામાંનો શ્લોક देशे काले च पात्रे च દેશ, કાળ, ને પાત્ર જોઈ એ શ્લોક પણ મેં ટાંકી બતાવ્યો પણ માએ કહ્યું, 'જે ભિખારી આવેલો તે પરમેશ્વર પોતે હતા. હવે પાત્રાપાત્રનાનો, લાયકાત ગેર લાયકાતનો વિચાર કર ! ભગવાન શું અપાત્ર છે ? પાત્રાપાત્રતાનો વિચાર કરવાનો તને મને શો અધિકાર છે ? મને લાબો વિચાર કરવાની જરૂર લાગની નથી મારે માટે તે ભગવાન છે.' માના આ જવાબનો જવાબ હજી મને સુઝતો નથી.

શ્રી વિનોબા ભાવે. ગીતા પ્રવચનમાંથી.



## ભ ક્ત   મ હા રા જ શ્રી

### જલારામજી મહારાજના પરચા

અનેક છે. પોતાને અન્નદેવતા પ્રસન્ન હતા જેથી થોડી રસોઇમાં ઘણાં મનુષ્યો જમતાં.

પોતે વચનસિદ્ધ મહાન ભક્તરાજ હતા એટલે પોતે જે બોલતા એમજ થતું.

આવા પરચા તો ઘણાં ભાઇઓના મુખેથી આજે પણ આપણે સાંભળીએ છીએ. પરંતુ તે સમયના પરચા જાણવાવાળા ઘણાં ઓછાં મનુષ્યો આજે જીવિત છે છતાં જે જે ભાઇઓ પાસેથી મેં જે જે પરચા સાંભળ્યા છે તે તે પરચા અહીં આપ્યા છે. તેમાંય મારે વીરપુરના પટેલ અરજણ વાઘા ડોબરિયાનો અને પીઠડિયાના શવજી પટેલનો ખાસ ઉપકાર માનવો જોઇએ કે ઘણાંખરા પરચા અને માહિતી તેમણે કંઠસ્થ સાચવી રાખેલ છે

પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી છેલ્લા દોઢ દસકામાં ઘણાં શ્રદ્ધાળુ ભાઈઓ તરફથી અસંખ્ય પરચા પત્રો મળ્યા છે, સાથે જે જે શ્રદ્ધાળુ ભાઇઓ મળે અને બાપાના જીવનચરિત્ર સબંધે વાતચીત શરૂ થાય ત્યાં તો 'બાપાની અમે પણ કસોટી કરી જોઈ અને અમને પણ બાપાએ પરચા આપ્યા છે' આમ કહી પોતાને મળેલ પરચાની હકીકત ટૂંકમાં કહી સંભળાવે.

ભગવાનને કરવું છે તે એજ રાતથી હરજી દરજીના પેટનું દર્દ ઓછું થવા લાગ્યું અને આઠ દિવસમાં તો પોતે તદ્દન સાજો માર્ા થઇ ગયો, પછી પોતે એક પછેડીમાં પાંચ માપા દાણા ભરી જલારામની જગ્યામાં ગયો અને ભકતને પગે પડી કહ્યું કે-'બાપા! કંઇક દવાઓ કરી પણ દરદ મટતું ન હતું પણ તમારી માનતા કરવાથી દર્દ મટી ગયું'

'ભકત! તમે તો મારા બાપા છો અને સાચા ભગત છો. મારી માનતા તો ફળી એમ કહી પુનઃ પગે પડયો.

ભગતે કહ્યું કે, 'ભાઈ! એ બધો રામનો પ્રતાપ છે હું તો કાંઇ જાણતો નથી, હું તો સુંડીઆને રોટલો આપું છું અને ઠાકરની સેવા કરૂં છું એ જાણે અને એના કામ જાણે હું તો તેનો ચાકર છું'

આમ પહેલવહેલી ભકતની માનતા હરજી દરજીએ કરી અને માનતા ફળી અને યુવાન ભગત જલારામ ૨૦ વર્ષની ઉમરે 'બાપા'નું બિરદ પામ્યા

---

જ્યા બુદ્ધિ હારી જાય છે ત્યા શ્રદ્ધાનો આરભ થાય છે એટને શ્રદ્ધા બુદ્ધિથી પર છે.

મહાત્મા ગાંધી 'ધર્મ મંથન'

---

## પ્રાર્થના.

પ્રાર્થના મહાન બળવાન ચીજ છે ભગવાનને ભક્તિ પ્રિય છે અને ભક્તિ સાથેની પ્રાર્થનાનો જવાબ જરૂર રૂડો મળે છે પ્રભુની ભક્તિ વગર આપણો મનુષ્યનો બીજે ઉપાય જ નથી

દીનશાહજી સોરાબજી પાઉવાલા

---

શ્રદ્ધાથી વહાણો ચાલે છે, શ્રદ્ધાથી મનુષ્ય પુરૂષાર્થ કરે છે શ્રદ્ધાથી તે અચલ પર્વતને ચલાયમાન કરી શકે છે શ્રદ્ધાવાનને કોઈ પણ પરાજીત કરી શકતુ નથી બુદ્ધિમાનને હમેશા પરાજયનો ડર રહે છે બાળક પ્રહલાદમા બુદ્ધિની અજીત હાઈ શકે પણ તેની શ્રદ્ધા મેરુની જેમ અચલ હતી શ્રદ્ધાથી બુદ્ધિનુ ક્ષેત્ર જુદુ છે

મહાત્મા ગાંધી- 'ધર્મ મંથન

## પરચો ૨
## જલા અલ્લા કહેવાય છે.

સંવત ૧૮૭૮ ની સાલની વાત છે.

ભક્ત જલારામ મહેનત મજુરી કરી, સાધુઓને જમાડે છે અને ભગવાનના ભજન કરે છે.

વીરપુરમાં જમાલ નામનો એક ઘાંચી રહેતો હતો. જમાલનો દસેક વર્ષની ઉમરનો એકનો એક દીકરો સખત બીમાર પડયો, બે દિવસથી તો તેનો જીવનદીપ કયારે બુઝાશે તે નક્કી નથી.

જમાલ ખિન્નવદને ગામમાં કાંઈક દવા લેવા નીકળ્યો ત્યાં હરજી દરજીએ પૂછયું ' કાં જમાલભાઈ! ગગાને કેમ છે?'

જમાલ કહે ' શું કહું હરજીભાઈ! અલ્લા બચાવે તો બચે તેમ છે. અત્યારે તો આશા નથી.'

હરજીએ કહ્યું કે, જમાલભાઈ! હું તમને એક વાત કરૂં? પણ તમો માનશો નહિ, કારણ કે એક તો તમે મુસલમાન છો તેની સાથે આ વાતને તમે હસી કાઢશો.'

જમાલ કહે કે ' ભાઈ આમાં હિંદુ મુસલમાનનું શું છે! કોઈ હિસાબે મારો દીકરો બચતો હોય તો તમે કહો તે કરવા હું તૈયાર છું.'

ત્યારે હરજી બોલ્યો કે ' તમે જાણો છો કે હું કેટલી બધી પેટની પીડા ભોગવતો હતો કંઇક દવાઓ કરી પણ દર્દ મટયું નહીં, અંતે આપણા ગામના જલા ભગતની માનતા કરી અને મારી માનતા ફળી, અને મારૂં દર્દ મટી ગયું છે માટે તમો પણ જલા બાપાની માનતા એક વખત કરી તો જુઓ.'

જમાલે એજ વખતે માનતા કરી કે, 'હે જલા ભગત! મારો દીકરો જીવશે એની મને અત્યારે તો ખાતરી નથી પણ મારો દીકરો એક વખત આંખ ઉઘાડી મારા સામું જુએ અને મને બોલાવે તો હું તમારી જગ્યામાં ૪૦ માપ દાણા દઇ જઈશ.' એવી માનતા કરી પોતે ચાલ્યો ગયો.

પ્રભુને, ભક્તની વહાર કરવી છે એટલે તેજ રાતથી જમાલના છોકરાને આરામ દેખાવા લાગ્યો અને રાતના ચાર વાગ્યે છોકરાએ આંખ ઉઘાડી જમાલ સામે જોયું અને કહ્યું કે,

'મારે પાણી પીવું' છે'

આ સાંભળી જમાલ તો ખુશ ખુશ થઈ ગયો, જ્યાં છોકરો મરવાની તૈયારીમાં હતો; ત્યાં છોકરાએ પાણી માગ્યું, કયો અભાગી પિતા ખુશ ન થાય!




જમાલે તો તુરતજ ઊઠી પાણી પાયું. છોકરાએ પાણી પીધું અને વળી આંખ મીંચીને સુઈ ગયો

આ તરફ જમાલ અને તેની વહુ દીકરાની પથારી પાસેજ બેઠા છે સવારના સાતેક વાગે છોકરાએ આંખ ઉઘાડી અને માને કહ્યું કેઃ

'મા ! મારે ખાવું છે.' આ સાંભળી મા તો રાજી રાજી થઇ ગઈ અને ગોળનો શીરો કરીને દીકરાને ખવડાવ્યો.

આ જોઈ જમાલના આનંદનો પાર રહ્યો નહીં, તેણે તો એજ વખતે ગાડામાં ૪૦ મણ દાણા ખુંગણુમાં ભરી, બળદ જોડી, ગાડું જલાભગતની જગ્યામાં લઇ ગયો અને ભગતને પગે પડી રોવા લાગ્યો.

ભગતે કહ્યું કે– 'અરે જમાલ ! શું છે ? તું દાણા દેવા આવ્યો છો, છતાં, શું કરવા રુવે છે !'

પણ જમાલ તો હર્ષના રુદનથી છાનો રહેતો નથી.

ભગતે બહુ આશ્વાસન આપી જમાલને વાત કરવા કહ્યું કે, 'શું બન્યું છે?'

ત્યારે જમાલે કહ્યું કે, 'બાપા ! શું વાત કરૂં ? મારો દીકરો મરણના મુખમાં હતો. બચવાની આશા ન હતી. દવાદારૂ કરી કરીને થાકયો, કંઇક પેગંબરોની માનતા કરી પણ એકનો એક દીકરો બચશે એમ લાગતું ન હતું. હરજી દરજીએ તમારી માનતા કરવા કહ્યું, અને મેં તમારી માનતા કરી, માનતા કર્યા પછી મારા દીકરાની જ્યાં બચવાની આશા ન હતી ત્યાં ભગત ! મારા દીકરાએ પાણી માગ્યું. ખાવાનું માગ્યું અને હવે મને ખાતરી છે કે મારો દીકરો જીવશે જ.'

'ભગત ! મેં તો ૪૦ મણ દાણાની માનતા કરી છે પણ આ ગાડું, બે બળદ, ખુંગણુ અને ૪૦ મણ દાણા બધું હું જગ્યામાં આપું છું જે અલ્લાએ ન આપ્યું તે હે જલા ! આપે આપ્યું. આપતો આજથી મારા અલ્લા છો,' એમ કહી પોતે બોલ્યો કે:

'જલા સો અલ્લા, જીસકો ન દેવે અલ્લા ઉસકો દેવે જલા.' આમ કહી પુનઃપુનઃ બાપાને પગે લાગી ઘરે ગયો.

કહેવાની જરૂર નથી કે તે પછી જમાલનો દીકરો જીવ્યો અને લાંબુ આયુષ્ય ભોગવ્યું.

આમ શ્રી જલારામજી પહેલ વહેલા 'જલા સો અલ્લા' કહેવાયા.

## પરચો ૩
## ધ્રાંગધ્રાના મહારાજા ચમત્કાર જુએ છે.

'ભાઇઓ! રામનો પ્રસાદ લીધા સિવાય ન જવાય!' આમ કહી બાપા એક સુંડલામાંથી બબ્બે લાડવા અને એક સુંડલામાંથી મુઠી ભરી ગાંઠીઆ દરેક સિપાઇને આપે છે.

૧૫૦ સ્વારોને એ પ્રમાણે એક સુંડલામાંથી લાડવા અને ગાંઠીઆ અપાયા છતાં સુંડલામાં તો હજુ લાડવા-ગાંઠીઆ ભર્યા છે. આ ચમત્કાર જોઇ એક સવાર મારતે ઘોડે પાછો ફરે છે; અને પાછળ જ્યાં મહારાજા સાહેબની સવારી બીજા વધુ સવારો સાથેની ચાલી આવે છે ત્યાં જઇ વાત કરે છે કે- 'બાપુ! આપણા સ્વારો વીરપુર ગામના પાદરેથી નીકળ્યા ત્યાં તો કોઇ ભગતે એક સુંડલામાંથી બબ્બે લાડવા અને એક સુંડલામાંથી મુઠી ભરીને ગાંઠીઆ આપવા છતાં સુંડલા તો ભર્યા રહે છે અને પરસાદ લીધા સિવાય કોઇને જાવા દેતા નથી.'

આ વાત સાંભળી મહારાજા સાહેબ આશ્ચર્ય પામ્યા અને આવેલ સવારને કહ્યું કે- 'તારી કાંઇ ભુલ થાતી હશે, ચાલ પાછો સાથે' એમ મહારાજા સાહેબ સવારી સાથે પ્રભાસપાટણની યાત્રાએ જવા માટે ધ્રાંગધ્રાથી નીકળેલા તે વીરપુરના પાદરથી નીકળ્યા.

જલાભગત તો એક સુંડલામાં લાડવા અને એક સુંડલામાં ગાંઠીઆ ભરીને બેઠા છે, જેવી મહારાજા સાહેબની સવારી આવી પહોંચી એટલે ભગતે હાથ જોડી મહારાજા સાહેબને વિનતિ કરી કે- 'બાપુ! જુનાગઢ છેટું છે, રામનો પ્રસાદ લેતા જાવ.'

મહારાજા સાહેબે કહ્યું- 'ભગત હમણાં જુનાગઢ પહોંચી જશું, વળી મારી સાથે સવારી છે માટે રજા આપો.'

ભગતે કહ્યું કે- 'પરસાદ લીધા સિવાય ન જવાય.'

એમ કહી બીજા બધા સવારોને સુંડલામાંથી લાડવા-ગાંઠીઆ આપવા માંડયા.

આ નજરોનજર ચમત્કાર જોઇ મહારાજા સાહેબે જલાભગત સામે હાથ જોડયા અને કહ્યું કેઃ

'ભગત બસ છે!'

'મારા સવારે મને વાત કરેલી પણ મેં માનેલું નહિ. પણ હવે તો મેં મારી નજરે ચમત્કાર જોયો'




'માગો! માગો! શું આપું?'

ભગતે હાથ જોડી કહ્યું કે- 'બાપુ! આમા ચમત્કાર જેવું કંઇ નથી રામનો પ્રસાદ ગણી સૌને દીધો'

પણ મહારાજા સાહેબે ફરી વિનતિ કરી કે- 'ભગત એ બધું સાચું છે. રામનો પ્રસાદ છે પણ તમારી ઈચ્છા પડે તે માગો, હું તમને કંઇક પણ આપ્યા સિવાય અહીંથી હવે જવાનો નથી.'

આવો આગ્રહ જોઈ બાપા બોલ્યા કે- 'બાપુ! શું માગું, રામનો પરતાપ છે. મુંડિયાને રોટલો આપું છું. પણ ઘંટીનો દળેલો લોટ પૂરો થાતો નથી દળણાં દળાવવા પડે છે. માટે આપના રાજમાં સારા પથ્થરની ખાણો છે, તે સારા ઘંટ થાય તેવા પથ્થર કઢાવીને મોકલો.'

મહારાજા સાહેબે કહ્યું, 'અરે ભગત! માગ્યું માગ્યું ને આ શું માગ્યું! કંઇ ગામ ગરાસ માગવો હતોને! હજી પણ માગો, જે માગો તે આપું. મારા રાજમાં જગ્યા બાંધો, ગીરાસ કાઢી આપું.'

ભગતે હાથ જોડી કહ્યું 'બાપુ! અમને સાધુ સંતને ગામ ગરાસ ન હોય, ધરતીના ધણી ન થવાય, અમે તો રામનું ભજન કરીએ અને રામ આપે તે ટુકડો સૌને દઇએ.'

મહારાજા સાહેબ આ સાંભળી વધુ ખુશી થયા અને ભગતના ચરણે પુનઃ પુનઃ પ્રણામ કરી રૂપિયા ધરી, આગળ સિધાવ્યા, અને જાત્રા કરીને પાછા પોતાના રાજમાં પધારી, ઘંટ માટે સારામાં સારા પથ્થર કઢાવી જગ્યામાં મોકલાવ્યા, અને ધ્રાંગધ્રાથી સારા કારીગરો મોકલાવી જગ્યામાં ઘંટ ચાલુ કરાવ્યો. જે ઘંટ બળદથી ચાલે, અને રોજનું આઠથી દશ મણ દળણું દળાય.

એ ઘંટ જગ્યામાં આજે પણ મોજુદ છે.

---

અતિશય બુદ્ધિશાળી લોકો અતિશય ચારિત્ર્યહીન પણ જોવામાં આવે છે. પણ શ્રદ્ધાની સાથે ચારિત્ર્યશુન્યતા હોઇજ નહીં શકે. શ્રદ્ધા, ભક્તિથી અને સત્સંગથી મળે.

મહાત્મા ગાંધીજી-ધર્મમંથન.

પરચો ૪

## ગોપાલ જોષીનો 'પક્ષઘાત' મટે છે.

ગોપાલ જોષી વિદ્વાન સારસ્વત બ્રાહ્મણ, સારસ્વત બ્રાહ્મણ એટલે લોહાણાના ગોર, લોહાણા પછવાડે તે પીર પુત્રોએ કાચા 'વટલાવી' એમ કહેવાય છે

બાપા, સારસ્વતને પગે લાગવા દેતા નહીં અને કોઇ ભૂલેચૂકે બાપાને પગે લાગે અને બાપાને ખબર પડે કે- 'સારસ્વત બ્રાહ્મણ છે' તો બાપા, ગોર બાપાને ઊભા રાખી પગે લાગી ચાર ફેરા ફરી પ્રદક્ષિણા ફરતા અને પાછા પગે પડી માફી માગતા

ગોપાલ જોષીને પક્ષઘાત થયેલો, પંદર વરસ થઇ ગયા

પછી ગોપાલ જોષીને થયુ કે- લાવને! વીરપુર જાઉં, વીરપુરમાં જલો ભગત છે પ્રભુનો સાક્ષાત્કાર થયો છે તો એના દર્શન કરૂં, જો મારો પક્ષઘાત મટે તો'

એ આશાએ ગોપાલ જોષી વીરપુર આવ્યા

જગ્યામાં આવી બાપાને રામરામ કરી પગે લાગ્યા

બાપાને ખબર પડી કે- આ તો ગોપાલ જોષી છે, એટલે બાપા તેને પગે લાગ્યા અને ચાર ફેરા ફરી પ્રદક્ષિણા કરી હાથ જોડી કહ્યુ કે-

'પધારો ગોપાલ જોષી!'

'શું આજ્ઞા છે?'

'ભગત આજ્ઞા કાંઇ નથી'

'તમારે દર્શને આવ્યો છુ'

'અરે! જોષી! મારા દર્શન તે હોય!

'દર્શન તો ઠાકરના હોય!'

જોષી કહે કે- 'ભગત' ઠાકરના દર્શન તો હોય, પણ ઠાકરનો 'સાક્ષાત્કાર' જેને થયો હોય તેના પણ દર્શન હોય' એમ કહી જોષીએ હાથ જોડ્યા

બાપાએ હાથ ઝાલી લીધા

'ઠીક જોષી,' એમ કહી જોષીને ઉતારો આપ્યો અને રોટલા ખવરાવ્યા

૨-૩ દિવસ પછી ગોપાલ જોષીએ બાપાને વાત કરી કે-

'ભગત! આજ ૧૫ વરસ થયાં પક્ષઘાત થયો છે, કંઈક દવાઓ કરી પણ મટતો જ નથી. કાંઈક ઉપાય બતાવો!'

બાપા કહે કે- 'જોષી ઉપાય શું બતાવું!'

'જગ્યામાં રહી ઠાકરની સેવા કરો અને મુંડિયાને જમાડો'

જોષી કહે કે- 'ભલે ભગત!'

જોષી તો જગ્યામાં રહ્યા.

ઠાકરની સેવા કરે અને મુંડિયાને જમાડે.

છ મહિના થયા હશે ત્યાં તો ધીરેધીરે પક્ષઘાત મંડયો મટવા અને જોષી મંડયા સારા થાવા.

પહેલાં જોષીથી જે બોલાતું ન હતું તે મંડયા ચોખ્ખું બોલવા એટલે ગોપાલ જોષી તો હર્ષઘેલા થઇ ગયા અને ભગવાન રામચંદ્રજીની મૂર્તિ સામે બેસી બાપાનું નીચે મુજબ ભજન ગાયું

"મારી સુરતામાં લેજો રે સંભાળ
જલારામ જોગી રે........"
(આખું ભજન, ભજનાવલીમાં છે)

આ ભજન સાંભળી બાપા મંદિરમાં આવ્યા અને ગોપાલ જોષીને કહ્યું કે-



'બસ જોષી, બસ કરો.'

'હવે જો મારૂં એકેય ભજન કરી મારા ગુણગાન ગાયા છે તો મારા ઠાકર પાછા હતા તેવા કરી દેશે માટે મારા ગુણગાન બંધ કરો' જોષીએ તો તરત ભજન બંધ કર્યું.

બાપાને પોતાના ગુણગાન પસંદ હતા નહીં બાપાની હૈયાતીમાં ફકત એકજ ભજન બાપાનું ગોપાલ જોષી બોલ્યા હતા ગોપાલ જોષીનો પક્ષઘાત મટી ગયો, અને પછી પોતાને ગામ ગયા.

પરચો ૫

## અંધાપો મટે છે.

બીજી આવૃત્તિના પાના ૬૦ ઉપર 'અંધાપો મટે છે.' એ પરચો છપાયો છે એ પરચાની વિગતવાર હકીકત તા. ૨૭-૪-૧૯૫૨ ના રોજ શ્રી ત્રિભોવન ડાયાભાઇએ મને રૂબરૂમાં કહી છે તે નીચે મુજબ છેઃ-

શવજીબાપા, ત્રિભોવનભાઈના દાદા થાય. ત્રિભોવન ડાયાભાઈ, ડાયાભાઈ હીરજી અને હીરજી શવજી.

આવી રીતે ચાર પેઢીથી શવજીબાપાનો પરિવાર જલાબાપાના શ્રદ્ધાળુ સેવક છે. અને ત્રિભોવનભાઈની પણ ખરી દાસભક્તિ. છેલ્લાં પંદરેક વરસ થયાં તો લેખક પોતે ત્રિભોવનભાઇના પરિચયમાં છે, એ પરિચયથી હું ખાત્રીપૂર્વક કહું છું કે- પૂજ્ય જલાબાપાના સેવકોમાં ત્રિભોવનભાઇની સેવા જે કાયા ઘસીને કામ કરવાની છે તે પ્રશંસનીય છે.

જગ્યામાં આવતા દરેક નાના મોટા પ્રસંગોએ ત્રિભોવનભાઇની હાજરી હોય જ, અને ગિરધરરામ બાપાએ એમને કોઠારનું કામ સોંપ્યું જ હોય, એ કોઠારના કામમાં રાત અને દિવસનો ભેદ ભૂલી જે ૫-૬ દિવસ કામ કરવાનું હોય એ તનતોડ રીતે કર્યા કરે, છતાં નહિ કોઈ જાતનો 'હું' કાર પણ હું તો બાપાનો સેવક. સેવકે તો બાપાની તન-મન-ધનથી સેવા કરવી જ જોઇએ, મારી તો ફરજ છે એમ માની સાચા હૃદયથી કામ કર્યા કરે અને આવા નાના મોટા પ્રસંગો ઉપરાંત જગ્યામાં પણ અવારનવાર આવે, બનતી સેવા કરે અને ક્યારેક ક્યારેક પ્રસંગોપાત જલાબાપાના 'પરચા'ની વાત કરે, અને એ વાત કરતાં પ્રેમાળ હૃદયના ત્રિભોવનભાઈની આંખમાં 'પાણી' પણ આવી જાય.

આવા પ્રેમાળ અને આડંબર વગરના ત્રિભોવનભાઇના વડા દાદા શવજીભાઈની સ્ત્રીની આંખો દુઃખે અને કહાપો થયા કરે અને લગભગ અંધાપોઆવી ગયેલો. એમાં એક વખત જલાબાપા સોકાણીની સાંઢથ-બીથી વીરપુર પધારે, વચમાં ખોખરી ગામ આવે પણ આ વખતે સિગરામ (Travelling Vehicle) ખોખરી ગામમાં ન હાંકતાં પાદરેથી હંકાર્યો.

પાદરમાં કોઇ ઊભેલા ભાઇને ખબર પડી કે- 'આ તો વીરપુરવાળાં જલા ભગતનો સિગરામ છે અને ખોખરી ગામમાં ન આવતાં પરબારો હાંક્યો જાય છે.' એટલે એ તો શ્વાસભર હડી કાઢતો ગામમાં આવ્યો અને

શવજીબાપાને વાત કરી કે- 'શનજી બાપા! શવજી બાપા! તમારા ગુરુ આપણા ગામના પાદરમાંથી હાલ્યા જાય છે '

'કોણ જલાબાપા!'






ભકતરાજ શ્રી જલારામ.

'હા, હા, જલાબાપા પોતે હારે ૪-૫ માણુ છે અને બિગરામમા બેઠા બેઠ છેટેથી અમને બધાયને હાથ જોડતાં જોડતાં બોલ્યા વગરના બિગરામને હાંકી મૂકયો ' આટલી વાત સાંભળી ત્યાં તો શનજીબાપા, માથે પનિયું વીંટી ઉઘાડે ડિલે ભાગ્યા અને જે 'દશમાં' બિગરામ જતો હતો તે 'દશમાં' દોડયા

નવજીભાઇએ, સિગરામને આઘેથી જોઈ 'એ ઊભા ગ્યો, એ ઊભા રયો'

એમ રાડ પાડી અને બાપાએ, શવજીભાઇને દોડતા દોડતા આવતા જોઈ, સહાક......સર......કરતોકને સિગરામ ઉભો રખાવ્યો.

હાંફતાં હાંફતાં શવજીભાઇ, બાપા પાસે પુગ્યા, અને પગે પડી બે હાથ જોડી વિનતિ કરી કે-'બાપા! આ શું! મારો કાંઈ વાંક ગુનો ખરો કે? આપ, ગામના પાદરમાંથી પરબારા હાલ્યા જાવ છો! શું કાંઈ અકૃપા થઈ છે?

બાપાએ કહ્યું કે 'ના રે ના શવજી! અકૃપા કેવી, રામરામ કર પણ ઉતાવળ હતી એટલે પાદરમાંથી પરબારો તારા ગામને હાથ જોડતો જોડતો છેટેથી રામ રામ કરતો પરબારો હાલ્યો સાચ તને ખબર પડી ગઈ!'

'બાપા! આપ આમ પરબારા પધારો તો તો મારું જીવતર બગડી જાયને! આમ કહી બાપાનો સિગરામ પાછો વાળ્યો.

સેવકની સાચા દિલની ભાવના આગળ કોણ લાચાર નથી થાતું?

બાપાએ સિગરામ પાછો વાળ્યો અને ખોખરી ગામમાં આવ્યા. શવજીભાઇએ વાજતે ગાજતે બાપાની પધરામણી કરી પોતાની ઘરે પધરાવ્યા.

ખોખરી ગામમાં જેરામ ભગત કરીને એક વાણંદ ભગત રહે, ભગત ખરા. પણ અદેખા બહુ, એમાં જ્યારે ખોખરી ગામે જલાબાપાની આસ્થા રાખી, ઘણાખરા ભાઇઓએ કંઠી બંધાવી એટલે જેરામ ભગતની 'આવક' ઘટી ગઇ.

આવક ઘટી જવાથી જેરામ ભગત વધુ અદેખા થયા અને અદેખાઈએ નિંદાનું રૂપ લીધું. એટલે હાલતાં ચાલતાં એ જલાભગતની નિંદા કરવા લાગ્યા.

બાપાને કોઈએ કહ્યું કે-'બાપા! આ જેરામ ભગત તો તમારી નિંદા કરે છે અને ન બોલવાના વેણ કાઢે છે!'

બાપા આવી વાત કરનારને તુરત જ ચુપ કરી દેતા, અને કહેતા 'ભાઈ! તું આમાં ન સમજ! હું તો જેરામ ભગતના પગની રજ છું. ક્યાં જેરામ ભગત અને ક્યાં હું! જેરામ ભગત એ તો જેરામ ભગત છે, તમારે કોઇએ એની નિંદા કરી, આવી વાતો મારા કાને નાખી મને દેખિત કરવો નહિ.' આમ કહી બાપા...રામ...રામ...રામ...ઠાકર...ઠાકર કરતા જેરામ ભગતને ત્યાં જઇ, રામ રામ કરી આવી ખુશી ખબર પૂછી આવે.

જલા ભગત જેવાં પણ પોતાને રામ રામ કરવા ઘેર આવે છે એની બડાઇ જેરામ ભગત કરે અને વધુ ફૂલાય અને વધુ જોરથી બાપાની નિંદા કરે, આવા જેરામ ભગતને જલાબાપાની પધરામણી થાતી જોઈ વિશેષ ક્રોધ ચડ્યો અને જોરેથી બોલવા લાગ્યા કે-

'ન જોયો હોય તો જોયો ભગત! પધરામણી કરાવવી તો બહુ ગમે છે પણ ઓલા એના સેવક શવજીની બાયડીની આંખો દુઃખે છે અને આંધળી થઇ ગઇ છે એને દેખતી કરેને! તો સાચો ભગત કહુ.'

જેરામ ભગતની આ વાત બે ચાર નાસ્તિકોને પણ મીઠી લાગી એટલે નાસ્તકો જલાબાપા પાસે આવી કહેવા લાગ્યા કે-'ભક્તરાજ! આપના સેવકની સ્ત્રીની આંખો દુઃખે છે અને અંધાપો આવી ગયો છે માટે આપ આપના સિદ્ધિ બળથી આરામ કરી આપો જેથી સારૂં થઇ જાય.'

જલા બાપાએ કહ્યું 'ભાઇઓ! મારી પાસે તો સિદ્ધિબળ રામ નામનું છે, હું તો કાંઇ જાણુતો નથી. જાણુવાવાળો મારો 'વાલો' છે. તેજ આરામ કરશે.'

પછી રાત્રિના બાપાએ ભગવાનના ભજન કર્યા, હાથમાં કરતાળ લઇ એ મંડયા કિરતારને રાજી કરવા, જેમ જેમ ભજનો ગવાતા ગયા તેમ તેમ શવજીભાઇના સ્ત્રીની આંખોનો દુઃખાવો ઓછો થતા ગયો અને પ્રાતઃકાળમાં જ્યારે બાપાએ છેલ્લું ભજન ગાયું ત્યાં તો શવજીભાઇની સ્ત્રીની આંખનો કહાપો તદ્દન મટી ગયો અને આંખમાંથી માંસના 'લોચા' જેવું કાંઇક ધડાક......કરતુંકને બહાર નીકળી પડયું અને દેખતાં થયાં.

આ જોઈ સૌ બાપાના પગમાં પડયા.

પ્રાતઃકાળમાં નાસ્તિકોએ જોયું તો શવજીભાઇની સ્ત્રીની આંખો બિલકુલ મટી ગઇ અને દેખતા થઇ ગયાં છે, આથી નાસ્તિકો બાપાના સેવક થયા, અને ચરણુમાં પડી માફી માગવા લાગ્યા

બાપાએ કહ્યું કે-'ભાઇઓ! હું તો કાંઇ જાણુતો નથી, જાણુવાવાળો તો મારો ઠાકર છે. પણ આ બધો પ્રતાપ જેરામ ભગતનો છે.' એમ કહી બાપા ઊઠયા. એટલે બીજા ભાઇઓ પણ ઊઠયા બાપા, જેરામ ભગતને ઘરે ગયા, અને જેરામ ભગતને હાથ જોડીને કહ્યું કે-'ભગત! આપ તો સમરથ છો, આ બધા ભાઈઓને કાંઇ 'આતમજ્ઞાન' આપો, હું તો કાંઇ જાણુતો નથી. જાણુવાવાળો તો મારો 'ઠાકર' છે હું તો એનું નામ લઉં અને ટૂકડો આપું. ધન્ય છે આપને કે આપના આશીર્વાદે આજે શવજીની વહુ દેખતી થઇ છે. આ બધો પ્રતાપ આપની ભકિતનો છે.' બાપા આટલું બોલ્યા ત્યાં તો જેરામ ભગત, બાપાના પગમાં પડી ગયા અને બોલ્યા કે-ભક્તરાજ! ભક્તરાજ! મને માફ કરો.'

'શવજીની ઘરવાળીનો નહિ પણ આજે તો મારો અંધાપો દૂર થયો છે'

'ધન્ય છે ભક્ત આપને, અને આપની ભક્તિને'

## પરચો ૬
## મરેલા પંખી જીવતા થાય છે.

'ઠાકોર સાહેબ! અમારૂં ૧૮ રૂપિયામાં પૂરૂં થાતું નથી, કાં અમને બાવીસ રૂપિયા પગાર કરી આપો, નહિતર છુટા કરો, કારણ કે જુનાગઢ સરકાર અમને નોકરીમાં રાખે તેમ છે'

આમ ત્રણ આરબો રાજકોટના નામદાર ઠાકોર સાહેબને અરજ કરે છે,

'તમે મારી તિજોરી સાંચવો છો અને સારી રીતે નોકરી કરો છો એટલે તમને ૧૮ રૂપિયા પગાર આપું છું. નહિતર તમને ખબર છે કે બીજા પોલીસને હું આટલો પણ પગાર આપતો નથી. છતાં તમને ઓછો પગાર પડતો હોય તો ખુશીથી નોકરીમાંથી છુટા થાવ.'

એમ કહી રાજકોટના નામદાર ઠાકોર સાહેબ, ત્રણ આરબોને નોકરીમાંથી છુટા કરે છે.

આરબ લોકો પટ્ટા છોડી ડ્રેસ કાઢી ઠાકોર સાહેબને કુર્નિસ કરી, રજા લઈ જુનાગઢ આવવા રાજકોટથી ચાલી નીકળે છે.

ખભા ઉપર હમાચા રહી ગયા છે, ભેટ બાંધી છે અને કદાવર બાંધાના ત્રણ આરબો રસ્તામાં પંખીઓનો શિકાર કરી હમાચામાં મરેલા પંખીઓ ભરી, આનંદથી વાતો કરતા કરતા વીરપુરના પાદરમાંથી નીકળ્યા.

આણી તરફ જલા ભકત, સાંજના વખતે પાદર આંટો દેવા આવ્યા છે, અને કોઈ સાધુસંત નીકળે તો રોટલો અવરાવવા જગ્યામાં તેડી જવા માટે વાટ જોઈને બેઠા છે ત્યાં ત્રણ આરબો 'સલામ આલેકુમ' કહી બાપાને સલામ કરે છે.

બાપાએ 'રામ રામ' કરી પૂછયું કે 'ભાઇઓ કયાં હાલ્યા ?'

આરબોએ કહ્યું કે, 'જુનાગઢ જઇએ છીએ'

બાપાએ કહ્યું કે- 'સાંજ પડી ગઈ છે માટે રોટલો ખાતા જાવ.'

આરબોએ કહ્યું કે- 'તમો હિંદુ છો અને અમો મુસલમાન છીએ, તે આપ જાણો છો.'

બાપાએ કહ્યું-'મારી ઝુંપડીમાં નાતજાતના ભેદ નથી, મારે મન 'રામ ને રહેમાન' એકજ છે. સૌને ભૂખ લાગે છે માટે ભાઇઓ ચાલો મારી

શુ પડીએ, હવે તો તમને રોટલો ખવરાવ્યા સિવાય જવા નહીં દઉં' આવો આગ્રહ જોઇને આરબો તો જગ્યામા આવ્યા




અત્યાર સુધી તો આરબ લોકો બાપાને કોઈ વેપારી જ માનતા હતા પણ જગ્યામા આવ્યા પછી ખબર પડી કે આ તો હિંદુઓનુ દેવસ્થાન છે અને પોતાના ખભા ઉપર હમાચામા તો મરેલા પ ખી છે પણ હવે શુ કરવુ ?

તે વિચારમા પડયા અને મનમા નક્કી કર્યું કે હવે ગાઇ બોલવુ જ નહિ

રોટલા ખાઇને હાલી નીકળવુ

બાપાએ તો ત્રણે આરબોને સારી રીતે જમાડયા અને આગ્રહ કરીને રાત રોકાવા કહ્યું.

આરબોને રાત રોકાવામાં વાંધો તો ન હતો કારણ કે પોતે થાકેલા પણ હતા, પરંતુ હમાચામાં મરેલા પંખી ભર્યા હતા તેની મુંઝવણ હતી.

હમાચા ખીંટી ઉપર ટાંગ્યા છે અને આરબ લોકો બેઠા છે.

બાપા રાત રોકાવાનો આગ્રહ કરે છે પણ આરબો હા, ના, હા, ના, કરે છે. ત્યાં બાપાએ પોતાના હાથમાં લાકડી હતી તે હમાચાને અડાડીને કહ્યું કે :

'અરે આરબ ભાઇઓ ! આ બિચારા પંખીને શું કરવા મુંઝવ્યા છે, જરા હમાચાના મોઢા પહોળા કરો એટલે રામના જીવડા છુટા થાય.'

આમ બાપાએ કહેતાં તો હમાચામાં હલન ચલન શરૂ થયું.

આ જોઇ આરબ લોકો તો બહુ ગભરાયા અને હમાચા ખીંટીએથી ઉતારી તેના મોઢા છોડયા ત્યાં તો ફરરર...ફર...ફરરર...ફર કરતાં પંખીઓ ઉડી ગયા.

આ ચમત્કાર જોઈ આરબ લોકો તો બાપાના પગમાં પડયા અને 'જલા તુમ જલા નહિ પણ અલ્લા હો' એમ કહી ફરી વાર બાપાને પગે લાગ્યા.

બાપાએ કહ્યું કે, 'અરે ભાઇઓ ! એ પંખીડા તો જીવતા હતા, એમાં શું!'

પણ આરબ લોકોએ તો પોતાના હાથથી શિકાર કરીને મરેલા પંખી હમાચામાં ભર્યા હતા તે ક્યાંથી માને!

આરબોએ બાપાને હાથ જોડયા અને ફરી પગે લાગી રજા માગી.

બાપાએ આજની રાત રોકાઈ, સવારે શિરામણ કરી ચાલવા કહ્યું.

હવે તો આરબ લોકો બાપાનું વચન ઉથાપી શકે તેમ હતાજ નહીં. વળી 'હમાચાના' ઉપાધિ પણ મટી ગઇ હતી એટલે રાત રોકાણા.

સવારે બાપાએ આરબોને શિરામણ કરાવી રસ્તામાં ખાવા માટે રોટલા બાંધી આપ્યા અને રજા આપી.

હાલતી વખતે ત્રણ આરબોમાંથી એક આરબે બીજાને કહ્યું કે:—

આ અલ્લાને પૂછીએ તો ખરા કે- 'અમને જુનાગઢમાં નોકરી મળશે કે કેમ?'

'કેમકે આ તો મહાન 'ઓલિયો' છે. તે કહેશે તેજ થાશે.'

એટલે એક આરબે પૂછ્યું કે, 'ભગત! અમે જુનાગઢ' સરકારની નોકરી કરવાના ઉમેદથી રાજકોટ દરબારની નોકરી છોડીને જઈએ છીએ.'

'અમને નોકરી મળશે કે કેમ?'

બાપાએ કહ્યું કે- 'અરે બાપલા! આરબોનો તો એકજ ધણી હોય!'

'રાજકોટ ઠાકોર સાહેબે તમારી પછવાડે તમને પાછા વાળવા ઘોડેસવાર મોકલ્યો હશે જ '

'તમે બાવીસ રૂપિયા પગાર માગ્યો પણ બાવીસને બદલે પચીસ રૂપિયા પગાર દઈ, તમને પાછા તેડી જવા હમણાંજ ઘોડેસવાર આવશે.'

આમ વાત કરે છે ત્યાં તો રાજકોટનો સવાર દેખાયો. અને આવેલ સવારે આરબોને ઘડી પહેલાં બાપાએ જે કહ્યું હતું તેજ કહ્યું કે, 'ભાઇઓ! ઠાકોર સાહેબે તમને બાવીસ નહીં પણ પચીસ રૂપિયા પગાર દેવાનું કહી મને તેડવા મોકલ્યો છે. માટે પાછા ચાલો,'

આ બીજો ચમત્કાર જોઈ આરબો તો વારંવાર બાપાને પગે લાગવા માંડયા અને બાપાને, પાંચ-પાંચ રૂપિયા પગે ધરીને, બાપાના આશીર્વાદ લઇ પાછા રાજકોટ ગયા.

અને જીવ્યા ત્યાં સુધી દર સાલ બાપાને પગે લાગવા આવતા અને બાપાને પગે રૂપિયા ધરી જતાં

---

## ખોટા ખેલ

આપણે સર્વ પ્રભુના દાસ-બાળકો છીએ આપણા કામોથી પ્રભુ રાજી થાય અને જગતને કોઇ રીતે હાની ન થાય એવું જીવન આપણાથી જીવાય તો તે પૂરતુ છે જનમ્યુ સફલ છે બીજી બધી વાતો ભેજા-દુઃખણા જ છે. ખોટા ખેલ છે!

દીનશાહજી મેરાબજી પાઉંવાલા
હોંગકોંગ, ૩૦-૭-૫૧

પરચો ૭

## નદીના વહેણ બદલાય છે.

સંવત ૧૯૧૭ની સાલમાં બાપા જોડિયા પધાર્યા. જોડિયાને પાદર નદી છે તેનું વહેણ અને પટ મોટું છે. નદી સામા કાંઠા તરફ ચાલતી હતી, જેથી પાણી ભરતી સ્ત્રીઓ બહુજ દુઃખી થતી હતી. કારણ કે તેને ઘણો 'ચેકરો' પસાર કરવો પડતો હતો.

જ્યારે ભક્ત જલારામ જોડિયા મહાજનની રજા લઇ નીકળ્યા ત્યારે ગામનું ઘણું બધું મહાજન તથા બીજા શ્રદ્ધાળુજનો ભક્તરાજને નદી સુધી વળાવવા ચાલ્યા, ત્યારે મહાજન લોકોએ ઉપરની હકીકત ભક્તરાજ પાસે રજુ કરી. આ વાત સાંભળી જલારામજી સ્તુતિ કરવા લાગ્યા કે– 'હે રામ! જોડિયાના લોકોને નદીના વહેણનું જે દુઃખ છે તે દુઃખ સદાને માટે દૂર કરજો!'



એમ કહી ભક્તરાજ ત્યાંથી વિદાય થયા.

રામની કૃપાથી તેજ ચોમાસામાં આ કાંઠે વહેણ થયું અને જલારામજીનું વચન સિદ્ધ થયું.

એ વહેણ હજુ પણ તેજ સ્થળેથી વહે છે.

## પરચો ૮
## બાપા ઉંદરડીને સાક્ષી રાખે છે

'ભગત! મારા રૂપિયા ૨૦૦ દીધા વગર તમો રોટલો ખાવા બેસો તો તમને 'રામ દુવાઇ' છે.

બપોરનો સમય છે, જલાભગત સાધુ સંતોને જમાડી પોતે જમવા બેસે છે, ત્યાં વીરપુરનો રવજી બોજો જલાભગત પાસે ૨૦૦ રૂપિયાની ઉઘરાણીએ આવે છે.

ભગતને કહે છે કે-'ભગત! મારે રૂપિયાની જરૂર છે, માટે આપો.'

ભગત કહે છે 'ભાઇ! હમણાં તો સગવડ નથી. પાંચ પંદર દિવસમાં 'ફરવા' જવાનો છું, ઠાકોરજીનો હુકમ તો આ વખતે તને તારા રૂપિયા આપી દઇશ.'

બોજો માનતો નથી અને હમણાં જ રૂપિયા આપવા દબાણ કરે છે. પરંતુ રૂપિયા કાઢવા કયાંથી?

બોજાને ફરી ભગત કહે છે કે-'રવજીભાઇ! બાપા! તને આ વખતે તારા રૂપિયા જરૂર આપી દઈશ.'

રવજીભાઈ માનતા નથી અને બાપાને કહે છે કે- 'જો જલારામ! તમે મારા રૂપિયા દીધા વગર ખાવા બેસો તો તમને 'રામ દુવાઇ' છે.'

આ સાંભળી જલાભગત ઊભા થઇ ગયા અને કહ્યું 'ઠીક ભાઇ! જેવી રામની મરજી.'

'લે, તારા રૂપિયાની સગવડ કરી દઉં.'

એમ કહી જલાભગત જમ્યા વગર ગામમાં આવ્યા અને એક વેપારીને રૂા. ૨૦૦ આપવા વાત કરી, પણ વેપારી કહે છે કે-'ભગત! રૂપિયા મારી પાસે હાજર નથી, પાંચ પંદર દિવસમાં સગવડ કરી આપું!'

પણ ભગતે કહ્યું કે-'મારે તો હમણાં જ જોઇએ છીએ.' એમ કહી જલાભગત, દરબારગઢમાં નામદાર ઠાકોર સાહેબ પાસે ગયાં

દરબારગઢમાં જઇ નામદાર ઠાકોર સાહેબને ખબર કહેવરાવ્યા કેઃ–

'બાપુને કહો કે, જલો આવ્યો છે'




બાપુને ખબર મળતાં જ દરબારગઢમાંથી બાપુ સામા પધાર્યા અને જલાભગતને આવકાર આપી કહ્યું કે– 'અહો ભગત' અરે અપોરે શું કામ પડયુ' ?'

બાપાએ વિસ્તારથી વાત કરી અને રૂા ૨૦૦ માગ્યા

બાપુએ એ જ વખતે ભગતને રૂા ૨૦૦ અપાવ્યા, રૂપિયા લઈ ભગત, રવજી ઓઝાની દુકાન પાસે એક લોહાણા ભાઈની દુકાન હતી ત્યાં આગળ

આવ્યા અને રવજી ઓજાને બોલાવી રૂા ૨૦૦ ગણી આપ્યા.

રૂપિયા આપતી વખતે આપાએ રવજીભાઇને કહ્યું કેઃ–'ભાઇ! તારા કહેવા પ્રમાણે તારા રૂપિયા પૂરેપૂરા આપું છું. કાંઇ ઓછું લેવાનું કહેતો નથી પણ રૂપિયાના સત્તર આના કર ત્યાં સુધી તને હક્ક છે'

તરતજ રવજીભાઇ બોલ્યા કે, 'ભગત! મેં રૂપિયાના સત્તર આનાજ કર્યાં છે. આપની પાસેથી વધારે લેતો નથી કહો તો આપને સાબિત કરી આપું'

આ વાત ચાલે છે ત્યાં એક ઉંદરડી નીકળી

ભગતે તુરત જ કહ્યું, 'ભાઇ! એમાં સાબિતી શું કરવી છે? આ ઉંદરડી નીકળી તેમાં પણ 'રામ' છે ને? હું તેની સાક્ષીએ તને તારા રૂપિયા આપું છું. તું જાણ ને આ હમણાં ગયું તે 'રામનું' પ્રાણી ઉંદરડી જાણે!' એમ કહી આપાએ રવજીભાઇને રામરામ કરી રજા લીધી અને જગ્યામાં આવી સાંજના ચાર વાગ્યે પ્રસાદ લીધો

## ઉંદરે આગ લગાડી!

લક્ષ્મી પૂજનને દિવસે ભાદરા ગામે એક ઉંદરે આગ લગાડી હતી એક દુકાનદાર લક્ષ્મી પૂજા કરી તેવનુ કોડિયુ બળતું મુકી ચાલ્યો ગયો પાછળથી એક ઉંદર બળતી વાટ ઉપાડી ગયો અને પાડોશીના છાપરે જઈ મુકી દીધી, પરિણામે આગ લાગતા દશ હજાર રૂપિયાનુ નુકશાન થયુ હતુ

"જયહિંદ" દૈનિક તા ૨૮–૧૦–૫૨

અનાઉના વખતમા વીજળી બત્તીઓ ન હતી, તેમ હરીકેન ફાનસનો પ્રચાર પણ બહુ ન હતો, ઘણાખરાંના ઘરમાં કોડિયામાં તેલ પૂરી તેલમાં વાટ બોળી દીવો થાતો

રાતના બે વાગ્યાનો સુમાર હતો. રવજીભાઈ તો 'ઉંદરડી'ની સાક્ષીએ રૂ.૨૦૦ લઇ નિરાંતે સુઇ ગયા છે, તે વખતે એક ઉંદરડીએ આવી કોડિયામાંથી સળગતી વાટ ઉપાડી અને તે સળગતી વાટને રવજીભાઇની

કાપડની દુકાનમાં જ્યાં કાપડ ભર્યું હતું ત્યાં મૂકી દીધી. જોત જોતામાં કાપડ-બીજો માલ અને દુકાન બળીને ખાખ થઈ ગયાં.

આ બનાવ બન્યા પછી રવજીભાઈ ઘણો પસ્તાવો કરતા, અને કહેતા કે, બાપાને 'રામ દુવાઇ' દીધી અને ભગતને કોચવ્યા તેનું મને ફળ મળ્યું છે પણ પછી શું ઉપાય? અને તે પછી જીવ્યા ત્યાં સુધી સુખ પામ્યાં નહીં અને નિર્વંશ ગયા

---

## બાપાએ સાધુને ઘોડો તથા ગાય આપી.

એક દિવસ પ્રાતઃકાળમા પૂજ્ય જલાબાપા બહાર પધારતા હતા એટલામા એક સાધુ વાના દરદથી પીડાતો બાપાના જોવામાં આવ્યો બાપા તુરતજ ઉભા રહી ગયા, પૂછ્યું. 'મહાત્મા! કેમ લગડાવ છો? શુ પીડા છે?'

'ભગત! આજ ઘણા વખત થયા વાનુ દરદ થયું છે બરાબર હલાતુ ચલાતું નથી'

"વાંધો નહીં! મહાત્મા! મારો ઠાકર દરદ મટાડી દેશે" એમ, કહી સાધુને તેડી જગ્યામા લાવ્યા સાધુ જગ્યામાં આઠ દિવસ રહ્યા. ત્યા 'વા' મટી ગયો

થયા હાલતા ચાલતા અને આટા મારતાં, સાધુએ હવે જવાની માગણી કરી

બાપાએ આગ્રહ કરી વધુ પદર દિવસ રોકયા અને છેવટે જતી વખતે સાધુની માગણી મુજબ એક ઘોડો તથા એક ગાય આપી પગે લાગી, સાધુનો હાથ પોતાના માથે મૂકાવી આશીર્વાદ લઇ રજા આપી

પરચો ૯

## આખા ગામને વાળાનું દર્દ મટે છે,

જસદણ તાબે નવાગામમાં વાળા નીકળવાની બીમારીથી ઘણાં મનુષ્યો માંદા પટકાઇ પડયા હતા.

લોકોએ નામાંકિત વૈદરાજોની દવાઓ કરી પણ વાળા નીકળતા બંધ થયા નહિ.



ત્યારે કોઇએ કહ્યું કેઃ- 'જલાભકત વચન સિદ્ધ પુરૂષ છે, તો તેનો આશીર્વાદ મેળવો.' એટલે બે ચાર વેપારીઓ, બે ચાર પટેલીઆઓ વીરપુર આવી ભકતરાજને પોતાના ગામમાં પધરાવી પોતાનું દુઃખ કહ્યું અને જણાવ્યું કે, 'ભકતરાજ! આપ પ્રભુ તુલ્ય છો. વચન સિદ્ધ છો, આખા ગામના માણસો વાળાના દર્દથી પીડાય છે. ઘણાં ઉપાય કર્યા પણ કાંઇ આરામ થતો નથી. માટે મહારાજ અમારૂં દુઃખ મટાડો.'

જલારામજીએ કહ્યું 'ભકતજનો! મારી પાસે રામનામની માળા ફેરવ્યા સિવાય બીજું કાંઇ નથી, મારી પાસે ફકત રામનામની સિદ્ધિ છે તે સિદ્ધિથી તમારા દુઃખનું નિવારણ થશે' એમ કહી વિભૂતિ લીધી અને ગામના ઘણાં કુવામાં નાખી બોલ્યા કેઃ- 'હે પ્રભુ! હે મારા નાથ! હું તારો સેવક છું, તારી નોકરી કરૂં છું, તારા થકી હું છું, તું જ મારો શેઠ છે. શેઠે વાણોતરના અપરાધ ક્ષમા કરવા જોઇએ તથા ટાણે કટાણે તેની વહારે ધાઇ તેને

બનતી મદદ કરવી જોઇએ. હે રઘુનંદન! હે રઘુપતિ! હું શુદ્ધ ભાવથી તારી પાસે એજ માગું છું કે, આ ગામના લોકોને તું વાળાના દર્દમાંથી મુક્ત કરજે. હું તો કાંઇ જાણતો નથી. ફક્ત તારૂં ધ્યાન ધરી દિવસ પસાર કરૂં છું.'

હરિ ઇચ્છાથી આ નવાગામમાં ત્યાર પછી ચાર દિવસમાં જ વાળા નીકળતા બંધ થયા.

આચમત્કારથી જલાભગતની ઠામઠામ પધરામણી થવા લાગી, કંઇક સેવકો થયા.

આજ પણ સદરહુ નવાગામના માણસો બાપાના સેવકો છે. અને પોતાની આવકમાંથી અમુક ભાગ જગ્યામાં મોકલે છે. અને જલા ભગતનું નવુંગામ કહેવાય છે.

---

કાસ્મીરથી કન્યાકુમારી સુધી હિંદુઓમાં જેમનું નામ ઘેર ઘેર પરિચિત છે. તે ભક્ત શિરોમણિ તુલસીદાસે પોતાના અમર રામાયણમાં આપણને રામ નામનો મંત્ર આપ્યો છે રામ નામનો ડર રાખીને તમે ચાલો, તો જગતમાં તમારે રાજા શું કે રંક શું કોઇનાથી બીવાપણું નહિ રહે.

---

માયા

માયા કોને કહે છે તે જાણો છો? બાપ, મા, ભાઇ, બેન, સ્ત્રી, પુત્ર, ભાણેજ, ભત્રીજો, ભત્રીજી એ બધાં સગાંવહાલાં તરફનું ખેંચાણ અને મમતા તેનું નામ માયા. અને 'સર્વ પ્રાણીમાં મારા પ્રભુ છે' એમ જાણીને બધા ઉપર એકસરખો પ્રેમ તેનુ નામ દયા.

શ્રી રામકૃષ્ણ ઉપદેશ.

પરચો ૧૦

## ગોંડલના મહારાજા ગામ ગીરાસ આપે છે.

પાછલી રાતનો પહોર છે. ગોંડલના માનવીઓ પાછલી રાતની મીઠી નિંદ્રા લઇ રહ્યા છે. ઠક્કર મેઘજી દેવાણીને ત્યાં ભજન છે.

ભગત જલારામ ભજન ગાય છે. પાછલી રાતના સુંદર ભજનો જલારામના મધુર કંઠેથી ગવાતાં સાંભળી ગોંડલના મહારાજા બહુ આનંદિત થાય છે.

સવારમાં તપાસ કરાવી કે– 'આજ રાતના કોણ ભજન ગાતું હતું!'

એક અનુચર ખબર લાવ્યો કે– 'બાપુ! વીરપુરથી જલા ભગત આવ્યા છે તે ગઇ રાતે ભજન ગાતા હતા.'

આ સાંભળી મહારાજા સાહેબ બોલ્યા કે– "કોણ જલો ભગત!"

"જેણે પોતાના અર્ધાંગના દાનમાં દીધાં અને ભગવાનનો સાક્ષાત્કાર થયો તે જલા ભગત!"

'મારે તો તેમના દર્શન કરવા છે. માટે જાઓ, ભક્તને માનપૂર્વક મારી પાસે તેડી લાવો.'

એમ આજ્ઞા થતાંજ અનુચર, જલા ભગત પાસે આવ્યો અને બાપાને હાથ જોડી અરજ કરી:–

'ભગતરાજ! મહારાજા સાહેબ આપને યાદ કરે છે; માટે મહેલમાં પધારો.'

ભગતે કહ્યું કે:– 'અરે ભાઇ! મારા જેવાનું શું કામ પડયું?'

અનુચરે કહ્યું કે:– 'ગઈ રાતે આપ ભજન ગાતા હતા તે બાપુએ સાંભળ્યા છે. એટલે આપના ભજન સાંભળવા બાપુ બોલાવે છે.'

ભજનનું નામ સાંભળી બાપા તુરત ઊઠયા અને આવેલા અનુચર સાથે મહેલમાં ગયા.

મહારાજા સાહેબ તો ભગતની વાટ જોઇને બેઠા હતા.

ભગતને આવતા જોઈ મહારાજા સાહેબે ઊભા થઇ ભગતનો સત્કાર કર્યો અને હાથ જોડી વિનતિ કરી કે:–

'ભગત! કાલે રાતે તમે ભજન ગાતા હતા?'

'હા બાપુ! ભગવાનનું નામ લેતો હતો.'

'ભગત! ભજન બહુ મઝાના હતા. મને થોડાક સંભળાવશો?'

'હ્યોને બાપુ!'

'એમાં શું!'

'બે નામ ભગવાનના લઉં!'

એમ કહી બાપા ભજન ગાવા માંડયાં.



ત્રણ ચાર ભજનો ગાયા, ભજન સાંભળી મહારાજા સાહેબ બહુ ખુશી થયા.

અને બોલ્યા કેઃ- 'ભગત! તમારી નામના મેં બહુ સાંભળી હતી પણ તમને નજરો નજર આજ જોયા અને આજ તમારા મુખની વાણી પણ સાંભળી'

'ભગત! હું બહુ ખુશી થયો છું અને મારા જીવતરને ધન્ય માનું છું.'

'માગો!'

'શું તમારી ઇચ્છા છે?'

ભગતે કહ્યું કેઃ- 'બાપુ! આપ મોટા મહારાજા, ગોંડળના ધણીના દર્શન કરી હું પણ ખુશી થયો છું.'

'રાજામાં પણ ઇશ્વરી અંશ છે! માટે આપના દર્શન કરી હું પણ રાજી થાઉ છું.

આ સાંભળી બાપુ બહુ રાજી થયા અને ફરી ભગતને કહ્યું કેઃ- 'ભગત માગો!'

'બાપુ! આપ માગવાનું કહો છો પણ શું માગું!'

'હું તો ઠાકર સેવા કરી મુંડિયાને રામના પ્રતાપે ટુકડો આપું છું વધારે મારે શું જોઇએ!'

'વળી વીરપુર ઠાકોર સાહેબે સદાવ્રતના નિભાવ માટે જમીન આપી માણુમાપાં કરી આપ્યા છે એટલે મારે વધારે શું જોઇએ!'

'મારે રામનો પ્રતાપ છે'

'મારે કાંઇ ન જોઇએ'

પણ મહારાજા સાહેબે કહ્યું કે:- 'ભગત! એ બધું આયું વીરપુરમાં જગ્યા છે તેવી એક જગ્યા ગોંડળમાં બાંધો ગોંડળમાંથી જમીન કાઢી આપું ભગવાન રામચંદ્રજીનું મંદિર બંધાવી આપું' માણા માપા કરી આપું' મારા રાજમાં આવો' પણ બાપાએ હાથ જોડયા અને કહ્યું કે - 'બાપુ! એ ન બને' એક ઠેકાણે રામ ટુકડો આપે છે, વધારે શું બાઝવું, બધે ઠેકાણે રામ છે, બાપુ!'

મહારાજા સાહેબ આ સાંભળી ભગતની ત્યાગવૃત્તિ જોઇ નવાઇ પામ્યા.

મહારાજા સાહેબ અને તેમના મંડળે બાપાને ખૂબ ખૂબ સમજાવ્યા પણ બાપાએ તો હાથ જ જોડયા!

અંતે મહારાજા સાહેબે કહ્યું કે.- 'ઠીક ભગત' ગોંડળ ન આવો તો કાંઇ નહીં, પણ એટલું કરો કે, વીરપુર અને ચરખડી નજીક છે, ચરખડી મારૂં ગામ છે, તે ગામમાંથી જમીન આપું વીરપુરમાં સદાવ્રત છે તેમ ચરખડીમાં પણ સદાવ્રત આપો વીરપુરમા દાળ રોટલા આપો છો, તેમ ચરખડીમાં ચોખા આપો!'

હવે બાપા લાચાર થઇ ગયા સદાવ્રત આપવાની ના કેમ પડાય? સદાવ્રત આપવુ એતો બાપાનો જીવનમંત્ર હતો

બાપાએ હા પાડી!

મહારાજા સાહેબે ચરખડીમાં જમીન કાઢી આપી

ચરખડીમાં ચોખાનું સદાવ્રત ચાલુ થયું

એક ભકતે સરસ ભજન ગાયું કે -

'વહાનો ચરખડિયે આપે ચોખના રે,
વીરપુરમા આપે છે દાળ રોટલા રે,
વારી જાઉં રે જનિયાણુ તમારા નામને રે'

પણ કાળે કરી રાજા મહારાજાઓ વિલાયત જઇ 'સુધરવા' (!) લાગ્યા અને બાપાના દેહાંત પછી ચરખડીનું સદાવ્રત બંધ થયું

———

## પરચો ૧૧
## નાળિયેરમાંથી સોનાની નથ નીકળે છે.

'હે જલા બાપા ! મારી સાસુ મને ગાળો નહીં દીએ અને મારશે નહીં તો તમારી જગ્યામાં એક નાળિયેર વધાર્યા પછી હું ઘરે જઇશ.'

આમ એક ૨૦ વર્ષની કણબણ બાઇ 'બાપાની' માનતા કરે છે.

વાત એમ બનેલી કેઃ- વીરપુરના કાના પટેલના દીકરાની જાન જતી હતી એટલે કાના પટેલ દેવદાસ ભાભા પાસે ગયા અને કહ્યું, 'બાતા ! જગાની જાન છે રૂપાવટી જાય છે તો કુવાની વહુને જાનમાં મોકલોને ?'

દેવદાસ ભાભા બોલ્યા કેઃ- 'કાના! વહુને નાનું છોકરૂં છે તેને કયાં મોકલું !'

પણ કાનાનો બહુ આગ્રહ થવાથી દેવદાસ ભાભાને તો વહુને જાનમાં મોકલવા પડયાં.

સાસુએ નાકમાં પહેરવા સોનાની બે તોલાની નથ વહુને પટારામાંથી કાઢી આપી અને ભલામણ કરી કેઃ- 'જો, જો, વહુ બેટા ! છોકરૂં સાચવજો અને નથ ખોવાઇ જાય નહીં' એમ ભલામણ કરી વહુને જાનમાં મોકલી.

વહુ કહે, 'બાયજી ! ફિકર કરતાં નહીં.'

જાન તો રૂપાવટી ચાલી. આનંદથી લગ્ન થયાં, સૌ હાણ્યાં માણ્યાં પણ રાતમાં લગ્નની ધમાલમાં વહુની નથ કયાંક પડી ગઇ.

વહુને સવારે ખબર પડી કેઃ- નાકમાં નથ નથી. આ જોઇ બહુ ગભરાણી અને રોવા લાગી અને કહેવા લાગી કે, 'હાય ! હાય ! મારી સાસુએ ભલામણ કરી હતી પણ મારી નથ કોણ જાણે કયાં પડી ગઈ? હવે મારી સાસુ મને મારી નાખશે " એમ કહી ખૂબ રોવા મંડી

સૌએ દિલાસો આપ્યો.

અને નથની ખૂબ તપાસ કરી પણ નથ જડી નહીં.

વહુનો તો 'લગ્નનો લહાવો' સુકાઇ ગયો અને સાસુ વઢશે એ બીકે ધ્રુજવા માંડી. હિંદુ સમાજમાં 'સાસુ' ની બીક 'વવારૂ' માટે બહુ ભૂંડી છે. અને તે તો 'વવારૂ' જ જાણે.

વહુએ બાપાની માનતા કરી કેઃ– 'હે બાપા! જો મારી માસુ નહીં વઢે તો પહેલાં તમારી જગ્યામાં નાળિયેર વધેરી પછી ઘરે જઈશ અને નથ જડશે તો બે માપ દાણાં જગ્યામાં દઈશ ' આમ માનતા કરી




જાન તો રૂપાવટીથી પાછી વીરપુર આવી જાનમાં વહુ સિવાયના સૌ આનંદમાં છે

વહુએ તો નાળિયેર મંગાવી, જગ્યામા આવી રોવા લાગી
ત્યાં વીરબાઇમા નીકળ્યા અને પૂછ્યુ કે –'બેટા ! મારી દીકરી ! તું રુએ છે શું કરવા ?'

વહુએ વાત કરી કેઃ-'માડી ! રૂપાવટી જાનમાં ગઇ હતી, ત્યાં મારી નથ ખોવાઈ ગઈ! હવે મારી સાસુ વઢશે એની મને બીક લાગે છે. મેં તો માનતા કરી છે એટલે નાળિયેર વધેરવા આવી છું.

ત્યાં બાપા નીકળ્યા.

'લાવો બેટા ! ઠાકર પાસે નાળિયેર વધેરૂં !' એમ કહી વહુના હાથમાંથી નાળિયેર લઇ, બાપા, ભગવાન રામચંદ્રજીની મૂર્તિ પાસે ગયા અને રામનું નામ લઇ, નાળિયેર વધેર્યું. નાળિયેરના બે ફાડચાં થતાંજ તેમાંથી નથ નીકળી હોય તેમ નથ વહુને આપીને કહ્યું કે :- 'લ્યો મારા દીકરા, આ તમારી નથ તો નાળિયેરમાંથી નીકળી.'

વહુ તો આ સાંભળી અચંબો પામી અને બાપાને કહ્યું કેઃ-'બાપા ! મારી નથ તો રૂપાવટીમાં ખોવાએલ છે અને નાળિયેરમાંથી ક્યાંથી નીકળી !'

બાપાએ કહ્યું કેઃ-'દીકરા, મારી જગ્યામાં તો ઘણીએ નથો છે. પણ તારી નથની ઓળખાણ આપ તો તને આપુ !'

'બાપા મારી નથને તો બે લાલ મોતી ટાંક્યાં છે.'

બાપા કહે કેઃ-'લે દીકરા આજ તારી નથ છે, જો તેને બે લાલ મોતી છે.'

એમ કહી બાપાએ તો નથ, વહુને આપી અને કહ્યું કે, 'દીકરી, હવે તારી સાસુ તને નહીં વઢે. ઘરે જા' વહુ તો રાજી થાતી થાતી ઘરે આવી.

આની તરફ સાસુને ખબર પડી ગઇ હતી કેઃ-વહુ નથ ખોઇને આવી છે એટલે તે તો મોઢું ચડાવી વહુની વાટ જોઇને જ ડેલીએ ઊભી હતી.

સાસુને જોતાં જ વહુએ કહ્યુ કેઃ-'બાયજી ! મારી નથ ખોવાઈ ગઇ હતી પણ જલાભગતે 'નાળિયેરમાંથી નીકળી' એમ કહીને આપી.'

'જુઓ આ રહી મારી નથ', આમ કહી નથ બતાવી, નથ તો એજ હતી.

જાનૈયાને અને ગામમાં ખબર પડી કેઃ-વહુની નથ રૂપાવટીમાં ખોવાણી હતી તે જલાભગતે, 'નાળિયેરમાંથી નીકળી' એમ કહીને આપી.

સૌ આશ્ચર્ય પામ્યાં

અને દેવદાસ ભાભાને ખબર પડી કે, વહુએ તો બે માપ દાણાની માનતા કરી છે, 'પણ હવે તો બે માપ દાણા હોય ?' એમ કહી દસ માપ દાણા જગ્યામાં લઇ જઇ બાપાને દઈ આવ્યો અને પગે પડયો.

---

## પરચો ૧૨ મો
## વચન સિદ્ધ બાપા.

આખા પરગણામાં હાહાકાર થઇ ગયો છે.

ખંભાલિયાના ગાંગા પટેલનો એકનો એક જુવાનજોધ વીસ વરસનો દીકરો અકાળે મરી ગયો.

ગાંગા પટેલ ઘરના સુખી માણસ.

ઘરે ચાર-પાંચ ભેંસો દુઝતી હોય સાથે દસ-પંદર ગાયો પણ દુઝતી હોય.

બે સાંતીની જમીન ખેડે.

પડછંદ કાયા રૂપાળુ શરીર અને અધોમણ દૂધપાક અને એક મણ દૂધ પી જાય એવી ગાંગા પટેલની તંદુરસ્ત કાયા.

અને આજુબાજુ 'પાંચમાં' પૂછાય એવું ડાહ્યું માણસ.

આજ ગાંગા પટેલને ત્યાં હાહાકાર થઇ ગયો.

એકના એક યુવાન પુત્રના મરણ પાછળ પિતાને આંસુ સારતો જોવો એ પણ દુનિયાના ઘણાં કરૂણ દ્રશ્યો માંહેનું એક અતિ કરૂણ દ્રશ્ય છે.

ગાંગા પટેલ બાપાના સેવક. આવા મરણ વખતે તો દિલાસો દેવા ખાસ બાપાને પધારવું જ જોઇએ.

બાપા તો પાંચ-દશ માણસો સાથે ખંભાલિયા પધાર્યા અને ગાંગા પટેલને દિલાસો આપ્યો.

ગાંગા પટેલ બાપા પાસે ખૂબ રોયા.

'અરે બાપા! મારી તો પેઢિયું હાલી ગઇ હવે મારે સંસારમાં જીવીને શું કરવું?' આમ કહી ગાંગા પટેલે તો બહુ કલ્પાંત કર્યું.

બાપાએ દિલાસો આપ્યો અને ખુબ આશ્વાસન આપ્યા પછી રજા માગી. કારણ કે આવા દુઃખદ મરણમાં વધુ રોકાવાનું તો હોય નહીં એટલે સવારે બાપા રવાના થયા.

મરણ વખતે ખરખરે આવે તેને વળાવા જવાય નહીં છતાં ગાંગા પટેલ તો પાદર સુધી આપાને વળાવવા આવ્યા

પાદરે આપાએ ફરી ગાંગા પટેલને આશ્વાસન આપ્યું અને કહ્યું કેઃ- 'પટેલ! હવે શોક કરતા નહીં '




આપા તો જેમ જેમ દિલાસો આપતા જાય તેમ તેમ ગાંગો પટેલ છાતીફાટ રુદન કરે અને કહે કેઃ-

'આપા! આપ તો સમરથ છો મને ધીરજ આપો છો પણ મારી તો છાતી ફાટી જાય છે, મારી તો આ ઉંમરે પેઢિયું હાલી ગઇ '

બાપાએ જ્યારે આવું કરુણ કલ્પાંત જોયું ત્યારે બોલ્યા કેઃ- 'જાવ પટેલ ઘરે! 'ઠાકર સારૂં કરશે ઠાકર લાજ રાખશે.'

આ સાંભળી ગાંગા પટેલ વિચારમાં પડયા કેઃ 'આ મહા સમરથ ભગત, 'ઠાકર સારૂં કરશે 'ઠાકર લાજ રાખશે.' એમ કેમ કહે છે પણ હવે મારૂં શું સારૂં થવાનું છે. જે મારૂં રતન હતું તે તો રોળાઈ ગયું.'

ગાંગા પટેલ તો ફરી રોવા માંડયા.

બાપાએ બહુ ધીરજ આપી, રજા લઈ, બાપા વીરપુર પધાર્યા.

પટેલ રાતના સુતા છે ત્યાં પટલાણી આવ્યા અને કહ્યું, 'કાં જાગો છો?'

'હા જાગું છું! કેમ?'

'આ જેરામની વહુને 'દિ' છે'

આ સાંભળી પટેલ સફાળા બેઠા થઈ ગયા.

'શું કહ્યું? વહુને 'દિ' છે.!

'હા, પટેલ.'

'હમણાં જ મને વહુએ કહ્યું, એટલે જીવ નહીં રહેવાથી તમને કહેવા આવી.'

પટેલે તો મનમાં નક્કી કર્યું કેઃ- 'આજ સવારના જલા બાપા કહી ગયા છે કે- 'ઠાકર સારૂં કરશે' માટે નક્કી વહુને દીકરો આવશે તેમાં ફેર ન પડે.' આ વાત સાંભળ્યા પછી પટેલના પગમાં જોર આવ્યું અને અનાજ લેવું શરૂ કર્યું.

આ તરફ નવ મહિને જેરામની વહુને 'ગગો' આવ્યો, પટેલ બહુ રાજી થયા અને આ બધો પ્રતાપ શ્રી જલારામ બાપાના વચન 'ઠાકર સારૂં કરશે' એ શબ્દોનો છે એમ માનવા લાગ્યા.

આ વખતે પટેલની ઉંમર ૫૨ વર્ષની હતી.

જેરામનો 'ગગો' ટાયો ઉંમર લાયક થયો.

ગાંગા પટેલે તેને પરણાવ્યો.

ટાયાને પેટ છ દીકરા થયા. તેમાંથી ત્રણ દીકરાને ગાંગા પટેલે પરણાવ્યા.

આટલો 'લહાવો' લઈ તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય ભોગવી,

હાલના જલારામ બાપાના ગાદી વારસ ગિરધરરામ બાપાને ગાંગા પટેલે લાડ લડાવ્યા અને પછી આ સંસારમાંથી 'ચાલ્યા' ગયા.

ગાંગા પટેલે પોતાની જીંદગીના પાછલા વરસો તો વીરપુર બાપાની જગ્યામાં જ રહી સેવામાં ગાળ્યા હતા

આજ પણ ગાંગા પટેલના વંશજો બાપાના સેવક છે

---

તમે ( ઈશ્વિર સીવાયનુ બીજુ ) જે કાંઇ જાણતા હો તે ભુલી જાઓ: અને એવુ તેનુ જે ન જાણતા હો તે જાણવા પાછળ ગોથા મારો.નહીં માન ઈશ્વિરમાજ લીન રહો, રગાઈ જાઓ.

મહાત્મા તામમ અબુલ હુસેન અલી

---

બુદ્ધિથી પણ વધારે પર એક વસ્તુ છે અને તે શ્રદ્ધા છે જ્યા બુદ્ધિ નથી પહોચી શકતી ત્યા શ્રદ્ધા પહોચે છે બુદ્ધિનુ મુળ મગજમા છે-શ્રદ્ધાનુ હૃદયમા છે અને એ તો જગતનો અવિચ્છિન્ન અનુભવ તે કે બુદ્ધિથી હૃદય બળ હજારોગણુ વધારે છે

મહાત્મા ગાંધીજી-ધર્મમંથન

---

ઈશ્વિરથી બ્હીતા રહેવુ, એજ ભાગ્યશાળી બનવાનુ લક્ષણુ છે જે માણસ પાપ કરતો ચાલે, છતા ઇશ્વરની દયા પામવાની આશા રાખે, તો તે એના દુર્ભાગ્યની નિશાની છે

જ્યાં બુદ્ધિ હારી જાય છે ત્યા શ્રદ્ધાનો આરભ થાય છે એટલે શ્રદ્ધા બુદ્ધિથી પર છે.

મહાત્મા ગાંધીજી 'ધર્મમંથન'

## પરચો ૨૩
## જુનાગઢ સરકાર બાપાને ગામ આપે છે.

'ભગત! આ કળજુગમાં તમારો ચમત્કાર નજરોનજર જોઈ, બહુ ખુશી થયો છું.

'માગો! માગો! શું આપું'?

'બાપુ! મારામાં ચમત્કારેય નથી અને કાંઇ નથી. બધી રામની માયા છે.'

જુનાગઢ સરકાર કહે કે, 'ભગત! જલા સો અલા કહેવાય છે એમ મારા કાને વાત આવેલી, તે આજ નજરે જોયું.'

જુનાગઢ સરકાર, રાજકોટ કોઠીએ મોટા સરકારને મળવા માટે રસાલા સાથે રાજકોટ પધારતા હતા.

વીરપુરના પાદરેથી નીકળ્યા.

બાપાએ રામનો પ્રસાદ આપ્યો.

એક ટોપલામાંથી લાડવા આપવા માંડયા.

બધાય રસાલાના માણસોને આપ્યા છતાં ખૂટયા નહીં.

નવાબ સાહેબને જાણ થઇ.

પોતે તપાસ કરી.

વાત સાચી હતી.

સરકારે બાપાને પોતાના ખાસ તંબુમાં બોલાવી માનપૂર્વક બેસાડયા અને ગામ–ગીરાસ આપવા માંડયા પણ બાપા 'ગામ–ગીરાસ' ને શું કરે!

વીરપુર પાસે સરકારનું રબારીકા ગામ તે લેવા સરકારે બાપાને કહ્યું.

બાપાએ ના જ પાડી.

'મારે ગામ–ગીરાસ ન જોઇએ મારો ઠાકોર એજ મારો ગીરાસ છે.'

ભગતને વળી બીજા ગામ ગરાસ શા ! ધરતી તો માતા છે !!

સરકારે બહુ સમજાવ્યા.

છતાં ના.

અંતે સરકારે ગુંદાળા ગામના માળા માપા બાંધી આપ્યા. ગુંદાળા ગામમાંથી પહેલા ભગતના માળા-માપા નીકળે પછી સરકારના કોઠારે અનાજ જાય.



જેમ શરીરને માટે ખોરાક આવશ્યક છે તેમજ આત્માને માટે પ્રાર્થના આવશ્યક છે. માણસ ખોરાક વિના ઘણા દહાડા ચલાવે પણ પ્રાર્થના વિના માણસ ક્ષણવાર પણ ન જીવી શકે, ન જીવી શકવું જોઈએ. તમે કહેશો કે પ્રાર્થના કર્યા વિના તો લાખો માણસ જીવે છે હા જીવે છે ખરા. પણ એ જીવન પશુજીવન છે, અને માણસને માટે એ મૃત્યુ કરતાં ભૂંડું છે.

મહાત્મા ગાંધીજી–'ધર્મમંથન'



જે માણસ સંસારને નાશવંત તથા ધર્મને સદાનો સાથી સમજીને ચાલે છે. તેજ ઉત્તમ ગતિ પામે છે. વળી જે નાશવંત પદાર્થોમા મોહ ન રાખતાં સંસારનો ભાર પ્રભુ પર જ મુકી દઇ ભાર રહિત બની જાય છે તેજ સહેજે સંસાર સાગરને તરી જાય છે.

શુદ્ધ ઉચ્ચાર કરતાં શુદ્ધ ભાવના એ બહુજ વધારે શ્રેષ્ઠ છે.

## પરચો ૧૪
## જોડિયા બંદરે ડૂબતું વહાણ પાછું તરે છે.

કાઠિયાવાડનો સાગર કિનારો એક વખત વહાણવટાથી સમૃદ્ધ હતો સાહસિક વેપારીઓ દુરદુરથી માલ લાવી કાઠિયાવાડના સાગર કિનારે ઠાલવતા.

જોડિયાના અમરચંદ શેઠ બસરાથી વહાણ ભરીને જોડિયા આવતા હતાં. પવન સાનુકૂળ હતો. વહાણ સમુદ્ર પર નાચતું નાચતું આનંદ પૂર્વક આવતું હતું. જોડિયા બંદર પાંચ માઇલ છેટું રહ્યું હશે ત્યાં પવન પલટાણો અને સમુદ્રના મોજાં વહાણને ભરખવા ઉતાવળ કરવા માંડયા અને કર્મજોગે જ્યાં બંદરનો કાંઠો માઇલેક દૂરથી દેખાવા માંડયો ત્યાં તો વહાણમાં બાંકોરું પડયું. ઉગરવાની હવે એક પણ આશા રહી નહીં. પાણી ધીરે ધીરે વહાણમાં ભરાવા માંડયું.

ત્યારે શેઠે ધા નાખી કેઃ- 'હે જલિયાણ! મારા નાથ! તારે ઉગાર્યે આરો છે. જો મારૂં વહાણ નહીં ડુબે તો તારા સદાવતમાં આ વહાણમાં જે ઝીણા ચોખાની ગુણો છે તે તને મોકલાવીશ. હે જલિયાણ! બચાવ! બચાવ!'

આમ વાણિયાની આરજુ થતાં જ વહાણમાં જ્યાં પાણી ભરાતા હતા ત્યાં બંધ થવા માંડયા અને પવન સાનુકૂળ થઇ ગયો, અને આસ્તે આસ્તે વહાણ જે પહેલાં ડુબતું હતું તે સહીસલામત કિનારે આવ્યું અને અમરચંદ શેઠ ઘડી પહેલાં જે જીવન-મરણ વચ્ચે ઝોલા ખાતા હતા તે જલિયાણનું નામ લેતાં લેતાં સહીસલામત કિનારે ઉતર્યા અને વહાણમાંથી માલ ઉતારી વખારે મોકલવા માણસોને હુકમ આપી પોતે ઘરે ગયાં.

શેઠે આજકાલ કરતાં ચોખા વીરપુર મોકલવાના વિચારમાંને વિચારમાં મહિનો દિવસ વીતાવી દીધો, પછી એક દિવસ નક્કી કર્યું કે હવે કાલ તો વીરપુર જરૂર ચોખા મોકલાવી દઉં, અને મનમાં, વળી એમ થયું કે- 'તો કે મેં માનતા તો ઝીણા ચોખાની કરી છે. પણ સાધુસંતને ઝીણા ચોખા ન મોકલીએ અને કમોદના ચોખા મોકલીએ તો શું ન ચાલે? જરૂર ચાલે. ઝીણા જાડા માલની સાધુ શું નિસ્બત! ચોખાનું કામ છે ને? એમ મનમાં નિશ્ચય કરી બાપાની જગ્યામાં ૪૦ ગુણો કમોદના ચોખાની રવાના કરી.

ગાડા સો જોડિયાથી રવાના થઇ વીરપુર જલા ભગતની જગ્યામાં આવ્યાં

બાપા આ વખતે જગ્યાના ઓટલા ઉપર બેઠા બેઠા રામ નામની માળા ફેરવતા હતા ત્યા ગાડા આવતા જોઈ, 'આવો પટેલિયા આવો' એમ કહી બાપાએ પટેલિયાઓને રામરામ કર્યા પટેલિયાઓ બાપાને પગે લાગ્યા



બાપા કહે- 'બાપલા ગાડા છોડો બળદને નીરણુ નાખો અને ચોખા કોઠારમાં ઉતારો અને પહેલા રોટલા ખાઇ લ્યો,' એમ કહી બાપા જોડિયા-

થી આવેલા ખેડુતોને ગાડા છોડાવી રોટલા ખવરાવે છે, અને બળદને નીરણ નખાવે છે. એક પટેલિયાએ અમરચંદ શેઠે લખેલ કાગળ બાપાને આપ્યો અને હાથ જોડી કહ્યું કે– 'બાપા! જોડિયાથી અમરચંદ શેઠે ચોખા મોકલ્યા છે અને રામ રામ કહ્યા છે.'

'રામ રામ બાપલા, રામ રામ,' એમ કહી બાપા હાથ જોડે છે.

પટેલિયા તો એક દિવસ રોકાઇ બીજે દિવસે રજા માગે છે, 'બાપા! આજ રજા લઈશું!'

બાપાએ કહ્યું કે– 'નહીં બાપલા લાંબો પંથ કરીને આવ્યા છો, તો એમ ન જવાય; બે-ચાર દિવસ રોકાવ.' એમ કહી બાપાએ ખેડુતોને પાંચ દિવસ વધુ રોકયા. પછી રજા આપી.

ખેડુતોને રસ્તામાં ખાવા માટે ભાતામાં ખૂબ ઢેબરા બંધાવ્યા, બળદો માટે નીરણ ભરાવી અને ખેડુતોને રજા આપી, ચાલતી વખતે ખેડુતોએ બાપાને હાથ જોડી પગે લાગી કહ્યું કેઃ–

'બાપા, અમરચંદ શેઠને કાંઇ કાગળપતર લખી દેવો છે?

'ના બાપલા! કાગળ તો કાંઈ નથી દેવો, અમરચંદ શેઠને ઝાઝા હેતથી રામરામ કહેજો, ખુશી ખબર આપજો, અને એટલું કહેજો કે–'શેઠે ચોખા મોકલ્યા તે મળી તો ગયા છે પણ 'તમારી માનતા હતી તો ઝીણા ચોખાની, ઠીક સુંઢિયા તો જાડા ચોખા પણ ખાશે તેમાં ફિકર નહીં, પણ જ્યારે તમારા વહાણમાં પાણી ભરાતું હતું અને ડુબતું હતું ત્યારે વહાણના બાકોરામાં મારૂં કડિયું આડું આવ્યું છે તે કડિયામાં મારા દાંત ખોતરવાની દાંત ખોતરણી છે તે સથવારે મોકલી દયે.'

આ સંદેશો સાંભળીને તો પટેલિયાઓ આશ્ચર્ય પામ્યા "બાપા! આપ આ શું કહો છો! અમરચંદ શેઠે ગજબ કરી. તેને આ શું સૂઝયું!' એમ કહી બાપાની માફી માગવા માંડયા અને પગે લાગવા માંડયા.

બાપા કહે– 'પટેલિયાઓ! એમાં માફી શું! બધી રામની માયા છે અને રામ સૌની રખવાળી કરે છે માટે ખુશીથી ગાડા જોડો અને સુખરૂપ જોડિયા જાવ.'

બાપાએ આમ ખેડુતોને સમજાવી રજા આપી.

ખેડુતો ગાડા ઉતાવળા હાંકી પાંચ દિ'ને બદલે ચાર દિ'એ જોડિયા પૂગ્યા.

અને જઇને અમરચંદ શેઠને બાપાનો સંદેશો કહ્યો.

શેઠ તો બાપાનો સંદેશો સાંભળી અવાક્ થઈ ગયા અને ઘાસમેર બંદર કાંઠે જ્યાં વહાણ પડ્યું હતું ત્યાં ગયા, વહાણમાં જઈ તપાસ કરી તો જ્યાં વહાણમાં ગાબડું પડ્યું હતું ત્યાં લુગડા જેવું દેખાણું, લુગડું ઉપાડી જોયું તો બાપાનું કડિયું અને ખિસ્સામાં દાંત ખોતરણી.

આ જોયા પછી પૂછવું જ શું!

શેઠ તો બહુ ગભરાણા અને થયું કે, "હાય! હાય! હવે શું થાશે, મેં તો દગો કર્યો. હે જલિયાણ! માફ કર બાપા," એમ કહી હાથ જોડવા માંડયો, અને કડિયું લઇ ઘરે આવ્યા અને એજ રાતના બીજા ગાડા જોડાવી ૪૦ ગુણી ઝીણા ચોખાની જગ્યામાં મોકલાવી દીધા!

અને જીવ્યા ત્યાં સુધી બાપાના પરમ ભક્ત થઇને રહ્યા.

---

## પ્રેમ

પ્રેમ–સાચો પ્રેમ–સ્વાર્થ વગરનો પ્રેમ એક એવી અદ્‌ભૂત વસ્તુ છે જે તેની વચ્ચે કોઇની મગદુર–તાકાત (Power) નથી કે આવી શકે; અને તેવો પ્રેમ રાજકોટ–વીરપુર કે હોંગકોંગ એવું જાણતો નથી! પ્રેમ શું નહી કરી શકે! અગર ભગવાન સમજો કે ચૌદ ભુવન પર (In the highest Heaven)માં હોય તો તેને પણ સાચો પ્રેમ ધરતી ઉપર ખેંચી લાવે છે. સઘળાં શાસ્ત્રોની ગુપ્ત વાત આટલી જ છે.

દીનશાહજી સોરાબજી પાઉંવાલા
હોંગકોંગ તા. ૨૭–૩–'૫૨

# દેવના દુંદુભિ વાગે છે.

સત્તાધાર આપા ગીગાનું બેસણું. આપા ગીગા મહા સમર્થ, અને પ્રભાતના પહોરમાં જેનું નામ લઈએ તો પવિત્ર થઈએ એવા મહાન ભક્ત, ભગવાન હારે એકવાર થઈ ગયેલા અને જલા બાપાના સમકાલીન.

સાધુનું રૂપ લઈ ભગવાન પૂજ્ય જલાબાપાની કસોટી કરવા વીરપુર પધાર્યા, માતા વીરબાઈમાની માગણી કરી, બાપાએ માતાજીને અર્પણ કર્યા, અને જેવા ભગવાન, માતાજી સાથે વીરપુર ગામની બહાર નીકળ્યા એવાજ સત્તાધારના મંદિરમાં ધનનન... ધન... ધનનન... ધન



કરતાં મંડયા નગારા વાગવા અને દુંદુભિ થવા. આ ચમત્કાર જોઈ જગ્યામાં આવેલા સાધુ...સંત.. બાવા.. ફકીર.. સંન્યાસી...ગૃહસ્થી આભા થઈ ગયા. અને આ શું કૌતુક..... આ નગારા તો આપો આપ વાગે ! અને અંતરિક્ષમાંથી જયનાદ જેવા અવાજો કાં સંભળાય ! બધા પુગ્યા આપા ગીગા પાસે. ' આપા... આપા......જલદી પધારો, મંદિરમાં એક કૌતુક થાય છે. નગારા એની મેળે વાગવા મંડયા છે.. અને દુંદુભિ વાગી જયનાદ જેવા અવાજો સંભળાય છે. જલદી પધારો આપા, અને આ ચમત્કાર તો જુઓ...અને અમને કહો તો ખરા કે–આ શુ કૌતુક થઇ રહ્યુ છે. આપા, આપ તો સમરથ છો.'

હસતા હસતા અને આંખમાં હરખના આંસુ સારતાં આપા ગીગા બોલ્યા 'ભાઈઓ...વીરપુરમા આજે જલો ભગત મોઝું માણે છે... આજે એ ભવસાગર તરીને પાર થાય છે...આજે વૈકુંઠવાળો એને ત્યાં આવ્યો છે. ધન્ય જલાભગત...ધન્ય સતી. ' આમ કહી આપા ગીગાએ વીરપુરની દશ તરફ હાથ જોડયા.

ધન્ય આપા ગીગા...ધન્ય જલાબાપા...કયાં સતાધાર...અને કયાં વીરપુર—પણ 'Wireless' ના જોડાણ થઈ 'Telivision' મુકાઈ ગયા, અને સત્તાધાર બેઠા બેઠા વીરપુરના દરશે નજરોનજર જોયા.

: જય જલારામ :

## પરચો ૧૫
## બાપા દળણું દળે છે.

રાજકોટમાં રાણબાઈ અને રૂડબાઈ નામની બે બહેનોએ જગ્યા બાંધી. સાધુ સંતની સેવા કરે, અને ઘરે ઢોર રાખે. એક બહેન ઢોર ચારવા સીમમાં જાય. બીજી બહેન ઘરે રહે અને આવેલ અતિથિઓને જમાડે.

એક વખત જલા ભગતને થયું કે-રાજકોટમાં રાણબાઇ અને રૂડબાઇ જગ્યા બાંધીને રહે છે, લાવને આજ તો એ જોગમાયાની જગ્યામાં જઈ બહેનોના દર્શન કરૂં. આવો વિચાર કરી બાપા રાજકોટ પધાર્યા.

સાયલાના લાલા ભગત મહાસંત, અને સિદ્ધ પુરૂષ. તે પણ સાધુ સંતની સેવા કરે અને સદાવ્રત આપે, તેને પણ થયું કે-લાવને આજ રાણબાઇ અને રૂડબાઈની જગ્યામાં જઇને બહેનોના દર્શન કરૂં; એમ વિચારી તે પણ સાયલાથી રાજકોટ આવવા ઉપડયા.

બંને ભગતો રાણબાઈ અને રૂડબાઈની જગ્યાની ડેલી પાસેજ ભેગા થયા.

એક બીજા બહુ પ્રેમથી ભેટયા અને ખબર અંતર પુછી અંદર ગયા.

બંને બહેનોએ બેય ભકતોનો બહુ આદર સત્કાર કર્યો અને ઉતારો આપી આદરભાવથી જમાડયા.

રાતના બંને ભકતોએ પ્રેમથી પ્રભુ ભજન કર્યા અને નિંદ્રાધીન થયાં.

રાતના બે વાગ્યે બંને બહેનો ઊઠયાં અને આજ તો જગ્યામાં ભગતો છે માટે ચાલોને બંને બહેનો 'પહર' જઇએ ! એમ ધારીને બંને બહેનોએ ઢોરને છોડયા અને ખડકીને તાળું મારી સીમમાં 'પહર' ગયા

આની તરફ રાતના ત્રણ વાગ્યા હશે એટલે જલા ભગત ઊઠયા અને જગ્યામાં આંટો માર્યો અને જોયું તો ઘંટી ઉપર દોઢક મણ 'દળણું' પડયું છે.

ભગતને થયું કે-'અરે ! બંને બહેનો ઢોરને લઈ 'પહર'માં ગયેલ લાગે છે, બહેનો થાકી પાકી આવશે અને આ દળણું કયારે દળશે ?'

# સૌ જીવોમાં રામ જોતાં જલારામ.

એક શ્રમિત મુસાફર આવ્યો, અને કહેવા લાગ્યો, 'જલાભગત, મને મારૂ આસન દેખાડો એટલે હું સુઈ જાઉં.'

'અરે બાપલા ! આસન તો દેખાડું. પણ પરસાદ તો લ્યો.'

'ભગત ! મારે ખાવું નથી, મારૂં શરીર તુટી જાય છે, મારાથી તો બેસાતું પણ નથી.' એમ કહી એક અતિશ્રમિત મુસાફર બેઠા બેઠા ઢગલો થઇ જાય છે. બાપાએ મુસાફરને માથે પ્રેમથી હાથ ફેરવી કહ્યુ, 'ભાઇ! આજ દિતવારની રાત છે. ભુખ્યા પેટે ન સુવાય.' એમ કહી ભંડારમાંથી પાકનો લાડવો લાવી પોતાના હાથથી મુસાફરના મોઢામાં બટકા દેવા લાગ્યા પણ મુસાફર-અતિ શ્રમિત મુસાફર, આંખ ઉઘાડી પુરા બટકાં પણ લઇ શકતો નથી. બાપાએ પાણી પાઇને મુસાફરને સુવડાવી દીધો, મુસાફર 'હાસ! માડી!' કરતા સુઈ ગયો.

બાપા ઊઠયા, આવ્યા મુસાફરના ઘોડા પાસે! ઘોડા માથેથી જીન, સામાન વિગેરે ઉતારી ઘોડા સામે હાથ જોડી બોલ્યા 'મારા પ્રભુ! મારા રામ! તમારો અસવાર આટલો બધો થાકી ગયો છે, તો દેવ! તમે કેટલા બધા થાકી ગયા હશો, અને તમે તો તમારા ધણીનો ભાર પણ ખેંચ્યો છે



માટે દેવ! મારા રામ! ઉતાવળ કરતા નહીં. આ ખડ તમારા પાસે નાખું છું, એના બે મોઢા લ્યો, ત્યાં હમણાં ઉના પાણીનું ઠામ લઇને આવું છું એટલે ઉના પાણીથી તમારા પગ ઝારી (Wash) દઉં, એટલે તમારો થાકોડો ઉતરી જાય મારા પ્રભુ!' આમ કહી જલારામ બાપા ઘોડા પાસે બેસી આસ્તે આસ્તે ઘોડાના પગ દાબવા લાગ્યા.

(સાવરકુંડલાના એક સંન્યાસીએ કહેલી વાત)

## પરચો ૧૬
## કાઠી દરબારો પરચો જુએ છે.

(સંવત ૧૯૨૮ ની સાલની વાત છે.)

'ભગત ! આખા ગામનો માલ જગ્યામાં ઘાલ્યો છે માટે કાઢી આપો.'

'ભાઇઓ ! જગ્યાની લાજ લૂંટવી એ સારૂં નથી.'

'હવે સારૂં અને બારૂં કરતાં કાઢી આપોને ભગત !' એમ કહી જેતપુરના કાઠીઓ ચલાળાના દાના ભગતની જગ્યામાં આવી દેવા ભગતને માલ કાઢી આપવા કહે છે.

ભગતે બહુ આનાકાની કરી છતાં કાઠી લોકો જગ્યામાંથી માલ લૂંટી ચાલતા થયા.

ભગતે નિશ્વાસ નાખ્યો.

'અરે રામ! આ કાઠી લોકોને શું સુઝયું !'

'જગ્યાની લાજ લૂંટી.'

'હું તો કાંઇ નથી કહેતો પણ મારો રામ ' આમાંથી ' હવે કોઇનો વંશ રાખશે તો લૂંટ કરશે ને !' એમ કહી દેવા ભગતે કાઠી લોકોને શ્રાપ આપ્યો.

આ વખતે જેતપુરમાં ૧૮ ભાગદારો હતા.

૧૮ ભાગદારોમાંથી દેવા ભગતના શ્રાપથી એક પછી એક મંડયા નિર્વંશ જવા.

જ્યારે ૬ ભાગદારો નિર્વંશ ગયા ત્યારે કાઠી ભાગદારોની આંખ ઉઘડી.

'હાય ! હાય !'

'આ તો દેવા ભગતનો શ્રાપ લાગ્યો.'

'જો હવે ભગતની માફી નહીં માગીએ તો આપણે પણ નિર્વંશ જશું. માટે ચાલો સૌ ભાઇઓ ચલાળા અને દેવા ભગતની માફી માગી પગે પડીએ.'

એમ કહી કાઠી દરબારો ચલાળા ગયા.

દેવા ભગતને પગે પડી માફી માગવા લાગ્યા.

દેવા ભગતે કહ્યું 'ભાઇઓ! મેં તમને બહુ વિનવ્યા હતા કે- ઠાકરની લાજ લુંટોમાં. પણ તમો માન્યા નહીં અને લુંટ ચલાવી તો ઠાકરે જ તમને શ્રાપ આપ્યો છે.'

'હવે હું શું કરૂં?'

'ભગત ગમે તેમ કરો, ભગવાન પણ ભક્ત આંગળ લાચાર છે. કોઇ પણ ઉપાયે શ્રાપનું નિવારણ કરો.' એમ કહી દરબારો ભગતની માફી માગવા લાગ્યા અને પગે લાગવા માંડયા.

ભગતનું હ્રદય તો દયાળુ છે ને?

ભગતે કહ્યું-'ઠીક ભાઇઓ આજે તો તમે જાવ, આઠ દિવસ પછી તમારા ગામ જેતપુર આવીશ. પણ એટલું કરજો કે-તમારા પાદરમાં જ મહાન ભક્ત જલારામ બેઠા છે તેમને પણ આમંત્રણ આપજો અને હું જેતપુર આવું ત્યારે તે પણ જેતપુર આવે તેમ કરજો.'

કાઠી દરબારોએ કહ્યું કે-'ભલે ભગત! અમે વીરપુર જઈ જલા ભગતને તેડી લાવશું.'

આઠ દિવસ પછી ચલાળાથી દેવા ભગત જેતપુર ગયા અને કાઠી દરબારોના આમંત્રણથી, વીરપુરથી જલા ભગત પણ જેતપુર ગયા.

જેતપુર દરબારોના શ્રાપનું નિવારણ કરવા ભગતો આવ્યા છે, એ સાંભળી આજુબાજુથી ૪૦૦-૫૦૦ કાઠી દરબારો અને બીજા ભાઇઓ પણ ભેગા થઇ ગયા.

બપોરે સૌ જમવા બેઠા.

કાઠી દરબારોમાં જમવા વખતે દૂધ તો ખાસ જોઇએ.

દેવા ભગતે કહ્યું કે-'દરબારો લાવો દૂધ.'

કાઠી દરબારો મૂંઝાયા, કારણ કે, દૂધ તો ૨૫-૫૦ માણસો માટે હતું. અને આતો એકી સાથે બધાય માણસો જમવા બેઠા.

'દૂધ કેમ પૂરૂં થાશે.' એના વિચારમાં કાઠી દરબારો મૂંઝાયા.

દેવા ભગતે ફરી હાકલ કરી કે- 'અરે ભાઇઓ! મૂંઝાવમાં તમત મારે દૂધની તાંબડી લાવો.

એક તો ભગતના શ્રાપથી સૌ દરબારો ગભરાએલા તો હતા જ એટલે ફરી ભગતની હાકલ થતાં જ દૂધની તાંબડી રસોડામાંથી લાવ્યા.

તાંબડી આવી એટલે દેવા ભગતે જલા ભગતને હાથ જોડી વિનતિ કરી કે- 'ભગત આજ તો તમેજ દૂધ પીરસો.'

જલા ભગતે તુરતજ તાંબડી હાથમાં લઇ, ઠાકરનું નામ લઇ પહેલાં દેવા ભગતને દૂધ પીરસ્યું અને એજ તાંબડીમાંથી ૪૦૦ જણાને શેર શેર દૂધના વાટકા ભરી દીધા. અને સૌને દૂધ પીરસી તાંબડી પાછી રસોડામાં જલાભગત મૂકી આવ્યા.

આ ચમત્કાર જોઈ સૌ દરબારો આશ્ચર્ય પામ્યા.

સૌ આનંદથી જમ્યા અને સાંજના ડાયરો ભેગો થયો.

દેવા ભગતે સૌ કાઠી દરબારોને બોધ આપ્યો કે- 'હવેથી ગરીબોને કનડતા નહિ; નીતિથી ચાલજો, અધર્મ કરશો નહીં, ઠાકર તમારી લાજ રાખશે, હું તો છેટો છું પણ તમારા પાડોશમાં મહાસમર્થ જલા ભગત રહે છે અને જેના સિદ્ધિ તમે આજ બપોરના જોઇ છે માટે ભાઇઓ ચેતતા રહેજો,'

સૌને શિખામણ આપી, અને ડાયરો વીખરાયો.

આ પછી બીજા કાઠી દરબારોનો 'વંશ વેલો' ચાલ્યો.

આજ પણ જગાવાળાના કાઠી દરબારો તરફથી જલા ભગતની જગ્યામાં દર વરસે માણા માપાની રકમ આવે છે.

---

મારી તમને સલાહ છે કે—તમે પ્રાર્થનાને જોડની જેમ વળગજો. પ્રાર્થના શી રીતે કરવી એમ ન પુછજો, કેવળ રામનામ લઇને પણ પ્રાર્થના થઇ શકે. પ્રાર્થનાની રીત ગમે તે હોય, ભગવાનનું ધ્યાન કરવાની સાથે વાત છે.

અખો ભગત કહી ગયા તેમ,

'સુતર આવે ત્યમ તું રહે
જેમ તેમ કરીને હરિને લહે.'

જે રીતે હરિને લહી શકાય તે રીત પસંદ કરવાની છે.

મહાત્મા ગાંધી. 'ધર્મમંથન.'

## પરચો ૨૭ મો

## બાવળ અદ્ધર લટકી રહે છે.

કેશોદ પાસે કેવદરા ગામે નાનજી લાડાણી નામે એક સુખી કુટુંબ રહેતું હતું.

નાનજી લાડાણી પહેલેથી જ બાપાના સેવક.

એક વખત બપોરના ખેતરમાં કામ કરી, આખું કુટુંબ રોટલા ખાવા બેઠું.

ખેતરના શેઢે એક મોટો બાવળ, અને બાવળના છાંયડા નીચે નાનજી લાડાણી-કુટુંબ સહિત બેઠા છે. આનંદથી વાતો કરે છે, અને રોટલા ખાય છે, પાસે બળદની જોટ બાંધી છે. અને બપોરના થાકયા પાકયા બેઠા બેઠા ખડ ખાય છે.

આવો આનંદ કિલ્લોલ થઇ રહ્યો છે તેમાં અચાનક વાવાઝોડું ઉપડયું.

અને જે બાવળ નીચે આખું કુટુંબ બેઠું છે, તે બાવળ મૂળમાંથી ઉખડી કડડભૂસ થતો કુટુંબ ઉપર પડું પડું થઇ રહ્યો; આ જોઇ નાનજી લાડાણીથી બોલાઇ ગયું કે- 'હે જલિયાણ ઉગાર્યે આરો છે.' 'લાજ રાખજે મારા બાપ' આમ અંતઃકરણ પૂર્વક બોલ્યા અને આટલું બોલતા તો જે બાવળ મૂળમાંથી ઉખડી ગયો હતો તે અદ્ધર લટકી રહ્યો. કેમ જાણે કોઇએ વચમાં ટેકો દઇ અદ્ધર રાખ્યો હોય!

આ જોઇ નાનજી લાડાણી અને તેના કુટુંબે જલારામ બાપાનો આભાર માન્યો અને સહીસલામત બધા બાવળ નીચેથી નીકળી ગયા.

પંદર દિવસ પછી નાનજી લાડાણી વીરપુર જગ્યામાં આવ્યા અને બાપાને પગે પડી વાત કરી કેઃ-

'બાપા! પંદર દિ' પહેલાં રોટલા ખાવા બેઠા હતા, ત્યાં વાવાઝોડું ઉપડયું અને માથે બાવળ પડત અને બધાય મરી જાત પણ માંડ બચ્યા છીએ. બાપા તમે લાજ રાખી છે.'

આ સાંભળી બાપા જરાક હસ્યા અને કહ્યું કે- 'નાનજીભાઇ,' લાજ તો ઠાકર સૌના રાખે છે, પણ ટાણે કટાણે તમે સંભારો છો પણ અમારાથી કાંઈ ટાણા કટાણા સામું જોવાય છે! જુઓ નાનજીભાઇ!' એમ કહી બાપાએ કડિયું કાઢી વાંસો દેખાડયો અને કહ્યું કે-

'ભાઇ' હજી કોઈ બાવળની શુળ મારા વાંસામાં રહી ગઇ હોય તો કાઢી લે' નાનજીભાઇએ જોયું તો આખો વાંસો બાવળની શુળથી લોંકાઈ ગયો છે




આ જોઈ નાનજીભાઇ બાપાને પગે પડચા અને માફી માગી કે-'બાપા! હવે આવું દુઃખ નહીં દઉં'

બાપા પાછા હસ્યા!

અને કહ્યુ કે, 'પટેલ રામના રખોપા હોય તેને કાંઇ વાંધો ન આવે'

આજ પણ નાનજી લાઠાણીના વંશજો પોતાની ઊપજમાંથી ૨૦ મો ભાગ શ્રી જલારામ બાપાની જગ્યામાં આપે છે.

---

એક મહાત્માએ કોઈને પૂછ્યું કે– 'ભાઈ! વધારેમાં વધારે કેટલે દૂર ઘા પહોંચી શકે?' ત્યારે તે માણસે કહ્યું કે 'સાધારણ ઘા એકસો હાથ સુધી ને ગોફણથી ઘા ફેંક્યો હોય તો ત્રણસો હાથ સુધી પહોંચી શકે.' મહાત્માએ ફરી પૂછ્યું કે– 'એથી વધારે દૂર જાય એવું કાંઈ છે?' ત્યારે પેલા માણસે કહ્યું કે– 'બંદુકની ગોળી હજાર હાથ સુધી દૂર જાય છે અને તોપનો ગોળો ચાર પાંચ માઈલ સુધી જઈ શકે છે' સાધુએ ફરી પુછ્યું, 'એથી વધારે દૂર જાય એવું કાંઈ સાધન છે?' તે માણસે કહ્યું 'નહિ.'

ત્યારે તે સાધુ મહાત્માએ કહ્યું કે બેટા! **'ભુખ્યા માણસને ખવરાવેલ અન્નનો ગોળો સ્વર્ગના બારણા સુધી પહોંચી શકે છે.'**

---

જેને ક્રોધ ચડતા વાર લાગતી હોય એનાથી ચેતતા રહેજો. એને ક્રોધ ચડતા વાર લાગે છે. પણ એનો ક્રોધ તીવ્ર હોય છે. અને એ જલદી ઊતરતો પણ નથી.

કન્ફ્યુશિયસ

મારકણા થાવા કરતાં ભુલકણા થવું સારું છે.

---

ખાંડના પાણીમાં લીંબુનાં બે ટીપાં નાખતાં શરબત બને છે તેમ જિંદગીના ડહાપણના પ્યાલામાં ગાંડપણનાં થોડાં ટીપાં, જિંદગીને વધુ સ્વાદિષ્ટ બનાવશે એટલે કે– પ્રસંગ આવે તો સગાંના સ્નેહીના અરે! ઘરના કોઈ પણ માણસના વેણના કડવા ઘૂંટડા ગળે ઉતારવાનું શીખજો!

# 'બાપુ! મને જેલમાં નાખો.'

ફતેપુર ગામનો એક ચુંવાળિયો કોળી નાની મોટી ચોરિયુ કર્યા કરે, એમાં એ એક દિ' ચોરી કરતા ઝડપાઇ ગયો અને વીરપુરની જેલમા પુરાણો,

જલા ભગતને મોઇએ કહ્યુ કે, 'ભગત! આજની નવીન વાત કાંઈ સાભળી?'

'ના, બાપળા! મને તો કાઇ ખબર નથી, હુ તો આ ઓટલા ઉપર બેઠો બેઠો 'ઠાકર'ના નામની માળા ફેરવુ છુ'

'અરે! આજે તો તમારા ગુરુના ગામના એક કોળીને આપણા દરબારે જેલમા નાખ્યો'

'ફતેપુરનો?' બાપાએ પૂછ્યુ

'હા, હા, ફતેપુરનો કોળી'

'પણ માગે વાલીડો કાઇ જખરો, આખમાથી કાજળ કાઢે એવી રીતની ચોરિયુ કરતો છતા 'હાથ' નો'તો આવતો છેવટે આપણા દરબારને ઝપાટે ચડી ગયો અને જેલમા પુરાણો'—વાત કરનાર હજુ આગળ વાત લબાવે તે પહેલા તો 'હે રામ! હે ઠાકર!' કરતા પૂજ્ય બાપા ઉપડયા અને પૂગ્યા દરબાર પાસે.

'બાપુ! આપે કોઇ કોળીને જેલમા નાખ્યો છે?'

'હા, ભગત!'

'શુ કાંઈ કામ પડયુ!'

કામ તો કાંઇ નથી પડયુ પણ બાપુ, એ તો 'મારા ગુરુના ગામ ફતેપુરનો છે'

'હશે'



'પણ બાપુ મારા ગુરુનાં ગામનો એટલે મારે મન પૂજનીક, એ તો મારો ગુરુભાઈ, એ બેડીઓ ખખડાવે તો મને નિંદર શેની આવે !'

'ભગત ! એ તમારા ગુરુના ગામનો ભલે રહ્યો પણ એના ધંધા જાણો છો ? માળો......છે તો કોળકો પણ ડફેરો......અને મિયાણા......એની પાસે પાણી ભરે એવો બળુકો, એને તો માંડ 'હાથ' કર્યો છે.'

'બાપુ ! એ બધું સાચું', પણ એ તો મારા ગુરુના ગામનો મારો ભાઈ, મારો પૂજનીક.'

બાપુ તો બાપાની દલીલો સાંભળતા જાય છે અને નિરાંતે હોકો ગગડાવે છે અને ૨–૪ હજુરિયા પાસે બેઠા છે.

બાપાની દલીલો આગળ વધે છે.

'બાપુ, એમ કરો ! તમારે તો એક માણસ જેલમાં જોઈએ ને ?'

'હા,.. ના, ..'

એક હજુરિયો વચમાં બોલ્યો, 'પણ ભગત, ચોરી કરનારને શિક્ષા તો થવી જોઈએ ને ?'

'સાચું, ! ભાઈ ! સાચું !'

'પણ ચોર મારા ગુરુના ગામનો.'

'બાપુ !'



'એમ કરો, એ મારા ગુરુના ગામના કોળીને બદલે મને જેલમાં નાખો, એના બધાં ગુન્હાઓ હું કબુલી લઉં છું. અને એને છોડો એ મારા ગુરુના ગામનો છે, એટલે એના બદલે હું જેલ ભોગવીશ.' એમ કહી જલાબાપાએ વીરપુર





બાપુ સામે હાથ જોડયા અને માથેથી પાઘડી ઉતારવા બેય હાથ માથા તરફ લીધા, ત્યાં તો દરબારે ભગતના હાથ પકડી લીધા.

"હં ! હં ! ભગત બહુ થઇ, તમારી વાતો સાંભળી મારા તો રૂંવાડા ઉભા થઇ જાય છે. હું યે કોળિયો ધાન ખાઉં છું હો ભગત ! આજે મને મારા આંગણે સાચા ભગતના દર્શન થયા છે, ધન્ય છે ભગત તમને અને તમારી ગુરુભક્તિને કે એક ચોરને બદલે ફક્ત ફતેપુરના રહેવાવાળા ખાતર તમો જેલ ભોગવવા તૈયાર થયા છો, મારા ધનભાગ્ય કે– મારા રાજ્યમાં તમારા જેવા ભક્તો છે." એમ કહી બાપુએ બાપાના માથેથી પાઘડી ઉતારતાં અટકાવી દીધા અને જેલના ઉપરીને બોલાવી બોલા ફતેપુરના કોળીને છોડી મુકયો' અને એ 'ગુરુભાઇ'ને બાપા જગ્યામાં તેડી લાવ્યા અને રોટલો ખવરાવ્યો.

ધન્ય જલાબાપા ! ધન્ય સુરાજી બાપુ !

તા ૨૨–૧–૫૩ ના રોજ જામનગર લોહાણા મહાજન વાડીમાં પુજ્ય વંદનીય શ્રી મયાપ્રસાદજી મહારાજે આપેલા પ્રવચનમાંથી.

**તા ક –** એ જમાનામાં બાપુની 'જીભ' એ કાયદો ગણાતો અને બાપુ બોલ્યા એ નામદાર હાઇકોર્ટનો ચુકાદો મનાતો, I. P. C, ની કલમ કરતાં બાપુની 'જીભ' વધુ કામ કરતી અને નામદાર જજ સાહેબોની Chamber કરતાં આવા 'ડાયરા' વધુ ભરાતા અને કાળા કોટ પહેરી કાયદાના આધારે ટાંકી દલીલો કરતા એ સમર્થ વકીલોની દલીલો સાંભળ્યા વગર આવા ભલા ભોળા રાજવીઓ 'માનવતાનો' ધર્મ જાણી ચુકાદો આપી દેતા.

હવે આ ગામડી પદ્ધતિ સારી હતી કે આજની 'દર્શનપ્રિય' પરંતુ કાચાપોચાની તો છાતીના પાટિયા બેસાડી દયે એવી 'Modern System' સારી એ તો વાંચકોએજ નક્કી કરવું.



## પરચો ૧૮
## નાગનું ઝેર ઉતરે છે.

'બાપા ! મારા એકના એક દીકરાને નાગ કરડયો છે આ ઝોળીમાં નાખીને લાવ્યો છું '



'બાપા! ઉગાર્યે આરો છે.' એમ કહી ગોમટાનો દેવશી પટેલ બાપાને પગે પડે છે અને છોકરાને બાપા સામે સુવરાવે છે. બાપા કહે છે કે- 'ભાઈ દેવશી! ઠાકર સૌની લાજ રાખશે.'

'સુંઝાવમાં!'

એમ કહી પોતાની સામે ભીમાભી બાપુ (બાપાના પરમ સેવક અને નામદાર ઠાકોર સાહેબના કાકા) ઉભા હતા તેમને કહ્યું કે- 'બાપુ! લ્યો આ ચિપિયો અને જ્યાં નાગ કરડયો હોય ત્યાં ઠાકરનું નામ લઇ ફેરવો.'

ભીમાભી બાપુએ ચિપિયો લઇ જ્યાં નાગ કરડયો હતો ત્યાં ઠાકરનું નામ લઇ ત્રણ વખત ચિપિયો ફેરવ્યો.

સૌના આશ્ચર્ય સાથે છોકરો બેઠો થયો.

સૌ બાપાને પગે પડયા.

બાપાએ કહ્યું કે-'પગે લાગો આ ઠાકરને! આ મારા રામને! હું તો તેનો સેવક છું, તેમની આજ્ઞા થાય તે કરૂં છું.'

દેવશી પટેલના વંશજો આજ પણ બાપાના સેવકો છે. અને પોતાની ઊપજમાંથી પહેલાં બાપાનો ભાગ કાઢે છે.

---

રખે કોઇ ભુલ ખાતા

આ વિશ્વમાં બધુંજ નિયમસર ચાલે છે ને આપણને જે અકસ્માત જેવું લાગે છે એનુ કારણ તો આપણુ જ્ઞાન મર્યાદિત હોવાનુ કારણ છે. માનવી ગમે તેવી પ્રખર બુદ્ધિ ધરાવતો હોય અને દેશ-પરદેશ અરે નવખંડ ધરતી ફરી વળ્યો હોય અને જગતના પ્રવાહોનું ઊંડુ અવલોકન કર્યું હોય છતાં તે બધુંજ પામી શકે જ નહિ. જેથી કુદરતી અપાર શક્તિ સમજી નમ્ર બનીએ એજ લાભદાયી છે.

પ્રકરણ ૧૯

## ભર્તૃહરિ, ગોપીચંદ આવે છે.

સંવત ૧૯૩૪ ની સાલનો દુષ્કાળ પડયો

મનુષ્યોને ખાવા અન્ન કે પીવા પાણીની મુશ્કેલી પડવા માંડી

સર્વત્ર હાહાકાર મચી ગયેલો

અને તેમાંય જે ઠેકાણે અન્નદાન અપાતું હોય ત્યાંની ધમાલનું તો પૂછવું શું હોય!

આખો દિવસ અન્નના ક્ષુધાર્થીઓ આવ્યા જ કરે. આવી ધમાલ જોઈ ભક્ત જલારામ 'ઠાકર' સામે હાથ જોડી અરજ કરતા કે- 'હે દીનાનાથ! હવે તો દયા કર...આ તારા બાલુડાં ભૂખ્યાં ટળવળે છે...અન્ન પાણીના સાંસાં પડે છે... -હે કૃપાળુ! હે દયાળુ! હવે દયા કર,! દયા કર!

આમ ભક્તરાજ ભગવાનને હાથ જોડી અરજ કરતા.

જગ્યામાં દીરા ભગત કરીને એક લોહાણા ભાઈ રહે, તેનું કામ તરસ્યાને પાણી પાવાનું

આખો દિવસ પાણી પાયા જ કરે, એટલા તૃષાતુર આવે. એક વખત જટાધારી બે યોગી જગ્યામાં આવી 'અહલેક, બમ ગિરનારી' કહી બેઠાં.

બાપાએ હાથ જોડયા અને પ્રણામ કર્યા.

'પધારો યોગીરાજ, શું હુકમ છે?'

યોગીરાજ બોલ્યા, 'કુછ હુકમ નહીં હૈ, જલ પીના હૈ, જલ પીલાવ ભકત,' એમ કહી બંને યોગી હસ્યા.

બાપાએ હાથ જોડયા

દીરા ભગતને પાણી લાવવાનું કહી બાપાએ બંને યોગીઓને પાણી પાયું.

યોગી પાણી પી ચાલતા થયાં.

બાપાએ ફરી હાથ જોડી વિનતિ કરી કે, 'ક્યારેક ક્યારેક પધારતા રહેજો યોગીરાજ !'

યોગીરાજ જવાબમાં ફક્ત હસ્યા અને લાંબા હાથ કરી આશીર્વાદ આપ્યા



યોગીરાજ ગયા પછી બાપાએ ટીડા ભગતને કહ્યું 'કાં ટીડા, હમણાં બે યોગી આવ્યા હતા તેને ઓળખ્યા ?

ટીડા ભગત કહે, 'ના બાપા ' હું ક્યાથી ઓળખું !'

'હુ તો જાણુ કે યોગી છે '

'તો જા ટીડા. તેં આ દુકાળમાં બહુ સેવા કરી છે તો તને કહું છું કે-તે ભર્તૃહરિ અને ગોપીચંદ હતા. જો તારે દર્શન કરવા હોય તો.'

જુનાગઢના રસ્તે જાય છે.' . . .

'છેટેથી દર્શન કરજે. કાંઈ બોલતો નહીં.'

'નિશાનીમાં અત્યારે વરસાદના છાંટા પડે છે પણ તેની ઉપર છાંટા નહી પડતા હોય, તે ભિંજાયા વગર જતા હશે.'

ટીડા ભગત તો દોડયા અને જ્યાં બે કલાક પહેલાં જે યોગી આવ્યા હતા તેને જુનાગઢ તરફ જતાં જોયાં.

છેટે ઊભા રહી દર્શન કર્યા અને જોયું તો વરસાદમાં ભિંજાયા વગર તે મહાન પુરૂષો ચાલ્યા જતા હતા.

ટીડા ભગતે જગ્યામાં આવીને બાપાને વાત કરી કે- 'બાપા! સાચી વાત..તે જુનાગઢ તરફ જતા હતા, અને ભિંજાતા ન હતા.'

• બાપાએ કહ્યું કે- 'ટીડા! આવા મહાન પુરૂષો ક્યારેક ક્યારેક સાધુ-સંતોની જગ્યામાં આવી ચડે. પણ ટીડા! એક હિસાબે અમરત્વ ભૂંડું તો ખરૂં હો! એક વાતનો છુટકો જ નહીં ને!

---

એકવાર કોઈકે સાદીકને કહ્યું કે, આપ ઉત્તમ વંશમાં જન્મેલા હોઈ એ વંશજની શોભારૂપ છો અને તેથી આપે અભિમાન લેવા જેવું છે.' આ સાંભળી સાદીક બોલ્યા કે 'ના, હું અભિમાની થનાર નથી પરંતુ એમાં મારું અહોભાગ્ય સમજીશ. જ્યારે માણસ પોતાનું અભિમાન વિસર્જન કરે છે, ત્યારે જ તેનામાં ઈશ્વરી પ્રકાશ ઉગી આવે છે. માણસે પોતાના શરીર-કુળ-જાતિનું અભિમાન રાખવું જોઈએ નહી. પરંતુ ઈશ્વરના મહિમામાં પોતાની પ્રતિષ્ઠા અને અભિમાનને ઓગાળી દેવામાં ગૌરવ માનવાનું છે.'

'મુસ્લિમ મહાત્માઓ'

પરચો ૨૦

## વીસ વરસનો જુવાન મૃત્યુ પછી સજીવન થાય છે.

'બાપા મારા આ એકના એક દીકરાને તમે કંઠી બાંધી આપો.'

એમ કહી વીરપુરનો કાળો રૈયાણી પોતાના ૧૦ વરસના દીકરાને પગે લગાડે છે.

'અરે કાળા! મારી કંઠી કેવી ને વાત કેવી!'

'મેં તો હજી હમણાં બે વરસ થયાં ઠાકરની આજ્ઞા લઇ ગુરુ પ્રતાપે સદાવ્રત બાંધ્યું છે.'

'મજુરી કરીને સાધુ સંતને રોટલા આપું છું.'

'તેમાં હું કયાંથી મોટો ભગત થઈ ગયો, કે તું મારી પાસે કંઠી-બંધાવવા આવ્યો.

'કંઠી કોઇ મહાત્મા પાસે બંધાવ!'

'હું તો ગૃહસ્થી છું. ઠાકરની સેવા કરૂં છું. મારાથી કંઠી બંધાય?'

આમ કહી બાપા કંઠી બાંધવાની ના પાડે છે.

આ સાંભળી બાપાની પાસે કોઇ જોગી બેઠા હતા તેમણે કહ્યું કે–

'ભગત! એસા નહીં હોગા ઠાકર કા નામ લે કર આપ હી કંઠી બાંધ દો'

આમ જોગીની આજ્ઞા થતાં, બાપાએ તો કાળા રૈયાણીના છોકરાને કંઠી બાંધી આપી.

કાળો રૈયાણી અને તેનો છોકરો બાપાને પગે લાગ્યા.

કાળા રૈયાણીએ કહ્યું કે– 'ભગત! આ મારો એકનો એક છોકરો છે. તમારી કંઠી બંધાવી છે, માટે તેની રક્ષા તમેજ કરજો'

બાપા કહે કે– 'રક્ષા તો 'ઠાકર' સૌની કરશે પણ તમારે જેમ એકનો એક દીકરો છે તેમ કંઠી બાંધેલ મારો આ પહેલો સેવક છે. માટે ટાણું કટાણું જોતા નહીં અને કામ પડે તો જગ્યામાં ખુશીથી આવતા જતા રહેજો,'

'જા! ઠાકર તારા છોકરાની રક્ષા કરે' એમ આશીર્વાદ આપી બાપ-દીકરાને રજા આપી.

આ વાતને ૧૦ વરસ વીતી ગયા.

છોકરો ૨૦ વર્ષનો જુવાન જોધ થઇ ખેડનું કામ કરવા માંડયો, તેમાં ભગવાનને કરવું છે તે એક દિવસ છોકરાને રાતમાં પેટમાં દુઃખવા માંડયું.

કલાકમાં તો પેટમાં સખ્ત દુઃખાવો ઉપડયો.




કાળા રૈયાણીએ કંઇક ઉપચાર કર્યાં પણ દુઃખાવો મટયો નહીં અને ૪-૫ કલાકની સતત સારવાર છતાં વીસ વરસનો જુવાનજોધ છોકરો પળીકમાં મરી ગયો.

એકના એક યુવાન પુત્રના અચાનક મરણના શોકથી કયો બાપ ભાન ગુમાવી ન બેસે !

કાળો રૈયાણી શુદ્ધિમાં આવ્યા પછી ખૂબ આક્રંદ કરવા લાગ્યો અને માથા પછાડવા મંડયો.

સૌએ તેને બહુ દિલાસો આપ્યો. અને છોકરાની નનામી બાંધવાની તૈયારી કરી, સવાર પડે ત્યારે સમશાન જવા માટે તૈયારી કરવા લાગ્યા.

ત્યાં કોઇકે કાળા રૈયાણીને વાત કરી કે–

'કાળા ! તારા છોકરાને જલારામ બાપાએ કંઠી બાંધી છે અને કહ્યું છે કે, 'ટાણું કટાણું જોતો નહીં, અને કામ પડયે હાલ્યો આવજે' માટે બાપાને ખબર તો દે.'

'અરે ભાઇ ! આમાં હવે શું કરવા ભગતને દુઃખ દઉં ?'

'સવારના એની મેળે ભગતને ખબર પડશે.'

પણ એક ભાઇએ કહ્યું કે– 'એમ ન થાય !

'ચાલ હું જ ભગતને ખબર આપી આવું.'

એમ કહી એક ભાઈ જગ્યામાં બાપાને ખબર દેવા ગયા.

સવારના ચાર વાગ્યાનો સમય હતો, જગ્યાના કમાડ બંધ હતા તે ઉઘડાવ્યા અને જલા ભગતને સાદ કર્યો.

બાપા આ વખતે દાતણ પાણી કરી ના'વા પધાર્યા હતા. નાહીને આવ્યા એટલે પેલા ભાઇએ વાત કરી કે, 'ભગત ! આજ રાતના કાળા રૈયાણીનો દીકરો અચાનક પેટના દુઃખવામાં મરી ગયો. ગજબ થઇ ગયો છે બાપા !'

બાપા બોલ્યા 'અરે રામ ! હે રામ ! બહુ ખોટું થયું.'

'ઠીક ભાઈ હમણા ઠાકરની સેવા કરી આવું છું.'

'મારે છોકરાને એક વખત નજરે જોવો છે.'

'મારો સેવક છે, મેં પહેલી કંઠી બાંધી છે માટે મારા આવ્યા પહેલા તેને લઇ જતાં નહિ, હું હમણાં જ ઠાકર સેવા કરીને આવું છું.

એમ કહી પેલા ભાઇને રજા આપી અને બાપા ઠાકર સેવા કરવા પધાર્યાં.

પેલા ભાઈ જગ્યામાંથી કાળા રૈયાણીને ઘેર આવ્યા અને વાત કરી કે 'ભગત હમણાં આવે છે '

પણ કોઇકે કહ્યું કે- 'હવે ભગત હમણાં આવે તોય શું ! નકામું શું કરવા મોડું કરો છો ! અને શબ જ્યાં સુધી ઘરમાં પડયું હશે ત્યાં સુધી તેના મા-બાપ બહુ 'રો રો' કરશે માટે ભાઇઓ ચાલો, ઉપડીએ-નકામું મોડું શું કરવું !'

એમ કહી શબને ઠાઠડીમાં બાંધી તૈયાર રાખ્યું હતું તેને લઇ જવાની તૈયારી કરવા લાગ્યા

આની તરફ બાપા ઠાકરની સેવા કરી જ્યાં શબને લઇ જવાની તૈયારી કરે છે ત્યાં આવ્યા

સૌ રોવા લાગ્યા અને બાપાને કહેવા લાગ્યા 'બાપા ! ગજબ થઇ ગયો કાળા રેયાણીનું જીવતર ધૂળ ભેગું થઈ ગયું. જુવાનજોધ, કંધોતર ઘડીકમાં હાલ્યો ગયો '

બાપાએ કહ્યું કે-'ઠીક ભાઇઓ ! જેવી રામની મરજી પણ એક વખત મારા સેવકનું મોઢું તો મને જોવા ધો!'

એક ભાઈએ કહ્યું કે-'બાપા ! નનામી બાંધી દીધી છે, હવે કયાં છોડવી'

બાપા કહે કે- 'ભલે ! આખી નનામી ન છોડો પણ હું મોઢું દેખું એટલો ભાગ ખુલ્લો કરો એટલે મારા સેવકને જોઈ લઉં !'

બાપાના હુકમનો અનાદર તો થાય નહીં એટલે એક ભાઇએ દાતરડું લઇ નનામીને નાંદરી-સુતર બાંધ્યું હતું તે કાપી નાખી મોઢાનો ભાગ ખુલ્લો કર્યો

'લ્યો બાપા ! જોઇ લ્યો તમારા સેવકના મોઢાને!'

બાપા નનામી આગળ ગયા, અને રામ નામ લેતા લેતા સેવકના મોઢા સામું જોઇ બોલ્યા કે- 'અરે ગોવિંદા ! આમ શું સુતો છે મારા મોઢા સામું તો જો !'

આટલું બાપા બોલ્યા ત્યાં તો ગોવિંદાની એક આંખ બાપા તરફની ઉપડી અને બાપા તરફ જોયું.

બાપા તુરત હસ્યા, આંખો મિંચી ફરી રામનું ધ્યાન ધરી ફરી બોલ્યા કે-'બાપ ગોવિંદા, ઊભો થા ! આ શું !' આટલું કહેતા તો ગોવિંદાએ બેય

આંખો ઉઘાડી, 'મને શું બાંધ્યો છે. છોડી મુકો' એમ કહેવા માંડયો.

આ જોઇ બધા હર્ષઘેલા થઇ ગયા અને દાતરડું લઇ નનામીના બંધ કાપી નાખ્યા.

ગોવિંદો ઊભો થઈને બાપાને પગે પડયો. સૌ બાપાને પગે પડવા મંડયા. અને કાળો રૈયાણી તો બાપાના પગમાં પડી ધ્રુસકે ધ્રુસકે રોવા માંડયો. 'અરે બાપા આ શું? મારી લાજ રાખી!'

જ્યાં ઘડી પહેલાં શોકનું ગંભીર વાતાવરણ હતું ત્યાં આનંદ આનંદ થઈ ગયો.

બાપાએ સૌની રજા લીધી અને કહ્યું કે-'ભાઇઓ ઠાકરની સેવા હજુ કરવી છે, હું સેવા કરીને હમણાં આવું છું.' એમ કહી બાપા જગ્યામાં પધાર્યા.

આભડવા માટે પચાસેક માણસો આવ્યા હતા તે હજુ ઘરમાં હતા.

ગોવિંદો ઊઠીને ખડકીને તાળું મારી આવ્યો અને સૌને કહ્યું કે-'તમે આવ્યા છો તો હવે તમને જમાડયા વગર ખડકીનું તાળું ઉઘાડી જવા નહીં દઉં.'

સૌ બોલ્યા કે-'અરે ગોવિંદા! અમે તો 'આભડવા' આવ્યા હતા અમારાથી નાયા વગર ન ખવાય!'

પણ ગોવિંદો એકનો બે ન થયો

ઘડી પહેલાં જે 'હાલ્યો' ગયો હતો તેનો આવો આગ્રહ જોઈ સૌ લાચાર થઈ ગયા.

લાચાર થયા વગર છુટકો પણ ન હતો કારણ કે ખડકીને તો ગોવિંદે તાળું માર્યું હતું

પછી ગોવિંદે તેના બાપાને કહ્યું કે-'બાપા! આ નાઠાબારીએથી તમો ગામમાં જાવ અને કંદોઇને કહી રવાનો શીરો અને સેવ કરાવી લાવો.'

કાળો રૈયાણી તો કંદોઈની દુકાને જઇ રવાનો શીરો અને સેવ કરાવી લાવ્યો.

ખડકી તો બંધજ હતી.

આ બધો માલ નાઠાબારીએથી લાવવામાં આવ્યો.

જમવાની તૈયારી કરવા માંડયા

ત્યાં બાપા પધાર્યાં અને કહ્યું કે, 'ગોવિંદા તાળું ખોલ...કોઇને પરસાદ લીધા વગર આજ નહીં જવા દઉં'.'

ગોવિંદાએ તાળું ખોલી ખડકી ઉઘાડી તો બાપાની સાથે લગભગ ૧૦૦ માણસો બીજા, આ ચમત્કાર જોવા અંદર આવ્યા. સવારમાં તો આ અદ્‌ભૂત ચમત્કારની વાત ગામમાં ફેલાઇ જવાથી સૌ ટોળે વળ્યા હતા

આટલું બધું માણસ જોઇ કાળો રૈયાણી તો ગભરાયો.

શીરો અને સેવ ૫૦ માણસો જમે તેટલો અને આ ૨૦૦ માણસને જમાડવા ક્યાંથી !

બાપા સમજી ગયા !

અને કાળા રૈયાણીને કહ્યું કે- ' કાળા, મુંઝામાં.'

' જે ઠામમાં શીરો અને સેવ છે. તે ઠામ ઉપર લુગડું ઢાંકી દે અને ઘીનો દીવો કર, અને રામનું નામ લઇ મંડ સૌને પીરસવા.'

' હું આંહી જ બેઠો છું.'

બાપા બેઠા હોય પછી પૂછવું જ શું !! ૨૦૦ માણસો આનંદથી જમી બાપાનો ચમત્કાર નજરોનજર જોઇ બાપાને પગે પડતાં ઘરે ગયા.

પછવાડે બાપા, કાળો રૈયાણી, કાળા રૈયાણીની વહુ અને ગોવિંદો જમવા બેઠા. નિરાતે જમ્યા.

અને કાળો રૈયાણી તો હર્ષઘેલો થઇ એમજ કહ્યા કરે કે- ' ભલે મેં ગોવિંદાને તમારી કંઠી બંધાવી બાપા !'

' તમારી કંઠી બંધાણી તો આજ મારો ગોવિંદો સજીવન થયો, નહીંતર આજ તો મારૂં જીવતર ' ધૂળધાણી' થઈ ગયું હોત.'

બાપા કહે કે-'કાળા એ બધો રામનો પ્રતાપ છે. હું તો કાંઈ જાણતો નથી પણ મારો પહેલો સેવક આમ 'હાલ્યો' જાય એ ઠાકરને ગમે ?'

અને ગોવિંદાની માથે હાથ મુકી બોલ્યા કે-' ગોવિંદા, તું પણ મારો ખરો સેવક કે તેં કોઇને જમ્યા વગર જાવા ન દીધા.'

ગોવિંદાના વંશજો આજ પણ બાપાના સેવકો છે અને પોતાની ઊપજમાંથી પહેલાં બાપાનો ભાગ કાઢી, જગ્યામાં મોકલાવે છે.

---

## પરચો ૨૧
## ગંગા, જમના મૈયા જગ્યાના ગોળામાં પાણી રેડવા આવે છે.

'બાપા! હવે આજ્ઞા આપો તો આ સાલ ગંગા, જમનાના સ્નાન કરી આવું!'

'ભલે, ભીમાભી બાપુ! પછી વાત! હમણાં શું ઉતાવળ છે?'

એકાદ મહિનો જાય અને વળી એ જ વાત. ભીમાભી બાપુ, બાપાને આજ્ઞા આપવા અરજ કરે છે.

ભીમાભી બાપુ બાપાના પરમ સેવક. રાતના જગ્યામાં સુવે અને બાપાની આજ્ઞા મળે એટલું જ કામ કરે.

ભીમાભી બાપુને ગંગા જમનામાં 'હાડકા' બોળી કાયાને પવિત્ર કરવાની બહુ જ ઈચ્છા.

હરવખત બાપાને અરજ કરે.

અને બાપા આજકાલ...આજકાલ...કરે.

છેવટે જ્યારે ભીમાભી બાપુ બહુ કહેવા માંડયા ત્યારે બાપાએ કહ્યું કેઃ- 'ભલે બાપુ! આ અઠવાડિયામાં જાજો. પણ આજ રાતના જગ્યામાં સુવા જરા વહેલા આવજો, ખાસ કામ તો નથી પણ વહેલા આવતા રહેજો.'

ભીમાભી બાપુ કહે કે, 'ભલે બાપા!'

ભીમાભી બાપુ તો આજ બાપાની આજ્ઞા પ્રમાણે રાતના ૯ વાગ્યે જગ્યામાં આવ્યા અને જગ્યાની ડેલી આગળ ખાટલો ઢાળી સૂતા.

રાતના પહેલા પહોરની મીઠી નિદ્રા લઈ રહ્યા છે.

બીજા પહોરનો સમય છે ત્યાં જગ્યાની ડેલીના કમાડ ઉઘડયા અને બે બાઇઓ જેણે સફેદ વસ્ત્રો પરિધાન કર્યા છે, જેના માથા ઉપર પાણીની હેલ્યું રહી ગઇ છે તે રૂમઝુમ...રૂમઝુમ...કરતી જગ્યાના ભંડાર તરફ ચાલ્યું.

ડેલીના કમાડ ઉઘડતા ભીમાણી બાપુ તો જાગી ગયા પણ સુતા સુતા જોઇ જ રહ્યા કે, 'આ શું! આ બે બાયું કેવી! જેના તેજનો પાર નથી. એવી બાઇઓ અત્યારે કયાંથી!' બાઇઓ તો જગ્યાના પાણીના ગોળામાં



ગંગા, જમના, મૈયા જગ્યાના ગોળામાં પાણી રેડવા આવે છે
પ્રતાપસિંહજી પ્રથાભી તરફથી અર્પણ તા ૧-૯-૧૯૫૧

પાણીની હેલ્યુ ઠાલવી પાણી ભરી ભગવાન રામચંદ્રજીના મંદિર પાસે આવી, ભગવાન રામચંદ્રજીને પગે લાગી. પાછી આવી હતી તેવીજ રીતે ચાલ્યું ગઈ, અને જગ્યાની ડેલીના કમાડ આપોઆપ બંધ થઇ ગયા

આ ચમત્કાર જોઇ ભીમાણી બાપુ પહેલાં તો પોતે સ્વપ્નાવસ્થામાં છે

કે જાગ્રત તેની ખાતરી કરી જોઇ...શરીરે ચિટિયા ભર્યા...ખોંખારા ખાધા... અને આંખો ચોળી...ઊભા થયા અને જગ્યામાં આંટો માર્યો......

પોતાને ખાતરી થઇ કે 'નહીં હું જાગું છું...આ સ્વપ્નું નથી...અને હમણાં બે બાઇઓ તેજતેજના અંબાર જેવી આવી હતી, પાણીના બેડા માથે હતા. જગ્યાના ગોળામાં પાણી ઠાલવ્યા તે બધું સાચું છે.' આ ચમત્કાર જોઈ બાપુ તો આશ્ચર્ય પામ્યા કે આ શું ? આ બાઇઓ કોણ ? વગેરે અનેક જાતના તર્કવિતર્ક કરવા લાગ્યા અને 'હવે કયારે સવાર પડે ને બાપાને વાત કરૂં' એ વિચારમાં ને વિચારમાં બાકીનો સમય જાગ્રત રહ્યા.

સવાર પડયું.

બાપા નાહી ધોઇ ઠાકર સેવા કરી બહાર પધાર્યા ત્યારે ભીમાભી બાપુએ બાપાને કહ્યું કે-' બાપા ! એક કૌતુકની વાત કરવી છે.'

' શું છે બાપુ !'

' બાપા તમે માનો કે ન માનો પણ આજ રાતના મેં નજરો નજર જોયું કે-'સફેદ વસ્ત્રો પહેરેલી તેજતેજના અંબાર જેવી બે બાઇઓ માથે પાણીની હેલ્યું લઇ જગ્યામાં આવી. જગ્યાના કમાડ આપોઆપ ઉઘડી ગયા. બેય બાઇઓ તો પરબારી ભંડારમાં ગઇ અને આપણા પાણી રાખવાના દેગડામાં પાણી રેડી પાછી ભગવાન રામચંદ્રજીની મૂર્તિને પગે લાગી ચાલી ગઇ અને પાછા કમાડ આપોઆપ બંધ થઈ ગયા.'

બાપા કહે કે- ' વાહ...બાપુ ! તમને સ્વપ્નું તો આવ્યું નથી ને ?'

' ના, બાપા, સ્વપ્નું કેવું ! સાચી વાત છે. મને પણ પહેલાં સ્વપ્નું લાગેલું પણ આ જોયા પછી હું તો ઊઠયો, જગ્યામાં આંટો માર્યો.'

' સ્વપ્નું નો'તું પણ સાચી વાત છે.'

' બાપા, આપ સમરથ છો. આ ભેદી વાતનો ખુલાસો કરો.'

ત્યારે બાપા બોલ્યા કે- 'બાપુ ! તમે આજ વરસ દિવસ થયાં ગંગા-જમનાના સ્નાન કરવા જવા માટે મારી રજા માગો છો, ખરૂંને બાપુ !'

'હા બાપા !'

'તો સાંભળો.'

'આ જે બાઇઓ પધારેલ તે ખુદ ગંગા-જમના મૈયા પોતે જ હતા. તે પતિત પાવની મૈયા જ્યાં સાધુસંતની સેવા થાતી હોય એવી જગ્યામાં આવે અને પોતાના પવિત્ર નીરના બેડા જગ્યામાં રેડી જાય !'

'હવે તમારે ગંગા-જમના નહાવા જવું હોય તો ખુશીથી જજો બાપુ!'

ત્યારે ભીમાભી બાપુ બોલ્યા કે- 'હવે મારે ક્યાં જવાપણું રહ્યું!'

'જ્યાં મારે જવું છે તે ખુદ પોતે આંહી પધારે છે, અને પોતાનું પવિત્ર જળ રેડે છે'

''મારે માટે તો હવે અહિયા જ ગંગા-જમનાના સ્નાન થઇ ગયા' એમ કહી બાપાના પગમાં પડયા.

આજ પણ જગ્યામાં પાણીના દેગડા ઉઘાડા જ રહે છે તેના ઉપર ઢંકાતું નથી અને સૌ તેમાંથી પાણી પીએ છે છતાં હજુ સુધી "ઉઘાડા પાણી" પીવાથી કોઇને કાંઇ થયું નથી.

કોઇ પૂછે તો હજી પણ કહે છે કે- 'રાતના અમુક સમયે કોઇ કોઇ વખત પાણીના દેગડામાં કોઇ પાણી રેડતું હોય એવો અવાજ સંભળાય છે'

---

અને તમારી ભૂલો માટે તમારા પાલનહારની જલદી ક્ષમા માગી લ્યો અને જે સ્વર્ગ ધરતી અને આકાશની પેઠે વિસ્તરેલું છે તેને માટે પ્રાર્થના કરો. તે એવા લોકો માટે છે જેઓ પરહેજગાર એટલે સદાચારી છે, ગરીબી અને અમીરી બન્નેમાં દાન કરતાં રહે છે. પોતાના ગુસ્સા પર કાબૂ રાખે છે અને માણસોને ક્ષમા આપે છે; કારણ કે અલ્લા બીજા પ્રત્યે સદ્‌વર્તન કરનારાઓને ચાહે છે."

હજરત મહંમદ અને ઈસ્લામ

---

અમરૂ લખે છે- મેં પેગંબરને પૂછ્યું : "ઇસ્લામ શું ચીજ છે ?" તેમણે જવાબ આપ્યો "વાણી પવિત્ર રાખવી અને અતિથિનો સત્કાર કરવો" મેં પૂછ્યું "ઇમાન શું છે ?" તેમણે કહ્યું, "ધીરજ ધરવી અને બીજાનું ભલું કરવું'

# બાપા હાલતાં ચાલતાં જે કોઈ જે કાંઈ માગે તે આપી દેતા.

બાપા હાલતા ચાલતા જે કોઇ જે કાંઇ માગે તે આપી દેતા કોઇ સાધુ આવે અને માગણી કરે કે, 'ગોકુળ–મથુરાની યાત્રાએ જવું છે અને ૧૦૦ રૂપિયા આપો' તો તુરત જ રૂપિયા આપતા, કોઈ–ગાય–ભેંસ–ઘોડો માગે તો તે આપતા, અરે પોતે જે પાઘડી બાંધી હોય અને તે કોઇ માગે તો તે આપી દેતા, આના બદલામા કોઇ બાપાના વખાણ કરે તો બાપા શું કહેતા એ જાણો છો ?

" બાપના ! પ્રભુના ધામમા ખોટ કયા છે ? જગ્યા પણ તેનીજ છે ! અને મૂર્તિ પણ તેનીજ છે આ કોઠારમા રહેલી સર્વ સામગ્રી પણ તેનીજ છે ! અને આ ગાયો–ભેંસો–ઘોડા પણ તેના જ છે, આમા મારૂં કાંઇ નથી હું તો તેના સેવક તરીકે જ કામ કરૂં છું " આમ કહી વખાણ કરનારને હાથ જોડી કહેતા "બાપના, હવેથી મારા વખાણ કરી મને દોઝમા નાખશો નહીં– હું તો સાધુ સતની ચરણરજ છું "

આજે !

આજના માનવીના કોઈ સેવાના બદલામા તમો એના વખાણ કરશો તો એ શું જવાબ આપશે તે કહેવાની જરૂર ખરી ? કારણ કે આજનો માનવી તમારી સાથે એના સેવાના બદલામા હાથ જોડવાને બદલે 'માનપત્ર મેળવવાની છૂપી વેતરણમા પડશે અને આ સબંધે તમારી સાથે 'માનપત્ર'નો ગોઠવણ ક્યા અને કેવી રીતે ગોઠવવો એની 'ખાનગી' કરશે

## પરચો ૨૨

# બાપા રૂપિયા કરજે લ્યે છે.

સંવત ૧૯૩૪ ની સાલનો દુષ્કાળ પડ્યો. જગ્યામાં સાધુસંતો તો આવ્યા જ કરે.

બાપાથી કાંઇ અન્નદાનની ના કહેવાય? એ તો જે કોઇ અન્નનો ક્ષુધાર્થી આવે તેને અન્નદાન આપે છે.

અન્નદાન આપતા જગ્યા ઉપર મંડયું કરજ વધવા પણ કરજથી બાપાને કાંઈ ગભરાવાપણું તો હતું જ નહીં.

એ તો મંડયા છુટા હાથે દાન આપવા. જે કોઇ આવે તેને ખવરાવે.

ખબર પડે ત્યાં દાણા મોકલાવે.

આમ બાપા તો છુટે હાથે અન્નદાન આપે છે, પણ રૂપિયાની જરૂર પડવા મંડી.

બાપા પધાર્યા થાણાગાલોળ.

થાણાગાલોળમાં બાપાનો સેવક જીવરાજ વડાલિયો કરીને એક પટેલ રહે.

બાપા તો ત્યાં પધાર્યા.

પટેલ તો રાજી રાજી થઇ ગયો કે, 'આજ મારા ઘરે બાપા પધાર્યા.' બાપાની બહુ સેવા કરી.

રાતના સુતી વખતે બાપાએ પટેલને પુછયું કે- 'કાં પટેલ! દાણાનું કેમ છે!'

'બાપા! બાયડી છોકરા ઉપરથી દાગીના ઉતારી વેંચી વેંચી દાણા ખાધા છે. આખું કોઠારિયું ખાલી થઈ ગયું છે. હવે તો ઘરમાં કાંઇ રહ્યું નથી.'

બાપા કહે કે, 'ઠીક પટેલ! તારી આવી સ્થિતિ જોઇ મને દુઃખ થાય છે. હું તો તારી પાસે રૂપિયા માગવા આવ્યો હતો પણ જ્યાં તારીજ આ દશા છે ત્યાં મારે શું માગવું!'

પટેલે વિચારી પૂછ્યું કે– "બાપા ! કેટલા રૂપિયા જોઇએ !"

બાપા કહે કે '૨૦૦ રૂપિયા જોઇએ !'

પટેલ કહે કે– 'અરે બાપા ! હું મારા બાયડી અને છોકરા વેચીશ પણ આપને ના પડાય ?'




એમ કહી એ તો ગયો ઢોર બાંધવાની ગમાણમાં, અને જ્યાં ઢોર બાંધ્યા હતા તેના ખીલા નીચેથી ખોદીને એક માટલું કાઢીને લાવ્યો અને બાપાને કહ્યું કે– 'લ્યો બાપા ! આમા હોય એટલા તમારા આ છેલ્લી છવાદોરી હતી '

બાપાએ રૂપિયા ગણ્યા તો બરાબર ૨૦૦ થયા.

બાપા જ્યાં રૂપિયા ગણતા હતા ત્યાં પટલાણી જોઈ ગયા કે-આ શું? આ રૂપિયા ક્યાંથી?

'ઘરમાં ખાવા દાણા નથી. ઘરેણાં તો વેંચાઇ ગયા અને આ પટેલે આ 'ભગતડાને' રૂપિયા આપ્યા ક્યાંથી ?' એને તો આખી રાત નીંદર ન આવી!

બાપા તો રૂપિયા લઇ સવારે વીરપુર પાછા પધાર્યા,

પછવાડેથી પટલાણી તો મંડી પટેલની 'ખબરૂ' લેવા,

'આ રૂપિયા તમે કાઢયા ક્યાંથી?'......

'ઓલા ભગતડાને શું કરવા આપી દીધા?'......

એમ કહી તે તો મંડી પટેલની 'હાજરી' લેવા.

પટેલે સાચેસાચું કહી દીધું કે- 'ગમાણમાં દાટયા હતા '

'બાપાએ માગ્યા એટલે આપ્યા '

'બાપા મહિના દિવસમાં મોકલાવી દેશે '

પણ પટલાણી તો કહે કે-'હમણાંજ વીરપુર જાવ અને રૂપિયા પાછા લઇ આવો, આ ઘરમાં ખાવા દાણા નથી. દાગીના વેંચી નાખ્યા અને ઓલા 'ભગતડા'ને કાઢી આપ્યા! શરમાણા નહીં?' એમ પટલાણી મંડી 'વરાળ' કાઢવા. પટેલ બિચારો સાંભળી રહ્યો

. શું કરે?

પંદર વીસ દિવસ પછી બાપા તો પાછા થાણાગાલોળ પધાર્યા અને રૂપિયા ૨૦૦ જીવરાજ પટેલને પાછા આપ્યા

પટેલે બહુ આદર સત્કાર કર્યો

પણ પટલાણીને પાછી બીક લાગી કે 'આવા દુકાળમાં રૂપિયા પાછા દેવા તો, ભગતડો ક્યાંથી આવે !'

'નક્કી પાછું કાંઇક પટેલ પાસે 'પડાવવા' આવેલ છે' પણ બોલે શું! મનમાં ને મનમાં પટલાણી 'ઘોડા ઘડે છે'

બાપાએ રૂપિયા પાછા આપ્યા, તે રૂપિયા લઈ પટેલ, પટલાણી પાસે અને કહ્યું કે- 'આ લે તારા રૂપિયા'

પટલાણીને રૂપિયા જોઈ નિરાંત થઈ.

પટલાણી કહે કે 'હાશ! હવે ભગત જાય એટલી વાર છે. આ ૨૦૦ રૂપિયાના દાણા લઇ કોઠિયુ' ભેગા કરી દઉં એટલે છોકરા નિરાંતે ખાય તો ખરા! જો રૂપિયા હવે ઘરમાં હશે તો પાછું કોઇક માગી જશે ને!'

એમ કહી પટલાણી તો નિરાંત કરી સૂતા.

બાપાએ તો આખી રાત ભગવાનના ભજન કર્યા અને સવારે રજા માગી.

પટેલે રોકાવા બહુ આગ્રહ કર્યો, પણ બાપાએ કહ્યું કે- 'સાધુસંત આવે, વખત ખરાબ છે માટે રોકાઇશ નહીં' એમ કહી બાપા તો ચાલ્યા.

ચાલતાં ચાલતાં બાપાએ કહ્યું કે-'પટેલ મેં તો તમારૂં, કોઠારિયું જોયું નથી!'

પટેલ કહે કે- 'બાપા પધારોને!'

એમ કહી બાપા તો કોઠારિયામાં પધાર્યા.

'ઓહો! પટેલ! કોઠારિયું તો સારૂં છે. ઘણી કોઠિયું છે. અરે પટેલ! આમાં તો હજુ ઘઉં ભર્યા લાગે છે.'... પટેલ ના પાડે છે. એમ બાપા વારાફરતી કોઠિયું પાસે જઇ લાકડી અડાડી 'અરે પટેલ આમાં તો બાજરો છે,...અરે પટેલ! આમાં તો જાર છે...આમાં તો ચણા છે,...આમાં તો મગ છે...આમાં તો ગોળ ભર્યો છે.'...પટેલ તો ના પાડતા જાય છે. બાપા લાકડી અડાડતા જાય અને કહ્યું કે, 'કોઠિયુંના મોઢા ઉઘાડતો નહીં, જેટલું જોઇએ તેટલું 'સાંણેથી' કાઢજે અને એકલો ખાતો નહીં' એમ કહી બાપા તો વીરપુર આવવા રવાના થયા.

પટેલ પાદર સુધી વળાવી ઘરે આવ્યા અને વિચાર કરવા લાગ્યા કે-

'બાપા કોઠારિયામાં પધાર્યા, હું ના પાડું છું કે કોઠિયુંમાં કાંઇ નથી. અને બાપા લાકડી અડાડી આમાં બાજરો છે...આમાં ઘઉં છે...એમ કહી ગયા છે તો લાવને જોઉં તો ખરો!' એમ કહી કોઠારિયામાં ગયો અને એક કોઠી પાસે આવી 'સાણામાં' હાથ નાખ્યો તો ખરરર...ખરરર...કરતાં ઘઉં નીકળ્યા. પછી તો વારા ફરતી બધી કોઠિયુંના 'સાંણામાં' હાથ નાખ્યો તો કોઇમાં બાજરો તો કોઇમાં મગ એમ બાપાએ કહ્યું હતું તે પ્રમાણે મંડયું નીકળવા.

પટેલ તો રાજી રાજી થઇ ગયો.

અને જે કોઠીમાં બાપાએ ગોળ કહ્યો હતો તે કોઠી ઉઘાડી જોયું તો આખી કોઠી ગોળથી ભરી છે'

આમ આખું કોઠારિયું દાણાથી સંપૂર્ણ ભરાઇ ગયું.

આની તરફ પટલાણી વિચાર કરવા લાગી કે- 'પટેલ ઓલા 'ભગતડા'ને વળાવીને પરબારા કોઠારીઆમાં ગયા છે તો લાવ તો ખરી, જોઉં કે- તે શું કરે છે?'

જ્યાં પટલાણી કોઠારિયામાં આવી જુએ છે ત્યાં તો આખું કોઠારિયું દાણાથી ચિક્કાર, ક્યાંય હાલવાની જગ્યા નહીં આ જોઇને પહેલા તો પટલાણીને સમજ પડી નહીં કે- 'આ શું છે? આટલા બધા દાણા નીકળ્યા ક્યાંથી? ઘરમાં તો ખાવા દાણો નથી! અને આ શું ચમત્કાર?'

પછી પટેલે બધી વાત કરી કે- 'ગાંડી... તું ભગતડો... ભગતડો કરછ પણ જો આ બાપાની લાકડી કોઠિયુંને અડતી ગઇ અને આ દાણાથી ભરાઇ ગઇ!'

પટલાણી તો બહુ રાજી થઈ અને બાપાની માફી માગવા માંડી કે- 'હે જલિયાણ! માફ કરજે બાપા! મારાથી કાંઇ બોલાઇ ગયું હોય તો!'

પટેલ કહે કે- 'હવે રાખ.. રાખ.. વેવલા વેડા કરછ..' પણ હવે પટલાણી તો સાચા હ્રદયથી બાપાને પ્રાર્થના કરતી હતી, અને માફી માગતી હતી

આખું વરસ પટેલે દાણા ખાધા, અને ગામમા પણ ગરીબ ગુરબાને આપ્યા તોય દાણા તો કોઠિયુંમાંથી ખૂટયા જ નહીં પણ એક દિ' પટલાણીને થયું કે- 'લાવને જોઉં હવે કેટલા દાણા કોઠિયુંમાં રહ્યા'

જ્યાં કોઠિયું ઉઘાડી જોવા માંડી તો કોઠિયુંના તળિયા મંડયા દેખાવા

---

'ફળ વિહોણા ઝાડનો પક્ષી ત્યાગ કરે છે, રસ વિહોણા ફૂલ તરફ ભ્રમરો નજર સરખી પણ નાખતા નથી, બળતા વનમા મૃગો વાસ કરતા નથી, નિર્ધન મનુષ્યને કોઈ આવકાર આપતુ નથી અને જેની તીજોરીના તળીઆ દેખાય છે એવા રાજાને મંત્રીવર્ગ સાથ આપતો નથી પોતપોતાનો સ્વાર્થ સધાય ત્યા સુધી જ સૌ પ્રેમ કરે છે સાચુ પૂછો તો આ જગતમા કોઇ કોઇનુ નથી

પરચો ૨૩

## ખીચડીને બદલે ખાલી ચોખાની માનતા આવે છે.

સાતુદડ આજે તો, એક વખત ભોગવી ચૂકેલ સમૃદ્ધિની યાદી આપે એવું રહ્યું છે, પણ તે વખતે સાતુદડ સમૃદ્ધિથી ભરેલું હતું લોહાણાભાઇ એની હાક વાગે એવા જોરાવર.

સાતુદડમાં રાજાણી કુટુંબ બહુ સુખી. ભાઇઓમાં સંપ પણ સારો અને એકજ કુટુંબના ૧૦૦–૧૨૫ માણસો. વેપાર કરે, ઘરે ગીરાસિયાના ગીરાસ મંડાણ અને ખેતી કરાવે.

ઘરે ગાયો ભેંસો રાખે. દૂધ–દહીંની નદીઓ વહે.

સવારી માટે ઘોડા રાખે. એવા સમૃદ્ધિવાળા સુખી.

બાપાના સેવક, કાંઇક મૂંઝવણ આવે ત્યારે બાપાની માનતા કરે, બહુ મૂંઝાય ત્યારે વીરપુર આવે અને સુખ દુઃખની વાતો કરે.

એવા રાજાણી કુટુંબના એક ભાઇ શેઠ જેરામ કેશવજી ઉપર અફીણ ચોરીનો કેસ થયો. તે જમાનામાં અફીણ ચોરીનો ગુનો 'મહા ગુનો' મનાતો.

જેરામભાઇ મુંઝાણા કે 'મેં' તો અફીણ ચોરી કરી નથી. કોઇએ અદાવતથી મારા ઉપર ગુનો ઓઢાડયો છે પણ હે જલીઆણ! જો આમાંથી નિર્દોષ છુટીશ તો તારા સુંડીઆ માટે ૪૦ માપ ખીચડી જગ્યામાં મોકલાવીશ.

આમ બાપાની માનતા કરી.

ઠાકરને કરવું છે તે જેરામભાઇ નિર્દોષ છૂટયા.

જેરામભાઇ બહુ રાજી થયા અને માન્યું કે–'બાપાની માનતા કરી એટલે હું નિર્દોષ છૂટયો નહીંતર જરૂર 'બે પાંચ વરસની પડી જાત.' એમ મનમાં બાપાનો આભાર માની બીજે દિવસે દેવજી કુંભારને બોલાવ્યો અને કહ્યું કે 'દેવજી! કાલે તારે ૪૦ માપ કમોદ લઇને વીરપુર ભગતની જગ્યામાં જવું છે.'

'જાઇશ ને?'

'અરે જેરામભાઇ! વીરપુર જાવું હોય તેમાં પૂછવાનું હોય?'

'મારે તો એક પંથ ને દો કાજ, જલા ભગતના દર્શન પણ થાશે અને ભાડું પણ મળશે, ભલે ખુશીથી જાઇશ.'

બીજે દિવસે તો જેરામભાઇએ ૪૦ માપ કમોદ ભરી દીધી અને દેવજી કુંભાર તો કમોદના છાલકા ભરી વીરપુર આવ્યો. વીરપુર આવી, બાપાને પગે પડી અને કહ્યું કે- 'બાપા! આ જેરામભાઇએ ૪૦ માપ કમોદ મોકલી છે.'







બાપા કહે કે- 'બહુ સારૂ બાપલા! જાવ ભંડારમાં ઉતારો.'

દેવજી કુંભારે તો ભંડારમાં જઇ કમોદ ઠાલવી.

બાપાએ કહ્યું કે- 'ભગત! હવે રોકાવ, રોટલા ખાવ, અને આ મૂંગા પ્રાણી ૧૦ ગાઉથી આવ્યા છે માટે આજની રાત રોકાઇ જાવ'

એમ કહી બાપાએ તો દેવજી કુંભારને રાત રોકયો. સવારે કુંભારે રજા માગી

બાપાએ શિરામણ કરાવી, ભાતુ આપી રજા આપી

દેવજી કુંભાર બાપાને પગે પડયો અને હાથ જોડી પૂછયું કે- 'બાપા! જેરામભાઇને કાંઈ કહેવું છે?'

બાપા કહે કે- 'ના, ના, ભગત ખાસ તો કાંઇ કહેવું નથી. રામ રામ જરૂર કહેજો બીજા બધાય ભાઇઓને પણ રામ રામ કહેજો પણ જેરામભાઇને એટલું કહેજો કે- જેરામભાઇએ માનતા તો ખીચડીની કરી છે અને મોકલી તો કમોદ'

'મને કાંઇ ખબર નથી ભગત! પણ ઠાકોરજી એમ કહેતા હતા' એમ જેરામભાઇને કહેજો

આમ દેવજી કુંભાર સાથે સંદેશો કહેવરાવ્યો

દેવજીભાઇએ તો સાતુદડ આવી, બાપાના સૌને રામ રામ કહ્યા અને જેરામભાઇને કહ્યુ કે-

બાપાએ કહેવરાવ્યું છે કે-'ઠાકોરજી કહેતા હતા કે, માનતા ખીચડીની હતી અને તમે મોકલી છે તો કમોદ'

આ સંદેશો સાંભળી જેરામભાઈ તો અવાક્ થઈ ગયા

'હાય હાય! મેં તો બહુ ભૂલ કરી મેં તો બાપાને છેતર્યા! બાપાને ખબર પડી ગઇ હવે શું થાય!'

પણ બીજાએ રસ્તો કાઢયો કે- 'જેરામ મૂંઝામા, બાપા દયાળુ છે બાપાની માફી માગ! અને કમોદ મોકલી તે દઇમા ગઇ અને હવે ૪૦ માપ ખીચડી જગ્યામાં મોકલાવી દે' જેરામભાઇએ તેજ વખતે ૪૦ માપ ખીચડી જગ્યામાં મોકલાવી અને અઠવાડિયા પછી વીરપુર જઇ બાપાની માફી માગી

# પામરતા

આખી દુનિયામા આવેલા દેશો અને તેની કુલ વસ્તી જે સવા બે અબજ મનુષ્યોની ગણાય છે તેની વાત હમણા એક બાજુએ મૂકી દઈએ અને જે ખંડમા આપણે રહીએ છીએ તે ભરતખંડને નજર સામે રાખીએ

આખા હિંદુસ્તાનમા લગભગ ૧૫ કે ૧૬ રાજ્યો છે અને તેની કુલ વસ્તી ૪૫ કરોડની આ રાજ્યોમા ગુજરાત નામે એક રાજ્ય અને તેમા સૌરાષ્ટ્ર અને તેની વસ્તી લગભગ પીસતાલીસ લાખની એટલે હિંદુસ્તાનની વસ્તીનો લગભગ એક ટકો આ એક ટકામા રાજકોટની વસ્તી આશરે બે લાખની એક ટકાનો ૨૨મો ભાગ

હે જીવ ! ફક્ત ! હિંદુસ્તાનનો નકશો તારી નજર સામે રાખી તારા મનને પૂછ કે મારી ગણતરી ક્યા છે ? છતા હુ આટલો ગાજા વાજી મરીને કહાનુ ! અને વાત વાતમા "હુ"નો હુંકાર કરુ ! દુનિયાની વાત તો હમણા છોડી દ્યો પરંતુ મારા દેશની વસ્તીની ગણતરીમા મારા રાજ્યની વસ્તી એક ટકાની અને એ એક ટકામા મારા "ગામ" ક્યા ! તેનો તે કોઈ દિવસ વિચાર કર્યો છે કે નાહક ફુલાય છે ! હે જીવ જોઈ લીધીને મનુષ્યની પામરતા ! માટે જન્મ્યા ત્યારથી સંસાર ગણી ને અને છોડી દે તારા 'હું'કાર

પરચો ૨૪

## બાપા મનની વાત જાણી ઉતારો ફેરવે છે.

એજ સમૃદ્ધિથી ભરેલા સાતુદડમાં વીરજીભાઇ અને આંબાભાઇ વિચાર કરે છે કે- 'જલાબાપા પધારે છે તો ખરા, પણ આ વખતે ઉતારો ક્યાં આપશું ? બાપા હરવખત ઉતરે છે ત્યાં તો કપાસના ઢગલાને ઢગલા પડયા છે હવે જો ફેરવશું તો પણ ૨-૩ દિવસ નીકળી જશે. અને બાપા ૧૦-૧૨ દિવસ રોકાશે ત્યાં સુધી ચરખા પણ નહીં ચાલે અને આ કપાસ પડયો રહેશે અને બાપાના તો ખબર આવ્યા છે કે આજ કાલમાં પધારવાના છે.'

'હવે શું કરવું !'

એમ આંબાભાઈ અને વીરજીભાઇ વિચાર કરે છે.

બાપાનો નિયમ કે પોતે જ્યારે ફરવા પધારે ત્યારે જે ગામ પધારવાના હોય ત્યાં બાપાનો સિગરામ ગાઉ બે ગાઉ દૂર હોય તે અગાઉ પોતે એક ઘોડેસ્વારને ગામ તરફ રવાના કરી દે

આ વખતે પોતે સાતુદડ પધારવાના હતા સાતુદડથી બે ચાર ગાઉ દૂરના ગામડે પધાર્યા હતા બાપા પધારે ત્યારે આખા પરગણામાં જાણ થાય કે-બાપા પધારશે એટલે બાપાનો જ્યાં કાયમી ઉતારો હોય તે ઉતારો સાફસૂફ થવા માંડે ઉતારો સાફસૂફ કરવા સિવાય બીજું ખાસ કામ હોય નહીં, આજના વખતમાં જેમ સીધું સામાન ભેગું કરવું પડે છે, તેમ અગાઉના વખતમાં નો'તું કરવું પડતું કારણ કે આવા પીવાનો તો સવાલ જ નો'તો, દૂધ, દહીંની તો નદીઓ વહેતી, અનાજ અને ગોળ તો ઘરમાં અખૂટ ભર્યાજ હોય, 'ચહા દેવી' હજુ પ્રસન્ન થયા ન હતા, એટલે ખાંડ તો જોઇએ જ શાની ? અને ૫૦-૧૦૦ માણસોને સાચવવા એ તો 'રમત વાત' હતી. આજ બે જ મહેમાનોને સાચવવા માટે જેમ અનેક ચીજોનો સંગ્રહ કરવો પડે છે તેમ તે જમાનો 'સંગ્રહ' કરવાનો ન હતો, એટલે આંબાભાઈ અને વીરજીભાઇ ઉતારામાં ફક્ત કપાસ ભર્યો છે તે ખાલી કરવાના વિચારમાં છે.

ત્યાં તો ખબર આવ્યા કે- 'બાપા તો પધાર્યા.'

'પણ આ શું !'

'હરવખત તો બાપા અગાઉથી ઘોડેસ્વાર મોકલે અને પછી પધારે, તેના બદલે પોતેજ પધાર્યા, હવે કપાસ ફેરવવો પરવડશે નહીં, માટે તેની

માથે ઘુંગણું ઢાંકી ઘો! અને પીતાંબર! તું જા બાપા સામો, ત્યાં અમે હમણાં આવીએ છીએ.' એમ પોતાના નાનાભાઈ પીતાંબરને, આંબાભાઈ સૂચના આપી બાપા સામે મોકલે છે.

ત્યાં તો પીતાંબરભાઈ ખબર લાવ્યા કે, 'મોટાભાઇ! બાપા આ વખતે ખોજાવાળા દરવાજાને બદલે મોટા દરવાજેથી ગામમાં પધાર્યા અને આપણા કાકા પ્રેમજીભાઇને ત્યાં બાપાએ ઉતારો કર્યો છે.'

આ સાંભળી આંબાભાઇ વિચારમાં પડી ગયા, પણ વિચાર કરવાનો સમય ન હતો.

તે તો બાપા પાસે ગયા.

આ તરફ એમ બન્યું કે હરવખત બાપા સાતુદડ પધારે ત્યારે આંબાભાઇને ત્યાં જ ઉતરે અને સાતુદડ ગાઉક દૂર હોય ત્યારે ઘોડેસ્વાર આવે અને ખબર આપે કે- બાપા હમણાં પધારે છે' એટલે સૌ બાપાના સામૈયાની તૈયારી કરે. સામૈયા થાય અને વાજતે ગાજતે બાપાને ગામમાં પધરાવે.

પણ આ વખતે તો બાપાએ ઘોડેસ્વાર મોકલ્યો નહીં, અને પોતે જે દરવાજેથી હરવખત પધારતા તેને બદલે મોટે દરવાજેથી પધાર્યા. મોટા દરવાજા પાસે આંબાભાઇના કાકા પ્રેમજીભાઈ રહે.

બાપાનો સિગરામ આવતો જોઈ પ્રેમજીભાઈ આડા ફર્યા અને બાપાને હાથ જોડી વિનતિ કરી કે- 'બાપા! આ વખતે તો મારે ત્યાં જ પધારો. મારૂં ઘર નજીક છે મારે મારૂં આંગણું પવિત્ર કરો.'

બાપા કહે કે- 'ભલે પ્રેમજીભાઈ! મારે તો બધું સરખું છે,' એમ કહી બાપા ત્યાં પધાર્યા અને સિગરામ ત્યાં છોડયો.

બાપાનો હરવખત જ્યાં ઉતારો થતો અને બાપા પધારશે તો કાલાના ઢગલાનું શું કરવું એની મૂંઝવણમાં પડયા હતા, તે આંબાભાઈ અને વીરજીભાઇને જ્યારે પીતાંબરભાઇએ ખબર આપ્યા કે-'બાપાએ તો આપણા કાકાને ત્યાં ઉતારો કર્યો છે' એટલે બન્ને ભાઇઓ પ્રેમજીકાકાને ઘરે ગયા અને જઈને બાપાને પગે પડયા અને અરજ કરી કે- 'અરે બાપા! હરવખત અમારે ત્યાં આપનો ઉતારો અને આ વખતે આપે ઉતારો ફેરવ્યો?'

'બાપા એટલી અમારા ઉપર શું અવકૃપા આ વખતે કરી?'

'બાપા કહે 'અરે આંબાભાઇ! મારે મન તો તમો બધાય સરખા છો, પ્રેમજીભાઇ અને તમે એકજ છોને!'

પણ આંબાભાઇ તો જ્યારે બહુ બહુ કહેવા માંડયા ત્યારે બાપાએ કહ્યું કે-'જુઓ આંબાભાઇ! મને ઠાકરે એવી પ્રેરણા કરી કે, આંબાભાઈના ઘરમાં અને ફળિયામાં કાલાના ઢગલા પડયા છે. મારા આવવાના ખબર સાંભળીને તમે મૂંઝાવા માંડયા કે, ઉતારો ક્યાં આપશું? ત્યાં તો મારા ઠાકરે પ્રેરણા કરી કે, આ વખતે મોટે દરવાજેથી તું, પ્રેમજીભાઈ ઉભા હશે તે તાણ કરી તેને ત્યાં ઉતારો આપશે. એટલે આંબાભાઇની મૂંઝવણ મટી જશે અને પ્રેમજીભાઈ અને તમો એકજ છોને? તમારે કાલાના ઢગલા ફેરવવા નહીં, સમજ્યાને આંબાભાઈ?'

'એટલે ઠાકરની પ્રેરણાથી જ આ વખતે આમ થયું છે.' આ સાંભળી આંબાભાઇ તો ચૂપ થઇ ગયા કે, આ તો ભગત નહિ પણ અંતર્યામી છે. વાહ મારા પ્રભુ!' એમ કહી બાપાને પગે પડયા, અને બાપા રોકાણા ત્યાં સુધી કાલા ફોલાવવાનું નામ લીધું નહિ.

-

પરચો ૨૫

## ૧૦૦ વર્ષ જીવવાનો આશીર્વાદ આપે છે.

દેવકીગાલોળમાં રામભકતની એક જગ્યા છે. લોકવાયકા મુજબ તેઓ કર્મણ ભગતના અવતાર મનાતા હતા. કર્મણ ભગત પણ ગાલોળમાં થઇ ગયા.

કર્મણ ભગતે જગ્યા બાંધેલી, કર્મણ ભગત એક અવતારી પુરુષ મનાતા.

આખર અવસ્થાએ તેઓ કણબીને અમુક નિશાનીઓ આપી જગ્યા સોંપી હિમાલય ચાલ્યા ગયા.

પાછા રબારી કોમમાં કર્મણ ભગતે અવતાર લીધો અને રામભકત નામ ધારણ કર્યું.

રામભકત ઉંમર લાયક થતાં પેલા કણબી પાસે આવી, હિમાલય જતાં જે નિશાની આપી હતી તેજ નિશાની ખાનગીમાં કહી.

આ સાંભળી કણબી ભગત રામભગતના ચરણમાં પડયા અને જગ્યા પાછી સોંપી આપી

જલારામ બાપા જ્યારે દેવકીગાલોળ પધારતાં ત્યારે રામભગતને મળવા જતાં અને રામભગતને પગે લાગતાં. રામભગત તરત જ 'હાં! હાં! ભગત આ શું કરો છો ? આપ વૃદ્ધ છો. હું તો તમારી પાસે બાળક ગણાઉં. આપે પગે લાગવાનું હોય ! આપે તો મને આશીર્વાદ આપવાનો હોય!'

બાપા કહે 'રામભગત ! આપ તો મારાથી મોટા છો,' આ સાંભળી રામભગત હસતા અને વાત આટલેથી જ અટકતી. પણ એક વખત જ્યારે બાપા ફરી રામભગતને પગે લાગ્યા ત્યારે રામભગતે હઠ લીધી કે ' બાપા! હવે હું આપને પગે લાગવા નહીં દઉં-બીજા જુએ છે તો મારૂં ખરાબ દેખાય છે કે-રામભગત છોકરૂં અને આપ પગે લાગો તેથી મારી અપકીર્તિ થાય માટે આપે તો મને આશીર્વાદ આપવા નહિતર કહો કે- શા માટે આપ મને મોટો માની પગે લાગો છો ?'

ત્યારે બાપાએ ફરી હાથ જોડયા અને કહ્યું કે-' એકાંતમાં પધારો, ખુલાસો કરૂં કે-આપ કેવી રીતે મોટા છો !'

એમ કહી બાપા અને રામભગત એકાંતમાં ગયા

ત્યારે બાપાએ હાથ જોડી કહ્યું કે, 'રામભગત! આપ કર્મણુ ભગતના અવતાર છો. હેમાળો ગાળી પાછા રબારી કોમમાં આપે અવતાર લીધો છે.' અને રામભગત નામ ધારણ કર્યું છે.

'આ જનમમાં રામભગત નામ છે પણ આગલા જનમમાં આપ કર્મણુ ભગત હતા. એટલે કર્મણુ ભગત, મારાથી આપ મોટા ખરા કે નહીં?'

'આપે ફક્ત ખોળિયું અને નામ બદલ્યું છે.'

'હવે બોલો જોઇએ કે– મારે આપને પગે લાગવું કે નહી?'

આ સાંભળી રામભગત તો ચૂપ થઇ ગયા કે 'અરે! આ જલોભગત તો મારો આગલો જનમ પણ જાણે છે.'

'ખરેખર તે દૈવી પુરૂષ છે.'

એમ કહી રામભગત બાપાને પગે પડયા અને કહ્યું કે–'ભલે જલાભગત! હું તમારાથી મોટો રહ્યો પણ એક વચન આપો.'

'અરે ભગત! મારે વચન આપવાનું હોયકે મને તો આપની આજ્ઞા હોય?'

પણ રામભગત કહે કે 'ના, ભગત, વચન આપો!'

ત્યારે બાપાએ કહ્યું કે– 'હવે આ મારૂં વચન, શું હુકમ છે?'

ત્યારે રામભગતે કહ્યું કે– 'તમો, હું અને કોઈક કોઇક મારા સેવકો જાણે છે કે–મારો આ બીજો અવતાર છે, પણ આપે હવે બીજા કોઇને વાત કરવી નહીં, અને મને પગે લાગવું નહીં.'

બાપાએ કહ્યું કે– 'જેવી આપની આજ્ઞા.'

આમ બાપા, દેવકીગાલોળ રામભગતને મળવા પધારતાં ત્યારે બાપાનો ઉતારો પોતાએ જેને ધર્મની બહેન કહ્યા હતા તે ગલાલ બહેનને ત્યાં રહેતો.

બાપા એક વખત પચીસેક સંતજનો સાથે બરાબર જમવાને વખતે જ દેવકીગાલોળ પધાર્યા અને ઓચિંતા બહેનને ઘરે જઇ ઊભા રહ્યા.

'અને કાં બહેન શું કરો છો?'

'અરે મારા વીરા...પધારો,...પધારો,...એમ કહી ગલાલબહેને બાપાના ઓઢડાં લીધા અને ઢોલિયો પાથરી દીધો અને સાથે આવેલા સૌ સાધુઓને પ્રેમપૂર્વક બેસાડયા.

અને જમવાનો વખત હતો એટલે બહેન પાછા રસોડામાં ગયા.

બાપા સમજી ગયા કે બહેન જમવાના વખતે આ ૩૦ જણા આવ્યા છીએ એટલે મૂંઝવણમાં પડી ગયા હશે અને બીજી રસોઇ કરવા મંડશે એટલે બાપા પોતે રસોડામાં પધાર્યા અને કહ્યું કે–'અરે ગલાલબહેન, આ શું કરો છો?'

'ભાઇ, સાચું કહું?'

'આ અમારા ૧૦-૧૨ જણા માટે મીઠો ભાત કર્યો છે. તે તો તૈયાર છે પણ તમને ૩૦ જણાને ક્યાંથી પૂરો થાય? એટલે ભાઇ આ બીજું આંધણ મૂક્યું છે, આપ થોડી વાર બેસો ત્યાં હમણાં ભાત થઈ જશે.'

બાપા કહે કે–'અરે બહેન! એમાં મૂંઝાવમાં બીજા ભાત પણ કરવા નથી.'

'મને તમારા રાંધેલ ભાતનું ઠામ દેખાડો એટલે હું જોઇ લઉં કે, ભાત અમને સૌને પૂરો થાશે કે નહીં?'

બહેને તો ભાતનું ઠામ ઉઘાડયું.

ત્યાં તો બાપા બોલ્યાં કે 'અરે બહેન! આટલા ભાત થોડા! આ તો બધાયને થઇ રહેશે. આ તો ઘણા ભાત છે. ઘીનો દીવો કરી. સાથે ફાળિયું ઢાંકી દો અને તમો મંડો પીરસવા'

આમ કહી બાપા રસોડામાંથી બહાર પધાર્યા અને સાથે આવેલ સાધુઓને કહ્યું.

'ભગતો! લ્યો, હાથ પગ ધુઓ અને કરો પંગત.'

'બહેને તો રસોઇ તૈયાર જ રાખી છે.'

સૌ ભગતો ઊઠયા.

પંગત કરી.

બાપા ઊભા રહ્યા અને ગલાલબહેન મંડયા પીરસવા, સાધુઓએ માંડયું જમવા, ખૂબ જમ્યા.

બહેને પણ તાણ કરી કરીને જમાડયા.

પછી કુટુંબના સૌ માણસો જમ્યા.

અને છેલ્લે ભાઇ બહેન સાથે બેસીને ખૂબ આનંદપૂર્વક જમ્યા.

જમી લીધા પછી બ્હેને તપેલામાં જોયું તો ભાત હજુ પડયો છે,

આ જોઇ બહેન તો બાપાના પગમાં પડયા

બાપા કહે કે- 'અરે બહેન ! તમે પગમાં પડો તો તો હું પાપમાં પડું તમારે તો દુખણા લેવા જોઇએ'

ત્યારે ગલાલ બહેન બોલ્યા કે-' અરે મારા વીરા ! આ તારો ચમત્કાર તો મેં આજે નજરો નજર જોયો અને મારા કુટુંબમાં પણ સૌએ જોયો. એટલે હું તો તમને મનુષ્ય કેવી રીતે માનું ! તમે તો દૈવી પુરુષ છો ત્યારે બાપા બોલ્યા કે- 'બહેન એ તો ઠાકરની માયા છે ઠાકર સૌને જમાડે છે હું તો કાંઈ જાણતો નથી તે મારો 'વહાલો' મારી લાજ રાખે છે

આજ પણ ગલાલમાના વંશજો એવાજ ભક્તિભાવથી બાપાને પૂજે છે

ગલાલમાના એક દીકરાના વહુ પાનમા હજુ પણ હૈયાત છે (સને ૧૯૫૪)

હજુ ૮૫ વર્ષની ઉંમરના છે, અને દેવકીગાલોળમાં રહે છે તે કહે છે કે-'મારા બાપાને ઘેર મારા ઠાકરના પીપળિયામાં બાપા પધારતા અને મારા બાપાને ત્યાં જ બાપાનો ઊતારો રહેતો'

એક વખત હું ઓસરીમાં રમતી હતી ત્યાં બાપા પધાર્યા અને મારા માથા ઉપર હાથ મૂકી બાપા બોલ્યા કે-]

'દીકરી ! સો વરસની થાજે'

હાલ એ પાનમા ૮૫ વર્ષના છે, ત્રણ પેઢીઓ જોઇ છે, અને હજુ બાપાના આશીર્વાદ પ્રમાણે ૧૫ વર્ષ વધુ જીવવાના છે એવી અટલ શ્રદ્ધા સાથે હાલ પણ તંદુરસ્ત જીવન જીવી રહ્યા છે અને બાપાના નજરે જોએલા અનેક પરચા બહાળુને કહી સંભળાવે છે

---

ખ્યાલ રાખો ! આપણા એકએક કૃત્યો, અને વિચાર માત્રની નોંધ લેવાનું તે ભૂલતો નથી સમય આવ્યે તેનો હિસાબ ચૂકતે કરવાનું પણ તે ભૂલતો નથી આપણા કૃત્યોનો હિસાબ રાખી પાઈએ પાઈની તે આપ-લે કર્યા કરે છે માટે હાલતા ચાલતા તેની કીર્તિ અને મહત્તાના ગુણગાન ગાજો અને એક સરખી નમ્રતા રાખજો.

દીનશાહજી સોરાબજી પાઉંવાલા
હોંગકોંગ

## પરચો ૨૬

## ભકતોના આશીર્વાદથી આયુષ્ય રેખા લંબાય છે.

સવંત ૧૯૦૧ ની સાલમાં એવી વાત પ્રસરી કે મહારાજા જામસાહેબ શ્રી રણમલજી મહારાજની આયુષ્ય રેખા બહુજ ટૂંકી છે માટે તેમણે કોઇ જાતનો ધાર્મિક મેળો કરવો જોઇએ.

આયુષ્ય લંબાવવાની કોની ઇચ્છા ન હોય !

જામસાહેબ રણમલજી જામ ખંભાળિયા મોરાર સાહેબ પાસે પધાર્યા અને તેમને વંદન કરી વાત કરી કે, 'મહારાજ મારૂં આયુષ્ય વધે તેવું કાંઈ મને બતાવો.'

મોરાર સાહેબે કહ્યું કે–'રાજેન્દ્ર! વિધિના લેખ ટાળવા કોઇ સમર્થ નથી! ધાર્યું ધણીનું જ થાય છે. છતાં પુણ્ય કરવાથી પાપ જરૂર ઠેલાય છે એ ન્યાયે આપ મહારાજા, સંત મહાત્માઓનો તથા ધાર્મિક પુરુષોનો આશીર્વાદ મેળવો અને તે આશીર્વાદ મેળવવા માટે આપ મેળાની તૈયારી કરો, અને દરેક સ્થળે આમંત્રણ મોકલી સંત મહાત્માઓને તેડાવશો તો પ્રભુ તમારૂં ધાર્યું સિદ્ધ કરશે.'

મોરાર સાહેબની આવી વાણી સાંભળી જામસાહેબ ઘણાં જ ખુશી થયા અને પોતાને ત્યાં સંત મહાત્માઓને પધારવા માટે ખાસ આમંત્રણો મોકલવામાં આવ્યા. આ મેળાનું અગ્રેસરપણું મોરાર સાહેબને આપવામાં આવ્યું.

આ મેળામાં હજારોની સંખ્યામાં સંત મહાત્મા પધાર્યા, અતીત, ખાખી-વૈરાગી-સંન્યાસી-ગુંદિયા-રામાનંદી-બ્રહ્મચારી તથા ભાવિક ભકતોના ટોળેટોળાં આવવા લાગ્યા. મેળામાં જલારામ ભકત, ધરમશી ભકત વિગેરે ઘણાં ભકતો ખાસ આમંત્રણથી પધારેલા.

આવી રીતે અપૂર્વ મેળો ભરાયો, જ્યારે મહારાજા જામસાહેબ શ્રી રણમલજી સાહેબ મેળામાં પધાર્યા ત્યારે મેળાના મધ્ય ભાગમાં ઊભા થઇ ... સાહેબે મધુર કંઠથી ભાષણ કર્યું કે, 'હે સંત પુરુષો! હે મહાન ભકતો! ...ન તપસ્વીઓ! આપ સૌને પહેલાં મારા વંદન છે, આપ સૌને

આ મેળામાં પધારેલા જોઇ હું ઘણોજ ખુશી થયો છું. આપ સર્વે મહાત્માઓને અહીં પધારવાનું શું કારણ છે તે કદાચ આપ જાણતા હશો, છતાં પણ સર્વે સંતમંડળની જાણ માટે જાહેર કરું છું કે નામદાર જામસાહેબ શ્રી રણમલજી સાહેબની જન્મોત્રી જોતાં તેમની આયુષ્યરેખા ઘણીજ ટુંકી હોવાનું જ્યોતિષીઓ કહે છે, જેથી પોતે સર્વે સંત મંડળનો શુદ્ધ ભાવથી આશીર્વાદ મેળવવા માગે છે, જો કે ધાર્યું ધણીનું થાય છે, છતાં આશીર્વાદ મોટી ચીજ છે. જો કે ત્રુટીની બુટી નથી પણ સતી સાવિત્રીએ સતીત્વના પ્રભાવથી પોતાના શિરછત્ર સત્યવાનનું મૃત્યુ અટકાવી યમરાજા પાસેથી વરદાન મેળવ્યું હતું એવું આપણે ધર્મગ્રંથોમાં વાંચીએ છીએ.'

'અહીં પધારેલા સર્વે સંતમંડળ પૂર્ણ નિખાલસ ભાવથી જો મહારાજા જામ સાહેબને આશિષ આપો તો પ્રભુ કરશે તો આપના આશીર્વાદ અફળ નહિ જાય. માટે આપ સૌ આશીર્વાદ આપશો.'

એમ કહી મોરાર સાહેબ પોતાના આસન ઉપર બેસી ગયા.

પછી મેળામાં પધારેલા સૌ સંત મહાત્માઓએ ઊભા થઇ પરમાત્માની પ્રાર્થના કરી કે- 'હે પ્રભુ! જામ સાહેબ રણમલજીની શુભ કામના પૂર્ણ કરજો' એવો શુદ્ધ હૃદયથી આશીર્વાદ આપ્યો.

પંચ ત્યાં પરમેશ્વર. એ વાક્ય જગમશહુર છે, તો જ્યાં અનેક સંત મંડળો શુદ્ધ ભાવનાથી આશીર્વાદ આપે ત્યાં પૂછવાનું શું હોય!

સંત મંડળનો આશીર્વાદ મળ્યા પછી જામ રણમલજીનો સંશય દૂર થયો હતો.

મેળાનું કામ ખલાસ થયાં પછી જામસાહેબે પધારેલા સંતમહાત્માઓને યોગ્ય દક્ષિણાં તથા વસ્ત્રો આપેલા.

આ મેળામાં ઘણા સંત મહાત્માઓ અને ગરીબ ગુરબાં આવેલા અને ધાર્યા કરતાં વધારે મનુષ્યો ભેગાં થયાં જેથી વસ્ત્રો પૂરાં નહીં પડી શકે એમ જામ સાહેબને લાગ્યું ત્યારે તેમણે મોરાર સાહેબને વાત કરી કે 'મહારાજ! મેં જે વસ્ત્રો દાન કરવા માટે મંગાવ્યા છે તે આ માનવ મેદની જોતાં પૂરાં નહીં પડે અને મારા રાજમહેલમાંથી વસ્ત્ર વગરનું કોઇ પાછું જાય તો મને નિસાસા લાગે, તેમ તાત્કાલિક વસ્ત્રો ભેગા કરવાનું પણ અશક્ય છે માટે કાંઇક રસ્તો બતાવો.' ત્યારે મોરાર સાહેબે હર્ષિત વદને કહ્યું કે- રાજન! મૂંઝાવાની કાંઇ જરૂર નથી.'



'આ મેળામાં વીરપુરથી ભક્તરાજ જલારામજી મહારાજ પધાર્યા છે તેમને વસ્ત્ર દાનનું કામ સોંપો. તે પોતાની મેળે સૌને વસ્ત્રદાન આપશે'

આ વાત સાંભળી મહારાજા જામસાહેબે, ભક્તરાજ શ્રી જલારામ પાસે ગયા અને હાથ જોડી વિનતિ કરી કે, 'ભક્ત! મારી ઇચ્છા એવી છે કે, આ મેળામાં વસ્ત્રદાન આપવાનું આપ સંભાળો!' આ વાત સાંભળી જલારામજી બોલ્યા કે, 'ભલે બાપલા જેવો આપનો હુકમ!'

'અરે ભગત! હુકમ હોય! મોરાર સાહેબની ઇચ્છા પ્રમાણે આપને અરજ કરું છું.' બાપા તુરત બધી વાત સમજી ગયા અને ખુશીથી વસ્ત્રદાન આપવાનું કાર્ય પોતે સંભાળ્યું. કહેવાય] છે કે- 'જ્યાં મહારાજા જામસાહેબને વસ્ત્ર પૂરા નહીં પડે તેની બીતિ હતી. ત્યાં જલારામજીએ હજારો મનુષ્યોને ચાર દિવસ છુટે હાથે વસ્ત્રદાન કર્યું"; છતાં વસ્ત્રો ખૂટયા નહીં આ ચમત્કાર જોઇ જામસાહેબ, જલારામજીના ચરણમાં પડયા.'

---

ભજન કરવાથી તમારે કાંઈજ ગુમાવવાનુ નથી. જેમ કામ કરી રહ્યા હો તેમ કર્યા કરો, ફેરફાર માત્ર એટલો જ કરવાનો છે કે જે કાર્ય તમારી જાત માટે કરો છો તે પ્રભુને માટે કરો. તમારા શરીરને પ્રભુની સેવાનુ સાધન બનાવો. આમ કરવાથી તમારા માથેથી અહંકારનું વજનદાર પોટલું આપો-આપ નીચે ઉતરી જશે ધુરંધર મેરુની ટુંકે જેમ લોકર નિર્ભય બને છે તેમ તમે પણ નિર્ભય બની જશો તમારું મન તેનુ જ ચિન્તન કરશે. તમારું શરીર તેની જ સેવા ચાકરી કરશે અને તમે પોતેજ તેનાજ બની જશો.

દીનશાહજી ગોરાખજી પાઉંવાલા
હોંગકોંગ.

## પરચો ૨૭
## ભૂત ભાગે છે.

હાલાર પ્રાંતમાં ઝીંઝુડા ગામમાં મહાત્મા કાનડગર પાછળ મોટો સંત મેળો થતો હતો, તે મેળામાં ભકતરાજ શ્રી જલારામજી મહારાજને પધારવા આમંત્રણ મળેલું તેથી ભકતરાજ પોતાના સેવકો સાથે મેળામાં જતા હતા, રસ્તામાં જાળિયા કોટડા ગામ આવે છે, ત્યાં બપોરતા સમયે ભકતરાજે એક વડ નીચે ઉતારો કર્યો.

જાળિયા કોટડા ગામના માણસોને ખબર પડી કે-વીરપુરથી ભકતરાજ શ્રી જલારામજી મેળામાં પધારે છે અને આપણા ગામના ભૂતવડ નીચે ઉતારો કર્યો છે જેથી ગામના ભાવિકજનો ખાનપાનની વસ્તુઓ લઇ બાપા પાસે આવ્યા અને બાપાને પગે પડી ગામમાં પધારવા વિનંતિ કરી. બાપાએ કહ્યું કે-'ભાઇઓ ! અત્યારે તો મારે મેળામાં જવાની ઉતાવળ છે, ફરી કોઇ વખત તમારો પ્રેમ હશે તો જરૂર આવીશ,' આવી વાતચીત ચાલતી હતી ત્યાં એક સેવકે બાપાને અરજ કરી કે- 'બાપા ! આપ જેવા પ્રભુતુલ્ય આ વડ નીચે બિરાજ્યા છો પણ આ વડમાં તો ભૂત થાય છે આ વડમાં ભૂતના ભયથી કંઇક મનુષ્યો મરી ગયા છે અને કંઇક રાહદારીઓ ભૂતના ભયથી આ રસ્તે ચાલતા જ નથી, જો કે અમોને પહેલાં તો ભૂત પ્રેતની ખાતરી થઈ ન હતી પણ અમારા ગામના આગેવાનના જોવામાં આ ભયંકર ભૂત આવેલ છે ત્યારે હવેથી અમો આ તરફ આવતાં જ નથી પણ આપ આહીં પધાર્યા છો અને આ ભૂતવડ નીચેજ બિરાજો છો એ ખબર સાંભળી ચિંતાતુર થતાં અમો આવ્યા છીએ માટે રસ્તો બતાવો '

ત્યારે બાપાએ મો ભક્તજનોને કહ્યું કે-'ભાઇઓ ભૂતપ્રેત એતો કદાચ મનની કલ્પના પણ હોય, છતાં તે પણ રામની માયા ગણાય પણ તમો આ બનાવને સાચી નજરથી જોઇ ડરો છો તો પ્રભુને મારી પ્રાર્થના છે કે 'હે રામ! અયોધ્યાપતિ! હે જાનકીનાથ! હે રઘુકુળદીપક! આ વડમાં જે ભૂતપ્રેત હોય તેનું સદા કલ્યાણ કરજો અને કોઈ પૂર્વજન્મના પાપે તે દુઃખ ભોગવતો હોય તો તેનો ઉદ્ધાર કરજો!' ભૂતના ઉદ્ધારની ભકતરાજે પ્રાર્થના કરતાંજ વડમાંથી એક મોટો કડાકો થયો જે કડાકો સાંભળી મો ચમકી ઊઠયા બાપાએ કહ્યું કે- 'ભાઈઓ! માગ રામે તે ભૂતનો ઉદ્ધાર કર્યો

## અભિમાન !!

અભિમાની રાજા રાવણ કે હિરણ્યકશ્યપ વિગેરે મોટા મોટા મનાતા એને છોડી દ્યો ! પણ હમેશા શ્રી રામપ્રભુના ચરણમા જ રહેનારા એ વીર હનુમાનજીને પ્રણામ કરી વાત કરીએ ! અહાહા ! હુ ન હત તો આવડો મોટો પહાડ ઉપાડત કોણ ? બસ થઈ રહ્યુ, અને થયા લગડા

હવે મુક્ત બ્રહ્માના કમડલમા રહેનાર પતિતપાવની ગગા મૈયાને યાદ કરી પ્રણામ કરીએ 'ભગીરથ ! હુ પૃથ્વી ઉપર આવુ તો ખરી, પણ મારો પ્રવાહ ઝીલનારો ક્યા ?' એનો જવાબ આપ્યો ભોળિયાનાથે, અને જટામા જ રહી ગયા

આવા આવા કેટલાક પ્રસગો યાદ કરશુ, જતા અભિમાનીઓના 'નજેતા' જોવા હોય તો પુરાણો વાચજો અગર વચાવજો અગર સાભળજો

હવે મોટામોટાઓની થયેલી 'નજેતીઓ' જોઈ આપણે થોડુ તો શિખીએ કે બસ વાત વાતમા હુ હુ અને હુ કર્યાજ કરશુ,

—o—

## લોકોને બે મોઢાં હોય છે.

લોકોને બે મોઢા હોય છે આમ પણ કહે છે ને તેમ પણ કહે છે સસાર પ્રપચમા રહીએ તો કહેશે કે દોષી છે અને પ્રપચ છોડી દઈએ તો કહેશે કે આળસુ છે આચારનુ પાલન કરશો તો કહેશે કે આડબરી છે અને આચાર છોડી દેશો તો કહેશે કે મહાભ્રષ્ટ છે વળી સત્સગ નહિ કરો તો કહેશે કે, અભાગીઓ છે ! નિરધનને દરિદ્ર કહેશે અને ધનવાનને ઉન્મત, કહેશે બોલશો તો વાચાળ ને નહિ બોલો તો અભિમાની ! લગ્ન કરો તો લપટ ને ન કરો તો નપુસક ! નિસતાનને ચડાળ કહેશે અને જ્યા માગ્યાથી પાણી જણાશે ત્યા કહેશે કે એ તો પાપની જડ છે, જેમ મૃદગ બે બાજુથી વાગે છે, તેમજ લોકો દ્વિમુખી વાતો કરે છે

તાત્પર્ય કે, એ 'વસત-ઉતરતીની પેઠે લોકોનો સ્વીકાર કરવાનુ પણ બનતુ નથી' તેથી જે પોતાનુ હિત ઈચ્છતો હોય તે 'લોકોને ત્યજીને' હરિ-ભજનના સરળ માર્ગને આદર અને પ્રેમથી સ્વીકાર કરે

સંત તુકારામ અધ્યાય ૮ મો

## પરચો ૨૮
# લાકડાની કથરોટ સાક્ષી છે.

અમરેલીના જુઠા અદા અત્યંત ભક્ત પ્રેમી હતા. જેથી જ્યારે પૂજ્ય બાપા અમરેલી પધારે ત્યારે જુઠા અદાને ત્યાં એક વખત જમવાનું હોય જ.

એક વખત બાપા અમરેલી પધાર્યા, ત્યારે જુઠા અદાએ જમવાનું આમંત્રણ આપ્યું-'બાપા ! આજ તો મારે ત્યાં પધારો !' બાપા કહે કે 'ભલે જુઠાભાઇ ! એમાં શું ! કાલ તમારે ત્યાં પ્રસાદ લેશું,' જુઠા અદા તો બાપાને પગે લાગી ઘરે ગયા. અને બાપા કાલે-જમવા પધારશે તે આનંદમાને આનંદમાં બાપાને શું રસોઈ જમાડવી તેનું 'ઘર પરિયાણ' કર્યું, અને નિશ્ચય કર્યો કે- આવતી કાલે બાપાને સુરમાના લાડુ જમાડવા.

બીજે દિવસે બપોરે જમવાનું તૈયાર થયે જુઠાઅદા, બાપાને જમવા બોલાવવા ગયા અને કહ્યું કે-

'બાપા પધારો ! રસોઇ તૈયાર છે.'

બાપા કહે કે 'ચાલો જુઠાભાઈ!'

એમ કહી જુઠાભાઈ સાથે બાપા, ૨-૪ સેવકો સહિત જમવા આવવા માટે રવાના થયા થોડુંક ચાલ્યા હશે ત્યાં પચાસેક ખાખી બાવાની જમાત બાપાને સામી મળી. અને બાપાને જોતાંજ જમાતના અગ્રેસરે બાપાને 'જે રામજી કી જલાભગત.'

બાપા કહે કે-'જે રામજી કી મહારાજ.'

તુરત જ ખાખી બાવા બોલ્યા કે 'ભગત ! બપોરનો સમય થયો છે. હજુ જમવા મળ્યું નથી. અને ભૂખ લાગી છે. માટે અમારા ભોજનનો પ્રબંધ કરો.'

બાપાએ કહ્યું કે-'અરે મહારાજ ! ભોજનનો પ્રબંધ વળી શું કરવાનો હોય ! હું આ જુઠા શેઠને ત્યાં જમવા જ જાઉં છું. ચાલો મારી સાથે.' એમ કહી બાપાએ તો પચાસ ખાખી બાવાને સાથે લીધા-પચાસ ખાખી બાવાની જમાત બાપા સાથે જમવા આવે છે એ જાણી જુઠા અદા તો વિચારમાં પડયા કે- 'હવે શું કરવું ! રસોઇ તો ૧૦-૧૨ માણસોની કરી છે અને આ જમવા આવે છે ૬૦ માણસો હવે શું કરવું !' પણ બાપાને

કહેવાય શું ! આમ વિચારમગ્ન જુઠાઅદા બાપા સાથે આવે છે ત્યાં જુઠા અદાને મનમાં વિચાર આવ્યો કે- હવે તાત્કાલિક લાડુ તો નહિ અને પણ પકવાનના બે ઘાણવા નાખી દેશું બાપા અને જમાત થોડીવાર બેસશે, હાથપગ ધોશે, ત્યાં પકવાન થતા શું વાર લાગશે ! આવો મનમાં વિચાર કરતા કરતા જુઠાઅદા બાપાને અને જમાતને તેડી ઘરે આવ્યા જુઠા અદાએ સૌને આદરપૂર્વક બેસાડયા અને પછી ઘરમાં જઇ વાત કરી કે- 'આપણે લાડુ તો ૧૦-૧૨ માણસોને થાય એટલા કર્યા છે પણ બાપા સાથે ૫૦ ખાખી બાવાની જમાત આવેલ છે માટે ઘી લેવા ટોપિયું આપો લાડુ હમણા ભલે પડયા, બે ઘાણના પકવાનના નાખી દઇએ હું ઘી લાવું ત્યાં તમો પકવાન બનાવવાની તૈયારી કરો ' આમ ઘરમાં વાતચીત કરી જુઠા અદા ટોપિયું લઈ બહાર નીકળ્યા ત્યાં તો બાપાએ સાદ કર્યો કે- 'જુઠાભાઇ ! આ ટોપિયું લઇ કયાં ચાલ્યા ? '

જુઠાભાઇ બોલ્યા કે- 'બાપા અહીં પધારો વાત કરૂ !'

બાપા પધાર્યા એટલે જુઠાભાઇએ બાપાને ઘરમાં લઇ જઇ વાત કરી કે- 'બાપા ! રસોઇ તો ૧૦-૧૨ માણસની તૈયાર છે ચુરમાના લાડુ બનાવ્યા છે પણ ૫૦-૬૦ માણસોને કયાંથી થાય ! એટલે પકવાન બનાવવા માટે ઘી લેવા જાવ છું આપ ખાખી બાવાઓ સાથે થોડીકવાર વાતચીત કરો ત્યાં હમણા પકવાન થઈ જશે ' એમ કહી જુઠાઅદાએ હાથ જોડયા

બાપા કહે કે- 'અરે મારા જુઠાભાઇ ! રામ રામ કર ! નારો ઠાકર રસોઈ ખૂટવા દયે ખરો ? પાક બનાવવો નથી ચાલ રસોડામાં !' એમ કહી બાપા તો રસોડામાં પધાર્યા

રસોડામાં જઇ જોયું તો એક કથરોટમાં ૨૦-૨૫ લાડવા પડયા છે દાળ-ભાત અને શાકના ટોપિયા ભર્યા છે રસોઇ જોઇ બાપા બોલ્યા કે- 'અરે જુઠા આટલી રસોઇ થોડી ! ખાખી બાવા તો થોડુ થોડુ જમે, તે તો ભાવનાના ભુખ્યા હોય ! ચાલ આપણે એમ કરીએ ઘીનો દીવો કર અને તુલસીપત્ર લઈ આવી ઠાકરનું નામ લઇ કથરોટમાં મૂકી દે અને કથરોટ ઉપર લુગડું ઢાંકી દે, ચાલ હું રસોડામાં બેસું છું લાવ એ થાળી હું કથરોટમાંથી લાડુ કાઢી દઉ અને તું લઇ પીરસવા ' એમ બાપાએ કહી પોતે બહાર પધાર્યા અને ખાખી બાવાઓને હાથ જોડી કહ્યું કે-

'પધારો મહારાજ જમવા ! કરો પંગત '

ખાખી બાવા તો ક્ષુધાતુર થયા હતા એટલે કહેતાની સાથેજ- 'જય રામજીકી' કહી પંગતમાં બેસી ગયા આણી તરફ બાપા પધાર્યા રસોડામાં અને જુઠા અદા મંડયા પીરસવા ખાખી બાવાને તાણ કરી કરીને જમાડયા

ખાખી બાવાઓને લાડુ જમતાં જોવા એ પણ એક જીંદગીની મઝા છે. આનંદથી ખાખી બાવાઓ પેટ ભરીને જમ્યા. જુઠા અદા તો પીરસતા જાય અને વિચાર કરતા જાય કે આ લાડુ આવે છે ક્યાંથી? આ ૨૫ લાડવા શું હજી ચાલતા હશે! પણ પછી તો થયું કે—નહિ! નહિ! આ ૨૫ લાડવા નથી પણ આ તો ૫૦૦ લાડવા છે. આ તો બાપાનો ચમત્કાર! પણ જુઠા અદા કાંઇ બોલ્યા નહિ. ખાખી બાવાને આનંદપૂર્વક જમાડી વિદાય આપી અને પછી બાપા અને જુઠા અદા જમવા બેઠા. આનંદથી જમ્યા પછી જુઠા અદાએ કથરોટ ઉપર કપડું હતું તે જરા ઉચું કરી જોયું તો હજુ ૨૦ લાડવા હતા. આ શું!



લાડવા તો ખૂટયાજ નથી જુઠા અદા બાપાના પગમાં પડયા અને હાથ જોડી અરજ કરી કે– 'બાપા! આપનો પરચો આજ મેં નજરો નજર જોયો! આપને ખરેખર અન્નપૂર્ણા પ્રસન્ન છે. બાપા આપ દેવ પુરૂષ છો.' ત્યારે બાપા બોલ્યા કે– 'અરે જુઠાભાઈ! ઠાકર સૌની લાજ રાખે છે. હું તેનો વાણોતર છું. મારામાં કાંઇ નથી, બધો પ્રતાપ મારા ઠાકરનો છે.' પણ હવેના જુઠાભાઇ જુદા હતા. નજરો નજર પરચો પામેલા જુઠાભાઇ બાપાની વાત કેમ માને!

અંતે બાકીના સૌ આનંદથી જમ્યા.

હાલ કથરોટ મોજુદ છે અને જુઠાભાઇના વંશવારસોએ તે કથરોટને એક મહાપ્રસાદીની ચીજ તરીકે મોંઘા ધન તરીકે સાચવી રાખી છે અને હજુ પણ મોટા પ્રસંગે તે કથરોટમાં રસોઇ મૂકી પીરસાય છે અને રસોઈ થોડી હોય પણ કથરોટમાં મૂકાયા પછી પીરસાય તો ખૂટતી નથી. એટલે કે જેટલા જમવાના હોય તેને પૂરી થઇ રહે છે. તે કથરોટના કોઇને દર્શન કરવા હોય તો અમરેલીવાળા શેઠ દુર્લભજી રામજી હાલ બીલખા રહે છે ત્યાં જઇ કથરોટના દર્શન કરવા.

પરચો ૨૯

## જલોભાઈ વચન પાળે છે.

વીરપુરના ગોવા ભરવાડની મા ગલાલબાઈને જલારામે બહેન કર્યા હતા.

અને ગલાલબહેન, જલારામને 'જલાભાઇ' કહેતા.

જલારામ હરસના વ્યાધિથી ખાટલાવશ હતા અને મંદવાડ વધ્યે જતો હતો તેમાં એક દિવસ ગલાલબહેન જગ્યામાં આવ્યા અને બાપાને કહ્યું કે-' 'જલાભાઇ ! કેમ છે તમને ?',

જલાભાઇ કહે છે કે-' ગલાલબહેન સારૂં છે, બાકી તો દેહના દંડ છે તે ભોગવવા જ જોઇએ ને ?'

'હા ભાઇ ! ભગવાન સારૂ કરશે.' એમ કહી ગલાલબહેને કહ્યું કે- 'જલાભાઈ ! ઉમરાળીથી રૂપાભાઇએ તેડવા માણસ મોકલ્યો છે, જો કહો તો એક રાત ભાઈ પાસે ઉમરાળી જઇ આવું' !'

બાપા કહે કે-' ભલે બહેન !'

'ભાઇ બોલાવે છે તો જઇ આવો, પણ એક રાતથી વધારે રોકાતા નહીં હો બહેન !'

'હો ભાઇ નહીં રોકાઉં' ' એમ જલાભાઈની રજા લઇ ગલાલબહેન પોતાના મા જણ્યા ભાઇ, રૂપાભાઇને ઘરે ઉમરાળી જાય છે.

ઉમરાળી વીરપુરથી ૭ ગાઉ દૂર થાય

બહેન તો સવારના ૧૦ વાગ્યે ઉમરાળી પહોંચી ગયા.

એક દિવસ રોકાઇ બીજે દિવસે રૂપાભાઇની રજા માગી કે- 'ભાઇ ! આજે હું જઈશ.'

ભાઇએ તાણ કરી કે-' બહેન ! ઘણે દિવસે આવ્યા છો માટે એક દિવસ વધારે રોકાઇ જાવને !'

'ના ભાઈ ! મારાથી ન રોકાવાય !'

'વીરપુર જલોભાઈ માંદા છે, અને એમ્જ રાતની રજા લઇને આવી છુ, માટે રજા આપો'

પણ ભાઇએ તો બહુ તાણ કરી બહેનને એક રાત વધુ રોકી રાખ્યા




એ આરતા -ચા અભાગિયા ભાઇ બહેન હશે કે- ભાઈનુ દિલ દુભાઉ જોઈ બહેન રોકાઇ ન જાય?

ગંગામાબહેન તો એક રાત વધુ રોકાયા અને બીજે દિવસે સવારે ઉમરાઠીથી ભાઇની રજા લઈ વીરપુર આવવા રવાના થયા

સાંજના ચારેક વાગ્યે જ્યાં વીરપુર એકાદ ગાઉ છેટું રહ્યું હશે ત્યાં જલારામ પાણીની ભંભલી ભરીને ગલાલબહેનને સામા મળ્યા.

ગલાલબેન તો જલાભાઇને આમ સામા આવતા જોઇ નવાઇ પામ્યા. અને કહ્યું કે–

'અરે જલાભાઇ! મારા વીરા! આવા તડકાના કેની તરફ જાવ છો? તમે તો માંદા હતા તે સાજા થઇ ગયા વીરા!'

જલાભાઈ બોલ્યા કે-' બહેન! મને સૂતા સૂતા એમ થયું કે-ગલાલબહેન તડકામાં ચાલ્યા આવે છે. બહેન તરસ્યા થયા હશે, હાલને પાણીની ભંભલી ભરીને જાઉં! અને બહેનને ટાઢું પાણી પાઉં. એટલે બહેન તમારી સામે પાણી પાવા આવ્યો છું.' કેમ ઉમરાળી સૌ મજામાં છે ને?

'અરે મારા વીરા! ખમા મારા બાપ! તોય મારો ભાઇ!' એમ કહી જલાભાઇ પાસેથી ભંભલી લઇ ગલાલબહેને ટાઢું પાણી પીધું.

પાસેના ખેતરમાં કચરાભાઇ ટોબરિયા સાંઠિયું ખોદતા હતા તેને બાપાએ સાદ કર્યો કે–

'કાં કચરાભાઇ! શું કરો છો?'

કચરાભાઇ કહે કે- 'ભગત, સાંઠિયું ખોદું છું.'

બાપા કહે કે, 'કચરાભાઇ! સાંજ પડવા આવી છે. હાલો ગામમાં.'

કચરાભાઇ કહે કે- 'ઠીક ભગત હાલો.'

એમ કહી બાપા, ગલાલબહેન, અને કચરાભાઇ ત્રણેય સાથે ચાલ્યા.

જ્યાં વીરપુર અધોક ગાઉ છેટું રહ્યું હશે ત્યાં બાપાએ ગલાલબહેનને કહ્યું કે–

'બહેન! સાંજ પડી ગઇ છે. સાધુસંત આવ્યા હશે, માટે હું ઉતાવળો ચાલું છું. તમે અને કચરાભાઈ ધીરે ધીરે ચાલ્યા આવો.'

બેન કહે કે- 'ભલે જલાભાઇ! તમે તમારે ખુશીથી જાવ, અમે ધીરે ધીરે ચાલ્યા આવીએ છીએ.' એમ રજા લઈ બાપા ઉતાવળા ચાલ્યા અને ગલાલબહેન અને કચરા પટેલ ધીરે ધીરે ચાલતા ગામમાં આવ્યા જ્યાં પાદર, ગોંદરે આવ્યાં ત્યાં તો ઘણાં માણસો બેઠા છે અને એક ચેહ સળગી રહી છે.

આ જોઇ ગલાલ બહેને પૂછયું કે- 'ભાઇ આ શું? કોણ ગુજરી ગયું?'

એક ભાઇએ કહ્યું કે–'અરે ગલાલબ્હેન, જલાભગત સ્વર્ગે સિધાવ્યા.'

બીજાએ કહ્યું કે–'બ્હેન બાપાએ તમને એક રાત રોકાજો એમ કહ્યું હતું, પણ તમો તો બે દિવસ રોકાઇ ગયા.'

આ વાત સાંભળી ગલાલબ્હેન અને કચરાભાઇ આશ્ચર્ય પામ્યા, અને જ્યાં અરધી કલાક પહેલાં જ બાપા તેની સાથેજ હતા, બાપાએ પાણી પાયેલું અને આ શું ?

પણ તેની નજર સામે જ બાપાનો અગ્નિ સંસ્કાર થતો હતો એટલે વધારે કહેવાપણું કે ખાતરી કરવાપણું હતું જ નહિ એટલે ગલાલબ્હેન ખૂબ રોયા...પોકે પોકે રોઇ હૈયું ખાલી કર્યું.

અને ગામમાંથી નાળિયેર મંગાવી જ્યાં 'જલાભાઇ' ની દેહ બળતી હતી તેની ચાર પ્રદક્ષિણા ફરી, નાળિયેર હોમ્યું અને બોલ્યા કે-'હે મારા જલાભાઇ! તેં કહ્યું હતું કે એક રાત રોકાજે પણ હું અભાગણી સમજી નહિ, પણ ભાઈ! તેં તો હમણાંજ મને ટાઢું પાણી પાયું છે,' એમ સંભારી સંભારીને ખૂબ રોયા.

અગ્નિ સંસ્કાર થઈગયા પછી સૌ નાહી ધોઇ જગ્યામાં આવ્યા અને ગલાલબ્હેન પણ નાહી ધોઇ જગ્યામાં ગયા અને સૌને બનેલી બિના કહી.

બધા કહેવા માંડયા, 'ગલાલબ્હેન! તમારી ભ્રમણા હશે.'

'ના ભાઇઓ મારી ભ્રમણા નથી પણ સાચી વાત છે.'

'મારો સાક્ષી કચરા પટેલ છે.'

કચરા પટેલને બોલાવ્યા.

કચરા પટેલે કહ્યું કે–ગલાલબ્હેનની વાત સાચી છે. ગલાલબ્હેનને ભગતે પાણી પાયું અને મને પણ ભગતે સાદ કર્યો કે-'કચરાભાઇ શું કરો છો?'

મેં કહ્યું કે-'ભગત! સાંઢિયું ખોદું છું.'

ભગત કહે કે 'હાલો સાંજ પડી છે,' એમ કહી અમો ત્રણે સાથે ચાલ્યા. ગામ થોડુંક છેટું રહ્યું હશે ત્યાં ભગતે કહ્યું કે 'સાંજ પડી છે, જગ્યામાં સાધુસંત આવ્યા હશે માટે હું પગ ઉપાડું છું તમે ધારે ધારે હાલ્યા આવો.'

'અમે આવ્યા ત્યાં પાદરમાં તમને જોયા.'

'ભાઇઓ! આમાં કાંઇ ભ્રમણા નથી, સાવ સાચી વાત છે.'

આ હકીકત સાંભળી સૌ આશ્ચર્ય પામ્યા અને બાપાનો ચમત્કાર જોઇ બાપાને અંતરથી વંદન કરવા લાગ્યા કે-'હે જલા! તારો મહિમા અપાર છે!'

---

## "મારુતિ અશોક વનમાં ગયો, ત્યાં તેણે ધોળાં ફુલ જોયાં."

विश्वं तद् भद्रं यदवन्ति देवाः

આ બધુ વિશ્વ મંગલ છે મંગળ પરમેશ્વર તેને સંભાળે છે ઈંગ્લાંડના કવિ બ્રાઉનિંગે એજ કહ્યું છે ઈશ્વર આકાશમાં બિરાજમાન છે અને દુનિયા બધી બરાબર ચાલે છે દુનિયામાં કશું બગડેલ નથી બગડી હોય તો મારી દૃષ્ટિ બગડી હશે જેવી મારી દૃષ્ટિ તેવી સૃષ્ટિ હું લાલ રંગના ચશ્મા પહેરું તો સૃષ્ટિ લાલ દેખાશે, ભડકે બળતી હોય એવી દેખાશે

સ્વામી રામદાસ રામાયણ લખતા ને લખાતું જાય તેમ તેમ શિષ્યોને વાંચી સંભળાવતા, મારુતિ પણ તે સાંભળવાને ગુપ્તરૂપે આવીને બેસતા સમર્થે લખ્યું હતું કે 'મારુતિ અશોક વનમાં ગયો ત્યાં તેણે ધોળાં ફૂલ જોયાં એ સાંભળતાંવેંત મારુતિએ પ્રગટ થઈને કહ્યું મેં ધોળાં ફૂલ જરા પણ જોયાં નથી મેં જોયેલાં તે ફૂલ લાલ હતાં તમે ખોટું લખ્યું છે તે સુધારો' સમર્થે કહ્યું મેં લખ્યું છે તે બરાબર છે તેં ધોળાં જ ફૂલ જોયાં હતાં' મારુતિએ કહ્યું, હું જાતે ત્યાં જોનાર ને હું કહું તે ખોટું? છેવટે તકરાર રામચંદ્રજીની પાસે પહોંચી રામચંદ્રે કહ્યું ફૂલ ધોળાં જ હતાં પણ મારુતિની આંખ તે વખતે ક્રોધથી લાલચોળ થઈ ગઈ હતી તેથી તે ધોળાં સફેદ ફૂલો તેને લાલ લાલ દેખાયાં' આ મીઠી વાતનો સાર એટલો કે દુનિયા તરફ જોવાની આપણી જેવી દૃષ્ટિ હશે તેવી દુનિયા આપણને દેખાશે

**શ્રી વિનોબા ભાવે ગીતા પ્રવચનમાંથી**

## પરચો ૩૦
## દુકાળિયા ચોત્રીસામાં બાપાએ પાણી પુર્યાં.

સંવત ૧૯૩૪ ની સાલની વાત છે ૩૪ નો ભયંકર દુકાળ પડયો હતો તેનો સાચો અનુભવ તો તે વખતના માણસોને હોય આપણને તો અત્યારે વાતોજ સાંભળી અરેરાટી ઊપજે એટલુંજ...છતાં પણ લાગે છે કે- હાલ જે અનાજનો દુકાળ છે, મુઠીભર અનાજ માટે વલખાં મારવા પડે છે લાખોની વસ્તી ધરાવતા શહેરોમાં હાલ જે અનાજના ભાવો છે તેવા ભાવો તો કદાચ 'ભયંકર ચોત્રીસા' માં પણ નહીં હોય!

અને પાણી ?

પાણી તે વખતે કદાચ ધરતીમાં ખૂટયા હશે, પણ આજ ધરતીમાં પાણી હશે તો હાલના મનુષ્યોમાં ઓછા નથી થયાં!

બાપા અમરેલી પધાર્યા બાપા અમરેલી અવારનવાર પધારે, કારણ કે અમરેલી પાસે ફતેપુરમાં બાપાના ગુરુદેવ ભોજા ભગત બિરાજે, એટલે બાપા ફતેપુર પધારતાં અમરેલી એક બે દિવસ રોકાય

આજ કાલની ફેશન પ્રમાણે તે જમાનામાં 'બાથરૂમો' ન હતા શ્રીમંત યા ગરીબ બનતા સુધી નદીએ કે વાડીઓમાં કોસ ચાલતા હોય ત્યાં નાહવા જાય નાહવાની સામગ્રીમાં ફકત એક પંચિયું સાથે લઇ જાય, પ્રભુ સ્મરણ કરે અને સ્નાનાદિક ક્રિયા પતાવી ઘરે આવે વાડીઓમાં વીટામીનથી ભરપુર લીલોતરી શાકભાજી હોય તે લઇ આવે આ હતી આપણા પ્રતાપી વડવાઓની મોઝમજાહ, પણ આજે...આજે આપણને વિટામિનની ટીકડીઓ વિલાયતથી મંગાવી ખાવી પડે છે

બાપા અને પાંચસાત ભકતજનો વાડીએ નાહવા પધાર્યા

ઠક્કર સુંદરજી ગોકળની વાડીએ કોસ ચાલે કોસકુંડ વાડીમાં પાણી, પણ સાથીને થયું કે- બે પાંચ કોસનુ પાણી આ ભગતડા બગાડશે તેના કરતાં કહી દઉં કે- પાણી નથી એટલે કહ્યું કે- 'ભગત! વાડીમાં પાણી નથી આ સામે દેખાય તે દયાળ પરસોતમની વાડી છે ત્યાં નાવા જાવ ત્યાં પાણી ઘણું છે'

બાપા કહે કે, 'ભલે ભાઇ! ત્યાં જઇએ' એમ કહી બાપા તો મંડળી સાથે દયાળ પરસોતમની વાડીએ ગયા, પણ તેજ વાડીમાં ખરેખર પાણી ન હતું બાપા પધાર્યા એટલે દયાળ પરસોતમે રામ રામ કર્યા, અને કર્યું કે- 'પધારો ભગત!' બાપા કહે કે- રામ રામ દયાળભાઈ! પધારે ઠાકોરજી! અમો તો નાહવા આવ્યા છીએ.'

દયાળજીભાઇ કહે કે, 'અરે બાપા! આપ ના'વા પધાર્યા, પણ વાડીમાં કોસ બુડે એટલું પાણી ભરાય, તેની વાટ જોઇને આજ સવારથી બેઠો છું પણ હજી કોસ બુડે એટલું પાણી ભરાણું નથી હજી એક કલાક પછી ૭-૮ કોસનું પાણી ભરાશે ત્યારે એક કયારો માંડ પીશે.'

બાપા કહે કે 'અરે રામ! હવે તો હદ થાય છે, પણ દયાળભાઇ એમ કરોને ? કોસ જોડી તો જુઓ, કદાચ વાડીમાં પાણી આવ્યું હોય તો પાંચ છ કોસ કાઢો તો અમો સૌ નાઇ લઇએ.'

દયાળજીભાઇને થયું કે 'ભગતને ના'વાની ઉતાવળ લાગે છે, માટે લાવને પાણી નથી એમ કહેવા કરતાં કોસ જોડીને કૂવામાંથી ખાલી કોસ આવે તેની ખાતરી ભગતને કરાવી દઉં.' એમ વિચારી એણે તો બળદને ડચકાર્યા અને કોસ જોડયા.

કોસ તો બુડયો વાડીમાં અને ખાલીને બદલે આખો પાણીથી ભરાઇને આવ્યો. પછી તો કોસ ઉપર કોસ મંડયા પાણીના નીકળવા અને કુંડી પાણીથી ભરાણી. દયાળભાઇ કોસ હાંકતા ગયા અને ભગતો ના'તા ગયા. આમ ૧૫-૨૦ કોસ કાઢયા, પણ પાણી ખૂટયું જ નહીં. ત્યારે દયાળભાઇ કોસ પડતો મૂકી હડી કાઢીને બાપાના પગમાં પડયાં અને કહેવા લાગ્યાં 'બાપા! આપના પરચા સાંભળ્યા હતા, પણ નજરો નજર પરચો આજ જોયો.



બાપા કહે કે, 'દયાળભાઇ! આમાં પરચો કાંઇ નથી. હું તો રામનો ટેલિયો છું. હું તો કાંઇ જાણતો નથી. જાણવાવાળો રામ છે. તે નોધારાનો આધાર છે.'

આજે એ દયાળભાઇની વાડીએ પાણી છે. આજુબાજુની બીજી વાડિયો ખોટી પડી જાય પણ દયાળ પરસોતમની વાડીમાં પાણી ખુટતું જ નથી. છપનીયા કાળમાં પણ તેમાં પાણી હતું. અને સુંદરજી ગોકળની વાડીમાં જ્યાં પાણી હતું તેની શું દશા છે! "આજ એ વાડી ઉજ્જડ છે."

---

## પરચો ૩૧
# વીરઘેલી ભગિનીની વિચિત્ર માનતા.

### ભાઇની ઝખનાવાળી બહેન, ભાઇ જન્મે તો બાપાના કપાળમા શ્રીફળ વધેરવાની માનતા લીએ છે.

ઘેડ માધવપુર પાસે કડછ નામે એક નાનકડુ ગામડુ છે, ત્યા કેશવજી ઠક્કર કરીને એક બાપાના સેવક રહે સર્વ વાતે સુખી પરતુ સતાનોમા પુત્ર નહી પુત્રની ઝખના કોઇ અજબ વ્યાધિ છે તેમાય ઠેશ વાગતા ' ખમા મારા વીરને ' એવા મધુર શબ્દો બોલનાર બહેનને જ્યા સુધી ભાઈ નથી સાપડતો ત્યા સુધી ઓશિયાળી લાગે છે કેવા મધુર ભાવ છે ! ભાઈ અને બહેન વચ્ચે ! ૧૬ વર્ષની યુવતી હોય કે ૬૦ વર્ષની વૃદ્ધા હોય પરતુ ઠેસ વાગે છે ત્યારે બહેનના મુખમાથી શબ્દ નીકળે છે, ખમા મારા વીરાને ! એવા વીરા જ્યારે બહેનને સતાપતા નજરે ચડે ત્યારે ધરતીમાતા લજ્જાય છે ! સસારમા બહેન અને ભાઇ એતો પ્રભુના ઘરનો અણમોલ ખજાનો છે

આવા વીરાની ખોટ કેશવજી ઠક્કરની એક આઠ વરસની દીકરીને જણાવા લાગી બહેન અધીરી બની કે કયારે ભાઈ કોઇ અદ્રશ્ય સૃષ્ટિમાથી આવે ? પરતુ બહેનને હજુ સુધી ભાઈ સાપડયો નહીં ઘણી વખત માને પૂછે છે કે, ' હે મા ! ભાઇ કયારે આવશે ? ' ગરીબડી મા જવાબ આપે, ' બહેન ભગવાન દેશે ' આમ જવાબ આપી દીકરી ન દેખે તેમ પાલવના છેડાથી ભીની આખો લૂછે

એક વખત બાપા કડછ પધાર્યા સાથે પાચ દસ સાધુસત અને કેશવજી ઠક્કરને ત્યા ઉતારો કર્યો કેશવજી ઠક્કર બહુ ખુશી થયા, બાપાને પ્રેમપૂર્વક ચાર પાચ દિવસ રોક્યા બાપા રોકાણા અને રામના ગુણગાન ગાયા બાપા વીરપુર પધાર્યા પછી દીકરીએ કાલીઘેલી ભાષામા કેશવજી ઠક્કરને પૂછયુ કે, ' કાકા ! એ કોણ ભગત હતા ? આપણે ઘેર ઉતર્યા ત્યારે ગામના માણસો પૈસા અને શ્રીફળ શુ કરવા ધરતા હતા ? અને પગે લાગતા હતા ? ' કેશવજી ઠક્કરે ખુલાસો કર્યો કે ' બેટા, એ વીરપુરના જલાભગત હતા, સાચા ભગત છે એમની માનતા જે કોઈ સાચા હૃદયથી કરે તો તેની

મનોકામના પૂર્ણ થાય છે' કાકાના આવા વચન સાંભળી દીકરી ઘણી ખૂશી થઇ અને ઘરમાં જતાં ઠેસ વાગતાં ' ખમા મારા વીરને ' એમ બોલાઈ ગયું. પણ વીર ક્યાં ? વીર તો હજુ સાંપડ્યો ન હતો, એટલે સહેજે માનતા




થઈ ગઈ કે, ' હે જલા બાપા ' હમણાં મારા કાકાએ કહ્યું તેમ જો તમે સાચા ભગત હો તો મને એક ભાઇ આપજો અને જો ભાઇ આપશો તો બીજા તો તમારા પગમાં શ્રીફળ વધેરે છે, પણ હું તો તમારા કપાળમાં શ્રીફળ વધેરીશ ' અબુજ બાળાએ સાચા હ્રદયથી માનતા કરી અને કાકાને

અને માને કહેવા લાગી કે, બા ! બા ! મને જો જલાબાપા, ભાઈ આપશે તો હું તેના કપાળમાં શ્રીફળ વધેરીશ.' મા સાંભળી રહી અને બાળકબુદ્ધિ ઉપર દાંત કાઢયા.

ભગવાનને કરવું છે તે કેશવજી ઠક્કરને ત્યાં વરસ દિવસ પછી પુત્ર જન્મ થયો. ગરીબ યા તવંગર સૌને પુત્ર જન્મની ખુશાલી એક સરખી રીતે આનંદ આપે છે. કેશવજી ઠક્કરના ઘરમાં આનંદ આનંદ થઇ રહ્યો ૯ વર્ષની બાળા ‘ ભાઇ ભાઇ, મારો ભાઇ, મારો વીર,' કરવા લાગી. બહેન તો હરખ ઘેલી થઇ ગઈ, ભાઈ જરાક રુવે ત્યાં તો બહેનડીનો જીવ ઉડી જાય, એમ એક વરસ પસાર થઈ ગયું.

બાપાના કપાળમાં શ્રીફળ ફોડવાની માનતા બહેન તો ભૂલી ગઇ, પણ કેશવજી ઠક્કર અને તેમની વહુ વિચારમાં પડયા કે, આ દીકરીએ આવી માનતા કરી છે, હવે કરવું શું ? એ વિચારમાં ને વિચારમાં ફરી એક વરસ પસાર થઇ ગયું. બહેનને સખ્ત માતાજી નીકળ્યા. માતાજી બહુ ભારે નીકળ્યા આખું શરીર ખદખદી ગયું. બાળાના જીવને ક્યાંય શાન્તિ નથી.

કેશવજી ઠક્કરે વિચાર કર્યો કે, દીકરીને જરાક માતાજી નમે અને બહાર લઇ જવાય એવી થાય તો પછી વીરપુર બાપાને પગે લગાડી આવું. તે પછી ‘ ઘી, દૂધ મારે લેવા.' પંદર દિવસ પછી બાળાને માતાજી નમાવ્યા, શરીરને ઠીક થયું પણ આખું શરીર માતાજીના ડાઘાથી વિકૃત બની ગયું. કેશવજી ઠક્કર તો દીકરીને લઇને વીરપુર આવ્યા અને જગ્યામાં આવી બાપાને પગે પડયા બાપા, કેશવજીભાઇ આવવાથી ઘણા ખૂશી થયા અને ખબર અંતર પૂછી દીકરીના માથે હાથ મૂકી, ઉતારા પાણીનો બંદોબસ્ત કરાવ્યો.

સાંજ પડી, રામચંદ્રજી ભગવાનની સંધ્યા આરતી થઇ રહી છે. બાપા ઓટા ઉપર બેઠા છે. પાંચ સાત સાધુસંત બેઠા છે પાંચ પંદર માણસો બેઠા છે આનંદથી વાતો થઇ રહી છે, ત્યાં બાપાએ કેશવજી ભાઇને કહ્યું કે, કાં ‘ કેશવજીભાઈ! એ શ્રીફળ તો મંગાવો.'

કેશવજીભાઇ સામેની દુકાનેથી બે શ્રીફળ લાવ્યા, બાપાએ તુરતજ દીકરીને બોલાવી, હેતથી હાથ ફેરવી, પૂછયું કે– ‘બેટા તેં માનતા કરી છે તે ખબર છે ને ?' દીકરી ગભરાણી, બાપા કહે, ‘ મૂંઝામાં બેટા ! મારા કપાળમાં શ્રીફળ ફોડવા છે ને દીકરી ? ફોડી લે મારા કપાળમાં શ્રીફળ !' શવજી ઠક્કર બહુજ ગભરાયા અને ‘ બાપાએ આ વાત કયાંથી જાણી ? હવે શું થાશે ?' એમ મનમાં વિચારી બાપાને પગે લાગવા માંડયા. બાપા

કહે કે–'કેશવજીભાઇ મૂંઝાવમાં, દીકરી બિચારી નિર્દોષ છે. હવે તો મારી દીકરીએ માનતા પૂરી કરવી જ જોઇએ.' એમ કહી દીકરીને કહ્યું કે– 'લે બેટા! આ બે શ્રીફળ અને કર ઘા મારા કપાળમાં.'

## નામદાર જામ સાહેબ બાપુ કહે છે....



"નાળિએર એની મેળે ઉછળીને બાપુને કપાળે વધેરાઇ ગયું."

મુનિશ્રી કાનમલજી મહારાજના પ્રમુખપદે મળેલ ધાર્મિક મેળાવડામાં નામદાર જામસાહેબ બાપુએ આપેલ ભાષણમાંથી . ..

"એકવાર ગામડામા એક ગરીબ સ્ત્રીનો એકનો એક દીકરો ખુબ માંદો પડયો બચવાની કોઇ આશા ન રહી." તેણે માનતા માની કે, દીકરો સાજો થાશે તો "બાપુના કપાળે નાળિએર વધારીશ " દીકરો તો સાજો થયો અને બાઈ દીકરાને તેડીને માનતા પુરી કરવા આવી

બાઇને મન તો બાપુ કોઈ દેવ હતા ત્યાં તો બાપુને જીવતા જાગતા જોઇને એ તો ખચકાઇ ગઇ, એના કપાળે કેમ કરીને નાળિએર વધેરાય." સલાહકારો કહે "અરે બાઇ! ગાંડી થઇ! બાપુના કપાળે તો કાંઈ નાળિએર વધેરાય ખરૂં ?"

પણ બાપુએ તો ઝટ લઇને પાઘડી ઉતારી કુદરતને કરવુ તે નાળિએર એની મેળે ઉછળીને બાપુને કપાળે વધેરાઈ ગયુ '

"બાઇ અને બાપુ એમ બેયનુ સત રહ્યુ."

જયહિંદ દૈનિક તા. ૨૯–૧૦–૫૨

કેશવજીભાઇ બહુ ગભરાણા, દીકરી રોવા જેવી થઇ ગઇ, પણ બાપાએ કહ્યું કે– 'મુંઝામાં બેટા! તુ' તારે ઘા કર' હવે દીકરીને ઘા કર્યો

સિવાય છુટકો જ ન રહ્યો. દીકરીએ તો એક શ્રીફળ લઇ આસ્તેથી ઘા કર્યો, ઘા થતાંજ, અધ વચ્ચેથી......કડાક કરતાં શ્રીફળના બે કટકા થઇ ગયા. બીજા શ્રીફળનો ઘા કર્યો, તેના પણ અધવચ્ચેથી......તડાક......કરતાં બે કટકા થઇ ગયાં.

કેશવજીભાઇ અને બીજી મંડળી તો આ બધું જોઇ રહી, સૌ બાપાના પગમાં પડયા બાપા કહે કે, 'અરે ભાઇઓ ! પગમાં પડો આ મારા રામને સાચો ધણી એ છે. એ સૌની રક્ષા કરે છે, અને આ તો શ્રીફળ છે. સારા ફળ તો સારૂંજ કરે.' એમ કહી દીકરીને પાસે બોલાવી માથે હાથ મુકી કહ્યું કે, 'લે બેટા ! આ પ્રસાદીની શેષ, જા તારી માનતા પૂરી થઇ.' દીકરીએ શ્રીફળની શેષની પ્રસાદી ખાધી, અને બાપાને પગે લાગી.

સવારે કેશવજીભાઇએ જોયું તો દીકરીના શરીર ઉપર કોઈ જાતનો ડાઘજ ન મળે. બપોરે જમી બાપાને પગે લાગી બાપ દીકરી કચ્છ ગયા. આજ એ દીકરી હૈયાત નથી પણ બહેનનો 'વીરો' નારણ અદા ઉંમર વર્ષ ૮૦ ના જીવિત છે અને પંદર દિવસ પહેલાં જગ્યામાં પગે લાગવા આવેલા ત્યારે નારણ અદાએ પોતાની બહેને બાપાના કપાળમાં શ્રીફળ ફોડવાની કેવી રીતે માનતા કરેલ તેનો આ ચમત્કારિક કિસ્સો કહ્યો હતો. (સને ૧૯૪૭ ની સાલમાં.)

નારણ અદા જેવા ભાવિક પુરુષો આજ પણ હૈયાત છે. એવા વૃદ્ધ પુરુષોના મુખેથી નિર્દોષ, આડંબર વિનાની વાણી સાંભળવી એ પણ એક જીંદગીનો લહાવો છે. ભાવિક વૃદ્ધ પુરુષ ખરેખર પૂજનીય છે. અને ઊગતી પેઢીના એ રક્ષણહારોને જો યોગ્ય સન્માન આપી સાંભળવામાં આવે તો એ વૃદ્ધો તો એક ઇતિહાસ પૂરો પાડે, કે જે જીવનમાં વિચારવા અને અનુકરણ કરવા યોગ્ય હોય. પણ ભારતના સુધરેલા યુવાનો (!) આજ વૃદ્ધો તરફ કઇ દ્રષ્ટિથી જુએ છે! અસ્તુ ' બાપા સૌને સાચે રસ્તે દોરે એજ પ્રાર્થના.

શ્રી ૧૧

જય જલારામ. કચ્છ, તા. ૭-૧૨-૫૩

સ્વસ્થાનથી રાજકોટ શ્રી હાથી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ.

એતાનથી કચ્છથી લી. ભાણ પ્રભુદાસ પ્રેમજી ઠકરના જય જલારામ વાંચશોજી આંદ ભાઇથી અમારી પાસે જલારામ બાપાની ચોપડી ઘણાં ટાઇમ થયાની છે તો તે ચોપડી ફાટી જવાથી આપને લખું છું કે, અત્યારે ચોપડીની શું કિંમત રાખો છે તે મને લખો જણાવશોજી, અને

અમારી પાસે જે ચોપડી છે તે ચોપડી શ્રી જલારામ બાપાએ મારા કેશવજી અદાને સોંપેલ હતી તો હજુ. એ જુની ચોપડી છે, હાલ નવી આવૃત્તિ છપાય છે તો નાની મોટી ચોપડીની શું કિંમત છે તે અમોને જણાવશોજી બાદ આપના પરચામાં મારા ફઈબાએ માનતા કરી હતી કે-'મને બાપા ભાઇ આપે તો જલારામ બાપાના મસ્તકમાં શ્રીફળ વધારીશ.' તો મારી ફઇબાને ભાઇ આપ્યો અને તે મારા નારણ અદા થાય છે, તે હયાત છે. ઉંમર વરસ લગભગ ૮૫ ની છે અને હજુ શરીર પણ સારૂં છે. તો આવા બાપાના પરચાનોતો પાર આવે તેમ નથી. બાદ જવાબ તુરત લખશો બાદ આપશ્રી જલારામ બાપાના પ્રતાપથી ખુશીમાં હશો. અમો પણ શ્રી જલારામ બાપાના પ્રતાપથી ખુશીમાં છીએ. અમારા સરખું. કામકાજ લખશો.

લી. ઠા. પ્રભુદાસ પ્રેમજી ઠકરાર કચ્છવાળા.

મારૂં શરનામું :-

ભાઇ પ્રભુદાસ પ્રેમજીની દુકાને
પોસ્ટ માધવપુર ઘેડ,
વાયા, માંગરોળ પ્રઇને મુ. કચ્છ.
જવાબ લખવા મે કરશોજી.

---

કર્મના નિયમો જરૂર છે અને તે અચળ છે; તે વિષે શંકા નથી. પણ પ્રભુ કર્મના નિયમોથી શુ બંધાયેલો છે? જો તે કર્મના નિયમો અનુસાર જ કામ કરતો હોય તો તે એક ન્યાયાધીશ જેવો ગણાય! કર્મના નિયમો પ્રમાણેજ જો તેનું સઘળુ વર્તન હોય તો તેની દરેક રચના અપાર અને અનંત કેમ કહી શકાય? કર્મની ગતિ અત્યંત સુક્ષ્મ છે અને આ બધી વાતો મનુષ્યની બુદ્ધિથી પર છે માટે હે મૃત્યુ લોકના માનવી! વિવાદ અને શંકાને બાજુએ મુકી પ્રભુને આધીન બની તેની આગળ શિર નમાવવામાં જ ખરા ડહાપણની વાત છે

દીનશાહજી સોરાબજી પાઉંવાલા
હોંગકોંગ.

## પરચા ૩૨

## રાજકોટનો ગોરો પોલિટિકલ એજન્ટ ગરમાગરમ રોટલા જોઇ મુંઝાઇ જાય છે, અને ટોપી પછાડે છે અને કહે છે કે 'તુમ જલા નહિ પણ અલ્લા હો'

જલારામ બાપાનો પરચો મને નાનપણમા મારા વડીલ બાપુ ગોકળભાઈએ કહેલ મને હજુ પૂરેપૂરો યાદ છે તે લખુ છુ

એક વખત રાજકોટના પોલિટિકલ ગોરા સાહેબના ફરમાન અનુસાર ચાર ઘોડેસ્વારૂ જરૂરી કામના કાગળિયા લઇ જુનાગઢથી રાજકોટ આવતા હતા રાજકોટ અમુક ટાઇમે પહોચી જવુ એવો સાહેબનો હુકમ હતો રસ્તામા વીરપુરને પાદર ઘોડાને પાણી પાવા અને નિસાગો ખાવા ઘોડો ટાઇમ રોકાણા ત્યા બાપા હમેશના રિવાજ મુજબ પાદરે આટો મારવા આવેલા ને ઘોડેસ્વારને ભાળીને પરાણે પરસાદ લેવા (જમવા) તેડી ગયા સવારોએ જણાવ્યુ કે ઉતાવળનુ કામ હોવાથી જલદી પહોચવુ છે માટે રોકાઇ શકશુ નહીં છતા બાપા કહે 'તમે જરા પણ મુંઝાશો નહીં તમને ઠપકો નહિ મળે, પણ અહીંથી ભૂખ્યા નહીંજ જવા દઉ' એમ આગ્રહ કરીને જમાડયા પછી જ રજા આપી રાજકોટ પહોચતા ટાઇમ કરતા એક કલાક મોડુ થવાથી સાહેબ ગુસ્સે થઈ ગયા પણ સવારોએ ઉપરની હકીકત જણાવી કહ્યુ કે વીરપુરના ભગત જલારામ કોઇને પોતાના ગામના પાદરેથી જમાડયા વગર ખસવાજ દેતા નથી અમને આગ્રહ કરીને રોકયા તેથીજ અમારે રોકાઇને જમવુ પડયુ 'આવી વાત સાભળીને સાહેબે કહ્યુ કે 'અચ્છા હમ ઉસકુ દેખ લેગે' ત્યાર પછી બે ચાર દિવસમા જ તેમણે એવી ગોઠવણ કરી કે પચીસ પચીસ સવારની છ ટુકડી રાજકોટથી દસ દસ મિનિટને અંતરે રવાના કરવી અને વીરપુરના પાદરે થઇને નીકળવુ સવારના સાત આઠ વાગે નીકળી ૧૧ થી ૧૨ સુધીમા વીરપુરના પાદરે પહોચવુ એવી તેમની ધારણા હતી બાપા તો હમેશના રિવાજ મુજબ પાદરે હાથમા લાકડી લઇને ફરતાજ હતા એમા પેલી ટુકડી ૨૫ સવારની આવી અને બાપાએ પરસાદ લેવા રોકાવાનુ કીધુ સવારોએ કહ્યુ કે અમારે જરૂરી કામ છે પાછળ બીજા સવારો સાથે સાહેબ પણ આવનાર છે માટે અમને

રોકશો નહીં, જવા દ્યો.' પણ બાપાએ આગ્રહ કર્યો કે 'જમ્યા વગર જવા નહીં દઉં.' અને પચીસ સવારને જમ્યામાં લઇ ગયા અને બીજા સવારની રાહ હતી તેથી બાપાએ બીજા એક એ સંતને તેની ખબર રાખવા પાદરે મોકલ્યાં ત્યાં દસ મિનિટમાં બીજી ટુકડી આવી તેને આગ્રહ કરી રોકી. એમ એક પછી એક છ ટુકડીના ૧૫૦ સવાર એક કલાકના અરસામાં ભેગા થઈ ગયા. સાથે સાહેબ પણ હતા. સાહેબે હિંદીમાં જણાવ્યું કે, 'રોકાવામાં અમને ઘણું નુકશાન થાય છે.' પણ બાપા કહે 'રામના મંદિરમાં ટુકડો ખાઇને જ જાવ તેમાં તમને નુકશાન નહીંજ થાય.' સાહેબને અંદરખાને તો બાપાની કસોટી કરવી હતી એટલે રોકાઇને જમ્યામાં ઘોડા વગેરેને છોડાવી જમવાની ઉતાવળ કરવા માંડી બાપાએ એક સાથે દોઢસો માણસોને એક જ પંગતે બેસારી દરેકને બબે રોટલા ગરમાગરમ અને એક એક તાંબળી દાળની બધાને પીરસી દીધી અને શાન્તિથી જમાડયા સાહેબ તો નજર કરીને જોઇજ રહ્યા કે, આ રોટલા ગરમાગરમ બનાવ્યા કેવી રીતે! અને કેટલા જણાએ બનાવ્યા! માટે જરૂર આ એક ચમત્કારી પુરુષ છે સાહેબે બધાને ગરમાગરમ રોટલા પીરસાણા કે તુરત ટોપો ઉતારી પછાડી અને બોલ્યા કે– 'તુમ જલા નહિ પણ અલ્લા હો તુમેરી કસોટી કે લીએ મેને એસી ચિત રચી લેકિન તુમારા પરચા નજરે દેખકર મેં ખુશ હુવા હું.' એવી તારીફ કરી અને સવારોને સૂચના આપી કે, 'વીરપુરના રસ્તે જતા ગમે તે ઘોડેસ્વાર બાપાની પ્રસાદી લેવા રોકાય અર્ધો કલાક મોડો પડે તેને ઠપકો આપવો નહીં.' આ પ્રમાણેનો પરચો મારા દાદા ઘણાને મોઢે કહેતા હતા એજ



લી સેવક,
ઝવેરભાઇ કાનજી રૈયાના
જય જલારામ
તા ૧૪-૨-'૫૨

## પરચો ૩૩
## બાપા વિમાનમાં સ્વર્ગે સિધાવે છે.

ભકતોને સાંસારિક જીવનમાં તેમની મશ્કરી કરવાવાળા તો હોયજ, ભગત નરસિંહ મહેતાની જુનાગઢમાં મશ્કરી થતી. તેમ વીરપુરમાં ટિલિયો લોહાણો બાપાની મશ્કરી કર્યા કરતો.

દુકાને બેસી ટિલિયો લોહાણો પરચુરણ ધંધો કરે અને જ્યારે જ્યારે બાપા મળે ત્યારે ત્યારે ટિલિયો કહે :-

'બાપા રામ રામ!'

બાપા કહે 'ટિલિયા રામ રામ.'

ટિલિયો કહે 'કાં ભગત! રોજ ઠાકરની સેવા કરો છો, સાધુ સંતને જમાડો છો તો વિમાન ક્યારે આવવાના છે!'

બાપા કહે- 'ટિલિયા! વિમાન આવશે ત્યારે કહીશ.'

'ભલે ભગત કહેજો એટલે તમે વિમાનમાં બેસીને જાવ તો હું પણ આવું.'

આમ ટિલિયો રોજ બાપાને પૂછયા કરે.

અને બાપા એકજ વાકય કહે કે- 'વિમાન આવશે ત્યારે કહીશ.'

તે ઉપરાંત ટિલિયો ગામમાં બીજાને પણ કહે કે-

'ભગત મજુરી કરી સાધુડાને રોટલા ખવરાવે છે. આખો દિ 'ટોકરી' વગાડયા કરે એમ શું સ્વર્ગ મળતું હશે? ઢોંગ કરે છે ભાઇઓ! ભગત તો ઢોંગી છે, કામી ખાવાની ત્રેવડ નથી.' એમ ગામમાં પણ કહ્યા કરે.

સંવત ૧૯૩૭ ના મહા વદી ૯ મંગળવારે ટિલિયો રાતના ચાર વાગ્યે ઊઠયો અને દાતણ પાણી કરી ખંભે કોથળો નાખી હટાણું કરવા જેતપુર ગયો વીરપુરથી જેતપુર આઠ માઇલ દૂર થાય અને દુકાને વેંચવા પરચુરણ જે ચીજો જોઇએ તે બધી જેતપુરથી લાવે

જેતપુર જઈ ટિલિયાએ ખજુર, ગોળ, દાળિયા, નાળિયેર, એમ પરચુરણ ખરીદી કરી વીરપુર આવવા માટે જેતપુરથી ઉપડયો

જ્યાં વીરપુર ત્રણેક માઇલ છેટું રહ્યું હશે ત્યાં બાપા સુંદર રૂપાળા રથમાં બેસીને ટિલિયાને સામા મળ્યા.

ટિલિયો કહે કે-'બાપા! ભગત થઇને આ રજવાડામાં મોટા રાજા વાપરે એવા રથમાં બેસીને ક્યાં જાવ છો!'

'ક્યા રાજાએ આ રથ મોકલ્યો છે?'

બાપા કહે કે 'ટિલિયા! આ રથ નથી, વિમાન છે. મેં તને કહ્યું હતું' કે-'વિમાનમાં જઇશ ત્યારે તને કહીશ' તો આ મારું વચન પાળવા તારી સામે આવ્યો છું.'

'નાખી દે કોથળો નીચે, અને ચડી બેસ આ વિમાનમાં.' આ સાંભળી ટિલિયો ખડખડાટ હસ્યો અને બોલ્યો કે- 'ભગત! આપ જ વિમાનમાં પધારો, મારે નથી આવવું.'

'જો વિમાન ન જોયા હોય તો!!!' એમ કહી ફરી ટિલિયો બાપાની મશ્કરી કરવા લાગ્યો.

બાપાએ ફરી કહ્યું કે 'ટિલિયા! આ મશ્કરી માનતો નહીં, પણ સાચી વાત કરું છું, મેં તને કહ્યું હતું કે-'વિમાન આવશે ત્યારે તને કહીશ.' તો આ તને કહેવા તારી સામે આવ્યો છું. માટે ફરી કહું છું કે-'નાખી દે કોથળો નીચે, અને આવી જા.,

ટિલિયો કહે 'ના, ના, ભકતરાજ, આપ પધારો, વિમાન કેવા ને વાતું કેવી! કો'ક દરબારે રથ તેડવા મોકલેલ હશે તો ભગત થઈને રથમાં બેસતાં શરમ નથી આવતી?' એમ કહેતો કહેતો એ તો મંડ્યો ચાલવા.

ગામમાં આવી જ્યાં કોથળો ખંભેથી ઊતારી દુકાનમાં બેઠો ત્યાં સમશાનેથી આભડીને માણસો જથ્થામાં આવ્યા

ટિલિયો ઊભો થયો અને પૂછ્યું કે- 'શું છે ભાઇઓ! કોણ મરી ગયું?'

એકે કહ્યું કે- 'ટિલિયા તું આજે ક્યાં ગયો હતો?'

'તને ખબર નથી! આજ જલાભગત સ્વર્ગે સિધાવ્યા.'

આ સાંભળી ટિલિયાને નવાઇ લાગી

અને બોલ્યો કે- 'હોય નહિ!'

બીજો કહે કે- 'શું હોય નહિ મૂર્ખા! ભગત સ્વર્ગે સિધાવ્યા.'

'ન હોય તો ખોટું કહેવાય '"

આ સાંભળી ટિલિયો માથા પછાડવા માંડયો અને બહુ બહુ આક્રંદ કરવા લાગ્યો

બધાને નવાઇ લાગી કે- ટિલિયાને આજે શું થયું છે જેણે આખી જીંદગી ભકતની મશ્કરીજ કરી છે તે આમ પોકેપોક શા માટે રૂએ છે ?

બધાએ ભેગા થઈને ટિલિયાને છાનો રાખ્યો અને પૂછયું કે-'ટિલિયા શું કરવા આટલું આક્રંદ કરે છે ? વાત તો કર'

ટિલિયો કહે કે-'ભાઈઓ શું વાત કરૂં ? જન્મ મરણનો ફેરો મટી જાત પણ માગ અભાગીઆના નસીબમાં કયાંથી હોય ?

આ સાભળી સૌને અચરજ થતી જોઈ ટિલિયાએ વાત કરી કે-'ભાઇઓ ! હજુ કલાક પહેલાં જ ભગત અને સુશોભિત રથમાં સામા મળ્યા- મજાનો રથ હતો ભગત તેમાં બેઠા હતા હુ જેતપુરથી હટાણું કરીને આવતો હતો ભગત રથમાં મામા મળ્યા મને જોઇ ભગતે રથ ઊભો રાખ્યો અને મને કહ્યુ કે-'ટિલિયા ! હાલ વિમાનમા આવવું હોય તો !' મેં તો મશ્કરી માની '

મને ફરીવાર ભગતે કહ્યુ કે-' ટિલિયા મશ્કરી માનતો નહિ સાચું કહું છુ આવી જા' પણ મારા પાપિયાના કરમમાં કયાથી હોય !' આમ કહી પોકે પોકે રોવા લાગ્યો

બધાએ તેને આશ્વાસન આપી છાનો રાખ્યો અને સૌ ટિલિયાની વાત સાંભળી આશ્ચર્ય પામ્યા અને બધા એ તરફથી બાપાને વંદન કરવા લાગ્યા

અને ટિલિયો જીવ્યો ત્યા સુધી જેતપુરની ખેપજ કરતો રહ્યો, અને કાંધેથી કોથળો ઊતર્યો જ નહિ

---

ભગવાન ગુજરાતી ભક્ત સાથે ગુજરાતી ભાષામા વાત કરે છે, મરાઠી ભક્ત સાથે મરાઠી ભાષામા વાત કરે છે અગ્રેજી ભક્ત સાથે અગ્રેજી ભાષામા વાત કરે છે, અને આફ્રિકામા વસતા કહેવાતા જંગલી ભક્ત સાથે એની ભાષામા વાત કરે છે તે બધી ભાષા, બધા ભાવ જાણે છે તેથીજ તે સર્વજ્ઞ કહેવાય છે

## પરમેશ્વર ઉપર શ્રદ્ધા વધારવા માટેજ ભક્તો ચમત્કાર બતાવે છે.

હિંદુ ધર્મમાં એવા એક પણ દેવ નથી કે ચમત્કારથી અલિપ્ત હોય. તે જ રીતે જે પાંડુરંગ ભગવાનની ભક્તિ આધુનિક સાધુસંતોએ કરી છે એ પાંડુરંગના અનેક ચમત્કારો આજે પણ 'વારકરી' પંથમાં અને ભગવત ધર્મમાં પ્રચલિત છે. સંતોમા શ્રેષ્ઠ શ્રી જ્ઞાનેશ્વર મહારાજથી માંડીને સંત શ્રી તુકારામ સુધીના તમામ સંતોના જીવનપ્રસંગમા અનેક ચમત્કારો બનેલા જોવામાં આવ્યા છે તેની ઉપર આપણે આજ સુધી વિશ્વાસ મૂકતા આવ્યા છીએ, જ્ઞાનેશ્વરે પાડાના મુખે વેદ ભણાવ્યા એથી પૈઠણના બ્રાહ્મણો આશ્ચર્યચકિત બન્યા. નામદેવની સાથે તો પ્રત્યક્ષ પાંડુરંગ વાતો કરતા હતા. નામદેવ તેમને થાળ ધરાવતા એ જમતા હતા તેની દાસી જનીબાઈની સાથે ભગવાન ઘંટીએ દળતા હતા, કપડા ધોતા હતા. એજ પાંડુરંગ ભગવાને મંદિરનુ મૂખદ્વાર ફેરવી નાખીને બાદશાહને ચકિત બનાવ્યા હતા રાકા કુંભારની ઝાળઝળ બળતી ભઠ્ઠીમાથી માજરીના બચ્ચા સુરક્ષિત બહાર આવ્યા, ગોરા કુંભારનુ મરેનુ બાળક જીવતુ થયુ, કબીરને શેલું વણવાના કામમાં ભગવાને મદદ કરી. તુકારામના અભગોની પોથી તેમને પાછી મેળવી આપી આવી આવી અનેક કથાઓ ચમત્કારોથી ભરપૂર છે

## પરચો ૩૮

## અલબેલી મુંબઇ નગરીના અલબેલા મનુષ્યોને બાપાનો પરચો મળે છે અને બાજરો મેળવે છે.

સંવત ૧૯૯૮ ની સાલની વાત છે.

સંવત ૧૯૯૮ ની સાલમાં યુદ્ધના સંજોગોને લીધે દરેક ચીજ-વસ્તુના ભાવ વધવા લાગ્યા, તેની સાથે યેન કેન પ્રકારે પૈસો કેવી રીતે ભેગો કરવો તેનો જેણે ગઇ લડાઇમાં પણ અનુભવ લીધો હતો તેવા અનુભવી કસાયેલા ભાઇઓએ કોઈ પણ ભાવે માલ ખરીદી સંગ્રહ કરવાની પ્રવૃત્તિઓ એકદમ ઉપાડી લીધી તેનું પરિણામ એ આવ્યું કે-મ્હોં માગ્યા દામ ખર્ચવા છતાં કલાકો સુધી દુકાનો પર, રસ્તા પર, ધોમધખતા તડકામાં, મેઘમાર વરસાદમાં તપશ્ચર્યા કરવા છતાં, અથાગ ભીડમાં કચરાવા, ભીંસાવા છતાં ખાદ્ય વસ્તુઓ મેળવવાનું શહેરી જનતાને અતિ મુશ્કેલ બન્યું, તેથી આ સમયે જે માલ મળી શકે તે માલ ખરીદીને મુદલ ભાવે લોહાણા જ્ઞાતિ બંધુઓને પૂરો પાડવાની સૂચના કરતો એક પત્ર શ્રીયુત ભોવાનભાઈ ઝીણાભાઇ સંચાવાલાએ શ્રી હાલાઇ લોહાણા સહાયકારી મંડળને લખ્યો.

તે પત્ર મળતાં મંડળના સેવાભાવી સભ્યો ભાઇશ્રી કલ્યાણદાસ હરિદાસ મોરઝરિયા ભાઇશ્રી હરિદાસ માંડણ વિગેરે ભાઇઓએ તન, મન, ધનથી સેવા કરવાની પ્રવૃત્તિ ઉપાડી

શરૂઆતમાં વિઠ્ઠલવાડી મધ્યે નારાયણવાડીમાં એક દુકાન શરૂ કરી, ત્યાં ચા, સાબુ, માચીસ વિગેરે માલ આપવો શરૂ કર્યો. જ્ઞાતિબંધુઓ ઉપરાંત અન્ય જ્ઞાતિના ભાઇઓ પણ માલ લેવા માટે આવવા લાગ્યા. આ સંજોગોમાં પૈસા લઇને માલ આપવાની ના કહેતા ગ્રાહકોના દિલ બહુજ નારાજ થવાનો સંભવ લાગતાં ગજાદુર ભાઇઓએ દરેક કોમને માલ આપવાનું 'ઇશ્વર ભરોસે' શરૂ કર્યું. ગ્રાહકો વધવા લાગ્યા. જગ્યા ટુંકી પડી. માલની ખેંચ પડવા લાગી, બીજી જગ્યા માટે કાર્યકર્તા ભાઇઓએ શ્રી રૂગનાથદાસજી લાલજી લોહાણા નિવાસના ટ્રસ્ટી મહાશયને વિનંતી કરી.

સેવાભાવથી કરાયેલી વિનંતીનો કદી અસ્વીકાર થયો છે ખરો!

તુરત જ ટ્રસ્ટી મહાશયોએ, નિવાસમાંના એક નાના બિલ્ડિંગનો અરધો ભાગ દુકાન માટે કાઢી આપ્યો.



અનાજ, ઘી, તેલ વિગેરે દરેક ચીજના જરૂરી લાયસન્સો મેળવી મજકુર જગ્યામાં બીજી દુકાન શરૂ કરી. થોડા સમયમાં કાર્યકર્તા ભાઇઓના સફળ સંચાલન અને સેવાભાવથી આખા મુંબઈ શહેરમાં મજકુર દુકાન 'લોહાણા સ્ટોરના' નામે પ્રખ્યાત થઇ ગઈ, મુંબઇ શહેરના વિરાટ-જન-

સમુદાય સાગરમાં એક ખોબા જેવડી લોહાણા જ્ઞાતિના એ ભડવીરોએ આખું'યે શહેર 'માથે' લીધું હતું. શહેરમાં મૂઠી મૂઠી અનાજ માટે કલાકો સુધી તલસતી વિરાટ માનવ મેદનીને છુટે હાથે વિના વિલંબે વગર સુશીખતે અનાજ અપાતું જોઇને એ નરવીરોની સફળ સંચાલન શકિતથી આકર્ષાઇ શહેરના નામાંકિત પુરૂષોએ આ સ્ટોરની મુલાકાત લઇ આશિષો આપ્યા, શહેરના નામાંકિત પત્રોએ આ સ્ટોરની પ્રશંસા કરી. સંચાલક ભાઇઓ પણ ખંતથી દુકાન પાછળ સમય અને શકિતની પરવા કર્યા વગર 'યાહોમ' કરી જરૂર પડે તેમ મૂડી રોકવા લાગ્યા અને હજારોની સંખ્યામાં માલ લેવા આવનાર ગ્રાહકો બની શકે તેટલા પ્રમાણમાં માલ આપીને સંતોષવાનું કામ ઝડપભેર આગળ વધતું ચાલ્યું પરિણામ એ આવ્યું કે-માલ લેવા માટે દુકાન પાસે માણસોએ લાઇનમાં નંબર મેળવવા રાતના ૧૧ાા વાગ્યાથી આવીને પથારી કરી ત્યાંજ સુઇ રહી પોતાનો નંબર મેળવવાનું શરૂ કરી દીધું.

એવા એ નામાંકિત લોહાણા સ્ટોરમાં એક વખત બાજરાની ખોટ પડી.

તા. ૩૧-૧૨-૧૯૪૨ને ગુરૂવારનો દિવસ હતો સ્ટોરનો બધો સ્ટોક કાયદા પ્રમાણે અધિકારીઓને લેખિત મોકલી દેવામાં આવ્યો હતો, આ તારીખ એટલે તા. ૩૧-૧૨-૧૯૪૨ને ગુરૂવાર શુક્રવાર અને શનિવાર સુધી સ્ટોરમાં કઠોળ અને મકાઇ સિવાય કાંઇ પણ અનાજ ન હતું. ગ્રાહકો ચા, ગોળ, ઘી, તેલ વગેરે જોઇતી વસ્તુઓ ખરીદતાં હતાં અને અનાજ માટે પૂછપરછ કર્યા કરતા હતા.

એક કિશોર બાળક માલ ખરીદવા આવ્યો, તેણે પૂછયું કે-'ઘી, તેલ આપો છો પણ બાજરો કયારે આપશો ભાઇ!'

કોઇએ મશ્કરીમાં કહ્યું-'કાલે મળશે છોકરા.' આ ઉત્તર સાંભળી ચાલાક બાળકે બોર્ડ ઉપર ચાકથી લખી નાખ્યું કે-'બાજરો કાલે મળશે.'

તા. ૨-૧-૧૯૪૩ શનિવારનો ધન્ય દિવસ હતો, સ્ટોરવાળા ભાઇઓ ૧૧ વાગ્યામાં કામ આટોપી દુકાન બંધ કરી બહાર રહેતું બોર્ડ અંદર મુકવા ઉપાડે છે. ત્યાં બોર્ડમાં પહેલા કિશોર બાળકે લખેલું તે નજરે ચડયું કે 'બાજરો કાલે મળશે' આ શબ્દો વાંચ્યા. વાંચી આશ્ચર્ય પામ્યા. કોણે લખ્યું હશે? કોણે મશ્કરી કરી હશે? એવા તર્કવિતર્ક કરવા લાગ્યા. પણ હવે શું થાય! કારણ કે બોર્ડ ઉપરનું લખાણ તો જે જે ભાઇઓ માલ લેવા આવ્યા હશે તેણે વાંચ્યું હશે કે 'બાજરો કાલે મળશે' અને સૌ આવતી કાલે બાજરો લેવા આવશે. હવે શું ઉપાય? એ દિવસથી દુકાનમાં અનાજ નથી, છતાં 'મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા' એ સૂત્રને અનુસરી કાર્યવાહક

ભાઇઓએ માલ મેળવવા પ્રયાસો આદરી દીધાં. પેઢીએ પેઢી અને દાણ બંદરીની દુકાને દુકાન ભટકી વળ્યાં છતાં ક્યાંયથી માલ મળ્યો જ નહ છેવટે થાકીને એક મોટી માતબાર પેઢીમાં ગયા અને ત્યાં અનાજની 'ધ નાખી, પણ ત્યાંથી નિરાશા સાંપડી, ત્યારે ભાઇઓથી બોલાઇ જવાયું કે 'પૈસા દેતા માલ ન મળે તો શું કરીએ? સવારે ગ્રાહકોને શું જવાબ આપશું? અમે તો રેતીની ગુણીઓ ભરીને દુકાનમાં મૂકશું'? ગ્રાહકો જાણે ને ભગવાન જાણે!' આવી ઘણી મીઠી દલીલો કરવા છતાં માતબાર પેઢીન ભાઈએ નાજ પાડી કે-'અમારી પાસે અનાજનો દાણો નથી'

છેવટે નિરાશ વદને થાકીને ત્યાંથી ભાઇઓ શ્રી હરિદાસ માંડણની પેઢીએ ગયા, ન્હાપાણી પીધાં, ઘોડીવાર આરામ લીધા બાદ ફરીથે કાલનો અનાજ આપવાનો પ્રશ્ન ઉકેલવાની શરૂઆત કરી. શ્રી કલ્યાણદાસ ભાઇએ પોતાનો વિચાર જાહેર કર્યો કે ચાલો પહેલા 'જલાબાપા'ને પકડીએ હવે તે સિવાય કાંઈ ઉપાય નથી વાત મશ્કરીની હતી પણ તે વાતને શ્રી હરિદાસભાઇએ ટેકો આપ્યો અને 'જલાબાપાને' 'પકડવા સૌ સંમત થયા. હવે બાપાને પકડવા માટે બાપાનો ફોટો જોઈએ ને? એટલે ત્યાંથી જ શ્રી કલ્યાણદાસભાઈએ પોતાની પેઢીએ ટેલિફોનથી મુનીમ દયાળજીભાઇને કહ્યું કે-'જલાબાપા ની છબી જોઈએ છીએ માટે બાપાની છબી ગોતો.'. દયાળજીભાઈ મંડયા બાપાની છબી ગોતવા, એક ઠેકાણેથી જલારામ બાપાની અને હરિરામબાપાની ભેગી છબી હતી તે શોધી લાવી શ્રી કલ્યાણ-દાસભાઇને ટેલીફોન કર્યો કે-'બાપાની છબી મળી છે. પણ તેમાં બે ફોટા છે, એક જલાબાપાનો અને એક હરિરામબાપાનો' શ્રી કલ્યાણદાસભાઇ તો ફક્ત બાપાના નામને અને પરચાને જાણતા હતા, તે સિવાય વિશેષ કાંઈ માહિતી તે વખતે હતી નહિ ( આજ તો બાપાના સેવક છે ) એટલે ટેલિફોનથી મુનીમને કહ્યું કે-'બે ફોટા હોય તો બાપાના ફોટાને નોખો કરો અને ફોટો નોખો કરી મઢાવો, મઢાવીને રેશમી પવિતરાનો હાર પહેરાવી અનાજની દુકાને પધરાવવા કહ્યું' ત્યારે સાંજના ૭ થી ૭॥ નો ટાઇમ હતો બાપાનો ફોટો આવ્યો તેને દુકાનમાં પધરાવ્યો અને બાપાના ફોટા પાસે સૌએ પ્રેમથી ભજનો કર્યાં, વહેલી સવારના ૭ ના સમયે મકાઇની બનાવેલી તાજી પુરી બાપાને ધરવામાં આવી ધુપ-દીવો કરી બાપાની 'જે' બોલાવી સૌ ભાઈઓને પ્રસાદી આપી. ઘઉં, બાજરો ન મળે તો આ મકાઇની પુરી બનાવીને ઉપયોગ થઈ શકે છે એ પ્રમાણે પ્રચાર કર્યો. પ્રસાદની પુરી થોડી હતી અને ઘણા માણસોને પ્રસાદી આપવા છતાં પુરી ખૂટેજ નહીં પણ તે તરફ કોઈનું ખાસ લક્ષ તે વખતે ગયું જ નહિ; છેવટે દુકાનમાં કાંઇ માલ ન હોવાને લીધે ૧૦ વાગ્યામાં દુકાન બંધ કરવાની તૈયારી કરી ગ્રાહકો આ વખતે ખાસ ન હતા. કેશિયરભાઈએ કેશબોક્ષ સંભાળી લીધી. બધા જવાને તૈયાર થયા તેટલામાં દુકાનની

અંદરના બાજુના ઓરડામાં જ્યાં લાકડા તથા જુનો સામાન ભરેલો હતો તે ઓરડાનો દરવાજો આપોઆપ જરા ખૂલ્યો, તે તરફ દેલુ નામના ઘાટીનું ધ્યાન પડયું, તેણે દરવાજો વધારે ખોલી અંદર જોયું તો અનાજની ગુણીઓ માલુમ પડી, એટલે ઘાટીએ આવીને કાર્યવાહક ભાઇઓ જે ઊભા હતા ત્યાં વાત જાહેર કરી. સૌ ભાઇઓએ પહેલાં તો મશ્કરી માની ઘાટીને મૂર્ખો ગણી કાઢયો. પણ તેણે વાત ચાલુ રાખી સોગંદ ખાવા લાગ્યો છતાં કોઇ કાંઇ માનતું જ નથી, એટલે ઘાટી એક ભાઇનો હાથ ઝાલી અંદર લઇ ગયો અને અનાજની ગુણો બતાવી. વાત તદ્દન ખરી હતી. અનાજની ગુણો પડી હતી. આ જોઈ ભાઇઓ વિસ્મય પામ્યા. ગુણીનો એક ખુણો ખોલી અંદરથી અનાજ કાઢયું તો તદ્દન નવોજ તાજોજ ખળાવાડમાંથી પરબારો આવ્યો હોય તેવો ૪૦ ગુણી લીલોછમ બાજરો નીકળ્યો. કાર્યકર્તાઓ બહુ ખુશી થયા અને અંતરથી જલિયાણે આપણી લાજ રાખી ખરી ! એમ કહી બાપાનો ઉપકાર માનવા લાગ્યા. પણ હવે મુશ્કેલીનો પ્રશ્ન એ ઊભો થયો કે- કોઇ પણ હુકમ કે લેખિત પરવાનગી વગર માલ મળી શકતો ન હતો. અને મુંબઈમાં બધે ફરી વળતાં પણ માલ મળી શકયો ન હતો તો ૪૦ ગુણી બાજરો જાહેર શી રીતે કરવો ? કાયદાની કોઇ મોટી મૂંઝવણમાં મુકાઇ જવાના ભયથી સ્ટોર બંધ કર્યો. અને ચોખાનો બંદોબસ્ત કરવા અંધેરી એક જ્ઞાતિ-ભાઇને મળવા ગયા. બપોરના બેથી ત્રણ વાગ્યાનો સમય હતો. અંધેરી પહોંચી જ્ઞાતિભાઇઓ સાથે ચોખા બાબતની વાતચીત કરતા હતા, ત્યાં તેમના વૃદ્ધ બહેન અંદરથી બહાર આવ્યા. તેણે પ્રશ્ન કર્યો કે-'તમો લોહાણા સ્ટોરવાળા ભાઇઓ છો ને ?' ભાઇઓએ હકારમાં જવાબ આપ્યો. એટલે બહેને કહ્યુ કે- ' તમારા સ્ટોરમાં તો ૪૦ ગુણી બાજરો આવી પડયો છે અને તમે કેમ અહીંઆ છો ! ' ભાઇઓએ તો કાંઇ જાણતાંજ નથી એમ મૌન સેવ્યું અને બહેનની વાત સાંભળી લીધી. ચોખા માટે તો બંદોબસ્ત થઇ શકયો નહીં પણ બાજરાની વાત જાહેર થઇ ગઈ તે ભાઇઓ સમજી ગયા. ભાઇઓ તુરત અંધેરીથી સીધા સ્ટોર ઉપર આવ્યા. સ્ટોર ઉપર આવીને જોયું તો મુંબઈના નામાંકિત શેઠિયાઓ, ભકતજનો અને પત્રકારો આવી પહોંચ્યા હતા અને માણસોના ટોળેટોળાં આવવા લાગ્યા. અને સાચી બીના જાણવા માટે સ્ટોરના સંચાલક ભાઇઓને સૌએ ઘેરી લીધા અને મંડયા પ્રશ્નોની ઝડી વરસાવવા કે- 'વીરપુરના કોઇ ભગતે અંતરિક્ષમાંથી બાજરાની ગુણીઓ મોકલાવી છે તે બાજરાના અમને દર્શન કરાવો.' તે સિવાય અમો જવાના નથી. મુંબઇ શહેર અને તેમાં પચરંગી કેળવાયેલી પ્રજા સાથે નામાંકિત પુરૂષો.!!

કાર્યકર્તા ભાઇઓ મુંઝાયા., .

છેવટે શ્રી કલ્યાણદાસભાઇએ સર્વે ભાઇઓને હાથ જોડી વિનંતી કરી કે-'આ સમય હોહા કરવાનો નથી અનાજનો પ્રશ્ન છે. જે બન્યું છે તે આપ સૌએ સાંભળ્યું છે. તે ઉપરથી આપ સૌ અનુમાન બાંધી લ્યો,' અને બાજરો જ્યાં પડયો હતો ત્યાં અમુક ભાઇઓને લઇ ગયા બાજરો જોઇ સૌ આશ્ચર્ય પામ્યા, પ્રશ્ન વિચારવા જેવો એ હતો કે-ઓરડાનો દરવાજો એટલો નાનો હતો કે-તેમાં ગુણી જઇ ન શકે. ગુણીના તદ્દન નવાજ બારદાન અને બાજરાની જાત ઘણી જ સારી આવા બાજરાનો દાણો મુંબઇમાં મળતો જ નહીં બાજરાની ગુણો જોઇ આ બાપાનો પરચો જ છે અને જલાબાપાએ જ બાજરો મોકલ્યો છે એ સાબીત વાત હતી.' પણ સરકારી જવાબદારી આવી પડવાના ભયે આ વાત અહીંયા જ પૂર્ણ કરવા સર્વ ભાઇઓને હાથ જોડી ફરી વિનંતિ કરવામાં આવી; અને દાખલો આપ્યો કે- માધવબાગ પાસે પ્રગટ થયેલી મૂર્તિ વખતે બીજી કોમના ભાઇઓએ વાંધો લીધો કે- આ તો કબર નીકળી છે, બીજી કોમના ભાઇઓ કહે કે- મૂર્તિ નીકળી છે, તે બંને કોમના વાંધામાં અત્યારે ત્યાં પોલીસ ચોકી બનાવવામાં આવેલી છે માટે શ્રી કલ્યાણદાસભાઇએ સૌને હાથ જોડી વિનતિ કરી કે- જાજો હોહા કરશું તો અનાજ તથા સ્ટોર બેઉ ઉપર સરકારી નજર કરશે અને આપણને મૂંઝવણ ઊભી થાશે અને જનતાને જે કાંઇ માલ મળે છે તેમાં પણ મુશ્કેલી ઊભી થશે માટે સર્વે ભાઇઓને વિનતિ કરવામાં આવે છે કે- ' મહેરબાની કરીને હોહા કરશો માં અને સૌ પધારો ' શ્રી કલ્યાણદાસભાઇની મીઠી વાણી અને અસરકારક દલીલથી સૌ ભાઇઓ જલાબાપાની 'જે' બોલાવી વિખરાયા.

કાર્યવાહક ભાઇઓએ રાત્રે શ્રી જલારામ બાપના ભજન કીર્તન કર્યા. બાપાની છબી ઉપર કેસરી ઉપરણો ધરી રાતના બે વાગ્યા સુધી ભજન કીર્તન કરી સર્વ ભાઇઓ છુટા પડયા

બીજે દિવસે સવારમાં જલારામ બાપાની આરતી ઉતારી શબેતા મુજબ સર્વને અનાજ આપવાનું શરૂ કર્યું છુટે હાથે અનાજ આપ્યું અને આ કાર્યમાં માધવપુરવાળા શેઠ ગિરધર દેવજી મદદગાર બન્યા. અને પછી તો હજારો ગુણી બાજરો દેશદેશાવરથી મંગાવી લોકોને ધરવી દીધા પાંચ પાંચ હજાર માણસોની લાઇનો લાગવા છતાં દરેક ગ્રાહકોને બાપાનું નામ લઇ માલ પૂરો પાડવા લાગ્યા; એમાં ફરી એકવખત બાપાને મુંબઇની પ્રજાએ કમીટીએ ચડાવ્યા એક દિને સ્ટોરના સંચાલક ભાઇઓએ પેપર પરિષદને આમંત્રણ આપ્યું.

સ્ટોરના આંગણે પેપર પરિષદમાં હાજરી આપવા પત્રકારો, પેપરના અધિપતિઓ તથા રિપોર્ટરો એકપછી એક આવવા લાગ્યા

આજે પણ માલની ખેંચ હતી. ચોખા ગુણી ચાર અને બાજરો ગુણી પાંચ સિવાય અનાજ ન હતું. દોઢથી બે હજાર માણસોની લાઇન અનાજ લેવા ઊભી હતી. હવે શું કરવું? પણ હવે તો બાપાનો પરચો પામેલા ભાઇઓ મૂંઝાઇ તેવા ન હતા. એક તરફ મુંબઇના છાપાના પ્રતિનિધિઓ હાજર હતા. ભાઇઓએ તો ૪૦ ગુણી બાજરાવાળો ઓરડો ખાલી હતો તેને સાફસુફ કરી બાપાની છબીને ત્યાં પધરાવી. ધૂપ-દીપ કરી પરસાદી તથા જલનો લોટો ધરવામાં આવ્યા.

બાપાની પ્રાર્થના કરી એકજ માણસને ચાર ગુણી ચોખા અને બાજરાની પાંચ ગુણી પાસે બેસાડી દીધો અને ઓરડાના માલ આડો બાપાનો કેસરી ઉપરણો બાંધી દીધો અને મંડયા માલ આપવા, પત્રકારો હાજર હતા તેમાંથી એક પારસી ગૃહસ્થે પ્રશ્ન પૂછયો કે- 'આટલા બધા ગ્રાહકોને માલ આપવા માટે સ્ટોક કયાં રાખ્યો છે?' એક સ્વયંસેવક ભાઇએ પેલા કેસરી ઉપરણાવાળો ઓરડો બતાવ્યો. પારસી ગૃહસ્થે ઉપરણાની બાજુમાંથી અંદર નજર કરી તો શ્રી જલારામ બાપાની છબી પાસે ઘીની બત્તી બળતી હતી અને અનાજની સાત આઠ ગુણી પડી છે, અને એકજ માણસ ત્યાં બેઠેલ છે.

પારસી ગૃહસ્થ તુરત વાત સમજી ગયા, માણસોને માલ આપવાનું શરૂ કર્યું. હજારો માણસોને માલ પૂરો પાડયો અને જોયું તો ચાર ગુણી ચોખામાંથી ફકત ૧॥ ગુણી ચોખા વપરાયા હતા. બાજરા કરતાં ચોખા વધારે પ્રમાણમાં વપરાયા હતા. છતાં ચોખા વધી પડયા આ જોઇ ભાવિકોને આનંદ થયો અને બાપા ઉપર વધારે શ્રદ્ધા બેઠી, શંકાને જરાય સ્થાન હતુંજ નહીં પછી ભકતજનોએ બાપાના પરમ ભકત શ્રી મંગળજી બાપાને બોલાવ્યા. અને બનેલી હકીકતથી વાકેફ કર્યા. શ્રી મંગળજી બાપા બહુ ખુશી થયા. માલનો સ્ટોક તથા વેચાણ કરેલા માલના આંકડા બતાવવામા આવ્યા, તેમને પણ ખાતરી થઈ પછી બાપાની આરતી કરી ભજનો ગાયાં અને સર્વે ભાઇઓ છુટા પડયા.

આમ મુંબઈની પ્રજાએ બાપાને બે વખત કસોટીએ ચડાવ્યા અને બાપાએ પરચા બતાવ્યા. જેથી મુંબઈની પ્રજાને જલાબાપામાં પૂરેપૂરી શ્રદ્ધા બેઠી છે. અત્યારે મુંબઇમાં શ્રી જલાબાપાના નામથી મંડળો ચાલે છે. અને દરેક કોમના માણસો તેમાં આવીને શ્રદ્ધાપૂર્વક ભજન કીર્તન કરે છે. પારસી બહેનો અને ભાઇઓ પણ સારી સંખ્યામાં આવી બાપાને નમન કરે છે, એ રીતે આજે બાપાના નામનો મુંબઇમાં 'ડંકો' વાગે છે. આજે અમુક ધન્ય ભાઇઓએ પોતાની તિજુરીમાં પેલા ચમતકારિક બાજરાના દાણા સાચવીને રાખી મુકયા છે બાપાએ મુંબઈની પ્રજાની લાજ રાખી તેમ સૌની

લાજ રાખવા આ લેખકની આરજી છે. મુંબઇની પ્રજાને મારે એકજ વિનંતિ છે કે-જે ચમત્કારિક બાજરો જે ઓરડામાંથી નીકળ્યો તે પવિત્ર ઓરડામાં અઠવાડિયામાં એક વખત બાપાના ભજન થાય અને તે ઓરડો બાપાના સેવકો માટે યાત્રાનું ધામ બને.

આ બુદ્ધિવાદના જમાનામાં અને નાસ્તિકના પવનના ઝપાટામાં સપડાયેલા કેટલાક ભાઇઓ હજી પણ વિચારતા હશે કે– 'શું ભગવાને નરસિંહ મેતાની હુંડી સ્વીકારી હશે ? શું શામળિયાને પરણાવવા ભગવાન પોતે પધાર્યા હશે ? દ્રૌપદીના ચીર ભગવાને પૂર્યા હશે ? તે ભાઇઓને આ દાખલો દ્રષ્ટાંતરૂપ છે વિશેષ ખાતરીની જેને જરૂર જણાય તે ભાઇ, ધોબી તળાવ, મરીન લાઇનની ગલીમાં આવેલ ભાઈશ્રી કલ્યાણદાસ હરિદાસ મોરઝરિયાની કાપડની દુકાને જઇ, કલ્યાણદાસભાઈની મીઠી મધુરી વાણીથી આ બનેલ પરચાનો ઇતિહાસ રૂબરૂમાં સાંભળી શકે છે જય જલારામ.

—૦—

ધર્મશાસ્ત્રમા લખ્યુ છે કે– અન્નદાન મહાપવિત્ર છે, અને ત્રણ તાપનો નાશ કરનાર છે, સર્વ સુખ કરનારૂ છે માટે હમેશા શ્રદ્ધાપૂર્વક દેવું અન્નદાન કરનાર પુરૂષ અક્ષય સુખને પામે છે, અને આ લોકમા ઉત્તમ યશ પામીને મોક્ષપદને પામે છે

ભૃગુવી નામની ત્રીજી વલ્લીમા કહેવાયા આવ્યુ છે કે– અન્ન બ્રહ્મ છે, અન્નથી જ આ બધા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, જન્મીને અન્નથી જ જીવન ધારણ થાય છે અન્નની નિંદા કરવી નહી તે વ્રત છે

અગ્નિ પુરાણમા અન્નને ધર્મ, કામ, મોક્ષનુ પરમ સાધન ગણાવ્યું છે.

ક્ષુધા જેવુ કોઇ દુઃખ નથી સુખ જેવો કોઇ રોગ નથી માટેજ અન્નદાન જેવું કોઇ પુણ્ય કાર્ય નથી

## પુજ્ય સદ્ગુરુ શ્રી રણછોડદાસજી બાપુ કહે છે

### 'અબસે બડિયા માર્ગ ભકિત માર્ગ હૈ.'

ભારત વર્ષમા હાલ જે અમુક વંદનીય સંત મહાત્માઓ વિદ્યમાન છે એમા ચિત્રકુટની પવિત્ર ભૂમિમા બિરાજતા અને અવારનવાર રાજકોટ પધારી પોતાના બહોળા શિષ્ય સમુદાયને જ્ઞાન આપી પાવન કરતા 'બાપુ' તા ૧૭-૧૧-૧૯૫૧ ના રોજ રાજકોટ પધાર્યા ત્યારે એક શિષ્યે પ્રશ્ન પુછ્યો

'બાપુ! અત્યારે માર્ગ કયો સારો?'

સબી અચ્છા માર્ગ હૈ કોઇ માર્ગ બુરા નહીં હૈ' એમ કહી બાપુએ પોતાના નિખાલસ હાસ્યથી જવાબ આપ્યો

'લેકીન'

દેખો ભાઈયા! સબી માર્ગ અચ્છા તો હૈ લેકીન મેરા ખ્યાલમે યે જમાને મે સબસે અચ્છા, ભકિત માર્ગ હૈ

### કયોં!

યે જમાના બડા વિચિત્ર હૈ અબી આપ કર્મકાંડ કરોગે તો સંપૂર્ણ જ્ઞાન હોનેમે કારણ આપકા હાથમે શ્રી ગણેશકુંભ ન ને નકર મન નયમા કબી આપ યોગ કા માર્ગ ગ્રહણ કરોગે તો વો માર્ગ, અચ્છા ગુરુ બીના સુલભ નહીં હૈ યદિ આપ હઠયોગમે જ્યા લગાવોગે તો યે રાશન (Ration) કે જમાનેમે વો માર્ગ કઠિન હૈ કયોંકી હઠયોગમે બડિયા શરીર ચાહિયે યદિ આપ યજ્ઞ કરનેકો વિચારોગે તો યજ્ઞ મે શુદ્ધ ઘી ઔર શુદ્ધ ઔષધિયા ચાહિયે ઔર પૈસા બી ચાહિયે ક્રમ તીયે મે કહના હુ –

સબસે બડિયા માર્ગ ભકિત માર્ગ હૈ જીવકુ સરન ... બીના ખરચ આપ રામ નામ લે શકતે હૈ'

(શ્રી પી વાય ચિત્રે B Sc LL B સાથે વાર્તાલાપ ઉપરથી)

પરચો ૩૫

## આખી સીમમાં હિમ પડે છે અને એક જણનું ખેતર રહી જાય છે.

સવંત ૧૯૯૯ સાલની વાત છે.

અમરેલી પરગણામાં હિમ પડયું.

પોતાનું જીવન રેડી રેડીને જેણે બકાલું અને મરચી તૈયાર કરેલ તેની વાડીઓ પર હિમ પડવાથી બધું 'સાફ' થઇ ગયું પણ આખી સીમની વચ્ચો વચ્ચ એકજ વાડી લીલીછમ મરચાં અને બકાલાથી ભરેલી નજરે પડે છે.

ઉકા પટેલ રાજી થતા થતા બાપાને વંદન કરે છે 'હે જલિયાણ ! તેં મારી લાજ રાખી ખરી !'

'જો મારી વાડી ઉપર હિમ પડયું હોત તો મારા છોકરાં તો છાસનું ટીપું પણ ન પામત પણ બાપા ! તેંજ લાજ રાખી નહીંતર આમ હોય ? ચારે તરફ 'કાળુ ભઠ્ઠ' અને વચ્ચે આ તારા સેવકની વાડી લીલીછમ !'



બનેલું એમ કે-અમરેલી પાસેના એક ગામમાં હિમ પડયું. ઉકા પટેલે આખી રાત 'બાપા' ના ભજન કર્યા અને પ્રાર્થના કરી કે 'હે જલિયાણ ! આજ જો મારી વાડીમાં હિમ નહી પડે તો તારી જગ્યામાં આવીને બે શ્રીફળ વધેરી જઇશ'

સવારે ઉકા પટેલે જોયું તો આ જુબાજુ ની બધી વાડિયું હિમથી સાફ થઇ ગઇ છે, જ્યારે પોતાની વાડી 'લીલીછમ' છે

આ જોઇ, તે તો બાપાને પગે લાગ્યો.

'અંતે મારે વા'લે મારી લાજ રાખી ખરી !'

હવે તો વીરપુર જઇ બાપાની ગાદીએ નારિયેળ વધેરી આવું.

એમ કહી એ તો વીરપુર આવ્યો

વીરપુર જોયું નો'તું.

બાપાનું નામ સાંભળ્યું હતું એટલે તે તો પૂછતો પૂછતો જગ્યામાં આવ્યો

જગ્યાની સામેજ ભાઇ પ્રમાણંદ મૂળચંદની દુકાન હતી ત્યાંથી બે શ્રીફળ લીધાં

અજાણ્યા માણસ જાણી ભાઇ પ્રમાણંદે પૂછ્યું કે-'પટેલ ક્યાં રહેવું ?'

પટેલ કહે કે-'અમરેલી પાસે'

આટલા ટુંકા જવાબથી ભાઇ પ્રમાણંદને સંતોષ નહીં થતાં ફરી પૂછ્યું કે-'પટેલ! પહેલ વહેલા વીરપુર આવ્યા લાગો છો ?'

ત્યારે ઉકા પટેલે વાત કરી કે-'હા ભાઇ!'

'આવું છું તો પહેલ વહેલો! 'જલા સો અલ્લા'નું નામ સાંભળેલું પણ નજરો નજર ચમત્કાર જોઇ આ માનતા કરવા આવ્યો છું'

ત્યારે પ્રમાણંદભાઈએ પૂછ્યું કે-'શો ચમત્કાર છે પટેલ? ત્યારે ઉકા પટેલે કહ્યું કે, ભાઇ! અમારી તરફ હિમ પડયું, વાડિયુંની વાડિયું સાફ થઇ ગયું મેં તો બાપાના આખી રાત ભજન કર્યા અને માનતા કરેલી કે-હે બાપા! મારી વાડીમાં હિમ નહીં પડે તો બે શ્રીફળ વધેરી જઇશ સવારે જોઉં છું તો આજુબાજુની બધાયની વાડીઓ 'કાળી ભઠ' અને મારી એકનીજ વાડી 'લીલીછમ'

આ પરચો નજરો નજર જોઈ બાપાને પગે લાગવા આવ્યો છું. ખરેખર 'જલા સો અલ્લા' કહેવાય છે તે સાચું જ છે

---

નારદ બોલી ઊઠયા! 'પ્રભુ! આતો મારી ભમી! શું! મારી પણ પૂજા કરો છો?'

ભગવાને જવાબ આપ્યો, 'હા દીકરા! તારી પણ પૂજા કરૂ છુ તમો બધાય ભક્તો મારૂ નામ સ્મરણ કરી મારો મહિમા વધારો છો! તમો ભક્તોને લઇને જ હુ ઊજળો છુ. તમો મારો મહિમા ન વધારતા હોત તો મારી પ્રભુતાને ઓળખેજ કોણ? માટે બેટા નારદ! હુ મારા પ્યારા ભક્તોની પૂજા પણ કરૂ છુ અને મારા ભક્તોને હું આધીન છુ



# પૂજ્ય
# બાપાના સંભારણા.

## પૂ. જલાબાપાના સમયના વૃદ્ધોએ કહેલા બાપાના....

# સંભારણા.

તા. ૧૩-૮-૫૭ ને શનિવારના રોજ હું વીરપુર ગયો. રવિવારના સવારના ચહાપાણી પીને, સૌ ભાઇઓ બેઠા હતા, અને પૂજ્ય બાપાના જીવન ચરિત્રની બીજી આવૃત્તિ છપાતી હતી તે સબંધેની વાતચીત ચાલતી હતી. દરમ્યાન મેં ભગત બાપાને પૂછયું કે-" હેં બાપા ! અત્યારે આપણા ગામમાં જે ૧-૨ વૃદ્ધો છે તે બાપાના વખતના ખરા, પરંતુ જ્યારે બાપાએ વૈકુંઠવાસ કર્યો ત્યારે આ વૃદ્ધોની ઉંમર તેમના કહેવા પ્રમાણે લગભગ ૧૦-૧૨ વર્ષની ગણાય, એટલે તેઓએ બાપાને જોયેલા એ ખરૂં અને વાતો કરે છે કે, બાપાના એક ગાલે લાખું હતું...બાપા લાંબો અંગરખો પહેરતાં... માથે પાઘડી બાંધતાં...એક હાથમાં માળા...અને બીજા હાથમાં લાકડી રાખતાં...અને રામ રામ કર્યા કરતા...અને કોઇ જગ્યામાં આવે તો, ' આવો બાપલા ! પહેલાં ટુકડો ખાઇ લ્યો પછી બીજી વાત "...એમ કહી બાપા પહેલાં રોટલો ખવરાવે...અને પછી વાત...પૂછે, વાત કરનાર દુઃખ વર્ણવે... તો 'ઠાકોરજી સારૂં કરશે ' એમ કહે...અને સાધુ રૂપે ભગવાને આવી માતા વીરબાઈમાની માગણી કરી માતાજીને ઝોળી ધોકો આપી ભગવાન અદ્રશ્ય થઇ ગયેલા...આવા આવા અનેક સંભારણા આ વૃદ્ધો કહી સંભળાવે છે એ સાચું... પણ બાપાના વખતનો કોઇ એવો માણસ હજુ જીવતો હશે ખરો કે- જે બાપા સાથે રહેલ હોય, ફરેલ હોય...અને બાપાએ વૈકુંઠવાસ કર્યો ત્યારે ઉમરમાં પણ ઠીકઠીક હોય...જો આવો કોઇ પુરુષ હજુ જીવિત હોય તો બાપાના જીવન સંબંધે વિશેષ જાણવાનું મળે !"

ગિરધરરામ બાપા આ સાંભળી વિચારમાં પડી ગયા અને બોલ્યા કે- "સોભાગ્યચંદ ! એવા માણસો દશકા પહેલાં તો ઘણાય જીવતા હતા. હમણાં તો..." એમ કહી વિચારે ચડયા.

આ વાત ચાલતી હતી ત્યાં બાવાજી ગોવિંદરામ ઊભા હતા. (ગોવિંદરામ આજ વર્ષો થયાં જગ્યામાં 'ટહેલ' કરેલ છે એટલે કે આજુબાજુના ૨૫-૫૦ ગાઉ ઉપરના ગામડાંમાં બાપાના જુના સેવકો, કે જેને "નીમ" હોય છે કે- પોતાના ખેતરમાં ઊપજવાની તિપજમાંથી પહેલાં બાપાના ખરડામાં નોંધાવે અને આ ખરડામાં નોંધાવેલા દાણા ભેગા કરવા બાવાજી ગોવિંદરામ પાછા પગપાળા કે ઘોડા ઉપર ગામો ગામ ફરે એટલે બાવાજીને બાપાના સેવકો હાલ કયાં કયાં કેટલી ઉંમરના અને કેવી સ્થિતિમાં છે તેની *Up-to date* માહિતી હોય,)

અમારી વાત સાંભળી ગોવિંદરામ બોલ્યા કે-"હાં બાપા ! વાડાસડામાં નારણ બાપા હજુ બેઠા છે ને ! કેમ ભૂલી જાવ છો ! એ તો જલાબાપાના વખતના છે અને બાપા હારે એણે ગામતરા પણ કર્યા છે."

બાપા કહે "હા ગોવિંદરામ ! સાચી વાત તે નારણ બાપા ખરા, અને ગોમટાના આણંદ બાપાને, ગોવિંદરામ કેમ તમે ભૂલી જાવ છો !"

ગોવિંદરામ કહે-"હા બાપા ! એ બેય "ડોસા" તે વખતના છે."

બાપાએ મારા સામું જોઈ કહ્યું કે-"સૌભાગ્યચંદ! થાવ તૈયાર અને મોટરમાં જઇને બેય બાપાને મળી આવો."

મેં કહ્યું કે- "બાપા એમ મોટરમાં જઇ ૨-૩ કલાકમાં મળીને આવવાથી તે જુના ખજાનાના દ્વાર કેટલાક ખૂલશે ! માટે નિરાંતે જઇ તે ખજાનો ખોલાય તો વધારે મઝા આવે."

"આજે રવિવારની રજા છે પરંતુ વખત થોડો છે એટલે ઉતાવળમાં આજે મઝા નહીં આવે, કાલે તો રાજકોટ નોકરીમાં ૧૧ વાગ્યે હાજર થવાનું છે, પરંતુ મંગળવાર તા. ૧૫ મી ઓગષ્ટની સ્વાતંત્ર્ય દિનની રજા છે માટે આપ એમ કરો કે- તે બંને બાપાને રાજકોટ મોકલો, એટલે આજે ઘોડા ઉપર જઇને ગોવિંદરામ ખબર દઇ આવે કે- તમને મંગળવારે મોટર તેડવા આવશે માટે તૈયાર રહેજો, તમારે રાજકોટ જવાનું છે" (નારણ બાપા વાડાસડા રહે તે વીરપુરથી ત્રણ ગાઉ થાય અને આણંદ બાપા ગોમટા રહે તે વીરપુરથી ૨ ગાઉ થાય)

બાપાએ કહ્યું "બરાબર છે."

ગોવિંદરામ તો ગયા વાડાસડા, અને નારણ બાપાને જઇને કહ્યું કે- "નારણ બાપા કાલે ભગત બાપા તમને તેડવા મોટર મોકલશે, તમારે પહેલાં વીરપુર અને ત્યાંથી રાજકોટ આવવાનું છે માટે તૈયાર રહેજો."

નારણ બાપાએ કહ્યું કે – 'અરે ગોવિંદરામ! મને તે તેડવા મોટર મોકલવાની હોય! હું તો હાલીને વીરપુર આવું–વીરપુર તો મારૂં તીરથ છે.'

ગોવિંદરામે કહ્યું– "ના નારણબાપા તમો તૈયાર રહેજો."

નારણ બાપા કહે– 'ગોવિંદરામ હેઠા તો ઉતરો!'

'ના બાપા! હેઠો નહીં ઉતરૂં, મારે ઉતાવળ છે,' એમ કહી ઘોડા ઉપર બેઠા બેઠા, રામ રામ કરીને ગોવિંદરામે, ઘોડાને મારી મુકયો.

અને પુગ્યા ગોમટા.

ત્યાં જઇ આણુંદ બાપાને ખબર આપી રાતના વીરપુર આવી ગયા.

ભગત બાપાએ પૂછયું કે– 'કાં ગોવિંદરામ! બેય બાપાને ખબર દઇ આવ્યા!'

'હા બાપા! ખબર દઇ આવ્યો, બેય બાપા ઘેરજ હતા અને 'સાજા નરવા' છે અને મંગળવારે તૈયાર રહેશે.'

મંગળવારનું પ્રભાત ઊગ્યું. સોમવારે ઘરમાં છોકરાંવને મેં કહી રાખેલું કે– આવતી કાલે, જલાબાપાના વખતના બે બાપા આવવાના છે; એટલે ઘરમાં સૌ આનંદમાં હતા; હમણાં મોટર આવશે...હમણાં મોટર આવશે... એમ વાટ જોઈ રહ્યા હતા–એક તરફ રાજકોટમાં સ્વાતંત્ર્ય દિનની 'ઉજવણી' થઇ રહી હતી...તોપો ફૂટી રહી હતી...તોપો ફૂટવાનો અવાજ સાંભળી શેરીમાં નાના નાના છોકરાઓ તાળિયો પાડવા લાગ્યા, ગાંધી બાપુને રાજ મળ્યું......ગાંધી બાપુને રાજ મળ્યું......એમ કહી કૂદવા માંડયા.

ત્યાં તો મોટર આવી.

મેં મોટરનું બારણું ઉઘાડયું અને પધારો બાપા એમ કહી હાથ જોડી પગે લાગી આવકાર આપ્યો

મોટરમાં જયસુખરામબાપા, બાવાજી ગોવિંદરામ, નારણબાપા, આણુંદબાપા અને ડ્રાઇવર છગનરામ એટલા જણ આવ્યા હતા.

જયસુખરામ બાપાને વીરપુરના ખુશી સમાચાર પૂછી, નારણ અદા સામું જોઇ પૂછયું કે 'કાં–બાપા મજામાં છો ને? 'હા ભાઇ મજામાં છું.'

આણુંદ બાપાને પૂછયું 'કાં અદા! કેમ છો!' 'ઠીક છે ભાઇ!' એમ આણુંદ બાપાએ કહ્યું. આણુંદ બાપાની વાતચીત ઉપરથી લાગ્યું કે, તેં

તો ભણેલ ગણેલ છે અને ગોવિંદરામને પૂછવાથી ખબર પડી કે- તેમનો જન્મ સંવત ૧૯૨૪ ની સાલમાં છે એટલે બાપા સ્વર્ગે સીધાવ્યા ત્યારે ૧૩ વરસના હતા સાથે તંદુરસ્ત કાયા, વાક્ચાતુરી પણ ઠીક ઠીક પ્રમાણમાં એટલે પહેલા મે તો નારણ બાપાની 'ખખડી' ગયેલી કાયા તરફ નજર નાખી, નારણ અદાને જ મારૂ પહેલું 'લક્ષબિંદુ' બનાવી મુકયા

'કાં નારણબાપા થાકોડો કેવોક લાગ્યો છે?'

'અરે ભાઇ! આવી મઝાની મોટરમાં થાકોડો લાગે! કેવી મઝાની ભાગી જતી હતી, વળી હાકનારો પણ મઝાનો કોઇ જીવને ક્યાય 'અણુ-જણુક' પણ કરી નથી ' (ત્યાં ચિ કનક પાણી લાવ્યો એટલે બાપાએ પાણી પીધુ, ચા આવ્યો તે બાપાને આગ્રહ કરીને પીવરાવ્યો પછી બાપા 'કાંટામાં' આવ્યા) પછી મે કહ્યુ કે-'બાપા હવે કાંઇક જલાબાપાના વખતની વાતો કરો '

બાપા કહે- 'શુ ભાઇ જલાબાપાની વાતો કરૂ તે કાંઇ થોડા માણસ હતા! તે તો માણસના રૂપમાં ભગવાન હતા ભગવાન ભાઇ!

મે પૂછયુ કે-'બાપા કેટલા વરસ થયા ?'

'ભાઇ મને તો વારના નામ પણ યાદ રે'તા નથી, એટલી ખબર છે કે-બાપા મારાથી 'એન' મોટા હતા, અને જ્યારે હુ મારા ગુરુના (બાપાના) ફૂલ પધરાવવા માટે મણીકર્ણ (કાશી) ગયો ત્યારે તો જુવાનજોધ હતો,' (આપણે માનીએ કે જ્યારે બાપા સ્વર્ગે સિધાવ્યા ત્યારે નારણ બાપા ૨૦ થી ૩૦ વરસની વચ્ચેની ઉંમરના હોવા જોઇએ અને જુવાન હોય તોજ હાલીને કાશી જઇ શકે એટલે એ હિસાબે નારણ બાપાની અત્યારે ૯૦ થી ૧૦૦ વરસ વચ્ચેની ઉંમર ગણાય)

નારણ બાપા કહે છે

' મારા મા ગોધબાઈ તો બાપાની જગ્યામાં જ રહે અને ટેલટપોરો કરે બાપાએ ચાર જણિયુને 'ધરમની બેન' કરિયુ હતી તેમાની મારી મા ગોધબાઇને પણ બાપા બેન કહેતા, અને હુ તો નાનો હતો ત્યારથી જગ્યામાં પાણી ભરૂ, ધંટ હાકુ, અને બાપા ગામતરે પધારે એટલે મને હારે તેડી જાય

એક વખત અમો ફતેપુર (બાપાના ગુરુને ગામ) જતા હતા, હારે ૧૦-૧૨ નાધુડા હતા, સઉ ગાડામાં બેસીને જતા હતા, બળદ બારે લોકમ ગાડાવાળો નાથ રી સાયવીને રાકે તોય બળદ હાથમાં રહે નહીં અને ત્યાં

ભાગ્યા એવા 'બગુડા' (મજબુત) બળદ હતા, તેમાં હાલ્યા જતાં હતા ત્યાં રસ્તામાં ગાડરૂ બેઠેલા તેમાંથી અમુક ગાડરૂ તો ગાડું પાંહે આવ્યું એટલે ઊઠીને મંડ્યા ભાગવા પણ તેમાંથી એક બચોલિયું ઊભું થઇ શક્યું નહીં અને ત્યાં તો એની માથે ગાડાનું પૈ ફરી વાળ્યું.



બાપા રામરામ...રામરામ... કરતાં નીચે ઊતરી ગયા, સૌ સાધુડા ઉતરી ગયા. હું ગાડેથી ઊતરી બાપા પાસે ઊભો.

ત્યાં બાપાએ મને પૂછ્યું કે– 'હે નારણ! આ ગાડરૂં આમ મરી જાય!'

મેં કહ્યું 'નો મરી જાય.'

'નો મરી જાય ને!'

મેં કહ્યું કે 'ના.'

ફરી બાપાએ પૂછ્યું કેઃ 'હે નારણ! ગુરુને ગામ જાતા' હોય, અને આમ ગાડરૂ મરી જાય?'

મેં ફરી કહ્યું કે, 'નો' મરી જાય'

'નો'મરી જાયને' મેં કહ્યું 'ના'

આમ બાપાએ ત્રણ વખત પૂછ્યું અને મેં ત્રણ વખત ના પાડી, એટલે બાપા બોલ્યા કે 'તો ઠીક! હાલો ભગતો ગાડરૂ માથે હાથ ફેરવો.'

સાધુડા કહે–'બાપા, તમેજ હાથ ફેરવો અમ કીયે નો' બેઠું થાય'

એટલે બાપાએ સુરજ ભગવાન સામે હાથ જોડી બોલ્યા કે– 'હે સુરજ–નારાયણ! પછી ધરતી સામે હાથ જોડી બોલ્યા કે– 'હે ધરતી માતા! અમારા કાંઇ વાંક ગુના હોય તો માફ કરજો પણ આ બચારા ગાડરૂને કાં બાંધી રાખ્યું! તે જ્યાં સુધી પડ્યું રહેશે, ત્યાં સુધી અમો આંહીથી હાલશું નહીં માટે હે ધરતી મા...મારી માવડી...મારો કાંઈ અપરાધ હોય તો જનેતા માફ કર... પણ આ તારા બચોલિયાને બેઠું કર...' આમ બોલી બાપાએ તો હાથ જોડી આંખો બંધ કરી ત્યાં તો સાજું બેઠું ગાડરૂં...જેમ કાંટાનો ગરાપો ઉડીને જાય એમ વાં...વાં કરતું મંડ્યું ભાગવા......

બાપા કહે 'હાલો ભગતો, ધરતી તો મા છે તે આપણી માથે 'આળ' ન ચડાવે,' આવા બાપા હતા. મરેલાંને જીવતાં કરતાં આમ કહી નારણ બાપા તો મંડયા અજાને ઠેલાવવા.

મને પૂછ્યું કે-'હેં ભાઇ! તમારૂં નામ શું?'

મેં કહ્યું કે-'સૌભાગ્યચંદ.'

મારૂં નામ સાંભળી બાપા વિચારમાં પડી ગયા. અને બોલ્યા કે, 'ભાઇ આવડું લાંબુ નામ મને યાદ નહી રહે.'

મેં કહ્યું કે-'બાપા'! જલાબાપા પાસે રવજી મોદી કરીને કોઇ આવતા.'

'હા ભાઇ! રવજી મોદી તો બાપાનું ખાસ માણસ-એ તો બાપા પાસે રોજ આવતા અને બાપાના મોદી કહેવાતાં.'

મેં કહ્યુ કે-'બાપા એજ રવજી મોદીના દીકરાનો હું દીકરો છું.'

આ રજવાડાએ, રૂપિયા લઇ, સરકારને રાજ સોંપી દીધા ત્યારથી હું અહીં સરકારમાં નોકરી કરૂં છું, નહીંતર હમણા લગી તો હું વીરપુરમાં રહેતો, અને 'બાપુ' પાસે નોકરી કરતો, વીરપુરમાંજ જનમ્યો છું પણ રાજાના રાજ 'વયા' ગયા એટલે હવે મારી નોકરી રાજકોટમાં થઈ છે, અને મને સૌભાગ્યચંદને બદલે બાબુ કહીને બોલાવશો તો પણ હાલશે, કારણ કે મારા માવતર અને જુનવાણી માણસો મને બાબુના નામથી જ બોલાવતા અને હજુ પણ મારા કોઈક કોઈક જુના સગા વહાલાં મને બાબુ જ કહીને બોલાવે છે, એટલે નારણ બાપા! તમો મને બાબુ કહેશો તો પણ ચાલશે.'

આ સાંભળી નારણબાપા બહુ રાજી થયા અને પોતાની ધોળી મુછોમાં આછું આછું હસ્યા.

લગભગ ૧૦૦ વર્ષની આજુબાજુની ઉંમરના અને ત્રીજી વખત તો જેને દાંત આવ્યા છે એવા નારણ બાપાને હસતા જોઇ મને આનંદ થયો, કેવું નિર્દોષ હાસ્ય...જાણે સફેદ દૂધ જેવો ધીર ગંભીર હિમાલય હસી રહ્યો છે...

બાપા આગળ વધ્યા.

ફરી એક વખત બાપા ફતેપુર પધાર્યા, બાપા ગુરુની ગાદીએ પગે લાગવા તો એમને એમ જાય, ત્યાં પાંચ પંદર દિ, રોકાય અને જગ્યાની સેવા કરે. બીજા મલકમાંથી (ગામોથી) વૈષ્ણવના મહારાજ પણ આવેલાં,

એમાં વૈષ્ણવના મોટા મહારાજનો હાંઢો મરી ગયો. બાપાને ખબર પડી કે, વૈષ્ણવના મા'રાજનો બળદ મરી ગયો છે એટલે બાપા કહે, "નારણ! ગુરુને પગે લાગવા આવ્યા હોય અને આમ મોટા મા'રાજનો હાંઢો મરી જાય?"

મેં કહ્યું કે- 'નો મરી જાય બાપા!'

બાપા કહે 'નો મરી જાયને?'

મેં કહ્યું 'ના, બાપા!'

આમ ત્રણ વખત બાપાએ પૂછ્યું અને મેં ના પાડી.

પછી બાપા કહે તો હાલો મોટા મા'રાજને ઉતારે જઇને રામરામ કરી આવીએ (અગાઉના માણસો ઢોર મરી જાય તોય ખરખરે જતા.) એમ કહી બાપા તો હાલ્યા.

મોટા મા'રાજને ખબર પડી કે જલા ભગત આવે છે એટલે એ પણ સામા હાલ્યા.

નાડાવા છેટેથી એક બીજાને પગે લાગતા આવે.

બેય મળ્યા, હમણાંના માણસ મળે છે એમ નો' મળ્યા પણ બથ ભરીને મળ્યા અને બોલ્યા કે-'વાહ જલા ભગત, આજે હું બહુ રાજી થયો આજે 'જલા...કાં...અલ્લા' ને હું મળ્યો આટલું મોટા મા'રાજ બોલ્યા ત્યાં તો બાપાએ હાથ જોડયા અને મોટા મા'રાજના પગમાં હાથ નાખી બોલ્યા કે-

'મારા બાપલા! મારા તો ધન ભાગ કે આજે હું મારા ગુરુને આંગણે (ગામમાં) તમ જેવા મોટા મારાજને મળ્યો, આજે મારું જીવતર તો ધન ધન થયું અને બાપલા હું તો રામનો ટેલિયો છું, મારા ગુરુ પરતાપે, રામના વતી આંગણે આવેલાને ટુકડો આપું છું.'

આવા બાપાના દીનતા ભરેલા વચનો સાંભળી મોટા મારાજ તો બહુ રાજી થયા અને એક બીજાના ખુશીખબર પુછાયા.

પછી બાપા બોલ્યા કે, 'હેં બાપલા! મેં વાત સાંભળી કે આપનો હાંઢો 'અનરવો' થઇ ગયો છે તે સાચું?'

મા'રાજ બોલ્યા 'હા ભગત! હાંકવાવાળાએ બહુ દોડાવ્યો એમાં હાંફ ચડી જવાથી રાતમાં જ મરી ગયો, હાંઢો ભારે હતો પણ આવરદાની વાત છે ભગત!'

બાપા બોલ્યા ' મારાજ ! હાલો ઢાંઢા પાસે, કદાચ હાંફ વધારે ચડી હોય અને જીવ " ભમ લોકમાં" ચડી ગયો હોય તો ?'

મારાજ કહે ' હાલો ભગત.'

બાપા અને મારાજ હાલ્યા ઢાંઢા પાસે, ત્યાં જઇ ઢાંઢાને જોઇ બાપા બોલ્યા કે-' હે રામ ! હે ઠાકર ! મારા ગુરુને આંગણે મોટા મારાજ આવ્યા હોય ને તારો ઢાંઢો આમ પડયો રહે તો તો મારા ગુરુનું આંગણું લાજે ને ! માટે હે ઠાકર ! બહુ દોડવાથી તેનો જીવ 'ભમ લોકમાં' ચડી ગયો હોય તો હવે એનો જીવ નીચે ઉતાર.' આમ બાપા બોલ્યા ત્યાં તો ઢાંઢો બેઠો થઇ ગયો. આ જોઇ આ વેશનવના મારાજે તો બાપા સામુ જોઇ હાથ જોડયા.



બાપાએ હાથ પકડી લીધા અને બોલ્યા કે-'મારાજ ! આતો ટાંઢો હાંફી ગયો હતો, મારો રામ, મારા ગુરુને આંગણે તમ જેવા મોટા પુરુષને દખ ન દીએ, અને બાપા મારા સામું જોઇ બોલ્યા ! 'નારણ ! મોટા પુરુષનો ઢાંઢો આમ મરે ?'

'નો મરે ! બાપા.'

નારણ બાપા તો ધીર ગંભીર વદને મંડયા ખજાનો ખાલી કરવા, વાત કરવામાં ન કાંઇ આડંબર... નહીં... વાક્ ચાતુરી...જેમ મહાત્મા ગાંધીજીના રેંટિયામાંથી એકધારું સુતર નીકળે તેમ બાપાના મુખમાંથી એકધારી વાણી મંડી નીકળવા.

'હે ભાઇ ! એક વાત કરતાં તો હું ભાવ ભૂલી ગયો !

એક વખતે બાપાને ગુરુને ગામ જવું હતું ત્યારે હું વાડાસડા હતો.

મારા માને હેડકી ઉપટેલી, એટલે હું તો વાડામડામાં રહી મારા માની સેવા કરૂં. એમાં બાપાને ફતેપુર જવાનું થયું.

કોઇને પૂછયુ-' કાં નારણ હજુ નથી આવ્યો !'

'ના, બાપા ! એ તો હજુ વાહાસડાથી નથી આવ્યો.'

બાપા તો પુગ્યા વાહાસડા. આવ્યા મારી ઘરે, અને કાં ચોથબેન શું કરો છો ? નારણ ક્યાં ગયો ? આમ પૂછી ઘરમાં આવ્યા. ત્યાં તો મારા મા ડચક...ડચક...હેડકી ખાધા કરે અને અમે બધાય પાંહે બેઠા છીએ. સૌ બાપાને પગે પડયા.

બાપા કહે 'બેન ! આ કેટલા દિથી હેડકી ઉપડી છે. મેં કહ્યું કે, 'ચાર દિ' થયાં ઉપડી છે. પણ બેહતી નથી. ઘણાંય ઓસડ કર્યાં પણ બાપા હજુ 'વરતભાવ' દેખાતો નથી.'

'બાપા કહે કે,' ઠાકર સારૂં કરશે. પણ નારણ મારે કાલે તો ફતેપુર' જવું છે એટલે તને તેડવા આવ્યો છું માટે હાલ વીરપુર.'

મેં કહ્યું કે,' બાપા આવવાની મારી ના નથી પણ તમેજ કીધું છે કે- માવતર માંદા પડે ત્યારે સેવા કરીએ તો ભગવાન રાજી થાય તો આ મારી મા માંદી પડી છે એટલે તમો કહો તો તમારા ભેગો આવું અને તમો કહો તો મારી મા પાસે રહું'

બાપા કહે 'નારણ લાવ એક ફાળિયું'.'

મેં તો ઘરમાંથી, બાપાને એક ફાળિયું લાવીને આપ્યું. બાપાએ તો કોણ જાણે શું મંતર ભણીને ફાળિયામાં ગાંઠ બાંધી કે-મારી માની તો હેડકી મંડી બેસી જવા.

બાપા કહે- 'લે હાંવ નારણ ! આ તારી માની હેડકી આ ફાળિયામાં બાંધી લીધી છે તે હારે લઇ લે, અને જ્યાં શેતરૂંજી ( શેત્રુંજી નદી ) આવે એટલે મને યાદ દેજે એટલે શેતરૂંજીમાં હેડકીને નાખી દેશું'-આમ કહી બાપા તો મને હારે વીરપુર તેડી ગયા અને અમે ત્યાંથી ગયા ફતેપુર અને વચમાં જ્યાં શેતરૂંજી આવી ત્યાં બાપાએ ખોલી ફાળિયાની ગાંઠ છોડી નાખી.

મહિને દિએ ઘેર આવીને મેં મારી માને પૂછયું કે, 'હેં મા-અમે ગયા પાછી તને 'હેડકી' ક્યારેય ઉપડીતી.'

મા કહે-'ગગા ગાંરો થામાં-બાપા હારે તું ગયા પાછી આંહી હેડકી જ કોને હતી-હું તો તમો ગયા પછી બીજેજ દિવસે સીમમાં ગઇ'તી.'

આટલું કહી નારણ બાપાએ તો મારા સામું જોયું અને બોલ્યા.

"બાપુભાઈ-આવા બાપા હતા."

'ભાઇ ! હું તો જગ્યામાં પાણી ભરૂં, તે વખતે આજના જેવા જગામાં ઓરડાં નો'તા, નારના ઓરડા, જગામાં કુવો પણ નહીં એટલે અમે તો ભીલનવાવમાથી પાણી ભરી આવીએ, ઘંટ હાંકીએ, અને જગા મરખી રાખીએ (વારીચોરી સાફસુફ) રામે જરાક મોડા ઉઠયા હોય ત્યાં બાપા તો ઉઠીને અમને કોઇને ઉઠાડે પણ નહીં અને હાથમાં સાવરણો લઇ મંડયે ફળિયું વાળવા અમને ખબર પડે કે-બાપા તો ઉઠીને ફળિયું વાળે છે, ત્યાં તો અમે દોડીએ અને બાપાના હાથમાંથી સાવરણો લઇ લઇએ



બાપા કહે 'એમાં શું નારણ કોઇ સાધુસંત વહેલા આવી ચડે અને ફળિયું વાળેલુ ન હોય તો કેવું ભૂંડું લાગે, અને નારણ ! મારે ઉઠીને કયાં હળ હાંકવા જવું છે, અને તારામા અને મારામા શુ ફરક છે તારા રદિયામાં બેઠો છે તે મારા રદિયામા બેઠો છે ને ?'

આવી બાપા વાતો કરે, અને અમે તો ભૂંઠા લાગીએ એટલે મારી મા મેઘબાઇ તો વહેલા વહેલા ઉઠી પહેલાં ફળિયું વાળી દયે, અને ભૂલેચુકે જો કયારેય ગોળા-માં પાણી ન ભરાણું હોય તો, બાપા તો હાંડો લઇ હાલે પાણી ભરવા અમો બધા વાંહે દોડીએ પણ મારો વાંરો પાછો ન વળ, જ્યારે મારા મા મેઘબાઇ આમ દીએ ત્યારે વળી પાછા વળે.



નહીંતર કહે ' મેઘબેન...મારી બેન ! આમાં શું ! મારા ભાગ્યમાં ક્યાંથી કે–હું પાણી ભરું અને મુંડિયા પાણી પીએ.

વૃદ્ધ પુરૂષ આગળ વધે છે:

• મને કહે કે–' ભાઇ ! તમારે કાંઈ કામ તો નથીને ? નોકરીએ જવું નથીને '

મેં કહ્યું કે– ' ના બાપા ! આજના દિની રજા છે અને મારા ભાગ્ય કે, આપની આ વાણી સાંભળવા મળે છે. '

બાપા કહે, ' નારે ભાઇ ! એમાં ભાગ્ય શું ! આપણે આ બધી વાતો કરીએ છીએ તે જલાબાપા 'છાનામુના ' જરૂર સાંભળતા હશે અને રાજી થતા હશે કે–જોયું ! મારો નારણ મારી કેવી વાતુ કરે છે આમ કહી નારણ અદાએ તો બાપાના ફોટા સામે હાથ જોડયા અને મરક મરક હસી વાત આગળ ચલાવી.

અમે તો રહેવાશી વાડાસડાના પણ મારા મા, બાપાની જગ્યામાં ટેલ કરે. મારા મા પણ એવા, બહુજ 'આસતાળુ' અને બાપાને ભગવાન માને અને હું પણ ૧૦ દસેક વરસનો થયો હઇશ, ત્યારથી જગ્યામાં રહી ગયો.

એય પાણી ભરૂં...ઢોર સાચવું...અને બાપા પાસે રહું એમાં એક દિ મારૂં માગું આવ્યું.'

મારા માને કોઈએ કહ્યું, ' હવે મેઘબાઇ, નારણ જુવાન થયો, તેની સગાઈ કરીએ. '

મારા મા કહે, ' હું એમાં કાંઈ ન જાણું. જલાભાઇને પૂછો...'

જલાબાપા મને પૂછે ' કાં નારણ ! તારી સગાઇ કરશું ને ! '

મેં કહ્યું ' બાપા, મારે સગાઈ કરવી નથી...મારે નથી પરણવું...મારે તો તમ પાસે રહીને જે થાય તે ટેલટપોરો કરવો છે.'

બાપા કહે 'નારણ એમ નો' થાય જો કોઈ જમીનમાં ખીલા ઠોકીને માથે સુવે છે... જો કોઇ ધુણિયું કરીને બેસે છે...જો કોઈ એક પગે ઊભા રહી તપ કરે છે...એ બધા જે કરતા હોય તે ભલે કરે, પણ સંસાર માંડયા વગર ન ચાલે, જો સંસાર માંડયો હોય તો આપણી ઘરે કોઇ પાણી પીવા આવે, કોઇને રોટલો ખવરાવીએ, અને ઘર બાંધીને બેઠા હઇએ તો કોઇ ચકલા, કોઇ કબુતરને, ચણ નખાય અને ઘર ઉઘાડું હોય તો કીડી

બાપા બોલ્યા 'ભીમજી મુંઝામાં તારો મોટો સા'બ જ તને કાંઇ નહિ કહે, ઠાકોરજી રૂડાંવાના કરશે.'

ભીમજી કામદાર તો બાપાને પગે પડી પોલીસ હારે હાલી નીકળ્યા.

આવ્યા રાજકોટ.

રાજકોટ આવીને પોલીસે કામદારને સરકારમાં રજુ કર્યાં.

ભીમજી કામદારને જોઇ ગોરો બોલ્યો, એ 'ભીમજી નહીં દુસરા ભીમજી આને કેમ પકડીને લાવ્યા, આ તો અચ્છો માણસ છે' આમ કહી ગોરાએ ભીમજી કામદારને છુટા કર્યા અને કહ્યું કે- ' કામદાર તારૂં કામ નો'તું, પોલીસે ગોટો કર્યો છે જા- સુખેથી જેતપુર.'

ભીમજી કામદાર તો મંડયા ભાગવા અને આવ્યા વીરપુર.

વીરપુર આવી બાપાના પગ પકડી મંડયા રોવા, 'અરે બાપા! તમારો બોલ હતો અને તમારો ટુકડો ખાઇને ગ્યોતો એટલે ગોરો આંધળો ભીંત થઈ ગયો... અને આ ભીમજી નહીં... એમ કહીને મને છોડી મુકયો, તે પછી કામદારે જગ્યામાં મેડી ચણાવી દીધી ભાઇ! આવો છે બાપાનો ચમત્કાર, (ભીમજી કામદાર સંબંધે વાંચો અસલ પરચા પત્રમાં પોસ્ટ કાર્ડનો બ્લોક છપાયો છે તે)

આટલી વાત થઈ ત્યાં તો જમવાનું તૈયાર થયું-

બાપાને કહ્યું 'હાલો જમવા.'

બાપા અને આણંદ ભગત અને ગોવિંદરામ જમવા બેઠા.

બાપાને હાથ સાફ કરવા 'નેપકીન' આપ્યો.

બાપા કહે 'કે ના-ના ભાઇ! આવું લુગડું બગાડાય! મારી પછેડી છે, એનાથી હાથ લુઇશ એમ કહી બાપાએ 'નેપકીનથી' હાથ ન લુછયા.

બાપા વિગેરે જમ્યા.

પછી હું અને જયસુખરામ બાપા જમ્યા

આ સમયના ગાળામાં નારણ અદાએ જરાક ઝોકું ખાઈ લીધું.

જમ્યા પછી થોડીક આરામ કરી મેં નારણ અદાને કહ્યું, 'બાપા! હવે બમવાને માધુરૂપે આવી વીરબાઇ માની કેવી રીતે માગણી કરી હતી તેની વાત કરો. ત્યારે કેટલો વખત થયો હશે વિગેરે કહો.

બાપાએ પોતે વાતે શરૂઆત કરી.

'બાપા તો પોતે જાતે પીરસે અને જે આવે તેને રોટલા જમાડે બાપા તો જાણે કાંઇ જાણતા જ ન હોય એમ સૌને રોટલા ખવરાવે, અને રામનામ લીધા કરે. વીરબાઈ મા અને બીજી ચાર પાંચ જણિયું સવારના પાંચ વાગેથી મંડે રોટલા ટીપવા અને અડદની કે મગની દાળ ટોપ ભરીને કરે, રોટલા મંડે ટીપાવા તે સવારના ૮-૯ થાય ત્યાં તો રોટલાના ઢગલા થઇ જાય અને બાપા 'ઠાકરની' સેવા પૂજા કરી બહાર આવે, અને જે




કોઈ સાધુસંત, ગરીબ ગુરબુ આવ્યું હોય તેના સામે હાથ જોડી, 'હાલો રોટલા ખાવા, પધારો, હરિહર કરવા' એમ બોલી સૌને જમવા તેડી જાય.

એમ ૯ વાગ્યાથી મંડે 'હરિહર' થાવા, પંગત પછી પંગત મંડે થાવા. સૌ દાળ, રોટલા ખાઇ જલા ભગતની 'જે' બોલતા બોલતાં કોઇ દ્વારકા જાય, કોઇ સુદામાપુરી જાય એમ જેને જ્યાં જવું હોય ત્યાં જાય એમાં એક દિ' સાધુ રૂપે બાપાને કસટ (કષ્ટ) દેવા ભગવાન આવ્યા. 'મેં પૂછયું કે- 'કેવે ટાણે આવ્યા હશે.'

"ટાણું...?"

'ટાણું તો અમારી મોટર તમારી ઘરે આવી એવું ટાણું હશે.' (એટલે લગભગ ૧૧ વાગ્યા હશે).

'સાધુ તો આવીને ઓટલા ઉપર બેસી ગયા, મારા જેવા ગયઢા હાથમાં ઝોળી, અને ધોકો, આવીને ઝોળી ધોકો પાસે રાખી એ તો રામ રામ કરતાં બેઠા '

'બાપા આ વખતે સાધુડાને જમાડતા હતા માતાજી રોટલા ઘડતા હતા. સાધુડાને જમાડી બાપા બહાર આવ્યા અને ઓલા સાધુને કહે 'મારાજ હાલો જમવા.' પણ આ કાંઈ ચોડો રોટલા ખાવાવાળો સાધુ હતો, એ તો રોટલાનો દેનારો હતો ' '

'બાપાનું પારખું લેવા આવ્યો હતો, એટલે ઘડીકમાં ગેનો ઉકે!'

બાપા કહે, 'મારાજ હાલોને રોટલા ખાવા!'

'પણ એ તો બોલેજ નહીં. જ્યારે બાપાએ બહુ કહ્યું કે-'મારાજ હાલો જમવા' ત્યારે એના મલકની ભાષામાં (હિંદુસ્તાનીમાં) બોલ્યો કે-'મારે નથી ખાવું.'

બાપા કહે, 'કાં કેમ નથી ખાવું'!'

તો કહે 'નથી ખાવું' તે નથી ખાવું.'

'બાપા ફરી હાથ જોડી કહે 'હાલો જમવા,' એ તો ડોકું જ ધુણાવે બાપાએ હાથ જોડયા, વિનવ્યા પણ મારો વાલીડો ઊભો થાયજ નહીંને! જ્યારે હદ થઇ ગઇ ત્યારે બાપા કહે, 'મારાજ, તમે ખાવા નહીં ઊઠો તો હું પણ નહીં ખાવા બેસું'. કારણ કે મારી જગ્યામાં કોઇ. સાધુ આવે અને ખાધા વગર-જાય તો તો મને મારાજ પાપ લાગે! મારા આશરાનો ધરમ લાજે, માટે તમારે-રોટલો ન ખાવો હોય તો કાંઇ નહીં, થોડુંક દુધ પીઓ, થોડાક શકરીઆ કે બટેટાનું ફરાર કરો પણ કાંઇક મોઢામાં નાખો, નહીંતર હું કે મારા ભંડારી અનાજ નેકીં લઇએ'

'જ્યારે બાપાએ આટલું કહ્યું ત્યારે મારો વાલીડો જરાક હસ્યો અને મોઢું મલકાવી બાપા સામે જોઇ બોલ્યો કે- 'ભગત્ મારે હમણાં ખાવું નથી; મારી વાંહે શું કરવા પડયો છો.'

બાપાએ તો ફરી ફરીને વિનતિ કરી 'મારાજ તંય તમારે શું જોઇએ છે! તમ'તમારે જે જોઇએ તે માગો.'

ત્યારે એ બોલ્યો કે- 'હું માગું તે આપીશ?'

'મારી એક ઈચ્છા છે તે તું પુરી કરીશ?'

બાપા કહે 'મહારાજ એમાં મને શું સવાલ જવાબ કરો'છો માગો! જે 'માગવું' હોય તે ખુશીથી માગો, કહો તો આ જગા છે તે તમને સોંપી દઉં, મારા ગુરુ તો સમરથ છે, અને મારા ગુરુને દવારકાવાળાએ હાથોહાથ છાપું મારિયું છે' (આ સાંભળી નારણઅદાને એ પ્રશ્ન કર્યો કે- 'બાપા! એ શું'!')

(દવારકાવાળાએ હાથોહાથ આપીને છાપું મારિયું એનો શો અરથ).'

મારી આવી ન સમજવાની મુરખાઇ જાણી નારણઅદા મનમાં હસ્યા અને બોલ્યા કે-

'બાબુભાઈ! તમો ન સમજ્યા'

'જુવો, બાપાના ગુરુ ભોજલરામ બાપા, એ તો ખબર છે ને !'

મેં કહ્યું કે-'બાપા, એ તો ખબર છે,' બાપા રાજી થયા અને બોલ્યા કે 'એક વખત ફતેપર ગામમાંથી થોડાક જણ દ્વારકાવાળાના દરશને જાય-સંઘ જાય.'

ભોજલબાપા પાસે જઈ એક માણસે કહ્યું કે-'ભગત ! અમો બધા દ્વારકાવાળાને દરશને જઇએ છીએ, હાલો તમારે હાલવું હોય તો !'

ભગત કહે કે-'તમ તમારે બધાય જાવ, મારે નથી આવવું, જો દ્વારકાવાળાને દર્શન દેવા હશે તો આંહી આવીને મને દર્શન દઈ જાશે અને છાપું મારી જાશે.'

આ સાંભળી બધાય હસવા માંડયા અને બોલ્યા કે-'હાલો આપણે તો દ્વારકા, અને ભોજા ભગતને ભલે દ્વારકાવાળો આંહી આવીને દર્શન દઇ જાય, અને છાપું મારી જાય.'

એમ કહી ભગતની ઠેકડી કરતાં ઓલા બધા તો દ્વારકા જઇ આવ્યા.

મહિને બે મહિને પાછા આવ્યા અને ભોજા ભગત પાસે દ્વારકાવાળાની 'પરસાદી' દેવા આવ્યા.

'લીઓ ભગત આ ધજાવાળાની પરસાદી !'

ભોજાભગતે તો પરસાદીને માથે ચડાવી મોઢામાં મુકી પગે લાગ્યા, અને આવેલ ભાઇઓને ભોજા ભગતે પૂછયું કે-

'કાં, ભાઈઓ ધજાવાળાના દર્શન કરી આવ્યા !'

'હા ભગત, કરી આવ્યા, બહુ મજા આવી. પણ તમે ભેળા આવ્યા હોત તો વધુ 'લેર' આવત.'

ભગત, કહે 'હાંઉ ! તમને લેર આવી હોય તો સારું !' પણ આવેલ માણસોમાંથી એક 'દોઢડાયું' માણસ હતું. તે બોલ્યું કે-'કાં ભગત ! તમને તો દ્વારકાવાળો આંહીં આવીને દર્શન દઇ ગયોને ? તમારી છાપું તો દેખાડો ! એમ કહી પોતે છાપું લઈ આવ્યો હતો તે ભગતને દેખાડી.'



ભોજા ભગત કહે-'બાપ તારી છાપું તો બહુ મઝાની છે, લે હવે મારી છાપું જો' એમ કહી ભગતે પોતાના હાથના બાવડા દેખાડયા તો બંને બાવડે, શંખ, ચકર ગદા અને પદમના નિશાન, સાક્ષાત ધજાવાળાએ દીધેલા, આ જોઈ ઓલા દોઢડાયા માણસે તો ભગતના પગ પકડી લીધા, 'ભગત માફ કરો,' ભગત કહે ' એમાં માફ શું કરવાનું છે' એટલે ભાઇ બાપાના ગુરુ આવા સમરથ હતા

હવે સાધુ રૂપે આવેલા ભગવાન બોલ્યા કે-'જો ભગત સાંભળ! આ હવે હું ઘરડો થયો છું. મારાથી તો હલાતું કે ચલાતું નથી, અને ખાવા બેસીએ તો મોઢામાંથી લારૂં પડવા મંડે છે એટલે આ ગડપણમાં ભગવાન ભજાતા નથી માટે સેવા કરવા...તારી...બાયડી આપ તો વધુ સારૂં'

બાપા આ સાંભળી પહેલાં તો સમજી શકયા નહિ કે, આ બાવો શું માગે છે, કેમકે બાવો તો એની ભાષામાં બોલે (હિંદુસ્તાનીમાં)

બાપાએ પુછયું કે-'મહારાજ શું માગો છો'

ત્યારે બાવાજી મોટેથી બોલ્યા કે, 'માગું છું તારી બાયડી; લે આપછ કે હાલતો થાઉં હમણાં લગી તો માગો... માગો... કરતો હતો અને જ્યાં 'રામકી' માગી ત્યાં પૂછે છે કે શું માગો છો!

'લે ભગત હવે સમજ્યો! હું શું માગું છુ તે! હું માગું છું સેવા કરવા તારી બાયડી'

એમ કહી બાવાજી તો રાતાપીળા થઇ ગયા અને ધ્રુજવા મંડયા, અને પડી ગયા

બાપાએ તો સાધુને બેઠા કર્યા અને હાથ જોડી બોલ્યા કે-

'પ્રભુ, એમાં શું ! અમારા મહાભાગ્ય કે આપની સેવા કરાય.' એમ કહી બાપા તો સાધુના પગ દાબવા લાગ્યા, ત્યાં તો બાવો પાછો તાડુકયોકે- 'હવે મારી માગણી પૂરી કરછ કે હાલતો થાઉં. મારે પગ નથી દબાવવા !'

ત્યારે બાપાએ ફરી હાથ જોડયા. 'મહારાજ ! શાંત થાવ. હમણાજ આવું છું.' એમ કહી બાપા તો ઊઠયા અને ગયા પરબારા ભંડારમાં. જ્યાં માતાજી રોટલા ઘડતા હતા.

બાપા તો માતાજી રોટલા ઘડે છે તેના સામે મોઢું નીમાંણું કરીને બેસી ગયા.

આ જોઈ માતાજી બોલ્યા કે- 'ભગત ! આમ કેમ બેસી ગયા ! કેમ કોઇ સાધુડા નથી આવ્યા ?'

બાપા તો કાંઇ બોલ્યા નહીં.

ત્યારે માતાજીએ ફરી પૂછ્યું કે 'કાં ભગત આજ શું છે ? કેમ આજ તમારૂં મોઢું આવું થઇ ગયું છે.'

ત્યારે બાપા બોલ્યા કે 'ભંડારી ! એક વાત કરૂં ?'

'કરોને ભગત !'

'તો સાંભળો ભંડારી ! બહાર એક સાધુ મા'રાજ આવ્યા છે, મેં તેને જમવાનું કહ્યું પણ જમવા ઊઠયા જ નહીં અને મેં બહુ બહુ કહ્યું, તોયે જમવા તો આવ્યા જ નહીં અને ફરાર કરવાનું કહ્યું તો ફરાર પણ કર્યુ નહિ અને બહુ બહુ વિનવ્યા અને જે બીજું કાંઇ માંગવું હોય તે માગવા કહ્યું ત્યારે એણે કહ્યું કે-'આ મારી અવસ્થા થઇ છે. નથી હલાતું...નથી ચલાતું ...જેને લઈ પ્રભુ ભજન પણ થાતું નથી. મારે સેવા કરવા તારી બાયડી આપ. 'એમ કહી તે મારાજ તો તમારી માગણી કરે છે.'

આ સાંભળી માતાજી બોલ્યા કે-'ભગત ! એમાં મૂંઝાઈ ગ્યા'તા, એમાં તે મૂંઝાવાનું હોય, આપણે તો સાધુસંતની સેવા કરવી છે ને ? તો એ બિચારા જીવની કાયા ન હાલતી હોય અને પ્રભુ ભજન કરવામાં માણસની જરૂર હોય તો શું ખોટું છે, ભલે જાવ તમ તમારે હા પાડી આવો હું આ રોટલો ઘડી હમણાં આવું છું.'

બાપા આ સાંભળી બહુજ રાજી થયા કે 'વાહ ! વાહ ! ભંડારી, હું બહુ રાજી થયો, મને મનમાં બીક હતી કે- તમો શું કહેશો, એટલે હું 'આમ' થઇ ગયો તો, પણ હવે મારા ગુડામાં જોર આવ્યું ભંડારી !'

આમ બોલી બાપા તો ખુશી થવા મંડયા અને ફરી માતાજીને કહ્યું કે- 'ભંડારી, હું પેલા મારાજ પાસે જાઉં છું. તમે સતીના લુગડા પે'રી હવે બહાર આવો.' એમ કહી બાપા તો બહાર સાધુ પાસે આવ્યા.

અને બોલ્યા કે, માત્મા, મુંઝાતા નહીં હો હમણાં જ ભંડારી આવે છે '

આટલી વાત કરતાં તો નારણઅદાની આંખમાંથી આંસુ પડવા મંડયા અને 'મા' મરી જતાં જેમ નાનું બાળક રૂવે તેમ મંડયા રોવા, કેમ જાણે હમણાંજ, માતાજીની 'માગણી' થાતી હોય અને માતાજી આવા હારે જતાં હોય!!!

ઘડીભર તો નારણઅદાની વાતો સાંભળવા જે ૪-૫ ભાઇઓ પાસે બેઠા હતા તે પણ ગળગળા થઈ ગયા

પાંચક મિનિટ પછી નારણ અદાએ ધીમા સ્વરે શરૂઆત કરી કે- 'ભાઇ ! તે પછી માતાજી તો રસોડામાંથી બહાર આવી, નાઇધોઈ, કોરા લુગડાં પહેરી, માથું ઓળાવી, કપાળમાં ચાંદલો કરી (સતીનો સ્વાંગ સજી) બહાર



આવ્યા અને ભગતને અને ચેલા સાધુને પગે લાગ્યા

નારણ અદા તો ફરી રોવા લાગ્યા અને કહેવા લાગ્યા કે' " વીરબાઇમાને મારી માથે એટલું બધું વા'લ કે ન પુછો વાત "

" હું સીમમાંથી ઢોર ચારીને જરાક મોડો આવું તો તરત બાપાને પુછે, ' નારણ ક્યાં ગયો ! હજુ આવ્યો નહિ!' અને મારા માટે તો 'કાંઇ' પણ મારૂં ખાવાનું કરી રાખ્યું હોયને એ તો ઢાંકી રાખે, અને વહેલો મોડો ખાવા બેસું ત્યારે પાંહે આવીને દઈ જાય "

"લે નારણ ' આ ખાઇ લે!"

" આવી મ ભાળ માતાજી મારી રાખતા એટલે હજુ માતાજી તો મારી નજરે તરે છે અને એના હેત યાદ આવી જાય છે એટલે મારાથી રોવાય જાય છે "

આમ કહી નારણ અદાએ પોતાની પછેડીના છેડાથી આંખો લુઈ નાખી

"આ ટાણે તો ગામમાં ખબર પડી જવાથી મનખો મંડયો ભેગો થાવા. વીરપુરના દરબાર આવ્યા ..ઘણાએ બાપાને વાર્યા કે ભગત રહેવા દીઓ .. આવા દાન ન હોય...આ તમે શું કરો છો..."

બાપા તો બધાય બોલે એ સાંભળે અને સામા હાથ જોડે, ન આજુ બોલે કે ન ચાલે, મારો ઠાકર રક્ષા કરશે, એ બધું જુવે છે, હું તો કાંઇ જાણતો નથી.

બસ આટલું કહી સૌ સામે હાથ જોડે ત્યાં શેંઢા ટાણું થવા આવ્યું.

પેલા સાધુ તો મંડયા ઉતાવળ કરવા એટલે બાપાએ તો માતાજીને કહ્યું કે- 'કાં વીરબાઈ તૈયાર છોને?' આ વખતે પહેલ વહેલાં બાપાએ, માને 'વીરબાઇ' કહ્યા.

મા કહે 'ભગત હું તો તૈયાર છું પણ પહેલાં આ મહાત્માને ટુકડો ખવરાવી લીઓ,' એટલે બાપાએ મહાત્માને પહેલા જમી લેવા કહ્યું તોય મારો 'માવો' (ભગવાનને માવો પણ કહેવાય છે) ન ઊઠયો પણ ભંડારમાંથી રોટલો મંગાવી ઊભા ઊભા જેમ માણસ પરસાદી લીએ એમ રોટલાનો પરસાદ લીધો અને માથે પાણી પી 'અન્છા ભગત જાઉં છું' એમ કહી બાવાજી તો હાથમાં ઝોળી-ધોકો લઇને ઊઠયા. વાંસે માતાજી અને બાપા અને ગામનું માણસ પાદર સુધી વળાવી આવ્યા.

ત્યાં માતાજીએ બાપા સામે હાથ જોડયા અને બોલ્યા કે- 'ભગત! બોલ્યું ચાલ્યું માફ કરજો, તમારી સેવા થઇ ન થઇ હોય તો પણ મનમાં કાંઇ લાવશો નહીં.'

આટલુ બોલતાં તો માતાજીનો કંઠ ભરાઇ ગયો.

બાપા પણ કોચવાણા અને બોલ્યા કે- 'સતી! વીરબાઇ! હવે તમે મારા ઉપરથી મન ઊઠાડી લેજો અને સાધુ તરફ આંગળી ચીંધી બાપા બોલ્યા કે- 'આ આપણા માવતરની સેવા કરજો.'

'સતી મારાથી વધુ બોલાતું નથી, હવે તમે સીધાવો.'

'આટલું આટલું' થાતું તોય બોલો બાવો તો કાંઇ બોલતો જ નથી અને ટગર ટગર ઘડીક બાપા સામું તો ઘડીક માતાજી સામું જોયા કરે છે, કારણ કે તેને તો બાપાની પત લેવી હતી ને! પણ બાપા થોડા કાંઇ 'માણસ હતા તે મોહમાં પડે' એ પણ ભગવાન રૂપજ હતાને બાણુભાઇ!'

આમ માતાજીને વિદાય આપી બધાય જગ્યામાં પાછા આવ્યા અને ગામનું માણસ સૌ સૌની ઘરે ગયું અને બાપા તો ગયા પરબારા મંદિરમાં અને ઠાકોરજીને જઇને શું વાત કહી આવ્યા એ તો બાપા જાણે, આપણુને કાંઇ થોડી વાત કરે!

પણ મંદિરમાંથી આવ્યા પછી 'એન' વખત વયો ગયો અને બહાર ઓટા ઉપર આવીને બેઠા બેઠા માળા ફેરવે છે, અને પાંહે ૧-૨ ગયઢા બેઠા છે.

ત્યાં બાપા બોલ્યા કે-'મને રદયામાં એમ થાય છે, કે-ઓલો સાધુ વીરબાઇને છેતરીને ભાગી ગયો છે.'

આટલી વાત થાય છે ત્યાં તો ભરવાડના છોકરા દોડતા દોડતા જગ્યામાં આવ્યા અને બાપાને કહેવા મંડયા કે–

'ભગત! તમારા ઘરવાળા તો હેમદરાના કાંઠે બેઠા છે...ઝોળી ધોકો હાથમાં છે અને બેઠાં બેઠાં રૂવે છે.'

અમે પૂછયું કે-'માવડી! શું કરવા રૂવો છો!'

તો અમને કહે કે-'મારી હારે એક સાધુ હતા તે જંગલ ગયા છે પણ હજુ આવ્યા નથી, અને વખત ભરાઈ ગયો છે. પણ હજુ આવ્યા નહીં, અને મને કહી ગયા છે કે- 'આ ઝોળી ધોકાને સાંચવો, હમણાં 'ખરચુ' જઇને આવું છું' પણ હજુ આવ્યા નહિ.' એમ બોલી માતાજી તો રૂવે છે અને કોઇ સાધુની વાટ જોઇને બેઠા છે.

અમે અમારી માને કહ્યું કે 'હાલો માડી અમારી હારે ગામમાં!' પણ તે ન આવ્યા અને બોલ્યા કે-'મારાથી હવે એમ ન અવાય! વાંહેથી સાધુ આવે તો શું કહે!'

એમ કહી માતાજી તો રોયા કરે છે.

આ વાતચીત થાતી હતી ત્યાં તો આકાશવાણી જેવું કોઇક પાસે ઊભીને કોઇ કાંઇ બોલતું હોય એમ સંભળાવા લાગ્યું કે–

'ભગત! ધન છે તમને અને ધન છે સતીને! હું તો તમારી પરીક્ષા કરવા આવ્યો હતો, જાવ હવે સતીના સામૈયા કરો.' આવું સાંભળી બધા બહુ અચરજ પામ્યા અને સૌ હરખમાં આવી ગયાં અને મંડયા માતાજીના સામૈયાની તૈયારી કરવા.

ઢોલ, ઝાલર, ઝાંઝ નગારા લઇને વાજતે ગાજતે, માતાજીના સામૈયા કર્યાં અને જગ્યામાં લઇ આવ્યા. જગ્યામાં આવીને માતાજી પહેલાં બાપાને પગે લાગ્યા. અને ઠાકરને પગે લાગ્યા અને નહીં માતાજીમાં કોઇ જાતનો પોરહ કે નહીં બાપામાં પોરહ.

જાણે કાંઇ બન્યું જ નથી. અને આજે...આજે તો દશ શેર માંડવીના દાણા કોઇને દીએ છે તો છાપા છપવે છે.

બાપાએ માતાજીને કહ્યું કે- કાં વીરબાઇ! મેં તમને નો'તું કીધું કે-

જાળવજો માણસના હાથમાં એક વખત આવે પછી એનો 'અગડ' છોડે? તમે રોટા મુકયા ત્યારે એ ભાગી ગયાને? પણ ઠીક! ઠીક! લીઓ સારૂં થયુ કાંઇ વાંધો નહીં'

હવે ભગવાનના નામ લેશું'! બીજુ' શું થાય! પણ અ'તે તમે એગમ જાતને (બાયડીની જાત) એટલે ભોળવાઇ ગયા, નહીંતર એનો 'કેડો' મુકીએ!

માતાજી કહે કે 'ભગત! મને શું ખબર કે આમ છેતરી દગો દેશે મને તે વે'મેય (વહેમ) નો પડયો કે- આવો દગો કરશે'

રસ્તામાં ગુઢારથમાં (ગુઢાર્થ') એની ભાષામાં (હિંદુસ્તાનીમાં) બોલતા જાય કે-

'માઈ! આ ઝોળીમાં ઊના ઊના રોટલા છે... ખુબ ખુબ રોટલા છે... આપણે ખાશું'...અને આ ધોકો તો ભારે છે...' આવી આવી વાતો કરતાં જાય હુ' તો પૂરૂં સમજુ'ય નહિ, અને એ તો બોલતા જાય અને જ્યાં હેમદશાના કાંઠે આવિયા (વીરપુરથી એક માઇલ છેટે એક નાની નદી છે) ત્યાં તો મહારાજ મંડયા લથડિયા ખાવા... જાણે હમણાં પડયા કે પડશે



મેં તો મહારાજને કહ્યું 'મા'રાજ જાળવીને હાલો......આ અજાણી ભોમકા છે'

"મા'રાજ તો મંડયા બોલવા માઇ! માઇ...!"

પછી શું બોલ્યા તે હું સમજી નહીં પણ, 'હું ખરચું જાઇને આવું છું'' એમ કહી ઝોળી-ધોકો દઇને વયા ગયા'

મને શું ખબર કે, દગો કરશે આમ માતાજીએ ખુલાસો કર્યો

બાપા કહે, 'અ'તે તમેબાયડીની જાત, એક ફેરે હાથમાં આવિયા હોય પછી મુકીએ? હવે કોણ જાણે કયારે હાથમાં આવશે'

'ઠીક જેવી એની મરજી આપણે બીજુ' શું કરીએ એનું નામ લઇએ અને એના દુખિયાને રોટલા અવરાવીએ બાકી તો સમરથ એ છે'

આમ કહી નારણ અદાએ બાપાની ભગવાને કેવી કસોટી કરી એનું વર્ણન પોતાની ભાષામાં કહી સંભળાવ્યું.

જાણે સ્વચ્છ વહી જતાં ગંગાજીના નીર જેવી નિર્મળ વાણી.

થોડોક વિસામો લઇ નારણબાપા આગળ વધ્યાઃ–

'એક વખત બાપાએ કોઇ સાધુડાને પંદર ધાબળા આપી દીધેલા, બાપા તો એના કાકાની દુકાને બેસે અને જે કોઈ સાધુસંત માગે તે આપી દીએ પણ દુકાનમાં ' બરકત ' તો એટલીને એટલી પણ બાપાની વાંહે એક વાણિયો પડી ગયો હતો.

આખો દિ બાપાની ' ખણખોદ ' કર્યાજ કરે, બીજો ધંધોજ નહિ, બાપા જરાક કાંઇક બોલે તોય ચાડી ખાય.

આવો વાણિયો જો કે અંતે તો નરવંશ (નિવંશ) ગયો એમાં એક દિ, બાપાએ કોઈ સાધુને ઘી–ગોળ આપેલા. પણ ઘી ગોળના છાણા પાણી થઈ ગયા, એતો તમો જાણો છો ને?

મેં કહ્યું 'હા બાપા! એતો બધું સાંભળ્યું છે.' કાંઇક નવીન વાતું કરો!

નારણ બાપા કહેઃ– 'બાપા પાસે ભીમાભી બાપુ નામના દરબાર રહે, ભારે માણસ, બહુજ પવિતર.

આખો દિ જગ્યામાં બેઠાજ હોય, બાપા ઉપર પુરણ શરધા (શ્રદ્ધા) બાપા બોલ્યા એટલે જાણે ' પરભુ ' બોલ્યા એવા શ્રદ્ધાળુ.

એક વખત કણબીના એક જુવાન છોકરાને ઝોળીમાં નાખીને ગામડામાંથી તેના માવતર જગ્યામાં લાવ્યા, ઝોળીમાંથી બહાર કાઢયો ત્યાં તો લીલો કાચ. જનાવર આભડી ગયેલું ( સર્પ કરડયો.)

છોકરાને જોઇ બાપા અને ભીમાભી બાપુ તો રામ... રામ... રામ... ઠાકર... ઠાકર... ઠાકર મંડયા કરવા. કયાંના કણબી હતા એ તો મને અત્યારે યાદ નથી પણ છોકરાનો બાપ તો પોકું મુકી મુકીને મંડયો રોવા અને બાપાના પગ પકડયા બાપા ઉગારે આરો છે, આ કંધોતર પડયો છે અને મારો જીવ કેમ ઊડી જતો નથી એમ કહી ફરી રોવા માંડયો.

બાપા કહે 'પટેલ છાના રીઓ, ઠાકર...ઠાકર... કરો. બાપાને ખાસ એક ટેવ હતી. પોતાને હોંકારો દેવાવાળો સામો જોઇએ. બાપાને 'આવે ટાણે' ત્રણ વખત હોંકારો દેવો જોઇએ પછી ' જાખ ' મારે.

બાપાએ તો લીલા કાચ જેવા થઈ ગએલા છોકરા સામું જોયું અને બોલ્યા કે–

'નારણ! 'હં બાપા!' 'જનાવર આભડે તો ચડે?'

મેં કહ્યું કે–'નો ચડે!'

'નો ચડે ને નારણ!'

ના–નો ચડે બાપા, આમ ત્રણ વખત બાપાએ પૂછી પછી પાસે ભીમાભી બાપુ ઊભા હતા તેને કહ્યું–

'બાપુ! લીઓ ચીપિયો અને ઠાકરનું નામ લઇ જનાવરને ઉતારો.

ભીમાભી બાપુનો નિયમ કે–બાપા સામે વાદવિવાદ ન કરે (અને આજ તો પેટના પડયા (છોકરા) પણ બાપ સામે 'લબલબ' કરતા હોય).

ભીમાભી બાપુએ લીધો ચીપિયો અને ઠાકરનું નામ લઇ છોકરાની માથેથી ત્રણ વખત ઉતારી જમીન ઉપર ચીપિયો પછાડયો.

ત્યાં તો છોકરો આળસ મરડીને બેઠો થયો.

છોકરાનો બાપ તો મંડયો બાપાને પગે પડવા.

બાપા કહે પગે લાગો આ મારા ઠાકરને, આ મારા રામને, જનાવર તો દયાળુ હોય. આતો છોકરાને જરા અડી ગયું હશે, જનાવર વગર વાંકે કોઇને આભડે નહિ અને ભૂલેચૂકે આભડે અને પુરવ જનમનો દશમન (દુશ્મન) ન હોય તો કાંઈ ન થાય, એમ બોલી, બાપાએ મારા સામું જોયું અને બોલ્યા, 'નારણ! જનાવર ન ચડે ને?'

મેં કહ્યું કે–'બાપા નો' ચડે.'

આવા બાપા હતા, એ કાંઇ માણસ થોડા હતા, એ તો ભગવાન હતા ભગવાન.

એક વખત વાહાસહાથી મહિદા ભગત, ટેસો ભગત અને આંબો સુતાર એ ત્રણે ગયા ગંગાજી નાવા, તે દિ કાંય આજના જેવી સગવડ નો'તી, હાલીને જાય, તીરથ કરતા જાય, અને તીરથે જાય એ તો આવે વરસે બે વરસે, એ તો ઉપડયા ગંગાજી ના'વા, અધવચારે જ્યાં જંગલ આવ્યું. ત્યાં તો માથાના ભટકાણા (લુંટારા).

રાખ્યા ત્રણેયને ઊભા અને મંડયા 'ઠોકવા' પહેલાં તો થોડાક માર્યા અને પછી મંડયા લૂંટવા અને લુગડા ઊતરાવવા, ત્યાં મહિદા ભગતે 'ધા'

નાખી કે-'હે જલિયાણ ! બચાવ......બચાવ...ત્યાં મહિદા ભગત આટલું બોલ્યો ત્યાં તો સફેદ ઘોડા ઉપર અસવાર આવતા જોયાં, પંદરેક અસવાર, પલટનના...ટોપાવાળા...



આ જોઇ લુંટારૂ તો એવા ગભરાઇ ગયા કે- આ બધું પડતું મુકીને ભાગી ગયા.

પલટનવાલા તો આવ્યા અમારી પાસે મંડયા પૂછવા પણ ન અમે એની ભાષા સમજીએ, ન અમારી ભાષા એ સમજે, પછી ઈશારાથી બધી વાત સમજાવી, એણે તો મહિદા ભગત વગેરેને હારે લીધા અને ગામ ભેગા કીધા જ્યારે મહિદા ભગત દોઢેક વરસે 'જાતરા' કરીને ઘરે આવ્યા ત્યારે મારી મા મેઘબાઇને વાત કરી કે- 'મેઘબાઈ, જાતરામાં લેર તો બહુ આવી... નાના દુઃખ તો પડે પણ એક વખત 'માથાના' ભટકાણાતા, એ તો મંડયા મારવા, લુંટવા, અને લુગડા ઉતારવા, ત્યાં તો માડી ! મારાથી 'ધા' નખાઈ ગઈ કેઃ

'હે જલિયાણ ઉગાર...ઉગાર...' આટલું બોલ્યો ત્યાં તો ધોળા-ધોળા ઘોડા ઉપર પલટનના માણસો આવી પુગ્યા અને અમને છોડાવ્યા.'

મહિદા ભગતની વાત સાંભળી મારી મા બોલ્યા.

'બેટા ! એટલે બધે છેટે બાપાને દુઃખ ન દઇએ, જો તેને કેવા રૂપ ધરી તમારી વાંહે દોડવું પડયું', બેટા ! બાપાને તો મરતી વખતે સંભારીએ... જનમ મરણના ફેરા મટી જાય. હાલતાં ચાલતાં દઃખ ન દઇએ બેટા ! જલારામ...જલારામ, કરીએ તો આકુટા એ નજરૂ રાખે પણ 'ધા' ન નાખિયે. મારા ભાઇને દઃખ પડે (બાપાએ મેઘબાઇને ધરમની બેન કરેલા)

'મારા મા પણ એવા શ્રધાળુ હતા બાબુભાઇ! બાપાને ભગવાન જ ...' આટલી વાત કરી નારણ બાપાએ ફુલ પધરાવવા પોતે ગંગાજી ગયા ...ા તેની વાત કરીઃ-

પહેલા તો મને કોઇએ હાજ ન પાડી, બધાય કહે' અરે નારણ! ક્યાં ગંગાજી આવ્યા.'

'ત્યાં તું એકલો કેદિ પુગીશ.'

'તારે 'ફૂલ' નથી નાખવા જવું'

'પણ હું તો એકનો બે ન થયો.'

'મારા ગરુના ફૂલ ગંગાજીમાં જો હું ન પધરાવું તો તો મારી જીવાની લાજેને!'

હું તો ઉપડયો. રસ્તામાં હુંટારા જેવા મળે, એને હું તો પહેલેથીજ કહી દઉં કે- 'ભાઇઓ! હમણાં મને કાંઈ કરતાં નહીં હું મારા ગુરુના ફૂલ પધરાવા કાશીએ જાઉં છું.' આવી મારી વાત સાંભળી મને તો કોઈ કાંઈ કનેડે નહિં.

હારે ત્રણસોક રૂપિયા લીધેલા. તે વાંસળીમાં ભરી કેડયે બાંધી લીધેલી, અને સામાનમાં એક પોટલું, અને હાથમાં મોટી ડાંગ રોજ કપાય એટલો પંથ કાપું, રાતનો મઝાનો સુઇ રહું અને દિવસનો પંથ કાપું, એમ છ મહિને કાશી પુગ્યો, ત્યાં જઈ મારા ગરુના ( જલા બાપાના ) ગંગાજીમાં ફૂલ પધરાવ્યા. અને ત્યાંથી જ્યાં ભગવાને મોટો ડુંગર તોળ્યો છે (ગોવર્ધન પર્વત) ત્યાં પણ જતરા કરી આવ્યો એમ મેં તો ભાઈ મારૂં જીવતર સારથંક કર્યું છે.

આટલી વાત કરી, નારણ અદાએ મને પૂછયું કે- 'ભાઇ કેવું ટાણું થયું' મેં કહ્યું કે- 'બાપા પાંચ વાગ્યા છે, હજુ તો વાર છે. હજુ તો આપણે ફોટા પડાવવા જવું છે, ઉતાવળ કાં કરો?'

નારણ બાપા કહે- 'ભાઇ, ફોટા શેના! શું કરવા પડાવવા છે! શું કરવા ખરચો કરો છો'

મેં કહ્યું કે- બાપા! જલાબાપાની ચોપડી છપાય છે તેમાં તમારો ફોટો છપાવવો છે.'

બાપા કહે, 'મારો ફોટો ન છાપો અને બાપાનો છાપો તો!'

મેં કહ્યું કે- 'બાપાનો ફોટો તો છપાશે પણ આ વખતે તો તમારો ફોટો પણ છપાવવો છે.' એમ કહી નારણ બાપાને મેં પહેલી આવૃત્તિમાં છપાયેલા બધા ફોટા દેખાડયા.'

બાપા આ બધા ફોટા જોઇ રાજી થયા. અને બોલ્યા કે- વાહ... ભાઈ...વાહ ! ભારે કામ કર્યું તમે તો ! આટલા બધા ફોટા કેદિ' તૈયાર કર્યા' એમ કહી બાપાનો ફોટો ઘણીવાર જોઇ મરક-મરક મંડયા હસવા, અને બોલ્યા.

'ભાઈ! બાપા તો શરીરે 'હરવા' હતા હો ! હું તો બાપા જ્યારે લેરમાં આવી ગયા હોય અને હાથમાં કરતાલ લઈ ભજન કરતા હોય અને હું તબલા વગાડતો હોઉ અને મનેય 'ટેસ' ચડી જાય એટલે હું તો તબલા પડતા મુકી ઉઠી કાઢી બાપાને તેડી લઉ અને મંડુ 'ફેરફુદરડી' ફરવા.

'બાપા કહે, વાહ મારા ચેલકા...વાહ મારા ચેલકા...' એમ કહી બાપા મારો વાંહો થાબડે.

મેં નારણ બાપાને પૂછયું કે- 'બાપા ! જલાબાપા કડિયું પે'રતા તે કેવું પહેરતા.

નારણ બાપા કહે- 'બાપા તો નીચે ઘાટે હતા...નહીં દુબળા...નહીં જાડા... ગોઠણ સુધીનું અંગરખું પહેરતાં...અને નાની એવી ધોતડી પે'રતા માથે મોટી પાઘડી બાંધતાં...એક ગાલે લાખું હતું...એક હાથમાં લાકડી રાખતા... આખો દિ રામ...રામ...રામ...કર્યા કરે. કોઇ નોકર ચાકર કામ કરે કે ન કરે...ન કોઇને ધખે કે વઢે...બહુ થાય તીયારે એટલું કહે કે.

'ભાઇઓ ! આ તો સુંડિયાનો માલ છે. હકથી ખાજો તો પચશે નહીંતર અણહકનું નહિ જીરવાય.' બીજું ન કાંઇ કહે કે કારવે.

અને બાપાનું મને વચન છે કે-તું તારી હકની કમાણી ખાઇશ,

એટલે આ ઉંમરે પણ મને 'બસો' રૂપીઆ મળે છે, હું તો અત્યારે એય મઝાનો જીવાભાઇ દરબારની ડેલીએ બેસું છું, દરબાર મઝાના છે. મારાથી થાય એ કામ કરૂં અને એના ઉતારાનું ધ્યાન રાખું અને જલારામ... જલારામ...જલારામ...કર્યા કરૂં.

એમ કહી બાપાએ કહ્યું કે- ' ભાઇ હું તો સુરતેય ન જોવરાવું...અને વારકવારમાં પણ ન માનું...હું તો જે કામ કરૂં તેમાં પહેલાં જલારામનું નામ લઉં.

ખેતરમાં ઓરણી કરીએ તોય જલારામનું નામ લઇએ, અને હાંટો બાંધીએ તોય જલારામ...જલારામ...કરીએ અને છાનુમાના જલારામ... જલારામ...મનમાં મનમાં કરીએ તો કાંઇ કોઇ ધોકા સાંભરે. આમ બાત પૂરી કરી બાપાએ કહ્યું કે-

'ભાઇ! હવે અમે રજા લઇએ !'

મેં કહ્યું કે- બાપા ! એમ જવાય! હજુ ફોટા પડાવવા જવું છે '

એમ કહી બંને બાપાને મોટરમાં લઇ ગયો ફોટોગ્રાફરને ત્યાં.

ત્યાં જઇ બાપાનો ફોટો પડાવ્યો અને ત્યાંથી લઇ ગયો પંચનાથ દર્શન કરવા

પંચનાથ મંદિર જોઇ, બધાય દેવને ભક્તિ ભાવથી પગે લાગી બહાર પંચનાથના ચોકમાં એક મહારાજ કથા વાંચતા હતા અને વૃદ્ધ બહેનો અને ભાઇઓ જે બધા કથા સાંભળતા હતા તે બધાને નારણ બાપાએ છેટેથી હાથ જોડી રામ રામ કર્યા અને મને કહ્યું કે-

'ભારે મંદિર છે હો ! આપણે આવું બાપાનું મંદિર બનાવ્યું હોત તો !'

મેં કહ્યું કે 'બાપા ! એ પણ થઈ રહેશે જ્યારે 'એની' પ્રેરણા થાશે ત્યારે મોટું મંદિર અને મોટો ચોક બનશે

નારણ અદા બહુ રાજી થયા

'તો હાંવ ભાઈ! મઝાનું મંદિર હોય ..મોટો ચોક હોય ..રાસ લેવાતી હોય...અને ઢોલિયા માથે મારો 'બાપ' બેઠો બેઠો જોતો હોય-કેવું મારૂં લાગે!' આમ અંતઃકરણપૂર્વક પોતાનો ભક્તિભાવ દેખાડી, બંને બાપા અને હું આવ્યા ઘરે

ઘરે આવી મેં ગોમટાવાળા આણંદબાપાને પૂછયું કે- 'બાપા ! તમે તો કાંઇક વાતું કરો !'

આણંદ ભગત કહે કે- 'શુ વાત કરૂં ! આ નારણ બાપાએ જે જે વાતો કરી તે બધી સાભળી, બાપા તો સાક્ષાત પ્રભુ જેવા હતા વચન સિદ્ધ હતા, બાકી બાપા દેવ થયા ત્યારે હું ૧૨ વર્ષનો હતો, આણંદ ભગત તો કડીબધ મંડયા વાતો કરવા, કારણ કે પોતે ભણેલા, હોશિયાર અને કાંઈક આજુ જમાનાને જાણનાર એટલે એ તો મંડયા કહેવા

'જુઓ ભાઈ! બાપાના પરચા તો અનેક છે, થોડી રસોઇમાં ઝાઝા માણસ જમતા એ તો 'ભ્રમત વાત' અને બાપા તો સાચોસાચ અંતર્યામી '

'સોઢિયાનું વહાણ ડુબતું હતું તે, એક બેડુ સાથે બાવળ પડયો હતો તે, નદીના વહેન બદલાતા તે, મરેલાં પંખી જીવતા થયા તે, બધા પરચા મેં તમારી ચોપડીમાં વાંચ્યા છે, એટલે વિશેષ શું કહું ! પણ બાપાના

બાપાએ કહ્યું કે–'કેટલા ભારમાં થાય !'

'આ આઠ આની ભારનું છે,'

'આ લ્યો રૂપિયા, એક તોલા સોનાના મને પણ બનાવી દેજો, ભલે જે બેસણું હોય તે બેસે."

એમ કહી પોતાની ડોકમાં સોનાના પારાવાળી જે હીરા સાંકળી હતી તે મને બતાવી કહ્યું કે 'જન્માષ્ટમી પહેલાં બને તેમ કરજો. લ્યો હવે રજા લઇએ ગોવિંદરામ!' એમ કહી ગોવિંદરામને ઊઠવાની ઇશારત કરી.

પછી મેં તો ફરી નારણબાપા સામે હાથ જોડયા, અને બોલ્યો 'બાપા ! હું બહુ રાજી થયો.'

'આજે તો સ્વાતંત્ર્ય દિનની ખુશાલી છે, અને તેમાં તમો મારી ઘરે આવ્યા.'

નારણઅદા કહે–'હાંવ ભાઇ રાખો. જલાબાપા, જલાબાપા કરો આ બધો એનો પરતાપ છે એ બધાને સાજા નરવા રાખે અને સુખી રાખે.'

આમ કહી બધા મોટરમાં બેઠા. મેં નારણઅદાને કહ્યું કેઃ

'બાપા! પણ તમો વીરપુર કેમ આવતા નથી! આ કેટલા વરસે વીરપુર આવ્યા, તમારે તો વરસે વરસે વીરપુર આવવું જોઇએ ને?'

બાપા કહે- 'ભલે ભાઇ આવીશ! પણ અમે ન આવીયે તોય તમારા રસોડાની ગંધ તો આવતી હોય !'

'ગિરધર બાપાના રોટલાના ટપાકા ત્યાં સંભળાતા હોય! અને ગોવિંદરામ આવે ત્યારે વાતું કરે એ સાંભળીને અમારા કાળજાં ઠરીને હિમ થાય!'

'વાહ જલિયાણ! તારી વાડી કેવી સાચવી રહ્યો છે,' આવી આવી વાતો કરી પછી બાપાને પગે લાગી મેં હાથ જોડયા અને બાપા સામું જોયું ત્યાં તો બાપાની આંખો ભીની થાતી હોય એમ લાગ્યું.

મારા મનમાં થયું કે વાહ બાપાના દેસ્તાર..." ત્યાં તો મોટર ભોં...ભોં...કરતી ઉપડી ગઇ.

જય જલારામ.

---

'ગામમાં કોઇ માણસની માથે વપત પડે તો આખું ગામ પડખે ઉભું હોય. અને આજે ?

'આજે તો એવી એવી વાતો સાંભળીએ છીએ કે, આ વાતો સાંભળીને એમ થાય કે, હવે તો મારો વાલો અમને બોલાવી લીએ તો સારૂં આ રાજ પલટો તો જુઓ! રાજાઓ ચપટી વાગે ત્યાં 'ઉડી' ગયા. આવું તો કાંઇ બનતું હશે? રાજાઓ તો આ 'પથવી' ( પૃથ્વી ) ઉપર હાલ્યાજ આવે છે. ત્યાં વાત વાતમાં 'ઉડી' ગયા'

આ રીતે રાજા 'ઉડી' ગયાનો અફસોસ કરી પાછા બોલ્યા કે, 'પણ ભાઇ! એના પાપ ઓછા નોતા હો! મારા દીકરાના દીકરાને ઢાંઢાએ પાટુ માર્યું અને દીકરો મરી ગયો. એક તો અમારી ઘેર મરણું. અમે તો સૌ રોકકળ કરીએ છીએ ત્યાં તો દરબારનો પસાયતો આવ્યો અને દરબાર પાસે તેડી ગયો.'

દરબારે કહ્યું કે, 'પટેલ, તમે તમારા દીકરાને મારી નાખ્યો છે, માટે તમારા ઉપર ખુનનો આરોપ આવશે, એમ હમણાં ફોજદાર મને કહી ગયા છે.'

મેં કહ્યું કે 'અરે બાપુ! આપ આ શું બોલો છો! કાંઇ પંડના દીકરા કોઇને દવલા હોય તે મારી નાખે! આવું કાં બોલો બાપુ!' પણ બાપુને તો આવું કહી રૂપિયા પડાવવા હતા, એટલે ભાઈ,' દરબારે તો એક હજાર રૂપિયા અમારી પાસેથી કઢાવ્યા. અમે ક્યાં જઇએ!'

'આવા આવા દુઃખ દરબારૂએ દીધા એટલે મારા નાથે એનો પણ વારો કાઢયો. ભાઇ! કોઇને દુઃખ દેવા એ કાંઇ થોડું સારૂં છે?'

'ઉપરવાળો તો નોંધી રાખતો હોય ને!'.

આ રીતે બાપાએ આપવીતી કહી. છતાં દરબારો પ્રત્યે નહિ ઝાઝો રોષ કે વેર ભાવના, વાત વાતમાં ફરી ફરી કહેતા જાય કે, 'અરે બચાડાના બાપદાદા કેવા ભલા હતા! પણ આ તો વખત ન વરતીઆ, છતાં ભાઈ રાજા એ તો રાજા, બધાય રાજા સરખા નોતા, પણ આ તો સુકા વાંહે લીલુંયે બળી ગયું અને બચારા અત્યારે બેઠા બેઠા બગાસા ખાય છે.

મેં કહ્યું 'બાપા! બગાસા તો ખાતા નથી મઝાના સાલિયાણા ખાય છે.'

સવજી બાપા કહે કે, 'જે ખાતા હોય તે ભલેને ખાય પણ આગલી મોજું હવે થોડી આવે!'

મેં કહ્યું, 'હા એ વાત સાચી! આગલી મોજું ન આવે.'

આ વાતો થતી હતી ત્યાં બીજા બેચાર પટેલિયા બેઠા હતા તેઓ પણ 'ઉકળાટ' કરવા લાગ્યા. તેમને સવજીબાપાએ વાર્યા કે 'ભાઇ ઝાઝું ન બોલીએ. બોલવામાંથી તો આજે ગામડામાં ધીંગાણા થાય છે. માટે છબ તો જશ હાથમાં રાખીએ, આ રાજાઓ ગયા એ કંઇ થોડી આપણી બહાદુરી હતી! આપણે તો એના એજ છીએ પણ સૌ સૌના પાપે સૌ ભાંગી પડે છે. એમાં મલકાઇ ન જવું. આવી રીતે રાજી થઇએ તો ભગવાન આપણને નડે. માટે આપણે જે વખત પ્રમાણે વરતશું તો ભગવાન રાજી રહેશે નહિતર એ મારો વાલો કોઇને છોડતો નથી.'

આ રીતે બાપા તો પોતાના દુઃખની વાતમાંથી રાજકીય બાબતમાં ઉતરવા લાગ્યા. એટલે મેં કહ્યું કે 'બાપા, એ તો જે થવાનું હતું તે થઇ ગયું અને ભગવાને જે નિર્માણ કર્યું હશે તે બનશે પણ જલાબાપાની તો કાંઈ વાતો કરો?'

'શું વાત કરૂં ભાઇ!'

મેં પૂછયું, 'બાપા! જલાબાપા સ્વર્ગે સિધાવ્યા ત્યારે તમે કેવડાક હતા?'

બાપા કહે, 'ભાઈ! હું તો જુવાન હતો. જગ્યામાં એમને એમ આવતો કારણ કે મારા બહેનનું અહીં સાસરૂં. એટલે પીહરિયાથી અલેલાં લઇને મારા બાપ મને મોકલે, વારપરબે મોકલે. જગ્યામાં બાપા પાસે હું એમને એમ આવું એટલે બાપા તો હજુ મને નજરે આગળજ તરે છે.'

'બાપા તો બાપાજ હતા. બાપાને સાધુડા સાથે બહુ પ્રીતિ. સાધુ દીઠયા એટલે જાણે ગોળનું ગાડું મળયું. સાધુડાને દેખે ત્યાં તો અંગે અંગ મંડે હરખાવા. કોઇ સાધુડાને જમાડયા વગર જવાજ ન દીએને? અને અમને પણ અપવાસ કરવા ન દીએ.'

'અમે જગ્યામાં આવીએ અને અગીઆરસનો કે આઠમનો કે કોઈ વાર પરબનો અપવાસ હોય અને બાપા કહે 'હાલ સવજી રોટલા ખાવા!'

અમે કહીએ કે 'બાપા! આજે તો અપવાસ છે,' તો કહે કે 'અરે ગાંડાભાઇ અપવાસ તે હોય! ખાઈ લે. અને તેનો કાંઇ દોષ લાગે તો

મારી માથે ભસ હાઉં! તું આ અને તેનો કાંઇ દોષ ભગવાનના ઘરથી લાગે તો તેનો બધો દોષ મારી માથે'

એમ કહી ફરી બાપા તો આગ્રહ કરે ને પરાણે જમાડે

'ટુંકમાં પોતાની ઝુંપડીએથી કોઇને જમાડયા વગર પાછો જવાજ ન દીએને!'

અને નહિ લાંબી પંચાત, ન ઝાઝું બોલવું. જે કાંઇ કહો તેની હા. રામ-રામ કરે અને સાધુડા દેખે એટલે થઇ રહ્યું, આવા બાપાના કામ

કોઇ નોકર-ચાકર કામ કરે કે ન કરે તો પણ કાંઇ બોલવુંજ નહિને! બહુ થાય ત્યારે એટલું કહે કે- 'ભાઇઓ! આ તો સુડીઆનો માલ છે હકકથી ખાશો તો પચશે, નહિં તો આ માલ જીરવાશે નહિં બાકી લાંબી વાતચીત જ નહિ ને રામ... રામ... ઠાકર... ઠાકર... કરવું' અને આવે એને રોટલા ખવડાવવા આ સિવાય બીજું ઓછું જાણે

ભાઈ બાપાની તો મંડી માનતા હાલવા, તેમ બાપા તો મંડયા રોટલાની 'રમઝટ' બોલાવવા અને સાધુડા તો મંડયા 'જે' બોલાવવા પણ બાપામાં કાંઇ કોઈ વાતનો થોડો પોરહ છે? એ તો ઠાકર સામે હાથ જોડી અને ઠાકર, ઠાકર કરે

તમને તો કયાંથી ખબર હોય પણ બાપા અને વીરબાઇમા જાય મજુરી કરવા આ વખતે તે વાલજી કાકાથી જુદા થયેલા ભગવાને હજુ પારખું નોતું લીધું તે પહેલાંની વાત છે



બાપા અને મા જાય મજુરીએ ખેડુતોને ખેતરે જાય ને મોલ લણવા માંડે ખેડુ કહે કે,

'ભગત હવે રેવા દયો. હવે દાણા! પાથરો પછેડી'

પણ બાપા કહે, 'બાપલા એમ અણહકનુ ન લેવાય મે'નત તો કરવી જોઇને?'

આમ પરાણે કામ કરે અને સાંજના જે દાણા મળે તેની ભારિયું બાંધી ઘરે આવે રસ્તામાં કોઇનું ગાડું મળે અને ખેડુત કહે કે 'ભગત આ ભાર ઉપાડીને હાલ્યા જાવ છો તો હાલોને આ ગાડું ખાલી વીરપુર જાય છે તો બેસી જાવને! 'પણ બાપા બેસેજ નહિં અને કહે કે, 'બાપલા! આ ઢાંઢા બીચારા જીવને શા માટે દુઃખ દેવું? અમે તો હાલ્યા જાશું.'



'એમ બાપા કોઇના ગાડામાં ન બેસે ને ન ઉતારે માથેથી ભાર અને આજે?... આજે તો સુતા બેઠાં ખાવા મળે તો કોઇને હાથ પગ હલાવવા નથી એવો કળજગ આવી ગયો, મારા ભાઇ!'

'પણ ભાઇ, આવા આવા દઃખ વેઠી બાપાએ સદાવ્રત આપ્યા તો જુઓ આજે એનો પ્રતાપ! નહિતર જુનાગઢ નવાબ અને બીજા રાજ-રજવાડા બાપાને વિનતિ કરતા હતા કે, 'ભગત! અમારા રાજમાં હાલો, ગીરાસ માગો પણ બાપા કાંઈ ઘેલા માણસ હતા એતો માણસના રૂપમાં ભગવાન હતો ભગવાન ભાઈ! એને વળી ગામ કેવા ને ગીરાસ કેવા! તો જુઓ આજે ગિરધરભાઈ (ભગતબાપા) કેવા સુખી છે! છે કાંઇ ઉપાધિ! નહિતર આજે તો તમે જુઓ છો ને? ધરાઇને ધાન ન ખાવા દેત અને ગિરધરભાઇ મુંઝાઇ જાત અને જમીનના ગુંચવાડામાં પડી જાત તો એનો ધરમ ચુકત પણ મારો બાપો કેવો નજરૂંવાળો છે કે, 'ગામ ગીરાસ સામે નજરૂં પણ ન નાખી ત્યારે આજે ગિરધરભાઇ સુખેથી રોટલો ખાય છે અને ખવરાવે છે

અને જુઓ આજે ૧૦૦ વરને પણ બાપાનો પીપળો કેવો લીલોછમ છે!

મેં કહ્યું કે, 'બાપા પીપળો તો લીલોછમ હોય જ!'

શવજી બાપાએ જવાબ આપ્યો કે, 'ના ભાઈ! ના, એમ નથી હેતો પણ આ પીપળો તો જલાબાપાએ પોતે પોતાના હાથથી રોપેલો છે પોતે રોજ ઠાકર સેવા કરીને પીપળાને પાણી રેડતા.'

એવી રીતે પોતાના હાથથી આ પીપળો ઉછેર્યો છે

તે પછી તો બાપા ચેકુંડમાં ગયા અને વાંહેથી હરિરામ બાપાએ પાણી પાયું.

હરિરામ બાપાએ ગામતરું કર્યું એટલે વાંહેથી સોંધીમાએ પીપળાને પાણી રેડયું.

સોંધીમા પછી આજે ભગત મહારાજના વહુ (મોટા બા) પીપળાને પાણી રેડી પગે લાગે છે. એટલે અમો તો જગ્યામાં પગ મુકીએ 'ત્યાં પીપળા સામું' જોઇએ. પીપળો લીલો લાગે એટલે અમારી છાતી ઠરે. જગ્યાની હાલની વ્યવસ્થા જોઇને અને ગામના માણસો વાતું કરે છે તે સાંભળીએ ત્યાં તો અમારા આનંદનો પાર ન રહે. નહિતર ભાઈ, આ હળાહળ કળજગમાં માણસો કોઇને માને? પણ મારા બાપલાની લાકડી ફરે છે ત્યાં તો જગ્યામાં ધાનના ઢગલા થઈ જાય છે. આજે જ્યાં માણસોને ખાવાના સાંસા છે ત્યાં ગિરધરભાઇ જુઓ તો ખરા કેવી રીતે સદાવ્રત આપે છે. અને મેમાનોની સગવડતા સાચવે છે! અમો તો આ જોઇને રાજી રાજી થઇએ છીએ કે......

'વાહ! બાપા! તારી લીલા તો અપાર છે. એમ ભાઇ આ પીપળાની છાયામાં અહિં જ સરગ (સ્વર્ગ) છે.'

માણસ પીપળાના દર્શન કરે અને જગ્યાના ગોળાનું પાણી પીએ ને થડા રાખે તો એના દઃખ માતર મટી જાય, બીજી તો શું વાતો કરું?'

## મારો બાપ લાકડીવાળો કેવો જાગ્યો છે!
## 'બાપાની જગ્યામાં માનતાઉં હાલી જ આવે છે!'

આવી રીતે સવજીબાપા પોતાના સંભારણા રજુ કરતા હતા ત્યાં વચમાં જેરામબાપા બોલ્યા 'ભાઈ! બાપાની તો શું વાતો કરવી તે તો ભગવાન રૂપજ હતા. શરીર તો જાણે મખમલ જેવું સુંવાળું. મજુરી કરતા પણ હાથને જ્યાં અડીએ ત્યાં તો સુંવાળા સુંવાળા હાથ.

જાણે મખમલને અડીએ એટલી સુંવાળપ! અને માતાજી વીરબાઇ મા તો વીરબાઈ મા જ, એની તો વાત જ ન થાય. સતી પણ ખરા સતી!

ભાઈ અમને તો આજના માણસના 'દલડા' દેખી થાય છે કે, આ તો માણસ છે કે જનાવર! પણ આજના માણસ કરતાં તો આગળના જનાવર પણ સારા હતા.

'આજ તો સ્મશાનમાં 'ચે' બળતી હોય અને ઘરે ચાંદલા થાય.'

'ચે ન ઠરે ત્યાં તો ચાપાણી પીવા માંડે અને પાંચ છ દિવસ પછી તો જાણે કાંઇ બન્યું જ નથી એમ મંડે ધંધો કરવા.'

પણ અગાઉના જનાવર પોતાનું વાછડું મરી જતું તો તે દિ મોઢામાં તરણું નો નાખતા.

'ચકલીનું બચ્ચું મરી જતું તો ચકલો–ચકલી થોડા દિ ઝુરતા.'

'શેરીમાં કુતરૂં મરી જતું તો શેરીના માણસો દિલગીર થતા.'

'અને આજે તો માણસ, માણસનો કોઇ ભાવ પુછતું નથી. અને ભાઈ મને એક આ નથી ગમતું!'

મેં પૂછયું કે 'શું બાપા!'

બાપા કહે કે, 'મને કોક કેતું તું કે, દવારકાવાળાને 'અભડાવવા' સરકારે દુવારકામાં થાણું નાખ્યું અને પરાણે પરાણે ઢેઢને મંદિરમાં ઘાલે છે. તો ભાઈ આ મને ગમતું નથી. ઢેઢનાં રદયામાં પણ એજ છે એ વાત સાચી, પણ આચાર વિચારનો ફેર તો પડે હો ભાઇ!'

'ઢેઢને દર્શન કરવા હોય તો ભલે કરે, પણ પરાણે સરકાર જે આ કરાવે છે તે મને નથી ગમતું એમ તો ઢેઢમાં પણ કેવા કેવા ભગતો થઇ ગયા છે કે જેનું નામ લેતાં 'પવિતર' થઇએ પણ આજે તો કોણ જાણે શું થાવા બેઠું છે એની ખબર પડતી નથી.'

મેં આશ્વાસન આપ્યું 'ધોખો કરોમાં બાપા! એ પણ 'હરિ'ના જન છે અને આપણે પણ 'હરિ'ના જન છીએ. ફેર તો જેટલો રાખીએ એટલો રહે. પણ બધું જમાના પ્રમાણે હાલે.'

બાપા કોચવાતા દિલે બોલ્યા.

'ભલે ભાઈ! જેવી મારા વાલાજીની મરજી.'

## 'મારો રામ રાજી નહિ હોય'

મને ઝાઝી ખબર નં પડે પણ હું એટલું જાણું છું કે, મારો રામ રાજી હોય તો કાંઈ દાણાની આવી મોંઘારત હોય! આજે ક્યાં દાણાં કોઠીઓમાં (પેટીઓમાં) હોય છે ત્યાં અગાઉ ઘરમાં કોઠીઓ ભરી રહેતી.

રૂપિયાની ચાર મણ જાર...રૂપિયાનો એક મણ બાજરો...ત્રણ અરધાના ક મણ ઘઉં...અને ઘી? ઘી તો રૂપિયાનું સાડાત્રણ શેર...અને ગોળ!

ગોળ તો કાંઇ મીઠો...કે ન પુછો વાત. બે ત્રણ રૂપિયાનો મણ એક મળે, અને દુધ! દુધ તો કોઇ વેચે જ નહિ... ઘરે ઘરે દુઝાણા હોય...ઘરે ઘરે દાણાની કોઠિયું ભરી હોય...અને મેમાનને દેખે ત્યાં તો મ'દે શરીર હરખાવા. અને મેમાનને આઠ દસ દિ રોકયા વગર ખસવાજ ન દીએને!...અને આજે?

'આજે તો છાસું વેંચાય છે!...આજે તો દુધમાં હાંડા મોઢે પાણી રેડાય છે...અને ઘી તો ખોટા...ખાવાના ખોટા...બોલવાના ખોટા... અને ચીઠિયું કઢાવો ત્યારે ખાવાનું મળે!...મેમાનને દેખે ત્યાં મોઢું સ'તાડે... કોક ભાગ્યશાળીને ઘરે આજે મેમાનને હેતથી ઉજળે મોઢે રોટલો મળતો હશે નહિતર તો મેમાનને ચા પાઇને જ વળાવી દીએ.'

'અને ભાઇ અગાઉ કાંઇ ચા પીતા હતા.'

'સૌ સવારના પોરમાં દુધ, ઘી, માખણ રોટલાથી શિરામણ કરે. અને ઘરે ઘરે લીલા લહેર હોય! અને આજે?...'

'આજે માણસોમાં વિદ્યા વધી છે, જ'તર મ'તર વધ્યા છે. કહે છે કે- એક ગોળો નાખે ત્યાં તો શહેરના શહેર સાફ થઇ જાય એવા બલુન થયા છે, મોટરો થઈ છે. મજાના નાટક-સિનેમા, રેડિયા થયા છે અને કોક કેતું હતું કે-વિલાયતમાં ૨૫-૨૫ માળના મકાનો છે! અધર-ધરતી ઉપર અને ધરતીની અ'દર ગાડિયું અને બલુન ઉડે છે. એવા આજના માણસે કારહા કર્યાં છે. પણ દાણો કયાં? બધાય અવગતિયા અને બધાય મરૂં મરૂં કરતા હોય.'

'રાજાની રાણીઓ પણ ઘી વેચે છે ને એમાં વેજીટેબલ નાખી દે છે.'

અરે પરજાની કયાં વાત કરવી? મને તો કોઇ એમ કહેતું હતું કે, રાજાની રાણીઓ પણ હવે ઘી વેંચે છે અને એમાં વેજીટેબલ નાખી દીએ છે, અને બકાલા વેંચે છે અને દાણા જોખી જોખીને રાંધે છે! થઇ રહ્યુંને ભાઇ! આપણે તો ઠીક પણ રાજા તો દેવરૂપ ગણાય. એવા રાજાની પડખે રેનારી રાણીઓ પણ કેવા ધ'ધાએ ચડી ગયું. આનું નામજ કળજુગ.

'નહિતર કાંઈ રાજાના રાજ જાય અને પ્રજા આજે દાણા માટે તલસતી હોય!'

'અરે ભાઇ, મને તો આજના માણસના મોઢાજ વચીતર (વિચિત્ર) લાગે છે,'

બોલે છ તો જાણે મડદાં બોલે છે.'

'હાલે છે તો જાણે મરૂં-મરૂં હાલે છે, અને છાતિયું તો નહિં જ, વાંકા વાંકા હાલે.'

બચારા આજના માણસ પણ શું કરે?

'ખાવાના જ ખોટાં તેમાં તે પણ શું કરે. એટલે અત્યારનો જમાનો જોતાં મારો રામ રાજી નથી, એમ લાગે છે નહિતર આવું તે હોય?'

## રોટલાના ટપાકા.

છતાં પણ આ જોઇને મને સંતોષ થાય છે. ( એમ કહીને જગ્યામાં માનતા કરવા આવેલા ભાઇઓ અને બહેનો તરફ આંગળી ચીંધી ) કે, આજના માણસોમાં થોડી ઘણી પણ શ્રદ્ધા વધતી જાય છે. ભગવાનને માનતું થાતું જાય છે. આ જુઓ ક્યાં ક્યાંથી માણસો અહિંઆ દર્શન કરવા આવ્યા છે. કોઇ નાળિયેર વધારે છે...કોઇ સાકર ધરે છે...કોઇ રૂપિયા ધરે છે...કોઇ મોટરમાં આવે છે...કોઈ રેલગાડીમાં આવે છે...કોઈ ગાડામાં આવે છે...કોઇ ખટારામાં આવે છે... અને આ ગિરધરબાપા પણ કેવી સગવડું સાચવે છે, કેવા પ્રેમથી રોટલા ખવરાવે છે!

'આ તો આખો દિ હાલતો જ હોય...કેવા મજાના ઓરડા કર્યા છે!... બાઇ હું તો આ જોઇને ધરાતો જ નથી...મારો બાપ લાકડીવાળો કેવો જાગ્યો છે!...ક્યાં ક્યાંથી માણસો મોકલે છે...કેવો ચમત્કાર!...અને સાંજના જગ્યામાં ઠાકરની આરતી ભજનની ધુન અને બહેનો દીકરિયુંના મોઢેથી બોલાતા ધોળ, પદ અને રામાયણ સાંભળી મારૂં તો હ્રદય નાચે છે કે, વાહ બાપા તેં પણ ગિરધર મહારાજને કેવી સારી બુદ્ધિ આપી છે કે તારા થાપેલા દેરે હાલ્યા આવે છે.'

'નથી ચોકઠ... નથી ઢોળ... અને જે આવે તેને રોટલો ખવરાવ્યા સિવાય જવા દેતા નથી. આ બધું રોટલાનું જ પુન્ય છે હો બાઇ! ટીલા ટપકાં કરે અને શાસ્તર ભણ્યે ભગવાન આવતો હોય કે ન આવતો હોય એ તો જાણે, પણ રોટલાનો ટપાકો સાંભળીને તો ભગવાન આવે જ હો બાઇ!'

આ બંને બાપાની વાતો સાંભળી આફ્રિકાથી, રાયપુર, (સી. પી)થી, ભાવનગરથી, રાજકોટથી જે જે બાઇઓ બાપાની માનતાએ પગે લાગવા આવેલા, તે આ ઢોંગ વગરના ચોખા મન ને છળકપટ વગરની વાણી સાંભળી આમજનતા માણસોના પવિત્ર હ્રદય તરફ જોઈ જ રહ્યા અને જલાબાપાને નજરે નજર જોનાર એવા આ વૃદ્ધોને સૌ પગે લાગવા મંડ્યા.



સવજી બાપા. (દેહાંત સને ૧૯૫૩)

જલાબાપા મજુરી કરતાં.......
અને દાણા ભેગા કરી આ સદાવ્રત ચાલુ કરેલ છે.

તા. ૨૬-૫-૫૧ ને શનિવારના રોજ, મારા નિયમ મુજબ જ્યારે હું વીરપુર ગયો ત્યારે ભગત બાપાના નાના ભાઈ શ્રી વજુભાઇએ મને કહ્યું કે, 'બાપાના વખતના હજુ બે બાપા પીઠડિયામાં છે. એક હેરામબાપા... અને બીજા સવજી બાપા...મળવું હોય તો હવે તમે જ્યારે ફરી પાછા વીરપુર આવો ત્યારે કહો તો બોલાવી રાખું.'

મેં કહ્યું કે 'એમાં પૂછવાનું હોય વજુભાઇ! જરૂર આવતા શનિવારે બોલાવી રાખજો.'

તા. ૯-૬-૫૧ ને શનિવારના રોજ હું વીરપુર ગયો ભગત મહારાજે પીઠડિયાથી બંને વૃદ્ધ પુરૂષોને બોલાવેલા. બંને વૃદ્ધોને હું મળ્યો. પગે લાગ્યો, અને ખુશી સમાચાર પૂછયા.



જેરામ બાપા

મેવજી બાપા ઉંમરના પ્રમાણમાં મજબૂત અને ઉંચે કાંઠે -અને જેરામ બાપા કંઇક નીચે કાંઠે અને સહેજ ખખડી ગયેલી કાયા.

બંને બાપાને મેં કહ્યું કે:-'બાપા તમો તો ભાગ્યશાળી છો કે તમોએ જલાબાપાના દર્શન કર્યા છે, અને આજે લગભગ ૧૦૦ વર્ષ થવા આવ્યા છતાં તંદુરસ્ત છો કેટલા જમાના જોયા બાપા? આજે તમને આ બધું નવું નવું લાગતું હશે નહિ બાપા?'

સવજીબાપાએ હસીને કહ્યું કે, 'હા ભાઇ નસીબદાર તો ખરાજ ને? પણ હવે આજનો જમાનો જોઇ મનમાં કાંઇનું કોઇ થઇ જાય છે જુઓને આ ગોધારત કેટલી છે? માણસના દલડા કેવા બદલાઇ ગયા છે? કોઇ કોઇનું નથી અને અગાઉ......!'

'અગાઉ તો ભાઇ માણસો હતા...કેવા માયાળુ! કેવા ભલા! એના કેટલા દાખલા આપુ?'

# 'ગાડા ભરીને મીઠાઈ'

સવજી બાપાએ ફરી શરૂ કર્યું કે, જલાબાપા, હરિભાઈને કહેતા કે 'હરિભાઈ! તમારે ઉગમણી દશ માથે લેણું છે. જેટલો ખરચો રાખશો એટલો મળી રહેશે.' એ યાદ કરીને સવજીબાપા મને પુછવા લાગ્યા કે 'આ બધા ભાઈઓ આવ્યા છે એ ઉગમણી દશના છે ને?'

મેં કહ્યું કે 'બાપા આજે તો જલાબાપાના નામનો ડંકો વાગે છે, ચારે દશામાંથી માણસો આવે છે' આ સાંભળી સવજીબાપા વધુ રાજી થયા અને ફરીને બાપાના પીપળા તરફ નજર નાખી

'એમણે કહ્યું કે 'ભાઈ હું તો અહીં એમને એમ આવું' એમ મેં તમને કહ્યું પણ ત્યારે આ વીરપુર આવડું મોટું નોતું.'

'તે ધીરે ધીરે ઘાંસોટી લાગતી ગઈ તેમ લીલા ઝાડ કપાતા ગયા અને માણસો વસવા મંડયા.'

'જલાબાપાની પછવાડે હરિભાઈએ મોટો મેળો કરેલો. લાખક માણસ ભેગું થયેલું અને લાડવા ગાંઠિયાના તો કોઠારો ભરેલા. અને છતાં એટલી મીઠાઈ વધી પડી કે ગાડા ભરી ભરીને આજુબાજુ મોકલાવી દીધી, અને આ મેળામાં માણસોને પાણી પીવા માટે કચરા ટોબરિયાની વાડીએ કોસ જોડાવેલા અને તે કોસના પાણીના વેન હાલ્યા તે ન ખુટયા તે ન જ ખુટયા અને પછી તો તે વેનની નાની નદી થઈ ગયેલી એવા સત હતા એ જમાનામાં અને હરિભાઈ પણ કેવા! બાપાએ અમથી નહિ ગાદી સોંપી હોય, પારખું કરીને સોંપી હતી'

'રૂપાળા એવા! ઉભા હોય તો જાણે રાજા જોઈ લ્યો. એ બેઠા હોય ત્યાં કોઈથી બોલેફેલ ન બોલાય પીઠડિયા દરબારની ભાઈબંધી. પીઠડિયા દરબાર રોજ ગાડી મોકલે અને હરિભાઈ પીઠડિયા આવે'

'તમારા દરબાર (વીરપુર ઠાકોર સાહેબ) સાથે પણ ભાઈબંધી. એવા તો રજવાડામાં માન શાસ્તર પણ એવા જાણે ધરમની ચર્ચામાં તો કોઈ પુગે જ નહિ, ને એવી તો કોઠા વિદ્યા-અને આ મોટો હોલ છે તે તો પીઠડિયા દરબારે કરાવી આપ્યો.'

'પીઠડિયા દરબારે તો એક બે વખત કહેલું કે 'હરિભાઈ! હાલો પીઠડિયા ત્યાં રામમંદિર કરાવી આપું. ત્રાંબાના પતરે લેખ કરી ગામ ગીરાસ આપું.' પણ હરિભાઈ ન ડગ્યા. કહે કે 'બાપુ! મારે મારૂં વીરપુર સારૂં છે. મારે તાંબાના પતરાં જોતા નથી અને ગામ ગીરાસ પણ જોતાં નથી.' આવા હતા હરિભાઈ.

# બાપો પડખે ઉભો રહેશે

હરિભાઇનુ ગામતરૂં થયું, મોંઘીમા માથે વપત પડી, બેય ભકતો નાના, છતાં બાપાએ કેવી લાજ રાખી તે જુવો છો ને? નહિતર એ જમાનામાં જે દુઃખ ગિરધરબાપાએ જોયા છે તે તો એક મોંઘીમા જાણુતા હતા અને બીજા આ ભગત મહારાજ જાણુતા હોય છતાં, આ ભગતે પોતાના આગણેથી કોઇ સાધુડાને નકારો ન દીધો અને લોટ-દાળ આપ્યા તો જુઓ આજ એનો પરતાપ

એમ ગિરધરબાપાની પણ બાપાએ કસોટી કરી જોઇ અને એ કસોટીમાંથી પાર ઉતર્યા તો જુઓ આજે બાપાના પ્રતાપે લીલા લહેર છે ને?

મને ગામના માણસો કહે છે કે, બાપાની જગ્યામાં આજે માનતાઉ હાલીજ આવે છે અને મહેમાનો તો હોયજ કોઇ ગાડી ખાલી જાતી નથી અને મોટા સુધરેલા-માનતાઉ કરવા આવે છે, આ બધો પરતાપ કોનો છે, જાણો છો? એ બધો પરતાપ જલાબાપાનેઈ છે તેમણે જાતે મહેનત મૂલ-મજુરી કરી સદાવ્રત ચાલુ કર્યું તેનો આ પ્રતાપ છે, અને જ્યાં સુધી આ જગ્યામાંથી રોટલો દેવાતો રહેશે ત્યાં સુધી મારો બાપો લાકડી લઈને પડખે ઊભો જ રહેશે

એમ કહી સવજીબાપાએ પણ પીપળા તરફ નજર નાખી હાથ જોડયા અને બોલ્યા કે-

'વાહ બાપા! તારી માયા તું જાણુ અને તારો ઠાકર જાણે અમે તો પાપી છીએ અમારી રક્ષા કરજે બાપા'

આવી રીતે મોડી રાત સુધી બંને બાપાએ, બાપા પાસે ભગવાન સાધુ રૂપે આવી કેવી રીતે માતા વીરબાઈમાની માગણી કરેલી તેનુ વર્ણન કર્યું તે પછી બાપાની માનતાઓ કેવી રીતે ચાલી અને શ્રદ્ધાળુઓને બાપાના પરચા કેવા કેવા મળતા, કોઇ વાંઝિયાને ઘેર દીકરા થતા, કોઈ આંધળા દેખતા થતા એવા એવા પરચા શ્રદ્ધાળુઓને મળતા જ ગયા તેમ તેમ બાપાની માનતાઓ વધવા માંડી થોડી ગરોઇમાં વણા માણસો માનતા એ તો બાપાને મન રમત વાત એવી એવી ઘણી બાબતોમાં બાપાના પરચા મળતા ગયા તેમ તેમ રોનકો વધતા જ ગયા એ બધું તેમણે કહ્યુ આ બધી હકીકત નારણ બાપાએ અને આણુંદ બાપાએ કહેલી છે અને લગભગ તેનેજ મળતી હોવાથી અહિં વિસ્તારપૂર્વક વર્ણવેલ નથી

આવી રીતે મોડી રાતના ટાયરો વિખાણો અને જલાબાપાના વખતના બંને વૃદ્ધોને સૌ પગે લાગ્યા જય જલારામ ૨૬-૬-૫૧



## થોભણુ બાપા.

( સને ૧૯૫૧ )

. . .

એક તો ભગવાને મીઠાં મે પાણી આપ્યા હોય અને સાથે રાજાશાહીના બંધન તુટયા એટલે ખેડુભાઇઓના હરખનું પુછવું જ શું ! !

પ્રભુ પણ જન્મ ધારણ કરવામાં કેમ જાણે અગાઉથી પ્રજાનું હૃદય વાંચીને જ જન્મ ધારણ કરતાં હોય ! એમ શ્રી રામચંદ્રજી ભગવાન કહેવાય મર્યાદા પુરૂષોત્તમ, એમનો જન્મ ચૈત્ર મહિનામાં એટલે પ્રજાને આ જન્મ જયંતિ ઉજવવામાં પણ મર્યાદા જાળવવી જોઈએ.

ચૈત્રમાં ઘોમ તડકા પડતા હોય, અને આવતા વરસના એપાણી કેવા થશે તેના 'દનિયા' ગણાતા હોય પરંતુ શ્રી કૃષ્ણ પરમાત્મા કાંઇ મર્યાદા પુરૂષોત્તમ થોડા હતા ? એટલે મર્યાદા જાળવવી પડે ? એ તો હતા 'પૂર્ણ' પુરૂષોત્તમ બધી કળામાં પ્રવીણ એ તો રમે રાસલીલા,' એ તો જન્મે સાખણ ચોસરી

એવા શ્રી કૃષ્ણ પરમાત્માની જન્મ જયંતિ આજે હજારો વર્ષથી પ્રજા અનોખી રીતે ઉજવે છે.

રામનવમી ઉપર ઉપવાસ હોય પણ જન્માષ્ટમીના ઉપવાસ અગાઉ ૨૪ કલાક આગળથી માલમલીદા સાથે થેપલા-રાનવા-મીઠી મોરી પુરિયું તો ગરીબ ઘરમાં પણ થની હોય.

જમાના પ્રમાણે ગરીબમાં ગરીબ ઘરમાં પણ થોડોક મીઠો કોળિયો તો તે દિવસે લેવાતો હશે જ. ગરીબમાં ગરીબ પણ પોતાના ફાટેલા વસ્ત્રો તે દિવસે ઉતારતો હશે. એવા પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન શ્રી કૃષ્ણ મહારાજની જન્માષ્ટમી પૂજ્ય જલાબાપાની જગ્યામાં દર વર્ષે ઘણી ધામધુમથી ઉજવાય છે.

## ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

આપણા હિંદુ ધર્મમાં ઉચ્ચ વેદાન્ત તત્વ પણ છે સાથે સાથે અનેક કર્મકાંડ, તહેવારો તથા મંત્રતંત્ર વગેરે પણ છે. એ સંબંધમાં શ્રી રાજાજીએ એક વાર કહ્યું: "ડાંગરમા મુખ્ય વસ્તુ ચોખા છે. ડાંગર ખાંડી, તેના ફુશકા કાઢી નાખી ચોખા રાખવામા આવે છે. પણ ચોખા ઘણાં દિવસ સુધી રાખી મુકવામા આવે તો ખરાબ થઈ જવા સંભવ છે. ડાંગર બગડતી નથી. ચોખા વાવવાથી ઉગતા નથી. ઉગાડવા માટે ડાંગરજ જોઈએ." એજ રીતે આપણા રીતરિવાજો તહેવારો અને ભિન્ન ભિન્ન પ્રકારના કર્મકાંડોથી ચોખાના ફોતરાનીજ માફક આપણા ધર્મની રક્ષા થાય છે ધર્મને કાયમ રાખવા માટે એમની જરૂર છે. જ્ઞાન તો ચોખા છે. પણ અમુક વખત પછી તે બગડવા સંભવ છે. મંદિર, તહેવાર, વગેરેના સહકારથી ધર્મ ડાંગરની જેમ મજબુત, શાશ્વત અને ફળદાયી થાય છે.

## જલાબાપાનો મહિમા!

મને સાંભળે છે ત્યાં સુધી દરસાલ બાપાના સેવકો આજુબાજુના ગામડાઓમાં જે વસતા હોય તે જન્માષ્ટમીને દિવસે આવે.

જેમને ફરાળ કરવાની ઇચ્છા હોય તે ફરાળ કરે, અને જેમને જમવાની ઇચ્છા હોય તે જમે અને આખો દિવસ જગ્યામાં રાસ, ભજન-કીર્તન થતા હોય તે સાંભળે અને રાતના 'ભગવાનનો જન્મ' થાય ત્યારે દર્શન કરી. આખી રાત રાસ, લીલા ભજન કીર્તન કરી બળતે દિવસે સવારે નોંમના પારણા કરી સૌ સૌના રસ્તે પડે.

આવો કાર્યક્રમ મને ઘણાં વરસો થયાં સાંભળે છે, કોઈ વરસ ભાવિકોની સંખ્યા ઓછી હોય તો કોઇ વરસ વધુ હોય તો કોઇ વરસ સૌથી વધુ હોય આમ આજ પચીસ વરસ થયાં હું નજરે જોતો આવું છું.

પરંતુ આ વખતે આવનાર ભાવિકોમાં જે આનંદ, ગામના દરેક કોમના ભાઇઓનો જે પ્રેમ દેખાતો હતો સાથે ભગત બાપા અને જયસુખરામ બાપા જે આગતા સ્વાગતા કરતા હતા તે જોઇ મને તો એમજ થતું હતું કે-'વાહ જલિયાણ! શું તારો નામ મહિમા છે જ્યાં આજના આ હળાહળ કળિયુગમાં માણસો એક બીજાની સામા જોઇને ઘુરકિયાં કરે છે, અને ધર્મ એ તો એક જાતની ઘેલછા છે એમ કહેનારા જ્યાં ત્યાં નજરે ચડે છે ત્યાં તારા નામનો ચમત્કાર તો જો!

તારી જગ્યામાં નથી ઉંચ-નીચનો ભેદ...તારી જગ્યામાં નથી પેટ્રોલ-વાળાનો કે પગપાળાનો ભેદ... એક થાળીમાં પેંડા-બરફી, જાંબુ કે બટેટાનો શીરો પીરસાય તેજ પ્રમાણે બીજી થાળીમાં, ઉત્તરોત્તર પીરસાતું જ હોય. અને જ્યારે જમનારને ગિરધરરામજી મહારાજ પરાણે જમાડતા હોય અને જયસુખરામજી મહારાજ જમ્યા વગર ડેલીમાંથી નીકળવા ન દેતાં હોય ત્યાં તારા નામના ચમત્કાર જન્મે એમાં શું નવાઈ! કેટલા વખાણ કરૂં! ધન્ય છે બાપા તારી સિદ્ધિને, અને ધન્ય છે ભગતબાપા અને જયસુખરામ બાપા તમારા મોટા મનને!

## થોભણ બાપા.

જલારામબાપાના વખતના પીઠડિયાવાળા શવજી બાપા તો જન્માષ્ટમી ઉપર આવ્યા હોયજ. તેમાં લખવાપણું હોય નહિ. પરંતુ આજે ચાલીસ વરસ થયાં એકધારી રીતે ઉઘાડે પગે ચાલીને એક કોળી બાપા, જેમનું નામ થોભણ હાથા અને જે ખોખરી રહે છે, તેમનો પરિચય થયો.

બાપાના વખતના એ થોભણ બાપા.

થોભણ બાપા જરા 'સીસમવરણા' નીચે કાંઠે અને માથે ઓઢિયા. હું, ભગત બાપા વિગેરે બીજા ભાઇઓ સાંજના પાંચેક વાગ્યે 'ફરાર' કરવા બેઠા હતા ત્યાં ગામના અરજણ પટેલ, થોભણ બાપા સાથે ભંડારમાં આવ્યા અને થોભણ બાપાને કહ્યું, 'થોભણ બાપા! આંહી બેસો, જમવું છે કે ફરાર કરવું છે?'

બાપાએ ધીમા સાદે કહ્યું, કે, 'આજ તો ફરાર જ હોય ને?'

થોભણ બાપાએ ફરાર કર્યું અને પછી નિરાંતે બીડી પીતા પીતા મોટા હોલમાં જ્યાં ભજન કીર્તન થતા હતા ત્યાં આવ્યા.

એક તો જલાબાપાના ગુરુ ભોજા ભગતના 'ચાબખા' અને તેમાંયે ગાવાવાળા બાપાના વખતના ધોભણ બાપા પછી પૂછવું જ શું? એ તો ગાતા જાય કરતાલ છાતીમાં મારતા જાય અને મરમમાં 'સુધરેલા' તરફ હાથ લાંબા કરી કરીને સમજાવતા જાય.

આવી રંગત દોઢેક કલાક ચાલી પછી તો બાપા થાકયા, હાસ કહી લાંબા પગ કરીને મારા સામા બેઠા.

મેં પુછયું કે, 'બાપા મોડા કેમ આવ્યા અને શેમાં આવ્યા! ખટારામાં કે ગાડામાં?'

---

દુષ્કૃત્યો થવા સંભવ છે તેથી ભકિતથી મન અણીશુદ્ધ શુદ્ધ થવું જોઇએ ત્યારે જ મનુષ્યથી સમતોલ સત્કૃત્યો થઈ શકે આવા પુરૂષને જ ધીર પુરૂષો કહે છે.

સંત પુરૂષોના જીવનચરિત્રો વાંચવાનો આનંદ ઓર છે તેઓના સંભારણા અનહદ આનંદ આપે છે તેમા પણ જ્યારે સંતપુરૂષોના સંભારણા વૃદ્ધ ભકતોના શ્રી મુખેથી સાભળવા મળે ત્યારે તો સ્વર્ગીય આનંદ થાય તે દેખીતું છે. ધોભણ બાપા હરસાલ સતત ચાલીસ વરસ થયાં પાંચ ગાઉથી ઉઘાડે પગે શ્રી જલાબાપાની જગ્યામા આવે છે આ શુ બતાવે છે? શ્રદ્ધા, વ્રત, ટેક, મનોબળ અને ભકિત. નિસ્વાર્થ અગર નિર્મળ ભકિત વિના વ્રત અને નિયમ પળાતા નથી. ધોભણ બાપા, જે મનુષ્યો સ્વાર્થ ખાતર અગર સ્વાદિષ્ટ ભોજન ખાવાની વૃત્તિથી આવે છે તેમના કરતા હજારગણા શ્રેષ્ઠ છે તેમ કહેવુ અતિશયોકિત ભર્યું થશે નહિ અને આવાજ ભોળા માણસો ઇશ્વરની નજીક છે

જગ્યામા ઊંચ, નીચ, નાનો, મોટો, શ્રીમંત, ગરીબ વગેરેનો ભેદ રાખ્યા વગર જે પ્રેમથી ભાવભીનું સ્વાગત અને અતિથિ સત્કાર શ્રી બાપા તરફથી થાય છે તે દરેક તરફ સમદષ્ટિ બનાવે છે આત્માના વિકાસ તથા ઉદારતા વિના સમદ્રષ્ટિ આવતી નથી ફકત યોગી આત્માઓમાં જ આ સમદષ્ટિ જોવામાં આવે છે.

પ્રભાકર યશવંતરાવ ચિત્રે.
B. Sc. LL. B
૧૭-૧૦-૫૧

---

બાપા તો નિસાસો નાખી બોલ્યા કે 'ભાઇ! આતો મારૂં તીરથ છે. આજનો નહિ પણ ચાળીસ વરસથી આવું છું, અને ઉઘાડે પગે આવું છું અને અહીંના ગોળાનું પાણી પી ચરણામૃત લઉં છું.

આજુબાજુ જે કુંડાળું વળીને ભાઇઓ બેઠા હતા તે મંડયા ટાપસી પુરાવા.

'હા ભાઇ! સાચી વાત છે આપાની. ઘોભણ આપા આજ ચાલીસ વરસ થયાં એકધારા ફક્ત એકજ વાર જન્માષ્ટમી ઉપર અહીં આવે છે અને ઉઘાડા પગે આવે છે.'

આ સાંભળી મને નવાઇ લાગે અને મનમાં થયું કે વાહ વાહ! શું ભાવના છે! એક વૃદ્ધ પુરૂષ પાંચ ગાઉ ઉઘાડે પગે તીરથે જતા હોય એમ પગરખાં ઉતારી આજ વરસો થયાં અહીં આવે છે કેવી અતુટ શ્રદ્ધા!

## વગડાનો જીવ

ઘોડીવાર પછી મેં ઘોભણ આપાને પુછયું કે 'આપા, જલાબાપાના વખતના તમો છો તો કાંઇક બાપાની વાતો તો કરો.'

ઘોભણ આપાએ શવજી આપા તરફ આંગળી ચીંધી અને બોલ્યા કે, મારા કરતાં શવજીઆપાએ બે પછેડી વધારે ફાડી છે (એટલે મોટા છે) અને મારૂં હૈયું તો ફૂટેલું છે. હું તો વગડાનો જીવ છું. માટે એને પૂછો.

મેં કહ્યું કે 'શવજી આપાએ તો ઘણી વાતો કરી છે. હવે તો તમો કાંઈ જાણતા હો તે કહો.'

ઘોભણ આપાએ ઘડીક વિચાર કર્યો અને પાછી પાણી પી શરૂઆત કરી કે, 'ભાઇ! બાપાની વાત કરવાનું તમો કહો છો. પણ શું વાત કરૂં! એની વાણીજ નોખી, એવી ચીહાકથી તો આપણને બોલતાંય ન આવડે. સાધુડા દેખે એટલે થઇ રહ્યું, અને બસ ખવરાવવા સિવાય બીજી વાત જ નહિ ને! ખવરાવવું, ખવરાવવું અને બસ ખવરાવવું. ગમે તે મળે. એટલે પહેલાં 'રોટલા'નું પૂછે અને કોઇ કાંઇ ખાધા વગરની વાત કરે તો બાપા એમજ કહે, બાપલા! પહેલાં આતમરામને ઠારી લ્યો, પછી વાતું કરશું, 'આતમા સો પરમાતમા' એમ કહી બાપા પહેલાં રોટલો ખવરાવે.

હું રહું છું એ આખું ગામ ખોખરી, બાપાનું સેવક.

તેમાં તમારી જ્ઞાતિના મોટા મોટા શેઠિયા તો બહુ ભાવક. એટલે વરસો વરસ બાપાની ખોખરી ગામમાં પધરામણી કરાવે. બાપા તો અવાર નવાર ખોખરી પધારે, પધારે ત્યારે આપાની સાથે ૫-૧૦ સાધુ તો હોય જ.

જમતી વખતે ૨૦-૨૫ બીજા ભેગા થઇ ગયા હોય. જલા ભગત આજ ખોખરી છે, એવા વાવડ મળે ત્યાં તો ૧૦-૧૦, ૧૨-૧૨ ગાઉ માયેથી માણસો

મંડે ભેગા થવા અને જામે ડાયરો, પણ મારા વા'લાની ડાંગમાં શું ઇલમ કે ઘરધણીને ન કરવી પડે બીજી રસોઇ કે ન હાંફળા-ફાંફળા દોડવું પડે જેટલી રસોઇ કરી હોય એટલામાં જેટલાને જમાડવા હોય એટલા જમી રહે.

નહીં ઉત્પાત...નહીં તરખટ...અને બધાયના મોઢા ઉપર હેત...હેત... અને હેત.

સૌ જમે અને પછી ઘરધણીના ફળિયામાં જામે મંડલી, થાય ભજન બાપા પોતે પણ ભજન ગાય. બાપા હાથમાં કરતાલ લ્યે અને પછી મંડે ભજન લલકારવા મને તાજી કડી તો યાદ નથી પણ થોડુંક યાદ છે કે, બાપા.

'રાધે ...રાધે... રાધે... ગોકુળમાં ગોવિંદ રાધે.......'

બાપા એ ભજન ગાતા.

એમ એક પછી એક ભજન ગવાતા જાય અને રાત ગળતી જાય.

એમ બાપાના મીઠા કંઠથી ભજન થાતા હોય. એની મીઠાશ તો ભાઈ, જેણે 'ચાખી' હોય તે જાણે.

આજ ૮૫ વરસે પણ મારા કાનમાં હજી એ મીઠાશના ભણકારા વાગે છે.

એમ કહી થોભણ બાપાએ નિસાસો નાખ્યો અને બોલ્યા, 'અરે! ક્યાં ત્યારનો વખત અને ક્યાં આજનો વખત!' એમ કહી ગુડા ઉપર હાથ રાખી બેઠા અને અરજણ પટેલ સામું જોઈ બોલ્યા કે.

'લાવો બીડી'

ત્યાં તો આજુબાજુના બેઠેલાઓમાંથી જે ભાઇઓ બીડી પીતા હતા તેમણે બીડિયું અને સિગારેટ પીતા હતા તેમણે સિગારેટ આપવા માંડી તેમાંથી બાપાએ એક ભાઈ પાસેથી બીડી લઈ મંડી પીવા, બીજાએ પુછયું, 'થોભણ બાપા, આ બીડી ફાવે છે ને?'

'અરે ભાઈ! મને તો બધીય બીડિયું ફાવે એક 'ધોળી' બીડી ન ફાવે એમ ઉંડા સંતોષ સાથે બીડી પી બાપા તાજા થયા અને મંડયા વાતો કરવા.

સાધુ સ્વરૂપે ભગવાને આવી માતાજીની કેવી રીતે માગણી કરેલી!

બાપાની માનતાઓ કેવી રીતે ચાલી!

જોડિયામાં વહાણ ડુબતું હતું તે કેવી રીતે બચ્યું.!

દેવદરામાં બાવળ કેવી રીતે અધ્ધર રહી ગયો! એ બધી વાતો કરી.

આ બધી વાતો લગભગ શવજી બાપા, આણંદ બાપા, અને નારણ બાપાએ કહી છે, અને 'બાપાના સંભારણા'માં રજુ પણ થઈ ગયેલ છે, એટલે તેનું પિષ્ટપેષણ ઇષ્ટ નથી.

## ...તો નોકરી તુટી જાય !

આ વાતો થઈ રહ્યા પછી, મેં ઘોભણ બાપાને કહ્યું કે,

'હેં બાપા, હવે તો તમો 'ખખડી' ગયા છો, એટલે હાલીને વીરપુર ન આવતા હો તો !'

આ મારું વેણ સાભળી ઘોભણ બાપા રાતા પીળા થઇ ગયા, 'શું કીધું !'...જરા શ્વાસ ખાઇ બોલ્યા કે–'તમને મારે શું કેવું ? જો હાલીને 'નો આવું તો મારી નોકરી તુટી જાય અને ઓલો મારે ગેડો ! જોયો છે એનો ગેડો !'

મેં ફરી પૂછ્યું કે, 'નોકરી કરો છો ?'

'અરે મારા રામ ! તમો 'સુધરેલા' એટલે મરમની વાતમાં સમજો જ નહીં.'

નોકરી એટલે હું કાંઈ કોઇની નોકરી કરતો નથી; મારે તો મજાની ગોંડલી નદીના કાંઠે એક કટકો 'ખેતર' છે તેમાં ઝુંપડી બાંધીને રહું છું ને ? અને છોકરાવ કટકો ખેડી ખાય છે. પણ આ બાપાની તો નોકરી કરું છું જો એણે મને નોકર ન રાખ્યો હોત તો હું આજે જીવતો હોત ! અરે કંઇક કાળ વયા ગયા કંઇક દુકાળ પડી ગયા અને રાજાઓ પણ 'હાલ્યા' ગયા, પણ અમે તો ઇના ઇજ છીએ એનું કારણ જાણો છો ? આ ગેડા (લાકડી) વાળાની નોકરી કરું છું તેમાં બચી ગયો જો એક સાલ વીરપુર આવવાની આળસ કરુંને તો બીજી સાલ ન હોઉં સમજ્યાને ભાઇ ! આવો બાપો છે.' ઘોભણ બાપાની આ ભાવના જોઇ, બધાય બોલી ઊઠયા કે...

'ખરો બાપો !'

આ અમારો ડાયરો જાગ્યો હતો ત્યાં તો આરતીનો વખત થયો એટલે સૌ મંદિરમાં દર્શન કરવા ગયા,

મંદિરમાં આરતી, ભજન કીર્તન કરીને સૌ રાતના નવેક વાગ્યે બહાર આવ્યા ત્યાં ગિરધરરામ બાપા સામા મળ્યા, 'કાં હાલો ફરાર કરવા ! જમવા !'...

'અરે બાપા! અમારૂં તો કાંઈ પેટ છે કે અનાજ ભરવાની કોઠી! હજુ સાંજના તો જમ્યા છીએ, ફરાર કર્યું છે. પેટમાં જરાય જગ્યા નથી,' આમ જવાબ આપીએ છીએ ત્યાં જયસુખરામ બાપા દુધ અગર ચાની 'સલાહ' કરવા આવ્યા અને જરા આકુ અવળું જોયું ત્યાં તો કાનાભાઇ કોઠારી હાજર હોયજ એટલે ચહા-દુધ મંડયા ચાલવા.

ચાહ પાણી પીને અમે તો ફરી ડાયરો જમાવ્યો.

## ટીડ આવ્યા પણ પાક સલામત

ખોખરીવાળા... વાડાસડાવાળા,... ગોમટાવાળા,... પીઠડિયાવાળા,... કમઢિયુંવાળા,... બરવાળાવાળા... એમ નોખા નોખા ગામના સૌ જમ્યા અને પછી મંડયા સૌ એક પછી એક વાતો કરવા.

કમઢિયાળાવાળા રૂડા સાવજી પટેલ બોલ્યા કે, 'ભાઈ! અમો તો મુળથીજ બાપાના સેવક. મારા બાપાના બાપને જગ્યાનો આશરો, અને આ જગ્યાનો આશરો લીધો તેનો બેડો પાર.

આ પંદર વરસ થયાં તો હું આંહી આવું છું. ત્રણ ચાર વરસ પહેલા ટીડ આવ્યા હતાં. બાવળ-બોરડી કાંઇ નો'તું મૂકયું. પણ બાપાના પ્રતાપે મારા ખેતરમાં ટીડ નો' આવ્યા. આખું આકાશ ટીડથી ઘેરાઈ ગયું. હું તો ટીડના ટોળાં જોઈ ગભરાઇ ગયો. ખેતરમાં મઝાનો રઝકો હતો. ઘઉં હતા, લીલું હતું, અને બકાલું હતું. ટીડડાં તો ઘરર...ઘરર...કરતાં મંડયા ઉતરવા.

ઘડીક તો મેં પછેડીથી ઝાપટું મારી પણ એ ઉડે?

હું તો ગભરાઇ ગયો અને પછી બાપાને સંભાર્યા કે,

'હે બાપા! આ ઘઉં તો હાલ્યા...અમે શું ખાશું!...ત્યાં તો ભાઈ શું વાત કરૂં! કોણ જાણે શું ચમત્કાર થયો કે ટીડડાં એવા ભાગ્યા એવા ભાગ્યા કે ન પુછો વાત!'

એક દાણાની નુકશાની ન થઇ અને મઝાનાં ૨૦ ખાંડી ઘઉં થયા,

આ સાંભળી વાડાસડાવાળા ધમા હાયા ગણેશ બોલ્યા કે, રૂડા પટેલ! તમારી વાત કયાં કરો છો? આ અંમારા ગામમાં પણ ટીડડાં આવ્યા હતા. પણ વણિયાત જેમ રાત રહે તેમ આખી રાત સીમમાં પડયા રહ્યા કેમકે હું ગામ બાપાનું સેવક, મારા ખેતરમાં ૧૦૦ કયારા ગાજર અને ૨૦૦ ઘઉં હતા.

એક ટોળું બાવળેથી ઉડીને આવ્યું મારા ખેતરમાં, પણ આવ્યું તો આવ્યું પણ કેમ જાણે એના મોટાં પાછી ગયા હોય એમ આવ્યા એવાજ ખાધા વગરના ઉડી ગયા આ તો બાપાનો પ્રતાપ છે, ભાઇ! અને આખા ગામમાં એકનાજ ખેતરમાં બેઠા—જો બાપાની ટેલ કરવા ગોવિંદરામ આંહી આવે ત્યારે બોલ્ય...બોલ્ય કરતો તેનાજ ખેતરમાં બેઠા અને બધું'ય 'ચટ' કરી ગયા અને એની પડખેજ દુદા પટેલનું ખેતર તેમાં ફરકયા જ નહિ અને દુદા પટેલે મઝાના દાણા કોઠિયું ભેગાં કર્યાં અને ઓલો 'બોલકો' રહ્યો વા ખાતો આ પછી તો એ પણ બાપાને માનવા મંડયો છે, માટે આવા તો બાપાના કંઈક ચમત્કાર છે...ચમત્કાર ભાઇ! નહીંતર આ કળજગમાં આ 'મનખો' આંહી કેવો!'

ત્યાં તો ધરમશી પટેલ બોલ્યા કે, 'અરે ભાઇ! તમે તો કેવી વાતો કરો છો? ટીડડાં તો છવડાં છે એટલે છવતા છવ તો ભાગે, પણ માનશો? મારી વાડીમાં પાણી નો'તું એટલે મેં તો વાડીનો પાણો તોડવા નાખી કોસ...

રોજ કોસથી થોડો થોડો પાણો તોડતો જાઉં અને જે થોડું ઘણું પાણી થાય તેનાથી મોલ ઉછેરતો જાઉં!

એમાં એક દિ' કોસ પાણામાં સલવાઇ ગઇ—અને ઉડી ઉતરી ગઇ

હવે શું કરવું? કોઇના બાપનું ટેન નહીં કે, એ પાણામાંથી કોસ કાઢી શકે? કારણ કે કોસને પકડવી કેવી રીતે?

કાળો પાણો...ને વચમાં કોસ જાય એટલોજ ડાર, હું તો રામ...રામ કરતો બેસી ગયો મારો મોટેરો દીકરો આવ્યો, તેણે જોયું અને ગભરાણો હાય! હાય! હવે આ કોસ કેમ નીકળશે!

## કીડી હાથીને ખેંચે

'મારી' ઘરવાળી આવી, તે જોઈ રહી પછી મારા સાસુ જોઇ બોલી કે, પટેલ ભુંડી કરી, હવે આ કોસને કાઢવી કેવી રીતે?

જો આ કોસ નહીં નીકળે તો આ થોડા ઘણા મોલ થયા છે તે પણ સુકાઇ જશે,

શું કરશું? એમ વિચાર કરે છે, ત્યાં મારી ઘરવાળીના હૃદયમાં કોણ જાણે શું ઉગ્યું એટલે એ તો એક લોઢાનો સળિયો લઇ આવી અને મને કહેવા લાગી કે.

'પટેલ! જલાબાપાનું નામ લઇને આ સળિયાને એ ઢારમાં નાખો!' 'મેં' કહ્યું કે, 'વેવલી! આ તારો બાપ સળિયો કેવડો અને કયાં કોસ! કીડી, હાથીને એંચે એવી વાત કાં કર!'

પણ પટલાણી એકની બે ન થઇ અને તંત લઇને બેઠી કે, હું કહું એમ કરો!

જલાબાપાનું નામ લ્યો અને નાખો આ સળિયો ઢારમાં!

મને થયું કે, જીવ! હાલને કયાં મેં'નત છે.

એમ તો હુય બાપાને માનું અને બાપાના પરચા તો મનેય ઘણાય મળ્યા છે. પણ આ દેખીતી વાતમાં પટલાણી 'વેન' લઇને બેઠી એટલે મેં તો જલાબાપાનું નામ લઇને જ્યાં સળિયો ઢારમાં નાખ્યો, ત્યાં તો કોસ, જેમ માના વાંહે છોકરૂં હાલ્યું આવે તેમ સડસડાટ કરતી હાલી આવી. આ જોઇને તો મારી આંખ જ ફાટી રહી.

આ શું કૌતુક? મારો મોટો ગગો તો આભો જ બની એકનોરો ઉભો રહ્યો.

પટલાણી મંડી બોલવા કે, 'જોયુંને પટેલ! જેનો આશરો લઇએ એને તો 'કસટ' પડે તીયારે સંભારીએ. તમે તો કયાં કોઇ દિ' કથા વારતામાં જાવ છો કે તમને કાંઇ ખબર પડે કે ભગવાન કેવા છે? એ ભગવાને તો પથરા તરાવ્યા હતા પથરા! એવા ભગવાનની કોઇ દિ તમે વાતો સાંભળી છે કે તમને ખબર પડે!'

'આજ સાત પેઢી થયાં આપણું ખોરડું જલાબાપાનો આશરો લઇને બેઠું છે, કયાંય તમે દઃખ દીઠું! પણ તમારૂં હૈયું જ કુટી ગયું છે. જરાક દઃખ પડે ત્યાં ગભરાઈ જાવ. પણ હું હૈયાની કાચી નથી હો!'

'મને તો મારો બાપો હાજરા હજુર છે. જોયોને એનો પરચો!' એમ કહી પટલાણી તો મારા સામું જોઈ મલકાણી. 'ભાઇ, આવા બાપાના પરચા છે કે પથ્થર તોડીને પણ કોસ એની મેળે હાલી આવે ત્યાં, તમારા ટીઙડાંની કયાં વાત કરો છો!'

## જાણે બત્તીની ચાંપ

આમ કહી ધરમશી પટેલે શ્વાસ ખાધો ત્યાં તો ઠાયો પટેલ બોલવા લાગ્યા કે-'અરે પટેલિયા! તમે બાપાની કાં વાતો કરો! અરે એ તો ભગવાન હતા ભગવાન, અને એક અવતાર હતા અવતાર. મને આમરવા

થયો હતો. કોઈ હિસાબે મટે નહિ અને કાળી બળતરા અને ક્યાંય રહેવાય નહિ. પણ માનશો ? બાપાનું નામ લઇ આંખે પાણીના પોતા મૂક્યાં ત્યાં તો સવારે આંખો હતી એવીને એવી.'

'નહિ પીડા...નહીં બળતરા...મેં'ય ઘણાંય 'કસ્ટ' ભોગવ્યા છે. પણ બાપાનું નામ લીધું એટલે જાણે આ બત્તીની ચાંપ દાબી એમ અજવાળું થઈ ગયું હોય.'

આમ ડાયરો ખરેખરા રંગમાં આવતો હતો અને વીરપુરના બાવા પટેલ બોલવા જતા હતા ત્યાં મેં ડહાપણ (!) વાપરી ઘડિયાળ સામું જોયું તો રાતના ૧૧ા વાગ્યા હતા.

મને ઘડિયાળમાં જોતો જોઇ ઘોભણ બાપાએ પૂછયું કે-
'કેટલા વાગ્યા ભાઇ ?'
મેં કહ્યું કે, '૧૧ા.'

'તઇ હવે તો ભગવાનને જનમવા આડી ાા કલાક રહીને ? હાલો પાણી પેશાબ કરી આવીએ.' આમ કહી બીડી સળગાવી ઘોભણબાપા ઊઠયા.

ડાયરામાંથી બોલી ઊઠે પછી સૌ મંડે 'સરવા.'

આમ મારી ચતુરાઈથી (!) ડાયરો વીંખાણો. નહીંતર હજુ ાા-ાા કલાક રંગત જામત.

## પારણામાં ઝુલતાં ભગવાન થાકતો નથી

ભગવાન તો અનાદિ કાળથી જન્મ લેતા આવે છે પણ વરસે વરસે 'જનમ ધારણ' કરવાની ખુબી કોણ જાણે કેવી છે કે-આજ હજારો વરસ થયાં અજ, ભગવાનને પારણે ઝુલાવે છે છતાં થાકતી નથી. અને ભગવાન પણ કોણ જાણે કેવો 'રેસતિયાળ' છે કે આજ હજારો વરસ થયાં પારણામાં 'ઝુલવા' છતાં ધરાતો નથી. શું લીલા છે એની !

*એની લીલાને કોણ પાર પામ્યું છે !*

મોટા મોટા ઋષિ મુનિઓ તપ કરી કરીને થાકી ગયા પણ એ પારણામાં પોઢનારના લીલા નથી જાણી શક્યા. ત્યાં બીચારો માનવી શું જાણી શકશે ? એની લીલા એ જાણે કે એ પારણામાં સુતો સુતો કેવા 'નખરા' કરતો હશે.

એવા મારા વાલીડાની ખુબિયો તો જાણે જાણવાવાળા. બાકી તો માનવાવાળા તો એમજ માને કે, આ પંજરીનો પરસાદ ખાધે શું થાય !

પણ પંજરી એ તો અનાથનું વજ છે. એવી પંજરીની ખુબી તો જાણે જાણવાવાળા !

એવા 'રમતિયાળ' ભગવાનનો જનમ થવાની આગાહી જ્યારે જયસુખરામ બાપાએ મંદિરના દ્વાર ખોલી આરતી ઉતારવાની શરૂઆત કરી ત્યારે એ આનંદનું પુછવું જ શું ? મંદિરમાં સમાઈ શકે એટલા ભાવિકો મંદિરમાં ઉભા રહ્યા.

કોઈ કોઇ તો ધક્કા મારી મારીને પણ જયસુખરામ બાપા કેવીક આરતી ઉતારે છે, તે જોવા પરાણે ઉભા રહ્યા.

અને મંદિરના બહારના ચોકમાં તો માનવ સમુદાય ક્યાંય સમાય જ નહિ. જેટલા ઉભા રહી શકે એટલા ઉભા રહ્યા. ઉભવાની જગ્યા ન રહી એટલે મંડયા મકાન ઉપર ચઢવા. કોઇ મંદિરની અગાસી ઉપર ચડી ગયા, કોઇ છાપરાં માથે ચડી ગયા, કોઇ મોટા મકાનના નીચેના કમાડ ઉઘાડી ઝરૂખામાં ચડી ગયા અને મંડયા—

" નંદ ઘરે આનંદ ભયો
જે કનૈયાલાલકી..."
" નંદ ઘરે આનંદ ભયો
જે કનૈયાલાલકી..."

આમ મંદિરમાં અને બહાર અમુક ભાઇઓ બોલતા જાય અને બાકીના ઝીલતાં જાય. '

ગિરધરામ બાપા મંદિરના દ્વાર પાસે ઉભા રહી 'જે' બોલતાં જાય અને માનવ સમુદાય ઠેકડા મારી મારી નાચતા જાય અને કુદતા જાય અને જે...જે...જે...ના નાદ કરતા જાય.

મંદિરમાં જયસુખરામ બાપાએ જ્યારે રામ-લખમણ, જાનકીજીના સિંહાસન આગળ જલાબાપાના 'ઠાકર' ( જે લાલજીની મુર્તિની બાપા સેવા કરતા તે) મુર્તિને પારણાવાળા સિંહાસનમાં પધરાવી આરતી ઉતારવી શરૂ કરી ત્યારે તો એમજ લાગતું હતું કે ખરેખર સ્વર્ગ હોય તો આંહીંજ છે. એ મુર્તિના તેજ...એ મુર્તિની આરતી...જ્યારે ઝળહળતા પ્રકાશમાં જયસુખરામબાપા ઉતારી રહ્યા હતા ત્યારે તે વખતના આનંદનું વર્ણન કરવાને મારી કલમ અસમર્થ છે...એ મારા હૃદયનો ભાવ હું કલમ દ્વારા સમક્ષ કેવી રીતે રજુ કરી શકું ! એ આનંદ તો જેણે માણ્યો હોય તેને જ ખબર પડે અસ્તુ !

આવી રીતે 'ભગવાનનો જન્મ' થઇ ગયો. પછી એ ભીડમાં માંડ માંડ જગા કરી જયસુખરામબાપા પાસેથી 'પંજરી'ની પ્રસાદી લઇ ગોવિંદરામ બારોથી દહીં-સાકરનું ચરણામૃત લઇ બહાર નીકળ્યો. અને મંડયો થોભણ બાપાને ગોતવા. પણ શવજી બાપા જડયા. થોભણ બાપા એ સમુદાયમાં ન જડયા. જગ્યાનો મોટો ચોક આ વખતે બહુજ નાનો લાગતો હતો. માણસ ક્યાંય માયજ નહિ, જ્યાં જુઓ ત્યાં ઉપર-નીચે, અડખે-પડખે માણસ અને માણસ. ત્યાં '૬૦ ઇંચના' થોભણ બાપા કયાં જડે?

## રાસલીલા

ચોકમાં રાસલીલા જામી હતી. કાન-ગોપી 'વડછડ' કરતા હતા.

ગોપી કહેતી કે, 'કાનજી મારો મારગ મેલો.'

કાનજી કહેતા હતા કે, 'મારૂં દાણ દયો!'

અને માનવ સમુદાય રસના ઘુંટડા પીતો બેઠો હતો.

સૌ ખેડુત ભાઇઓ પોતપોતાની શકિત પ્રમાણે 'બાપાના મેળમાં' બાજરો, જાર, નોંધાવતા હતા અને નાનજી વોરા વિગેરે જુવાનડા મેળામાં રોકડ નાણું ભેગું કરતા હતા.

હું પણ એક ઠેકાણે છાનોમુનો બેસી કાન-ગોપીની 'વડછડ' સાંભળતો હતો.

પછી મેં તો ભગત બાપાની તપાસ કરાવી કે બાપા કયાં બેઠા છે!

પણ પત્તો લાગે?

બહુ તપાસને અંતે ખબર મળ્યા કે બાપા તો જગ્યાની બહાર ઓટા ઉપર બેઠા બેઠા જગ્યામાંથી દર્શન કરીને બહાર નીકળતા ભાઇઓને રામ રામ કરતા બેઠા છે.

જેસુખરામજી બાપાની તપાસ કરી તો તેતો હજુ મંદિર દ્વારેજ 'પંજરી'ના પ્રસાદી આપી રહ્યા છે. એટલે આપણા રામ તો થોડીક વાર 'વડછડ' સાંભળી રાતના ત્રણેક વાગ્યે સુઇ ગયા.

અને સવારના ૭ વાગ્યે ઊઠયો, ત્યાં તો અન્નપુર્ણા સમા જયાલક્ષ્મી મા (મોટા મા) મહેમાનો માટે ચાહ પાણીની અને જમવા માટે શાકબકાલાની તૈયારી કરાવી, રસોઇ કરાવી રહ્યા હતા.

ચોકમાં જેસુખરામજી બાપા પુજાપાઠ કરીને સામા આવ્યા અને રામ રામ કર્યા. મેં પુછયું કે, 'કેમ નાના બાપા આપ સુતા નથી?

પૂજ્ય બાપાના સમકાલીન આણંદ બાપા કહે છે.

૧ બશેર લોટમાં સો માણસ જમ્યાં.
૨ ધનાને સાપ કરડયો છતાં જીવતો થયો.
૩ જલાબાપાની માનતા માની અને
ટીડાના મોમાંથી પાક બચી ગયો.

હું સં. ૧૯૩૪ની સાલમાં દસ વરસનો હતો ત્યારે ભયંકર દુકાળ હતો માણસોને અનાજના સાંસા હતા. ઘણાં માણસો અનાજ વગર મરી ગયા હતા, અને પાણીની તંગી બહુ જ હતી. ગામની વાડીમાં પાણી મળતું નહીં. પણ સીમની વાડીઓમાંથી પાણી ભરી લાવતાં આવા કપરા વખતમાં અમારે ઘેર એક ભેંસ દુઝતી હતી, ત્યાર પછી બે-ત્રણ મહિને બીજી ભેંસ વિયાણી ત્યારે મારા બાપા અને મારી મા કહેતા હતા કે આ ભેંસ અવજોગમાં વિયાણી છે, માટે વેંચી નાખવી.

હું અને મારા ડાયા બાપા દીવેલ લઇને જગ્યામાં દેવા ગયા હતા. ત્યારે જલાબાપાએ કહ્યું કે, 'ડાયા તું અને છોકરો બન્ને પ્રસાદ લઇ લો.' એટલે મેં અને મારા બાપાએ પ્રસાદ લીધો. જમીને અમે ફળિયાના ઓટલા પર બેઠા. મારા બાપા વાત કરતા હતા કે હમણાં ભેંસ અવજોગમાં વિયાણી છે, તે વેંચી નાખવી છે. ત્યાં જલાબાપા આવ્યા અને કહ્યું કે, 'ડાયા તું અને છોકરો શું ભેંસ વેંચી નાખવાની વાત કરો છો ? ભેંસ વેંચાય નહિ, જેને ત્યાં આ વખતે બે ભેંસ દુઝતી હોય તેને અવજોગ શેનો ? માટે વેંચશો નહિ. પણ તમે બે ભેંસના દુધની છાશ કરજો તે જે લેવા આવે તેને આપજો. ઘી તમે ખાજો.' જલાબાપાના કહેવા પ્રમાણે વેંચી નહિ, અને આખું વરસ ભેંસની છાશ એક એક કળશો લેવા આવનારને આપી.

મારા ડાયા બાપાના વખતથી અમારૂં કુટુંબ ભેંસ વિયાય ત્યારે દીવેલનું શેર ૧૧ અને ગાય વિયાય ત્યારે દીવેલનું ઘી સવા પાશેર આપે છે.

જલાબાપાએ પૂછ્યું કે, 'ડાયા મોલ કેવા છે ?'

મારા બાપાએ જવાબ આપ્યો કે-'મોલ સુકાઇ ગયા છે. કોઈક ખેડુ મોલ રાંપલી પણ નાખે છે.'

જલા બાપાએ કહ્યું, "સાં. ૧૯૬૦ નો દુકાળ પડયો ત્યારે ઘરડા માણસો એમ કહેતા કે ભાદરવા મહિનામાં વરસાદ થયો હતો, ભાદરવા મહિનામાં વખતે વરસાદ થાય. માટે મોલ હમણાં રાંપલવો નહીં' તેમના કહેવાથી મોલ રાંપલેલ નહિ. ખરેખર ભાદરવા મહિનામાં વરસાદ થયો. એ ત્રણ દિવસ લાગલગાટ વરસાદ વરસ્યો અને ખડ અને બાટા થયા. બાજરાના બાટામાં અમારે ૮૦ માપ બાજરો થયો.

દુકાળનો ફાળો :

સાં. ૧૯૩૪ ના દુકાળમાં જલાબાપા ગોમટા આવ્યા હતા. બધા સેવકોને કહ્યું કે-'જગ્યામાં દાણાની તાણ પડી ગઈ છે બધા સેવકો ખરડો કરી આપો. ડાયા પ્રથમ તું રૂપિયા ૨૦૦ આપ ઠાકર પુગશે તો પાછા દેશે.' પછી રતના ભગતને કહ્યું, 'રતના, રૂપિયા ૨૦૦ તું આપ, ' રતનાબાપા કંઇ બોલ્યા નહિ. ત્યારે જલા બાપાએ કહ્યું કે, "હમણાં આઠ દિવસ પહેલાં જે રૂપિયા ૨૦૦૦ દાટયા છે તેમાંથી આપ.' બધા સ્તબ્ધ બન્યા. આ રીતે દુકાળમાં બધે ફરીને રૂપિયા ૧૦,૦૦૦ ભેગા કરીને માણસોને ખવડાવ્યું અને છુટથી લોટનું સદાવ્રત આપ્યું. તે સદાવ્રત હજી પણ ગિરધરરામ બાપા રોટલા તથા લોટ આપીને ચલાવે છે.

જલાબાપા કહેતા કે- 'ગામડામાંથી સેવકો ૧ માપ દાણા ખરી કમાણી માંથી આપે છે. તે મારે બીજા મોટા માણસો રૂપિયા આપે તે કરતાં સારૂં છે.' તે વખતે વીરપુર આસપાસના દરેક ગામમાં હિંદુ તથા મુસલમાન સેવકો હતા. હજી પણ સેવકો જલાબાપાને માને અને દીવેલ તથા દાણાં તથા રોકડા પૈસા બાપાને ચરણે ધરવા જાય છે.

જલાબાપા ગોમટામાં હરવખત આવતા તે વખતે મંગળજી વણિયો રહેતો હતો. આ વાણિયો બાપાની ઠેકડી કરતો કે- 'આ જલો પરચાવાળો છે કે, ખરેખર ઘી આપે તો ૧૦૦ માણસ જમાડી દે છે.' આ સાંભળીને કોઇક સેવકે જલાબાપાને આ વાત કરી, જલાબાપાએ કહ્યું કે, 'ઠાકર એનું સારૂં કરે.'

એક વખત મંગળજી વાણિયાએ સવાબશેર ઘી, અઢીશેર ગોળ, તથા ચારશેર લોટની રસોઇ આપી. ગોવિંદજી મહારાજે રસોઈ કરી જલાબાપાને જમવા બોલાવ્યા. જલાબાપાએ કહ્યું કે, 'પ્રથમ ઘીનો દીવો કરો નવેંઢિયા જમી લે. પછી અમે જમીશું.' વાણિયાના ઘર ૧૪ હતા. તે રસોઇમાં ૭૦

માણુસો જમ્યા. જલાબાપા પોતે તથા ૧૦ સાધુ જમવા બેઠા. જેટલા સેવકો હતા તે બધાને પ્રસાદી આપી. આ પરચો જોઇને મંગળજી શેઠ પોતે જીવ્યા ત્યાં સુધી જગ્યામાં એક માપ દાણા આપતા. આ જોઇને પિંજારા તથા મુસલમાન પણ એક માપ દાણા આપતા જે હજુ પણ મળ્યા કરે છે.

ગોમટામાં સદાવ્રત :

સં. ૧૯૩૪ ની સાલમાં જલાબાપા ગોમટા આવ્યા હતા ત્યારે ગામના માણુસોને વાત કરી કે, 'તમે પંદર–વીસ માણુસ ગોંડલ દરબાર પાસે જાવ અને કહો કે, ગોમટામાં સદાવ્રત બાંધી આપે. તમો જશો એટલે સદાવ્રત ચાલુ કરી દેશે.' જલાબાપાના કહેવાથી અમે ગોંડલ દરબાર પાસે ગયા. દરબાર પાસે અરજ કરી કે, વીરપુર નાનું રાજ છે. તો પણ ત્યાં સદાવ્રત અપાય છે. માટે ગોમટામાં સદાવ્રત ચાલુ કરી આપો તેની અરજે આવ્યા છીએ.' ગામના માણુસની અરજ સાંભળીને દરબારે કહ્યું કે, 'રાજની જમીન ખેડાય તેવી પડતર નથી. માટે તમે ખેડુ ગોમટા જગામાં જમીન આપો તો હું તેમાંથી રાજભાગ લઇશ નહિ. તે ભાગ માણું માપલું તે ખેડુ જગ્યામાં આપે.' દરબારના કહેવા ઉપરથી જીવરાજ ભગતે જગામાં બે સાંતીની જમીન આપી, ત્યારથી તે જગાનો ખેડુત કહેવાતો, ગામમાં માણું માપું આપવાનું દરેક ખેડુતને કહેવામાં આવ્યું. તે દિવસથી ગોમ-ટામાં સદાવ્રત ચાલુ થયું હતું. પહેલા પીતામ્બર ભગત સદાવ્રત આપતા ત્યાર પછી જુઠો ભગત આપતા.

ચરખડીમાં સદાવ્રત :

ત્યારબાદ જલા બાપાએ બે ત્રણ વરસે ચરખડી જઇને સદાવ્રત ચાલુ કરાવ્યું હતું. ત્યાં ગોમટાથી રાઘવ ભગત અને જુઠા ભગતને ચરખડી સદાવ્રત દેવા મોકલ્યા હતા. ત્યાં બન્ને જણા કાવડ ફેરવી તથા ગામમાં માણા માપા ઉઘરાવી સદાવ્રત આપતા.

ધનાને સાપ કરડયો :

દેવશી બાપાના દીકરા ધનાને નાગ કરડયો હતો ત્યારે ધનાને વીરપુર બાપા પાસે લઇ ગયા. સાથે સાત–આઠ માણુસો હતા. જગ્યામાં ત્યાં બાપાએ પૂછ્યું કે, 'ગોમટાથી આટલા બધા શું આવ્યા છો ?' અમે કહ્યું કે, 'ધનાને નાગ કરડયો છે,'

બાપા બોલ્યા, 'તેમાં શું છે? એને નિંદર આવે છે.' ભોજા બાપાની ડેરીએ અમને બેસવાનું કહ્યું. અમે તે ડેરીએ બેઠા ત્યાર પછી ભીમાભીબાપુને બાપાએ કહ્યું, 'માથે ત્રણ વખત ચીપિયો ફેરવો ' ભીમાભીબાપુએ બાપાના

કહેવાથી ત્રણ વખત માથે ચીપિયો ફેરવ્યો, અર્ધી કલાકમાં ધનો નિંદરમાંથી બેઠો થાય તેમ બેઠો થયો અને નાગનું ઝેર ઉતરી ગયું.

મારા બાપા કહેતા હતા કે જલાબાપા તથા વીરબાઇમા ગોમટામાં મોસમમાં લણણી કરવા આવતા. જે મોલનું કામ કરે તેની ભારી બાંધી આપતા. આવી મહેનત મજુરી કરીને જલાબાપા જે અનાજ આવતું તે પોતે ખાય અને બાકીનું જે અનાજ વધતું તે સાધુ સંતને ખવડાવી દેતા. જલાબાપા સાં. ૧૯૩૭ની સાલમાં દેવ થયા. તેની પાછળ સાં. ૧૯૩૮ની સાલમાં મોટો મેળો કરવામાં આવ્યો. સાધુ, સંત તથા સેવકોને બે-ત્રણ દિવસ જમાડયા. ત્યારબાદ નવું મંદિર અને ઠાકરની મૂર્તિ પધરાવી મેળા જેવું કર્યું હતું.

જલાબાપાના વખતમાં દળણું ઘંટથી દળાતું, જગામાં હજુ પણ ઘંટમાં દળણું દળાય છે. દળવાના ઘંટની બાપાની નિશાની મોજુદ છે. બાપાના વખતમાં શિવરાત્રિ પર ઘંટથી લોટ પૂરો ન થતો એટલે દાણાનું ગાડું ભરીને ગોમટામાં બધા સેવકોને ચાર ચાર પાલી દળવા આપી જતાં અને હવે દળવાની ચક્કી થતાં કયાંય દળણું દળવા મોકલવામાં આવતું નથી.

હું સાત આઠ વરસનો હતો, ત્યારે વીરપુર ભણવા જતો મારી સાથે હરિભાઇ ભણતા. જલાબાપા દેવ થયા પછી હરિભાઇ ગાદીએ આવ્યા. અમે ભેગા ભણતા ત્યારથી એક બીજા પર ખૂબ હેત હતું. તે ગાદીએ આવ્યા પછી મેળે જવું હોય કે કયાંય ફરવા જવું હોય તો મને ગોમટાથી બોલાવે અને હું ભેગો જતો પ્રથમ ગારિયાધારને મેળે ભેગા ગયા હતા જે વાલા ભગતની જગા છે તે જલાબાપાના ગુરુભાઈ હતા. વાલા ભગત અને જલાબાપાના ગુરુ ભોજા ભગત હતા. બાપાના ગુરુ ભોજા ભગતની અમરેલી પાસે ફતેપુરમાં મોટી જગા છે. બામણબોરને મેળે પણ ભેગા હતા. ખંભાળિયાને મેળે ગયા હતા જુનાગઢને મેળે તો વરસો-વરસ હરિભાઇ ભેગો જતો.

સાં. ૧૯૬૮ની સાલમાં હરિભાઇને યાત્રાએ જવું હતું. એટલે ગોમટા ટીઠા ભગતને મોકલ્યા અને કહેવડાવ્યું કે આણંદભાઇ તથા પ્રેમજીભાઇને મેળે આવવું હોય તો તૈયાર થઇ જાય. પણ મારે તથા પ્રેમજીભાઇને દુકાળને હિસાબે જવાનું પરિયાણુ ન થયું હરિભાઇને કહી મોકલ્યુંઃ 'આ વખતે યાત્રાએ ભેગું અવાય તેમ નથી.' હરિભાઇ સાં. ૧૯૬૮ની સાલમાં યાત્રાએ ગયા અને મથુરામાં દેવ થયા.

હરિભાઇ મથુરામાં દેવ થયા ત્યારે ગિરધરરામબાપા તથા વજુભાઈ નાના હતા. તે વખતે મોંઘીમા તથા શિરાજભાઇએ જગાનો વહીવટ સંભાળી લીધો. ગિરધરરામ બાપા મોટા થયા ત્યાં સુધી જગાનો વહીવટ ચલાવ્યો. હાલમાં ગિરધરરામ બાપા જે આવે તેને રોટલા તથા સાધુ સંતને લોટ તથા દાળ તેમજ લુગડાં લઇ આપે છે.

હું તથા મારા બન્ને દીકરાં વલ્લભજી તથા છગનલાલ જલાબાપાની જગ્યામાં રોકડ દીવેલ તેમજ અનાજ વરસો વરસ મોકલીએ છીએ. ગોવિંદરામ મહારાજ અનાજનો ખરડો કરવા વરસો વરસ આવે છે. વલ્લભજી ભેગો જઇને બાપાની ટેલ કરે છે વરસો વરસ દોઢથી બે ખાંડી અનાજ ગોમટામાંથી એકઠું થાય છે. જલાબાપાની જગાની આખા ગામને બહુજ આસ્થા છે. વીરપુર જગામાં અગીઆરસ-અમાસ વખતે હરવખત ઘણા માણસો આવે છે. અહીંથી અમારા ભાઇ ભીમાનો દીકરો મનજી જલાબાપાની જગામાં બાપાના દર્શન કરવા દર અગીયારસે જાય છે, બાપાના બધા સેવકોને બહુજ ભાવ છે.

ગયા વર્ષે તીડ આવ્યા:

તાજેતરનો દાખલો લો. સાં. ૨૦૦૬ ના આસો મહિનામાં ગોમટામાં તીડ આવ્યા. અમે બાપાની માનતા કરી કે તીડ નુકશાન નહીં કરે તો બાપાની જગામાં જુવાર કે બાજરો મારે તથા મારા દીકરા બધાએ આપવું. બે ત્રણ વખત તીડ આવ્યાં પણ બાજરો, જુવાર કે ઘઉંમાં જરાપણ નુકશાન કરેલ નહીં. આ પ્રમાણે ઘણાં સેવકો મુશ્કેલીમાં માનતા કરે છે અને કાંઈ પણ મુશ્કેલી પડતી નથી.

અમારે જલાબાપાના પ્રતાપે ચાર પેઢીથી કાંઈ પણ દુઃખ પડયા વગર સારી રીતે સુખેથી જીંદગી વિતાવીએ છીએ. મારા બાપ સાધુ સંતને રોટલા આપતા ત્યાર પછી હું કોઇ સાધુ સંત આવે તેને મારા ગજા પ્રમાણે રોટલા આપું છું. તેમજ જમ્યા પછી દરરોજ બપોરે કુતરાને રોટલા નાખવા એવું મારે નીમ છે.

લી. આણંદ ડાયાના રામરામ વાંચજો.
ગોમટા,
તા. ૬-૧-૧૯૫૧

આણંદ બાપા, જલાબાપાના વખતના છે અને બાપા વૈકુંઠ પધાર્યા ત્યારે ૧૩ વર્ષની ઉંમરના હતા.

૬૦॥ઉ          ચતભુજ શ્રી ગજેન્દ્ર સમરત છે

સ્વસતશ્રી અમરેલી શુભ સ્થાને સર્વે ઉપમા લાયક ભાઇશ્રી પાચ કાળા વસરામના પરિવારની ચરણજીવી હોજો

એતાનશ્રી વીરપુરથી લી ભગત જલારામના રામ રામ વાચજો

બીજુ લખના કારણ એ છે જે તમારો કાગળ ૧ ઠા પીતાંબર જોડા સાથે આવતા પોતો છે ઠા પીતાંબરે બધી વાત કરી છે તમે સરવ મુઝાવ છો તે મુઝાવા દેના નહીં તમારે શ્રી ઠાકોરજીનો ભરોસો સત ઇાનત ૧ રાખવી શ્રી ઠાકોરજી સરવ વાતની સભાળ રાખશે ભાઇ વશરામ રાજી થાએ એમ કરજો તમારા ઠાકોરજી તમ ભેળા છે તેને રાખવા ને એ ઠાકોરજી સરવ વાતે રૂડું કરશે જેઓ સમરત એ ઠાકોરજી તમારી પાછળ છે તે જાણજો

સવત ૧૯૦૪ના પોષ વદી ૫ વાર શની

૬ ભગત પોતાના છે

ઠા. પીંતાબરમાં બાકી
અસત કરમ નથી.

આ પત્ર પૂજ્ય બાપાએ અમરેલીના પોતાના સેવક કાળા વસરામ ઉપર લખેલો છે

વાત કોઈ મુઝવણની લાગી હશે એટલે કાળા વસરામે પૂજ્ય બાપા ઉપર કાગળ લખી કા પીતામ્બર જેઠા સાથે તે કાગળ વીરપુર મોકલેલ અને તે કાગળનો જવાબ પૂજ્ય જલારામ બાપાએ લખેલ છે

આ કાગળમા નજરે પડે છે ખાસ શબ્દો 'ઠાકોરજી' 'ઠાકોરજી સરવ વાત રૂડી કરશે' 'ઠાકોરજી સભાળ રાખશે'... 'ઠાકોરજી સમરથ છે'

આ કાગળમા ક્યાય 'હુ' કે 'મારો' શબ્દ બાપાએ લખ્યા નથી

અને આજે !!

જય જલારામ.

# પરચા પત્રો.

**અત્તરની શીશી અને અત્તરના ફાયા.**

પ્રભુજી એ અત્તરની શીશી છે અને ભક્તો એ અત્તરના ફાયા છે, પરંતુ એ તો સૌ કબુલ કરે એવી વાત છે કે અત્તરની શીશી પોતે સુગંધ આપે એ કરતાં અત્તરના ફાયા વધુ સુગંધ ફેલાવે છે જેથી અત્તર સ્વરૂપ ભગવાનની સુવાસ ફેલાવનાર ફાયા રૂપી એના ભક્તો પ્રભુજીને વહાલા હોય છે એટલે ભગવાનની સુવાસ... સુગંધ... ફેલાવનાર ભક્તોના જીવન ચરિત્રો વાંચવા એ પણ જીંદગીની એક મોજ છે.

જય જલારામ

અમેરિકાનો જ્ઞાની પુરુષ વોલ્ટ વ્હીટમેન પણ કહેતો હતો કે, To me every hour of the light and darkness is miracle, evey cucie inch is a miracle' એટલે મારી દષ્ટિમાં દરેક કલાક ચમત્કારોથી ભરેલી છે અને દરેક જગ્યા પણ ચમત્કારોથી ભરેલી છે. માણસનો જન્મ એ પણ ચમત્કાર છે અને એવા બે માણસમાંથી બીજા માણસો જન્મે છે તે પણ ચમત્કાર છે. કુતરી વધારે બચ્ચાને જન્મ આપી શકે છે તે પણ ચમત્કાર છે. અને એક કેરીની ગોટલીમાંથી અનેક કેરીઓ નીકળે છે તે પણ ચમત્કાર છે. એક દાણામાથી અનેક દાણા નીકળે છે તેમાં ચમત્કાર છે અને એવા દરેક દાણામાંથી અનંત દાણા નીકળે છે તે પણ ચમત્કાર છે.

---

જે ભગવાન પાણીના ટીપામાંથી માણસનુ જીવન બનાવી દે છે તે ઓછો ચમત્કાર નથી જે બ્રહ્મ સર્વ વ્યાપક છે તે બે પગે ચાલી શકે છે તે પણ મોટો ચમત્કાર છે. જેને ચમત્કાર જોવા હોય તેને ઘણી જગ્યાએ રોજ દેખાય છે. ઉંદરની ગતિમાં પણ ચમત્કાર છે. કીડીની જીભમાં, ગીધની શક્તિમાં પણ ચમત્કાર છે. માણસો દિવસે અજવાળું દેખી શકે અને ઘુવડ ન દેખી શકે તો ઘુવડને એમ લાગે કે માણસોની અંદર મોટો ચમત્કાર હશે.

હાલની કેળવણી પામેલા કેટલાંક માણસો એમ માને છે કે જે આપન બુદ્ધિથી ન સમજાય તે ખરી હોઇ શકે નહિ. પણ પોતાના અજ્ઞાનથી જ્ઞાનની મર્યાદા બાંધવી નહિ.

**સ્વામી માધવતીર્થજી, 'સિદ્ધિઓ અને ચમત્કારો' માંથી**

ૐ [illegible]

[illegible]

## ક્યાંક નોંધ કરી રાખજો

કે......

૧. ઈ. સ. પૂર્વે ૩૦૬૬ માં પ્રભુએ દ્વારકા વસાવી ત્યારે કૃષ્ણ પ્રભુની ઉંમર ૨૪ વર્ષની હતી.

૨. જ્યારે શ્રી કૃષ્ણ પ્રભુ અર્જુનના સારથિ બન્યા ત્યારે પ્રભુની ઉંમર ૫૫ વરસની હતી.

૩. ઈ. સ પૂ. ૩૦૬૬ માં જરતવારથમી થએલી અને પ્રભુએ દેહોત્સર્ગ કર્યો ત્યારે શ્રી હરિની ઉંમર ૧૧૯ વર્ષની હતી

૩

# બાપાનો આશરો લીધો.

MULCHAND C PAREKH
MA BL.

Residence :
11 Justice,
Chandra Madhav Road
BHOWANIPUR

Office
C o K WORAH & Co. Ltd
135, CANNING STREET,

Office ... Col 3424
Residence .. P K 3061

CALCUTTA, 1st Sept 47

સુરુજી શ્રી સૌભાગ્યચંદભાઇની સેવામાં,

આપનો તા. ૨૮-૮-૪૭નો લખેલ પત્ર આજરોજ મને મળ્યો છે. વાંચી ખૂબ આનંદ થયો છે. વળી પણ તેવીજ રીતે અવાર નવાર લખી આભારી કરશોજી.

મારા પત્રમાં 'બાપાનો સેવક' એમ મેં સહી કરી છે તેમાં જરાયે અતિશયોક્તિ નથી. બાપામાં મને પહેલેથી શ્રદ્ધા છે. કારણ કે મારા માતપિતાએ બાપાના સંબંધમાં મને ઘણીજ વાતો કરીને મારામાં શ્રદ્ધા બેસાડી છે. એક વર્ષ પહેલાં હું દાર્જીલીંગ ગયો હતો ત્યારે ઘોડા ઉપરથી પડી ગયો અને બંન્ને ગોઠણમાં સખ્ત લાગી ગયું. હું લંગડો કાયમનો રહી જઇશ એમ બધાને ડર લાગ્યો ત્યારે મેં બાપાનો આશરો લીધો હતો. પરિણામે આજે બન્ને પગે તદ્દન આરામ છે. એ બાપાનો સાક્ષાત પરચો મળવાથી મારી શ્રદ્ધા વધારે સજ્જડ થઇ છે.

મારા પિતાશ્રીની તબિયત સારી છે. ઉપવાસથી અશક્તિ ઘણીજ વધી ગઇ છે. છતાં બાપાની સહાયથી અને આપ જેના શુભેચ્છુઓની લાગણીથી ઉપવાસ નિર્વિઘ્ને પાર પાડશે તેવી આશા છે.

લોહાણા વસ્તીપત્રક (કલકત્તા)ની DIRECTORY આપને હું મોકલી આપીશ. અહિં સર્વે કુશળ છીએ.

લી. મૂળચંદના પ્રણામ.

## ૪

# મને તો બાપાના નાના મોટા ઘણા પરચા મળે છે.

P B. No. 640
NANDLAL ANDERJI TELI KAMPALA.
Date 15-12-47

મુરબ્બી ભાઇશ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ,
શ્રી વીરપુર.

પરચા માટેની વિગત નીચે મુજબ છે.

તા. ૧૫-૮-૪૭ ના આઝાદ હિન્દને દિવસે મારે ત્યાં મેમાન મારા સાઢુ આવ્યા. તેમનો દીકરો ઉમર વરસ ૩ નો મારી મેડી ઉપરથી બજારમાં જોતા પડી ગયો અને બેશુદ્ધ થઇ ગયો. અમો હોસ્પીતાલમાં લઇ ગયા. બજારમાં વાત ફેલાઈ ગઇ કે નંદલાલની મેડી ઉપરથી છોકરૂં પડી ગયું અને ગુજરી ગયું પણ પૂજ્ય બાપાની માનતાથી છોકરાને આરામ થઇ ગયો. ૧ માસ હોસ્પિટલમાં રહેવું પડયું, અત્યારે કોઈ પણ જાતની ખોડ નથી બિલકુલ આરામ છે.

બીજો પરચો મારા છોકરાને પક્ષઘાત જેના નીવલ જાતના રોગ થાય છે અને અહીંઆ કંપાલામાં લગભગ ૧૦ થી ૧૫ છોકરાવને એ પ્રમાણે થઇ ગયું. મારા છોકરાને એ પ્રમાણે થઇ ગયું હતું. મારા છોકરાને પૂજ્ય બાપાની માનતાથી આરામ છે બાકી બીજા ઘણા કેસો એટલા ફળીભૂત થયા નથી. મને તો બાપાના નાના મોટા ઘણા પરચા મળે છે.

ઉપર પ્રમાણે છેલ્લા દોઢ વરસથી બે દાખલા મારા પોતાના છે. એજ.
તમારા કાગળનો જવાબ મોડો લખાણો છે તો માફ કરશો.

પૂજ્ય ગિરધરરામ બાપાની જયસુખરામભાઇના લગનની કંકોત્રી પણ મળી પૂજ્ય જલારામ બાપાની કૃપાથી અમો બધા કામકાજે તથા શરીરે સુખી છીએ પૂજ્ય જલારામ બાપાની કૃપા છે એજ કામકાજ માથે પત્ર લખવા મહેરબાની કરશો.

એજ. લી. સેવક નંદલાલ અંદરજી
ના જય જલારામ.

પૂજ્ય ગિરધરરામ બાપાને મારા જય જલારામ કહેશો. જયસુખરામ ના લગ્નનું કામકાજ આનંદથી પતી ગયું હશે તે તમારો પત્ર 'રી જાણીશું'.

## ૫

## બાપાએ રાતના ૧॥ વાગ્યે સિપાઇને પ્રેરણા કરી કે "જા આ મારા ગરીબ સેવકની હાટડી સળગી જશે, માટે તેને ઉઠાડ."

HARILAL TRIBHOVAN,

તા ૧૮-૨-૪૮

સરવે સુરભ્બીશ્રી સાભાગ્યચંદ મંગળજી રાજદેવ,
જોગ શ્રી વીરપુર

જત લખવાનું કે તમારા તરફથી થોડા દિવસ પહેલાં પત્ર ૧ મળેલ તથા ફોટા થોડા કનરતુ ૧ બુક પોસ્ટથી મળ્યું છે વાંચી બહુજ ખુશી થયા છીએ તેવીજ રીતે દર વખત લખતા રહેશો એવી આ સેવકની માગણી છે

બીજું જલારામ બાપાની કૃપા કાયમ રહે એવી આ સેવકની તમારી પાસે આશાવાદની માગણી છે

બીજું મજકુર પત્ર સાથે પોસ્ટ ઓર્ડર ૩ નંબર ૩ ૧૨
૫૩૬૬૬૪ શિ ૧૦
૫૩૩૧૩૯ શિ ૨૦
૫૩૩૧૩૮ શિ ૨૦
૫૦ કુલે શિ પચાસનો મોકલ્યો છે

ઉપરના શિલિંગ ૫૦) આ કે પચાસ પૂરા બાપાની ગાદીએ ધરી વળતા દેવરામ હરિદાસ મોરજરીઆના નામની રસીદ મોકલશો તે અમોને આપી ગયા હતા કે આ પોસ્ટલ ઓર્ડર મોકલી આપશો

બીજા પોસ્ટ ઓર્ડર ૩ શિ. ૨૦
શિ. ૨૦
શિ ૧૦
—
૫૦

કુલે પોસ્ટ ઓર્ડર ૬ કુલે શિ. ૧૦૦) એકસો પૂરા છે.

આ સાથે શિ. ૫૦) અંકે શિલિંગ પચાસ પૂરા છે તે અમારા વતી બાપાની ગાદીએ ધરી વળતા અમારા નામની રસીદ મોકલશો. બીજું ખાસ લખવાનું કે, અમારી દુકાનમાં આગ લાગેલ પણ બાપાની કૃપાથી બચી ગયા છીએ.

બાપાએ રાતના ૧॥ વાગે સિપાઇને પ્રેરણા કરી કે "જા આ મારા ગરીબ સેવકની હાટડી સળગી જશે માટે તેને ઉઠાડ" અને બાપાની કૃપાથી એકદમ બચી ગયા છીએ નહીંતર સવારે ભીખ માગવાનો વારો હતો પણ બાપા ગરીબના બેલી છે. તેમણે અમારા ગરીબની લાજ રાખી છે. ખાલી શિ. ૩૦૦ ની નુકશાનીથી બચી ગયા છીએ. જલારામ બાપા આ પ્રમાણે દરેકની લાજ રાખે અને કાયમને માટે શરીરે સાજા અને સુખે રોટલા આપે એજ જલારામ બાપા પાસે માગણી છે. ( સમય પર લાજ રાખે ) બાકી બાપાની કૃપાથી ખુશી આનંદમાં છીએ અને બાપા કાયમ માટે પ્રેરણા કરે અને ફૂલ નહિ ને ફૂલની પાંખડી કાયમ બાપાની ગાદીએ ધરાતી રહે એજ બાપા પાસે માગણી છે. તમારા લખાણ મુજબ મોમ્બાસાથી ફોટા મંગાવી લેશું.

જલારામ બાપાના સેવક જે તમોએ લખેલ કે પોપટ જોશી એન્ડ કું. તેની અમારી સામે જ દુકાન છે. અમોએ તેમને તમારા કાગળની વિગત જણાવી હતી. એજ અમારા સરખું કામકાજ લખશો એજ. ફોટા થોડા મોકલશો.

લી૦ સેવક,
હરિલાલ ત્રિભોવનના
જે જલારામ વાંચજો.

૬

## શ્રી જલારામ બાપાની કૃપાથી મારી મનોવાંછના ફળી છે.

ઠા. મથુરાદાસ જાદવજીની કું.
વીસાવદરવાળા
ઘીના વેપારી અને કમીશન એજન્ટ

નં. ૨૪૪, કાલબાદેવી રોડ,
મુંબઈ, તા. ૧-૭-૧૯૪૮

પૂજ્ય બાપાશ્રી,

પ્રાતઃસ્મરણીય ભક્તરાજ શ્રી જલારામ બાપાની કૃપાથી મારી મનોવાંછના ફળી છે, મને નીચે દુકાન ભુલેશ્વરમાં નવું બંધાયેલ મકાન જયહિન્દમાં મળી ગયેલ છે. આજે માનતા પૂરી થાય છે અને બાપાની ગાદીએ રૂપિયા ૩૫૧) ત્રણસો એકાવન ધરી તેનું અનાજ લઇ અન્નક્ષેત્રમાં મોકલીશ તે માનતા પ્રમાણે આજે રાજકોટ સુરજીભી દેવચંદ હંસરાજને લખ્યું છે તે ત્યાં આવી રૂપિયા ભરી અનાજ લઇ આપશે તે ત્યાં અન્નક્ષેત્રમાં વાપરી નાખશો. બાકી આપની દયાથી આનંદમાં છીએ. આગળના કાગળનો જવાબ નથી તો લખશો.

કામકાજ ફરમાવશો બાબુભાઇને પ્રણામ.

લી. સેવક
હરિદાસ મથુરદાસ

---

૭

## બાપા કળિકાળમાં સાચેજ જાગતી જ્યોત છે.

ભક્તવર શ્રી સૌભાગ્યચંદજી.

જત શ્રી બાપાની દયાથી આપ આનંદ કુશળ હશો. બીજું એક પૂજ્ય ભક્તાણી બાય તરફથી શ્રી બાપાએ એમનું કાર્ય કરી આપ્યું તે અર્થે મુજ દાસ પાસે રૂા. ૧૫) નો મનિઓર્ડર કરાવ્યો છે. મનિઓર્ડર હું તા. ૧૧ મીએ કરીશ. મજકુર બાય તરફથી આ ભેટ શ્રી બાપાને ચરણે

પરજો. 'બાપા કળિકાળમાં સાચેજ જાગતી જ્યોત છે.' એમાં કશો સંદેહ નથી. બીજું પૂજ્ય શ્રી બાપા (શ્રી જલારામ બાપા) ના જીવન ચરિત્રની ચોપડી અને નીચેને સરનામે વી. પી. થી મોકલી આપવા કૃપા કરશોજી. સાથે શ્રી બાપાના વણ ફોટાઓ પણ મોકલશોજી. મારૂં સરનામું નીચે મુજબ છે.

Minocher Ardeshir Desai
Desai Street.
NAVASARI.

આપનો સેવક,
મીનોચહેર અરદેસર દેશાઇ

તા. ક.– પૂજ્ય શ્રી બાપાના ચરણોમાં મુજ દાસાનુદાસના અનંતકોટી સાષ્ટાંગ દંડવત નમસ્કારો.

---

૮

## બાપાનો મહિમા કાગળમાં વર્ણવ્યો જાય તેમ નથી.

THE KAMPALA PETROL STATION Ltd.
P. O. Box No. 541.
KAMPALA.

શ્રી ૧૧

તા. ૧૭–૪–૪૯.

પૂજ્ય બાપા ગિરધરરામ હરિરામની સેવામાં જોગ, શ્રી વીરપુર.

કમ્પાલાથી લી. ઠક્કર ચત્રભુજ ચકુભાઈના જય જલારામ વાંચશો.

જત જલારામ બાપાની કૃપાથી તથા આપની કૃપાથી અમો બધા ખુશી આનંદમાં છીએ. જત આજરોજ ચેક ૧, રૂા. ૧૦૦)નો અંકે એકસોનો નેશનલ બેંક ઓફ ઇન્ડીયા લી મુંબઇ ઉપરનો આપના નામનો મોકલાવેલ તે સ્વીકારી જલારામ બાપુની ગાદીએ ધરશો. બાપાના પ્રતાપથી તથા આપના પ્રતાપથી અમો જે જે કામ કરીએ છીએ તેમાં સફળતા મેળવીએ છીએ. 'બાપાનો મહીમા કાગળથી વર્ણવ્યો જાય તેમ નથી.' દરેક કામમાં બાપાનું નામ લઇને કરીએ તેમાં ફતેહ નીવડે છે તેટલી બાપાની અમિદ્રષ્ટિ અમારા ઉપર છે, જે પ્રભુ પાસે માગણી છે. બાપાની કૃપા અમારા ઉપર સદા હો તેવી પ્રભુ પાસે માગણી છે. અમારા ચિ. ભાઇ અમૃતલાલ

પણ આપના તરફ આવી ગએલ છે. તે બે ત્રણ મહીના ખાસ ફરવા વાસ્તેજ આવેલ હતા હવે તે પાછા આવે છે તે જલારામ બાપાની કૃપાથી તા. ૨૬-૪-૪૯ ના અહીં આવી જશે. સુરજબી સૌભાગ્યચંદભાઇને મારા લાલત કરી જય જલારામ કહેશો. તેની સેવા બાપાની ઘણી છે રૂપિયા મલ્યેથી પહોંચ લખશો.

અમારા ઉપર જે આપની અમિદ્રષ્ટિ છે તેવીજ કાયમ રહે તેવી પ્રભુ પાસે મારી માગણી છે. કામકાજ ફરમાવશો. તુરત પહોંચ લખશો.

લી. આપનો સેવક,
ચત્રભુજ ચકુભાઇના
જય જલારામ વાંચશો.

—૦—

## ૯

## ડોકટરો જેમાં ફેઇલ ગયા છે........

શ્રી દારેસલામ, તા. ૯-૮-૧૯૪૯.

પરમકૃપાળુ રઘુકુલમણી શ્રી રામચંદ્રજીના વ્હાલા પરમ ભકતરાજ પૂજ્ય જલારામ બાપાના પવિત્ર ચરણ કમલમાં અમો સર્વ કુટુંબીજનોના સાષ્ટાંગ દંડવત પ્રણામ હોજો. શ્રી વીરપુર.

જત નમ્ર વિનતિ સાથ જણાવવાનું કે, આ સાથે હુંડી રૂા. ૧૧૬I એકસો સવાસોળની બીડી છે તે પૂજ્ય બાપાની ગાદી પર ધરી, આ રકમ ફુલ નહીં ને ફુલની પાંખડી સમજી આ સેવકની એક નજીવી સ્વીકારવા કૃપા કરશો.

હવે થોડો ટુંક સાર બાપાના પરચા વિષે જણાવું છું તે નીચે મુજબ છે:

હું આજથી બાર માસ પહેલાં અમારા પૂજ્ય બહેનને ત્યાં રવિવારને દિવસે બેસવા ગયો હતો, તે વખતે મારા બનેવી શ્રીમાન દેવરામભાઈએ જલારામ બાપાની બુક વાંચવા માટે આપી. તે વાંચી મને બાપા ઉપર શ્રદ્ધા થઇ અને બાપાની દયાથી તે શ્રદ્ધા દિવસે દિવસે વધતી ગઇ જેના બળે મેં કેટલીક વખત માનતા કરી હશે તે બરાબર માનતા ફળી છે. અને બાપાનો પરચો બહુજ જોયો છે. બાપા અત્યારે મને હાજરાહજુર છે. કેટલી વખતે 'ડોકટરો જેમાં ફેઇલ ગયા છે. ત્યારે બાપાના ચાર કલાકના ભજનથી તે આરામ થયાના ચમત્કાર નજર આગળ જોયા છે. બાપા માટે

જેટલી શ્રદ્ધા રાખીયે તેટલી ઓછી છે.' આવા કેટલાક બાપાના પરચા જોયા પછી અમારા ઘરમાં બધાને બાપા ઉપર શ્રદ્ધા બેસી ગઇ છે !' બાપાની અમારા ઉપર જે દયા થઇ છે. તેની પત્ર ઉપર પ્રસંશા લખીયે તેટલી ઓછી ગણાય.

બીજું બાપાનો એક ફોટો જો તમારી પાસે હોય તો વળતી પોસ્ટમાં જરૂર મોકલશો. બુકમાંથી મેં એક ફોટો કાઢી પૂજામાં રાખેલો છે. અને બીજો હરિરામ બાપા સાથે જે બાપાનો ફોટો છે તે પણ મેં અત્રેથી મેળવ્યો છે. પણ જો બાપાનો મોટો ફોટો હોય તો તે અને બાપાના પરચાની નવી આવૃત્તિની બુક નીકળી હોય તો તે જરૂર મોકલશો. અમારી વિનંતિ છે.

બાપાની ગાદીએ અમારા સર્વના દંડવત્ પ્રણામ હોજો. શ્રીમાન બાપા ગિરધરરામ બાપા તથા જયસુખરામ બાપાને તથા શ્રીમાન બાપાને તથા શ્રીમાન મંગળજીભાઇને અમારા સર્વના પ્રણામ પાઠવશોજી. વિશેષમાં ત્યાં જગ્યામાં વ્યવસ્થા કેવી રીતે ચાલે છે, આવક કેમ છે. તે જો હરકત ન હોય તો જણાવવા કૃપા કરશો અને દેવદર્શનમાં યાદ કરશો. વળતી હુંડીની પહોંચ લખશો.

લી. આપનો દાસોનો દાસ
ત્રીભોવનદાસ પુરૂષોત્તમ કારિયાના
દંડવત્ પ્રણામ વાંચશોજી.

તા. ક. મારૂં સરનામું :
ટી. પી. કારીયા
પોસ્ટ બોકસ નાં. ૩૬૦
દારેસલામ ( ઇસ્ટ આફ્રિકા )

---

કહેવાતો સુધારો આપણે ઢોંગી કેમ બનવું તે બતાવે છે. મનમાં જ્યારે એક વાત હોય ત્યારે મોઢેથી તે બીજી વાત કરવાને શિખવે છે. અને સભ્યતા, અદબ અને કોઇ વખત કેળવણી એવા નામો આપવામાં આવે છે. જો આવો "સુધારો" જમાનો આવીજ જાતની અદબ અને સભ્યતા શિખવતો હોય અને કેળવણી આપતો હોય તો આવી અદબ, સભ્યતા અને કેળવણીથી બેનસીબ રહેવું બહેતર છે.

દીનશાહજી ગોરાબજી પાઉવાલા
હોંગકોંગ.

## ૧૦

## મારે ત્યાં પુત્ર કેમ નહિં ?
## માનતા કરી અને પુત્ર જન્મ્યો.

MANILAL ANANDJI,
87, Laxmidas Khimji Market,
3rd Lane, BOMBAY 2

તા. ૩-૨-૧૯૫૦

પૂજ્ય બાપા ગિરધરરામજી હરિરામજી વીરપુર.

મેસર્સ ડી. આણંદજી કું. તરફથી રૂા. ૧૦૧-૦-૦ એકસો એક બાપાની ગાદીએ ધરવા માટે મને આપવામાં આવેલ છે જે આજે પોસ્ટ ઓફીસ અત્યારે બંધ થઇ છે પછીના બે દિવસ બંધ છે તો અહિં જો હુંડીપત્રવાળું ખાતું ચાલતું હોય તો રૂા. ૧૦૧) ની હુંડી મારા ઉપર કરી દેશો. અને હુંડી ન કરવી હોય તો લખશો તો મનિઓર્ડરથી મોકલી આપીશ.

ડી. આણંદજી કું. ના ગોડાઉનની ખટપટ ચાલતી હતી ખટલો કોર્ટે ચડયો તે અરસામાં બાપાના જીવનચરિત્રનું પુસ્તક જે મારી પાસે હતું તે ડી. આણંદજીવાળા ધારશી શેઠે વાંચવા માંગ્યું વાંચ્યા પછી શ્રદ્ધા બેઠી અને ગોડાઉનવાળો ઝઘરો પોતાની તરફેણમાં આવે તો રૂા. ૧૦૧) બાપાની ગાદીએ ધરવાની માનતા કરી તે ફળી અને રૂા. ૧૦૧) મને મોકલી આપવાની સુચના સહીત રોકડા આજે આપી ગયા.

મારે ત્યાં બાપાની કૃપાથી લગન પછીનાં ૧૯ મે વર્ષે આ વર્ષના કારતક માસમાં છોકરો જનમ્યો છે. આ અગાડી કંઈ સંતાન હતું નહીં. છેલ્લા ત્રણ વર્ષથી બાપામાં શ્રદ્ધા બેઠી અને કેટલીક સુસીબતોમાંથી ઊગર્યો. હું વીરપુર એક વખત આવેલો તે પણ માનતા ઉતારવા. તે વખતે બાપા પાસે માંગણી કરી કે મારે ત્યાં પુત્ર કેમ નહીં ? મારે ત્યાં પુત્ર અવતરે તો પુત્રને લઇ હું તમારી ગાદીએ પગે લગાડું અને નામકરણ વિધી ગિરધરબાપાના હસ્તે કરાવીશ. ત્યાર પછી થોડા મહીને મારે ઘેરથી અને મારાં માતુશ્રી વીરપુર આવ્યાં (સં. ૨૦૦૫ ના મહા માસમાં) અને તેઓએ પણ આવીજ બાપા

પાસે માંગણી કરી. કલ્પનામાં પણ નહીં ઊતરે તેવું પરિણામ આવ્યું. જ્યાં કંઇ આશા રાખવા જેવું ન હતું ત્યાં તાત્કાલીક પરિણામ જોયું. ખરેખર બાપાની મારા ઉપર અજબ રહેમ થઇ અને પુત્ર રત્નની ભેટ કરી. હું રહું છું તે મકાનમાં પણ બાપા પ્રત્યે અજબ શ્રદ્ધા બેઠી અને અવારનવાર બાપાના ગુણગાન થયા કરે છે બાપાની કૃપાનું આ ફળ જાણી અત્યારે છોકરાને બધા 'ભગત' કહીને બોલાવે છે છોકરાંઓ 'જલાબાપાના ભગત' કહીને બોલાવે છે.

છોકરો ૩ા માસ પુરા કરી ૪ થા માસમાં પસાર થાય છે. નામવિધી માટે વીરપુર આવવું છે બનતા સુધી વૈશાખ માસમાં આવશું તે અગાઉ ટપાલથી ખબર આપશું.

લી. સેવક,
મણીલાલ આણંદજીના
જય જલારામ વાંચશો.

---

૨૨

## 'મેં માનતા લીધી અને બાપાએ ચંદુને સાજો કર્યો.'

આજથી દસ માસ પહેલાંની વાત છે. મારો છોકરો નામે ચંદુલાલ અમારા ત્રણ છોકરાંમાં સૌથી મોટો છે. તેની ઉંમર સાત વર્ષની છે. એ વખતે રાતના સમયે, ઘરનાં તેમજ મારા ભાઇઓ તેમના ઘરના કામધંધેથી આવી, જમી અને આનંદથી ૯ થી ૧૧ાા વાગ્યા સુધી આડીઅવળી વાતો કરતાં બેઠાં હતા. આશરે અગ્યારે અમો બધા છુટા પડયા. ત્યારબાદ અમો પથારી કરી આડા અવળા સુઈ ગયેલાં છોકરાંઓને ઠેકાણે સૂવાડયા.

પથારીમાં પડયો પડયો હું 'વંદે' નામનું છાપું વાંચતો હતો બરાબર બારના ટકોરા થયા ત્યાં તો એકાએક મારા મોટા છોકરા ચંદુને ઉંઘમાં ઉલટી થઇ, તરતજ હું ઉભો થયો અને મારી પત્નિને જગાડી અને વાત કરી કે, 'ચંદુને પથારીમાં એકદમ ઉલટી થઇ છે.' તે તરતજ તેને તેડીને ખાળમાં લઇ ગયાં.' ત્યાં ગયા બાદ બીજી ઉલટી થઇ અને,ખરડ્યુ પણ ખરૂ. અમો બંને પડખે ઉભા હતા, કુદરતની છોકરાની આંખની કીકીમાં ફેરફાર થયેલો અને મોઢું વાંકુ થઇ ગયું હોય તેવું મને લાગ્યું. હું ગભરાયો. જલદી બારણું ખોલીને મારા મોટાભાઇ નામે રાઘવજી જે મારી ઉપર ઘોષિ

માળે રહે છે તેમને જગાડયા. તે તરત જ નીચે આવ્યા અને ચંદુને તરતજ ડૉક્ટર પાસે લઈ જવાની સલાહ આપી. અમે તરત જ છોકરાને જેમ તેમ ઊપાડીને, ભુલેશ્વ કબુતરખાના પાસે રાતના એક ડૉક્ટર જેનું નામ ડગલી ડૉક્ટર તરીકે જાણીતું છે, તેને બતાવવા લઇ ગયા. ત્યાં ડૉક્ટર મળ્યા નહિ. કમ્પાઉન્ડરને અમે વાત કરી. કમ્પાઉન્ડરે પણ સ્થિતિ જોઇને ડૉક્ટરને ઘેર ટેલીફોન કર્યો. ત્યાંથી તેને જવાબ મળ્યો કે, 'ફલાણી દવા આપો.' દવા લઇ અમે ઘેર આવ્યા. ત્યારબાદ દવા પાઇ અને અર્ધા કલાકે ચંદુ ભર ઉંઘમાં સૂતો.. ત્યારપછી મારા ભાઈ પણ પોતાને ઘેર સૂવા ગયા. પણ લગભગ એકથી દોઢ વાગ્યે ફરી તેની તેજ હાલત. ઊલટી અને ઝાડા શરૂ થયા. આંખ પણ ઠેકાણે મળે નહિ. તેમાં ઓણમાં પૂરું મારો પગ પાકેલો, હું પગ દુઃખે એટલે ચાલી પણ શકું નહિ, હવે આ સમયે મારે કોને બોલાવવા ? મેં તરત જ આયમસ પેટાવ્યો અને ચંદુના પેટ ઉપર શેક કરવો શરૂ કર્યો.

પણ દરદે એકદમ જોર કરવા માંડયું. ફરી બારણું ઉઘાડી બારીમાંથી બે-પાંચ જણને બોલાવ્યા મારા ભાઇને જગાડયા. તેમની જોડે મારી ભાભી વગેરે આવ્યા તે વખતે ત્યાંનું વાતાવરણ ઓર ખરાબ હતું. પણ હવે શું કરવું તેની કાંઈ સમજ પડતી ન હતી. દરેક પ્રયત્નો ચાલુ હોવા છતાં ઉલટી ઝાડામાંથી આંચકી શરૂ થઇ ગઇ. હું પણ ગભરાયો ચંદુની આંખોની કીકી ઉપર ચડી ગઈ અને સામે સફેદ કોડા જેવી આંખો દેખાઇ અને આ દૃશ્ય મારાથી જોવાણું નહિ હું એકદમ રોચવાઇ ગયો. મારી પત્નીએ મને કહ્યું કે રડો નહિ 'જલા બાપા'ને યાદ કરો, તેને ખોળે નાખી દો. તે જે કરે તે ખરૂં. મેં મારા ઘરમાં પૂજ્ય બાપાનો ફોટો હતો તે નીચે ઉતારી દીવો કર્યો અને માનતા લીધી કે, 'બાપા ! અત્યારે મારા દીકરાનું નાવ ભરદરીએ વંટોળે ચડયું છે, માટે તેના હાંકનાર તરીકે તે તમોને સોંપું છું, અને તે સહીસલામત કાંઠે આવશે તો મારી શકિત પ્રમાણે તમારી વીરપુરની જગ્યામાં અને ભંડારમાં અમુક બે મણ બાજરો અગર ઘઉં આપીશ, અને છોકરાને તમારી ગાદીએ પગે લગાડી જઇશ. તેમજ એક પારાયણ સપ્તાહ મારે ઘેર કરીશ, ત્યારબાદ ઘઉં અને દુધ, ઘી, ખાંડ ત્યાં સુધી હું આ ત્રણ વસ્તુ નહિ ખાઉં' આમ માનતા કરી. માળાના ચૌદ જણા રાતના કયા ડૉક્ટરને બોલાવવા તે માટે ગોતતા ફરતા ફરતા. બે જણા પ્રિન્સેસ સ્ટ્રીટથી એક ડૉક્ટરને લાવ્યા અને બીજા બે જણ ભુલેશ્વરમાંથી ડૉક્ટર ડગલીને લાવ્યા અને બન્ને ભેગા થયા તે વખતે અઢી વાગ્યા હશે. તે બન્ને આવ્યા બાદ બન્નેએ સંપીને ઇન્જેકશન આપ્યું. તે વખતે પણ આંચકી પૂરજોશમાં ચાલુ હતી ઇન્જેકશન આપ્યા બાદ લગભગ અર્ધા કલાકે છોકરે આંખ ઉઘાડી અને મને "કાકા" કહીને

બોલાવ્યો અને ઉંઘમાં પડયો. ફરી સવારે દસ વાગે તે ઉઠયો. પછી તેને કોઈ વ્યાધિ હતી નહિ.

તેની માનતા ઉતારવા અમે વીરપુર આવ્યા તેમજ સપ્તાહ પણ કરી લીધી છે, આ ઉપરથી બાપાએ તે દિવસે મારી લાજ આબરૂ રાખી છે. જેથી હું બાપાનો સેવક મારી જીંદગી સુધી રહીશ અને પૂજીશ.

પૂજ્ય બાપાશ્રીના આવા પરચા તો મને ચારથી પાંચ વખત ખરેખરી રીતે મળ્યા છે. આવો જ પરચો એક મારા મિત્ર કંડોલીઆ બ્રાહ્મણનો કિસ્સો અગાઉ 'લોહાણા હિતેચ્છુ' માં આવી ગયો છે. હાલ તેને બીજો પરચો પણ મળ્યો છે.

જગજીવન આણંદજી મેવાવાળા
તા. ૯-૬-૫૦ ભૂલેશ્વર, મુંબઈ.

---

૧૨

## મારા વહાલા જલારામ બાપા મારૂં સંકટ કાપી સહાયતા કરે છે.

શાહ રાયચંદ આણંદજી,
મરચન્ટ એન્ડ કમીશન એજન્ટ
વેરાવળ બંદર તા. ૨૭-૧૨-૫૦

શ્રીયુત પરમ પૂજ્ય ભકતરાજ બાપા, ગિરધરરામ હરિરામ બાપાની પવિત્ર સેવામાં.

તલાલાથી લી. ઠા. રૂગનાથ લવજીના જય જલારામ વાંચશો. જત પૂજ્ય જલારામ બાપા આ કળિયુગના જમાનામાં સાક્ષાત દેવ છે. જેની અમારા કુટુંબ ઉપર મહાન દયા છે તેની કૃપાથી અમો ઘણા કુશળ છીએ. જ્યારે જ્યારે સંકટ પડે છે ત્યારે હું પૂજ્ય બાપાને યાદ કરૂં છું અને મારા વહાલા જલારામ બાપા મારૂં સંકટ કાપી સહાયતા કરે છે, તેને મારે માટે તસ્દી લેવી પડે છે તે માટે પૂજ્ય જલારામ બાપા પાસે ક્ષમા માગું છું.

મેં એક વેપાર કરેલ, તેમાં નુકસાની જતી હતી, બાપાને યાદ કરતાં જ બાપાએ નુકસાનીમાંથી બચાવી લીધા તે બદલ એક એક રૂા. ૧૦૫ એકો

પાંચનો એસ. ૧૧૩૭૮૮૩ ધી બેંક ઓફ ઇન્ડીયાનો રાજકોટનો મોકલ્યો છે તે સંભાળી લઇ સ્વીકારી અન્નક્ષેત્રમાં વાપરશો. પહોંચ તુરત લખશો.

મને પોતાને ત્રણ વરસ પહેલાં બિમારી હતી. એટલે જ્યાં મારી જીંદગીનો ભરોસો ન હતો તે પૂજ્ય જલારામ બાપાની કૃપાથી તથા તેના ઉપર શ્રદ્ધાથી આરામ થયો છે.

પૂજ્ય બાપાના તે પરચાથી મારૂં દિલ બાપા પ્રત્યે અડગક શ્રદ્ધામય બન્યું.

ગયા માસમાં ભાઇ વીઠલદાસની વહુને જુનાગઢ ડૉક્ટર પાસે તથા સોનગઢ જીંથરી ડૉક્ટર પાસે સારવાર કરાવતા ટી. બી. થઈ જવાના રિપોર્ટો મળ્યા. તે પછી ભાઇ વીઠલદાસ તથા વહુ પૂજ્ય બાપાના દર્શનાર્થે વીરપુર આવ્યા ત્યારબાદ વહુને પૂર્ણ શ્રદ્ધા બંધાણી અત્યારે દવા છોડી દીધી છે. અને પૂજ્ય જલારામ બાપાના નામની દવા શરૂ કરેલ છે, બાપા કાં આરામ કરે નહિતર દવા શું કરવાની છે તેવી પૂર્ણ શ્રદ્ધાથી હઠ લીધી છે. બાપાની દયાથી વલતર છે અને પૂર્ણ વિશ્વાસ છે કે, બાપા તેના ડૉક્ટર થયા છે અને મેં તે બાબતની માનતા લીધી છે જેથી ડૉક્ટર પાસે સારવાર કરાવતાં મન માને એમ નથી એટલે અમો કુટુંબ સહિત આવી મનની ધારણા પૂરી કરી જશું. તમો અમારા વતી પૂજ્ય જલારામ બાપા પાસે વિનંતિ કરશો કે વીઠલદાસભાઇની વહુને વેલાસર આરામ થઇ જાય. વહુને આરામ થયા પછી પૂજ્ય બાપાના પરચામાં આ પરચો છપાવવા મહેરબાની કરશો. આવી રીતે બાપાને વારંવાર તસ્દી આપું છું તે માટે પૂજ્ય બાપા પાસે હું ક્ષમા માગું છું. આ પત્ર સૌભાગ્યચંદભાઇને વંચાવશો તથા બાપા જયસુખરામ બાપા, વગેરે જે કોઇ સંભાળે તેને મારા જય જલારામ કહેશો.

ચેકની પહોંચ તથા પત્ર તુરત લખશો.

લી ઠા. રૂગનાથ લવજી ખીરધારવાળાના
જય જલારામ વાંચશોજી.

## ૧૩
## મારો પુત્ર ખોવાઇ ગયો હતો.

જય જલારામ બાપા

કાનજી કાળા સોલંકી,
પો. બો. ૧૩૧૫,
કમ્પાલા, તા. ૧-૮-૫૧

પૂ. ભકતશિરોમણી, શ્રી ગિરધરરામજી બાપાની સેવામાં શ્રી વીરપુર.

સવિનય લખવાનું કે, આજરોજ આ કાગળ જોડે રૂપિયા ૧૦૧-૨-૦ ની નોટો બીડેલ તે જે સંભાળી લેશોજી. અને વળતા પહોંચ લખવા મે. કરશો.

મારો પુત્ર બાર વરસનો ખોવાઇ ગયો હતો, અને જડે તો મારે જલારામ બાપાની જગ્યામાં રૂપિયા મોકલવા એવી મેં માનતા કરેલ જે જડી ગયો છે અને પુજ્ય બાપાએ મારા ઉપર દયા કરી છે અને માનતા ફળી છે, જે માનતાના રૂપિયા આ કાગળ સાથે મોકલાવેલ છે તો તે રૂપિયા બાપાની ગાદીએ અમારા વતી ધરશો અને ત્યાર પછી આપને યોગ્ય લાગે તે જગ્યાએ ઉપયોગ કરશો.

અમારા વતી બાપાને પગે લાગશો અને તેમના આશિર્વાદ સાથે પત્રનો જવાબ લખશો.

લી. કાનજી કાળા સોલંકી
દઃ રમેશના જયહિંદ વાંચશો.

---

ખુદાની એક ચિત્તથી બંદગી કરવા માટે રોજ ખાસ થોડો વખત એ કામને માટે રોકવાનું નહિ બનતું હોય તો ગાડીમાં, ટ્રામમા, ટ્રેનમા બેઠા હોઇએ અથવા ચાલતા હોઇએ ત્યાં બંદગી કરવાની ટેવ આસ્તે આસ્તે પાડતા રહેવું. જેટલા પ્રમાણમાં અને જેવા દીલથી આ કામ કરશુ તેટલા પ્રમાણમાં તેનું પરિણામ આપણને આપોઆપ દેખાશે.

- દીનશાહજી મોરારજી પાટીવાલા
હોંગકોંગ.

## ૧૪
## જે ડોકટરોએ ન કર્યું તે બાપાની આસ્થાએ કામ કર્યું

શ્રી ગિરધરરામ બાપા,

કડીરાથી લી. મનુના જય જલારામ.

જત આ સાથે શિલિંગ ૨૫ ના પોસ્ટલ ઓર્ડર મોકલ્યા છે જે બાપાની ગાદીએ ધરશો.

જે શિલિંગ મેં મોકલ્યા છે.

મારા ઘેરથી બહુજ બિમાર હતી. દવાઓ પણ ઘણી કરી પણ કંઇ ઉપાય કામ ન લાગ્યો. મને બાપાની આસ્થા પહેલેથીજ છે. મેં બાપાની માનતા કરી ફક્ત ચાર દિવસની અંદર જે ડોકટરોએ ન કર્યું તે બાપાની આસ્થાએ કામ કર્યું અત્યારે મારે ઘેરથી કોઇપણ જાતની બિમાર છે નહિ.

એજ, મનુ મહેતાના
જય જલારામ

---

## ૧૫
## બાપાની અથાગ શકિતની તારીફ થઈ શકે તેમ નથી

આર જે. રાજા,
ગામ-કાંગપીયા મોટો
કેનીયા ઇસ્ટ આફ્રિકા,

તા. ૧૮-૯-૫૨, શુક્રવાર.

પરમ પૂજ્ય માનનિય શ્રી ભકતશ્રી ગિરધરલાલભાઈની સેવામાં.
જોગ, શ્રી વીરપુર

આંબીયામોટાથી લખીતંગ સેવક રમણીકલાલ જીવનલાલ રાજાના વંદન સ્વીકારશોજી. જત લખવાનું કે મેં-જુર જમસાથે પોસ્ટ ઓર્ડર શિલિંગ ૨૫ના

મોકલાવેલ છે જે મળેથી વળતી પહોંચ લખશો. મેં થોડા રોજ અગાઉ પૂજ્ય જલાબાપાની માનતા માનેલ હતી. અને પૂજ્ય બાપાની કૃપાથી મારું કામ તુરતજ સફળ થયું આ મારા અનુભવની વાત છે. બાપાની અથાગ શકિતની તારીફ થઇ શકે તેમ નથી. પૂજ્ય જલારામ બાપાનું જીવનચરિત્રનું પુસ્તક હરહંમેશ વાંચીએ છીએ. અને બાપાનું સ્મરણ કરીએ છીએ. પૂજ્ય જલારામ બાપાનું પુસ્તક આખા ઇસ્ટ આફ્રિકામાં ઘેર ઘેર વસી રહ્યું છે તે જોતાં બાપાના પરચા બધા તાત્કાલિક નીવડે છે. એજ તમો સૌને અમારા કુટુંબીજનોના હજારો વંદન પાઠવીએ છીએ.

એજ, લી. આપનો દાસ.
રમણીકલાલના પાયલાગણ

---

૧૬

## ડોકટરોની દવાઓથી પણ ન મટયા તે ખાલી તમારી આસ્તા રાખવાથી મટી ગયા છે.

જયેન્દ્ર વેલચંદ સાવડીઆ
પી. ઓ. બોકસ નં. ૭૧૩
મોમ્બાસા,
તારીખ ૩-૧૦-૫૧

પૂજ્ય સૌભાગ્યચંદભાઇ.

આ સાથે જલારામ બાપાની માનતાનાં માનેલા રૂા. ૧૦ બીડું છું જે મળે પહોંચ લખશો.

પૂજ્ય બાપાને મારી આટલી જ પ્રાર્થના.

હે સૌનું કલ્યાણ કરનાર ! હે મંગળકારી ! હે શાંતિદાતા ! હે આનંદ સ્વરૂપ ! પૂજ્ય જલાબાપા, આજે આપની કૃપાથી મારા આંગળા જે મટીનાઓ થયા નો'તા મટતા અને આંગળીમાંથી પાણી ઝરી રાખતું હતું. ડોકટરોની દવાઓથી પણ ન મટયા તે ખાલી તમારી ઉપર આસ્તા રાખવાથી મટી ગયા છે. તમારી કૃપાથીજ મારા આંગળા સાજા થઇ ગયા છે. અને તમારી કૃપાથીજ હું આજે આપનો ઉપકાર માની શકું છું અને એ રોગમાંથી મુકત થયો છું.

એક ટીટોડી પોતાની ચાંચ વડે સમુદ્ર ઉલેચી નાખવા ઈચ્છે છે એ કેમ બની શકે જો કે એ અશક્ય છે, તો પણ તમારી દયામાં એવું છે કે, ન બની શકે તેવું હોય તો પણ બની જાય છે, તમારા નામમાં કાંઇક એવો ચમત્કાર છે કે, તેના પ્રભાવથી જે મુશ્કેલ હોય તે પણ સહેલું થાય છે, તમને વચમાં રાખવાથી જે અધુરૂં હોય છે તે પણ પૂરૂં થઇ જાય છે, અને આપ એવા કૃપાળુ છો કે જ્યાં સીધી રીતે તમારો કંઇ પણ સંબંધ ન હોય ત્યાં પણ આપ હો છો આપને મારા હજાર વખત નમસ્કાર હો આજે તો હું શુદ્ધ અંતઃકરણથી, ઉમળકાથી અને આત્મિક બળથી સૌનું કલ્યાણ ઈચ્છવાની પ્રાર્થના કરી શકું એવી મારી ઉપર કૃપા કર, જય જલારામ કી.

ડી. જયેન્દ્ર

---

## પ્રાર્થનાનું મહત્વ

ડૉ. એલેક્સી કેરેલ જેવા નોબલ પારિતોષિકવિજેતા વિજ્ઞાનીએ સંશોધન પછી પ્રાર્થનાની અગત્ય સ્વીકારી ને છડેચોક પોતાનો અભિપ્રાય જાહેર કર્યો એટલુ જ નહીં પરંતુ લુર્ઝ (Lourdes)ના દર્દીઓના સમાગમ પછી તેને પોતે વિધાન કર્યું કે રોગની છેલ્લી કક્ષાએ પહોચેલો દર્દી, ડોક્ટરોએ જેને માટે આશા છોડી દીધી હોય તે પણ જો સાચા મનહૃદયથી પ્રાર્થના કરે તો એ સાજો થાય છે ને લુર્ઝના ઇતિહાસના દફતરે એવા ભરપૂર કિસ્સાઓ નોંધાયેલા પડયા છે. એ તો એટલે સુધી કહે છે કે દર્દી પોતે જો તદ્દન અશક્ત હોત ને પોતે પ્રાર્થના ન કરી શકે તો તેને બદલે તેના કોઈ આપ્તજન પ્રાર્થના કરે તો તેની શુભ અસર દર્દીને ચોક્કસ મળે છે. આમ થકેલા માનવીના મન અને શરીર બન્નેને પ્રાર્થનાથી પ્રભાતની તાજગી મળે છે.

## ૧૭
## ડોકટર પણ ગમ ખાઇ ગયો.

" ૐ "

: જય જલારામ ;

ફિસુસુ, તા ૩-૧૧-૫૧

બાપા ગિરધરરામજી હરિરામજીની સેવામાં, જોગ શ્રી વીરપુર.

જત ફિસુસુથી લી શાંતિલાલ મકનજીના જય જલારામ વાંચશોજી. વિનંતિ સાથ લખવાનું કે તમોને આજરોજ મનીઓર્ડર શિ ૨૦૦ નું કર્યું છે તો તે મળેથી અમોને પહોંચ લખશો આ શિલિંગ ત્યાં બાપાની ગાદીએ પધરાવશો અન્નક્ષેત્રમાં વાપરશો, આ શિલિંગની માનતા મારા નાના ભાઇ નરોત્તમદાસને બ્લેક વોટર થયો હતો અને શિલિંગ બાપાને માન્યા હતા કે જો તુરત આરામ થઈ જાય તો હું દુધની અનડ રાખીશ અને શિ ૨૦૦ બાપાને મોકલાવીશ આ માનતા કર્યા પછી લગભગ ૨ કલાકે તુરતજ પેશાબ સુધરી ગયો, અને તેણે પણ પ્રાર્થના કરી હતી કે જલદી આરામ થઇ જાય તો સારૂ તો જલાબાપાએ મારી પ્રાર્થના તુરતજ સ્વીકારી હતી અને તમોને શિલિંગ મોકલ્યા પછી દુધની અગડ છુટશે, બીજું તમારૂં રજીસ્ટર્ડ પોસ્ટ મળી ગયું છે બુક વાચું છું બહુજ સરસ છે. વાચવા લઇએ ત્યારે મુકવાનુ મન પણ થતું નથી. બીજું બાપાનો ફોટો મોટો હોય તો અમોને બે થી ત્રણ મોકલાવશો બાકી બાપાના પરચા તો ખરેખર સાક્ષાત છે જાણે ભગવાન અને માનતા માની કે જાણે કાનમાં કહ્યું બીજું વળતો કાગળ તુરત લખશો. બાપાની ગાદીએ શિલિંગ મૂકી અમારી આખરી સંભાળજો બસ એજ જલાબાપાની મહેરબાની છે ત્યાં સુધી વાંધો નથી,

લી શાંતિલાલના પ્રણામ.

— —

## ૧૮
# બાપાને યાદ કર્યા ને લકવો મટી ગયો.

સ્નેહી સૌભાગ્યચંદભાઇ,

વિનંતી સાથ લખવાનું કે નીચે મુજબ હમણાં અહીં બાપાનો પરચો જે ભાઇને મળ્યો છે તેણે પોતે જે કહ્યું તે વિગત નીચે મુજબ છે.

આ પરચાની વિગત એ ભાઇએ પોતે કહેલ તે મુજબ આપને લખું છું.

પરચો મેળવનાર ભાઇનું નામ ગણેશભાઈ વાઘજીભાઈ પટેલ. દેશમાં ગામ ડભોઇ, તાલુકો પેટલાદ, ઉંમર વર્ષ ૪૫ એમણે નીચે મુજબ વાત કરી છે.

સંવત ૨૦૦૭ ના આસો સુદી ૮ ને સોમવાર તા. ૮-૧૦-૫૧ ના રોજ દિવસના ત્રણ વાગ્યે અહીં આફ્રિકામાં યુગાન્ડા ડીસ્ટ્રીકટમાં નહિયા મીલ ઉપર બે ભાઇઓ સાથે ત્રણ ફૂટને અંતરે ઊભા ઊભા વાતો કરતાં હતાં. તેમાં મને અચાનક શરીરને આંચકો આવ્યો અને ચક્કર આવતાં હું નીચે પડી ગયો તથા પરસેવો આવવો શરૂ થયો

દસેક મિનિટ બાદ ઊભો થવા પ્રયત્ન કરતાં ડાબી બાજુના હાથ તથા પગ અશકત લાગતાં ઊભો થઇ શકયો નહીં. જે ભાઇઓ સાથે વાતો કરતો હતો તે ભાઇએ મને ઊંચકીને મારા ઓરડામાં લઇ ગયા. લકવો થઈ ગયો છે તેમ નક્કી થયું.

બીજે દિવસે સવારે નારંગ્લે હોસ્પિટલ (મેંગો) માં મને ઊંચકીને લઇ ગયા બાદ, ડાબી આંખ પણ કામ કરતી ન હતી

ડૉકટરે દવા શરૂ કરતાં પહેલાં જણાવ્યું કે, આ લકવાની બિમારીના સાતેક દર્દીઓ હોસ્પિટલમાં અગાઉ આવેલા પણ કોઇને આરામ થતો નથી. આ બિમારી બહુજ ખરાબ છે છતાં તેમણે ઇન્જેકશનો મારવા શરૂ કર્યા ને હું હોસ્પિટલમાં રહ્યો પણ બિમારીમાં કાંઇ ફેર જણાતો ન હતો.

ચોથે દિવસે એટલે તા. ૧૩-૧૦-૫૧ ના સાંજના ચાર વાગે અચાનક બાપા યાદ આવ્યા અને જલારામ બાપા યાદ આવતાં મેં બાધા કરી કે

હું તમોને શિલિંગ ૧૧ ગાદીએ ધરીશ, એટલું નક્કી કરીને સાંજના સૂઇ ગયો.

સવારના ઊઠયો ત્યારે હાથ તથા પગ બંને સારી રીતે ફરવા માંડયા તથા આંખે પણ આરામ જેવું જણાયું એ બધું બાપાની કૃપાથી બન્યું. હું લકવામાંથી પંદર દિવસે બાપાની કૃપાથી બચી ગયો છું. ડૉકટરે પણ કહ્યું કે, 'આ હોસ્પિટલમાં આવા સાત દર્દીઓ આવી ગયા પણ કોઇને આરામ થયો નથી. પણ તું જ આ પહેલો આરામ મેળવીને ઘેર જાય છે.

ત્યાર બાદ દશ દિવસે સાંજના હું સૂઇ ગયો હતો ને રાતના ત્રણ વાગે જાગ્યો તો જમણી આંખ કામ કરતી અટકી પડી. ફરી બાપાને યાદ કરી તેની સ્તુતિ કરી. શિલિંગ ૧૧ની બીજી માનતા કરી. પરિણામે તે જમણી આંખને પણ હવે આરામ છે.

મને બાપા ઉપર પુરી આસ્થા છે અને બીલકુલ આરામ થઇ જશે એવી બાપા પ્રત્યે મને ખાતરી થઇ ગઇ છે.

ત્યાર બાદ તેમણે પોતે બનાવેલા બાપાના બે ભજનો તેમણે મારી દુકાને બેસીને ગાયાં કે જે સાંભળી અમો દુકાનમાં ચાર-પાંચ જણાં બેઠાં હતાં તે સૌને બાપાએ ભજનની ધુનથી સ્નેહભીના કર્યા.

આ ઉપરની વિગત ગણેશભાઇએ પોતે જ લખાવેલ છે. તેમની સાથે તેમના મિત્ર હઠમાનભાઇ પણ સાથે હતા તેમણે આ બધું નજરે જોયેલ છે.

લી સેવક
કાબાલાલ ભીમજી પોપટ
ઠે. પોપટલાલ જોશી એન્ડ કું.
પોસ્ટ બોકસ ૯૪૫
કંપાલા. (યુગાન્ડા, ઇ. આ.)
તા. ૨૯-૧૧-૫૧

૧૯

## મનોવાંછના ફળીભુત થઇ છે.

હીરાલાલ એમ પંચોલી,
પો. બો. નંબર ૮૬૨,
કંપાલા : યુગાન્ડા.
તા. ૧૦-૧-૧૯૫૨

શ્રી ગિરધરરામ હરિરામની પવિત્ર સેવામાં.

જોગ કંપાલાથી લી. હીરાલાલના દંડવત પ્રણામ.

પૂજ્ય જલારામ બાપાની કૃપાથી મારી પત્નિની મનોવાંચ્છના ફળીભૂત થઇ છે મને ખાંસી તેમજ શ્વાસ રૂંધાઇ જવાનું મોટું દુઃખ હતું મારી પત્નિએ શ્રદ્ધા રાખી હતી કે, જલારામ બાપા એ દુઃખ દૂર કરશે. આનો પ્રભાવ થોડા જ દિવસમાં જણાઇ આવ્યો, મને ધીમે ધીમે આરામ થતો ગયો અને હાલમાં ઘણોજ આરામ છે આ સાથે હું તમને રૂા. ૮૬ નો નેશનલ બેંક ઓફ ઇન્ડીયા લીમીટેડ બોમ્બેનો ચેક: ચેક નંબર બી-૫૦૫૩૭૮૧૩: બાપાની ગાદીએ મોકલાવું છું તે સ્વીકારશોજી. આ ચેક અને કાગળ મળે કે તરત કાગળથી જવાબ આપશો કારણ કે, મારી પત્નિએ સોપારીની અટક રાખી છે

લી. હીરાલાલ એમ. પંચોલીના
જય જલારામ.

---

અનુભવથી મેળવેલી અને કોઠે જરેલી એટલે
કે બરાબર પચાવેલી હોય તેજ ખરી વિદ્યા.

## ૨૦
## અમારો શેઠ અમારો પ્રભુ બાપા જ છે.

અરૂશા, તા. ૧૫-૨-૫૨
પો. બો. ૬૧૬ ટી. ટી.

શ્રી જલારામ બાપાની જય

પૂજ્ય બાપા જલારામ બાપા તથા હરિરામ બાપા તથા ગિરધરરામજી બાપાની સેવામાં.

લી. આપનો છોરૂ વલ્લભદાસ પિતાંબરના જય જલારામ વાચશો,

બીજું આપની કૃપાથી તથા પૂજ્ય બાપાની કૃપાથી અમે સર્વે સવાર સાંજ ઘણાં જ આનંદમાં રહીએ છીએ. તે સિવાય મારા ચિરંજીવી ચત્રભુજભાઇનો દીકરો જે બાપાએ આપેલ છે તે પણ સવાર સાંજ બાપા, બાપા, બાપાનું સ્મરણ કરે છે. ઉંમર વરસ ૧I, સવા છે પણ તે બધો પ્રતાપ બાપાનો છે. બીજી બાપાએ મારા ઉપર જે કૃપા કરી છે તે નીચે મુજબ જણાવું છું.

પંદર દિવસ પહેલાં અમારી ટેકસીનું ટાયર ગુમ થયું હતું. જેની કીંમત અગીયારસો હતી તો આ બાબત મારા ભાણેજ નાનજીભાઇ તથા મારા ચિ. ચત્રભુજભાઇએ ડ્રાઇવરને પોલીસ સ્વાધીન કરેલ છતાં મને ખબર પડી ત્યારે બેઉ જણાને કહ્યું કે, મારા ઉપર બાપાની કૃપા છે. તમે ડ્રાઇવરને શું કરવા પોલીસને સોંપ્યો. તો તેજ ટાઇમે મેં બાપાની પૂજા કરતી વખતે બાપાને અરજ કરી કે, બાપા મારૂં ટાયર ગુમ થયું છે તે મળશે તો શિ. ૧૦૧ સવાદશ ધર્માદામાં આપને મોકલીશ આવી માનતા કરી તો બીજે દિવસે એક નેટીવ કાળો માણસ ટાયરના સમાચાર લઈ આવ્યો કે, શિ. ૨૦) વીસ બક્ષીસ આપો તો, મેં વીસના બદલે એકવીસ ઈનામ આપેલ અને મારૂં ટાયર પણ આવ્યું. આ બધો પ્રતાપ પૂજ્ય જલારામજીનો. અમે સવાર સાંજ ઘરના માણસોને બાપા ઉપર ઘણીજ શ્રદ્ધા છે અને અમારો શેઠ અમારો પ્રભુ બાપાજ છે, ટુંક ટાઇમમાં આવીશ ત્યારે બાપાની જગ્યાના દર્શન કરીશ. મારા ભાઈ દેવચંદ પીતાંબર તથા મારા દીકરાના સસરા પોપટલાલ ગોકળદાસ બાપાની જગ્યાના દર્શન કરી ગયા છે તે પણ સમાચાર આપતાહતા. બાપાની જગ્યામાં તમામ હરિજનોને મારા જયજલારામ કહેશો.

લી. આપનો છોરૂ,
વલભરામ પીતાંબરના જય જલારામ
બાપા આ છોરૂને વિસરશો નહીં.

૨૧

## બાપા ડોકટર બનીને આવેલ.

ઠક્કર મોહનલાલ પુના કાનાણી,
કમુલી.
કમુલી તા. ૧૮-૨-૧૯૫૨
: યુગાન્ડા :

નેક નામ પૂજ્ય ગિરધરરામ મહારાજની સેવામાં, જોગ શ્રી વીરપુર.

લી. મોહનલાલ પુનાના જય જલારામ વાંચશો.

જત બાપાની કૃપાથી અમો ખુશી આનંદમાં છીએ, તેમજ લખવાનું કે, મારે ઘેરથી ઉજમબાઇએ જલાબાપાની માનતા કરેલ તે માનતા અમારી જલાબાપાએ પૂર્ણ કરી છે અને જે માનતાના શિ. ૧૨૫ નું મનીઓર્ડર આજરોજ કરેલ છે તે પહોંચે પહોંચ લખવા કૃપા કરશો. આ એ કલયુગમાં બાપા હાજરા-હજુર છે. અમારી સ્થિતિ ગરીબ હતી, પણ બાપાની મૂર્તિ ઘરમાં રાખવાથી અમો અત્યારે સુખી છીએ અને બાપાની અમારા ઉપર કૃપા છે. મારે ઘરેથી ડીલેવરી ટાઇમમાં જે ટ્રબલ હતી તે ટ્રબલ બાપાના પ્રતાપથી દુર થઇ છે. આ એ દાખલો મારા પોતાના અનુભવથી બીલકુલ સત્ય અને તાત્કાલિક સિદ્ધ થયો છે અને બાપા મારી મનોકામના પૂર્ણ કરે છે. અને બાપા અમારા દુઃખો નિવારે છે અને અમારા દુઃખોમાં બાપાનું નામ લેવાથી દુઃખ દુર થાય છે. આજે આઠ વરસથી ડીલેવરી ટાઇમમાં ડોકટરો સારા સારા પણ ફેઈલ ગયા છે, ત્યારે બાપાની છબી મારા ઘરમાં આવવાથી બાપાની માનતા મારા ઘરેથી કરી જેનો ચમત્કાર નજરે જોયેલ જે માનતાથી ડોકટર બાપા પોતે બનીને આવેલ અને કોઈ ડોકટર હતો નહી ડીલીવરી તુરતજ થઇ જે પત્રમાં જેટલું લખું તેટલું થોડું છે અને બાપાના પરચાની નવી આવૃત્તિની બુક નીકળે તેમાં આ એક પરચો પ્રગટ કરવા મારી વિનંતિ છે. બાપાની ગાદીએ અમારા સર્વેના દંડવત પ્રણામ હોજો, શ્રીમાન બાપા ગિરધરરામ બાપા તથા જયસુખરામ બાપાને અને શ્રીમાન મંગળજીભાઇને અમારા પ્રણામ કરશો.

શિ. ૧૨૫) મળે કે તુરત પહોંચ લખવા કૃપા કરશો. મારૂં એડ્રેસ ઉપર પ્રમાણે છે. બાપાની કૃપાથી અમારી ગરીબાઇ દુર કરી છે, અને દુર કરશે.

લી. બાપાના પરચાનું પાન કરનાર,
મોહનલાલ પુના કાનાણીના જય જલારામ.

૨૨

## "JAIJALARAM"

Dated 10-7-52.

Dear Reader,

This is written to express deep gratitude that I am indebted to 'Bhagat Jalaram Bapu" The miracle that took place has convinced me to the very core of my soul that in the worship of Bhagat Jalaram Bapu I achieved the goal of my ambition which once appeared to be nothing short of impossibility.

There was a moment in my life when I could not see into the distant further and the awe that had then prevailed made me believe hideous results, It wos then that through the kind courtsey of Mrs Desai that a dim light of hops was ignited in my heart that was full of fears and worries. My blind faith in Bhagat Jalaram Bapu glowed the flame more and more, and I could immediately feel that a consolation that can be felt only through the aid of divine power. Days passed into weeks and weeks shaped into months. But these were barely few months when one morning like a bolt from the blue my eyes read the news of the fulfilment of my first wish A few days of anxious moments again intervened and my ship of career seemed to have been lost in a water whirl But once again my conscience rose to the occasion and sought help of Bhagat Jalaram Bapu. The results achieved were so astonishing that even at this stage, I could hardly believe the reality. But facts are facts and my second desire has also been fulfilled.

These few lines are written not as a testimony for it is impossible for an earthly creature to do so, but this is spontaneous inner voice that sought vent.

**E. R. Shroff,**
A greatful devotee of
Bhagat Jalaram Bapu

---

"JAI JALARAM"

I put post-script to what my friend Shroff has very realistically said

When the future appeared the darkest he prayed that (1) he may be confirmed as Class one officer on Govt. of India Railways and (2) he may be transferred to Bombay as D.M E in the senior scale

Both these wishes were granted He is confirmed class one officer and transferred as D M E Hq Bombay Region

In another case a young man turned mad and violent caused anxiety to has relatives, who prayed to Jala Bapu that should this young man be sane make his own living, two beatle nuts would be presented to Jala Bapa, To the surprise of every one, the young man is still earning his own living and shows no sign of insanity

My own personal experience of Jala Bapa's miracle. I was suffering from diabities I tried all means but nothing could effect a cure I left things to Jala Bapa and the miracle happened Doctors testified by careful examination that I had no diabities, I then got my teeth pulled out without any ill effects even though there were dietary restrictions

There are numerous example of faith in Jala Bapa rewarded Thanks my wife's faith in Jala Bapa, Every one

in the family is Jala Bapa s devotee My son in law had his wishes granted When further looked gloomy Jala Bapa assured us of better days ahead

Apart from other things, eve yone is invited to experience the unigue peace and calm one feels in presence of Jala Bapa

N S Desai
D. T S Hg
Western Railway, Gondal.

Virpur
10 7 52

---

## ૨૩
## પોપટ રેસથી કેળા ખાય છે.

G K MANDAVIA
C o P O Box 69
MWANZA, T 1

પુજ્ય ભગતશ્રીની સેવામા, શ્રી વીરપુર

વી સેવક ગોકળદાસના પ્રણામ

બાદ આપના તરફથી બુક ૧ પુજ્ય જલાબાપાની મળી ઘણોજ ખુશી થયેન છુ

બાપાના પરચા નાના નાના ઘણા પારખા કરેન અને તેમા ધાર્યુ થએલ છે મોટો પરચો ૧ મારા અનુભવનો તા ૧૪-૧-૫૧ ના મારો નાનો ભાઈ કોંગોમાથી આવેલ ને ટુંક વખત પહેલા વીધુર થયેલ તેને માટે ટબોરા અહીંથી ૨૨૫ માઇલ જવાનુ થયુ તા ૧૫ ૧-૫૧ ના પાછુ આવવાનુ હતુ મારામા સારી કાર લઇને નીકળેના પરતુ ટબોરા પહોચ્યા પછી સજોગો એવા ઉભા થયા કે, સગપણ અને લગ્ન તા ૧૮-૧-૫૧ સુધીમા પતી જાય અહીં પાછળ ઘરને તાળુ મારેલ અને ઘરમા ટરકુને (આફ્રીકાનો પોપટ) પાંજરામા પુરી ગએલ, તેની ઉપાધી થાય ત્યારે બાપાને યાદ કર્યા અને શિલિંગ ૨૫ બાપાને માન્યા અને વિચાર કર્યો કે, મારો ટરકુ જીવતો હશે

તો બાપાની પેટીમાં શિલિંગ ૨૫) નાખ્યા પછી ઘરનું પાણી પીશ તા ૧૪-૧-૫૧ના ગએલ ને તા ૧૭-૧-૫૧ના પાછો આવ્યો રાતના આઠ વાગ્યે ત્યારે બાપાની કૃપાથી કસુકુ એ પાંજરાના બારણા આડુ સાંકીકુ રાખેલ તે કાઢીને બહાર (ઘરમાં) કેળાંની લુંમ પડેલ તેના ઉપર બેસીને ટેસથી નાસ્તો કરતો હતો મારી જીંદગીમાં બાપાનો મોટામાં મોટો પરચો આ સિવાય મારા ઘરમાં લગભગ ૩ વરસથી બાપાની પેટી રાખેલ છે તેમાં દર મહીને શિલિંગ ૩) નાખું છું તે સિવાય નાની મોટી માનતાઓ તેમજ ભાઇબંધ, દોસ્તો, સગાવાલા તરફથી પણ પેટીમાં પૈસા પડે તે આપને ૩ ટુકડે મોકલેલ છે આપના તરફથી આવેલ બુકના પૈસા સાથે મોકલી આપીશ

ત્યાં સર્વેને અમારા પ્રણામ કહેશો રા રા સૌભાગ્યચંદભાઇ તથા જોષી મહારાજ દોલતરામભાઇને અમારા પ્રણામ કહેશો

લી સ્નેહાધીન સેવક,
ગોકળદાસના જય જલારામ વાંચશો.

## અ મ ર છે.

૧ અશ્વથામા.
૨ બલિરાજા.
૩ વ્યાસજી.
૪ હનુમાનજી.
૫ વિભીષણ.
૬ કૃપાચાર્ય.
૭ પરશુરામ
૮ ભર્તુહરિ.
૯ ગોપીચંદ.

આવા મહાપુરૂષો અમરત્વને પામ્યા છે અને ચિરંજીવ રૂપ ધરી સૃષ્ટિમા વિચરે છે માટે કોઇ સાધુ સન્યાસીનુ અપમાન કરતા પહેલા વિચાર કરજે ક્યાર સાધુ સન્યાસીના રૂપમા ઉપર લખ્યા મહાપુરૂષોમાથી કોઇ આપણી સાથે વાત કરતુ ન હોય! માટે સભાળજે અને કોઇ પણ યાચકને આપવાનુ ન બને તો હાથ જોડજે પણ "પારાશીશી" ઊંચી ચડાવતા નહીં



## ભગવાને

# ઘર બદલ્યું !

મેં અમરનાથની ગુફામા સાક્ષાત સ્વયં બનના શિવલિંગના દર્શન કર્યા છે. તેનેમય શિવલિંગના દર્શન કર્યા છે. પરંતુ શિવજીએ સ્થળ બદલ્યુ એ હું જાણતો નથી કારણ કે મેં તો જીંદગીમાં પહેલીજવાર શ્રી જલારામ બાપાની કૃપાથી આ યાત્રા સને ૧૯૫૫ માં કરી છે. પરંતુ જેણે આ યાત્રા જીંદગીમાં અનેકવાર કરી છે એવા શ્રીનગર (કાશ્મીર) રાજ્યના એક પોલીસ અફસરે કહેલું કે:—

"હમ તો હરસાલ શિવજી કી કૃપાસે ઇધર આતે હૈં
લેકીન શિવજીને યહ સાલ ઘોડીસી 'સીટ' બદલી હૈ."

## ૨૪

## જલાબાપા સ્વપ્નામાં આવીને કહી ગયા કે "અત્યારે લાભ ચોઘડીયું છે."

LAXMIDAS KARSANDAS PAW
P. O. Box, 3 Iganga
BUGIRI (Uganda)

ભગત જલારામ બાપાની જગ્યામાં, તા. ૨૧-૫-૧૯૫૧

ભગત ગિરધરરામ, જોગ શ્રી વીરપુર

જત લખવાનું કે, આજે ડ્રાફ્ટ રૂા. પચાસનો મોકલ્યો છે. ડાફ નાં. ૧૦૬૬૭ છે બીજુ નવી આવૃત્તિની બુક મોકલાવી આપવા મહેરબાની કરશોજી બીજું જ્યારે નવી આવૃત્તિની બુક છપાવો ત્યારે મોકલતા રહેશોજી. બીજું અગાઉ મેં રૂા. ૧૦૧) નો ડ્રાફ્ટ મોકલ્યો હતો તેની વીગત નીચે મુજબ છે.

મારા દિકરા જયન્તીલાલના શરીરમાં ચાઠા હતા તે ખરાબ હતા. તેનો વિચાર દરરોજ મગજમાં વિયાધી કરાવતા હતા એ અરસામાં જલાબાપાની મહેરબાનીથી મને તેની બુક વાંચવા મળી તે વાંચી મને વિચાર આવ્યો કે, જો મારા દિકરાના ચાઠા મટી જાય તો જલાબાપાની જગ્યામાં રૂા. ૧૦૧ એકસોને એક મોકલાવું. માનતા કર્યા બાદ બે કે ત્રણ દિવસમાં મને રાતના સ્વપ્નામાં જલાબાપાના દર્શન થયા. જો કે બુકમાંથી મેં ફોટા જોયા હતા તે ઉપરથી મને ખ્યાલ આવ્યો કે જલાબાપા છે. સ્વપ્નામાં આવીને કઇ ગયા કે "અત્યારે લાભ ચોઘડીયું છે" તુરત મારી ઉંઘ ઊડી ગઇ ને સ્વપ્નાનો ખ્યાલ આવ્યો એટલે ઘડીઆળનો ટાઇમ જોઈને મેં બુકમાં જોયું તો એ લાભ ચોઘડીયું હતું. એટલે તુરત રૂા. ૧૦૧) નો ડ્રાફ્ટ કઢાવીને મોકલાવી આપ્યો પણ હજુ ચાઠા મટયા નથી. પછી જેવી જલાબાપાની મરજી. માનતા કર્યા બાદ ડૉકટરની દવા બંધ કરાવી છે. ચાઠા હાલ વધતા નથી તેમ નાબુદ થતાં નથી. ઉપરની માનતાના રૂપિયા અગાઉ મોકલી આપેલ છે.

આગળ બીજી માનતા જેનો ડ્રાફ્ટ આજે મોકલાવું છું મારા ઘરમાં સુવાવડ આવવાની થઇ કે તુરત અમારા સામા મારા ફુઈ રહે છે તેને હું બોલાવવા ગયો તો તે મારા ફુઇ આવ્યા નહીં ને મારા બેન ઉપાધી કરતા હતા કે, હવે શું કરવું અત્યારે ખાસ માણસની જરૂર છે ઘરમાં બઈરાને તકલીફ થાતી હતી એટલે હું ગયો સુયાણીને બોલાવા ત્યારે મારા મગજમાં વિચાર આવ્યો કે, હે જલાબાપા સુવાવડનું કામ જલદીથી પતી જાશે કે તુરત રૂા ૫૦) પચાસનો ડ્રાફ્ટ મોકલાવી આપીશ હું સુયાણીને બોલાવીને આવ્યો કે તુરત મારી બેને વધામણી આપી કે, દીકરાનો જન્મ થયો છે કે તુરત મેં ઘડીઆળમાં જોયું તો રાતના બે વાગ્યા હતા ને ચોઘડીયું જોયું તો લાભ ચોઘડીયું હતું તા ૧૩-૫-૫૧ને રવીવારને રાતના બેવાગે દીકરાનો જન્મ થયો છે ને મારા બઇરાની તથા છોકરાની તબીયત સારી તે રૂપીયા પચાનો ડ્રાફ્ટ આજે મોકલ્યો છે તે મળ્યેથી વળતી પહોંચ મોકલાવી આપવા મહેરબાની કરશોજી બીજુ જ્યારે દેશમા આવીશ ત્યારે જરૂર વીરપુર જલારામ બાપાની જગ્યા જોવા આવીશ બસ એજ મારા સરખુ કામ ફરમાવશોજી મારા દીકરાના ચાઠા બાબત બની શકે તો કાંઈક કરશો નહીતર જેવા તેના ભાવી મારા વતી તથા મારા દીકરાનાવતી જલાબાપાની જગ્યાને પગે લાગશોજી જરૂર

દ॰ લક્ષ્મીદાસ કરસનદાસ પાઉં

---

ખાડના પાણીમા લીંબુના બે ટીપા નાખતા શરબત બને છે તેમ જિંદગીના કડવાપણના પ્યાલામા ગળપણના થોડા ટીપા, જિંદગીને વધુ સ્વાદિષ્ટ બનાવશે એટલે કે– પ્રસંગ આવે તો સગાના સ્નેહીના અરે! ઘરના કોઇ પણ માણસના વેણના કડવા ઘૂંટડા ગળે ઉતારવાનુ શીખજો!

## ૨૫

## ૧ ડોકટરોએ હાથ ધોઇ નાખ્યા, પણ માનતા કરનાથી એકા થયા.
## ૨ નાળિયેરમાંથી નથ નીકળી હતી તેમ વીંટી ખાટલા પાસે પડી હતી.

પરમ પુજ્ય લાયક ભકત શિરોમણી જલાબાપાની પવિત્ર સેવામાં,
જોગ વીરપુર.

જપો નામ જલીયાણનું, કરે પાપનો નાશ
મનના મનોરથ પુરા કરે, પુરે મનની આશ

આવા ભકત શિરોમણિ જલાબાપાના પરચા આજે એ કુરસ થયા દરરોજ વાંચી મન ઘણું પ્રફુલીત થાય છે આવા મહાન રામ ભકતના નામથી પણ ઘણા સંકટ તુરત મટી જાય છે હું પ્રભુ પાસે એમજ માગું છું કે, સદાને માટે આ જીંદગી સુધી અગર આખર વખતે પણ જલાબાપાના ચરણમાં મારૂં ધ્યાન રીયે, બાપા તુરત સંકટમાંથી મુકત કરનાર છે તે મારા અનુભવની વાત છે હું તો એક સાધારણ સ્થિતિનો માણસ છું આજ દિવસ સુધી એક શિલિંગ પણ બાપાની જગ્યામાં. મોકલી શકયો નથી પણ ફકત બે દીવા અગર બે શ્રીફળની માનતા કરવાથી મારૂં સંકટ તુરત દુર થયું છે ભકતો પ્રેમના ભુખ્યા છે તેને પૈસાનો પ્રેમ નથી ભાવનાના ભુખ્યા છે

વાહ જલીયાણ બાપા, વાહ આપનો પ્રભાવ દેશ પરદેશ પણ પડવા લાગ્યો છે. હમણાં થોડા ટાઈમ પહેલાં અમારાં એક સંબંધીને એકદમ બીમારી લાગવાથી બચવાની કોઈ બારી નહોતી ડોકટરોએ પણ હાથ ધોઇ નાખ્યા અને ચોકખું કઇ દીધું કે બે ચાર દિવસના મેમાંન છે પણ મેં તેને કહ્યું કે, જલાબાપાનું નામ લઇ કાંઈ બની શકે તે માનતા કરો, માનતા કરવાથી ફકત ચાર દિવસમાં આરામ થઇ ગયો આતો બાપાનો પ્રભાવ છે.

બીજુ તાજેતરમાં એક બનાવ અચંબો પમાડે તેવો બન્યો તે અમારા એક બાળકના હાથમાંથી સોનાની વીંટી રાત્રે આઠ બજે રસ્તામાં ઘાસમાં

ખોવાય ગઈ. આ બાબત જલાબાપાને બે શ્રીફળ તથા બે દીવા કર્યા અને છોકરાએ પણ એક શ્રીફળની મનમાં માનતા કરેલ, તો રાત્રે ગોતી ગોતીને થાકયા. પણ મળી નહિ. સવારે છ વાગે ઊઠતાં સાગી ખાટલાની બાજુમાંથી મળી આવી. આ બનાવ તો દેવદાસ બાપાની વહુની નથ ખોવાણી હતી કૂપાવટીમાં અને વીરપુર જલાબાપાએ નાળિએરમાંથી કાઢી આપી હતી તેવો પરચો અમોને પણ બતાવ્યો છે.

પ્રભુને ભકત બહુજ વહાલા હોય અને તેનું પણ જવા દેતા નથી ભકતો માટે પોતાની પ્રતિજ્ઞાને પણ મુકી દીએ છે.

જલાબાપાએ પણ કહ્યું છે કે—

મેરે મન તોએ પ્રભુ વિશ્વાસા,
રામ કરતા બડા રામકા દાસા.

બીજું આ દાસ સુદામાના તાંદુલ માફક રૂપિયા દસની નોટ આ કાગળની સાથે બીડી છે તો સ્વીકારી લેશો એવી આ દાસની માગણી છે. જલાબાપા સદાને માટે મારા હ્રદયમાં રીયે એવી બાપા પાસે મારી પ્રાર્થના છે આ દાસનો કાગળ બાપાની બુક જોઇ કરીએ અને બાપાના ચરણમાં રીયે એવી આશા રાખું છું.

બીજું મારા મનમાં લાગણી એવી થાય છે કે, જલાબાપાના પ્રતાપે દેશમાં જવાનું થાય તો સીધો વીરપુર આવી જલાબાપાના તથા ધોકો તથા ઝોરી જે પ્રભુએ માતાજી વીરબાઇ સતીને આપેલ છે તેના દર્શન કરી અને દાર રોટલાનો પ્રસાદ લઇ ભાગ્યવાન થાવું તેવી મનમાં ઉમેદ છે તો બાપા જરૂર પુરી પાડશે.

જપો નામ જલીયાણનું, કરે પાપનો નાશ,
દાસ વી. કે. લાખાણીની વિનંતી છે કે,
સદા રાખે ચરણની પાસ.

બાપાને અમારા બધાયના હજારો વાર દંડવત પ્રણામ.

લી. દાસ, વી. કે લાખાણી.
કીટાલી, પો. ઓ. ૧૦૨
કેન્યા કોલોની

જલાબાપાનો ફોટો મોકલશો પૈસા કેટલા તે લખશો.

---

## ૨૬
## માનતા કરીને ટ્રંક ખોલી તો ડાબલી મળી આવી.

તા. ૨૪-૧૧-૧૯૫૧,

જય જલારામ.

પરમ પૂજ્ય શ્રી ગિરધરરામજી બાપાની પવિત્ર સેવામાં. શ્રી વીરપુર જોગ શ્રી ખોખરદાથી લી. સેવક ગિરધરલાલ હંસરાજના પાયનમન વાંચવા.

વિશેષ વિનંતિ સાથે જણાવવાનું કે, અમારી ભાણેજના સોનાનો છેડો નંગ ૧, તથા સોનાની વીંટી નંગ ૧, અમારે ત્યાં ટ્રંકમાં મુકેલાં. અમુક દિવસો વ્યતિત થયા પછી એક દિવસ અમોએ સદરહુ દાગીનાનો તપાસ કરતાં હાથ લાગ્યા નહિ. છ સાત વખત ટ્રંક ખોલી પુરતી તપાસ કરી પણ દાગીના મળ્યા નહિ, જેથી અમોએ અમારી ભાણેજને તેડાવી અને બનેલ હકીકતથી વાકેફ કર્યા અને તેમને તુરતજ પૂજ્ય જલારામ બાપાની માનતા કરી કે, મારા દાગીના હાથ લાગી જાય તો રૂા. ૧૧) સવા બાપાની જગ્યામાં મોકલીશ અને બે શ્રીફળ વધારીશ.

ઉપર મુજબ માનતા કરીને ટ્રંક ખોલી તપાસ કરી ત્યાં તો ડાબલી મળી આવી. ડાબલી ખોલી અંદર જોતાં દાગીના જેમના તેમ પડયા છે. અમારા મુખમાંથી સહેજે શબ્દ સરી પડયા કે ધન્ય છે જલારામ બાપાના પ્રતાપને તથા તેમની ગાદીને આ રીતે અમોને પૂજ્ય બાપાના પરચાનો અનુભવ થયો છે,

શ્રીફળ નંગ ૨ આજે સંવત ૨૦૦૮ના કારતક વદ ૧૦ શનિવારના રોજ પૂજ્ય બાપાના ફોટા સમક્ષ વધાર્યા છે અને રૂા. ૧।) સવાનું મનિઓર્ડર કરેલ છે. જે સ્વીકારી અમોને આભારી કરશોજી. પૂજ્ય જલારામ બાપાને અમારા સહકુટુંબના પાયલાગણ છે. એજ વિનંતિ

તા. ૨૪-૧૧-૫૧

લી. સેવક, ગીરધરલાલ હંસરાજના
જયજલારામ સ્વીકારશોજી
દા સેવક વ્રજલાલ વલ્લભદાસના
પગેલાગણ સ્વીકારશો,

---

## ૨૭
## બાપાના પ્રતાપનું વર્ણન થઇ શકે તેમ નથી.

ઠા. શાન્તિલાલ જમનાદાસ
જનરલ મરચન્ટ એન્ડ કમીશન એજન્ટ
ઠે. ગ્રેઇન મારકેટ–જામનગર.
૭–૬–૧૯૫૨

ભક્ત શ્રી જલારામ બાપાની જગ્યા.

પૂ. ભક્ત શ્રી ગિરધરરામની સેવામાં. શુભ નિવાસ શ્રી વીરપુર.

વિ. વિ. સાથ અમોએ વેપાર કરેલ તેમાં નુકશાની હતી તે વખતે જો આ વેપારમાં નફો થાય તો તેમાં ચાર આના ભાગ બાપાનો રાખેલ તો તેમાં નફો થતાં ભાગ ચાર આના મુજબ રૂા. ૩૭૦) મોકલ્યા છે. ભાઇ શાંન્તીલાલ સાથે તેમનું અનાજ ભાઇ શ્રી મણીલાલ મુળજી સાથે રહી જગ્યામાં મોકલી દેશે તો સ્વીકારી લેશો, તેમજ અમારા પુત્ર ચી. કીશોરલાલની તબીયત ઘણીજ ખરાબ હતી તે વખતે પણ બાપાને યાદ કરેલ. તબીયત ઘણીજ સારી બીજે દિવસે સવારના થઇ ગઈ. તેના રૂા. રોકડા ધરવાં મોકલાવ્યા બધો બાપાનો પ્રતાપ–બાપાના પ્રતાપનું વર્ણન થઇ શકે તેમ નથી. મારે રૂબરૂ દર્શન માટે આવવું હતું પરંતુ તેમનો હુકમ ન હોય તો આવી શકયો નથી, હુકમ મલે જરૂર આવીશ.

લી. જમનાદાસ હરજીના દંડવત
ઠે. શાન્તીલાલ જમનાદાસ–જામનગર.

૨૮

## મારો ચોરાએલો ગ્રામોફોન ચોર બજારમાં દેખાયો.

DINA VILLA,
Santa Cruz
BOMBAY, 23
14-7-52

ભગત શ્રી ગિરધરરામજી હરિરામની સેવામાં, મુ. વીરપુર.

આજરોજ મનિઓર્ડરથી રૂા. ૨૫) મોકલ્યા છે. જે પૂજ્ય બાપા જલારામ બાપાની ગાદીએ પધરાવી અન્નક્ષેત્રમાં વાપરશોજી.

પૂજ્ય બાપાની હમો પર ઘણીજ મહેરબાની છે. ને અનેક મુસ્કેલીઓ-માંથી પાર ઉતારયા જ. હમણાં ૬ દિવસ પહેલાં અમારા ઘરમાંથી ગ્રામોફોન કોઇ ચોરી ગયું. ને જેવી ખબર પડી તેવી તુરત બાપાને યાદ કરી દીવો કરી કહ્યું કે-' હે જલાબાપા અમારી રક્ષા આપજ કરો છો. ને અનેક વખતે આપની મહેરબાનીથી હરેક મુસ્કેલી આસાન થઈ જ. તો અમારા ઘરમાંથી ચોરી થાય તે વસ્તુ પાછી ન મળે. એ બનીજ કેમ શકે ? આવી વિનંતી રોજ કરી. તો બરાબર ૬ દીવસમાં જ મને મારો ચોરાએલો ગ્રામોફોન ચોર બજારમાં દેખાયો ને અમો પોલીસ લઈ માલ કબજે કીધો જે સહેજ આપણી જાણ સારૂ લખ્યું જ.

હમે રોજ પૂજ્ય બાપાના ફોટા પર ફુલ ચધાવી દીવો તેમજ અગરબતી કરયેજ. ને હમારી તો ખાત્રીજ છે જે હમારી રક્શા એવોજ કરેજ. હાલ થોડા દીવસ હમે મુંબઇ છીયે ને હમારી ઓળખ આપણે સેજ આપી શકું. જે ચાર મહીના પહેલાં આપણે ચોતમાળથી હમેજ રૂા. ૨૦૦)નો રેજીસ્તર કાગજ કૃપ્યા સહીત મોકલ્યો હતો, એજ અરજ.

લી. ભાઇ પેસ્તનજી દી. બેળગામવાળા
ના સલામ વાંચશોજી.

જય જલારામ. જય કૈલાસપતિ



કૈલાસ (૨૨,૦૨૮ ફુટ)

## સ્વ ર્ગ ના સી મા ડા

### સ્વર્ગના સીમાડા કોણે નક્કી કર્યા ?

પરંતુ જ્યાં જવાથી મનને શાંતિ મળે અને આપણા ચિત્તની પ્રસન્નતા વધવા સાથે દૈવી વાતાવરણથી ભરેલી ભોમકા લાગે ત્યાં માનવું કે આહીં સ્વર્ગના સીમાડા છે

## વાંચો : કૈલાસ—માનસરોવર યાત્રા (સને ૧૯૬૧)

શ્રી જલારામ બાપાની દયાથી અમો દશ યાત્રિકોએ કૈલાસ–માનસરોવરની યાત્રા જુન ૧૯૬૧માં હેમખેમ કરી દૈવી વાતાવરણથી ભરપુર માનસરોવરમાં સ્નાન કરી મોતીનો ચારો ચરતા રાજહંસોના ટોળેટોળાં જોયેલાં અને ૩૨ માઇલની કૈલાસની પરિક્રમા કરી ગૌરી કુંડમાં પણ સ્નાન કરેલું, આ બધાનાં યથોચિત વર્ણન કૈલાસ–માનસરોવર યાત્રા વર્ણનના પુસ્તકમાં વાંચી આપને એમજ થાશે કે અમો પુસ્તક વાંચતા નથી પણ ઘેર બેઠાં યાત્રાનો આનંદ માણી રહ્યા છીએ

પાનાં ૫૨૮ ફોટા ૭૫ શ્રી કનુભાઇ જોષી પાકું બાઇન્ડિંગ

**કિંમત રૂા. ૫–૦૦**

પોસ્ટેજ બોક્સ સાથે રૂા ૧–૫૦



# બદરિકાશ્રમ (અમરપંથ)

## નારાયણ તો એજ સ્વરૂપે બિરાજે છે.

૧ સને ૧૯૫૩માં સદ્‌ગુરુ શ્રી રણછોડદાસજી બાપુની છત્રછાયા નીચે શ્રી બદરી–કેદારનાથની યાત્રા થએલી અને એ યાત્રાના વર્ણન સાથે પૂજ્ય ગુરુજીના જપના... તપના. અને ફોટાઓના સંભારણા સહિતના પુસ્તકનું નામ રાખેલું

**અ મ ર પં થ** (પાના ૭૧૧. ફોટા ૧૨૫) (ખલાસ છે)

અને આ વખતે પુસ્તકનું નામ રાખેલ છે

**બદરિકાશ્રમ** (પાના ૮૮૫. ફોટા ૧૭૫)

યાત્રા એકજ પરંતુ પુસ્તકના નામમાં ફેરફાર અને સાથે સાથ બન્ને વખત અને ૧૯૫૩ માં (મે–જુન) અને અને ૧૯૫૮ માં (ઓગસ્ટ–સપ્ટેમ્બર) એમ નોખી...નોખી ઋતુમાં યાત્રા થઈ એટલે પ્રસંગ.. વર્ણનોમાં પણ ફારફેર થયા એ પણ સાચું.

બાકી...

યાત્રા એકજ

યાત્રિકો ! સમય હોય તો આ બન્ને યાત્રા બદરી–કેદારનાથની આનંદથી કરો.

પ્રભુ સાથ છે... ગુરુનો છે.

અને

'બદરિકાશ્રમ'માં યાત્રાની બધી માહિતી એટલે પગ રસ્તાની...મોટર રસ્તાની ધર્મશાળાની... ભાડાની... મંદિરની નીચે વાહનોની... અને



સંગમમાં સ્નાન કયાં કયાં કરવા... શ્રાદ્ધક્રિયા કયા કયા સ્થળે કરાવવી... અને રસ્તામાં બીજા તીર્થ સ્થળો કયાં કયાં આવ્યા તે બધા સાથે દેવદર્શનની પુરી માહિતી છે.

: વાંચકો :

બદરી-કેદારનાથની યાત્રા થાય તો રૂડી વાત છે.

નહિંતર...

બદરિકાશ્રમ (અમરપંથ) જરૂર વાંચજો

જે વાંચી આપને ઘેર બેઠાં યાત્રા કર્યાનો સંતોષ થાશે.

પાના ૮૮૫. ફોટા ૧૩૫. પાકું બાઈન્ડીંગ. પચરંગી જેકેટ.

છતાં

કિંમત રૂા. ૫-૮૮

પોસ્ટેજ બોકસ સાથે રૂા. ૨-૨૬

જય જલારામ.



૨૯

## શ્રદ્ધા રાખે તો જરૂર બાપા હરેક કામમાં મદદ કરે છે.

શ્રી ન્યુ દિલ્હી,
તા. ૧૦-૧૦-૫૨

પૂ. ભગત બાપાની ચરણ સેવામાં,

જત આજરોજ રૂા. ૫) મનીઓર્ડરથી આપની તરફ રવાના કરૂં છું. એ મારી નીચે મુજબની માન્યતા સંબંધેની છે કેઃ-

અહિં દિલ્હીમાં રામલીલા હર દશેરાને દિવસે સાંજે ૭-૧ વાગે પુરી થાય છે. તેમાં રામનો વિજય (વિજયા દશમી) તથા રાવણનો વધ એ બીલકુલ ગોઠવવામાં આવે છે તે દહાડે લગભગ ૮૦,૦૦૦ થી વધુ માણસો જોવા આવે છે. હું તથા મારો ભાઇ જયંતિલાલ એ જોવા માટે ગયેલા ધક્કા મુક્કી તથા ગીરદીમાં મારા કાંડેથી મારૂં ઘડીયાળ રૂા. ૧૮૫) નું સરી ગયું તે મને ખબર ન પડી. બધું જોઇ લીધા પછી અમો તો નીકળી ગયા, બહાર આવીને જોયું અને મારા ભાઇએ મને પૂછયું કે, કેટલા વાગ્યા ? ત્યારે જ ખબર પડી કે ઘડીયાળ ગાયબ છે, અમો જે રસ્તેથી આવેલા તે રસ્તે પરત ગયા. પણ મેં તો બીલકુલ આશા છોડી દીધેલી એવામાં એક માણસે અમોને પ્રશ્ન કર્યો કે શું ખોવાઇ ગયું ? તેને જવાબ આપતા દરમ્યાન મેં શ્રી જલારામ બાપાને ચરણે રૂા. ૫) ધરવાની માન્યતા કરી રાખેલી. એવામાં કોઈ વ્યક્તીનો અવાજ આવ્યો કે મેજર વર્મા પાસે એક કાળા ડાયલવાળી ઘડીયાળ મળી છે, અમો તુરત તેમની પાસે પહોંચ્યા અને તેમને બધી માહીતી ઘડીયાળ સબંધી આપી. તે મારો દોસ્ત નીકળ્યો અને પંચની સાક્ષીએ મને મારી ઘડીયાળ પાછી સોંપી.

આ ઉપરથી એટલું સ્પષ્ટ તો છે જ કે શ્રદ્ધા રાખો તો જરૂર પૂ. જલારામ બાપા હરેક કામમાં મદદ કરે છે જ !

નહિતર મને જરાય આશા હતી જ નહિ કે મારી ઘડિયાલ મને મળશે જે સ્વયંસેવકને મળી હતી તેના ઉપર હલ્લો પણ થયેલો. મહામુશ્કેલીથી તે છુટયો. મજકુર સ્વયંસેવક મારી ઓફીસમાં આવેલો મેં તેમને યોગ્યતાનું સર્ટીફીકેટ પણ આપેલ છે.

બીજું મને લગભગ છ ફોટા મારા સીરનામે મોકલવા કૃપા કરશો મારે મારા સબંધીને મોકલવાના છે. તસ્દી માફ-!

લી. સેવક
હિંમતલાલ એચ. મસરાણીના
પ્રણામ.

## ૩૦

## હે અથાગ શકિતવાળા વીરપુરના વાસી તમને મારા અબજો પ્રણામ છે.

C. H Dhebar
*Mech. Engineer*
Ram kunj.
12th Road Khar,
BOMBAY, 18-11-1952

શ્રી રામ

શ્રીયુત સૌભાગ્યચંદભાઇની સેવામાં,

જણાવવાનું કે, પોતા માટે કાંઇ પણ લખવું તે એક અહંભાવ ગણાય. તેજ વિચારથી અત્યાર સુધી આપને નહિ જણાવેલ પણ મનમાં અહંભાવ ન હોય અને મારા લખાણથી બીજામાં વીશેષ શ્રી બાપા પ્રત્યે શ્રદ્ધા ઉપજે ને જેનું કલ્યાણ થાય તેજ હેતુથી આ મારો શ્રી બાપા પ્રત્યેની શ્રદ્ધાથી મળેલ અનુભવનો એક પરચો લખું છું તે આપને યોગ્ય લાગે તો હવે પછીની આવૃત્તિમાં છપાવશો.

શ્રી જલીઆણે મને તેના તરફ કેમ લીધો તે એક ઘટના રૂપજ વાત બની.

પહેલા મને શ્રી રામ, શ્રી રામાયણ અને શ્રી રામ નામનો શું પ્રભાવ છે અને સંતોના સમાગમ શું છે તે અનુભવ જણાવીશ.

'રામ કૃપા વીના સુલભ ન હોઈ' આમ તેની કૃપાથી મારે રજામાં ચોટીલા હવાફેર કરવા પ્રસંગ આવ્યો જ્યાં હું ભાઇશ્રી ડોકટર સાહેબ રતીલાલ છગનલાલ માંકડ કે જે મારા સાઢુભાઈ છે તેને ત્યાં હું તા. ૨૪મી ઓકટોબર ૧૯૫૦ ના રોજ ગયો ત્યારે ત્યાં એક સ્કુલ માસ્તરની વિદાય માટે જે ફાળો થયેલ તેમાંથી રામાયણ કલાસ ચલાવવા એક માસ્તરે માથે લીધેલ. તેની આશરે પાંચેક માસ બાદ પૂર્ણાહુતિનો પ્રસંગ આવેલ અને હું જોઇ શકયો હતો કે, જે એકજ માસ્તર સાહેબના મનોબળે આ કાર્ય પુરૂં થયેલ અને પૂર્ણાહુતિના રોજ ત્રણ હજારની વસ્તીવાળા ગામમાં આસપાસના ગામોમાંથી સંતોની મંડળીઓ ઉભરાણીને પાચેક હજાર તા. ૨૦-૧૧-૫૦ ના રોજ ત્યાં જમા થયેલ. તે માસ્તર સાહેબ શ્રી રામના

અનન્ય ઉપાસક છે તેને જોઇતી સહાય મળી રહી. તે રોજ સવારના ૭ વાગ્યાથી ૧૧ કલાકની ધૂન શરૂ થઇ રામ-ધૂનનો શું પ્રભાવ છે તે અનુભવથી જ જાણી શકાય છે. તે આંખે જોયેલું ને હૃદયે અનુભવેલું ને જીભ કે કલમની શકિતની બહારની વાત છે.

શ્રી બાપાના દર્શન કરવાનો પાક કાળ નહિ થયેલ તેથી ચોટીલાથી નીકળતાં વીરપુર જવા તક ન મળી. પણ ભગતના ગામે (સાયલા) જવાને શ્રી લાલજી ભગતની જગ્યાના દર્શન તથા તેનું જીવન ચરિત્ર સાંભળવાનો ત્યાંના મહંતથી લાભ મળેલ.

આમ શ્રી રામ નામ અને અન્નદાનના પ્રભાવનો અનુભવ થયો. અન્નદાનમાં શ્રદ્ધા જે તે રોજથી શ્રદ્ધા પૂર્વક યથા શકિત શ્રી બાપાની જગ્યામાં દર માસ દેવા નકી કર્યું અને તે હજુ ચાલુ છે અને ચાલુ રહે એવી પ્રાર્થના છે.

આમ મુંબઇ આવ્યા બાદ મારા ભાઇ બોરીવલીમાં રહે છે તેને ત્યાં જતાં તેઓના પાડોશીઓ જે લુહાણા ભાઇઓ છે તેમને ત્યાંથી શ્રી જલાબાપાની ચોપડી મારા માતુશ્રીને વાંચવા માટે આપેલ તે મારા હાથમાં પડતા જાણે હું તેમાં ચોટી ગયો હોઉં અને ચોપડી મારા હાથમાં ચોટી ગઇ હોય તેમ વાંચવામાં દીલ ચોટી ગયું ચોપડી ઘેર (ખાર) લઈ ગયો ઘરમાં બધાને વાત કરી. સૌ સમય મળે તેમ વાંચતા ગયાં ને આમ અવિરત વ્હેતી શ્રી બાપાની કૃપા જાણે ન ઉતરી હોય તેમ સૌમાં શ્રદ્ધાએ જન્મ લીધો મારા ભાઇઓ તથા માતુશ્રી અને અન્ય લોકોને મે આ ચોપડી વાંચવા આપેલ તેઓને મારા તરફથી શ્રી જલારામ દાદાની જાણ થઇ. પણ મારા ધર્મ પત્નિનો મોસાળ પક્ષ શ્રદ્ધા પુરી ધરાવે છે અને તેમના પિતાશ્રીના ઘરમાં તો તેમના દાદીના લગ્ન પ્રસંગે શ્રી બાપાને આમંત્રણ પણ આપેલ. શ્રી બાપા પોતે મારા પત્નિના દાદીના દાદાને ત્યાં આવી ધાન, દુધ માગેલ ને વસુકેલી ગાયને માથે હાથ ફેરવી દુધ દેતી કરેલ જે પરથી પોસ્ટકાર્ડ રૂપે શ્રી બાપાની ચોપડીમાં છે. આમ શ્રી બાપાની શ્રદ્ધાવાળા કુટુંબના પુત્રી તે શ્રદ્ધા બેસતાં વાર ન લાગી.

આમ જ્યાં કાળ વ્યતિત થાય છે ત્યાં કર્મવસાત તા. ૧૪-૫-૫૭ના રોજ રવીવાર હોવા છતાં મારે નોકરીએ જવું પડયું અને મારા પત્નિ તેમના માતુશ્રીને મળવા ગયા. રવીવારે ચોરીઓ થાય છે તે ખબર હોવાથી ઘર રેઢુ ન મુકતાં પણ ભાવીએ ભૂલાવ્યા. બપોરના ૨-૩૦ ને ૩-૩૦ ની વચમાં તાળાં તુટયા અને રૂા. ૧૫૦૦)ની આશરે મસ્તુ ચોરાઇ ગઇ. લગ્ન પ્રસંગ હોવાથી બેન્કમાંથી ઘરેણા લાવેલ. જે તાજેતરમાંજ કરાવેલ, સાંજે ઘેર આવતાં સર્વ અવિચ્છીન જોયું, મારી સ્ત્રીને અનહદનો આઘાત લાગ્યો એકતો

પોતાનું સર્વસ્વ ગયું. અને વળી તેનાથી મને જે આઘાત લાગશે તે બંનેની તેના મન પર અસર થઈ તે પણ મેં તુરત મન પર કાબુ રાખી તેને ખુબ ધીરજ આપી કે, કયાં તમે કે હું સાથે લાવેલ હતા. ઇશ્વરે આપેલ ને તેણેજ લીધેલ છે ને તે ફરી આપશે, આપણા કોઇ પાપ કર્મ હશે તે આમ પાપ ધોવાઇ ગયા. આમા ઇશ્વરનો સારો સંદેશ હોય છે. વિગેરે કહ્યાથી જરા તેને મુંઝવણ પર કાબુ મેળવ્યો.

વહેવારીક રીતે પોલીસ વિગેરેને જણાવ્યું પણ તે કાંઈ ઈશ્વરનાં ફીરસ્તા ન હતા કે તુરત મેળવી દે તેઓ તો મને શક પડે તેને મારકુટ કરી ફરજ બજાવવાના હતા જ્યારે મારે કોઇ પણ નીર્દોષને દોષીત કરી ઇશ્વરનાગુન્હેગાર થવા ઇચ્છા ન થઇ. કોણ ગુન્હેગાર છે તે તો તેજ જાણે છે ત્યાં મેં તે વાત ઇશ્વર પર છોડી. મારા પાપકર્મ ઓછા થયાં હશે ને તે પછી મને ઉપર જણાવેલ ચોટીલાનો અનુભવ થયો.

મારા મનમાં દુઃખ તો થયું કે બહુ ચોકસાઇ રાખતાં છતાં આમ બન્યું. હશે ઈશ્વર ઇચ્છા બલીયારી. ત્યાં શ્રી બાપા યાદ આવ્યા ને મેં અરજ કરી કે હે જલીઆણ આવાજ એક પ્રસંગમાં તે ભાઇશ્રી ડુંગરસીભાઇને ત્યાંથી રૂા. ૧૦૦૦)ના દાગીનાની ચોરી પાછા અપાવી હતી તો મારે ભલે કર્મનું પ્રાયશ્ચિત હશે પણ અત્યારે તો સ્રી ધન ગયું છે સૌના મનમાં ઘણો સંતાપ પેદા થયો છે. તો મારી ભૂલ માફ કરજે ને તે દાગીના રૂપે કે પછી રકમ રૂપે મને પાછી મળે જાણે અંતરની ધા તુરત ન સાંભળી હોય તેમ મારી Loan Service તરીકે પુલગાવ બદલી માત્ર બે માસ માટે થઇ જેમાં મારી નોકરીની કદરમાં સારી એવી રકમ મળી. અને મારી ૨૦ વર્ષની નોકરીમાં એક પાઈપણ બચાવી શકયો નહોતો તે એકદમ રૂા. ૧૫૦૦) હું બેન્કમાં મૂકી શકયો. મેં જલીઆણ દાદાનો હૃદયથી આભાર માન્યો ને પ્રાર્થના કરી કે કલીયુગના રામ, હે જલીઆણ તારી ભવોભવ યાદ રહેલો તારો મંત્ર અજંપા જાપ રૂપે મારા હૃદયમાં રહે. મારા જીવનની હરેક ઘડી તારા હાથમાં છે મારી લાજ આબરૂ તારા હાથમાં છે અને શુભ કામની મારી હરેક ઈચ્છા ફળીભુત કરજે. મારી હરેક શકિત તે તારીજ શકિત છે હે અથાગ શકિતવાળા વીરપુરના વાસી તમને મારા અબજો પ્રણામ છે.

આમ તે પછી દરરોજ સવારના પ્રાર્થના કરી રામાયણના પાઠ કરી જે મારો નીત્ય ક્રમ છે તે ક્રમ પછીજ નીત્ય કામમાં લાગું છું મારો જલીઆણ આ ક્રમમાં મદદ કરે અને જીંદગીભર તે ચાલુ રહે એવી અહરનીશ હું તેને વીનંતી કરૂં છું.

આ ક્રમ હજુ સુધી ચાલુ છે અને મને કાંઇ મૂસીબત આવતી નથી મારો બાપો વીના માગે મદદ કરી રહ્યો છે તેની મને ખબર પણ પડતી

નથી આમ મેં મારી દોરી તેને સોંપી છે તે હું દરેક મુસીબતમાંથી મુકત રહું છું. હું પૂજાપાઠના ઠાઠમાઠમાં નથી માનતો કારણ તેમાં હૃદયની શાંતી ને શુદ્ધતા નથી, તે રોજ તેના નામ-જાપ-કરી રામાયણ પાઠ કરી પ્રાર્થના કરી નીત્ય કર્મમાં પ્રવૃત્ત થાઉં છું. મારી સૌને પ્રાર્થના છે નામોચ્ચાર, શાન્તી સંતોષને શ્રદ્ધા જેવું અસાર સંસાર તરવાનું કાંઈ સાધન નથી શ્રી જલાબાપા સૌને એ રસ્તે પ્રેરે એવી મારી તેના ચરણમાં પ્રાર્થનાછે અસ્તુ.

દુનીયાના ગમે તે પડમાં હોવા છતાં શ્રી વીરપુરમાંના જગ્યામાં શ્રી ચરણમાં અહરનીશ નમન કરનાર.

ચંદ્રકાન્ત હરખલાલ ઉેખરતા
શ્રી જય જલારામ.

---

૩૧

C. K. PATEL M. L. C.
HARDWARE & IRONMONGERY (T) Ltd
Phone } 901 House
756 Office

P. O. Box 285
Dar es Salaam.
(Tanganyika)
22 12-52.

## ડોકટરોની દવાઓ ઘણી કરી હતી છતાં તાવ નિર્મુળ થયો ન હતો પણ... ...

ધી સેક્રેટરી, જલાબાપા આશ્રમ, વીરપુર. (કાઠિયાવાડ).

થોડા મહીના પર જલાબાપાની ચોપડી મારા તથા મારા ધર્મ પત્નિના વાંચવામાં આવતાં વીરપુરમાં થએલ મહાન વિભુતી સંબંધી અમને જાણવાનું મળ્યું. મારા ધર્મપત્નિ તે વખતે તાવની બીમારીથી પીડાતા હતા અને ચોપડી વાંચ્યા બાદ જલાબાપાના આશ્રમમાં બીમારી મટી ગયે કંઈક મોકલવા માનેલ. ડોકટરની દવાઓ ઘણી કરી હતી છતાં તાવ નિર્મુળ થયો નહતો પણ છેવટે જલાબાપા ઉપર છોડી દઇ વધુ દવા કરવાનું માંડી વાળ્યું હતું. તેમની શ્રદ્ધાએ થોડા જ દિવસમાં તાવ નિર્મુળ થઇ ગયો

હતા અને અત્યારે તેમની તબીયત ઘણી સારી છે અને હવે તે તેમની ભૈરક મંડળીમાં પણ દરરોજ તે લોકો જલાબાપાની ચોપડી વાંચે છે અને રામના ભજન કરે છે

આવી વિભૂતિનું ચરિત્ર વાંચવાનો મોકો મળવાથી હું પણ મને ભાગ્યશાળી માનુ છું અને દરરોજ તે ચોપડીમાંથી થોડું થોડું ફરી ને ફરી વાંચન કરતાં આનંદ થાય છે

હવે આ સાથે રૂા ૨૦૦/-નો Draft No ૭૬૩૧૮-તમારા નામનો મોકલ્યો છે તે મળ્યેથી પહોંચ લખશો અને તેની વ્યવસ્થા નીચે પ્રમાણે કરશો

૧ પુસ્તક જલાબાપાની ત્રીજી આવૃત્તિનુ મોકલશો

૧ મોટી સાઇઝનો ફોટો જલાબાપાનો

૨ નાની સાઇઝના ફોટા

બીજું પ્રવીણ સ્ટોર્સ મહાત્મા ગાંધી રોડ-અમરેલીવાળા પાસે મારા રૂા ૬-૪-૦ છે તે તમોને મોકલી આપવા માટે લખેલ છે તે આવ્યેથી લઈ લેશો ને ઉપરના પુસ્તક અને ફોટા પેટે તેને ગણશો ને રૂા ૧૦૦ – છે તે આશ્રમમાં અન્નક્ષેત્ર જે આપ ચલાવો છો તેમાં વાપરશો અગર આશ્રમના કોઇ પણ કામમાં યોગ્ય લાગે તેમ કરશો તો પણ મને વાંધો નથી આ રીતે રૂા ૨૦૬-૪-૦ ની વ્યવસ્થા કરશો અને પ્રવીણ સ્ટોર્સની રકમ મળ્યે જણાવશો તે લોકોને બારોબાર વીરપુર તમોને રકમ રૂા ૬-૪-૦ની મોકલવા જણાવ્યું છે ઉપરના પુસ્તક અને ફોટા મોકલતાં રૂા ૬-૪-૦ થી વધુ રકમ થાય તો જણાવશો તો મોકલી આપીશ પણ રૂા ૨૦૦ – પુરા આશ્રમના ફંડમાં વાપરશો એજ જય જલીયાણ

લી ડી કે પટેલના
જય જલીયાણ

---

અહલ્યાએ કહ્યુ કે, "હે રામ! ડુક્કરની યોનિમા મારો જન્મ થાય તે પણ મારે કબુલ છે, પણ તમારા ચરણકમળમા મારી અચળ શ્રદ્ધા, ભકિત રહે, મારે બીજુ કાઈ જોઈતુ નથી

શ્રી રામકૃષ્ણ ઉપદેશ.

# મૂર્તિ સાથે વાતચીત થઈ શકે છે.

મૂર્તિની સ્થાપના વખતે પહેલાં મંત્રદ્વારા પ્રાણપ્રતિષ્ઠા કરાવે છે. મંત્ર એ નાદ છે, એ નાદથી મૂર્તિમાં નવું બિંદુ (નવી ઍટમ) બંધાય છે. મૂર્તિમાં જડપણું આરોપિત છે. જ્યારે તેની પૂજા બરાબર ષોડશોપચાર પ્રમાણે કરવામાં આવે છે ત્યારે તેમાંથી જડપણું દુર થાય છે, અને નવા પ્રકારનું તેજ ત્યાં પ્રગટ થાય છે, પછી જેમ રેડીઓના તેજમાં ગમે તે વેવ-લેન્ગ્થ મૂકીને ગમે તે સાંભળી શકાય છે, તેમ મૂર્તિના તેજમાં જે રૂપ જોવાની ભક્તને ઇચ્છા થાય તે રૂપ જોઈ શકાય છે અથવા મૂર્તિ સાથે વાતચીત થઇ શકે છે. પણ તેમાં બધો આધાર પૂજારીની ભાવના ઉપર છે. તેથી શાસ્ત્રમાં કહેલ છે શિવ થઈને શિવની પૂજા કરવી. મૂર્તિની પુજા વખતે દીવો કરવામાં આવે છે. એ રીતે મૂર્તિનુ તેજ દીવામાં આવે છે અને પછી તે દીવો બીજાને મૂર્તિનું તેજ આપવા માટે આપવામાં આવે છે. કોઈ જગ્યાએ મૂર્તિની પાસે અખંડ જ્યોત પણ રાખવામાં આવે છે. તેનો પણ એ જ હેતુ છે.

પુજા વખતે મંત્રનો જપ કરવાની વિધિ છે. નામને રૂપ સાથે સંબંધ છે. શબ્દમાં અચિન્ત્ય શક્તિ છે, તેથી જે પ્રકારનો જપ હોય છે તે પ્રકારનું રૂપ મૂર્તિના તેજમાં બંધાવા લાગે છે. જેને આપણે સામાન્ય બુદ્ધિથી જડ વસ્તુ માનીએ છીએ તે ખરેખર જડ નથી. તેની ખાતરી મૂર્તિપુજા કરીને કરી શકાય છે એટલી ખાતરી થયા પછી જગતમાં બધું ચેતનમય જણાવા લાગે છે.

**સ્વામી માધવતીર્થજી. 'સિદ્ધિઓ અને ચમત્કારોમાંથી.'**

૩૨

# એક ઇસ્માઇલી ભાઇ નાગરદાસ હેમરાજે પ્રસ્તાવ મુકયો ' આપણે જલાબાપાની માનતા કરીએ '

અમારૂં સરનામું આ પ્રમાણે કરશોજી
પોસ્ટ બોકસ ૧૫૦
મવાન્ઝા
શ્રી મગુ, તા ૧૪-૧-૫૩

તિર્થ સ્વરૂપ ભકતરાજ શ્રી ગીરધરરામજી મહારાજની સેવામાં,
જોગ શ્રી વીરપુર.

જત અત્રેથી સેવક જીવન મુલજીના દ ડવત પ્રણામ સ્વીકારશોજી.

આ પત્ર સાથે શી ૩૫૫, ત્રણુસો પંચાવન આપને મોકલાવેલ છે જે નીચે પ્રમાણે માનતાઓના છે જે ત્યાં અન્નક્ષેત્રમાં વાપરવા કૃપા કરશો, અને તેની નીચે જણાવેલ નામ પ્રમાણે પહોંચ મોકલાવશો

૧ ઇન્ડીયન એસોસીયેશને (મગુની) માનતા કરેલ; જેની વીગત નીચે પ્રમાણે છે

' તા ૩૧-૧૨-૫૨ ના રોજ સાંજના લગભગ સાડા પાંચને સુમારે અનાયાસે ભેગા થયેલા ભાઇઓ બેઠા હતા અને વરસાદ વિષે ચર્ચા કરતા હતા કે આ સાલ વરસાદની સીજનમાં દોઢ માસ પસાર થઇ જવા છતાં વરસાદ હજુ પડયો નથી, જેથી દરેક વસ્તી ચીંતામાં છે દરમિયાન અત્રે રહેતા એક ઇસ્માલી ભાઈ નાગરદાસ હેમરાજે પ્રસ્તાવ મૂકયો, 'આપણે જલાબાપાની માનતા કરીએ,' એટલે બધા ભાઇઓએ કહ્યું કે, જો આઠ દિવસની અંદર જો સારો વરસાદ પડે તો આપણે દુકાન દીઠ શી ૫,૦૦ બાપાની જગ્યામાં મોકલાવીએ' તો તે માનતા સફળ થઇ છે, તે જ દિવસે રાતથી વરસાદની શરૂઆત થઇ ગઇ હતી. અને તા ૨-૧-૫૩ ના રવીવારે ધોધમાર વરસાદ પડેલો છે જેથી દુકાન ૧૬ નાં શી ૮૦,૦૦ મોકલાવેલ છે, જેની રસીદ 'મગુ ઇન્ડીઅન એસોસીયેસન' ના નામથી મોકલાવશો

૨ આ ઉપરાંત, બીજા ભાઇઓએ પોત પોતાની જુદી જુદી માનતા-ઓના છે જેની રસીદ નામવાર મોકલાવશો.

(શ્રી) ૨૫, ૦૦ ભા. રજબઅલી દાઉદ,
૨૫, ૨૫ ભા શરીફ ખીમજી,
૩૧, ૦૦ ભા કાસમઅલી શરીફ,
૫, ૫૦ ભા નાગરદાસ હેમરાજ,
૫, ૦૦ ભા મોહનલાલ જીવન,
૨૫, ૦૦ ભા. કેશવજી ધનજી,
૩૧, ૨૫ ભા જીવન સુલજી (અમારા),
૩૦, ૦૦ ભા. ધીરજલાલ જીવન (અમારા પુત્રના).

૧૭૮ ૦૦

૩ આ ઉપરાંત આપે જે પુસ્તકો બાપાના જીવન ચારત્રનાં નંગ દસ મોકલાવેલ તેના રૂા ૬૪-૧૦-૦ નાં શી. ૯૭, ૦૦ થાય તે મોકલાવેલ છે

૮૦+૧૭૮+૯૭=શી ૩૫૫, ૦૦ કુલે તો ઉપર મુજબ કુલે શી ૩૫૫, ૦૦ સંભાળી, અને વીગતવાર પહોંચ મોકલવા કૃપા કરશો એજ.

ત્યાં સર્વ વંદનીય મુરબ્બીઓને પ્રણામ. કામકાજ લખશો

લી સેવક,
જીવન સુલજીના દંડવત
પ્રણામ પાઠવશો

---

તારૂ ભુંડ કરે એનુ તુ ભલુ કર. કેમ કે તારૂ ભુંડુ કરનાર તારૂ નહિ પણ એનુ પોતાનુ જ ભૂંડ કરે છે

(જામી બહારિસ્તાન)

'ગરીબને દઇએ છીએ તે આપણુ ધન નથી દેતા, પણ એનુ પોતાનુ એને પાછુ દઇએ છીએ, દયા નથી કરતા પણ દેણુ ચૂકવીએ છીએ'

(સંત ગ્રેગરી)

થતું અને અસકારીને પતરાના અવાજથી ઉઠવું અને ઉઠીને જ્યારે જોયેલ તો હથીયાર તેની પાસે નહીં હોવાથી રાડારાડ કરેલ જેથી ચોર ભાગી ગયેલ. તો ર વખત બાપાએ ધ્યાન રાખેલ છે. ચોકીદાર હોવા છતા પણ ચોર ચોરી કરવા આવેલ તો ખરૂં ધ્યાન તો રામ જ રાખે છે. વાત જરાયે ખોટી નથી માણસોને પોતાને ઈશ્વરની ધારણા હોવી જોઇએ તો જરૂર ઇશ્વર સહાય કરે છે. બાકી ગમે તેટલી ચોકીદારી અગર અંગરક્ષક રાખીએ પણ ઇશ્વરની કૃપા સીવાય બની શકતું નથી. તો જરૂર બાપાને કોઇ પણ માનવી ખરા અંતઃકરણથી યાદ કરતા રહે તો જરૂર બાપા સહાય કરતા રહે છે. બાકી આ સાથે.

(૧) ૧૦) ઓધવજી નથુ તરફથી જે પુસ્તક આવેલ તેના.

(૨) ૪૦) જે બાપાની ગાદીએ ધરી સદાવ્રત્તમાં વાપરશો. જે હું દીલથી અમુક ધારતો હોવ છું તેના મોકલ્યા છે.

બાકી બાપાની કૃપાથી ફુલ નહી ને ફુલની પાંખડી મોકલતો રહીશ. બાકી જે દરેક બાપાના પરચા મળતા આવે છે. અને જે મદદ કરતા રહે છે. તેના પરચાની માહીતી અહીં આપું તો પાર આવે એમ નથી. ને દરેક મનની ધારણા જે ધારૂં છું તે ફળીભૂત થતી આવી છે. ત્યાં સર્વેને જય જલારામ કહેશો.

લી. પ્રભુદાસના જય જલારામ.

પહોંચ શીલીંગ ૫૦) ની લખશો તથા કાગળની પહોંચ. બાકી ભુલચુક સુધારી કાગળ વાંચશો કોઇ ભુલ હોય તો માફ કરશો.

---

ઇશ્વિર બે વખત હસે છે. જ્યારે ભાઇઓ–ભાઇઓ હાથમાં ફીટની દોરી લઇને જમીનની વહેંચણી કરે છે અને બોલે છે કે " આ હદ તારી, અને આ હદ મારી." એ વખતે પ્રભુ એકવાર હસે છે, અને માણસને જ્યારે બહુ અસુખ થાય છે. અને સગાંસબંધી રોકકળ કરે છે, ત્યારે વૈદ્ય આવીને કહે છે કે " બીઓ છો શું કરવા ? હું હમણાં સાજો કરી દઉં છું." તે વખતે પણ ભગવાન હસે છે. વૈદ્ય જાણતો નથી કે ભગવાનને જો મારવો હોય તો કોઇ બચાવી શકતું નથી.

શ્રી રામકૃષ્ણ ઉપદેશ.

૩૪

HEMRAJ GOVINDJI VADERA,
Telephone No. 17
Station Msinze
BUSEMBATIA, 9-2-53
(Uganda)

## ડૉકટરોને પણ આશ્ચર્ય થયું કે જે પાંચ મિનિટ પહેલાં ઓપરેશન સીવાય પતે તેમ નથી તે વગર ઓપરેશને કેમ પતી ગયું ?

જય જલારામ.

ભક્ત શિરોમણી ભક્ત શ્રી ગિરધરરામજી હરિરામજી, જોગ શ્રી વીરપુર.

બુઆગ્બાટીઆથી લી. સેવક હેમરાજ ગોવિંદજીના જય જલારામ વાંચશો.

અમો અત્રે સર્વે પુજ્ય બાપાની મહેરથી ક્ષેમકુશળ છીએ.

બીજુ આ સાથે આજ રોજ ડ્રાફ્ રૂ. ૧૪૦) અંકે એકસો ચાલીસનો દામોદર જીણાભાઇ એન્ડ કું. લી. ની કોટેચા કું. ઉપરનો નાં. ૧૭૦૮૩ નો પોસ્ટ કરેલ છે તે સંભાળી લેશો.

રૂ. ૧૦૦) અંકે એકસો પુરા કોઇ પણ માનતા વગર છે.
રૂ. ૪૦) ઘરમાંથી માનતાના હતા તે.

૧૪૦) કુલ ૧૪૦) અંકે એકસો ચાલીસ.

બાપાનો અમોને એક બહુજ સરસ પરચો મળ્યો છે તે નીચે મુજબ છે.

મારે ઘરેથી સુવાવડ ટાઇમ નજીક હોવાથી ટાઇમે બાળકનો જન્મ થતો ન હતો. ડૉક્ટર તથા નર્સ બન્ને હાજર હતા. ૨૪ કલાક સખત કષ્ટ વેઠી અંતે ડૉક્ટરે તથા નર્સે નક્કી કર્યું કે ઓપરેશન સિવાય બીજો કોઈ રસ્તો

નથી અને તેઓએ ઓપરેશનની તૈયારી કરવા માંડી અને બીજી બાજુ મારા ઘરેથી પૂજ્ય બાપાને યાદ કર્યા અને માનતા કરી કે આમાંથી છુટકારો થાય તો બાપાની જગ્યામાં શિ. ૨૫/૨૫ સવાપચીસ મોકલાવીશ અને બાપા જાણે હાજરા હજુર કેમ હોય તેમ તુરત જ બેબીનો જન્મ થયો અને ડોકટરને પણ બહુજ આશ્ચર્ય થયું કે, જે પાંચ મિનિટ પહેલાં ઓપરેશન સિવાય પતે તેમ ન હતું તે વગર ઓપરેશને કેમ પતી ગયું ? અને ઓપરેશન કર્યું હોત તો બે જીવમાંથી એક બચત. તેમ ડોકટરે કહેલ પણ પૂજ્ય બાપાએ બંને જીવોને ક્ષેમકુશળ બચાવી લીધા છે અને અત્યારે બેબી તથા ગૈરાની તબીયત બહુજ સારી છે. અને ત્યારથી બાપા ઉપર અમોને અનહદ શ્રદ્ધા બેઠી છે. આમ તો બાપા ઉપર શ્રદ્ધા પહેલાથી તો હતી જ પણ ઉપરનો પરચો મળ્યા બાદ શ્રદ્ધા બહુ જ છે. અને ત્યાર બાદ બીજા નાના નાના પરચા બાપાના મળ્યા કર્યા છે અને તેના બધા શિલિંગ ૬૦ ના રૂ. ૪૭ આ સાથે મોકલાવેલ છે તે પૂજ્ય બાપાની ગાદીએ ધરશો. અને રૂ. ૧૦૦ અંકે એકસો અહીંની મારી દુકાનના વગર માનતાના છે તે પૂજ્ય બાપાની ગાદીએ ધરી અન્નક્ષેત્રમાં વાપરશો.

ઉપરનો પરચો તમો 'ભકત જલારામ'ના પરચા બુક છપાવી હોય તો મારી રજા છે કે જેથી બીજા ભાઇઓને પણ પૂજ્ય બાપા ઉપર શ્રદ્ધા વધે.

અહીંથી અમારા ઘરનાં પૂજ્ય બાપાને હજાર વખત દંડવત પ્રણામ છે. બસ, એજ, વળતો પત્ર જવાબ ઉપરના સરનામે લખશો.

લી. સેવક,
હેમરાજ ગોવિંદજી વડેરા
ના જય જલારામ વાંચશો.

---

બાકી રૂડાવાના હોય ત્યારે અલબત્ત સૌ કોઇ ઇશ્વરનુ નામ લે છે. પણ બધું વાંકું પડવા બેઠું હોય ત્યારેય ઇશ્વર નામ લેવું ન છોડે તેજ સાચો ભક્ત છે.

ઇશ્વિર પર આપણે જેટલો વધારે આધાર રાખીએ તેટલી વધારે ને વધારે મનની શક્તિ આપણને મળે.

મારો સાચો દાક્તર રામ છે.

મહાત્મા ગાંધીજી.

## ૩૫

# પુજ્ય બાપા તમને આશરે આવેલાનું સદાય ક્ષેમકુશળ કરતા રહે એજ પ્રાર્થના.

શિવજી કુંવરજી મેવાવાળા,
પંચમુખી હનુમાનનો માળો
કુલગલી-ભુલેશ્વર
મુંબઇ નંબર ૨
તા ૧-૪-૧૯૫૩

શ્રી સૌભાગ્યચંદભાઇ,

પૂજ્ય જલારામ બાપાના પ્રભાવ અને ભક્તિભાવનો એક પ્રસંગ આપની જાણ માટે લખ્યો છે ઇશ્વર આપનું ભલું કરો- પુસ્તક પ્રકાશનથી કંઇક દુઃખીયા જીવ ઉગરશે

લોહાણા કુટુંબના પતિ-પત્ની નાનો છોકરો ઉમર આશરે આઠ વરસ મુંબઇમાં શ્રી જલારામ બાપાની જગ્યામાં (એટલે આપણા મંડળમાં) પગે લગાડવા આવ્યા હતા

છોકરાને મેનીનજાઇટીસ અને બાળલકવાની બિમારી ગંભીર પ્રમાણમાં હતી. છોકરો ઝરબાઇ વાડીયા હોસ્પીટલમાં બેશુદ્ધ પડયો હતો આખા શરીરમાં પાણી ભરાઇ ગયું હતું બચવાની કોઇ આશા ન હતી

એવા ગંભીર વખતે પૂજ્ય જલારામ બાપાને મુંઝાયેલા દુઃખી મા-બાપે યાદ કર્યા રૂા ૫) ની માનતા માની

બીજા દિવસથી છોકરાની તબીયત સુધારા પર આવતી ગઇ લગભગ પંદરમે દિવસે છોકરો તદન સારો થઇ ગયો અને અહીં પગે લગાડવા તેડી આવ્યા હતા હવે ફકત પગમાં સાધારણ લકવાની અસર છે

પૂજ્ય બાપા તેમને આશરે આવેલાનું સદાય ક્ષેમકુશળ કરતા રહે એજ પ્રાર્થના

મેનીનજાઇટીસનો એક બીજો કેસ પણ લગભગ ચાર વરસ પર પૂજ્ય જલારામ બાપાની દયાથી સુધર્યાનો દાખલો આપણા મંડળની જાણમાં છે મોટા ડોકટરોએ ગંભીર ગણાવેલો એ કેસ ફકત ઘીની બત્તી કરી પૂજ્ય બાપાની પ્રાર્થના કરી સ્વચ્છ વસ્ત્ર પાથરી જાણે તે બાળકને બાપાના ખોળામાં પોઢાડતા હોય તેવી ભાવનાથી બાળકને પોઢાડયો અને તરતજ બાળકે આંખ ઉઘાડી કલાકના સમય પછી પૂર્ણ શુદ્ધિમાં આવ્યો અને આજે તંદુરસ્ત અને હસતો રમતો થઇ ગયો છે

લી શિવજી કુંવરજી

## સને ૧૯૫૨ માં દિલ્હીમાં બનેલા ચમત્કારિક બનાવો

### શ્રી બિરલા સાક્ષી છે.

૧. ઇંટમાંથી સાકર.

૨. ત્રાંબાની ચમચી સોનાની થઈ ગઈ.

૩. પાણીનુ દુધ.

પ્રસિદ્ધ 'કલ્યાણ' માસિકના અંક ૨૬–૧૨ મા એક મંત્રસિધ્ધિની હકીકત પ્રસિદ્ધ થએલ છે તેનો સાર નીચે પ્રમાણે છે –

દિલ્હીમા થોડા વખત પહેલા એક વૈષ્ણવ સાધુ આવ્યા હતા તેનુ નામ બાબા ગોપાલદાસ હતુ દિલ્હીમા આર્ય નિવાસ નં ૧, દાક્તર લેન પર રહેતા હતા તેના મેડા ઉપર એક ગોળ નાનો ઓરડો છે, તેમા તે રહેતા હતા તેમા શ્રીકૃષ્ણનુ (ગોપાલનુ) એક ચિત્ર લાકડાની બેઠક ઉપર હતુ તે ચિત્ર ઉપર ચારે તરફ કરેણના ફુલ ચડાવ્યા હતા ગોપાલદાસ બાબા તે ચોકીની પાસે એક ગાદડી ઉપર બેઠા બેઠા તુલસીની માળા ફેરવતા હતા તેમની પાસે આવનાર માણસને પ્રસાદ દેવા માટે બાબાજી ઇંટના નાના કટકા ૪–૫ તોલાવાળા વજનના લીલા કેળના પાનમા બાંધી ગોપાલની મૂર્તિની સામે અરધી મિનિટ રાખી ઉપાડી લેતા હતા, એટલામા તે ઇંટના કટકામાથી સાકરના કટકા બની જતા હતા અને તે પ્રસાદ તરીકે આવનારા માણસોને આપવમા આવતા હતા

તે બાબાની પાસે જર્મન–રાજદુત, જાપાની રાજદુત, કાઉન્સીલના સ્પીકર શ્રી માવલંકર શ્રી સત્યનારાયણસિંહ, રાય બહાદુર લક્ષ્મીકાન્ત મિશ્ર વગેરે એક વખત ગયા હતા તેઓને પણ ઉપર પ્રમાણે પ્રસાદ મળ્યો હતો

શ્રી જુગલકિશોર બિરલાએ એક ત્રાંબાની ચમચીને એક લીલા કેળના પાનમાં લપેટી પોતાના હાથમા લીધી અને બાબાજીના કહેવા પ્રમાણે શ્રી બિરલા સુર્યની સામે ઉભા થઇ ગયા બાબાજી તેની પાસે ઉભા રહીને કાંઇક મંત્ર જપવા લાગ્યા બેત્રણ મિનિટ પછી કેળના પાનમાથી ચમચી કાઢી તો તે સોનાની થઇ ગઇ હતી હાલ પણ એ ચમચી શ્રી બિરલાના મુનીમ કાનુરામની પાસે આર્ય ભવનમા રાખેલ છે

બીજો ચમત્કાર એ જોવામા આવ્યો હતો કે ઉપરની સાકરની બાબત જાણીને એક માણસે એવું કહ્યું કે "જો બાબાજીમા મનસિદ્ધિ હોય તો આખી ઇટને સાકરના રૂપે બનાવી દે" બાબાજીએ કહ્યુ કે "જો ગોપાલની કૃપાથી ઇટનો કટકો સાકર બની જાય છે તો આખી ઇટ સાકર કેમ ન બને!" તેથી ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૫૨ ગુરુવારની રાત્રિએ ૮ વાગે શ્રી બિરલાજી તથા કોઇ સજ્જનોની સામે આખી ઇટ મગાવવામા આવી તેને જોઇને એક સજ્જનના હાથે લાકડાની એક બેઠક ઉપર તે ઇટ રાખી અને એક કેળનુ પાન તેના ઉપર ઢાંકી દીધુ ત્રણ ચાર મિનિટ સુધી બાબાજી કાંઇક મન્ત્ર જપતા હતા તે પછી ઇટને ઉપાડી તો કેળના પાનમાથી સફેદ સાકરની ઇટ નીકળી એ ઇટ બિરલા હાઉસ, દિલ્હીમા શ્રી જુગલકિશોરજી બિરલાની પાસે રાખેલ છે ઉપર સોનાની ચમચી અને ઇટ બધાને જોવા માટે રાખેલ છે

ત્રીજી અદ્ભુત ઘટના લેખના લેખક પોતે જોયેલી નીચે પ્રમાણે લખે છે "તે વખતે બાબુ જુગલકિશોરજી બિરલા ગાયનાચાર્ય પંડિત રમેશજી ઠાકુર તથા 'નવનીત' પત્રના સંચાલક શ્રી ગોપાલજી નેવટિયા ત્યા ગયા હતા સવારના ૧૦ વાગ્યાનો વખત હતો તે વખતે કોઇએ બાબાજીને કહ્યુ કે એક દિવસ આપે પાણીમાથી દૂધ બનાવ્યુ હતુ" પરંતુ પ્રભુદયાળજી હિંમતસિંહ, માધવ પ્રસાદજી, બિરલા વગેરે સજ્જનોને પુરો સંતોષ થયો નહોતો, 'આજે બાબાજી ફરીથી એવી રીતે દુધ બનાવી આપે તો શંકાને શકા રહે નહિ" બાબાજીએ કહ્યું, ઠીક, એક લાકડાનો બાજોઠ બહાર રાખો, તેના ઉપર આ પાણીની ડોલ રાખો' તે પ્રમાણે પાણી રાખવામા આવ્યુ બાબાજીએ જે ચાદર ઓઢી હતી તે ઉતારી અને માત્ર એક લંગોટ પહેરી કેડ ઉપર કપડુ વીંટી પોતે થોડે દૂર ઉભા રહ્યા અને સર્વને કહ્યુ કે તે ડોલને બરાબર જોઇ લો" બધાએ તે જોઇ લીધી પછી બાબાજીએ એક માણસને કહ્યુ કે 'તમે આ બેઠક ઉપર ડોલની પાસે બેસીને ૐનો જપ કર્યા કરો પછી બાબાજી એ ડોલની પાસે ગયા અને તેમાથી પ્યાલામા પાણી ભરીને સર્વને પાયુ બધાએ કહ્યુ કે 'તે પાણી છે' પછી બાબાજી શ્રી ગોપાલજીની મૂર્તિની પાસે બેઠા અને તે પાણીની ડોલ પોતાની પાસે મગાવી ડોલને ગરણાથી (કપડાથી) ઢાકવામા આવી અને એક લાલ ફુલ કે જે ગોપાલજીની મૂર્તિ ઉપર ચડાવ્યુ હતુ તે પોતાના હાથે ડોલમા નાખ્યુ તે પછી કપડુ ઉઠાવ્યુ તો તેમા સફેદ દૂધ જ જોવામા આવ્યુ

તેમાથી બધાને એક એક પ્યાલો દૂધ પાયુ બાકીનુ દૂધ બિરના-હાઉસમા મોકલી દેવામાં આવ્યુ તે ગા ગેર હતુ, તે ગરમ કરીને જમાવ્યુ તો તેમાથી બીજે દિવસે માખણ મળી શકયુ હતુ

ગોપાનદાસ મહારાજ ઊચ કુળના છે તેઓ એકવાર હિમાલયમા એકાન્તમા દૂર ચાલી ગયા અને ભૂખ લાગી પણ તેમને કાઇ ખાવાનુ મળ્યુ નહિ, તેથી તેમની આખમાથી આસુ આવ્યા અને તે નીચે પડેલી કોઈ ઈટ ઉપર પડયા અને તેમાથી બરફી બની ગઇ તે પછી તેમનામા ઇંટમાથી સાકર કરવાની સિદ્ધિ આવી હતી

ઉપરની તેમની સિદ્ધિઓમા તાબાની ચમચીને તેમણે સોનાની બનાવી દીધી, તે પહેલા તેમણે જે ચમચી સૂર્યના તડકામા થોડા વખત રાખી હતી તેજની મદદથી જડ વસ્તુના પરમાણુઓ ફેરવી શકાય છે એવુ હાલના સાયન્સવાળા પણ સિદ્ધ કરી શકયા છે

**સ્વામી માધવતીર્થજી 'સિદ્ધિઓ અને ચમત્કારોમાંથી'**

## શ્રી કનૈયાલાલ મુનશીનો અનુભવ.

મુનશીજી પોતાનો એક અનુભવ માટે લખે છે કે 'ઇ સ ૧૯૧૭ મા એક વખત ચેમ્બરમા બેઠો હતો, ત્યા એક સાધુ આવ્યો અને મને કહ્યુ, 'બેટા પચ્ચીસ રૂપિઆ દે દે' મે કહ્યુ કે 'મહારાજ, ચાલ્યા જાઓ,' તેણે કહ્યુ કે 'બચ્ચા દે દે રામજીકી આજ્ઞા હૈ મે તેને કડકાઈથી ચાલ્યા જવા કહ્યુ સાધુ બારણામા ઊભો હતો, વચ્ચે ખડમા ટેબલ હતુ, તેની આ તરફ હુ બેઠો હતો તેણે કહ્યુ 'બચ્ચા રામજીકી આજ્ઞા હૈ, દેખ તેરે હાથમે' મે મારી જમણી હથેળી ઉઘાડી જોયુ, મારી જમણી હથેળીમા મેશ જેવા રગથી 'શ્રીરામ' છપાયેલુ હતુ ! મે ટપ દઇને પચીસ રૂપીઆ આપી દીધા તે સાધુ આશીર્વાદ દઈ ચાલી ગયો — ઝબકીજાગ્યો હોઉ તેમ આખો ચોળવા બેઠો આઠ ફુટને અતરે ઉભા ઉભા સાધુએ મારી હથેળીમા અક્ષર છાપ્યા હતા આ ભ્રમ નહોતો, કારણ કે સાબુ લઇ મે હાથ ધોયા ત્યારે ઘણી મહેનતે એ અક્ષરો ગયા માનસિક બળથી સ્થુળ સાક્ષાત્કાર થઈ શકે છે તેનો મારો આ બીજો અનુભવ હતો યોગથી માનસિક બળ એવુ બને છે કે સિદ્ધિઓ મેળવી શકાય છે એ મારો વિશ્વાસ અચળ રહેલો છે

**સ્વામી માધવતીર્થજી 'સિદ્ધિઓ અને ચમત્કારોમાથી'**

૩૬

M. J. SOLERA
Cloth, Cycle Spares & Medicine
Retail Merchants
KALANAMU & KALAGALA.
P. O. Box 30-BOMBO
Kalanamu Date 15-11-1952

## એક ચોરે મારો જમણો પગ કાપી નાખ્યો પણ....

પૂજ્ય જલારામ બાપાનો ચમત્કારીક પરચો,

પૂજ્ય ગીરધરરામજી મહારાજની સેવામાં, મુ. વીરપુર,

કાલાનામુથી લી. મણીલાલ જાદવજી સોલેરાના જયશ્રી કૃષ્ણ વાંચશો. વિ. લખવાનું કે નીચેનો બાપાનો ચમત્કારીક પરચો છાપી પ્રસિદ્ધ કરવા મે. કરશો એવી આશા રાખું છું.

જત લખવાનું કે મારી દુકાન ચોર લોકોએ રવીવાર તા. ૧-૬-૫૨ ના રોજ રાત્રે ૩-૧૦ મીનીટે ચોર લોકોએ આવી અને તોડી માલ લગભગ ૨૫૦૦૦) અંકે પચીસ હજારનો લઇ ગયાં અને મને રોકડ રકમ આપવાનું કહ્યું અને મે રોકડ રકમ આપવાની ના પાડી, એટલે ચોર લોકો મને માર મારવા લાગ્યાં. અને એક ચોરે કુવાડાથી મારો જમણો પગ કાપી નાખ્યો. પગ કાપી દુકાનમાંથી જે હાથમાં આવ્યું તે બધું લઇ તે લોકો ૩-૩૦ ના સુમારે જતા રહ્યાં. તે લોકો જતાં રહ્યાં ત્યારે હું બેભાનમાં હતો. અને સોમવારે સવારમાં ૮ વાગ્યે ભાનમાં આવ્યો ૨-૬-૫૨ ના રોજ ૧૦ ના સુમારે મને મારા સગા વહાલા મને મોટરમાં બેસાડી કંમ્પાલા હોસ્પીટલમાં લઇ જતા હતા. મારા ઘરેથી નીકળી અમો ત્રણ માઇલ ચાલ્યા હશું ત્યાં મારી સ્થિતિ એકદમ ગંભીર થઇ ગઇ મને પોતાને આશા નહોતી કે હું હોસ્પીટલમાં પહોંચીશ. એટલામાં મને બાપા યાદ આવ્યાં. અને મે બાપા ઉપર ધા નાખી. કે હે જલારામ બાપા હું હોસ્પીટલમાં સુખે રૂપે કોઈ પણ અડચણ નડયા વગર પહોંચી જઇશ તો તમારી જગ્યામાં શીલીંગ પણ અન્નક્ષેત્રમાં મોકલી આપીશ અને હું કોઇ પણ અડચણ વગર પહોંચી

ગયો. ત્યાં પહોંચ્યા બાદ મને હોસ્પીટલની દરેક વીધી કરી ક્યારે હું બેભાન થઈ ગયો તે મને ખબર ના રહી. અને તા. ૬-૬-૫૨ના રોજ હું ભાનમાં આવ્યો. ત્યારે મારા પગમાં જોયું તો એકદમ મોટો પાટો બાંધ્યો હતો તે પાટાનું નામ પ્લાસતરનો પાટો કહે છે અને આ પાટો મોટા ઘા ઉપરજ બંધાય છે. અને તે પાટો ૩ માસ સીવાઈ ડોકટર છોડતા નથી. તેવું મેં સાંભળેલું એટલે મને પોતાને બીક લાગી કે કદાચ મને પણ ૩ માસ આમને આમ પાટો બાંધી રાખશે. એટલે મેં વળી બાપાની કસોટી કરવાનો સંકલ્પ કરી બાપા ઉપર ઘા નાખી કે હે જલારામ બાપા મારો પાટો પંદર દીવસમાં જો ડોકટર તપાસ કરવા છોડશે તો હું તમારી જગ્યામાં પ૧) બીજા મોકલીશ અને બાપાની કસોટી કરી તે ફળીભૂત થઈ અને બીજેજ દીવસે એટલે કે મારો પાટો ૧૬-૬-૫૨ના છોડયો અને ૧૭-૬-૫૨ના રોજ નવ ચોર પકડયા. તે સાથે ૫૦૦૦ થી ૬૦૦૦) શીલીંગનો માલ પકડાયો અને તે ચોર લોકોનો કેસ ૪ થી ૫ માસ ચાલ્યો અને તેમાંથી ૩ ચોરને પાંચ પાંચ વરસની જેલ આવી અને બીજા ત્રણ જણાને આઠ આઠ આઠ વરસની જેલ આવી અને બીજા ૩ જણને દસ દસ વરસની જેલ આવી. મારો બનાવ બન્યાં પહેલા મે બાપાનું નામ ઘણા ભાઈઓ પાસેથી સાંભળ્યું હતું પણ મને તેમાં વધુ રસ લેવાની ઇચ્છા થતી નોતી પણ જ્યારે જલારામ બાપાએ મારી અંતઘડીની જે ઘા સાંભળી ત્યારે બાપા ઉપર મને એકદમ આસ્તા બંધાણી અને મારા બને વખતની કરેલ માનતાના શીલીંગ ૧૦૨) ભાઇ બાલુભાઇ નાગજી કંમ્પાલાવાળા મારફત રવાના કર્યા છે તો સંભાળી પહોંચ લખવા મે કરશો અને બાપાનો ચમત્કારીક પરચો વાંચશે તેમને પણ બાપા ઉપર આસ્તા બંધાશે એજ મારી માન્યતા છે. લખેલ વિગત બહાર પાડવા મે. કરશો, ત્યાં આપ દરેક પુજનીયની સુખાકારી ચાહું છું. સેવક સરખું કામકાજ ફરમાવશો.

એજ લી. મણીલાલ જાદવજી સાલેશ
ના જયશ્રીકૃષ્ણ

---

રામનામ લેવામા ખૂબી છે એમ હુ માનુ છું, જે માણસ ખરેખર એમ માને છે કે રામ તો તેના હૈયામાં રહ્યા છે, તેને સારુ રામનામ-રટણની જરૂર નથી, એ હુ કબુલ કરું છું પણ એવો માણસ મેં હજુ જોયો નથી, આથી ઊલટું, મારા અંગત અનુભવ પરથી હું કહી શકું છું કે રામનામ રટણમાં કંઇક ચમત્કાર છે, તે કેમ છે, અને શો છે તે જાણવાની જરૂર નથી.

મહાત્મા ગાંધી.

## ૩૭
## તમારી બેબીનો વાળ વાંકો થાય તો હું તેનો જુમ્મેદાર છું.

મુંબઈ તા. ૨૮-૭-૧૯૫૩ મંગળવાર

પુજ્ય પરમ પ્રીય સ્નેહી શ્રી શેઠ સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ
મુ રાજકોટ.

ઉપર લખેલી તારીખથી લગભગ વીશ કે પચીશ દીવસ પહેલાં મને પરચાનો જે અનુભવ થયો છે તે યોગ લાગે તો આપણા ભાઇઓની જાણ ખાતર છાપામાં આપવા કૃપા કરશો

જે મે ઉપર લખ્યું તે પ્રમાણે વીસથી પચીસ દીવસ પહેલાં મારી પાસે એક ભાટીયા કુટુંબના શ્રીમંત બહેન ઘરની મોટર અને ઘરની બીલ્ડીંગ ધરાવે છે તે બહેન મારી પાસે આવ્યા તેમણે પહેલાં તો પોતાના રહેવાના ઘરનું ઠેકાણું આપ્યું કે હું નવી હનુમાન ગલીને સાગે વાધ વાડીમાં રેડીયાવાળાની ઉપર ચોથે માળે રહું છું મારૂ નામ રતન બેન છે ત્યાર પછી તેમણે જલારામ બાપાના મારા અગાઉના પરચા માટે તેણે પુછપરછ કરી કે જલાબાપાની બીજી આવૃત્તિની હું ચોપડી વાચું છું તેમાં તમારૂં નામ અને જલાબાપાનો પરચો મલ્યો તે બાબતની તેમણે મારી સાથે વાડી_ચર્ચા કરી તે પછી તેમણે પોતાના ઘરમાં પોતાની છોકરીની બીમારીના વાત કરી અને ઘણા ડોકટરની દવા બદલી પણ આરામ થતો નથી તો તમે મારાવતી પુજ્ય જલારામ બાપાની માનતા કરો આરામ થશે તો તમે જે બાપાની માનતા લીધી હશે તે હું અહીં પોચતી કરીશ મે તુરત બાપાને મારા હૃદયમાં યાદ કર્યા કે હે વીરપુરના વાસી આજે આ બહેન તમારી કસોટી કરવા આવ્યા છે માટે હે જલીયાણ તે અગાઉ જેમ મને પરચો બતાવી મારૂ ભર દરીયે વંટોળે ચડેલું નાવ કીનારે લાવેલ તેમ આજે આ બહેન મારા ઉપર શ્રદ્ધા લાવી છેટે હનુમાન ગલીથી અહી સુધી આવ્યા છે તો તેની ચી. બેબીની જે કંઇ ચીન્તા હોઇ તે ઓછી કરજો તેણે મારી પાસે માનતા લેવા કહેલ તેમાં હું મુંઝાણો કે મારે શું માનતા લેવી ? છેવટ દીલને વીચાર કરી રૂપીયા ૧૧ ની માનતા લીધી તે ઉપરાંત તેની ગોળે જે લાવે તે ખરૂ બાકી ઓછામાં ઓછો રૂ ૧૧ તો ખરીજ હવે

આ બહેન મારી પાસેથી બે આશ્વાસનના શબ્દો સાંભળીને મોટરમાં ઉપડી ગયા તે વાત બન્યા બાદ લગભગ અઠવાડીયા પછી તે બહેન મારી પાસે પાછા આવ્યા અને વાત કરી કે હજુ કંઇ ઉભી થઇ શકતી નથી મેં તેને ખાસ ભાર દઈને જણાવ્યું કે તમો જલાબાપા ઉપર વિશ્વાસ રાખો જલાબાપાના મારી ઉપર ચાર હાથ છે અને હું તેનો ખાસ ભગત છું. મને જે પરચો મલ્યો હતો તે દીવસથી અત્યાર સુધી હું બાપાના હીસાના રોજના બે આના જુદાજ કાઢું છું. અને તે વિશ્વાસ રાખનારને જરૂર પાર ઉતારે છે. તમારી બેબીનો વાળ વાંકો થાઇ તો તેનો હું જુમેદાર છું માટે અઠવાડીયું હજુ જવા દયો. ત્યારબાદ બાઈ ચાલ્યા ગયા તે પછી હમણાં છેલ્લા અઠવાડીયા ઉપર તે મોટરવાળાં બેને કોઇ બીજા બેનને મારીદુકાનનું ઠેકાણું દઇને મોકલ્યાં તે બાઇ તપાસ કરતાં કરતાં મારી દુકાને આવ્યા તેમણે મને પુછયું કે જગજીવન ભાઇની દુકાન આજ કે ? મે હા પાડી તેમણે મને ખુલાસો કર્યો હું કાલબાદેવીથી આવું છું. વાધ વાડીવાળાં રતનબહેને મને મોકલી છે અને આ રૂપીઆ છ રોકડા તથા એક શ્રીફળ બાપાની ગાદીએ મોકલવા કહેલ છે મે બેબીના સમાચાર પુછયા તો તેણે કહેલ કે તબીયત સારી છે ત્યારબાદ બહેન રતનબાઈ પણ બે દીવસ પહેલાં આવીને કહી ગયા છે કે છોકરીની તબીયત ઘણી સારી છે ઘરમાં આંટા મારે છે તે પોતે પણ ઘણાં ખુશી થયાં છે અને આવા દાખલા તો મને ઘણા મલ્યા છે મારા મહુવાના એક મીત્ર કંટોલીયા ગોર નામે કરૂણાશંકર શીવશંકર પંડયા રેવાનું ઠેકાણું કંટોલીયા શેરીમાં તેને પણ બાપાનો એક પરચો એવો મલ્યો છે કે તે દર મહીને મને રૂા ૧ા બાપાના હીસાનો મોકલી દયે છે મને પોતાને છેલ્લા એક બે પરચા મલ્યા છે તે ફુરસદે ભાઇઓની જાણ ખાતર લખીશ.

લી. જગજીવન આણંદજી કાનાબાર
સુકા મેવાવાળા
ભુલેશ્વર, દાઉજી ગલી
મુંબઈ નં ૨

---

જવાસાનાં પી તેની હેઠે પડતા નથી, ઉંડી જડને આધારે પડે છે ને ત્યાં ઝાડ થાય છે. તે પ્રમાણે ધર્મગુરુઓમાં જે ભાવનાઓ હોય તે પરદેશમાં જ બહાર આવે છે અને ત્યાંના લોકો તેમને પુજે છે.

## ૩૮

## આફ્રિકા જવાની પરમીટ મળી.

પુરુષોતમદાસ લાખાણી
બોક્સ નં. ૧૨૨૬
દારેસલામ ૧૩-૮-૫૩

શ્રી સૌભાગ્યચંદભાઈ, વીરપુર.

આ સાથે રૂા. ૨૧૦)ની નોટ બીડી છે. તો તે પૂજ્ય જલાબાપાના અન્નદાનમાં આપી દેશો અને રસીદ મોકલશો. અમારા નાના ભાઇ ગીરધરલાલ અને અમૃતલાલની અહીંની પરમીટ મેળવવામાં મુશ્કેલી હતી. ઘણા પ્રયાસો કર્યા પરંતુ નિષ્ફળ ગયા અંતે પૂજ્ય જલારામ બાપાના આશીષથી જંગબાર મુકામે નવેસરથી પરમીટનો પ્રયાસ કરી અને પૂજ્ય બાપાએ સફલતા આપી છે એટલે અમોએ માનતા કરેલ રૂા. ૨૧૦) આ સાથે બીડેલ છે તો તે સ્વીકારી ઉપકૃત કરશો અને રસીદ મોકલશો.

એજ લી. પુરુષોતમદાસનાં
જય જલારામ સ્વીકારશો.

---

જે ભગવાન પાણીના ટીપામાંથી માણસનું જીવન બનાવી દે છે તે ઓછો ચમત્કાર નથી જે બ્રહ્મ સર્વ વ્યાપક છે તે બે પગે ચાલી શકે છે તે પણ મોટો ચમત્કાર છે જેને ચમત્કાર જોવા હોય તેને ઘણી જગ્યાએ રોજ દેખાય છે. ઉંદરની ગતિમાં પણ ચમત્કાર છે. કીડીની જીભમાં, ગીધની શક્તિમાં પણ ચમત્કાર છે. માણસો દિવસે અજવાળું દેખી શકે અને ઘુવડ ન દેખી શકે તો ઘુવડને એમ લાગે કે માણસોની અંદર મોટો ચમત્કાર હશે.

હાલની કેળવણી પામેલા કેટલાક માણસો એમ માને છે કે જે બાબત બુદ્ધિથી ન સમજાય તે ખરી હોઈ શકે નહિ. પણ પોતાના અજ્ઞાનથી જ્ઞાનની મર્યાદા બાંધવી નહિ;

સ્વામી માધવતીર્થજી. 'સિદ્ધિઓ અને ચમત્કારો'માંથી.

## પ્રભુની લીલા

### દુનિયાનો ચમત્કારિક બનાવ આ ગુફામાં બને છે.

ગુફા બરફની નથી પરંતુ રાખોડી રંગના પત્થરનો પહાડ અને પહાડમાં ગુફા છે, ગુફાની ઉપર કે આજુબાજુ કયાંય બરફ નહિ ફકત પહાડ ઉપરથી પાણી ટપકે અને શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે ઈશાન ખુણામાંજ બરફનું તેજોમય ૭ થી ૮ ફુટ ઉંચું લિંગ બધાય. આ લિંગ ચંદ્રની વધઘટ પ્રમાણે વધે અને ઘટે ખરેખર આ એક પ્રભુની લીલાજ છે, જે જોઈ વિજ્ઞાનિકો પણ પણ મોઢામા આંગળા નાખી જાય છે.



૩૯

# આંહી આફ્રિકામાં અત્યારે ગામે ગામ અને ઘરે ઘર બાપાની જે બોલાઇ રહી છે.

From
HARILAL MANGALJI PATHAK
P. O Box. 108
MASAKA-UGANDA
Date 21-8 1953

ૐ તત્સત

પૂજ્ય વંદનીય ભાઈશ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવની પવિત્ર સેવામાં:—
જોગ શ્રી રાજકોટ

શ્રી મસાકાથી લી આપનો સેવક હરીલાલ મંગળજી પાઠકના જય જલારામ સ્વીકારશોજી.

પૂજ્ય બાપાની કૃપાથી અમો સૌ કુશળ છીએ આપે પ્રસિદ્ધ કરેલ પૂજ્ય બાપાના જીવન ચરિત્રનું પુસ્તક તેમની દયાથી થોડા દિવસ પહેલા એક ભાઇ તરફથી મળેલ તે પુસ્તક અમારા ઘરમાં પધરાવાથી અમારી નાની મોટી મુશ્કેલીઓ દુર થવા લાગી છે, અને બાપાની દયાનો સાગર નીરંતર સૌના ઉપર વ્હેતો જ રહ્યા કરે છે.

પરમ બડભાગી પૂજ્ય બાપાની પારાવાર કૃપા પામેલા તમો, ભાઇશ્રી, સૌભાગ્યચંદ, તમોને કયા શબ્દોથી ધન્યવાદ આપું મારી શકિત બહારની 'ત છે હું તો એક મહાન પામર પ્રાણી છું. અને આ દુનિયાની મોહજાળની ઘટનામાં ફસાએલો દુર્ભાગી માનવી છું. આપે પૂજ્ય બાપાની ભકિત ગંગા રહેલાવી છે. તેના પ્રતાપે અનેક દુ:ખીઓનાં દુઃખ દર્દો નાશ પામશે આંહી આફ્રિકામાં અત્યારે ગામે ગામ અને ઘરે ઘર બાપાની જે બોલાઈ રહી છે. તેમની ભકિતનો પ્રચાર વીજળી વેગે થઈ ગયો છે ધન્ય છે સૌભાગ્યચંદ

ભાઈ તમારી મૃદુવાણી અને સાચી ભક્તિની લાગણી આપાના પુસ્તકના પાને પાને અને શબ્દે શબ્દે વહેતી રહી છે.

આ પત્ર આપને કોઇ સર્ટિફીકેટરૂપે નથી લખી રહ્યો પરંતુ આપણા સૌ ઉપર હરેક પળે પૂજ્ય બાપાની દયાની પુનિત ગંગા વહેતી રહે છે અને તેના પ્રતાપે આપણે સૌ પાવન થાઇએ છીએ. આવા દયાનીધી બાપા અને તેમના ભક્ત તમોને અમારા કોટી કોટી વંદન છે.

અમારી નમ્ર માન્યતા છે કે, પૂજ્ય બાપાશ્રીએ જરૂર અવતાર લીધો હશે. અત્યારે તેમની ભક્તિનો જે ચારે બાજુ ભેલાઈ રહી છે. યથાસમયે ભાગ્યશાળી જીવોને બાપાનાં દર્શન જરૂર થશેજ. આવી અમારી નમ્ર માન્યતા છે.

અમો ઉપલેટા પાસે ગેખા ટીંબી ગામના મૂળ વતની છીએ. જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ છીએ. અમારૂં કુટુમ્બ ૫૦ વર્ષથી કેન્યા યુગાન્ડા ટાંગાનીકા અને સાઉથ આફ્રિકામાં બ્હોળા પ્રમાણમાં વસે છે અને સૌ પૂજ્ય બાપાની દયાથી સુખે રોટલો રળી ખાય છે

મારા સૌથી નાના ભાઇ છોટાલાલ મંગળજી પાઠક દેશમાં ઉપલેટા વસે છે. તેઓ ૬-૭ માસ થયા અત્રે સૌ કુટુમ્બને મળવા આવેલા છે. તેઓ તા. ૧૬-૯-૧૯૫૩ ના સ્ટીમર કરાંજા મધ્યે દેશ આવવા મોમ્બાસાથી રવાના થશે ત્યારબાદ તેઓ શ્રી વીરપુર બાપાની જગ્યામાં પગે લાગવા તથા અમારી માન્યતા બાપાના ચરણ કમલમાં ધરવા આવશે. તેમની સાથે પૂજ્ય ભકતરામ શ્રી ગીરધરરામજી બાપા ઉપરનો મારો પત્ર આપશે. અમારી માનતાની વીગત તે પત્રમાં જણાવી છે.

મૂખ્ય માનતા અમારા મોટા દીકરા ચી. પ્રાણજીવનને ત્યાં બાળક આવવાનો પ્રસંગ હતો. તા ૧૧-૮-૧૯૫૩ શ્રાવણ સુદી ૨ ને મંગળવારે રાત્રીના ૧૧॥ બજ્યે અમોએ સુવાવડ માટે આંહીના સરકારી દવાખાનામાં મોકલ્યાં ચી વઉ સુશીલાને આ પ્રસંગ પ્રથમનો હતો અમોએ પૂજ્ય બાપાને પગે લાગી રાત્રીના માળા ફેરવવી શરૂ કરી અને બાપાની દયા યાચી કે, હે જલીયાણ બાપા અમારા દીકરાને ઘરે સુખ શાન્તીથી બાળક અવતરે અને સાજા નરવાં અમારે ઘરે આવી જાય તેમ બાપાની કીપાયાચી માનતા કરી. બહાર અંધકાર છવાયો હતો. મોટર અમારા કુટુમ્બને લઇ આંહી ગામથી દવાખાનું ૨ માઇલ દુર છે ત્યાં સડસડાટ ચાલી ગઈ. મારા ઘરમાં હું અને મારી એક દીકરી ૭ વર્ષની હતાં દીકરી ભર ઊંઘમાં હતી. મેં બાપાની છબી સામે બેસી માળા ફેરવવી શરૂ કરી અને થોડીવાર પછી હું તંદ્રામાં પડયો. બરાબર પ્રભાતના ૪ ને ટકોરે મારા ઘરના દરવાજા ખખડયા

મેં ઉઠીને દરવાજા ખોલતાં ડોકટર અને મારા મોટા શ્રી પ્રાણજીવન આવ્યા હતા તેમણે મને શુભ સમાચાર આપ્યા કે, ૩ બજયે દીકરી બાઇનો જન્મ થઇ ગયો છે કોઇ જાતની તકલીફ પડી નથી અને દીકરી અને તેની માતાની તબીયત ઘણી સારી છે ડોક્ટ્ર પ્રથમ ૧૫ દિવસ પછી સુવાવડ આવશે તેમ કહેતા હતા પરંતુ સજ્જ કલાકમાં શુભ પરિણામ પૂજ્ય બાપાની કૃપાથી આવ્યું તે અમારી પ્રથમ અને મુખ્ય માનતા હતી.

આ બાળકનો અમારે ત્યાં જન્મ થવાથી મારા માતુશ્રી મોંઘીમા આશરે ૯૦ નેવું વર્ષનાં દેશમાં હયાત બેઠાં છે તેમણે તેમની ૩ પેઢી આગળની અને અત્યારે ૩ પેઢી પાછળની જોવા ભાગ્યશાળી થએલ છે અમારાં વહુ અને બાળક માતાનગરનાં દવાખાનામાંથી ઘરે તા ૧૭-૮-૧૯૫૩ના રોજ આવી ગએલ છે ધન્ય કોટી વંદન બાપા શ્રી જલારામને

અમો આપની પાસે નમ્રતાપૂર્વક નીચે મુજબની બાબતો જણાવીએ છીએ તો આ બાબત પૂજ્ય ભક્તરામ બાપા ગીરધરરામજી વગેરે સૌને જણાવી આપને યોગ્ય લાગે તો ઘટતો પ્રબંધ કરશોજી

(૧) પૂજ્ય જલારામ બાપાનો પ્રસાદ જેવો કે ડોર-પતાસાં અને માંટવી દાણા ચામણીમા બનાવેલા વર્ષમાં એક વખત પોસ્ટ માર્ફત ૪ ઔંસથી ૮ ઔંસ સુધી ગામ દીઠ આંહી મૂખ્ય મૂખ્ય ગૃહસ્થોને મોકલવામાં આવતો રહે તે ભકત ગામમા સૌને પહોચાડી દયે તો હજારો માઇલ દુર બેઠેલાં તેમનાં ભકતજનોને તેમની અમુલ્ય પ્રસાદીનો લાભ મળે

આવી પ્રસાદી આવી રીતે પોસ્ટ મારફત નાનાં નાનાં ટીનમાં ભાણવડથી શ્રી દેવા ભગતની જગ્યાનો પ્રસાદ દેશાવરમાં આવે છે.

(૨) અમારી નમ્ર ઇચ્છા બીજી એ છે કે, આહી અમારા ગામમાં બાપાના ભકતોનુ એક મંડળ સ્થાપી વ્યવસ્થિત મહીનામા એક વખત પ્રથમ ભજનનો કાર્યક્રમ ગોઠવવાનો છે આ માટે આપ સૌનો એ આદેશ જોઇએ છીએ કે, પૂજ્ય બાપાનાં ભજન અમો કયા વારનાં ગોઠવીએ તે જણાવશોજી અથવા તેમની પુણ્ય તિથિ આપ કેવી રીતે અને કઇ તિથિ ઉજવો છો તે અમોને જણાવશોજી

(૩) બાપાના પ્રીય ભજનો ૫-૭ કે વધુમાં વધુ ૧૦ સુધી આપ હાથે લખીને અમોને મોકલી આપશોજી આ ભજનો બાપાના નામથી અમો છપાવી આંહી દરેક જગ્યોએ મોકલવા માગીએ છીએ તો આ માટે આપની અનુમતી અને ઘટતી આજ્ઞાની જરૂર છે તો અમોને આ માટે વિગતવાર પત્ર જણાવશોજી એટલે આ બાબતમાં આપની અનુમતિ પ્રમાણે

વર્તશું અમારે તે નાની ભજનાવલીની કાંઇ પણ કીંમત લેવાની નથી વિના મુલ્યે દરેક ભક્તોને મોકલવા વિચાર છે

(૪) આપશ્રી (શ્રી સૌભાગ્યચંદભાઈ) અત્યારે કેટલી ઉમર છે, આપના કુટુમ્બીજનો કોણ અને કયાં કયાં વસે છે તેમજ આપને ત્યાં શું પ્રજા (બાળકો) છે તે અમોને જણાવવા કૃપા કરશો ફક્ત અમારી જીજ્ઞાસાથી આપને પુછાવેલ છે

પરમકૃપાળુ પ્રભુ કે, જે સર્વ શક્તિમાન છે તેમના પ્રીય ભક્તો તેથી પણ મહાન અધીક છે આપણા ઉપર નીરંતર કૃપાની અમૃતધારા વરસાવતા રહે છે આવા પ્રભુ કે તેમના ભક્તને કોઈ વાતની તંગી નથી તેમના ધન ભંડારો અખૂટ છે તેઓ અનંતકોટી બ્રહ્માંડોનુ સંચાલન કરે છે

છતાં આપણે સૌ પ્રભુને અને પ્રભુના ભક્તોને ભોજનનો થાળ ધરીએ છીએ સૂર્યનારાયણને નાનીશી ઘીની વાટ પ્રગટાવી તેની આરતી ઊતારીએ છીએ મસુદ્રમાં અખૂટ જળરાશી ભર્યા છે પરંતુ આપણે તેને અંજલી આપીએ છીએ એ માનવીની પરમ ફરજ છે અને એ ફરજ બજાવતા માનવી કૃત્ય કૃત્ય થાય છે અમો આપને આપના સૌ કુટુમ્બને પ્રણામ લખીએ છીએ અમારા પ્રણામ આપશ્રી જરૂર સ્વીકારશોજી

અવાર નવાર અમોને જરૂર પત્ર લખતા રહેશોજી તેવી નમ્ર માગણી છે મારો આ કાગળ ધારવા કરતાં ઘણો લાંબો લખાએલ છે અને તે આપના કિંમતી વખતનો ભોગ લેશે તો ક્ષમા કરશોજી

આ પત્ર અમારી કાલીઘેલી ભાષામાં અમો શક્તિ પ્રમાણે આપને લખી શકયા છીએ જેથી અમારા આત્માને પરમ સંતોષ અને આનંદ થયો છે આ પત્ર પૂજ્ય બાપાની કૃપાથી જ અમો લખી શકયા છીએ અને અમારી નમ્ર માગણીઓની વિનંતી કરી શકયા છીએ ૐ તત્સત

જય જલારામ બાપા આપને કોટી કોટી વંદન કરીએ છીએ આ શબ્દો અને તેમાંના પ્રત્યેક અક્ષરો અમારા અંતઃકરણનો તીવ્ર લાગણીથી ભરપુર છે

પત્ર જરૂર અવકાશે લખતા રહેશોજી અમારા જેવું કામકાજ ફરમાવતા રહેશોજી, તો અમો વધુ આનંદ અને ભાગ્યશાળી માનશું

આપના સૌ સ્નેહી મિત્રમંડળને અમારા જય જલારામ કહેશોજી

લી આપનો અને પૂજ્ય બાપાનો
નમ્ર સેવક,
હરિલાલ મગળજી પાઠક
ના જય જલારામ

## બ્રહ્મકપાલિ શિલા.



બદરીનાથમાં આ શિલા આવેલ છે. અને આ શિલા ઉપર શ્રાદ્ધ કરવાથી બધા પૂર્વજો એકી સાથે મુક્તિ પામે છે. જેથી એક વખત આંહી શ્રાદ્ધ થઈ ગયા પછી બીજા કોઈ પણ ઠેકાણે શ્રાદ્ધ ક્રિયા કરવાની રહેતી નથી એવી શાસ્ત્રની સ્પષ્ટ આજ્ઞા છે.

## ૪૦
# મારો રોટલો ખુશીથી કાઢી લઉં છું.

અમારૂં સરનામું
મોરજરીયા
સરવીસ સ્ટોર
જીન્જા ( યુગાન્ડા )
પો. બો. ૯૩
જીન્જા તા. ૨૬-૮-૧૯૫૩
સોમવાર

જલારામ બાપાની જે

ભક્ત શ્રી ગીરધરરામ હરિરામ બાપાની સેવામાં.

શુભ નિવાસ વીરપુર,

વીશેષમાં લખવાનું કે હું કેન્યામાં કીસુમુ રહેતો હતો અને મારી સ્થીતી બહુજ ખરાબ હતી અને પાંચ શીલીંગની પણ ચીજ આપવા કોઇ ત્યાર ન હતું અને હું બહુજ મુશ્કેલીમાં આવ્યો ત્યાર બાદ ૧૩-૫-૫૩ ના રોજ બાપાની માનતા કરી કે મારી કોઇ લાઈન સંધાય જાય અગર નોકરી મળે અગર દુકાનની સગવડ થઇ જાય તેવી બાપાની માનતા કરી હતી, અને હું તા. ૧૫-૫-૫૩ ના રોજ કીસુમુથી જીન્જા આવવા નીકળ્યો.

અને તેજ દીવસે જીન્જા આવ્યા અને બીજે દીવસ મને એક દુકાન શી. ૧૨૦ ભાડાથી દુકાન મલી અને લાઇશન કાપવાના મારી પાસે શીલીંગ પણ ન હતા પણ બાપા જલારામની આસ્તાથી મારી દુકાન અત્યારે ચાલુ છે મારા બાળબચ્ચા અહીં છે મકાન પણ રેવાનું મલ્યું છે અને હું અત્યારે મારો રોટલો ખુશીથી કાઢી લઉં છું.

ભગત ગીરધર બાપુને માલમ થાય કે હું જીંદગીભર બાપા જલારામજીને કદી પણ ભુલીશ નહીં અને આજરોજ મારી માનતાના શી. ૧૨૦) દુકાનની હતી. અને અમુક બીમારી અને છુટી છુટી માનતા હતી તે હું આજ મોકલ્યા છે બધા મળી શી. ૨૨૨-૫૦ સેંટનો ડ્રાફ્ટ રૂપીઆ ૧૫૧) એકસો

એકાવનનો નાં ૨૧૦૫૮ દામોદર જીણા એન્ડ કું નો મોકલ્યા છે તો ત્યાં બાપાની જગ્યામાં તેમનો જે આપને યોગ્ય લાગે તે પ્રમાણે જગ્યામાં વાપરશો અને તેની પોંચ વળતા કાગરમાં લખી જણાવશો અને તેમની રસીદ મોરજરીયા સરવીસ સ્ટોર હા ત્રીકમદાસ મોનજી મોરજરીયા નામથી મને મોકલવા કૃપા કરશો બાપા જલારામનો હું ઘણોજ આભાર માનું છું કે હું અત્યારે મારો ખુશી ગુજારો કરૂં છું. ત્યાં જગ્યામાં બધા ભાઇઓને મારા પગેલાગણ કહેશો કાગર આવતા વળતી ટપાલે લખશો

લી ત્રીકમદાસ મોનજી મોરજરીયા
ના પગેલાગણ વાંચશોજી

આ ડાફ્ટ રજીસ્ટરથી મોકલાવેલ તે રૂપીઆ તો દી ાળીના અનકોટમાં વાપરશો

---

અવતાર.

રેનગાડીના એન્જીન પોતે ચાલ્યા જાય છે એટનુ જ નહિ પણ સાથે સાથે કેટલાય માનગાડીના ડબા પણ ખેંચી જાય છે, અવતારો પણ તેવીજ રીતે હજારો નેકાને ભગવાનની પાસે લઈ જાય છે

---

ગુરુએ એક શિષ્યને ઉપદેશ આપતા કહ્યુ કે, બધા પદાર્થો નારાયણ સ્વરૂપ છે શિષ્યે એ વાન પકડી રાખી, એક દિવસ રસ્તામા એક હાથી ચાલ્યો આવતો હતો તેના ઉપર બેઠેલા મહાવતે આ શિષ્યને દૂર ખસી જવા કહ્યુ શિષ્ય તો વિચાર કરવા લાગ્યો કે શા માટે હુ ખસુ ? હુ નારાયણ છુ, હાથી પણ નારાયણ છે નારાયણને નારાયણની બીક શેની ? તે ખસ્યો નહિ છેવટે હાથીએ મદ વતી તેને પકડી દૂર ફેકી દીધો અને તેને સખત ઇજા થઇ ત્યાર પછી ગુરુની પાસે આવી તેણે આ બનાવ તેમને કહી સભળાવ્યો ગુરુએ કહ્યુ 'તુ ઠીક જ કહે છે તુ નારાયણ છે, અને હાથી પણ નારાયણ છે પણ હાથી ઉપર બેઠેલા મહાવત નારાયણે તને ચેતવ્યો છતા મહાવત નારાયણનુ તે કેમ ન માન્યુ ?

શ્રી રામકૃષ્ણ ઉપદેશ

૪૧

M. V JOBANPUTRA
P O. Box 39
BOMBO Uganda

૧. આફ્રિકા જવાની પરમીટ મળી.
૨. "જલારામ બાપાના પ્રતાપે જ હું બચ્યો છું" એમ મારા બનેવી કહે છે.

પુજ્ય ભાઇશ્રી સૌભાગ્યચંદભાઈની પવિત્ર સેવામાં,
જોગશ્રી રાજકોટ.

જત આપનો તા. ૨૫-૮-૫૩ નો પત્ર આજરોજ મલ્યા તેના જવાબમાં લખવાનું કે મેં તમોને બન્ને પરચા લખીને મોકલ્યા હતા જે રાજકોટથી પાછા આવેલ. ૩ માસે કવર પાછું આવેલ તે જાણશો અને મણીલાલ જાદવજીએ જે પરચો મોકલ્યો છે તે પરચાની બધી વિગત આ પરચામાં છે તો આવતી પાંચમી આવૃત્તિમાં આ સાથેના બન્ને પરચા છાપી આભારી કરશો એવી આશા રાખું છું. ફોટા અને ચોપડી બાબત શ્રુ વીરપુર લખ્યું છે તે જાણશોજી હવે આ બન્ને પરચા છાપવા મહેરબાની કરશોજી એવી આશા રાખું છું. કામકાજ ફરમાવશો.

લી. મોતીલાલ વસનજી જોબનપુત્રા.

તા. ક.

આ પત્રનો જવાબ નીચે મુજબના સરનામે તાર મારફત આપશો તેમજ આપની સગવડતાએ બન્ને પરચા છાપી પ્રસિદ્ધ કરશો એવી આશા રાખું છું.

પરચો પહેલો :

જત હું દેશમાં બીલખાનો રહીશ છું. વતન છોડી પરદેશમાં હું ૧૯૪૮ માં આવ્યો ત્યાર બાદ મારી નાની બહેન દેશમાં મારી બૈરી સાથે હતા અને તેનો જન્મ અહીંઆ યુગાન્ડામાં થએલ એટલે તેને અહીંયા બોલાવવા માટે મેં પરમીટ કઢાવવાની કોશીશ ચાલુ કરી. એક વરસ માથાકુટ કરી પણ પરમીટ ના મલી ત્રણથી ચાર વકીલ પાસે પરમીટ માટે માથાકુટ કરી પણ પરમીટ ના મલી જે વકીલ પાસે જઇએ તે શીલીંગ ૧૦૦૦) થી ૧૫૦૦)

આપો અને મલે તો તમારા કીસ્મત નહીતર અમો જોખમદાર નહી પરમીટ માટે હું એક વરસ હેરાન થયો. બીજુ વરસ હેરાન થયો. પણ કાંઈ પતો ના પડયો. તેમાં એક દિવસ બાપા યાદ આવી ગયાં અને કસોટી કરવાનો વિચાર થયો અને મેં બાપા ઉપર ધા નાખી કે હે જલારામ બાપા હવે મને મારી બેનની પરમીટ મલી જાશે કે તુરતજ આપની જગ્યામાં શીલીંગ ૧૦૧) મોકલી આપીશ આમ માનતા કર્યા બાદ પંદર દિવસમાં પરમીટ મલી ગઈ જે વકીલો હજારથી પંદરસોહ શીલીંગ આપો તો પણ ગેરન્ટી નહી તેને બદલે બાપાના પ્રતાપે મને એક વકીલ જે કંમ્પાલામાં આચાર્ય પ્રધર્સના નામથી ઓળખાઈ છે તેણે કહ્યું કે શીલીંગ ૨૫૦/- આપો અને પંદર દિવસમાં પરમીટ ના મલે તો પૈસા પાછા અને સાચેજ બાપાના પ્રતાપે પંદર દિવસમાં પરમીટ મલી ગઇ અને પુજ્ય બાપાના પ્રતાપે મારા ઘરેથી તેમજ મારી નાની બ્હેન સુખ રૂપે અહીયા પહોંચી ગયા છે. અને તેના શીલીંગ ૧૦૧) કંમ્પાલાવાલા બાલુભાઇ નાગજી એન્ડ કું. વાળા મારફત મોકલી આપ્યા છે અને જેની રસીદ વીરપુરથી આવી ગઇ છે તે જાણશો આ પરચો વહેલી તકે છાપી પ્રસિદ્ધ કરશો અને જે આવૃત્તિમાં પ્રસિદ્ધ કરો તે આવૃતિ મને મલે તેવી વ્યવસ્થા કરવા મહેરબાની કરશોજી. ઉપરના શીલીંગ તા. ૨૩-૨-૫૩ ના રોજે મોકલી આપ્યા છે જેની રસીદ તારીખમાં છે તે જાણશો. આ પરચો જરૂર છાપી પ્રસિદ્ધ કરશો એવી આશા રાખું છું.

પરચો બીજો

આ પરચો મણીલાલ જાદવજી સોલેરા ઇન્ડીયામાં બીલખાના રહીશ છે.

જત મારા ગામથી એક માઇલ દુર મારા બ્હેન તેમજ મારા બનેવીની દુકાન છે. મારા બનેવીનું નામ ઉપર જણાવ્યું છે, મારા બેનનું નામ સવીતા વસનજી છે. તેમને ત્યાં તા. ૧-૬-૫૩ ના રોજ રાત્રે ૩૦ થી ૪૦ ધાડપાડુ ધાડ પાડવા માટે આવ્યાં અને દુકાનના બારણા, લાકડા ફાડવાના કુવાડાથી દુકાનના બારણા તોડયા. દુકાનમાંથી લગભગ પચીશથી ત્રીશ હજારનો માલ ઉપાડયો. જતા જતા મારા બનેવી પાસે રોકડ રકમ બતાવાનું કહ્યું મારા બનેવીએ કહ્યું કે ભઇ મારી પાસે રકમ કાંઇ છે નહી આ જંગલ છે. જંગલમાં અમો જોખમ રાખતા નથી પણ નીરદય હદયના માણસોએ તે વાત ઉપર વિશ્વાસ તેમજ ધ્યાન આપ્યું નહી અને મારા ` ` તેમજ મારા બેનને માર મારવા લાગ્યાં. છેવટે જતા જતા ૩ થી ૪ જમણા પગમાં માર્યા લોહીનું ખમદાણ કરીને તે પાપી આફ્રીકન લોકો જતા રહ્યાં. આ કીસ્સો રાત્રે ત્રણને દસ મીનીટે થવા પાચો હતો. આવે ટાઈમે જંગલમાં મોટર પણ ના મલે એના કારણે બીજે દીવસે સવારે નવ વાગે બેશુદ્ધ હાલતમાં મારા બનેવીને મોટરમાં નાખી કંમ્પાલા હોસ્પીટલમાં

લઇ જતા હતા. ઘેરથી ત્રણ ચાર માઈલ ગયા ત્યાં સ્થિતી એકદમ ગંભીર થઇ અને બચવાની પણ આશા નોતી એવા ટાંણે મારા બનેવીએ બાપા ઉપર ધા નાખી કે હે જલારામ બાપા હું હોસ્પીટલમાં સુખરૂપે પહોંચી જઇશ તો આપની જગ્યામાં શીલીંગ પપ઼ા અક્ષેત્રમાં મોકલી આપીશ અને તે સુખેથી પહોંચી ગયાં. ત્યાર બાદ ડૉક્ટરે તપાસ કરી તો ધા બહુજ મોટો હતો એટલે ઑપરેશન કરી ટાંકા લેવા પડયા ઑપરેશન કરવા માટે કલ્લોરોફોર્મ આપ્યું બધુ કામ પતી ગયા બાદ ખાટલામાં સુવાડયા ૬ દિવસે ભાનમાં આવ્યા ત્યારે મારા બનેવીએ તેના પગે પ્લાસ્ટરનો પાટો જોયો તે પાટો મોટા ધા ઉપરજ બાંધે છે. અને બાંધ્યા બાદ બે થી ત્રણ માસે ડૉક્ટર જોવા માટે છોડે છે એટલે મારા બનેવીને બીક લાગી કે કદાચ મને પણ બે થી ત્રણ માસે જોશે એટલે તેણે વળી બાપાની કસોટી કરી અને ધા નાખી કે હે જલારામ બાપા આ મારો પાટો પંદર દિવસમાં ડૉક્ટર તપાસવા છોડશે તો હું તમારી જગ્યામાં એકાવન શીલીંગ મોકલીશ. અને બાપાની મહેરબાનીથી ખરેખર પંદરમે દીવસે પાટો છોડયો અને તે માનતા કરી અને બીજેજ દીવસે ૯ ચોર તેમજ શીલીંગ પાંચથી છ હજારનો માલ પકડાયો તે કેસ લગભગ ૭ માસ ચાલ્યો. તેમાં બે ચોરને આઠ આઠ વરસની જેલ આવી અને એકને સાડાઆઠ વરસની બીજા બેને દસ દસ વરસ અને બાકીના બીજાને પાંચ પાંચ વરસની જેલ આવી આ કેશ ચાલતો હતો ત્યારે મારા બ્હેને કોર્ટમાં બાપા ઉપર ધા નાખી કે બાપા આ કેશમાં અમો જીતશું તો તમારી જગ્યામાં અમુક રકમ મોકલીશ અને તે કેશમાં જીત્યાં અપીલ લીધી હતી એટલે તેની દોડા દોડી કરતા હતા એટલે બાપાના શીલીંગ મોકલવાની ઢીલ થઇ એટલે બાપાએ તેના શીલીંગની યાદ માટે મારા બ્હેન તેમજ મારા બનેવીને નાગના સ્વરૂપમાં દર્શન દીધા છતા મારા બનેવી ન સમજ્યાં એટલે પુ. બાપા મારા બનેવીના શરમાં આવ્યાં. અને કહ્યું કે તમો માનતા કરતા જાણો છો અને શીલીંગ મોકલવાનું જાણતા નથી એ ત્રણ વખત શરમાં આવ્યાં જ્યારે મારા બનેવીએ ના મોકલું ત્યાં લગી દુધવાળી ચા પીવાની બાધા લીધી ત્યાર પછી શરમાં આવતા નથી. ત્યાર બાદ કુલે શીલીંગ ૨૦પ઼ા પુ. જલારામ બાપાની જગ્યામાં મોકલી આપ્યા અને તેની રસીદ પણ મલી ગઇ છે. આ બનાવ પહેલા મારા બનેવી ભગવાનને દીવો કરવામાં બીલકુલ માનતા નહી તેમજ ઉપવાસ એકટાંણા કોઇ કરે તો કહે કે જેને ખાવાનું ના મળે તે ઉપવાસ એકટાણાં કરે આ બનાવ બન્યા પછી મારા બનેવી કાયમ પુ. બાપાને દીવો કરી બે માળા ફેરવી દુકાન ઉઘાડે છે. તેમજ અપવાસ એકટાંણા કરે છે તેમજ કહે કે ' પુ. જલારામ બાપાના પ્રતાપેજ હું બચ્યો છું.' બસ એજ.

આ પરચો બનાવટી અગર કલ્પી કાઢેલ નથી પણ મારી નજરો નજર જોયેલ છે માટે જરૂર છાપી પ્રસીદ્ધ કરશો.

એજ લી. મોતીલાલ વસનજી જોબનપુત્રા

## ૪૨

# ભયંકર માંદગી

## મારૂં મન વીરપુર દર્શન કરવા આવવાનું થયું છે.

વલસાડ
C o હનુમાન ભાગડા
૨૮-૯-૫૩

પ્રાતઃ સ્મરણીય જલાબાપાની જે.

પુજ્ય બાપા ગીરધરરામ, વીરપુર.

આપનો પત્ર નથી તો લખશો. અત્રેના ગૃહસ્થ શ્રીમાન દેશાઇ ઘેલાભાઈ ભીમજીભાઇને ત્યાં પુજ્ય જલારામ બાપાના વૃત્તાંતની ચોપડી મારા વાંચવામાં આવી આખી ચોપડી (ભકત શ્રી જલારામ ત્રીજી આવૃત્તિ) વાંચી લીધા પછી બાપા એ મહાન પ્રભુ સૌરાષ્ટ્રમાં થઇ ગયા એ ગૌરવ લેવાનું ગણાય.

ખરી વાત એ કે હું તલાજા (તાબે ભાવનગર)નો રહીશ છું હમારી ૩ પેઢી અત્રે થઇ ગઇ. પણ દર વરસમાં ૧-૨ વખત દેશમાં સંસારીક તેમ વ્યાપારઅર્થે આવવું જવું થાય જ પણ હમારી બેનસીબીની અવધી તો એ કે આજ સુધી પ્રભુરૂપ બાપાનું નામ સાંભળવામાં ન આવ્યું, કે કોઇ પાસેથી વાત જાણવામાં ન આવી. એ ખરૂ કારણ એમ માનું કે હમારી બેનસીબી એજ. કોઇએ પવીત્ર નામ હમારા કાન ઉપર ન જણાવ્યું હવે કાંઇક પ્રભુની દયા થવાની હશે એટલે જ બાપાનું નામ અને વૃત્તાંત જાણવામાં આવ્યા. આજથી આઠ દીવસ ઉપર જ પ્રથમ ચોપડી જોઈ અને વાંચી તુરત મેં બાપાને અરજ કરી તુરત મને સંતોષ થયો ત્યારબાદ ગયા ગુરૂવારે મારા મીત્ર દેશાઇ નાનુભાઈ ડાયાભાઈ અકસ્માત ભયંકર માંદગીમાં સપડાયા. ડૉ ની બહુ દોડધામ થઇ પડી મને ખબર મળી ... શુક્રવાર ૧૧ વાગે હું તેમને જોવા ગયો જોઇ મને દીલગીરી થઈ કે ... વધારે પડતી ખરાબ હતી. તુરત પુજ્ય જલાબાપાને યાદ કર્યા ... મેં તેઓ પાસે બાધા લેવરાવી કે ૨૪ કલાકમાં બાપા હરતો ફરતો કરે તો બાપાને ઢોલીયે રૂા ૫)નું મનીઓડર કરી નાળિએર વધેરી પ્રસાદ વહેંચી પછી ઘઉં ખાવા.

પુજ્ય ગીરધરરામ બાપાને માલુમ થાય જે આ અગડ લેનારા બધામાં મારા સીવાય કોઈને વિશ્વાસ ન જ બેઠો કારણ કે માંદગી વીચીત્ર હતી પણુ મેં તો પ્રભુને અરજ કરી હતી. ૨૪ કલાકમાં આરામ પણ ધારેલી રીતે થઇ ગયો અને તમને રૂા. ૫) નો મનીઓર્ડર કરી દીધો છે. બાપાનો આ પરચો અમારી હજારો નીરાશામાં આશાં રૂપ દેખાય છે.

મારૂં મન વીરપુર દર્શન કરવા આવવા થયું છે બાપા દયા કરે તો આશો શુદ ૧૫ આવવું છે જેવી બાપાની કૃપા.

મારા લાયક કામકાજ લખશો અત્રે વલસાડમાં આપણા લગભગ એક હજાર ભાઇઓ વસે છે તે જાણુશો. પત્ર બાપાનું નામ વાંચી ખુશી થાઉં તેવો લખજો.

લી. છોરૂ
ચુનીલાલ દુર્લભજી મોદી
ના પગેલાગણુ વાંચજો.

---

## નિંદાનું પાપ

શેખ સાદી ઈરાનના મહાકવિ હતા. નાના હતા ત્યારે તેઓ પિતા સાથે એક વખત હજ કરવા ગયા. ત્યાં એવો નિયમ હતો કે દરેકે સવારમાં વહેલા ઊઠી નમાજ પઢવી જ જોઇએ.

એક વખત નિયમ પ્રમાણે પિતાપુત્ર વહેલા ઊઠયા. બીજા યાત્રાળુ હજુ સૂતા હતા. શેખ સાદીએ કહ્યું: 'પિતાજી, પ્રભુના દરબારમાં આવીને પણ આ લોકો અહીં હજુ સૂતા છે. તેમને ખરેખર ધિક્કાર છે' તેના પિતાએ શાંતિથી કહ્યું: 'તું પણ જો સૂઇ રહ્યો હોત તો સારૂં થાત.'

'કેમ પિતાજી' સાદીએ આશ્ચર્યથી પૂછ્યું.

'કારણ કે આવા પવિત્ર સમયે તું પારકાની નિંદા કરવાનું પાપ તો ન કરત!'

૪૩

# મારા બાપા જલિયાણ દરેકને સહાયતા કરે છે.

ૐ

અરૂશા તા. ૭-૧૦-૫૩
પો. બો. ૨૧૬

નેકનામ પુજ્ય વડિલ સૌભાગ્યચંદ મંગળજી રાજદેવની સેવામાં,

લિ. આપનો પત્ર ૧ તારીખનો દીવાળીના કાર્ડ મંગાવવા બાબત મળેલ. પણ આપ હિમાલયના પવિત્ર ધામો બદરી કેદારનાથની યાત્રાએ જવાના સમાચારથી આપને પત્ર લખી શકયો નથી તેમજ દીવાળીના કાર્ડસ અમારા મોસીવાળા સાથે આવી ગયા તે માટે આપને ઓર્ડર આપેલ નથી તો માફ કરશો.

આપ યાત્રાથી ખુશી-ખાતે સુખ શાંતિથી બાપાના ક્રીપાએથી પહોચી ગયા હશો તો સમાચાર આવેથી જાણશું.

બીજુ આજ વીરપુર બાપાને રાજકોટ બેન્કનો ડરાફ રૂા. ૪૭૦) નો મોકલાવેલ છે અને સાથે આ પત્ર પણ નાખેલ હતો તો વીરપુર મારાથી લખાઇ ગએલ છે કે સાથેનો કાગળ સાથે રા. સૌભાગ્યચંદ બાપાનો પત્ર આપી દેશો પણ ત્યારબાદ પત્ર રજીસ્ટર કરેલ તેમા નાખેલ નથી જેથી આજ આપને પત્ર જુદો ઘેર લખેલ છે.

વિશેશમાં આપ વડિલને લખવાનું કે બાપાની કૃપાથી અમારૂ સહકુટુંબ ખુશી મજામાં છે અને આપને પણ હરહમેશા યાદ કરીએ છીએ અહીયાથી દિવાળી પછી હું પોતે ખાસ બાપાના દર્શન કરવા રવાના થઈશ. મુંબઈ આવી આપને ખબર આપીશ, તેમજ વીરપુર જગ્યામાં પણ આવીશ ત્યારે પણ આપને ખબર આપીશ, બીજુ ચોથી આવૃતી બાપાની આપે જે છે તેમા બાપાના સંભારણા વાંચીને આંસુ હરખના આવે છે અને બાપાની કૃપાથી આપે પણ જે મહેનત ઉઠાવી છે તે તમામ બાપાનો પરતાપ છે અને હરહમેશા પરમ કૃપાળું પાસે અમારી વિનતી છે કે બાપા આપને હરહમેશા દીન પ્રતીદીન મહાયતા કરે એવી અમારી માગણી છે, બીજુ નીચેનો પરચો આપ પાંચમી આવૃતીમાં આપશો આપને યોગ્ય લાગે તો.

પંદર દિવસ પહેલાં આંહિયાથી શા લાખાભાઇ જીવરાજની કારમાં તેમના માળા માણેકચંદભાઇ મોરસી તરફ જતા હતા તેમાં માણેકચંદ ભાઈના ચિરંજીવી બાબુભાઈ પણ સાથે હતા ઉંમર વરસ ૪ના આશરે, રસ્તામાં વધારે ઝડપથી કાર ચાલતા દરવાજો ખુલી ગયો અને માણેકચંદભાઇ તથા તેમના ચીરંજીવી બાબુભાઇ ચાલતી કારે બહાર પડી ગયા તો દશેક ગલોટીયા ખાધા પણ જલારામજી બાપાની કૃપાએથી બચી ગયા અને હોસ્પીટલમાં લાવ્યા બાપ દીકરો બંને લોહીલોહાણ થઇ ગયા અને જખત વાગેલું હતુ માણેકચંદભાઇ બહુજ હુશીયાર અને કીંમતી હતા પણ અમે બાબુને લાગવાથી મોઢું એકદમ સુજી ગએલ આંખો ઉઘડે નહિ પણ હોસ્પિતાલમાં ગયા ત્યારે અમારાથી જોઇ શકાય નહિ આવી બાપ દીકરાની હાલત હતી પણ નજરે જોતાજ બાપા યાદ આવ્યા અને બાપાને શિલીંગ ૧૦, દસ સેન્ટ એટલે મનાદશ શિલીંગની માનતા કરી કે હે જલારામ બાપા તમારી કૃપાથી બચી તો ગયા છે પણ હવે આ બને બાપ દીકરાને સહાયતા કરો તો શ્રી જલારામજી બાપાની કૃપાથી પાંચમે દીવસે એકદમ આરામ થએલો અને આવા આવા પરચા જે જે ટેકાણે બાપાને યાદ કરીએ છીએ ત્યારે બાપા અમારા પ્રત્યે હાજરાહજુર છે અને અત્યારે આ આફ્રીકામાં શ્રી જલારામ બાપાની એટલી શ્રદ્ધા વધી ગઇ છે કે ૧-૨-૩-૪ આવૃત્તિ બાપાની વાચતા દરેક જગ્યાએ બાપાના ભજન તથા દરેક માણસો ખાસ બાપાના ફોટા રાખી સવાર સાંજ ઘીના ધુપદીપ થાય છે સાગ બાપા જલીયાણ દરેકને સહાયતા કરે છે અને શ્રદ્ધા વધતી જાય છે બોલો જલારામ બાપાની જય.. ત્યાં સર્વેને અમારા જય જલારામ વખતે પત્ર લખવા મહેરબાની કરશો દીવાળી પછી ચોકસ પહોંચી વીરપુર આપ પધારો ત્યારે અમારા બાપાની જગ્યામાં અમારા વતી દંડવત કરશો જય જલીયાણ બાપા

લી. બાપાનો છોરૂ
વલભદાસ પીતામ્બરના
જય જલારામ વાંચશો

---

સઘરય તીર્થયાત્રાનુ સ્થાન છે પોતાની જનની જાણુ,
આરાધ્ય દેવતો પિતા પ્રમાણ વદન તેમને કરવુ સદા

---

જે હોય આપણો સહોદર રાખો પ્રેમ તેની ઉપર
ના રાખજો કદી અંતર, શકિત હોય તો ગરીબોમાં

## ૪૪

## ૧. વીંટી મળી ગઇ છે.
## ૨. પરમીટ મળી ગઇ છે.
## ૩. સોનાની પીન મળી ગઇ છે.

દારેસલામ બોક્સ નં. ૧૯૨
તા. ૧૯-૧૦-૫૩

પુજ્ય ભગત શ્રી જલારામ બાપાની ગાદીએ પુજ્ય ગીરધર બાપાની સેવામાં,
જોગથી ગામ વીરપુર.

ગામ દારેસલામથી લી. છોરૂ છોટાભાઇ ડી. પટેલના જય જલારામ સ્વિકારસો.

પુજ્ય ગીરધર બાપા તમારો તા. ૨૪-૬-૫૩નો પત્ર મળેલો જેમાં મારા ખાતે જમા રાખેલી રકમ તે પુજ્ય બાપાની ગાદીએ અન્નદાનમાં વાપરશો. આ સાથે શી ૫૧ના પોસ્ટલ ઓર્ડર મોકલેલ છે તે પુજ્ય બાપાની ગાદીએ અન્નદાનમાં વાપરજો આ નાણાંની માનતા નિચે મુજબ છે.

મને પુજ્ય બાપાનું નામ પ્રથમ સાંભળવા મળેલું, વળી તેમનો મહિમા અવારનવાર સાંભળતો ગયો. માર્ચમાં હું દેશથી આ તરફ આવતો હતો. અચાનક બોટમાં લેસંગભાઈ કરીને મળી ગયા તે રોજ બાપાનું ગુણગાન ગાય તેમની પાસેથી પૂજ્ય બાપાનો મહિમા સાંભળતાં મને પુજ્ય બાપામાં શ્રદ્ધા બેઠી અને તેથી મેં તેમનું પુસ્તક તમારી પાસેથી મંગાવેલું જે વાંચતાં મને પૂર્ણ શ્રદ્ધા બેઠી.

એક વખત હું ઘરમાં સમારકામ કરાવતો હતો. મારા હાથેથી વીંટી પડી ગઇ. ક્યાં પડી તેની ખબર ન હતી સાંજે ફરવા જતાં રસ્તામાં માલુમ પડ્યું કે વીંટી ખોવાય ગઇ છે. મેં બાપાને સંભાર્યા અને તેમની ઉપર છોડી દીધું. ઘેર આવી તપાસ કરી પણ કંઇ ન મળ્યું બાયને પૂછ્યું પણ તેનો અર્થ કંઈ નહી. બીજે દિવસે મારા ઘરમાંથી જ કચરો કાઢતાં બાયને

વીંટી મળી અને મને બોયે આપી. બોયને તે ગુમ કરવી હોત તો પણ કરી શકયો હોત વળી ઘરમાં મેં પહેલાં તપાસ કરેલી ત્યારે તો કંઈ મળેલું નહી અને બાપાને યાદ કરતાં વીંટી મળી ગઈ.

મારાં વાઈફની પરમીટ કઢાવતાં મારાં પ્રથમ જે વાઇફ હતાં તેનું મરણ સરટીફીકેટ વગેરે પુરાવા જોઇતા હતા અને મને પરમીટની ઉતાવળ હતી હું રૂબરૂ મારા એક વકીલ મીત્ર સાથે ગયો જતાંજ બાપાને સંભાર્યા અને ત્યાં જતાંજ પરમીટ મળી ગઇ

હજી ગઇ કાલનીજ વાત છું તેમજ મારાં વાઇફ ફરવા માટે ગામમાં ગયાં હતાં સાંજે સાત વાગે ઘેર આવતાં મારાં વાઇફના માથામાં નાખેલી સોનાની પીન પડી ગઇ ઘેર આવી રડવાને ધમાલ કરવા લાગી કે આ રીતે સોનાની પીન પડી ગઇ, હવે નહિ સ્થળ નહિ ઠેકાણું તપાસ પણ કયાં કરવી છતાં જે રસ્તે અમો આવ્યા હતા તે રસ્તે હું જમ્યા બાદ તપાસ કરવા ગયો જતાં મને કંઈ ન દેખાયું. (બાપાને તો ઘરમાંથી નીકળતાં જ સંભાળેલા) હું નિરાશ થઇ પાછો આવતો હતો જો કે મારો ઇરાદો બીજા રસ્તે જવાનો હતો છતાં તેજ રસ્તે તપાસ કરતો પાછો ફર્યો અને વળતાં સોનાની પીન મળી હૈયા સાથે આનંદ થયો અને ઘેર આવતાં આ પ્રસંગોએ પુજ્ય બાપાને રકમો માનેલી તેના શી ૫૧ રૂા ૩૪ આ સાથે મોકલું છું જે સંભાળીને યોગ્ય વ્યવસ્થા કરશો

પુજ્ય બાપા મારા જેવા કેટલાયના કામ હજી પણ કર્યા જ કરાય છે અને તેમની શ્રદ્ધાથી કામ પાર પાડે છે તે મને સાક્ષાત પરીચય થયો પુજ્ય બાપાના સેવકો વધતા જ રહે તેજ હું પુજ્ય બાપા પાસે માગણી કરૂં

ત્યાં પુજ્ય બાપાના નામની કોઈ બીજી ભજનાવલી કે પુસ્તક હોય તો મોકલાવશો તેની કિંમત પણ જણાવશો હું તરતજ આપને મોકલી આપીશ

લી. આપનો છોરૂ
છોટાભાઇ ડી પટેલ
બોકસ ૧૯૨
દારેસલામ

---

From
K. J. RAICHURA
JINJA P O B. 68
તા. ૧૧-૧૧-૫૩

૪૬

## ૧ મારા કાનમાં ભણકારા વાગવા માંડયા........
## ૨ મારા ગોવાન મિત્રે કહ્યું કે 'આ બધો તમારા જલારામ બાપાનો પ્રતાપ છે.'

પુજ્ય ભકત શ્રી ગીરધરલાલ હરીરામની સેવામાં, મુ. વીરપુર.

સવીનય લખવાનું કે મેં પુજ્ય બાપાના પરચાની બુક વાંચેલ છે. અને મને કાંઇક બાપાના પરચાનો અનુભવ પણ મળેલ છે. ઉપરાંત હાલ તુરતમાં બાપાના પરચાનો એક મહાન અનુભવ થયો અને તે ઘણાજ માણસો જાણે છે.

હકીકત એમ બની કે તા. ૧૬-૧૦-૫૩ શુક્રવારના રોજ મારા એક ગોવાન મીત્રની મોટરકાર દીવસે બે વાગ્યે ચોરાઇ ગઇ. તપાસ કરતાં ખબર મલ્યા કે મોટરકાર કમ્પાલ રસ્તે કોઈએ જોયેલ પરંતુ ચોકસ પુરાવો ન હતો છતાં પણ મારા ગોવાન મીત્રે મને કહ્યું કે આપણે કમ્પાલા તપાસ કરવા જઇએ. અમો આહીંથી મારી મોટરકારમાં હું મારો ગોવાન મીત્ર અને તેની દીકરી કમ્પાલા જવા રવાના થયાં રસ્તામાં મેં મારા ગોવાન મીત્રને કહ્યું કે અમારામાં એક જલારામ બાપા થઈ ગયા છે તેની માનતા કરો અને તેમાં તમો જરૂર સફળ થશો. મેં બાપાના પરચાના બે ચાર દાખલા પણ આપ્યા. મારા ગોવાન મીત્રે માનતા કરી કે મારી મોટર જો મને સહી સલામત મળશે તો જલારામ બાપાની જગ્યામાં શી. ૫૦) મોકલાવીશ. આ માનતા તેણે શ્રદ્ધાથી કરી અમો કમ્પાલા ગયા મોટરનો પતો લાગ્યો નહીં. તે ગોવાનનો દીકરો કમ્પાલામાં રહે છે તેને ભલામણ કરીને અમો રાતના પાછાં આવ્યા. બીજે દીવસે તા. ૧૭-૧૦-૫૩ શનીવારના લગભગ ૩।। વાગે તે ગોવાનના દીકરાનો અમોને ટેલીફોન મળ્યો "કે મોટરકાર મળી ગઇ છે અને પોલીસ સ્ટેશનમાં મોટરકાર પોલીસે રાખી છે. સોમવારના પોલીસ ફીંગર પ્રીન્ટ લઇને કાર આપણને સોંપશે.

આ ગોવાનના દીકરાને માનતાની જરા પણ ખબર ન હતી. અમો સોમવારના રોજ કમ્પાલા પાછા ગયા. મોટરકાર અમોને મલી. પછી અમોએ તે છોકરાને પુછ્યું કે મોટરકાર કેવી રીતે મળી ત્યારે છોકરાએ જવાબ આપ્યો કે હું મણ વાગે ઘેર બેઠો બેઠો વીચાર કરતો હતો કે મારે મોટર ક્યાં ગોતવી. તેવામાંજ મારા કાનમાં ભણકારા વાગવા માંડયા અને કોઇ તેને કહેતું હોય કે વીચાર કરમાં જલદી મહરેરે જા ત્યાં તારી મોટર હમણાંજ આવશે. છોકરો મનમાં કહેવા લાગ્યો કે આ મને કોણ કહે છે ફરી મગજમાં ભાસ થયો જલદી જા. છોકરો પોતાના એક મીત્રને લઇને એકદમ ગયો મહરેરે (કમ્પાલાનું એક પરું છે) પહોંચ્યો અને કાર પણ પહોંચી. છોકરાના મીત્રે એકદમ અવાજ કર્યો ચોર લોકો મોટર છોડીને ભાગ્યા અને ગોવાન છોકરે મોટરનો કબજો લઇને પોલીસને ખબર આપી. આ પ્રમાણે મોટર ચોવીસ કલાકમાં મલી ગઇ. આંહી ઘણીજ મોટરો ચોરાઈ જાય તે અમુક દીવસો પછી પાછી મળે છે. પરંતુ તદન ઉપલું ખોખું અંદરનું ઈન્જીન દરેક સ્પેર વીગેરે કાઢી લઇ ખાલી ખોખું મળે છે. આવી રીતે અહીં સહીસલામત કાર મળતી નથી મારા ગોવાન મીત્રે મને કહ્યું જે આ બધો તમારા જલારામ બાપાનો પ્રતાપ છે. આ ગોવાને કરેલી માનતાના રૂા. ૫૧નો ડ્રાફ્ટ આ સાથે મેસર્સ કોટેચા ડી. મુંબઈ ઉપરનો મોકલાવું છું તે પૂજ્ય બાપાની ગાદીએ ધરી તેનો યોગ્ય ઉપયોગ કરશોજી એજ વીનંતી.

લી. કરશનદાસ જે. રાયચુરાના
જય જલારામ વાંચશો.

---

વનમાં ફરતાં ફરતા શ્રી રામચંદ્રજી પંપાસરોવરમા પાણી પીવાને ગયા. ધનુષ્યબાણ કાંઠે જમીનમા ખોડીને પાણીમા ઉતર્યા પાછા ઉપર આવીને જોયું તો એક દેડકો એ તીરથી વિંધાઈ જવાથી તેના શરીરમાંથી લોહી નીકળતું હતું અને તે પડયો હતો શ્રી રામચંદ્રજીએ ઘણા દુઃખિત થઈને કહ્યું– 'તેં કેમ અવાજ ન કર્યો? અવાજ કર્યો હોત તો મને ખબર પડત. તારી આ આ દશા થાત નહિ." દેડકાએ કહ્યું, 'હે રામ! જ્યારે મારે માથે દુઃખ પડે છે. ત્યારે 'હે રામ મને ઉગારો' એમ હું કહું છું. અત્યારે જ્યારે રામ પોતે જ મારવા બેઠા ત્યારે કોને બોલાવુ.

શ્રી રામકૃષ્ણ ઉપનિષદ.

# નમસ્કાર એક તમારા રોટલાને,
# તો પછી તમારા એ રોટલામાંયે શું છે?

એક વખત હુ રેલ્વે ગાડીમા જતો હતો ગાડી જમનાના પુલ પર આવી મારી પાસે બેઠેલા એક ઉતારૂએ પ્રફુલ્લિત હૃદયથી એક પૈસો નદીમા નાખ્યો પાસે બીજા એક ચીકણા ટીકાખોર ગૃહસ્થ બેઠા હતા તે બોલ્યા, 'મુલકમા આપણો દેશ ગરીબ અને આવા લોકો નકામા પૈસા ફેંકી દે છે' મે તેમને કહ્યુ, 'તમે એ ભાઈનો હેતુ સમજ્યા નથી જે ભાવનાથી તેણે એ એ પૈસા ફેંક્યા તેની કિંમત બેચાર પૈસા ખરી કે નહીં? બીજા સારા કામમા એ પૈસા તેણે વાપર્યા હોત તો વધારે સારૂ દાન થાત પણ એ બધી વાત હમણા રહેવા દઈએ તેની વાત પછી પણ આ નદી એટલે જાણે કે ઈશ્વરની કરુણા વહી રહી છે એમ માની એ ભાવિકના મનમા કઈક ભાવના ઉત્પન્ન થઈ અને તેણે ત્યાગ કર્યો એ ભાવનાને તમારા અર્થશાસ્ત્રમા કઈ સ્થાન ખરૂ કે? પોતાના મુલકની એક નદીના દર્શનથી તેનુ દિલ પીગળ્યુ એ ભાવના તમને સમજાશે પછી હુ તમારી દેશભક્તિની પરખ કરીશ દેશભક્તિ એટલે શુ કેવળ રોટલો? દેશની એક મહાન નદી જોઈને લાવ બધી સપત્તિ તેમા ડુબાડી દઉ તેના ચરણમા અર્પણ કરૂ? એવુ મનમા થાય એ કેવડી મોટી દેશભક્તિ છે! એ બધાયે પૈસા, પેલા ધોળા, લાલ ને પીળા પથરા પેલા દરિયાના જીવોની વિષ્ટામાથી બનેલા મોતી ને પરવાળા, એ બધાયની પાણીમા ડુબાડવા જેટલીજ કિંમત છે, જરાયે વધારે નથી પરમેશ્વરના ચરણ પાસે એ બધી ધૂળને તુચ્છ લેખજો તમે કહેશો, નદીનો ને ઈશ્વરના ચરણનો આ સબધ વળી ક્યાથી લાવ્યા? તમારી દૃષ્ટિમા ઈશ્વરનો સબધ ક્યાય

છે ખરો કે ? નદી એટલે શું ? ઑક્સિજન અને હાઈડ્રોજન. સુર્ય એટલે હિંદુસ્તાનની ઘણી મોટી જાતનો એક નમુનો. તેને કેવા નમસ્કાર કરવા ? નમસ્કાર એક તમારા રોટલાને, તો પછી તમારા એ રોટલામાંયે શું છે ? એ રોટલો એટલે પણ આખરે એક ધોળી માટી જ ને ? તેને માટે શા સારૂં મોંમાં પાણી આણો છો ? આવડો મોટો આ સૂર્ય ઊગ્યો છે, આવી આ સુંદર નદી દેખાય છે. એમાં પરમેશ્વરનો અનુભવ નહીં થાય તો ક્યાં થશે ?" પેલો અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થ દુઃખી દિલથી ગાય છે, "પહેલાં હું મેઘધનુષ જોતો ત્યારે નાચી ઊઠતો મારા દિલમાં ઉમળકો આવતો. આજે હવે હું કેમ નાચી ઊઠતો નથી ? પહેલાંના જીવનની માધુરી ખોઈને હું જડ પથરો તો નથી બની ગયો ?"

ટુંકમાં સકામ ભક્તિ અથવા અજાણી, મુર્ખ માણસની ભાવનાનુ પણ ઘણું મહત્વ છે સરવાળે તેમાંથી મહાન સામર્થ્ય નીપજે છે. જીવ ગમે તે હોય ને ગમે તેવડો હોય પણ પરમેશ્વરના દરબારમાં એક વાર પેઠો એટલે તે માન્ય થયો માન આપવા લાયક થયો. અગ્નિમાં ગમે તેવુ લાકડું નાખશો પણ તે સળગી ઊઠયા વગર નહીં રહે. પરમેશ્વરની ભક્તિ એ અપૂર્વ સાધના છે. સકામ ભક્તિની પણ ઇશ્વર કદર કર્યા વગર રહેતો નથી. આગળ ઉપર તે જ ભક્તિ નિષ્કામ થઇને પૂર્ણતા તરફ જશે.

**શ્રી વિનોબા ભાવે. 'ગીતા પ્રવચનમાંથી.'**

૪૫

# એક કૉલેજિયનભાઇની શ્રદ્ધા ફળે છે.

અમદાવાદ, તા ૧૯-૧૦-૫૩

મુરબ્બી શ્રી સૌભાગ્યચંદભાઈ,

તમારૂં પોસ્ટકાર્ડ મળ્યું પણ તેનો આનાથી વધારે વહેલો જવાબ આપી શકયો નથી તે બદલ માફ કરશો મનિઓર્ડરની રસીદ પણ મળી ગઇ છે પણ તમારા લખવા પ્રમાણે વીરપુરથી પૈસાની પહોંચ મળી નથી પણ તેની જરૂર તેમજ ઉતાવળ નથી તે પૈસા પહોંચી ગયા છે મેં કાર્ડમાં લખ્યું હતું એટલે હું બીજો મોટો પત્ર તમને લખી રહ્યો છું.

હું હાલમાં B Com માં ભણું છું અને હજી બીજા ત્રણ ચાર વર્ષ આગળ ભણવાની ઇચ્છા છે, જલાબાપા જરૂર એ ઇચ્છા પાર પાડશે. આગળ ઓડીટરનું ભણવાનો વિચાર છે, જલાબાપાને મારા બદલે વિનંતી કરજો કે હું આગળ ભણું.

અમદાવાદના Satynarayan Exports Imports Co. વાળા શ્રી જયંતિભાઈ મારા મોટાભાઇ છે, તેમને મોકલાવેલા ફોટામાંથી મને એક કોપી મળી છે એટલે હું મંગાવતો નથી. દીવાળી પછી વીરપુર આવવાનો વિચાર છે જલાબાપાનો હુકમ થાય કે તરત આપણે આવવા તૈયાર છીએ

પુજ્ય જલાબાપાની ખબર મને જ્યારે મેં તેમની તમારી લખેલી ચોપડી વાંચી ત્યારે પડી પછી મને એટલો અખંડ વિશ્વાસ અને શ્રદ્ધા બેસી ગઇ કે ન પુછો વાત મને એક નવી જીંદગી મળી હોય એવું લાગે છે ! પહેલાં એટલે ઓપરેશન પહેલાં હું ભગવાનને માનતો પણ નહોતો. પણ પૂ બાપાની ચોપડી વાંચ્યા પછી મને લાગ્યું કે મારી ભૂલ હતી અને તે પછી હવે તો હું જીવીશ ત્યાં સુધી પૂ બાપાને તેમજ ભગવાન રામને નહી ભુલું. આ વાત લખતા મને એટલી શરમ આવતી હતી પણ મારી શરમ પણ હવે ભાંગી ગઇ છે ખરૂ પુછો તો આજે કોલેજમાં ગયા પછી છોકરાઓની શ્રદ્ધા જતી રહે છે અને મને પણ તેમજ થયું હતું. પણ હવે એવું નહી થાય તેની ખાત્રી આપું છું.

હા પણ મારે પૂ. જલાબાપાનો એક નાનો પોકેટમાં રહે એટલો ફોટો જોઇએ છે તે જો બની શકે તો મને મોકલી આપવા મહેરબાની કરશોજી. તે ફોટાની સાઇઝ હું બાબુના હાંસીયામાં દોરૂં છું. આ ફોટાની સાઇઝ લગભગ ચોપડીમાં સૌથી નાના બ્લોક જેવડી થઇ. જો બની શકે તો જરૂરથી મોકલી આપજો બીજું કાંઇ યાદ નથી આવતું. તબીયત પૂ. બાપાની દયાથી સારી છે. થોડીક પણ Trouble નથી. એ તો બાપા હાજરાહજુર છે. પૂ. બાપાને અમારા વતી વિનંતી કરજો એટલે અમે ત્યાં વીરપુર આવી દર્શન કરી જઇએ ત્યાં આવવાનો પ્રોગ્રામ શની-રવીજ ગોઠવવાનો છે. એટલે તમે પણ મળશો. ત્યારે બાપાને હરઘડી યાદ કરતાં કરતા આ પત્ર અહીં પુરો કરૂં છું.

Address
પ્રમોદ વાડીલાલ શાહ.
૧૪૮, દોશીવાડાની પોળ.
કાળુપુર ૨, અમદાવાદ ૧

એજ લી.
પ્રમોદના
જય જલારામ

---

રામનામ મંત્ર મારા હૃદયમા મોમ્મરવો ઊતરી જશે તો કદી માંદો પડીને મરવાનો નથી; આ નિયમ દરેક માણસ માટે છે, મારા એકને માટે નહીં માણસ જે ભૂલ કરે તેનુ ફળ એને ભોગવ્યે જ છુટકો છે માણસના આખરના શ્વાસ સુધી રામનુ નામ સ્મરણ હોવુ જોઇએ

રામબાણ દવા તો જગતમા એકજ છે તે રામનામ

મહાત્મા ગાંધીજી

---

જો આપણે ખરેખર આસ્તિક હોઇએ અને માનતા હોઇએ કે સાક્ષાત શ્રી હરિ પોતે જ આપણા યોગક્ષેમની સર્વ પ્રકારે ખબર રાખે છે અને આપણા ઉપર એના ચારે હાથ છે તો પછી કોઇ પણ બાબત કે બીનામાં લેશ માત્ર ચિંતા કરવાનુ કે આપણે બીવાનુ કશુ જ કારણ નથી

મૃત્યુ તો અનિવાર્ય છે, અને એક કાંટો વાગવાથી પણ નીપજે છે જ્યાં પ્રભુની ઇચ્છા જીવાડવાની હોય ત્યા સુધી અગ્નિ, પાણી કે કોઇ અકસ્માતનો ભય નથી, ભરોસો ફક્ત એ પ્રભુ પર રખાય



ગંગોતરી ધામનું એક દ્રશ્ય

૧ લીંબડીથી વકીલ શ્રી અમૃતલાલભાઈ ચત્રભુજ શાહ લખે છે કે-
યાત્રા પ્રવાસના પુસ્તકો લખીને તથા તે છપાવી પ્રગટ કરી-કરાવીને જિજ્ઞાસુઓ મુમુક્ષુઓ અને ધાર્મિક વલણના માણસો ઉપર અમુલ્ય-અનહદ અનન્ય ઉપકાર કરેલ છે

૨ મોમ્બાસાથી શ્રી ગોરધનદાસભાઇ ખાખરીયા લખે છે કે-
ગંગોત્રી-જમનોત્રીનું પુસ્તક તો ઘરનું ઘરેણું છે કારણ સાત્વિક વાચન હોય ઘરે બેઠા યાત્રાના વર્ણન વાંચી આનંદ થાય છે

૩ બાગબહાનથી શ્રી જેરામભાઇ દેવજી વાગડ લખે છે કે-
ગંગોત્રી-જમનોત્રીનું પુસ્તક જોતાજ એટનો આનંદ આપે છે કે ન પૂછો વાત અને વાચતા તો જાણે એમજ લાગે છે કે- અમોજ યાત્રા કરી સ્નાન દર્શન કરી રહ્યા છીએ

ગંગોતરીસે સંત સુંદરાનંદના લીખતે હે-

ગંગોત્રી-જમનોત્રી યાત્રાકા પુસ્તક મુઝ પ્રાપ્ત હો ગયા ! આપને બહુત હી સુંદર ઔર સરલ ભાષામેં લિખા હૈ, સાહિત્ય શૈલી ભી બહુત હી અચ્છા હૈ। મેરે મિત્ર સુંદરલાલ બહુગુણા ગુજરાતી ભાષા ભલી પ્રકાર જાનતા હૈ વો આપકી સાહિત્ય લેખની શૈલી સે બહુત હી પ્રભાવિત હુઆ

## વાંચો : ગંગોત્રી-જમનોત્રી યાત્રા

તો કૃપા કરી હવે પછી એ સંકટમાંથી મુકત કરો તો આપનાં અન્નક્ષેત્રમાં યથાશકિત પૈસા મોકલાવવા.' ઉપર મુજબ બાપાની માનતા રાખવામાં આવતાં થોડા દિવસમાં બાપાની માનતાનો પરચો મળ્યો અને તબીયત સારી થતી જણાય. અને હવે પહેલાં કરતાં તબીયત સારી રહે છે. તદઉપરાંત મારી ધર્મપત્નીને બાપા પ્રત્યે અનહદ શ્રદ્ધા છે અને જ્યારે જ્યારે નાના અથવા મોટા સંકટ આવી પડે ત્યારે ત્યારે બાપાનાં ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી માનતા રાખે છે જે બાપા સ્વીકારી લઇ કાર્ય ફળીભુત કરે છે, જે બદલ બાપાનાં અમો ઋણી છીએ.

ઉપરોકત જણાવેલ બે પરચા ઉપરાંત બીજા અનેક પરચા અમોને બાપાની માનતા રાખવાથી મળે છે અને એ પ્રમાણે માનતા રાખતાં આજ સુધીનાં જે નાણાં થયા તે રૂપીયા ૬૦-૦-૦ અમો આજે આપનાં પર મોકલાવીએ છીએ, તો તે આપ સહર્ષ સ્વીકારી બાપાની ગાદીએ ધરી એ પૈસા બાપાનાં-અન્નક્ષેત્રમાં જમા કરવા ફરી વિનંતી કરૂં છું.

છેવટમાં પત્ર દ્વારા આપને તસ્દી આપવા બદલ ક્ષમા માગું છું અને આશા રાખું છું, જે પત્ર મળે ડ્રાફ્ટ મળ્યાની પહોંચ આપતો જવાબ અવકાશે આપવા વિનંતી કરૂં છું.

એજ પૂજ્ય બાપા માફ કરશો, જય જલારામ બાપાકી જે.

લી. જીજ્ઞાસુ સેવક
મકનજી રણછોડજી મીસ્રીનાં
જય જલારામ

ડ્રાફ્ટ નંબર ૪૩૩૩૦ (૯૧/૩૧૧૫)
N. B. I તા. ૧૨-૧૨-૫૩.

---

કલકત્તાનો એક પ્રખ્યાત પૈસાદાર માણસ શ્રી રામકૃષ્ણદેવને મળવા આવ્યો હતો, અને તેમની સાથે વાત કરતાં ઘણા ઘણા ખોટા તર્કો ઉઠાવવા લાગ્યો. પરમહંસદેવે તેને કહ્યું કે, ' ખોટા તર્કો કરવામાં લાભશો ? ચોખ્ખા મનથી ભગવાનનું નામ લો. તો તમારૂં કામ થશે ' આ વાત તે દંભી શેઠીઆને રૂચિ નહિ, એટલે તે બોલી ઉઠયો કે–' શું તમે બધું જાણી ચુકયા છો ? ' શ્રી રામકૃષ્ણદેવે ઘણીજ નમ્રતાથી હાથ જોડી તેને કહ્યું કે, ' હું કંઇ પણ જાણી શકયો નથી તે વાત સાચી છે, પણ સાવરણી પોતે મેલી હોય છતાં જે જગ્યાએ તેનાથી વાળવામાં આવે તે જગ્યાને ચોખ્ખી કરે છે.'

શ્રી રામકૃષ્ણ ઉપનિષદ.

## ૪૯

## બાપાની માનતા કરી અને ચાર દીકરી ઉપર દીકરો આપ્યો.

શ્રી જય જલારામ બાપા

અમદાવાદ તા. ૧૫-૩-૧૯૫૪
કો. ખોડીદાસ કાલીદાસ ડાભી
ઠે. દિલ્હી દરવાજા બહાર
જુના કાટમાળની લાદી
અમદાવાદ.

શ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ,

આપને વિનંતી સાથે જણાવવાનું કે આપના તરફથી પૂજ્ય શ્રી જલા બાપાનું પુસ્તક બહાર પડેલું છે. તે પુસ્તક મેં મારા સબંધી પાસેથી માંગી વાંચ્યું તો મને જલાબાપાના પરચાઓ પર સંપૂર્ણ વિશ્વાસ બેઠો છે. અને મારા ભાઇબંધને ચાર છોડીઓ છે. અને તેમને છોકરાની ઝંખના હતી તેથી મેં જલાબાપાની બાધા રાખવાનું કહ્યું તેથી તેણે જલા બાપાની માનતા રાખી અને જલા બાપાની કૃપાથી તેની સ્ત્રીને છોકરો ધાવણો થયો છે. તેથી તેને જલાબાપાની જગ્યામાં રૂપીયા મોકલાવાના છે તો આપ કૃપા કરી તેઓનું સરનામું જણાવશો. ચોપડી બનતી કોપીરો મેળવી આપવા કૃપા કરશો ચોપડીમાં વીરપુરનું બરોબર સરનામું ન હોવાથી આપ વીરપુરનું સરનામું તથા ગાદીનો જે વહીવટ કરતું હોય તેમનો જોડેના કાગળમાં જવાબ લખી મોકલશો. બીજું જલા બાપાની ચોપડી તથા ફોટાઓ મલશે કે કેમ તે પણ જણાવશો. જો આપના ત્યાંથી ચોપડી તથા ફોટા મલતા હોય તો કિંમત જણાવશો તો મનીઓર્ડરથી રૂપીયા મોકલીએ. આપને ત્યાં ના હોય તો જ્યાં ચોપડી તથા ફોટા મલતા હોય તેમનું સરનામું પણ જણાવવા કૃપા કરશો બસ એજ !

લી. ખોડીદાસ કાલીદાસના
જય જલારામ.

—o—

૪૭

N. H Joshi
Box 2054
NAIROBI (Kenya)
૧૮-૧૧-૫૩

## મારૂં કામ ઘણીજ સફળતાથી થયું છે.

સ્વસ્થાન શ્રી વીરપુર મહાશુભ સ્થાને પરમ સ્નેહી શ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ બાદ નાઇરોબીથી નાનાલાલ હરીશંકર જોશીના પ્રણામ વાંચશો બાદ આ સાથે શી. ૨૦ નો પોસ્ટલ ઓડર મોકલેલ છે. જે મારી માનતા પુજ્ય બાપાની રામ અને મારૂં કામ સફળતાથી થયું છે. તો આપને હવે જે યોગ્ય લાગે તેમાં વપરાશ કરશો. અને મને તુરત પહોંચ લખશો. જેથી મારી બાધા છુટે તે એમ, બીજું અમો પણ વીરપરનાજ રહીશ છીએ મારા પીતાશ્રી તથા દાદાશ્રીનો જન્મ વીરપરમાંજ છે. અને પુજ્ય જલારામ બાપા મારા દાદાને સારી રીતે રાખતા. છેલ્લા ૨૫ વર્ષ થયાં અમો જામ-ભાણવડમાં રહીએ છીએ. અમારા મકાન પણ વીરપરમાંજ હતાં. તે રોજ મેં માનતાં કરેલ જે બાપા હું ટેમ્પરી પરમીટ ઉપર આ દેશમાં આવ્યો છું. પણ જો મારો પાકો હક થઇ જાશે તો તમારી જગ્યામાં હું શી. ૨૦ મોકલીશ અને મારૂં કામ ઘણું સફલતાથી થયું છે. અને મે સોપારીની બાધા રાખેલ છે જે તમારી પહોંચ આવ્યા બાદ હું સોપારી જમીશ. એજ. ભુલ સુધારી વાંચશો. હું પણ એક સાધારણ માણસ છું. બાપા ઉપર મને પુરી શ્રદ્ધા છે. અમો જ્ઞાતે સારસ્વત બ્રાહ્મણ છીએ.

દઃ નાનાલાલ હરીશંકર જોશીના
યથાયોગ્ય વાંચશો.

## ૪૮

# જ્યારે જ્યારે નાના નાના અથવા મોટા મોટા સંકટ આવી પડે છે ત્યારે ત્યારે બાપાના ઉપર સંપુર્ણ શ્રધ્ધા રાખી માનતા રાખવાથી કાર્ય ફળીભુત થાય છે.

મકનજી રણછોડજી મીસ્ત્રી
પો. બો. નં. ૧૪૬૧
મોમ્બાસા
તા. ૪-૧૨-૧૯૫૩

ભક્તરાજ શ્રી ગીરધરરામ હરિરામ.
જલાબાપાનું અન્નક્ષેત્ર
વીરપુર (ભારત).

સુજ્ઞ મહાશય,

પૂજ્ય જલારામ બાપાની પવિત્ર સેવામાં સહર્ષ પ્રાર્થના સહ જણાવવાનું જે આ સાથે હમો આપનાં સીરનામે પૂજ્ય બાપાનાં અન્નક્ષેત્રમાં જમા કરવા માટે રૂપીયા ૬૦-૦-૦ નો ડ્રાફ્ટ મોકલાવીએ છીએ જે પૈસા પૂજનીય બાપાની ગાદીએ અર્પણ કરી અમારાવતી વંદન કરી અન્નક્ષેત્રમાં જમા કરશોજી. મોકલાવેલ પૈસા નીચે મુજબનાં ફળીભુત થયેલ પરચાનાં છે.

(૧) મારી પુત્રવધુની ડીલીવરી (સુવાવડ) વખતે તેમની તબીયત ઘણીજ ગંભીર તેમજ નિરાશાજનક હતી જે પ્રસંગે પૂજ્ય બાપાની મારી ધર્મ-પત્નિએ પ્રાર્થના કરી માનતા રાખી જે 'પૂજ્ય બાપા મારી પુત્રવધુ ડીલીવરી (સુવાવડ) બાદ તદ્દન બેભાન અવસ્થામાં છે તો આપ કૃપાવંત થઇ તેમને આવા કપરા દુઃખમાંથી જલદી આરામ કરી કૃતાર્થ થશોજી.' આ પ્રમાણે બાપાની માનતા રાખવામાં આવતાં અમારી પુત્રવધુની બીમારીમાં તરત આરામ થતો જણાયો અને થોડા દિવસોમાં કુશળ થતાં બાપાની લીધેલ માનતાનો પરચો મળ્યો જે બતાવે છે જે બાપા ઉપર પૂર્ણશ્રદ્ધા રાખી કાર્ય કરવા ધાર્યું હોય તો જરૂર બાપા ધારેલ કાર્ય ફળીભુત કરે છે. પૂજ્ય બાપાની અમારા ઘરનાં સર્વે માણસો પ્રત્યે અનહદ કૃપા બદલ બાપાને અમારા સૌનાં હજારવાર વંદન છે અને ફરી ફરી નમસ્કાર હો.

(૨) મારી ધર્મપત્નીની તબીયત હંમેશા નાદુરસ્ત રહ્યાં કરતી જેથી તેમણે બાપાની માનતા રાખી જે ' બાપા મને વારંવાર બીમારી આવે છે



ગ ગોત્રી પટ બ ધ થાય ત્યારે માતાજીની નીકળતી સ્વારી
જય ગંગે... જય ગંગે ..

નાર્થ રોડેશીઆ કફુએ પો. બો. નાં. ૧૫
શ્રી જી. એન. પટેલ લખે છે કે—

આપે જે જે પુસ્તકો લખ્યા છે તેમા મને કુદરતી સ કેત લાગે છે, કારણુ કે લખવાની ઢગ અને તેન વર્ણન કરવાની કળા ખરેખર અદભુત છે જેમ ગુનાબનુ ફુલ હજારો ફુલોમા મુકેલુ હોય અને તેમા જે તે દીપી ઊઠે છે તેમ હજારો બુકમા તમારી લખેલી બુકો શોભી ઊઠે છે

આપનુ લખેલુ અમરપથ પુસ્તક મે વાચ્યુ છે જેમ ઇશ્વરે પાકી કેરીમા જે સ્વાદ મુક્યો છે અને તેની અદરનો ગોટલો જેમ જેમ ચુસીએ અને તેને મુકવાનુ મન ન થાય તેવી રીતે આપના પુસ્તકો વારવાર વાચીએ છીએ અને મકવાન મન ન થાય તેમ છે



ઉત્તરકાશીમાં ગંગાજીનું દ્રશ્ય.

વડોદરા ઉંચી પોળ, રાજમહેલ રોડ.

**શ્રી ઉછરંગરાય વૈકુંઠરાય રેવાડિયા લખે છે કે–**

આપના બીજા પુસ્તકોની માફક આ ગંગોત્રી–જમનોત્રી યાત્રા વર્ણનનું પુસ્તક પણ શરૂ કર્યા બાદ વચ્ચે મૂકવાનું મન થતું નથી. વાચકને યાત્રા પ્રવાસનું વર્ણન આપ એવી રીતે કરો છો જેથી તેઓને એવી સતત ભાવના રહ્યા કરે છે કે તેઓ પણ આપની સાથેસાથ જાણે યાત્રાજ કરી રહ્યા છે! આવુ તાદ્રશ્ય શબ્દચિત્ર ઉભું કરવાની લેખન શૈલીએ મારા ધારવા મુજબ તો કુદરતી બક્ષીસથીજ મળે છે.

હિમાલયના આ પુરાતન અને પવિત્ર યાત્રા ધામોનાં રસપ્રદ વર્ણન દ્વારા આપ આવી યાત્રાઓ કરવાની લગન સેંકડો માણસોમાં પેદા કરી, સાહિત્ય ક્ષેત્રેજ નહિ બલ્કે આધ્યાત્મીક ક્ષેત્રે પણ ઉમદા સેવા બજાવી રહ્યા છો. સાંસારિક અગવડતાઓને લઈને જેઓ જાતે આ યાત્રાઓમાં જઈ શકતા નથી તેઓને તો આપના પુસ્તકો જ ફક્ત યાત્રા કર્યા જેટલાં સંતોષ આપે છે.

ગંગોત્રી–જમનોત્રી યાત્રાએ જનાર દરેક યાત્રીને તો આ પુસ્તક સાથેજ રાખવાની હું ભલામણ કરું છું.

## ૫૦
# માનતા કરી અને મામલતદારની જગ્યા મળી.

વસંતરાય જ. ત્રિવેદી
B. A LL B.
મામલતદાર
હળવદ તા. ૨૩-૩-૫૪

હરિ ૐ તત્સત્

પરમ ભગવદીય, સંતશ્રી,

હળવદથી લી. સેવક વસંતરાયના જય જલારામ વાંચવા. વિશેષ નીચેનો પરચો આપને ત્યાંથી પ્રગટ થતા પરચા બુકમાં પ્રસિદ્ધમાં આપવા વિનંતી છે

ચાર પાંચ વરસ પહેલાં જલારામ બાપા વિશે કેટલાક છાપાઓમાં વાંચેલ. તે વખતે એમ થએલ કે જલારામ બાપા તે કોઇ પ્રભુના ભક્ત થઇ ગયાં છે. હું જ્યારે માળીયામાં મહાલકારી તરીકે હતો ત્યારે માગસર માસમાં રાજકોટથી બાપાજીની કથા કરવા કોઇ કીર્તનકાર આવેલ તે વખતે જલારામ બાપાની પરચાની જાડી ચોપડી વાંચવાનો મને લાભ મળેલ તે ઉપરથી મેં માનતા કરી કે મને મામલતદારની જગ્યાનું પ્રોમોશન શીવરાત પહેલાં મળવાનો ઓર્ડર મળે તો મારે રૂા. ૫-૪-૦ બાપાજીની ગાદીને ભેટના તથા ૫-૪-૦ સુદીઆ સાધુને રોટલાના આપવા માટે મ. ઓ. થી વીરપુર મોકલવા અને આ પરચો ચોપડીમાં છાપવા મોકલવો.

એ જગ્યા મેળવવા મારો હક હતો અને ૭ ૭ વરસ થયાં સરકારમાં હું અરજહેવાલ કરતો હતો તેનો ફેંસલો બાપાની અમિદ્રષ્ટિથી મહાશિવરાત્રી પહેલાં મળી ગયો. હું મામલતદારની જગ્યા ઉપર હું શિવરાત્રીને ચાર ૭ દિવસ આડા હતાં અને મને મામલતદારની જગ્યા બઢતીનો ઓર્ડર મળ્યો. એટલે હવે મને પૂર્ણ શ્રદ્ધા છે કે ભગવાન ભક્તને આધીન છે. જે કાર્ય આપણને મુશ્કેલ લાગે તે આપણી અંતરની વચ્ચે સાંગોપાંગ સરસ રીતે થઇ જાય તેમાં કેવળ ઇશ્વર ઉપર શ્રદ્ધા હોય તોજ બની શકે. જલા બાપાની પરચાની ચોપડીમાં વાણીઆના ચોખાના વહાણમાં પડેલ ગાબડામાં જલા બાપાએ પોતાનું કેડીઉ આડુ પડેલ અને તે વહાણ ડુબતું બચાવેલ તે હકીકત ખરેખર માની શકાય તેવી બાબત છે. તેવો મને બાપાજીમાં અડગ વિશ્વાસ હવે પેદા થયો છે. આ પત્રનો જવાબ અગર કોઇ કામ સેવા જરૂર લખશો. આપનું પુરૂં સિરનામું લખશો. દઃ પોતે

૫૧

## જલારામ મારો રામ છે. આ બનાવટી વાત નથી, સત્ય છે.

કચ્છ-કેરા
તાલુકો ભુજ-કચ્છ
તા. ૨૬-૪-૧૯૫૪

ૐ ૐ શ્રીરામ જયરામ જય જલારામ

પ્રાતઃસ્મરણીય પૂજ્ય ભકતરાજ શ્રી ગીરધરરામજી મહારાજશ્રીની પવિત્ર સેવામાં. શ્રી વીરપુર.

કચ્છ-કેરાથી લી. સેવક જે. જે. અંજારીયાના અત્યંત પ્રેમપુર્વક જય જલીયાણ વાંચશોજી,

વિનંતી સાથે લખવાનું કે મેં લીધેલ માનતા પૂજ્ય જલાબાપાએ પૂરી કરવાથી માર્ચ મહીનામાં આફ્રીકાવાળા મેસ્ત્રી માવજીભાઈ વાલજી સાથે પૂજ્ય બાપાની ગાદીએ ધરવા માટે રૂા ૫) મારી શકિત મુજબ મોકલ્યા હતા જેની પહોંચ અને પૂજ્ય બાપાનો ફોટો મને તેમની સાથે મળેલ છે તે માટે ઉપકાર માનું છું.

ફાગણ શુદ ૧૫ ની સાંજે છ વાગે મેં પૂજ્ય બાપા થી જલાબાપાની માનતા માની હતી-બીજી માનતા માની હતી તે આજ પુરી થતા આ બીજી માનતાના રૂા. ૫-૪-૦ સવા પાંચ પૂજ્ય જલાબાપાની ગાદીએ ધરવા માટે આજરોજ મનીઓર્ડરથી મોકલ્યા છે. મનીઓર્ડર આજે કેરાની પોસ્ટ ઓફીસેથી રવાના થશે તે આ પત્ર આપને મલ્યા પછી કાલ પરસે મળશે એ સવાપાંચ રૂપીયાનો મનીઓર્ડર આપને મળે એટલે મારા અંતઃકરણ-પુર્વકના આભાર અને વંદન સાથે પૂજ્ય જલાબાપાને ધરાવશોજી.

પૂજ્ય જલાબાપા હાજરા હજુર છે. પૂજ્ય બાપાને નામે જે કામ શરૂ કરીએ તે બાપા પુરૂં કરે છે. તેમના પરચાની ચોપડી મારી પાસે છે

જલારામ મારો રામ છે. અને અલૌકિક રીતે યાદ કરતાંની સાથે રામ મદદે આવે છે. આ બનાવટી વાત નથી, નક્કર સત્ય છે.

પૂજ્ય જલાબાપાનો હું સેવક છું. અને હજુ સેવક રહીશ અને મારાં ગજા અને શક્તિ પ્રમાણે બાપાને સત્કાર્યમાં સૌને મદદ કરવા પ્રાર્થના કરીશ

જલારામ સત્ય છે

જય જલારામ જય જલારામ જય જલારામ

સૌને જય જલારામ
કામકાજ ફરમાવશો

તાબેદાર સેવક
જે જે અંજારીયા
ના જય જલારામ

---

૧ અલ્લા પોતાના સો બંદાઓને (ભક્તોને) જુએ છે
૨ તમે જે કરો છો તે બધું અલ્લા જાણે છે
૩ ખરેખર બીજાના ઉપર ઉપકાર કરનારાઓ પર અલ્લા પ્રેમ રાખે છે,
૪ બધી શોભા અને બધી મહત્તા અલ્લાની છે
૫ કર્મના ફળ પર જે વિશ્વાસ રાખે છે તેઓ પરમાત્માએ બનાવેલ સાચે રસ્તે છે અને તેઓજ ભલાઇને રસ્તે છે
૬ ઈશ્વરની પૂજા કરો અને બુરાઇથી બચો
૭ સત્કર્મો પર સ્નાનમા પહેલેથી છેલ્લે સુધી ભાર મુકવામા આવ્યો છે
૮ રદ્દા ખોઇ ન બેસના

'ખરેખર મુક્તિનો રસ્તો ખુલ્લો છે તે કોઈ ખાસ સમુદાય માટે નથી જે કોઇએ પરમાત્મા આગળ શિર નમાવ્યુ અને સદાચારી બન્યો તે ચાહે તો યહુદી કે ખ્રિસ્તી હોય કે કોઈ બીજો હોય પોતાના રબ (પાલનહાર) પાસેથી તેનું ફળ મેળવશે તેને કોઇ જાતનો ભય કે શોક નથી

હઝરત મહમદ અને ઇસ્લામ

૫૨

## માનતા ઘણીજ કઠીન હતી–કપરી હતી.
## બાપાના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી.

નાઈરોબી તા. ૪-૫-૫૪

પરમ પૂજ્ય માનનીય શ્રી સૌભાગ્યચંદભાઇની સેવામાં,

જત જણાવવાનું કે આ સાથે કુલ શિ. 85– અમારી માનતાઓના મોકલાવું છું જે મળેથી પહોંચ લખશો.

માનતાઓ વિષે શું લખું? માતૃભાષાનાં પુસ્તકો વાંચવામાં હું ઘણો જ રસ લેતી અને તે રસની તૃષા હું અખંડ આનંદ વાંચીનેજ તૃપ્ત કરતી. એક વખત મેં તેમાં પૂ. બાપાનું ટુકું જીવનચરિત્ર વાંચ્યું. ત્યાર બાદ પૂ. બાપાનું જે પુસ્તક આપે વિશ્વ સમક્ષ પ્રગટ કર્યું તે વાંચ્યું અને તેના વાંચન બાદ પૂ. બાપામાં પૂર્ણ શ્રદ્ધા પ્રગટી ઘરમાંથી સર્વેનું મન પૂ. બાપા તરફ વળ્યું. પૂ બાપાની કપરી કસોટી કરવા અમે માનતા માની, જે પુજ્ય બાપા જાણે છે. પુજ્ય બાપા વિના તે કોણ પુર્ણ કરે? ખરેખર તેમનો ઉપકાર હું જીંદગીપર્યંત નહિ ભુલું. તે માનતા વિષે આપને એટલું જ જણાવું છું કે તે માનતા ઘણીજ કઠીન હતી, કપરી હતી, કે તેના જેવી માનતા હજુ સુધી કોઇએ માની પણ નથી. ખરેખર હૃદયના લોહી વડે લખું તો પણ બાપાના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી.

બીજું મારી એક સખીને અમારી શાળાની મુખ્ય શિક્ષિકાએ પંદર દીવસ બાદ જો તેના અભ્યાસમાં ચડતી ન થાય, તો નીચલા વર્ગમાં ઉતારવાનું કહ્યું હતું. મેં વિચાર્યું માત્ર પંદર દિવસમાંજ અભ્યાસની ચડતી કેવી રીતે થાય! અને મનમાં માનતા માની કે હે પુજ્ય જલારામ બાપા, જો તેને આ વર્ષેજ ફકત સીનીયર કેમ્બ્રીજની પરીક્ષા આપવા દેવામાં આવશે અને નીચલા વર્ગમાં નહી ઉતારવામાં આવે તો હું આપના અન્નક્ષેત્રમાં શિ ૫) મોકલાવીશ. પુજ્ય બાપાએ અમારી આ વાણી સાંભળી છે તેમાં બિલકુલ સંશય નથી. હવે તો પુજ્ય બાપા અમને આ છેલ્લી પરીક્ષામાં પાસ કરે એટલીજ ઇચ્છા છે.

હાલ પુજ્ય બાપાના ઉપકાર નીચે અમે સર્વે કુશળ છીએ અને તેવી કુશળતા ટકાવી રાખવા પુજ્ય બાપાનાં પુનિત ચરણોમાં નમ્ર વિનંતી કરીએ છીએ ત્યાં પુજ્ય બાપાના સર્વે સેવકોને મારા યથાયોગ્ય તેમજ પુજ્ય બાપાને મળેલ પ્રભુનાં ઝોળી ધોકાને મારા દંડવત પ્રણામ

એજ લી ધર્મિષ્ઠાના

પ્રણામ

તા ક અમારી પાડોશમાં એક જણના બાબાને ઉટાંટિયું થયું હતું. તેમણે પુજ્ય બાપાની શિ 5-25 ની માનતા કરી માની હતી જે આ સાથે મોકલાવેલ છે તે સ્વીકારવા કૃપા કરશો

એજ લી ધર્મિષ્ઠાના
પ્રણામ

---

## સંત એકનાથ.

ઉનાળાના બપોરનો સમય હતો ગોદાવરીના કિનારાની રેતી પર પગ મૂકીએ તો ફોલ્લા પડે એવી તપી ગઈ હતી નદીમા બ્રાહ્મણો નાહતા હતા, તો કોઇ સંધ્યા કરતા હતા

એટલામા દૂરથી એક હરીજન બાળક ખુલ્લે પગે દોડતો દેખાયો બાળકે જેવા રેતી પર પગ મૂકયા કે તરતજ એ બૂમો પાડવા લાગ્યો બિચારાના પગ બળતા હતા તે 'મા, મા ' પોકારતો હતો બાળકની માતા સવારથી જ કામે ગઇ હતી તે બપોરે ઘેર આવી પાણી ભરવાને ચાલી બાળક માની પાછળ દોડયો મા તો પોતાના કામમા લીન થઇને જતી હતી તેને શુ ખબર કે તેનો લાડકવાયો તેની પાછળ પાછળ ચાલ્યો આવે છે બાળક રસ્તો ભૂલી ગયો ને નદી કિનારે આવી પહોંચ્યો

બ્રાહ્મણોએ જોયુ કે બાળક બુમ પાડે છે, જાપ કરનાર ભકતોએ જોયુ કે બાળકના પગ બળે છે, સંધ્યા કરનાર ગોરે જોયુ કે બાળક 'મા, મા' પોકારે છે

મનાએ કહ્યુ બાળો જ ખબરદાર પાસે આવતો નહિ; અડકતો નહિ ' તેને કોણ મદદ કરે ? કોઇના હૃદયમા દયાનો છાંટો પણ ન હતો

એક માણસ ત્યા આવ્યો તેણે તરત જ બાળકને ઉપાડી લીધો અને ગોદાવરીના પવિત્ર પાણીમા નવડાવ્યો બ્રાહ્મણોએ ગુસ્સેથી કહ્યુ, ' એકનાથ, તમે ધર્મને ડુબાડી દીધો '

એકનાથે કહ્યુ, ' ધર્મ શુ કહે છે ? આ સંસારમા રહેનાર બધા ભાઇઓ છે છૂત-અછૂતના ભેદ તો આપણે માણસોએ જ બનાવ્યા છે ઇશ્વરના દરબારમા બધા એકજ છે પ્રાણી માત્ર તરફ દયા કરો. દયા ધર્મનુ મુળ છે.



## ગુરુજીએ કમંડળું મંગાવ્યું અને જમીન ઉપર જળની ધારા કરી કે તુરત જ આગ તેજ સ્થળે ઓલવાઈ ગઇ.

મહાત્મા શ્રી રણછોડદાસજી મહારાજનું જીવન ચમત્કૃતિઓથી ભરેલું છે. તેઓશ્રી આવા ચમત્કારને ગુપ્ત રાખે છે. તો પણ થોડા વર્ષ પહેલાંજ બનેલ એક પ્રસંગ મને સ્મૃતિમાં તાજો થતાં, લખવાની પ્રબળ ઇચ્છા થઇ આવે છે, તેથી તે જણાવું છું. આવા અનેક પ્રસંગો બનેલા સાંભળ્યા છે.

ઉજ્જૈનમાં રહેતા એક કરોડાધિપતિ શેઠે મહાત્મા શ્રી રણછોડદાસજી મહારાજની પધરામણી કરી હતી શેઠ તેઓશ્રીને એરોપ્લેનમાં પોતાને ત્યાં લઇ ગયા હતા. સાંજે પહોંચ્યા કે તુરત શેઠશ્રી તેઓશ્રી પાસે આવ્યા અને જણાવ્યું કે;

"મહારાજ શ્રી! આગ લાગી છે અને તે મારી દુકાનની તદ્દન નજીકમાં આવી ગઇ છે. તેનું સ્વરૂપ ભયંકર છે.

શેઠની વાત સાંભળી મહારાજશ્રીએ પોતાનું કમંડલું મંગાવ્યું અને જમીન ઉપર જલની ધારા કરી કે તુરત જ આગ તેજ સ્થળે ઓલવાઇ ગઈ.

માણસો (ઓલાવનાર) બહુ આશ્ચર્ય પામ્યા કે:

આમ એકાએક કેવી રીતે થયું?

આવા બનાવથી નાસ્તિક પણ આસ્તિક બની જાય છે.

દંડી સ્વામીજી શ્રી સદાનંદતીર્થ
(આનંદાશ્રમ બીલખા)

બોલ શ્રી સદગુરુ દેવકી જય
બોલ શ્રી જલારામ બાપાની જય

૨૦-૧૨-૫૬.

# મારે માટે પરમેશ્વરનું નાનકડું રૂપ પુરતું છે.

પાપ ને પુણ્યનો વિસાર પડે તેમા તે માટે કોઈ યુક્તિ જોઈએ, એકાદ તરકીબ જરૂરી છે એ તરકીબ તે મરણની છે એકલી આ જન્મની વેદના સહેવાતી નથી તો પાછના જન્મોનો કચરો શા સારૂ ઉખેચે છે, તપાસે છે? એકલી આ જન્મની ઓરડીમા શુ ઓછો કચરો છે કે? બચપણ આપણે ઘણુ ખરૂ વીસરી જઈએ છીએ વિસ્મરણ થાય છે તે સારૂં છે હિંદુ મુસ્લીમ એકતાને માટે ભુતકાળનુ વિસ્મરણ એક ઇનાજ છે ઓરંગઝેબે જુલમ કર્યો હતો પણ એ વાત ક્યા સુધી ગોખ્યા કરવી છે? ગુજરાતમા રતનબાઈનો ગરબો છે તે આપણે અહીં વણીવાર સાભળીએ છીએ તેમા છેવટે કહ્યુ છે 'જગતમા બધાનો યશ છેવટે રહેશે પાપનો વિસાર પડશે' કાળ પોતાની ચાળણી કાયમ હલાવ્યા કરે છે ઇતિહાસમાનુ સારૂ તેટનુ લઈ પાપ બધું ફેકી દેવુ જોઈએ નરસુ છોડી માણુસ સારૂ યાદ રાખે, ધ્યાનમા રાખે તો બધુ સોનુ, બધા રૂડા વાના થઈ જાય પણ તેમ થતુ નથી એથી વિસ્મરણની ખૂબ જરૂર છે તેટલા ખાતર ઈશ્વરે મરણ નિર્મ્યું છે

ટુકમા, જગત જેવુ છે તેવુ જ મગળ છે કાળસ્થળાત્મક જગત આખુયે એક ઠેકાણે લાવવાની જરૂર નથી **અતિ પરિચયમાં સાર નથી.** કેટલીક વસ્તુઓની દોસ્તી કરી મેળવત કરવાની હોય છે, **કેટલીકની સાથે અંતર રાખી રહેવાનું હોય છે. ગુરુની પાસે નમ્રતાથી આઘા બેસીશું. માના ખોળામાં જઇને બેસીશું.** જે મુર્તિની સાથે જેમ વર્તવુ જોઇએ તેમ વર્તવુ જોઈએ ફૂલને પાસે લઈએ, અગ્નિને મર્યાદા જાણી આઘો રાખીએ તારા દૂરથી રળિયામણા તેવુ જ આ સૃષ્ટિનુ છે **અત્યંત દૂર છે તે સૃષ્ટિને અત્યંત નજીક લાવવાથી વધારે આનંદ થશે એવું નથી.** જે વસ્તુ જ્યા છે ત્યાજ તેને રહેવા દે તેમાજ સાર છે દૂરથી જે ચીજ દેખાય છે તેને નજીક આણવાથી તે સુખ આપશે જ એવુ નથી તેને ત્યા દૂર રાખીનેજ તેમાનો રસ ચાખ સાહસ કરીને, **વધારે ઘરોબો રાખીને અતિ પરિચયમાં પડવામાં અર્થ નથી.**

સારાશ કે ત્રણે કાળ આપણી સામે ઊભા નથી તેજ સારૂં છે. ત્રણે કાળનુ જ્ઞાન થવામા આનદ અથવા કલ્યાણ છે એવુ નથી અર્જુને પ્રેમથી હઠ કરી, પ્રાર્થના કરી અને ઈશ્વરે તે પુરી કરી ભગવાને પોતાનુ વિરાટ રૂપ તેને બતાવ્યુ પણ મારે માટે પરમેશ્વરનુ નાનકડું રૂપ પુરતુ છે

**શ્રી વિનોબા ભાવે 'ગીતા પ્રવચનમાથી'**



'હે અર્જુન સ્થાવરોમાં હિમાલય હું છું.'

અરૂશા (આફ્રિકા) પો. બો. નાં. ૧૬.

ભાઇશ્રી વલ્લભદાસ પીતાંબર લખે છે કે–

ગંગોત્રી–જમનોત્રી બુક વાંચીને ઘણોજ આનંદ થયો છે, અને આપ જાત્રામાં ગયા પણ અમે બુક વાંચતાં જ અમે પણ આપના સાથેજ હતા. આટલો સંતોષ થયો છે. પુજ્ય જલારામ બાપા આવા પુસ્તકો ધાર્મિક આપને હરહમેશા બહાર પાડવા આપે એવી અમારી માગણી છે.

## વાંચો : ગંગોત્રી—જમનોત્રી યાત્રા

પેજ ૭૩૬. ફોટા ૧૧૫. પાકું પુઠું પચરંગી જેકેટ

મે – ૧૯૬૧ માં બહાર પડેલ છે.

કિંમત રૂા. ૫–૨૫

પોસ્ટેજ ઓક્સ પેકીંગ રૂા. ૨–૦૦

લેખક : સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ

## ૫૪

# હીરાની નથ દશ હજાર રુપિયાની કિંમતની મળી ગઇ છે.

મુંબઇ, તા. ૨૪-૫-૫૪

પૂજ્ય ભગત બાપા ગિરધરરામજી હરિરામજી
વીરપુર.

આજે રૂા. ૨૨-૮-૦ નું મનીઓર્ડર કર્યું છે વિગત નીચે મુજબ.
૧૧-૪-૦ શેઠ હરિદાસ ધરમસી કોટડીયા ઠે. ૫૧-૫૩ ચંપાગલી મુંબઈ નં. ૨
૧૦-૦-૦ મારા
૧-૪-૦ સામીબાઇ નારણજી ઠે. ૧૧૧ જુની હનુમાનગલી ૪ દાદર મુંબઈ ૩

૨૨-૮-૦

શેઠ હરિદાસ ધરમસી કોટડીયાને ત્યાં તેમના પુત્ર ચી. વિનોદરાયનાં લગ્ન તા. ૨૨-૫-૫૪ નાં શ્રી હાલાઈ લોહાણા મહાજન વાડીમાં હતાં હરિદાસ શેઠના મોટા પુત્ર નારણદાસની પત્નિની હીરાની નથ ગુમાણી દશ હજારની નથ હતી એથી સગાંસબંધીઓમાં ગ્લાનીનું વાતાવરણ ફેલાણુ ઘણી તપાસ કરવા છતાં ન મળી ૧૧-૪-૦ બાપાની માનતા માની અને એક કલાકમાં ચમત્કાર બન્યો. મંગળદાસ મારકેટના આગેવાન વેપારી વંદ્રાવનદાસ પરસોતમની નાની બેબીના હાથમાં નથ આવી. બેબીએ રમકડું માની ખીસામાં મુકી બેબીની માતાએ ઘરે બેબીને સુવડાવતી વખતે કપડાં ઉતાર્યાં ખીસામાં કંઇ વસ્તુ હોય એમ લાગ્યું. કાઢી જોતાં હીરાની નથ જોઇ રાતનાં ૨-૩૦ વાગે વંદ્રાવનભાઇ દોડતાં વાડીમાં આવ્યા અને નથ મારા હાથમાં મુકી અને બધી હકીકત કહી નથ ઘરધણીને સોંપી અને આનંદનું વાતાવરણ જામી ગયું. એજ વખતે મને બાપાની માનતાના રૂા. ૧૧-૪-૦ આપવામાં આવ્યા અને આ રૂા. આજે મનીઓર્ડરથી મોકલું છું. સ્વીકારી પોંચ લખશોજી.

સેવક મણીલાલ આણંદજી
ના જય જલારામ

—૦—

## ૫૫

# બાપા એ તો રામચંદ્રજી ભગવાનના અવતાર હતા.

MEHSANA
તા. ૩૧-૫-૫૪

પરમ પુજ્ય ભક્ત ગિરધરરામભાઇની સેવામા,

મહેસાણાથી લી. બાપાના દાસાનુંદાસ શાંન્તિલાલ કસ્તુરચંદના જય સીતારામ વાંચશો.

અહીં હમારા ભાઇ અંબાલાલ નાથાલાલના દીકરા પ્રવીણચંદ્રને ગળામાં કાકડા તેમજ ડબલ ન્યુમોનીઆ થયેલ ઘણાં વૈદ્ય ડોકટરોથી દવા પણ કરી હતી સાધારણ દવાના દબાણથી થોડીકવાર ઠીક દેખાય પરંતુ દરદ પાછું જોર પકડી અને બચવાની આશા પણ ન હતી. પરંતુ બાપાની દયાથી અત્રે અહીં રહેતા મહારા પુજ્ય ભાઇ ચુનીલાલ જેશંકર આગળથી બાપાનું પુસ્તક મળતાં અને વાંચી જતા બાપા ઉપર ખુબ શ્રદ્ધા બેઠી અને મેં બાધા રાખેલી બાધા રાખતાની સાથે તુરતજ આરામ દેખાવા લાગ્યો. આજે ખરેખર આરામ છે. તે બાધાના રૂા. પા અંકે સવા પાંચ આપને મોકલેલ છે તે સ્વીકારી દયા કરશો બાપા તો સર્વ શકિતમાન છે સૌના ઉપર તેમની દયા છે તે તો ખરેખર મારા મન તો રામચંદ્રજી ભગવાનનો જ અવતાર લઇ વીરપુરની કારકીર્દી ઉજ્જવળ કરેલ હતી તેમના જેવા સંતોના હમારા જેવા ગરીબ દાસો ઉપર સદાએ દયાના આશીર્વાદ મોકલાવતા રહેશોજી.

લી. આપનો દાસોનું દાસ
શાંન્તિલાલ કસ્તુરચંદના
જય સીતારામ વાંચશો.

સરનામું
મુ. પો. મહેસાણા
શાંન્તિલાલ કસ્તુરચંદ
C/o અંબાલાલ નાથાલાલ
ઠે: જુની મોચીઓળ (બજાર)

---

૫૬

SHANTILAL H LATHIA
C/o SHAH HANSRAJ MULJI & SONS
*Direct Importers,*
General Merchants & Commission Agents.
8/9 Mshiri Street,
P. O Box No 963
DAR ES SALAAM
*Tangaanyika Territory*

## બાપાની કૃપાથી આજે મારે ત્યાં રામ લક્ષ્મણની જોડી થઇ છે.

સુરબ્બી ભાઇશ્રી સૌભાગ્યચંદભાઇ મંગળજીની સેવામાં. શ્રી રાજકોટ.

જત અત્રે પરમકૃપાળુ પરમાત્મા અને પૂજ્ય સદ્‌ગુરૂ બાપાની કૃપાથી અમો સહકુટુંબ આનંદમાં છીએ તમો સર્વેની કુશળતા ચાહુ છું.

વિ. આપને યાદ હશે કે મેં ગયા વર્ષમાં ડીસેમ્બર દરમ્યાન મનિઓર્ડરથી રૂા. ૨૫ પૂજ્ય બાપાની ગાદીએ ધરવા મોકલ્યા હતા. તે અમારી મનોઇચ્છા પરીપૂર્ણ થઈ તે સંબંધમાં હતી અને તેની પ્રસાદી રૂપે પૂજ્ય બાપાશ્રીની પૂરણ કૃપાએ અમારે ત્યાં વૈશાક સુદી ૧૪ (નરસિંહ ચૌદસ)ના શુભ દીને પ્રભાતે ૬-૫૪ મિનિટે પુત્રનો જન્મ થયો અને તે પ્રસંગે અમે પૂ. બાપાશ્રીની સહાયતા માંગી હતી. બાપાએ અમો પર પૂરણ કૃપા કરી અમારૂં કામ સુખરૂપ અને પુરી શાન્તીથી પાર ઉતાર્યું છે. અને બાપાના શુભ આશિર્વાદના પ્રતાપે આજે બાળક સર્વેને આનંદ આપી રહેલ છે મારે એક દીકરી અને એક બાબો ૭ વર્ષનો છે. ૭ વર્ષ પછી બાપાની કૃપાથી આજે મારે ત્યાં રામ-લક્ષ્મણ જોડી થઇ છે. તેથી મારૂં મન પ્રફુલ્લીત થયેલ છે. તે ખુશાલી નીમીત્તે આજરોજ તમોને શિ. ૩૮ – (રૂા. ૨૫)નું મનિઓર્ડર કરેલ છે. જે મળેથી પૂ. જલાબાપાના ચરણે ધરી અમારા સાષ્ટાંગ દંડવત પ્રણામ કહેવરાવજો અને પૂ. બાપા અમો પર હરહંમેશ કૃપા અને અમિદ્રષ્ટિ રાખી સુખમય દીવસો વીતાડે અને પૂ. બાપા તેમજ પરમકૃપાળુ શ્રી રામચંદ્રજી પ્રભુના પદ પંકજમાં મારી હરહંમેશ પ્રિતી રહે એ અમારી વતી માંગજો.

અમો તો અજ્ઞાન અને મુઢમતી કહેવાયે બાપા તો દયાળુ અને કૃપાના ભંડાર છે તો એમની કૃપા હરહંમેશ વરસતી રહે અને અખંડ ભકિત આપે એજ અમારી ખરા અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે.

આ તરફનું મારા સરખું કામકાજ હોય તો ખુશીથી જણાવશો. એજ બાકી કુશળ.

પૂજ્ય બાપાની જગ્યામાં સર્વે સંત મહાત્માઓને મારા વંદન પાઠવશો.

દઃ શાંતિલાલ હંસરાજ લાઠીયા
બીલખાવાળા
ના જયશ્રી જલારામ સાથે
જયશ્રી રામ વાંચશોજી.

---

## સાચો પ્રકાશ.

અંધારામાં રહેલો માણસ જેમ અજવાળાની મદદ વીના કાંઈ પણ દેખી શકે નહી, તેમજ પ્રભુકૃપા વીના આપણે કાંઇ પણ કરી શકીએ નહી, ત્યારે મોક્ષ કયાંથી જ મળે? જીવ વીનાનો દેહ જેમ મુડદું કહેવાય છે ને એ મુડદાથી જેમ કાંઈ થઈ શકે નહી, પણ જો તેમાં જીવ હોય તો જ બધું થઇ શકે; તેમજ પ્રભુકૃપા વીના પણ કાંઈ થઇ શકે નહીં; કારણ કે પ્રભુકૃપા વીના આપણે તો શબ જેવા જ છીએ. માટે આપણને દરેક પળે પ્રભુકૃપાની જરૂર છે.

---

આપણી સંસ્કૃતિનું તત્વ એ છે કે, દ્દષ્ટિ કેળવવી જોઇએ. તમે ગમે તે વાંચો પરંતુ તેથી જ્ઞાનનો પ્રકાશ મળવો જોઇએ.

શ્રી રાધાકૃષ્ણન્

૫૭

પાનાચંદ તુલસીદાસ
C/o JAYANTILAL VITHALJI & Co
Biri Tobacco & Biri Leaves Merchants &
Order Suppliers
17 Gobinda Dhar Lane
CALCUTTA, I.

## વાહ જલિયાણ વાહ !
## બળતાં એરોપ્લેનમાંથી તારા સેવકને તું બચાવે છે.
## મૃત્યુનાં મોંમાંથી પુ. બાપાની દયાથી મળેલો પુનર્જન્મ

રા. રા. શ્રીયુત, સૌભાગ્યચંદભાઇની સેવામાં, શ્રી રાજકોટ,

સવિનય, નિવેદન સાથ જણાવવાનું જે આપનાં તરફથી તા. ૨૮/૬ નું લખેલ પોસ્ટકાર્ડ તેમજ વી. પી. દ્વારા ત્રણે પારસલો મળી ગયેલ છે, અને ફોટા તથા પુસ્તકો દરેકને ડીલેવરી આપી દીધેલ છે ફોટાની હજી જરૂરત રહેશે માટે ફોટા ૨૫ તથા અમર ઇતિહાસનાં પુસ્તક ૫ થી ૧૦ તુરતજ મોકલી આપશો. વી. પી. થી બીજું, પૂજ્ય જલારામ બાપા કળીયુગમાં હાજરા હજુર છે, તે આપનું લખવું સત્ય છે, મને તો પુજ્ય જલારામ બાપાના અનેક પરચા મલી ચૂકેલ છે, તદઉપરાંત હાલમાં એક એવો કિસ્સો બની ગયેલ છે જેનું વર્ણન આ સાથે લખી મોકલું છું કારણ પૂજ્ય જલારામ બાપાની કૃપાથી મારો પુર્નજન્મ થયેલ છે. તે આ પત્ર સાથે લખી મોકલું છું જે આવતી આવૃત્તિમાં છપાવી દેશોજી.

બીજું આપે મારું ગામ પૂછ્યું તો હું મૂળ સણોસરા (રાજકોટ તાબાનું) રાજકોટથી દસ માઈલ દુર, ત્યાંનો રહેવાસી છું. સણોસરાના રહીશ ઠા. તુલસીદાસ ભુરાભાઈ બુદ્ધદેવનો દીકરો છું. આજે ૧૪ વર્ષ થયા બંગાલમાં છું તેમાં ૭ વર્ષથી ખાસ કલકત્તા છું દેશમાં જ્યારે જ્યારે આવું છું ત્યારે પૂજ્ય જલારામ બાપાની વીરપુર જગ્યામાં દર્શન કરવા જરૂર જઇનેજ પાછો આ તરફ આવું છું.

શકવાને તાકાત નથી પણ એટલું તો જરૂર કહીશ કે, જલાબાપા સિવાય બચાવનાર બીજા કોઈ નથી. એજ

પૂ. બાપાની દયાથી જ્યારે દેશમાં આવવાનું થશે, ત્યારે સિધો વીરપુર જઈ બાપાના દર્શન કરીનેજ પછી ઘેર જઈશ.

જાગો જલારામ વીરપુરના વાસી, પ્રગટ પરચો ભારી રે. હે જી,
બંગાલ દેશમાં પરચો દીધો, મૃત્યુનાં મોંમાથી તાર્યો રે.
લડાઈ જહાજમાં તમે બચાવ્યો, પાનાને લીધો ઉગારી રે
જલારામ, પ્રગટ પરચો ભારી, જાગો-

સ્મરણ કરૂં ત્યારે આપજ આવીને ભક્તનાં સંકટ કાપો રે. હે જી,
ટાણું-કટાણું તમે ન જોયું દાસને લીધો બચાવી રે.
હવાઈ જહાજનાં કટકા થયા તોઇ તનની ન થઈ હાની રે.
જલારામ પ્રગટ પરચો ભારી, જાગો-

કર જોડીને ગાય છે પાનો, દાસને લેજો ઉગારી રે. હે જી,
જીવન મારૂં અર્પણ કરૂં છું દેજો ભક્તિ તમારી રે
જલારામ પ્રગટ પરચો ભારી રે જાગો

પાનાચંદ

---

### આત્મ જ્ઞાન.

માણસ પોતાને ઓળખે તો ભગવાનને પણ ઓળખી શકે. 'હું' કોણ છું એ બાબત સારી રીતે વિચાર કર્યો હોય તો સમજી શકાય કે 'હું' એવી કોઇ ચીજ નથી. હાથ, પગ, લોહી, માંસ વગેરે એમાંથી 'હું' કોણ? જેમ ડુંગળીનાં ફોતરા ઉતરતા ઉતરતા કેવળ ફોતરા જ રહેને કાંઇ સાર નીકળે નહિ, તે જ પ્રમાણે વિચાર કરતાં 'હું' એવી કાંઇ ચીજ મળશે નહિ, બાકી જે રહે તેજ આત્મ ચૈતન્ય 'હું પણુ' આખું જાય એટલે ભગવાન દર્શન દે.

શ્રી રામકૃષ્ણ ઉપદેશ

હું પ્લેનવાળાની ઓફિસે ગયો, ત્યાં લખીનારાયણદાસ બંગાળી સાથે મુલાકાત થઇ તે પણ તેજ પ્લેનથી આવવાનો હતો તેને મેં કહ્યું ભાઇ આજ મને પ્લેનનો ભરોસો લાગતો નથી કારણ મારૂં મન ના પાડે છે માટે હાલ થોડું ખાઇ લઇએ કદાચ કાંઇ થાય તો પણ ખાઇને મરીએ, તેમ કરી અમે બન્નેએ એક હોટલમાં નાસ્તો કર્યો, ત્યારબાદ તેમની બસમાં અમો એરોડ્રામ ઉપર ગયા. ત્યાં એરોપ્લેન પડેલું તેનું સાસું જોઇ વળી મન, જાવા માટે વારંવાર નાજ પાડતું હતું.

ત્યારે હું તથા લખી તથા એક ડોકટરનો દીકરો ત્રણ જણા બેઠા હતા અને અંદરો અંદર આજ વાત કરતા હતા કે, આજ જો ભગવાનની દયાથી કોઈ રીતે આ પ્લેઈનવાળો ના પાડે તો આપણે ઘરે જઇએ વળી હું એમ કહેતો જતો હતો કે મને તો હિમત છે મારી સાથે મારા બાપા છે અગર કાંઇ થાશે તો તે બચાવશે, તેમ કહી મારી સાથેના પૂ. બાપાના ફોટાના બેઉ જણને દર્શન કરાવ્યાં ત્યારબાદ પ્લેઇનની ટ્રાઇ પાઇલોટે લીધી અને એક ચક્કર પણ ઉપરમાં મારી આવ્યું, ત્યારબાદ ૯-૧૮ મિનિટે અમો અંદર ગોઠવાઈ ગએલ કુલ પેસેન્જર ૮ તથા પ્લેઇનના પાઇલોટ ૩ મળી ૧૧ જણા હતાં, તેમજ બુક કરેલ ઘણો સામાન હતો. ૯-૧૧ મિનિટે પ્લેઇનને ચાલુ કર્યું જેવું તે ઉપર ઉડયું કે, મશીનમાં અકસ્માત આગ લાગી ને ભડભડ અવાજ આવવા લાગ્યો, અમે દરેક ગભરાયા, મેં તો ખીસ્સામાંથી બાપાનો ફોટો કાઢી કહ્યું બાપા તમે બચાવજો કહીને ખીસામાં ફોટો નાખું છું તેવામાં જાણે બાપા પોતે તરતજ આવી ઝાડવું બની એરોપ્લેનને ઝીલ્યુ હોય તેમ લાગ્યું કારણ આંબાના ઝાડવા સાથે પ્લેઈનની ટક્કર લાગતાંજ પ્લેઇનનાં બે ટુકડા થઇ ગયા અને અમો ચારે તરફ વેરણ છેરણ માફક નીચે પડી ગયા અને બીજા ભાગમાંથી ઓચિંતી પેટ્રોલની ટાંકી ફાટવાથી આગ લાગી નીચે પડતાની સાથે જલાબાપા, જલાબાપા, કરતાં આંખ ઉઘાડીને જોઉં ત્યાં પાછળ એકદમ આગ જોતાં જ હું તો ભાગ્યો આ વખતે મારા મોઢામાંથી તેમજ પગમાંથી લોહીનો પ્રવાહ વહેતો હતો મને પણ ગભરામણ લાગી કે હું બચીસ નહિ. પણ જલાબાપા, જલારામ, જલિયાણ, કરી હું તો રસ્તા ઉપર આવ્યો, બાજુના ગામથી માણસો દોડી આવી દરેકને ગામમાં લઇ જવામાં આવ્યા ત્યાંતો એમ્બ્યુલન્સ વગેરે આવી અમને હોસ્પિટલમાં ખસેડવામાં આવ્યા, અને ત્યાં સાત દિવસમાં મારી તબીયત એકદમ સારી થઇ ગઇ કોઇ જાતની ખોડ ખાપણ શરીરમાં રહી નથી કુલે ૧૧ જણા હતા જેમાં ૫ જણ તરત જ મરી ગયાં, અને ૭ જણામાં ૫ જણાને સારી રીતે છે અને ૧ જણ હજુ હોસ્પિટલમાં છે, પણ પૂ. બાપાની દયાથી મારૂં શરીર એકદમ કોઇપણ જાતની ખોડખાપણ સિવાય સારામાં સારૂં થઈ ગયું છે એટલે બાપાએ કયું સ્વરૂપ લઇને આવીને બચાવ્યા તે તો પામર મનુષ્ય કહી

શકવાને તાકાત નથી પણ એટલું તો જરૂર કહીશ કે, જલાબાપા સિવાય બચાવનાર બીજા કોઈ નથી એજ

પૂ બાપાની દયાથી જ્યારે દેશમાં આવવાનું થશે, ત્યારે સિધો વીરપુર જઈ બાપાના દર્શન કરીનેજ પછી ઘેર જઈશ

જાગો જલારામ વીરપુરના વાસી, પ્રગટ પરચો ભારી રે. હે જી,
બંગાલ દેશમાં પરચો દીધો, મૃત્યુનાં મોંમાંથી તાર્યો રે.
હવાઈ જહાજમાં તમે બચાવ્યો, પાનાને લીધો ઉગારી રે
જલારામ, પ્રગટ પરચો ભારી, જાગો-

સ્મરણ કરૂં ત્યારે આપજ આવોને ભક્તનાં સંકટ કાપો રે. હે જી,
ટાણું-કટાણું તમે ન જોયું દાસને લીધો બચાવી રે.
હવાઈ જહાજનાં કટકા થયા તોઈ તનની ન થઈ હાની રે.
જલારામ પ્રગટ પરચો ભારી, જાગો-

કર જોડીને ગાય છે પાનો, દાસને લેજો ઉગારી રે હે જી,
જીવન મારૂં અર્પણ કરૂં છું દેજો ભક્તિ તમારી રે
જલારામ પ્રગટ પરચો ભારી રે જાગો
પાનાચંદ

---

**આત્મ જ્ઞાન.**

માણસ પોતાને ઓળખે તો ભગવાનને પણ ઓળખી શકે 'હું કોણ છું એ બાબત સારી રીતે વિચાર કર્યો હોય તો સમજી શકાય કે 'હું' એવી કોઈ ચીજ નથી હાથ, પગ, લોહી, માંસ વગેરે એમાંથી 'હું' કોણ? જેમ કુંગળીના ફોતરા ઉતરતા ઉતરતા કેવળ ફોતરા જ રહેને કાંઈ સાર નીકળે નહિ, તે જ પ્રમાણે વિચાર કરતા 'હું' એવી કાંઈ ચીજ મળશે નહિ, બાકી જે રહે તેજ આત્મ ચૈતન્ય 'હું પણું' આઘું જાય એટલે ભગવાન દર્શન દે

શ્રી રામકૃષ્ણ ઉપદેશ

મારો ભાઈ કિશોર B કૉ. ની પરિક્ષા વખતે કમભાગ્યવશાત પ્રેક્ટીકલમા સાધન ભાગણું માગ્યું. જેથી તેને પણ ભય રહેતા મેં આપાની માનતા કરી કે જો હું તથા મારો ભાઇ બન્ને પાસ થશું તો બાળાના બાળકોને, એક નાળિયેરનો પ્રસાદ વ્હેંચીશ.

આપાની કૃપાએ હું તથા મારો ભાઇ સેકન્ડ ક્લાસમાં પાસ થયા છીએ વળી મને અંગ્રેજીમાં ૩૬/૧૦૦ માર્કસ આવ્યા છે. આપાની પૂર્ણ કૃપાથી એલ્જીબ્રામાં ૧૦૦/૧૦૦ માર્કસ આવ્યા છે.

ત્યાર પછી મેં નાળિયેર વધેરી નાના મોટા સર્વને આપાનો પ્રસાદ આપ્યો છે. પણ તે કરવામાં જરા ઢીલ થઇ તો હજારો ભૂલને ક્ષમા કરનાર આપા ક્ષમા કરે એ પ્રાર્થના મારી છે.

વળી આ પત્ર લખવામાં જે ઢીલ થઇ છે, તે ઢીલની સામું ન જોઇ વળી એકવાર ક્ષમા માગું છું.

હવે મને તથા મારા ભાઈને દર વર્ષે સારી રીતે પાસ કરે એવી નમ્ર વિનંતી.

મારા કુટુંબના સર્વેને દરેક દિશામાં આબાદી આપે એજ ઇચ્છા સાથે અહિં વિરમું.

એજ લી.

ભક્ત જલારામ બાપુને યાદ કરનાર

ચંદ્રકાન્તના પ્રણામ

નોંધ-બને તો મને નિચેના સીરનામે એક પત્ર લખશો. આપાને તથા તમોને તકલીફ આપવી પડે છે તો ક્ષમા કરશો.

મારૂ સરનામું :- ચંદ્રકાંત કાન્તીલાલ દેશાઈ
C/o અરવીંદકુમાર કાન્તીલાલ દેશાઇ
ખેતવાડી ૧ લી ગલી સોરાબજી ગાંધીનો માળો
૧ લે માળે રૂમ ૧૧
૮૦ ૮૨ ખેતવાડી મેન રોડ
મુંબઇ-૪

## ૫૮
## પુજ્ય બાપાની માનતા કરવાથી B Sc માં પાસ, S.S C માં પાસ.

૮૮/૮૨ ખેતીવાડી મેન રોડ
મુંબઇ–૪
તા ૨૯–૬–૫૪

જય જલારામ

વ્હાલા જલારામને મારા કોટિવાર પ્રણામ તેમની કૃપા આ દુનિયાના સર્વ માનવીઓ પર ઉતરે જ

મુરબ્બી રા રા સૌભાગ્યચંદ મગળજી રાજદેવ

મુંબઈથી લી આપનો છોરૂ ચંદ્રકાંતના વંદન

આપ સૌની કુશળતા ઇચ્છુ છું.

આ દુનિયામાં સાચો જીવન માર્ગ ઘણા થોડા બતાવી શક્યા છે; ને તેનું અનુકરણ કરવું ઘણું કઠીન છે, તેવો કઠીન માર્ગ બતાવી, જલાબાપાએ ચાલી બતાવ્યું છે ને સર્વ અન્ય જનોને તે પંથ દેખાડયો છે

મોટા આત્માવાળા માનવીના કાર્યો, તેની સિદ્ધી આ એક દુનિયાનો નાનો પામર માનવી શી રીતે બતાવી શકે?

વધુમાં જલારામ બાપાનું પુસ્તક મેં અર્ધું આશરે વાંચ્યું છે તેમાં લખેલ કોક વાકયો સોનેરી છે જે વાંચતા મારી જલારામ બાપા પ્રત્યેની શ્રદ્ધા વધી છે

મે તમોને અગાઉ બાપાનો પરચો જે મને મળ્યો હતો, તે વિષેનો પત્ર લખ્યો છે

નિચે મુજબનો બાપાનો પરચો જે હમણા મળ્યો છે તે લખું છું.

હું મુળથી અંગ્રેજીમાં કાચો છું. અને S S C. નું અંગ્રેજીનું પેપર મારૂ પુરૂ સારૂ ન ગયું. આથી મને નપાસ થવાનો ભય રહેતો હતો વળી

મારો ભાઈ કિસોર B Sc. ની પરિક્ષા વખતે કમભાગ્યવશાત પ્રેક્ટીકલમાં સાધન ભાગલું મળ્યું. જેથી તેને પણ ભય રહેતા મેં બાપાની માનતા કરી કે જો હું તથા મારો ભાઇ બન્ને પાસ થશું તો માળાના બાળકોને, એક નાળિયેરનો પ્રસાદ વ્હેંચીશ.

બાપાની કૃપાએ હું તથા મારો ભાઇ સેકન્ડ કલાસમાં પાસ થયા છીએ વળી મને અંગ્રેજીમાં ૩૬/૧૦૦ માર્કસ આવ્યા છે. બાપાની પૂર્ણ કૃપાથી એલજીબ્રામાં ૧૦૦/૧૦૦ માર્કસ આવ્યા છે.

ત્યાર પછી મેં નાળિયેર વધેરી નાના મોટા સર્વને બાપાનો પ્રસાદ આપ્યો છે. પણ તે કરવામાં જરા ઢીલ થઇ તો હજારો ભૂલને ક્ષમા કરનાર બાપા ક્ષમા કરે એ પ્રાર્થના મારી છે.

વળી આ પત્ર લખવામાં જે ઢીલ થઇ છે, તે ઢીલની સામું ન જોઇ વળી એકવાર ક્ષમા માગું છું.

હવે મને તથા મારા ભાઈને દર વર્ષે સારી રીતે પાસ કરે એવી નમ્ર વિનંતી.

મારા કુટુંબના સર્વેને દરેક દિશામાં આબાદી આપે એજ ઇચ્છા સાથે અહિં વિરમું.

એજ લી.
ભક્ત જલારામ બાપુને યાદ કરનાર
ચંદ્રકાન્તના પ્રણામ

નોંધ-બને તો મને નિચેના સીરનામે એક પત્ર લખશો. બાપાને તથા તમોને તકલીફ આપવી પડે છે તો ક્ષમા કરશો.

મારૂ સરનામું :- ચંદ્રકાંત કાન્તીલાલ દેશાઈ
C/o અરવીંદકુમાર કાન્તીલાલ દેશાઇ
ખેતવાડી ૧ લી ગલી સોરાબજી ગાંધીનો માળો
૧ લે માળે રૂમ ૧૧
૮૦/૮૨ ખેતવાડી મેન રોડ
મુંબઇ-૪

## ૫૬

## જલારામ બાપાની કૃપાથી તે કામ પૂર્ણ થાય છે.

જયંત એલ શાહ
બોક્સ ૧૫૫૨
દારેસલામ.
તા. ૨૦-૭-૫૪

રા. રા. સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ,
ચંપાકુંજ, ૪૨ પ્રહલાદ પ્લોટ.
રાજકોટ.

આ સાથે પોસ્ટલ ઓડર શિ. ૩૭/૫૦ ના મોકલ્યા છે.

જલાબાપાની ચોપડી મારા વાંચવામાં આવેલી અને તે દરમીયાન મને એક કામમાં મુશ્કેલી આવવાથી મેં જલાબાપાની બાધા રાખી હતી અને જલાબાપાની કૃપાથી તે કામ પૂર્ણ થયું છે. આ પૈસાનો તમને ફાવે તેવી રીતે ઉપયોગ કરવાની છુટ છે તેમાં કોઇ જાતનું બંધન નથી. એજ જલાબાપાના હોલીએ મારા પાયલાગણ કેશો. જય જલારામ.

લી. સેવક
જ. લ. શાહના
જય જલારામ

---

### સંત તુકારામ કહે છે.

ન લગે સાંડાવા લૌકિક વેવ્હાર, ધ્યાવેંવનાંતર ભસ્મ દંડ.
કલિયુગામાજી કરાવેં કીર્તન તેણેં નારાયણ દેઇલ ભેટી.

અર્થાત 'લૌકિક વ્યવહાર છોડવાનું કંઇ કામ નથી, વનેવન ભટકવાની કે ભસ્મ અને દંડ ધારણ કરવાની કંઈ જરૂર નથી. કળિયુગમાં (એજ ઉપાય છે. કે) કીર્તન કરો, તેનાથી નારાયણ દર્શન દેશે.

વર્ણન તરીકેની એની કક્ષાએ ઉભું છે, એ એની ખુબી છે. નહિં તો નવલ-કથાના રસિયા આપના પુસ્તકો ઉત્સાહથી વાંચત પણ ઘરમાં બેઠા, અનેક મુશ્કેલીઓને કારણે યાત્રા નહિ કરી શકનારાઓને, યાત્રા કરાવવાનું પુણ્ય આપને પ્રાપ્ત થયું નહોત. વાંચકોનો આવગો વર્ગ આપે ઉભો કર્યો છે. જેમા તમામ પ્રકારના સાહિત્યના રસિયાઓ સ્નાન કરીને પુલકિત થાય છે.

"કૈલાસ–માનસરોવરને પંથે"મા એક બીજી મહત્વની બાબત ઉપસી આવી છે અને તે બાબત "યાત્રામાં સોબતીઓ પણ મહત્વનો ભાગ ભજવે છે" એ વિધાન સાર્થક કરતી. છેક છેલ્લી ઘડી સુધી કૈલાસ જવુ છે કે નહિં તેતું મનોમંથન આપે જુદા જુદા સોબતીઓ મારફત સુંદર કર્યું છે. સરવાળે કોઈ જઇ શકયું નહિં, છતાં રસોઇપાણી, બજારનું કામકાજ, આગળની યાત્રાની માહિતીઓ મેળવવી વગેરે કામો કુદરતી રીતેજ કેવા વહેંચાઈ ગયાં છે તે સૌએ વિચારવા જેવું છે. થોડોક મોડો મતભેદ હશે છતા પણ એક બીજાના પુરક તરીકે અને શિસ્ત ભાવનાથી કામ કરતા હોય છે એ અનુકરણીય છે. આ ઉપરાંત શ્રી શાંતિભાઇ ત્રીવેદી, આલ્મોડાની અન્ય નાની મોટી વ્યક્તિઓ જેમાં દહીંવાળો પણ ગણાય, આપના સહયાત્રીઓ વગેરે સાથે રૂબરૂ વાતચીત કરતાં હોઇએ એવું જ લાગે છે. જ્ઞાનના ચમત્કારો અને વિજ્ઞાનના ચમત્કારો અને વિજ્ઞાનના પ્રયોગો બધુએ એ પુસ્તકમાં સમાઈ જાય છે. નાના નાના કામો ઝીણી ઝીણી માહિતીઓ, ટુંકી મજાકો વગેરે દર્શાવીને આપે **વાતાવરણને જીવંત રાખ્યું છે.** ઉપરાંત વચમાં વચમાં શ્રી શંકરાચાર્ય મહારાજ, શ્રી વિદ્યાનંદજી, શ્રી પ્રણવાનંદજી વગેરેના લખાણોમાંથી ફકરાઓ મુકીને આપે એ પુસ્તકને પ્રતિષ્ઠિત પ્રમાણભુત બનાવ્યું છે.

"આલમોડા"વાળા પ્રકરણમાં મથાળે જ આપે પૈસાને વેડફી નાખવા માટે આહીંકોઇ સાધનો નથી" એ વાકય મુકીને સેંકડો વાચકોને આલ્મોડાનો સર્વોતમ ખ્યાલ આપે આપી દીધો છે, નિખાલસ ભાવે કબુલાત કરવી જોઇએ કે આબુ, નૈનિતાલ, સીમલા, મહાબળેશ્વર, વગેરે હીલસ્ટેશનો ખર્ચાળ જ હોય એવો ખ્યાલ કલમના એકજ ગોદે અમે કાઢી નાખ્યો છે. અને અમે પૈસા વેડફવાના નથી" એવા મુકિતમનના ખ્યાલથી યાત્રાળુઓ વિશેષ ઉત્સાહ અને આનંદથી હિમાલયની ગોદમાં આપની સાથે લપાતો જાય છે

ત્યાર પછીના પ્રકરણો શિવની જટામાં યાત્રાળુઓને ગુંચવતા જાય છે અને મહાન-અકળ પરમેશ્વરના વિવિધરૂપોનું તેજસ્વી દર્શન કરાવે છે.

બાપુજીના "હરિજન-બંધુ"નો પ્રાણ આદેશ હતો કે, સારા સાહિત્યમાં પરચુરણ જાહેર ખબરો મુકીને ઉત્કૃષ્ટ સાહિત્ય અભડાવવું ના જોઈએ અને એ મંત્ર "હરિજન બંધુ" માં તેમજ નવજીવન કાર્યાલયના પુસ્તકોમાં એમણે અમલી રાખ્યો હતો તેવીજ રીતે આપના પુસ્તકમાં પણ જાહેર ખબરો નથી એ આનંદની વાત છે. જે જાહેર ખબરો છે તે જાહેર ખબરોના અર્થમાં નથી. પરંતુ પ્રભુનું નામ લેવડાવે, સ્મરણ કરાવે એવી છે. પુસ્તકમાં ઉપયોગી તીબેટી શબ્દો, એના અર્થો અને તીબેટી વાતાવરણ પણ ત્યાંની પરિસ્થિતિનો સુંદર ખ્યાલ આપે છે

'ભાવનગર-સમાચાર'ને પણ યથાસ્થાને યોગ્ય અંજલી આપી છે. એ પત્રના તંત્રી શ્રી જયતિભાઇ મેરારજીભાઈ સાથે અમારો મીઠો સબંધ છે માનસરોવર તથા દેવી કુંડમા સ્નાન કરતા કેવી ટાઢ ચડે છે તેનો આપે બહુજ સુંદર ખ્યાલ આપ્યો છે અને યાત્રાળુઓને સ્નાન કરતા 'અસ્નાન' થઇ જાય એવી બ્હીક બતાવીને આપે સારી રમુજ કરી છે તે સાથે યમના દૂત હાથ લંબાવીને યાત્રાળુઓને બોલાવે છે તે દશ્ય કેટલુ ભયાનક આપે ઉપસાવ્યુ છે! આ માટે આપને ખરેખર અભિનંદન ઘટે છે પાના ૧૦૩ ઉપર હસવા (આત્મા) ઉપરનુ વિવેચન પણ હળવી રીતે આપે અતિશય સુંદર કર્યું છે. તીર્થધામોમા આ વિષય કેટલો યથાસ્થાને લાગે છે

અંતમા, આવુ ઉપયોગી સાહિત્ય ઘરેઘરમા વંચાય એવી અભિલાષા અને આપ સુખરૂપ કૈલાસ-માનસરોવરની યાત્રા કરી અમને તમારા નેત્રોથી ભગવાન શંકર દર્શનનો લાભ અપાવો એવી પ્રાર્થના છે આપનુ પુસ્તક "આલમોડાથી શ્રી કૈલાસ-માનસરોવરના દર્શન માટે એક શક્તિશાળી દુરબીન બન્યુ છે"

જય જલારામ
જય કૈલાસપતિ.

આપનો,
સુધાકર ચંદુલાલ દવેનાં વંદન

---

૬૧

## ૧. મારે ત્યાં પુત્ર પ્રાપ્ત થયેલ છે.
## ૨. બહેનનું જીવન સુખમય બન્યું.

ઠા. મગનલાલ પોપટલાલ
ભણુગોરવાલા
ઠે. ભણુગોરવાલા બીલ્ડીંગ,
રણજીત રોડ, જામનગર
તા. ૧૪-૩-'૫૫.

રા. રા. શ્રીયુત,

પરમ પૂજ્ય શ્રી જલારામબાપાની પવિત્ર સેવામાં,

જોગ, હા. પરમ પૂજનીય ભકત ગિરધરરામ હરીરામની સેવામાં,
જોગ. શ્રી વીરપુર.

જામનગરથી લી સેવક મગનલાલ પોપટલાલના પ્રાતઃસ્મરણીય, પરમ પૂજ્ય ભકતરાજ શ્રી જલારામબાપાને મારા લાખલાખ સાષ્ટાંગ વંદન હોજો. શ્રી ભકત શીરોમણી જલારામ બાપાની કૃપા દ્દષ્ટીથી મેં સંકલ્પ કરેલ હતો કે મારે ત્યાં પુત્રની પ્રાપ્તી થાય તો રૂા. ૧૫૧) ધરવા તો શ્રી બાપાની દયાથી મારે ત્યાં પુત્ર પ્રાપ્ત થયેલ છે. જેથી અમારૂં હૃદય આનંદથી નાચી ઉઠે છે. અમારા કુટુંબના ખરા હૃદયથી પૂજ્ય શ્રી બાપાને દંડવત પ્રણામ હોજો.

એજ પ્રમાણે અમારા બેન સવીતાગૌરી પોપટલાલ જેમને ,સાસરા પક્ષમાંથી લેવા માટે ઘણાં લાંબા ટાઈમથી આવતા ન્હોતા જેથી કરીને બહેને દીનરાત અખંડ શ્રદ્ધા સાથે ભકિત કરી જેના પ્રતાપે શ્રી પૂજ્ય બાપાના સેવક-ખારૈયા ગોપાલજી નરભેરામ ઠે. ૧૦૨ વીઠલવાડી જેઓ હાલ મુંબઇમાં રહે છે ને ત્યાં પારસી ગલીમાં શ્રી જલારામબાપાની સ્થાપના કરેલ છે તેમના દીલમાં શ્રી બાપાએ પ્રેરણા કરી અને બેનની જીંદગી સુખમય બનાવવા તેઓએ બેનના સાસરા પક્ષને સમજાવવામાં બાપાની કૃપાથી ફળીભૂત થયા અને બાપા પ્રત્યેની બેનની શ્રદ્ધા ફળી જેથી બેનનું જીવન

સુખમય બન્યું અને હાલમાં તેઓ બાપાની કૃપાથી ગર્ભવંતા છે. અમારી આશાઓ પુર્ણ કરનાર શ્રી જલારામ બાપા અમારા કુટુંબની યાવતચંદ્ર રક્ષા કરે અને અમારી દરેક આશાઓ પુરી કરે એવું અમો બાપા પાસે માગીએ છીએ. બાપાને અમારા સહકુટુંબના હજારો વાર લાખો વાર દંડવત પ્રણામ હો. પ્રણામ હો.

એજ લી. સેવક
મગનલાલ પોપટલાલ
ના જય જલારામ.

---

દુનિયામા સુખના લોભે ઘણા માણસો ધર્મ કરે છે પણ દુઃખના વખતે અથવા મરતી વખતે બધું ભુલી જાય છે. જેમ પોપટ આખો દિવસ પોતાની મેળે રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણ બોલે છે, પણ જ્યારે બીલાડી પકડે છે, ત્યારે રાધાકૃષ્ણ ભુલી જઇ પોતાની બોલી ટેં ટેં બોલવા માંડે છે

"તાતા ધીન્ ધીન્ તાના" એમ મોઢેથી બોલવું સહેલુ છે, પણ હાથથી બજાવવું મુસ્કેલ છે. તેવા રીતે ધર્મની વાતો કરવી સહેલી છે, પણ આચરણ કરવુ કઠણ છે

શાસ્ત્રચર્ચાની ક્યા સુધી જરૂર છે તે જાણો છો? સચ્ચિદાનંદ સ્વરૂપ ભગવાનનાં દર્શન ન થાય ત્યા સુધી ભમરો જ્યા સુધી ફુલ ઉપર ન બેસે ત્યા સુધી ગણગણ કર્યા કરે, પણ જ્યારે ફુલ ઉપર બેસી રસ ચુસ્યા કરે છે ત્યારે એકદમ ચુપ, કાંઇ પણ અવાજ કરતો નથી.

શ્રી રામકૃષ્ણ ઉપદેશ.

## ૬૧
# જલાબાપાના પ્રતાપથી મારૂં મકાન ખાલી કરી આપ્યું.

કનકરાય સૌભાગ્યચંદ રાજદેવ. જોગ શ્રી રાજકોટ.

જામ ખંભાળીઆથી લી. છગન જેઠાના જયહિન્દ વિ. લખવાનું કે અમોને જલારામ બાપાના બે પરચા મલ્યા તેની હકીકત નીચે મુજબ જણાવીએ છીએ અને મહેરબાની કરીને જલાબાપાના પરચા તેઓની ચોપડીમાં બહાર પાડશોજી.

હું છગન જેઠા આફ્રીકા ટાંગાનીકામાં હંદેની લગભગ ૨॥ વરસ થયા રહું છું જેમાં અમો અવાર નવાર દેશમાં આવ્યા જ રાખીએ છીએ. કુલ ત્રણથી ચાર મુસાફરી કરી છે. હાલ છેલ્લા પાંચ વરસ થયા મારો જમણો પગ દુખતો હતો મેં ટાંગામાં પગના ફોટા બે વખત પડાવ્યા અને તે ઉપર ડાકટરોએ ઇન્જેકશનો આપ્યા. ઘરની દવાઓ કરી છતાં મટયો નહીં. આ ઉપરથી મારે દેશમાં આવી સોલેરીઅમનો સેક જામનગરમાં આવી કરવા વીચાર થીયો મારી મુસાફરીની તૈયારી કરી પણ મારા સદભાગ્યે જલાબાપાની ચોપડી આફ્રીકામાં હું જ્યાં રહેતો હતો ત્યાંજ વાંચવા મલી છે અને વાંચ્યા પછી બાપાના પરચા મેં મારા મગજમાં ઉતારી તુરતજ મેં પણ માનતા તા. ૧-૧૨-૫૪ એ રોજ માનતા માની કે મારા પગની દવા કરૂં કે ન કરૂં અને તારીખે ૩૧-૧-૫૫ ના રોજ મારો પગ સાવ મટી જાય તો તેઓની જગ્યા છે ત્યાં મારી જાતે જઇને વીસ મણ બાજરો સદાવ્રત્તમાં મુકી આવવું અને જ્યાં સુધી હું મારી લીધેલ માનતા ઉતારી ન શકું ત્યાં સુધી મારે સોપારી ચાવવી નહિ. ઉપરથી ભગવાનને કરવું અને જલાબાપાના પ્રતાપથી જ્યારે માનતા લીધી તેને બીજેજ દિવસે થોરનું છીર ત્રણ ચાર દિવસ સુધી ચોપડયા રાખ્યું એટલે ચારજ દિવસમાં મારો પગ કયા દુખતો હતો તે હાલ ખબર નથી અને એકદમ મટી ગયો એટલે એક માનતા મારી સફળ થઇ.

પરચો ૨ જો:

આફ્રીકા ટાંગાનીકામાં.

ટાંગામાં મારૂં એક મકાન છે તે મકાન મુસલમાન મેમણને ભાડે આપેલ. તેણે પહેલાં ચાર માસ ભાડું ચડયે ચડયો આપ્યું. ત્યારબાદ ભાડું ન દીએ

અને ખાલી પણ ન કરે. આ ઉપરથી મેં નોટીસો આપી છતાં ખાલી ન કરે અને ન આપે ભાડું. છેવટે ડીસેમ્બરની શરૂઆતમાં વકીલની નોટીસ આપી છતાં જવાબ આપે નહીં તેના સ્નેહી વેપારી સાથે વસ્ટી ચલાવી છતાં કોઇ રીતે માન્યો નહીં. આ વખતે આઠ માસનું ભાડું તેના ઉપર ચડી ગએલ.

હવે બન્યું એવું કે જ્યારે મારો પગ જલાબાપાના પ્રતાપથી મટી ગયો ત્યારે આ ઉપરથી મારે ઘેરથી એવી માનતા કરી કે જાન્યુઆરી ૧૯૫૫ ની આખર તારીખ સુધી આપણું મકાન ખાલી કરી આપે અને ચુકતે ભાડું આપી દીએ તો જલાબાપાની જગ્યાએ જઈ સવા પાંચસેર સાકર પધરાવવી. આ ઉપરથી જલાબાપાના પ્રતાપથી મારૂં મકાન જાન્યુઆરીની છેલ્લી તારીખે ખાલી કરી આપ્યું અને આઠ માસનું ભાડું પણ આપી દીધું.

આવી રીતે મને બે પરચા મલ્યા અમો આફ્રીકાથી ફેબ્રુઆરી માસમાં દેશમાં આવતા રહ્યા. દેશમાં આવ્યા બાદ કુટુંબ જાત્રા કરી અને સૌરાષ્ટ્રમાં જ્યાં જાત્રાના સ્થળ છે ત્યાં જાત્રા કરી આવ્યા તા. ૮-૬-૫૫ ના રોજ વીરપુર જઇ જે અમે લીધેલ માનતા ચુકતે ઉતારી આવ્યા છીએ અને હવે એક બે માસમાં આફ્રીકા ચાલ્યા જશું. બસ હાલ એજ.

જલાબાપાની જે... જલાબાપાની જે...

લી. છગન જેઠાના પ્રણામ
જામખંભાલીઆ ઠે. જોધપરના નાકા-બહાર

આફ્રીકામાં મારૂં સરનામું:-
ઉપરનું મારૂં નામ અને
પો. બો. હંડેની. ત્યાં મારી દુકાન છે.
વાયા કોરોગ્યે
(ટાં-ટે ઈસ્ટ આફ્રીકા.)

---

અહલ્યાએ કહ્યું કે, "હે રામ! ડુકરની યોનિમાં મારો જન્મ થાય તે પણ મારે કબુલ છે; પણ તમારા ચરણકમળમાં મારી અચળ શ્રદ્ધા, ભક્તિ રહે; મારે બીજું કાંઇ જોઇતું નથી.

શ્રી રામકૃષ્ણ ઉપદેશ

૬૨

## આ અરૂશામાં અત્યારે હરેક હિંદુ ભાઈઓના ઘરમાં બાપાના ફોટા વગર કોઈ ઘર ખાલી નથી.

અરૂશા તા. ૧૭-૭-૫૫

॥ ૐ શ્રી જય જલારામ ॥

શ્રીમાન ભાઈ સૌભાગ્યચંદ મંગળજીની પવિત્ર સેવામાં,
જોગ શ્રી રાજકોટ.

અરૂશાથી લી. આપનો સદાનો સેવક વલભદાસ પીતામ્બરના જય જલારામ વાંચશો.

વિ વિ સાથે લખવાનું કે આપનો પોસ્ટ કાર્ડ મળ્યો રૂ ૫૦ પચાસ બાપા મારફત અહીંથી જે મોકલાવેલ છે તે મળી ગયા હશે.

સિવા અહિયાથી બાપાની જગ્યામાં રૂપિયા ૧૭૦૦) સતરસો ગઇ પોસ્ટમાં મોકલાવેલ છે

તેમ આજ મારા પાસે શીલીંગ ૩૦૦) આવેલ તે બાપાને મોકલવા શ્રી જલારામ બાપા મંતસંગ મંડળને આપેલ છે તો તે બુકોના પૈસા મોકલાવવાના છે તો તે સાથે મોકલાવશો.

સિવી આપને તસ્દી આપવાની કે જલારામ બાપાના ફોટા ૨૫ પચીસ તથા બુક ૩ ત્રણ અમરપંથની મોકલાવશો. મેં બાપાને પણ લખેલ છે. તો જાણવા સિવી નીચે વિગત છઠી આવૃત્તિમાં આપને યોગ્ય લાગે તો આપવા તસ્દી લેશો

હું આ અરૂશામાં સને ૧૯૪૨ માં આ અરૂશા આવેલ ત્યારે શ્રી લક્ષ્મી નારાયણનું મંદીર હતું પણ મંદીરમાં ફક્ત કોઇક જ માણસ આવતું હતું તેમ શ્રી જલારામ બાપાની પહેલી આવૃત્તી હું યુગાન્ડાથી-કંમ્પાલાથી લાવેલ હતો તો પહેલી આવૃત્તી પુરી કરતા શ્રી જલારામ બાપા ઉપર મને બહુજ સરધા બેઠી ત્યાર બાદ વીરપુર સાથે પત્ર વહેવાર કરતા

ભગત બાપા શ્રી ગીરધરરામજી બાપાની કૃપાથી અત્રે ૨-૩-૪-૫ પાંચમી આવૃત્તી આપવા મળી અને આસ્તે આસ્તે આ અરૂશામાં અત્યારે દરેક હીન્દુ ભાઇના ઘરમાં બાપાના ફોટા વગર કોઈ ઘર ખાલી નથી અને આખા ગામમાં બહુજ બાપાની સરધા વધી છે-અને કોઈ કોઇ પરબારા પૈસા પણ બાપાની જગ્યામાં મોકલાવે છે. તેમજ આ ગામમાં અત્યારે અત્યારે તો શ્રી જલારામ બાપા ઉપર એકદમ આસ્તા છે અને દરેક ગામમાં બાપાથી કૃપાથી આનંદમાં છે. તેમ મંદીરમાં પણ કામ શરૂ છે. તેમ એક પારસી બેન ધાન મીસ્ત્રી રતનજી ભાઇના ઘરમાં બીમાર હતા તો બાપાની બુક વાંચતા ડૉકટરની દવા ન કરતા...શ્રી જલારામજી બાપાને યાદ કરીને માનતા કરી કે બાપા મને બચાવશો. તો બાપાએ આરામ ત્રણ દીવસમાં કરી દીધો. શીલીંગ ૨૦) વીશ તેમણે બાપાના નામ ઉપર મોકલી આપેલ છે.

તેમ મી. ફીરોજભાઇ પારસીના ઘરમાંથી સોનાની ચેન ગુમ થઇ હતી તો તેમણે પણ બાપાને માનતા કરતા બીજે દીવસે મળી આવેલ છે અને શીલીંગ ૧૦ દશ ધરમાદામાં આપી ગયા છે. આ જંગબારના રહીશો પણ વખતે વખતે અહિયા આવે છે માટે તેમના કહેવાથી લખેલ છે તો સુધારી છઠી આવૃત્તીમાં આપશો. એજ હું વીરપુર આવેલ ત્યારે આપને મળવા આવવું હતું પણ ઓચીન્તાનું કેશોદ જવાથી મળી શકયો નહતો માફ કરશો. અત્યારે બાપાના નામનો દરેક પ્રતાપ છે અને હરહંમેશા વધારો થતો રહે. તેથી બાપા પ્રત્યે મારી માગણીઓ. એજ દરેકને સુખી રાખે.

લી. વલભદાસ પીતામ્બર
બાપાના સેવકના
જય જલારામ વાંચશો.
અરૂશા તા. ૧૭-૭-૫૫

---

માયાના મોજાઓથી ઉછળતો આ દુનિયાનો મહાસાગર સલામત તરી જવાને માટે તે સાહેબની ચાલુ મહોબતવંતી યાદ અને તેનુ પ્યારૂં બખતાવાર નામ, હોડી અને હલેસા મિસાલ છે. જે છવો પોતાનુ સર્વસ્વ તે સાહેબને ચરણે મુકે છે. તે છવો સર્વદા સલામતજ છે. તેઓની ફતેહજ છે. તેઓની મુકિત જ છે.

દીનશાહજી સોરાબજી પાઉંવાલા
હોંગકોંગ

# Conversations With Sri Sri Anandamayi Ma

(Professor B. Ganguli)



*Question* : Is there such a thing as rebirth? Does God really exist?

*Mataji* : Can a matriculate have the knowledge of an M. A.? Father, go on studying and you will know.

*Question* : In the atomic age the world with all its creatures will be destroyed by war. Is it possible to save it by spiritual means?

*Mataji* : Whatever is to happen will happen. Why worry about it? He who does everything will do the needful. You are also one of His manifestations, and are able to concern yourself with this kind of thing. But how much can you effect by your concern?

*Question* : Will there be war again ? Atomic war ?

*Mataji* : To try and get information about the future from this body is futile. God does not allow the ordinary person to know all about the future, because it would harm him. He gives knowledge and understanding according to His own measure Thus you will get to know exactly as much as is necessary for you.

*Question* : If God is the fountain of goodness, why should there be so much fighting, cruelty and sin ?

*Mataji* : He is goodness as well as evil. He is everything. He Himself stages a play with Himself. Whatever is necessary in order that His Play may be accomplished to the full, that He does.

*Question* : Is it possible for a man engaged in sadhana to see God by direct perception ?

*Mataji* : While advancing towards Calcutta, it cannot be seen. At the end of your journey there will be Calcutta. Similarly God will be found at the end of sadhana.

*Question* : Can He be realised through sadhana.

*Mataji* : He cannot be.

*Question* : It is possible to perceive God right here, as one sees a human being ?

*Mataji* : Yes, really and trully. He can be seen.

૬૩

## પહેલા તો હસી પડયા કે મારૂં બી કાતર્યું ઘસેલું છે ...

Nairobi
15/8/55

સુરબ્બીજી ભાઈજી, ગીરધરરામભાઇ તથા કુટુંબ કબીલા સાથે સુખી રહો તથા ભાઇશ્રી સૌભાગ્યચંદ પરવરદિગાર લાંબુ આયુષ્ય આપે એવી ગરીબ બ્હેનની દુવા છે

ભાઇઓ મે તા ૧૩-૭-'પપના તમો પર પોસ્ટલ ઓર્ડર મોકલેલા તેની મને હજુ પહોંચની રસીદ નથી મળી એમાં ભાઇશ્રી સૌભાગ્યચંદના રૂા ૯-૪ નીકળતા હતા બુક પ મી આવૃત્તિના તથા બે ભજનાવલી એના બી જુદા પીસ શી નો પોષ્ટલ ઓર્ડર સાથેજ છે મને ફીકર થાય છે કે મળ્યાં કે નહિ તે મને જરા જલદી જણાવો એક મહિનો થઇ ગયો ફરી હુ આજે લખી પુછાવું છું બીજુ ભાઇજી સૌભાગ્યચંદભાઇ તમારૂં "અમરપંથ" પુસ્તક ૧૧ શિ એમ નેરાબીમાંથી વેચાતુ લઇ લીધુ એ પુસ્તક વાંચી મારો આત્મા ઘણોજ ખુશ થયો અને જાને જાતે જાત્રા કીધી હોય એમ થયું બીજુ તમારી પાસે જે સંત મહાત્મા રણછોડદાસજીનું જીવન ચરિત્ર જો હોય તો મારા પર મોકલશોજી અને એવણનો ફોટો ભાઇજી તમોએ તો આ બુકો લખી જગતમાં રોસની કરી છે ભાઇ એક બાઇ જેને બીલકુલ ભગવાન પર શ્રદ્ધા નહિ હતી અને કુટુંબ ઘણુંજ દુખી હતું તે બ્હેન મારે ત્યાં એક દિવસ આવ્યા અને રડવા લાગ્યા ત્યારે મેં બાપાની બુક અને ફોટો દુકાન પરથી લાવી આપ્યો જાતે પટેલ પહેલા તો હસી પડયાં કે મારૂ બી કાતર્યું ઘસેલું છે પણ આજે એ બાઇને બાપા પર એટલો વિશ્વાસ બેસી ગયો છે કે હાલતા ચાલતા બાપાનું નામ જપે છે ભાઇ એ શાને આભારી છે નહિ મને તમોને કારણ આજે આ બાપાના પરચાની ચોપડીઓ નહિ લખી હતે તો તમોને કેમ માલમ પડતે એ માટે તમારૂ તો હમો પર ઘણુંજ એશાન છે ચાલો બાપા તમારા કુટુંબ પરિવાર સાથે સુખી સુખીયારા રાખે એ તમો ભાઇને તંદુરોસ્તી સાથે લાંબુ આયુષ આપે આમીન બીજી જે કાઇ નવું લખો તો તે બુક મારા પર મોકલવાની કૃપા કરશોજી.

લી દુવાગીર
બ્હેન શહેરા હોરમસજી
બોક્સ ૭૫૦

બાપાને પોલીએ મારાવતી પ્રણામ કરશો

પોંડીચેરીથી શ્રી મથુરભાઇ તા. ૨૯–૭–'૬૦ના પત્રમાં લખે છે કે—

## પુસ્તક મુકવાનું દિલ થતું નથી.

॥ ॐ ॥ પોંડીચેરી, તા. ૨૯–૭–૬૦



આપે મોકલાવેલ કૈલાસ-માનસરોવરને પથેનું પુસ્તક મળ્યુ છે વાંચન ચાલુ છે વાંચતા વાંચતા પુસ્તક મુકવાનુ દીલ થતુ નથી. તેમા આપશ્રીએ આલમોડાના દ્રશ્યનુ તથા કૈલાસનુ તથા માનસરોવરનુ વગેરે જે વર્ણન દર્શાવેલ છે તે વાંચતા તો જાણે અતી આનંદ થાય છે અને ઘરે બેઠા તે યાત્રા કર્યાનો લ્હાવો મળ્યા જેટલો આનંદ આવે છે

— વાંચો —

## કૈલાસ–માનસરોવરને પંથે.....

પાના ૪૦૫ ફોટા ૬૫ પાકુ પુઠું, પચરંગી જેકેટ

કિંમત રૂા. ૪–૨૫

પોસ્ટેજ બોક્સ સાથે રૂા ૧–૮૪

લેખક . સૌભાગ્યચંદ ભગળજી રાજદેવ.

શહેરો આવે ત્યાંના જોવા જેવાં અને જાણવા જેવા સ્થાનો અને થઈ ગએલા તેમજ આજના મહાપુરૂષોનો અચ્છો પરિચય આપે છે. યાત્રાધામો સાથે સંકળાયેલા ધાર્મિક કથાઓનો ઉલ્લેખ છે.

૪૦૦ જેટલાં પાનાંના આ પુસ્તકમાં સાઈઠ ઉપરાંત ફોટો ચિત્રો છે. ટુંકામાં આ પુસ્તક પણ મારો આદર પામશે જ.

— વાંચો —

## કૈલાસ–માનસરોવરને પંથે.....

પાના ૪૦૫. ફોટા ૬૫. પાકું પુઠું પચરંગી જેકેટ

કિંમત રૂા. ૪–૨૫

પોસ્ટેજ બોક્સ સાથે રૂા. ૧–૮૪

લેખક – સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ

પ્રકાશક :
કનકરાય સૌભાગ્યચંદ રાજદેવ
ચંપા કુંજ, ૪૨ પ્રહલાદ પ્લોટ,
રાજકોટ.

ભાવનગર સમાચાર
ભાવનગર, તા ૧૮-૮-૬૦

ભાવનગરથી પ્રસિદ્ધ થતાં ભાવનગર સમાચારના વિદ્વાન તંત્રી શ્રી જયંતિભાઈ લખે છે કે-

## યાત્રા વર્ણનો તો ઘણાં લખાય છે અને



ગંધર્વનગરી નૈનીતાલ સરોવરનું દ્રશ્ય

સૌજન્ય ધન્ય શ્રીમાન્ સૌભાગ્યચંદભાઇ,

કૈલાસ માનસરોવરના પંથ ગ્રંથ મળ્યો ભાવનગર સમાચાર પરત્વે ગ્રંથમાં ઉલ્લેખ છે તે વાંચ્યો આપનો આ માટે અત્યંત આભાર માનું છું ગ્રંથ થોડો વાંચી ગયો છું આપની તકલીફને લીધે ધીમે ધીમે વંચાય છે વાંચ્યા પછી ભાવનગર સમાચારમાં તેનું અવલોકન પ્રગટ કરવા સંકલ્પ છે

યાત્રા વર્ણનો તો ઘણાં લખાય છે અને પ્રકટ થાય છે. પરંતુ એ વર્ણનમાં જે સદ્ભાવ, ધર્મબુદ્ધિ અને ઇશ્વરનિષ્ઠા જોઇએ એ આ ગ્રંથમાં છે. અને શૈલીની દૃષ્ટિએ પ્રાસાદિક છે. જો યાત્રા પૂરી થઈ હોત તો એ યાત્રા એવી છે કે જીવન પરિવર્તન કરી નાખે. આપને આગળ નહીં વધવાની સૂચનાઓ મળેલી તે યોગ્ય હતી. એ અરસામાં ત્યાંની સ્થિતિ વિષમ હતી. અને હજી પણ તેમાં ખાસ ફેરફાર થયો હોય એમ જણાતું નથી. આપ પશુપતિનાથ એકેય વખત જઇ આવ્યા છો કે નહીં ? હું સ્વ. સર પટણી સાહેબ સાથે સીમલા વગેરે સ્થળોમાં લાંબો સમય રહ્યો છું પણ તે વખતે યાત્રાની દૃષ્ટિ ન હતી. અને હવે ૭૦ થયા એટલે ક્યાંઇ જવાની હીંમત ચાલતી નથી. કૈલાસ-માનસરોવરના ગ્રંથમાં વીરપુરવાળા સ્વામી શંકરાનંદનો ઉલ્લેખ આવે છે તેઓ મારા પરિચિત હતા. અમદાવાદમાં કેટલાક દિવસો એમના આરંભના સંન્યાસ કાળમાં તેઓ રહેલા. પછી તેઓ વીરપુર તરફ ચાલ્યા ગયા. ૧૯૦૪–૫ ની વાત હશે. પણ હવે સમય સ્મરણમાં નથી. તે સમયમાં સ્વામી નિત્યાનંદ પણ કેટલોય સમય રહેલા.

૬૪
# આગ કાબુમાં આવી ગઇ.

તા. ૩૦-૮-૫૫

સ્વસ્તાનશ્રી રાજકોટ સર્વે ભાઈશ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ મુ રાજકોટ.

તરસમીયાથી લી. ઠા. મનસુખલાલ હરીલાલના જય જલારામ બાદ લખવાનું કે સાં. ૨૦૧૧ ના માગશર વદ ૫ તા. ૧૪-૧૨-૫૪ ના રોજ ભાવનગર જીનીંગ ફેક્ટરીમાં અમારો કપાસ પડેલ હતો તેમજ બીજા ઘણા વેપારી ભાઈઓના ઢગલા હતા તેમાંથી બીજા એક ભાઇના ઢગલામાં ઓચીંતા આગ થઈને મારા ઢગલાથી લગભગ એક જ હાથ છેટે આગ હતી તુરતજ બાપાનું સ્મરણ કરી રૂા. ૧૧ ની માનતા કરી એટલે તુરતજ આગ કાબુમાં આવી ગઈ અને મારા કપાસના ઢગલાને કાંઈ પણ નુકશાન થયું નથી. તો હું પોતે ત્યાં વીરપુર આવી ગયો છું ને બાપાને ચરણે રૂા. ૧૧ સવા ધરી ગયેલ છું. આપને ત્યાંથી ફોટા બાપાના પણ લઇ ગયો છું. આજરોજ એટલે તા. ૩૦-૮-૫૫ ના રોજ અમારૂં એક કામ સફળ થવાથી રૂા. ૫૧ અંકે રૂપિયા સવા એકાવન મનીઓર્ડરથી વીરપુર મોકલેલ છે. ત્યાં આગળ સર્વેને મારા જય જલારામ કહેશોજી. ભુલચુક માફ કરશોજી.

એજ લી૦
મનસુખલાલ હરીલાલના
જય જલારામ

ઠા. હરીલાલ કરસનજી
અનાજ તથા ખોળ, કપાસીયાના વેપારી
મુ. તરસમીયા પો. બુધેલ

## ૬૫
# પરચો પ્રત્યક્ષ હોય તેમજ બન્યું.

JOSHI BROTHERS (Nyasaland) Ltd.
Wholesale Merchants &
Direct Importers.
BLANTYRE (Nyasaland)
તા, ૧૫-૯-૫૫

રા. રા ભાઇશ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ જોગ.
શ્રી રાજકોટ.

વિ. વિ. સાથ લખવાનું કે, મ્હારા એક સ્નેહી તરફથી પુજ્ય "ભકત શ્રી જલારામ" ની છેલ્લી આવૃત્તિ મને વાંચવા મળેલી જે વાંચી અમોને પુજ્ય બાપા પ્રત્યે બહુજ શ્રદ્ધા બેઠી. હવે તો અમો પુજ્ય બાપાનો ફોટુ પણ મિત્ર પાસેથી મેળવી શકયા છીએ અને પુજામાં રાખી અનન્ય ભાવનાથી અમો પુજીએ છીએ. "મારા પત્નીની તબીયત બરોબર ન રહેતી અને ભાવનાથી અમોએ માનતા માનેલી કે તબીયત સુધરી જતાં પુ. બાપાની ગાદીએ શિં. ૨૦ ધરાવશું. પરચો પ્રત્યક્ષ હોય તેમજ બન્યું." અને તબીયત સુધારા ઉપર હોય આ સાથે પોસ્ટલ ઓર્ડર શિ. ૨૦ નો બીડેલ છે તો આપ શિ. ૨૦, પુજ્ય બાપાની ગાદીએ અમારા વતી ધરશો.

અમારા માટે છેલ્લી આવૃત્તિ ભકત શ્રી જલારામનું પુસ્તક ૧, અમરપંથ છેલ્લી આવૃત્તિ પુસ્તક ૧, તથા પુજ્ય બાપાનો ૧૬/૨૨" સાઈઝનો ફોટુ ૧, જરૂર પોષ્ટથી મોકલાવશો અને આંકડો ચુકતે ખર્ચનો વળતાં બીડજો એટલે તુરત જ રકમ મોકલી આપશું. એજ

લી. સેવક,
મનસુખલાલ કલ્યાણજી જોષીના
જયહિન્દ

—o—

૬૬

## ફક્ત દશજ મિનિટમાં અમારા બધા દાગીના અમને ઘરમાંથી મળી ગયા છે.

SHAH VERSHI DEVSHI & CO LTD
Direct Importers & Exporters Manufacturers
Representatives Specialists In Wines & Spirits
THIKA

પો. ઓ. બોક્સ નં ૧૬
રૂઇરૂ તા. ૨૨-૯-'૫૫

ભગત શ્રી ગીરધરરામ હરીરામની સેવામાં,
મુ. વીરપુર (જલાબાપાનું)

શાહ મુલજી મેપાના દંડવત પ્રણામ, બાદ લખવાનું કે અમારી દીકરી બેન કાન્તાબેનનાં સોનાનાં દાગીના આશરે તોલા ૩૫ તોલાના શનીવાર તા. ૧૮-૯-૫૫ બીજા ભાદરવા વદ ૧ સંવત ૨૦૧૧ ના ગુમ થયેલ હતા ઘણી ઘણી તપાસ કરતાં કોઇ પત્તો લાગ્યો નહીં જેથી અમો ઘણાંજ મુંઝાણા અને આજરોજ બહુજ વિચારને અંતે પુજ્ય જલાબાપા યાદ આવ્યા અને અમે જલાબાપાના નામની માનતા કરી કે-અમારા દાગીના પાછા મળી જાય તો જલાબાપાની ગાદીએ રૂપિયા ૧૦૭ા ધરવા. આ વિચાર કર્યા પછી "ફકત દશજ મીનીટમાં અમારા બધા દાગીના અમોને ઘરમાંથી મળી ગયા છે." જેથી બાપા ઉપર અમને પુર્ણ શ્રદ્ધા હતી તેમાં પણ હવેથી વધારે શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે. મારી દીકરી સાસરે હતી એ બહુજ ગભરાતી હતી પણ બાપાએ મદદ કરી.

દઃ માલદે દુદા ડાંગર
તે મુલજીભાઇના કેવાથી

રૂપિયા ૧૦૭ા નો ડ્રાફ્ટ ૧ આજે મોકલ્યો છે તો માયેથી પહોંચ લખશો.

"અમરપંથ" ની ૨ કોપી મોકલશો માયેથી પૈસા મોકલી આપશું.

દઃ માલદે દુદા ડાંગર
તે મુલજીભાઇ મેપા શાહના કેવાથી

૬૭

# મોટા ...મોટા .. ડોકટર કામયાબ નીવડયા નથી અને બાપાની માનતા કરવાથી સાક્ષાત બાપા ડોકટર બનીને આવેલ....

Karamsi Harji Davada
C/o Mavji Daybhai
P o Kantabanji (Orissa)
E Rly.
ટેમ્પરરી કેમ્પ મુ. પીપરી (વાયા હીંગનઘાટ)
તા. ૩-૧૦-૫૫

પૂજ્ય ભાઇ સૌભાગ્યચંદ મંગલજી રાજદેવ જોગ મુ રાજકોટ. .

લી. કરમસી હરજીના જય જલારામ વાંચશોજી.

આજરોજ પીપરીથી મનીઓર્ડર રૂ. ૭) નું તમારા નામથી વીરપુર પોસ્ટમાં કરેલ છે. જેમાં વીગત લખી છે તે પ્રમાણે બાપાની ગાદીએ ધરવા લખેલ છે. જત બાપાની કૃપાથી અમો ખુશી મજામાં છીએ તેમજ લખવાનું કે કાંટાબાંજીથી મેં બાપાની માનતા કરી અને પીપરીથી મારે ઘરેથી અ. સૌ. નિર્મળાબાઇએ બાપાની માનતા કરી. કયાં પીપરી અને કયાં કાંટાબાંજી પરંતુ બાપાની પ્રેરણાથી અમો બન્નેએ એકજ જાતની માનતા કરેલી જે હું કાંટાબાંજીથી પીપરી આવ્યો ત્યારે પુછવાથી ખબર પડી. જે માનતા કરી તે બાપાએ પૂર્ણ કરી છે. અને તે માનતાના રૂા ૭) ઉપર મુજબ મનીઓર્ડરથી વીરપુર મોકલ્યા છે. આ કલિયુગમાં બાપા હાજરા હજુર છે. અમારી સ્થીતિ ગરીબ છે. પરંતુ બાપા પ્રત્યે પુરી શ્રદ્ધા છે અને અમારી મનોકામના પુરી કરશે. મારા ઘરેથી ડીલેવરી ટાઈમમાં જે તકલીફ હતી તે બાપાના પ્રતાપથી દુર થઈ છે. કાંટાબાંજીમાં મેં માનતા કરેલ કે મોઢું જોવા મળે અને બે વાતચીત રૂબરૂ થાય અને પછી ભગવાનને બોલાવી લેવા હોય તો ભલે બોલાવી લીએ પણ બાપાની કૃપાથી બધું સારૂં છે અમારા ઘરેથી પણ માનતા તેજ પ્રમાણે કરેલ આ દાખલો મારા

અનુભવથી અને મારા ઘરેથી પણ દાખલાનો અનુભવ કર્યો અને તે સત્ય અને તાત્કાલીક સીદ્ધ થયો છે જેમાં બીલ્કુલ અતીશયોકિત નથી અને બાપા અવારનવાર અમારાં દુઃખો નિવારે છે અને અમારા દુઃખોમાં બાપાનું નામ લેવાથી દુઃખ દુર થાય છે આજે પાંચ પાંચ વરસથી ત્રણ ડીલેવરીમાં મોટા મોટા ડૉકટરો કામયાબ નીવડયા નથી અને બાપાની માનતા કરવાથી સાક્ષાત બાપા ડૉકટર બનીને આવેલ અને ડીલેવરીમાં તકલીફ ન પડી પરંતુ ડીલેવરી બાદ છ દીવસ પછી બાપાની કસોટી જે માનતા કરવાથી થઇ તેનો હું જીંદગીપર્યંત ત્રણી છું. મારૂં આ બીજું લગ્ન છે પહેલાંથી શોકયને કનડગત જે ડીલેવરી ટાઇમમાં ભોગવવી પડી અને બાપાને જે કષ્ટ કરવું પડયું તે અમો બન્નેએ સાક્ષાત બાપાનો હાજરા હજુર અનુભવ જોયો આ પત્રમાં જેટલું લખું તેટલું થોડું છે હજુ પણ બે કામ પાર પડી જવા માટે બાપાની માનતા કરેલ છે જે કામ પાર પડી જતાં સવિસ્તર વર્ણન કાગળથી જણાવીશ અમો પૂજ્ય બાપા પાસે આશિષ માગીએ છીએ અને અમો દરેક કામમા સફળ થાયે એવી જલારામ બાપા પાસે અમારી હાર્દીક માંગણી છે અને અમારી આશા જરૂર પુરી કરશે આ લખેલ પરચો ખરેખર સત્ય બનેલી ઘટના છે આપ જ્યારે વીરપુર જાવ ત્યારે અમારા બન્નેનાં વતી બાપાની ગાદીએ જરૂર દંડવત પ્રણામ કરશો તથા જગ્યામાં સૌ આપણા અનુયાયીઓને અમારાં જય જલારામ કહેશો શ્રીમાન ભકત બાપા ગીરધરરામજી મારાજને મારા જય જલારામ અને તેમના ચરણમા અમારા દંડવત પ્રણામ કરશો એજ,

કરમસીનાં પ્રણામ

---

હું વિઠ્ઠલના સોગન ખાઇને કહું છું.

નામ સંકીર્તન છે તો બહુ સરળ પરંતુ એનાથી જન્મ-જન્માંતરના પાપ ભસ્મ થઈ જશે આ સાધન કરવાથી વનેવન ભટકવું નહિ પડે, નારાયણ સીધા ઘેર ચાલ્યા આવે છે પોતાના જ સ્થાનમાં બેસીને ચિત્તને એકાગ્ર કર અને પ્રેમથી અનંતને ભજો 'રામ-કૃષ્ણ હરિ-વિઠ્ઠલ-કેશવ' એ મંત્ર હમેશા જપો આ સિવાય બીજું કોઇ સાધન નથી આ હું વિઠ્ઠલના સોગન ખાઇને કહું છું

સંત તુકારામ અધ્યાય ૫ મો

## ૬૮

# સાવઝના મોઢામાંથી ભેંસો બચે છે.

મુ. કેશોદ
ઠક્કર નાથાલાલ પ્રાગજી દેવાણી
C/o ઠા. બી. રૂગનાથ કું. કેશોદ
થઈને કાલવાણી (સૌરાષ્ટ્ર)
૩૦-૧૨-'૫૫

સ્વસ્તશ્રી રાજકોટ મહાશુભ સ્થાને,

પરમ પ્રિય વ્હાલા ભાઈશ્રી, સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ.

જત આજરોજ મેં બાપાની પરચાની વાત એક કણબી ભાભા પાસેથી જાણી (સાંભળી) તે આપને હું નીચે મુજબ લખી જણાવું છું.

પુજ્ય બાપાનો સ્વર્ગવાસ થયા પહેલાંની આ વાત છે-એક દીવસ ગીરમાં એક રબારી ભેંસો ચારતો હતો, અને દોહા તથા શરદો બોલી રહ્યો હતો. એવામાં એકાએક ત્યાં વનરાજ (સિંહ) આવી ચડયો, અને આવતાંની સાથેજ જ્યાં ભેંસો ચરતી હતી તે ટોળામાં જ ત્રાટકયો આજ એકાએક પોતાના મહાન શત્રુને પોતા પર ત્રાટકેલો જોઈ, ભેંસો હાંફળી ફાંફળી થતી આમ તેમ દોડવા લાગી. એવામાં દોડતાં દોડતાં બે ભેંસો જુદી પડી ગઈ, આ જોઈ સીંહ તે જુદી પડેલ ભેંસો સામે ફર્યો, પેલો પશુપતી રબારી આ દ્રશ્ય જોઈ રહ્યો હતો, અને તેણે જ્યારે સીંહને આ બે ભેંસો તરફ જતો જોયો ત્યારે તેમનું દીલ ગભરાઈ ઊઠયું. અને તે એકદમ બોલી ઊઠયો કે-

"હે જલીયાણ આ બંન્ને ભેંસો જો આ સાવજના મોઢામાંથી બચી જશે તો બન્ને ભેંસો વીરપુર તારી જગ્યામાં આપી દેઈશ,"

એ રબારી ભાઈએ તો આ રીતે જલારામ બાપાની માનતા કરી નાખી. હવે બન્યું એવું કે આ ભાઈએ જ્યારે આવી માનતા કરી ત્યારે વીરપુરમાં જલારામ બાપા પોતાની જગ્યામાં રામાયણ વાંચી અને શ્રોતાજનોને તે

ચોપાઇઓનો અર્થ કહેતા હતા, એવામાં તેમણે આ રબારીએ બોલેલા શબ્દો સાંભળ્યા, જલ્દી જલ્દી તેમણે માથું ઊંચું કર્યું અને કહ્યું કે, એ કુતરા છેટો રહેજે, આ પ્રમાણે જલાબાપાએ સીંહને કહ્યું ત્યારે સીંહ તે ભેંસોને છોડી અને ચાલ્યો ગયો, હવે જ્યારે જલાબાપાએ સીંહને આ પ્રમાણે કહ્યું તે પેલા રબારીએ નજરો નજર સીંહને ના પાડતા જલાબાપાને જોયા. (નવાઈની વાત તો એજ કે જલાબાપાએ વીરપુર જગ્યામાં ઊભી સીંહને પાછો વાર્યો, ત્યારે પેલો રબારી કે જે મધ્ય ગીરમાં ઊભી જલાબાપાને યાદ કરતો હતો તેમણે જલાબાપાને પોતાની સામેજ સીંહને પાછો વારતા જોયા) હવે વીરપુર જગ્યામાં જે કથા સાંભળવા લોકો આવેલા તેમણે આમ જલાબાપાને એકાએક ઊભા થઈ અને રાડ પાડતા જોઇ બધાએ નવાઈ પામી અને ભગતને પુછયું કે, ભગત આમ રાડો શું કામ પાડો છો? ત્યારે પુજ્ય બાપાએ આગળ લખ્યા મુજબની વાત સર્વ સ્વજનોને કહી સંભળાવી. પણ આવી વાત મનાય કેમ, આ વાત કોઇએ માની નહિ.

પણ જ્યારે અઠવાડીયા પછી ઓલો રબારી બેય ભેંસોને મુકવા આવ્યો ત્યારે બધા માણસોએ પુછયું કે, ભાઈ આ ભેંસો તું અહિં શું કામ મુકવા આવ્યો છો? ત્યારે ઓલા રબારીએ કહ્યું કે ભાઇ હું ગીરમાં એક દીવસ ભેંસો ચારતો હતો તેમાં સીંહ આવ્યો અને મારી આ બન્ને ભેંસો મારી નાખતો હતો ત્યારે મેં જલાબાપાને યાદ કર્યા એટલે મારી બંને ભેંસો બચી ગઇ એટલે હું ભેંસો જગ્યામાં મુકવા આવ્યો છું એમ કહી તે જલાબાપાને પગે લાગ્યો અને બન્ને ભેંસો જગ્યામાં બાંધી દીધી અને જલાબાપાને કહ્યું કે બાપા તે દી તો તમે મારી લાજ રાખી હો, આ સાંભળી જલાબાપાએ કહ્યું કે ભાઇ લાજ રાખનારો તો મારો રામ છે.

હું તો તેનો ચાકર છું.

તા ક. – પુજ્ય વડીલ ભાઇશ્રી સૌભાગ્યચંદભાઇ આજ રોજ જલાબાપાના પરચા વિષેની સાંભળેલી વાત ઉપર પ્રમાણે છે. તે વાત કદાચ પાંચમી આવૃત્તિમાં ન આવેલી હોય તો છઠી આવૃત્તિમાં દાખલ કરવા મહેરબાની કરશોજી.

લી૦

દા. નાથાલાલ પ્રાગજી.

૬૮

# પૂજ્ય બાપાના પ્રતાપથી તાળાં તૂટયાં નહિ....

રસીકલાલ ડુંગરશી
કરિયાણા મરચન્ટ,
રવિવાર પેઠ, નાસિક.

ભાઈ શ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ
મુ. વીરપુર.

નાશીકથી લી. ગોકળદાસ વસ્તાભાઇના જય જલારામ વાંચશો.

જત આપના તરફથી પુજ્ય જલારામ બાપાના ઘણા પરચા વાંચ્યા તેમજ હું દેશમાં નાની ઉમરે હતો ત્યારે પણ સાંભળેલ હતાં.

ગયા મહીનાની તા. ૨૦-૧-૫૬ શુકવારના સવારે ૧૧ વાગ્યેથી ગુજરાતી લોકો પ્રત્યે નાશીકમાં લુંટ થવા માંડી. તેમાં આપણા ભાઇઓ લોહાણાની પાંચ છ દુકાનો લુંટી બાળી નાખી તથા લગભગ ત્રણ કલાકમાં છ લાખનું નુકશાન કર્યું બપોરના બે વાગતાના સુમારે મારા ચિ. રસીકલાલની દુકાન જે રસીક સ્ટોરના નામથી ચાલે છે તેના ઉપર ધાડ પડી લગભગ ૫૦-૭૫ માણસો દસદસ શેરના પથરા લઈ તાળાં તોડવા માંડયા અમારા એક માણસે અમને કહ્યું જે રસીક સ્ટોર સાથે ધાડ છે દસ પંદર મીનીટે બીજાએ કહ્યું જે દુકાન તુટી ત્રીજા માણસે આવીને કહ્યું જે માલ બહાર કાઢયો દુકાન લુંટવા માંડી તે વખતે અમોને આઘાત લાગ્યો. પુજ્ય જલારામ બાપાના નામનું રટણ કરતો હતો ત્યાં લગભગ ૧ કલાક ટાઈમ ગયો પણ પુજ્ય જલારામ બાપાના પ્રતાપથી તાળાં તુટયા નહી, પોલીસે આવી ગોળીબાર કર્યા ગુંડા ભાગી ગયા અને અમોને જેમ સમુદ્રમાં ડુબતું વહાણ બાપાએ બચાવ્યું તેમ અમોને બચાવ્યા છે. ને અમારા તાળાં તુટયાં નહી તેમ ખોદા પણ થયાં નથી. આ પુજ્ય જલારામ બાપાનો પરતાપ છે.

એજ પત્ર લખશો પુજ્ય બાપા ગીરધરરામ બાપાને આજરોજ રજીસ્ટરથી રૂા. ૭૬ા) જલારામ બાપાની ગાદીએ ધરવા મોકલ્યા છે.

૫૧ા સૌ. બાઇ સવીતાબાઈ તરફથી.

૧ા સૌ. બાઇ સવીતાબાઈ રસીકલાલના ઘેરથી

૨૫) મારા તરફથી ગોકળદાસ વસ્તાભાઈ સાણુથલીવાળા.

લી રસીકલાલ ડુંગરશી
દઃ ગોકળદાસ વસ્તાભાઈ
ના જય જલારામ વાંચશો.

એમ પાસે પાસે અમારી બન્ને દુકાનો સલામત રહી છે.

રસીકલાલ ડુંગરશી કીરાણા દુકાન,

રસીક સ્ટોર બીજી દુકાન એમ બન્નેનો બચાવ થયો છે.

---

રામનામની શક્તિનો કોઈ અંત નથી.

આપણે આપણી જાતને છેતરી શકીએ, જગતને છેતરી શકીએ પણ રામને છેતરી નહી શકીએ.

રામનામ સર્વ આધિ વ્યાધિને ઉપાધીનો રામબાણ ઈલાજ છે. અને તેથી બાકીના બીજા બધા ઉપચારોથી ચડિયાતો છે.

માણસના પ્રયત્ન છતાં તેનું મન મેલું રહેતું હોય તો રામનામનો જ તેણે આશરો લેવો રહ્યો.

મહાત્મા ગાંધીજી

અરૂશા ((પો ઓ ન ;૨૧૬)

શ્રી વલ્લભદાસ પીતામ્બરદાસ લખે છે કે-

## અમો આપની સાથે યાત્રામાંજ હતા



કૈલાસ-માનસરોવરના પથે પુસ્તક વાચી ઘણો જ ખુશી થયો છુ અને આવા પુસ્તકો હરહમેશા બહાર પાડના શ્રી જનારામ બાપા તથા સદ્ગુરુજીની પ્રેરણા આપને હરહમેશા કરે પુસ્તક વાચતા અમે આપના સાથે જ જાત્રામા હતા અને જાનામાથી આવી પુજ્ય બાપાની જગ્યામા આવી દરશન કરીએ છીએ તેવીજ અમને પ્રેરણા થાય છ

બોનો જનારામ બાપાની જે

## — વાંચો —

# કૈલાસ–માનસરોવરને પંથે .

પાના ૪૦૫ ફોટા ૬૫ પાકુ પુઠ પચરગી જેકેટ

કિંમત રૂા. ૪–૮૪

પોસ્ટેજ બોક્સ સાથે રૂા ૧–૮૪

લેખક સૌભાગ્યચદ મગળજી રાજદેન

શ્રી શારદાપીઠ વિદ્યાસભા, દ્વારકા (ગુજરાત)

તા. ૧૮-૮-૬૦

દ્વારકા શ્રી શારદાપીઠના જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય મહારાજશ્રી મહારાજ લખે છે કે—

## આપની લેખન શૈલી બહુ સારી છે....

શ્રીમાન સૌભાગ્યચંદભાઇ મુ. રાજકોટ.

શ્રી મજ્જગદ્‌ગુરુજીના શુભાશીર્વાદ.

આપનો ૧૩ તારીખનો પત્ર અને કૈલાસ માનસરોવરને પંથે પુસ્તક મળ્યું. વાંચી ઘણોજ આનંદ થયો છે.



પુસ્તકનું આન્તર અને બાહ્ય સ્વરૂપ બહુ સારૂ છે. આપની લેખન શૈલી બહુ સારી છે. એકેક વિષય પણ વિસ્તૃત રૂપે ચિત્રિત કર્યું છે. ચિત્રો પણ સારા છે તે માટે આપને ધન્યવાદ.

આ પુસ્તક જોયા પછી વિચાર આવ્યો કે આપના બીજા પુસ્તકો પણ અમરનાથ અને બદરીનાથના પુસ્તકો પણ આવે તો જોઈશું. બીજું આપના

આ પુસ્તકમાં પ્રકાશિત નિવર્ણ બ્લોક જે છે કે કૈલાસ–માનસરોવરને પંથેના મુખપત્ર બ્લોક બદરીકાશ્રમ અને અમરનાથનું રંગીન બ્લોક હોય તો તે જરૂર મોકલશો જેથી અમારી નવભારતી માસિકમાં છાપી પ્રસિદ્ધ કરશું.

તો સાદર વિ. નિવેદન છે કે, આપ જરૂર આ બાબતાં ધ્યાન આપશો. તા. ૨૭ અને ૨૮ બંને દિવસોના વિદ્વા સંમેલન માટે પધારવા હજુ સમય છે તો યોગ્ય વિચારણા કરજો. અને તા. ૪ સુધી ગણેશોત્સવ છે તો તે દરમિયાન કોઈ દિવસ પધારી શકશો.

જગદ્‌ગુરુજીના શુભાશીર્વાદ.

ભવદીય
(સહી) મહાબલ ભટ્ટ

Secretary to H H Shree
Jagadguru Shankaracharya Maharaj
Shree Sharda Peeth DWARKA.

૭૧

## ચી. લીલાવંતી અને ભાનુમતીને બાપામાં અખુટ શ્રદ્ધા... સાક્ષાત પરચો મળ્યો.

રાજકોટ તા. ૨૭-૬-૫૬.

શ્રીયુત ભાઈ સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ.

હું ૧૫-૧૭ વરસ પહેલાં વીરપુર પુજ્ય જલારામ બાપાની જગ્યામાં દર્શન કરવા અર્થે મારા એક સગાની સાથે ગયો હતો. બાપાની જગ્યામાં અલૌકીક મુર્તીઓનાં અને વસ્તુઓનાં દર્શન કરી અમો કૃતાર્થ થયા અને ખુબજ આનંદ અનુભવ્યો. જાણે સ્વર્ગપુરીમાં સાક્ષાત પ્રભુનાં દર્શન કરતા હોઇએ એવો આનંદ થયો હતો.

તે વખતે બાપાની જગ્યાનું માહત્મ્ય આપણી જ્ઞાતીનાં અને બીજી જ્ઞાતીનાં ગણ્યા ગાંઠયાં માણુસોજ જાણુતા હશે. એમ અમોને થોડો સરખો અનુભવ જોવામાં આવ્યો હતો.

પણ જ્યારથી આપને બાપાનાં પરચાનાં પુસ્તકો અને બાપાનાં પરચાનાં ફોટાઓ બહાર પાડવાની પ્રભુએ પ્રેરણા કરી અને આપે ભગતી ભાવે બાપામાં શ્રદ્ધા રાખી તન-મન અને ધનથી તે કામ ઉપાડી લીધું ત્યારથી દેશ પરદેશની અઢારે આલમને બાપાનાં વધારે પરચાની ખબર પડી અને બાપામાં અખુટ શ્રદ્ધા જાગી ત્યારથી દરેક કોમનાં હજારો માણુસો વીરપુરની જાત્રાએ આવી બાપાની જગ્યામાં દર્શન કરી પાવન થાય છે અને વધારેને વધારે શ્રદ્ધાવાન થાય છે.

હવે, હું તાજેતરનો એક પરચો બાપાની કૃપાથી અને મુળ શ્રદ્ધાથી લખું છું. તેની મુળ બાબત ધ્યાનમાં રાખીને આપની લેખન કળાથી શબ્દ રચના કરી પરચો છાપવા યોગ્ય જણાઈ તો આપ હવે પછીનાં પુસ્તકમાં છાપી આભારી કરશોજી.

મારી દીકરી ચી. લીલાવંતી સાત ગુજરાતી અને ત્રણ અંગ્રેજીનો અભ્યાસ પુરો કરીને સને ૧૯૫૪ માં શાળાંતનો અભ્યાસ ચાલુ કર્યો અને

અને ૧૯૫૫ માં શાળાંતની પરીક્ષા આપી. પણ ફક્ત પાંચ માર્ક ઓછાથી ફેલ ગઇ. એટલે ચાલુ સાલમાં જલાબાપા ઉપર પુર્ણ શ્રદ્ધા રાખીને ફરીને પરીક્ષામાં બેસવા માટે અભ્યાસ ચાલુ કર્યો. પરીક્ષાની તા. ૨-૪-૫૬ ની નક્કી થઇ.

તે દરમ્યાન મારા દીકરા ચી. બાલકૃષ્ણની વહુ ભાનુમતીને શાળાંતનો અભ્યાસ કરવાની અને પરીક્ષામાં બેસવાની બાપાની શ્રદ્ધાથી ડીસેમ્બર ૧૯૫૫ થી પ્રેરણા થઇ અને વડીલ તરીખેની મંજુરી માગી પણ ચી. ભાનુમતી કુંવારે તેનાં માવતરે ચાર ગુજરાતીનો અભ્યાસ પુરો કરી બે વરસ થયા અભ્યાસ છોડી દીધેલ. અને લગન થયા પછી પાંચ વરસ થયાં નીશાળ જોઇ નથી એટલે કુલ સાત વરસ થયાં તેમજ શાળાંતની પરીક્ષાને ચાર માસ જ બાકી છે તેના અટપટા પ્રશ્નો, શી રીતે શાળાંતની પરીક્ષા આપી શકશે એ પ્રશ્ન મને વધારે મુંઝવતો હતો.

પણ ચી. લીલાવંતી અને ભાનુમતીને બાપામાં અખુટ શ્રદ્ધા હતી. અને હું પણ વધારે શ્રદ્ધાવાન બની રાજીખુશીથી રજા આપી કારણ જે આપણાં બાળકો વધારે શ્રદ્ધાવાન અને સંસ્કારી થાશે તો કુટુંબને જ્ઞાતીને અને આપણા પછાત દેશને ગૌરવ લેવા જેવું છે. અને માબાપોને રાજી થવા જેવું છે.

એટલે વડીલ તરીકેની મારી રજા મલી જવાથી ચી. લીલાવંતીએ રહી રહીને અભ્યાસ ચાલુ કર્યો, સવાર સાંજ બે વખતનાં ટયુશન રાખ્યાં બાપામાં અખુટ શ્રદ્ધા રાખી. અને પાસ થશું તો સ્વદેહે વીરપુર જઇ બાપાની જગ્યામાં દર્શન કરી યથા શક્તિ ભેટ ધરશું. વીગેરે મન સાથે માનતા કરી હશે. અને બાપાની કૃપાથી નણુંદ ભોજાઇ બનેએ ૫૦ ટકા ઉપર માર્ક મેળવી પાસ થયા છે. અને બાપાની શ્રદ્ધા ફળી છે. જેથી વધારે ને વધારે આનંદથી શ્રદ્ધા બેઠી છે.

એટલે તા. ૨૪-૬-૫૬ નાં દીવસે બંને નણુંદ ભોજાઇ વીરપુર જઇ બાપાની જગ્યામાં દર્શન કરી ભેટ ધરી બાપાના ચરણમાં શ્રીફળ વધારી આરતી-ભજન વીગેરેથી વધારે આનંદ મેળવી કૃતાર્થ થઈ તા. ૨૫-૬-૫૬ નાં રોજ પાછા રાજીખુશીથી ઘેર આવી ગયા છે. આ બધો બાપાનો પ્રતાપ છે.

આ પરચાથી વીધાર્થી આલમમાં બાપાની કૃપાથી શ્રદ્ધા જાગશે એમ માનવું છે. આ પરચો ખરેખરો લખી મોકલ્યો છે.

તા. ૨૭-૬-૫૬.

લી. સેવક હરજીવન અમરશી રાયચુરા.
હાથીખાના રોડ. રાયચુરા નિવાસ.
રાજકોટ.

તા. ક. પુજ્ય જલારામ બાપાને પ્રભુનાં નામ પ્રીય હતાં માટે આપને સુચનાં રૂપે લખું છું કે હવે પછી છપાનાર પુસ્તકોમાં પેલે પાને શ્રી રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ અગ્ર ભાગમાં સમાઇ તેટલાં રામનાં નામ છપાવવા.

તેજ પાનાનાં પાછલા ભાગમાં શ્રી કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ સમાઇ તેટલાં છપાવવા જેથી શ્રદ્ધાવાન અને કેટલાક સુધરેલા અંધશ્રદ્ધાવાન બીલકુલ પ્રભુને સમજતા નથી. તે વાંચશે એટલે ભાવે કે કભાવે પ્રભુમાં શ્રદ્ધા જાગશે. અને એવાઓ પ્રભુને સમજતા થાશે. પ્રભુનાં નામનો મહીમાં મોટો છે પણ કસોટી વીના ખરા સોનાને ઓળખી શકતા નથી.

હ. અ. રાયચુરા.
હાથીખાનાં રોડ,

---

## હે જનની .. હે મા....

જગતમાં સુંદર ચીજો બેચાર કે દસપંદરની સંખ્યામાં મળી શકે છે. કેટલીક ચીજો તો ૧૦૦ કે ૧૦૦૦ ની સખ્યામાં પણ મળે

ગુલાબનુ ફુલ, આકાશના તારાઓ, મેઘધનુષ, સુર્યાસ્ત ભાઈઓ બહેનો, મિત્રો, સગાવહાલા આ બધી વસ્તુઓ કે વ્યક્તિઓ જોઈએ એટલા મળી શકશે.

પણ જગતમાં માતા તો એક જ મળે !

માતા એક એવી વ્યક્તિ છે કે બીજા બધાનુ સ્થાન મેળવી શકે છે માત્ર માતાનુ સ્થાન બીજી કોઈ વ્યક્તિ લઈ શક્તિ નથી.

દુનિયાંમા ઘણા ય નાસ્તિકો છે દેવીમા માનનારાની સખ્યા પણ ઠીક ઠીક હશે, પરતુ માતા એ એક એવી દેવી છે જેનુ પૂજન ઘેર ઘેર થાય છે

ઇશ્વર ઘેર ઘેર પહોંચી શકે તેમ ન હતો એટલે તેણે માતાનું સર્જન કર્યું.

૭૨

## મારો પૂત્ર Sr B Sc માં પાસ થયેલ છે.

SHANTILAL H SHAH
Jayaraj Plot St. No 5
RAJKOT 1-7-56

પૂજ્ય સૌભાગ્યચંદભાઇ રાજદેવ, વિનંતી જે પૂજ્ય જલારામ બાપાના પરચાની ચોપડી વાંચી ઘણોજ આનંદ અનુભવ્યો અને મને શ્રદ્ધા બેઠી મારો મોટો પુત્ર ચી ચંદ્રકાન્ત આ ચાલુ સાલમાં Sr. B Sc માં પાસ થશે અને બીજી કોલેજમાં એડમીશન મલશે તો રૂા ૧૧) અગીઆર પૂ. બાપાને ચરણે ધરીશ મારી આ તમન્ના પુરી થઇ છે અને મારો પુત્ર Sr B Sc. પાસ થયેલ છે અને મુંબઈમાં વી. જે. ટી ઇનસ્ટીટયુશનમાં એડમીશન પણ મળી ગયું છે અને મારી શ્રદ્ધા ફળી છે. જેથી આ સાથે રૂા ૧૧) અગીઆર પૂ જલારામ બાપાની ગાદીએ ધરવા આપું છું. તો મોકલાવી આપવા મે થવી આપની પરમ સુખાકારી ચાહું છું. આપની આ પ્રથમ મુલાકાતનો લાભ મલ્યો છે તસ્દી માફ

લી આપનો
શાન્તીલાલ કે. શાહના
પ્રણામ
આબકારી ખાતું
સૌરાષ્ટ્ર રાજ્ય

---

એક જણે પૂછ્યુ– 'હે પેયગંબર, ઇસ્લામની સૌથી મોટી પિછાન કઇ છે?' ઉત્તર મળ્યો– 'ભૂખ્યાને ભોજન આપવું અને જાણીતા કે અજાણ્યા સૌને સલામ કરવી' (અરબીમા સલામનો અર્થ 'સલામતી' એટલે ભનુ ઇચ્છવું એવો છે)

હજરત મહંમદ અને ઇસ્લામ

## ૭૩
# દરેક સંકટમાંથી બાપાએ અમોને ઉગાર્યા છે.

વિનોદકુમાર કાનજી
વાયા મ્વાન્ઝા,
સંગરેમાં.
ટાંગાન્યીકા ટેરીટેરી
તા. ૭-૭-૫૬.

પરમ પૂજનિય પ્રાતઃસ્મરણીય ભકત શિરોમણી ગિરધરરામ હરિરામની પવિત્ર સેવામાં. મુ. વીરપુર.

સંગરેમાથી લી. સેવક વિનોદકુમાર કાનજીના જય જલારામ વાંચશોજી.

જત લખવાનું કે આજરોજ આ એક રજીસ્ટર્ડ કવરમાં બ્રિટીશ પોસ્ટલ ઓર્ડર શિલિંગ ૬૧/–એકસઇઠનાં મોકલ્યા છે તે સ્વીકારી લઇ વળતી ટપાલે પહોંચ લખવા આભારી કરશોજી.

ઉપરોકત રકમ શ્રી જલાબાપાની જુદી જુદી માનતાઓ કરેલ તેના છે.

પરચો પહેલો :

ડીસેમ્બરમાં અમે ચાર ભાઇઓ અને એક બહેન તથા અમારા માતુશ્રી મ્વાન્ઝાથી સંગેરેમા આવતા હતાં. બોટનો એક કલાકનો રસ્તો હતો. અમે મ્વાન્ઝાથી અગિયાર વાગ્યે ઉપડયાં પંદર મીનીટ બાદ પવન પલટાણો અને સમુદ્રના મોજાં બોટને ભરખવા ઉતાવળ કરવા માંડયા. બોટ આમતેમ ડોલવા લાગી, અને મોજાને લીધે પાણી ભરાવા માંડયું. અમે સૌ ગભરાઇ ગયાં તે વખતે બોટમાં બેઠેલા માણસો ગભરાઇને એક બાજુ ઉભા રહી ગયા હતા. મારા બે નાનાભાઇઓ ખુબ રડવા લાગ્યાં. ઉગરવાની એક પણ આશા રહી નહીં. તોફાન તો વધારે વેગે વધવા માંડયું.

ત્યારે મારા માતુશ્રીએ અમને હિંમત આપી કે જલાબાપાનું નામ લયો અને મારા માતુશ્રીએ ધા નાખી કે :– હે જલાબાપા જેમ જોડિયા બંદરે ડુબતું વહાણ બચાવ્યું તેમ અમને અત્યારે બચાવો, તો સવાપાંચ શિલીંગ ધરીશ પછી અન્ન-પાણી લઇશ.

આમ મારા માતુશ્રીની આરજુ થતાં જ તોફાન ધીમું પડયું. અને પાણી બંધ થઈ ગયું, અને પવન પણ સાનુકુળ થઈ ગયો, અને આસ્તે આસ્તે અમારી બોટ કુરૂસુને કિનારે પહોંચી.

કુરૂસુથી સંગરેમાં આવવાનો એક કલાકનો મોટર રસ્તો હતો. આપાની મહેરબાનીથી અમે સહીસલામત ઘરે પહોંચી ગયાં. મારા માતુશ્રીએ ઉપર મુજબ માનતા માનેલી તે કરીને પછી અન્ન પાણી લીધાં.

તેજ દિવસે એક બોટ મ્વાન્ઝા જતાં ડુબી ગઇ હતી.

પરચો બીજો :

૧૯૫૬ ની માર્ચમાં મારા માતુશ્રીને દમની બિમારી હોવાથી સખત શ્વાસ ઉપડયો. સવારમાં મારા માતુશ્રીને હોસ્પીતાલમાં લઇ જવામાં આવ્યાં. ત્યાં ચાર દિવસ રહ્યા પણ ખાસ આરામ જણાયો નહિ. પાછા ઘરે આવ્યાં, ઘરે આવ્યા બાદ ચાર રાતને દિવસ શ્વાસ એમને એમ રહ્યો. દવા કોઇ માફક આવતી ન હતી, અને મુશ્કેલીનો પાર ન હતો. મારા માતુશ્રીએ જલાબાપાને યાદ કર્યા, અને સાંજે પ્રાર્થના કરી અને સવા પચીશ શિલીંગ ધરીને જોડ શ્રીફળ વધારી બાપાને પગે લાગ્યાં. અને અમે સહુ પ્રાર્થના કરવા લાગ્યાં, ત્યાર બાદ બે કલાકે મારા માતુશ્રીને આરામ થવા લાગ્યો.

બીજી માનતાઓ માનેલી, તે પણ ફળી છે અને તેનાં સવા પચીસ શિલીંગ થાય છે.

દરેક સંકટમાંથી બાપાએ અમોને ઉગાર્યા છે. કુલ માનતાનાં (૫૫-૭૫) પંચાવન શિલીંગ અને પંચોતેર સેન્ટ થાય છે. તો ૫૫-૭૫ જલારામ બાપાની ગાદીએ ધરીને અન્નક્ષેત્રમાં વાપરશો.

બાકીના સવા પાંચ શિલીંગનાં બે શ્રીફળ તથા સાકર લઇ પરસાદી ધરશો.

બાપાને મારા તથા મારા માતુશ્રીનાં હજારો વખત દંડવત પ્રણામ છે.

લી. સેવક,
વિનોદકુમાર કાનજી પોપટના
જય જલારામ.

૭૪

Uganda Soap & Oil Industries Ltd.
P O Box 814.
KAMPALA. 1-8-1956

## અમારા કુટુંબને મોતના મુખમાંથી બચાવી નવી જીંદગી આપી છે.

પૂજ્ય ભગતશ્રી ગીરધરરામ હરિરામ
જોગ, વીરપુર.

કમ્પાલાથી લી. ભાઈ મોહનલાલ મકનજી.

જત લખવાનું કે અમોને પૂજ્ય જલાબાપામાં સંપૂર્ણ શ્રદ્ધા છે અને તેમની કૃપાથી અમો નાના ઘણા દુઃખોમાંથી તેમજ ઘણી બાબતોમાં ફળીભૂત થયા છીએ. તેમાંથી જલાબાપાની એક વખતની કૃપાની નોંધ લેવાની છે કે અમારા કુટુમ્બને મોતના મુખમાંથી બચાવી નવી જીન્દગી આપી છે. એમ કહીએ તેજ બરાબર છે અને તે બાબત અમારે પૂજ્ય જલાબાપાની બુકમાં પરચો છપાવવો છે કે પૂજ્ય જલાબાપામાં શ્રદ્ધા રાખવાથી એક કુટુમ્બ મોતના મુખમાંથી બચી જાય છે. તેની વિગત નીચે મુજબ છે.

એક વખત તા. ૪-૯-૫૫ રવિવારના દિવસે અમારૂં કુટુમ્બ તેમાં હું મારી પત્ની મારી ત્રણ નાની દીકરી તથા મારા બે નાના દીકરા તેમજ મારા (સ્વ) નાનાભાઈ રણછોડદાસ મકનજીની પત્ની તેમજ તેના બે નાના બાળકો સાથે અમો કમ્પાલાથી નીકળી ઇન્ગાગા જતાં હતાં. ફરવા માટે, તેમાં રસ્તામાં કમ્પાલાથી અગીયાર માઇલ ઉપર ગાડી ઓચીંતા સ્લીપ થઈ ૧૫ ફુટની ઉંડી ખાઇમાં પડી ગઇ અને અમોએ તે વખતે પૂ. જલાબાપાનું મનમાં સ્મરણ કર્યું કે બાપા મોતમાંથી બચાવજે પછી કોઇ જાતની ભાન

ન રહી પરંતુ જ્યારે અમોને બીજા માણસો હોસ્પીટલમાં લઇ ગયા ત્યારે ભાન આવ્યું કે અમારામાંથી કોઇને સખ્ત ઈજા થયેલ નથી તેમજ ત્યાર બાદ અમો અઠવાડિયામાં કામ કરતા થઇ ગયા અને અમારા બાળકો ક્ષેમકુશળ રમતા થઈ ગયા તે બધો પ્રતાપ પૂજ્ય જલાબાપાનોજ છે. એમ અમોને તો લાગે છે અને તે જીવતદાન નહિ તો બીજું શું કહેવાય ? કારણ કે એકસીડન્ટ એવું હતું કે તેમાંથી એક બે માણસો તો જરૂર ઓછા થઈ જાય. પરંતુ અમો તો બધા મોતના મુખમાંથી પૂજ્ય બાપાના પ્રતાપે બચી ગયા છીએ. તો તે બાબત અમારે પૂજ્ય જલાબાપાની બુકમાં જલાબાપામાં શ્રદ્ધાનો પરચો છપાવવો છે તો જરૂર છપાવી આપવા મહેરબાની કરશો અને તે બુક અમોને પણ જરૂર મોકલશો.

લી. મોહનલાલ મકનજી
દઃ મણીલાલ મકનજીના પ્રણામ,

---

આપણી બુદ્ધિ ઈશ્વરની લીલાઓને કેવી રીતે સમજી શકવાની હતી ? કઇ વસ્તુ સારી અને કઇ વસ્તુ ખરાબ એ આપણે કેવી રીતે જાણી શકવાના હતા ? એથી બધુ ઇશ્વર પર જ છોડવામા આપણું હિત રહેલુ છે આમ છતા, આપણે એકબીજા સાથે વાત કરીએ છીએ તે જ રીતે ભગવાનને પણ આપણા સુખદુઃખ જણાવીએ તો એમા કશુ ખોટુ નથી એ જ સ્વભાવિક છે ઉચિત છે જે રીતે પતિપત્ની પરસ્પર દિલ ખોલીને વાત કરે છે એ જ રીતે પ્રાર્થના દ્વારા આપણા સ્વામી ભગવાનની સાથે આપણે વાતચીત કરી શકીએ છીએ આપણે દિવસમા ઓછામા ઓછુ એકવાર પણ પ્રાર્થના દ્વારા પ્રભુની સાથે વાત કરીએ, ખેલીએ અને આપણા હૃદયની ભાવનાઓ વ્યકત કરીએ, તો આપણુ મન પવિત્ર થશે, અને વાણી મધુર થશે એમા શકા નથી

શ્રી વીરમતિ ત્રિવેદી
C/o શ્રી આર. કે. ત્રિવેદી
" ગુલબાઈનો ટેકરો
ન્યુ ગવર્નમેન્ટ ક્વાર્ટર્સ,
H I G F. અમદાવાદ

## અમદાવાદથી શ્રી વીરમતિબહેન ત્રિવેદી લખે છે કે-

## ...વાંચતાં વાંચતાં એવો રસ જામ્યો કે સાંજ સુધીમાં ચોપડી પુરી થવા આવી.

અમદાવાદ.
તા. ૨૦-૯-૬૦

રા. રા. શ્રી સૌભાગ્યચંદભાઈ

તમે મોકલેલી કૈલાસ-માનસરોવરને પથે ચોપડી મળી. શ્રી દયાળજીભાઇ જાતે આવી શકયા નહોતા. તેઓ કામમાં હોવાથી કોઇ બીજા ભાઈ સાથે મોકલી આપી હતી અમદાવાદ સુધી તમે મને જે પ્રેમથી ચોપડી મોકલી છે તે માટે હું સહૃદયથી તમારો આભાર માનું છું. પત્ર તેમજ ચોપડી બાબત જલ્દી જવાબ આપી શકી નથી તે માટે દીલગીર છું કારણ કે તે વખતે જ અમે પહેલુ ઘર બદલી નવા ગવર્નમેન્ટ ક્વાર્ટર્સમા આવ્યા હતા. તેથી ઘર વ્યવસ્થા તેમજ થોડી તબીયતની અસ્વસ્થતા બધું જ ભેગું હતું હવે ધીમે ધીમે ગોઠવાતા જઇએ છીએ ઘણો વખત સૌરાષ્ટ્રમાં ગાળેલ હોવાથી અમદાવાદમા ગોઠવાતા વાર લાગે છતા પણ પરમાત્મા જે સંયોગમાં મુકે તે બધુજ સારૂ મારૂ એડ્રેસ પત્રમાં લખીશ કે જેથી તમારે કોઇવાર પત્ર લખવો હોય તો ઠીક પડે

આઠ દિવસ પહેલાં જ કૈલાસ માનસ સરોવરના પથેની ચોપડી ઉપાડી વાચવાનુ શરૂ કર્યું વાંચના વાંચતા એવો રસ જામ્યો કે સાંજ સુધીમાં ચોપડી પુરી થવા આવી થોડાંજ પાના બાકી હતા ત્યાં કોઈ મળવા આવ્યું

ઘડીક આવનાર લાગે જરા મનમા અણગમા જેવુ થયુ કારણ કે છેક હિમાલયમા ભગવાન આસુતોષના મણિ મદિર સુધી પહોચી ગઈ હતી છતા આતિથ્ય સત્કાર તેજ આપણો મુખ્ય ધર્મ એટને એટનુ વાચવાનુ બાકી રહ્યુ અદભુત રસ જમાવ્યો છે ઘડીક કોઈ અજાણ્યા વાચનારને એમ લાગે કે તમે પોતેજ ત્યા ગયા છો એટનુ બધુ કાલ્પનિક વર્ણન તેમજ હિમાલયના નિસર્ગ દર્શન તમે કરાવ્યા છે વાચતા વાચતા માણસ વાચનના ભાવાવેશમા હિમાલયમા જ વિહરતો હોય તેવુ લાગે તમે તો શ્રદ્ધાળુ તેમજ સાહસિક છો વળી પરમાત્મા તેમજ પૂજ્ય બાપા તરફની તમારી શ્રદ્ધા એટની મોટી છે કે, આજ નહિ



પહાડી મજુરો

તો કાલ પણ કૈલાસ જવાના તે વાત નક્કી જ છે પણ મારા જેવી માટે તે વિચાર કરવો જ આ જન્મ માટે અશક્ય છે એટને અમો તો શ્રદ્ધા અને પ્રેમથી આવી ચોપડીઓ વાચી મનમા ને મનમા કૈલાસ–માનસરોવરના દર્શન કરી સતોષ માનવાનો રહ્યો જ

કોઈ પણ લેખક વાચક કે વક્તૃત્વ કરનાર માણસમા ઘણા ભેદ હોય છે ઘણી વાર એવુ બને છે કે લખી શકે તેટનુ કોઈ બોલી શકે નહિ ઘણા બોલી શકે તે લખી શકે નહિ જેટનુ દ્રશ્ય જોયુ હોય તેટનુ ટુકડુ કનમમા

ઉતારવું તે ઘણી મુશ્કેલ બાબત છે. ત્યારે તમે તો વગર જોયે માત્ર જુદા જુદા પુસ્તકોમાંથી તારણ કાઢી જે વર્ણન કર્યું છે તે ખરેખર પ્રશંસાને પાત્ર છે તેમ કહ્યા વગર ચાલે તેમ નથી.

આ સમયે મને એક મ્હારાજ જીવનમાં બનેલ દ્રષ્ટાંત યાદ આવે છે જ્યારે હું રાજકોટમાં જાગનાથ પ્લોટમાં રહેતી હતી ત્યારે ચૈત્ર માસ ચાલતો હતો તે વખતે હું તુલસીકૃત રામાયણની પારાયણ કરતી હતી. પારાયણ કરતાં કરતાં હું અરણ્ય કાંડ સુધી આવી પહોંચી. જેમાં ભગવાન શ્રી રામચંદ્રજી જુદી જુદી વનલીલા કરતાં કરતાં અરણ્યમાં ફરી રહ્યા હતા. જુદા જુદા ઋષિના આશ્રમોમા જ્ઞાનોપદેશ લઈ તેમજ આપી રહ્યા છે, તે વખતે માત્ર પાચ સાત મીનીટ એવુ બન્યું કે, મને મારૂં ઘર મારા ભગવાનનું મંદિર કે રાજકોટ કંઈ દેખાય જ નહિ અને જાણે શ્રી રામપ્રભુ લક્ષ્મણજી શ્રી સીતાજી ત્રણની પાછળ પાછળ જાણે હું પણ વન ભ્રમણ ન કરી રહી હોઉં! તેવુ જ લાગે મોટા વૃક્ષો સુંદર વનરાજીઓ ફુલોના મંડપ, વ્હેતી નદીઓ ઝરણા અને વચ્ચે વચ્ચે આવેલી ઋષિ મુનિઓની પર્ણકુટિ જ દેખાયા કરે આવુ પાંચ સાત મીનીટ રહ્યુ. ખુબજ ભાવાવેશ આવી ગયો દીલ ઉર્મિઓથી ભરાઈ ગયું ઘડીક આ બધું શું છે તેવો ખ્યાલ આવતા પુનઃ સ્વસ્થ બની જોઉ છું તો હુ મારા સ્થાને જ હતી. આમાં મેં મારી હોશીયારી કે ચતુરાઈ નથી બતાવી પણ માત્ર ગોસ્વામી શ્રી તુલસીદાસજીની રામાયણ લખવાની શૈલી કેવી અદ્ભુત હશે કે મારા જેવા પામર જીવાત્માને પણ આટલી અસર થઈ તેવી જ રીતે ઉપરના દ્રષ્ટાન્ત પ્રમાણે તમારા પુસ્તકમાં પણ આવોજ ભાવાવેશ તેમ ઉર્મિઓ ઉભરાય છે તે જ તમારી કલમનો કસબ છે.

આલમોડામા ઘણાં સત મહાત્માનો પ્રસગ પડયો. શ્રી શાંતિભાઈ જેવા માર્ગદર્શક મળ્યા. હિમાલયનાં ઘણાંય યાત્રાધામોના દર્શન કર્યા આ બધું પૂર્વના પુણ્ય વગર કાંઈ બની શકે?

આ જગતમા ઘણા પેટભરા માણસ પણ હોય છે હરેફરે કુદરતના રમ્ય ધામોમાં આનંદ કરે પણ બીજા પુછે તો કઈ કહેવાનુ પામે લોય નહિ તે ફર્યું પણ શું કામનુ? કલાકાર દસ્તાકાર, યાત્રિક, ચિત્રકાર કે સંગીતકાર



આ સર્વે પોતાની કલાને વેરી જાણે ત્યારે સાચો કલાકાર ગણાય. જે બીજાને પણ પ્રગટ થવા પરોક્ષ રીતે દર્શન કરાવી શકે. તમે આજ સુધી અમરપંથ, ભગવાન અમરનાથ, બદરિકાશ્રમ તેમજ કૈલાસ-માનસરોવરને પંથે ચારે પુસ્તકો જનતા પાસે મુકયા જેમાં યાત્રા કરનારને સર્વ વસ્તુનો ખ્યાલ આવી જાય. અત્યાર સુધી ઘણાં પુસ્તકો આવા પ્રકારના નીકળ્યા હશે પણ આવી સંપુર્ણ હકીકતવાળા બહુ ઓછા હશે તેમ મારૂં માનવું છે. કે જનતાને પુરી હકીકત પુરી પાડી શકે. આટલો શ્રમ, વિપુલ વાંચન તેમજ ઉંડું અને ચીતનશીલ નિરિક્ષણ કરનાર બહુ ઓછા નજરે ચડે છે. આ માટે હું ફરીવાર આપને અનેક ધન્યવાદ આપું છું અને પરમાત્મા તેમજ પૂ. બાપા તમને તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય આપે તેજ.

ઘરમાં અ. સૌ. અમારા બ્હેન તેમજ સર્વ બાળકોને શુભાશીષ પાઠવશો પુજ્ય બાપાના ચરણમાં અમારા વંદન વીરપુર જાઓ ત્યારે કરશો.

— વાંચો —

# કૈલાસ-માનસરોવરને પંથે.....

પાના ૪૦૫. ફોટા ૬૫. પાકું પુઠું પચરંગી જેકેટ

કિંમત રૂ. ૪-૨૫

પોસ્ટેજ બોકસ સાથે રૂ. ૧-૮૪

લેખક – સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ

પ્રકાશક :
કનકરાય સૌભાગ્યચંદ રાજદેવ
ચંપા કુંજ, ૪૨ પ્રહલાદ પ્લોટ,
રાજકોટ.

૭૫

## ચેલેન્જ ફેંકીને કહું છું.... રાયશીને કાંઈ નહિ થાય અને....

નાઇરોબી તા. ૫-૮-૫૬

ભગત શ્રી ગીરધરરામ હરીરામ
શ્રી વીરપુર

જય જલાબાપા વિ. સા લખવાનું આ એ પત્ર હારે ચેક ૧ રૂા. ૧૦૦) એકસોનો મોકલાવેલ છે તેની પોંચ લખશો. બીજુ ગયા માસમાં મારા કાકાના દીકરા ભાઇનું અચાનક પેટમાં દુખાવો થવાથી અણધાર્યે ટાઇમે ઓપરેશન કરાવવું પડ્યુ. તે બાદ અચાનક ઓપરેશન કરાવ્યા બાદ બીજી જાતની બીમારી થઈ જવાથી માથાનો એકદમ દુખાવો થવા લાગો ને પાછળનો ભાગ આખો દુખવા લાગો. તેની તજવીજ કરી મોટા ડોકટર ઇરોપીનને બોલાવીને દવા ઈન્જેકશન વીગેરેનો બંદોબસ્ત કરીને તે લોકો રાત્રે ૧૧ વાગે ગયા. ને ડોકટર બે હતા તેણે સીડી ઉતરીને અમારા ઓળખીતા એક ખોજાને ભાઇ રજબઅલીને વાત કરી કે ધીયાન રાખજો આ ભાઇ સવાર માંડ કાઢશે એટલે એ ભાઇને મેં કહ્યું કે તમે ગભરાઓ નઇને તમારી સામે ચેલેન્જ ફેંકીને કહું છું જે રાયસીને કાંઈ નઇ થાય ને એને બરાબર આરામ થઇ જશે જાઓ કીયો તમારા ડોકટરને ત્યારબાદ રૂમની અંદર આવી ઘીનો દીવો કરી અગરબત્તી કરીને હું પોતે ૩ વાગા સુધી બેઠો ને જલાબાપાને અરજ કરી કે બાપા અમારૂં સત રાખજો ને મને તો પુરો વીસવાસ છે ને કાયમના માટે મારી ભીડ ભાંગતા આવે છે. તો તે ભાઇની તબીયત બરાબર છે ને ધાર્યું કામ જલાબાપાએ કરી આપ્યું છે. સવારે ઘણું આરામ જોવામાં આવ્યું તે બાદ ત્રીજી રાતે જલાબાપાએ રાતે મને દર્શનનો લાભ આપ્યો ને મારી એક નાળીએલની માનતા હતી. તે નથી થઇ એટલે એક નાળીએલના ૨ ટુકડા બતાવ્યા ને પોતે વાંસો વારીને ચાલી ગયા. હાથમાં લાકડીને માળા. સફેદ વસ્ત્ર પેરેલા બાપા કાંઇપણ બોલ્યા વગર ગયા ને વાંસોવારીને ચાલ્યા ગયા તે અમારો જાતી અનુભવનો પરચો છે. તે પ્રમાણે આ બીમાર પડેલા ભાઇનો ગયા ડીસેમ્બરમાં મોમ્બાસા કસ્ટમમાં સરકાર તરફથી મોટી કીમતનો માલ જપત કરવાની બાબત આવી હતી તે

વખતે પણ આજ પ્રમાણે બાપાએ મદદ કરીને કામ પાર પાડેલ છે. આ મારો જાત અનુભવ છે.

એક પોસ્ટલ ઓડર રૂા. ૧૦ થોડા દીવસ પેલા મોકલાવેલ છે તે ભાઇનું ઓપરેશન કરવાના. તે ઉપરાંત આજે રૂા. ૧૦૦ નો ચેક મોકલાવેલ છે. ડીસેમ્બરની આખરનો ચેક તમોને મોકલાવી આપેલો તેની પોંચ પણ આવી ગયેલ છે જલાબાપાની માફકજ એક ભોળાનાથની પણ મેરબાની છે તો તે હંમેશના માટે મદદ કરતા આવે છે. હવે મારાથી નાળાએલ અહીં ભંગાણું નથી તો તમો ત્યાં ૧ નાળીએલ લઈને વધારીને વેંચી આપશો.

બાકીના પેસા અનદાનમાં તથા ગરીબોને વસ્ત્ર આપશો. ગરીઓને મીરટાનનું ભોજન કરાવશો. જલાબાપા આખરી કામ હોય તેના ઉપર તરત ધીયાન આપે છે. બાકી કસોટી પણ કરે છે. આ મારો અનુભવ કહે છે.

એજ. જય જલારામ
લી. પ્રેમચંદ ભોજાભાઇ.
બીમારનું નામ રાયસી મેપા.
નાઇરોબી.

---

પાપ અને પારો કોઇ પચાવી શકતુ નથી. કોઈ માણસ છાનોમાનો પારો ખાય તો કોઇને કોઇ દિવસ તે શરીરે ફુટી નીકળે; તેમ પાપ કરીએ તો તેનુ ફળ કોઇને કોઈ દિવસ ચોક્કસ ભોગવવુ પડે.

શ્રી રામકૃષ્ણ ઉપદેશ

૭૬

## ૧. કલ્પનામાં પણ ન આવે એવો ગેબી ચમત્કાર થયો....
## ૨. પ્રસુતિ પ્રસંગે પૂજ્ય જલારામ બાપા સામેની ભીંત ઉપર હાજર હોય એવો ભાસ થયો હતો....

P. O. Box 92
Ndola (N R)
૧૯-૮-૫૬

જય જલારામ

પૂજ્ય ગિરધરરામ બાપા તથા શ્રીમાન સૌભાગ્યચંદ.

આ સાથે પૌન્ડ ૨૭ નો પોસ્ટ ઓર્ડર બીડયો છે. મળેથી વળતો જવાબ લખશો. પૈસા પૂ. બાપાની ગાદીએ ધરાવશો. જુદી જુદી માનતાઓ લીધી હતી અને સફળ થતા પૂ. બાપાની માનતા પૂર્ણ કરવા પૈસા મોકલ્યા છે.

તા. ૧૯-૭-૫૬ ના રોજે રજીસ્ટર કવરથી પૌન્ડ ૭ નો પોસ્ટલ ઓર્ડર બીડયો હતો. પત્ર મળ્યાનો જવાબ આવ્યો નથી. આશા છે કવર મળી ગયું હશે. પત્ર વીરપુર લખ્યો હતો. તે આગળ લગભગ ૬ માસ પહેલાં પૌન્ડ ૫ બીડયા. જે પૂ. ગિરધરરામ બાપાને મળ્યા ન હતાં. જેથી તે પૌન્ડ ૫ અને બીજી ત્યાર પછીની માનતાના પૌન્ડ ૨ મળી ૭, તા. ૧૯-૭-૫૬ ના રોજ મોકલ્યા છે.

બાદ પૂ. બાપાની અત્યંત કૃપા છે. વર્ણન તો કેમે થઇ શકે તેમ નથી. દરેક તકલીફોમાં પૂ. બાપાને યાદ કરીએ છીએ અને બાપાને સંભારતા જ તકલીફો દુર થાય છે. તકલીફ ગમે તેવી મહાન હોય કે પછી સાધારણ હોય. બાપાની કૃપાથી કોઇપણ દિવસ તકલીફોથી હેરાન થવાની ચીંતા રહેતી નથી. પૂ. બાપાની કૃપા હરહંમેશ રહે એવી પ્રભુ પ્રાર્થના.

આજથી ૧ા વર્ષ પહેલાં કેટલાક સ્નેહિમિત્રો, તરફથી પુજ્ય બાપાના પરચાની વાતો સાંભળી. નવા જમાનાની કંઇક અંશેની અસર અને દરેક પ્રસંગને તત્વથી નિહાળવાની કંઇક ભાવનાને લઇને લાંબા વિચારે ખાસ

શ્રદ્ધા બેસાડી ન શકયો. પરંતુ મનુષ્ય જ્યારે તકલીફમાં મુકાય છે ત્યારે તકલીફો દુર કરવા ગમે તે કરવા મન લલચાય છે. તે પ્રમાણે મારે બન્યું મારી પત્નિને પ્રસુતિ પ્રસંગે હોસ્પીટાલમાં લઇ ગયાને ૨૪ કલાક થયા. છતાં કશા સમાચાર ન મળ્યા. અત્યંત પીડા થાય છે એ સમાચારે મન ચીંતાથી ઘેરાયું અને પુજ્ય બાપાને કસોટીએ ચડાવ્યા. સાંજે માનતા લીધી કે ક્ષેમકુશળ સમાચાર આવે તો પુજ્ય બાપાની ગાદીએ પણ શીલીંગ મોકલીશ. મળસ્કે નર્સનો ફોન આવ્યો કે પુત્રનો જન્મ થયો છે અને કશી પણ તકલીફ નથી. પૂ. બાપા પર એવી શ્રદ્ધા બેસી કે આજ પૂ બાપાનો અનન્ય ભકત થઈ ગયો છું. માનતા વિષેની વાત મેં મારી પત્નિને કહી ન હતી. આઠ દિવસ પછી ઘેર આવ્યા બાદ ખુદ મારી પત્નિએજ વાત કરી કે હોસ્પીટલમાં એક અજબ બનાવ બન્યો કે પ્રસુતિ પ્રસંગે પૂ. જલારામ બાપા સામેની ભીંત પર હાજર હોય એવો ભાસ થયો હતો. હું તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. હજુ પણ એ આશ્ચર્યમાંથી મુકત થઈ શકતો નથી. એ પ્રસંગ યાદ આવતા હૃદય ભીનું થઇ જાય છે કે પૂ. બાપાની આટલી બધી કૃપા ? તકલીફ દુર કરી પણ સાથે સાથે ખુદ બાપા ત્યાં હાજર રહ્યા ! ભકત માટે આટલો અગાધ પ્રેમ કે બાપા ૬૦૦૦ માઇલ દુરના પ્રદેશમાં આટલી ઝડપે આવી ખુદ હાજર રહ્યા !

માનતાની વાત મેં મારી પત્નિને અગાઉ કરી હોત તો કદાચ મારી બુદ્ધિએ એ પ્રસંગને ભ્રમણા તરીકે ગણવા કોશીશ કરી હોત. પરંતુ આતો મારી પત્નિએ પોતે થઇને વાત કરી તેમજ તે પહેલાં મારી પત્નિને ફકત પૂ. બાપાના નામ સિવાય વધુ માહિતી ન હતી તેમજ ન તો આગળ એવી કશી માનતા લીધી હતી અને ન આ પ્રસંગે કશી માનતા લીધી હતી. આ પ્રસંગ પછી પુ. બાપાની શ્રદ્ધા એવી અચલ થઇ ગઇ છે કે નજીવી બાબતોમાં તરતજ બાપા યાદ આવી જાય છે.

એ માનતાની પણ શીલીંગ અગાઉના પત્રમાં બીડી છે. બીજી ૯૦ણ શીલીંગ જુદી જુદી માનતાઓના છે.

બાદ આ પત્ર સાથેના પૌન્ડ ૨૦ણમાં પૌન્ડ પણ મારા પુત્ર દિલીપકુમારની બીમારી વખતની માનતાના છે. એને "રૂમેટીક ફીવર" થયો હતો. ડોકટરે ભારે કાળજી રાખવા જણાવ્યું અને બને તો હોસ્પીટલમાં મોકલવાની સલાહ આપી. કારણ આ પ્રકારના તાવની ભયંકરતા એ છે કે સંપુર્ણ કાળજી ન લેવાય તો મોટે ભાગે હૃદયને કોઇપણ પ્રકારે ન મટે એવી ખામીઓ ઉત્પન્ન કરે છે. ડોકટરની વાત સાંભળતા હૃદયે ભયની ધ્રુજારી અનુભવી, છતાં પુ. બાપાની અચલ શ્રદ્ધાએ ભયંકરતા ન ગણકારતા દિલીપને હોસ્પીટલમાં ખસેડવાની ડોકટરને ના પાડી અને જાતી દેખરેખ

નીચે સારવાર કરવાનું પસંદ કર્યું. પૂ. બાપાને યાદ કરી ગાદીએ પૌન્ડ ૫] ધરાવવાની માનતા લીધી. ૧।। માસની સારવાર પછી Heart Specialist ને બતાવ્યું તેમજ X-RAY પણ લેવડાવ્યો અને અજાયબી પામતા ડૉક્ટરે જણાવ્યું કે હૃદયને ફરી પણ ખામી આવી નથી. ઘેર આવી બાપાના ચરણોમાં મસ્તક મુક્યું અને પ્રાર્થના કરી કે બાપા આવી કૃપા હરહંમેશ રાખજો.

બીજા પૌન્ડ ૫] મારી પૂ. માતુશ્રીને Kidney Cancer છે એવા સમાચાર ડૉક્ટરે આપ્યા તે પ્રસંગે લીધેલ માનતાના છે. ઓપરેશન કરવું પડશે અને મોટી ઉંમરે ઓપરેશન ખોટી અસર કરે છે એ સત્યને ધ્યાનમાં લેતા ઓપરેશન ન કરવું પડે અને સારૂં થાય એવી માનતા લીધી અને ડૉક્ટરે ઓપરેશન કરવાની ના પાડી પરંતુ Radium Treatmentથી મોટા ભાગની તકલીફ દુર કરી. સંપૂર્ણ આરામ તો થતો નથી. છતા દુઃખાવો ઘણો જ ઓછો છે. આપ પૂ. બાપાને વિનંતી કરશો કે એમને સંપૂર્ણ આરામ કરે. પૂ માતુશ્રીને એક વખત દેશ જવાની ઇચ્છા છે પરંતુ અશક્તિ અને રોગોની ભયંકરતા એટલી બધી છે કે આશા ફળે કે કેમ એ પ્રશ્ન છે. છતાં પૂ. બાપાની કૃપા થાય તો એ ઇચ્છા પૂર્ણ થઈ શકે. આમ તકલીફ લઇ આટલી હમારા તરફથી પ્રાર્થના કરશો કે જેથી પૂ. માતુશ્રીની આખરી ઇચ્છા પૂર્ણ કરવાનું સદ્‌ભાગ્ય મળે નહિ તો જીવનભર એ ડંખ રહેશે. પછી તો જેવી પૂ. બાપાની ઈચ્છા. શ્રદ્ધા તો અચલ છે જ કે બાપા નિરાશ તો નજ કરે.

અને બીજા પૌન્ડ ૫] મારી ખુદની તકલીફ પ્રસંગના છે. મારા એક ગાઢ મિત્રના અકાળ અવસાનથી હૃદયને ભારે આઘાત લાગ્યો. પારવાર તકલીફોનો સામનો કરી વજ્ર થઇ ગયેલ હૃદયે એવો ભયંકર આચકો અનુભવ્યો. કે હૃદય ભગ્ન થઇ ગયું. મનની સ્થીરતા ડોલી ગઇ અને ગમે તેટલી બુદ્ધિપૂર્વકની દલીલો છતાં મન નિર્બળ થઇ ગયું. વિચારોએ અહોનિશ એકજ કેન્દ્ર બનાવ્યું અને એના પરિણામે મેં નિંદ્રા ગુમાવી. સાથે સાથે ભુલાયેલ ભવિષ્ય કાળ યાદ આવ્યું. નિંદ્રા માટે દવાની ગોળીઓ લેવી પડી દરરોજ ગોળીની જરૂર પડવા લાગી. નિંદ્રાની ક્ષણે શ્વાસોશ્વાસની ક્રિયામાં ન સમજી શકાય એવી રૂકાવટ થવા માંડી. અને મૃત્યુનો પડઘો દેખાવા માંડયો. મૃત્યુ કરતાં મૃત્યુનો ઝઝુમી રહેલો ભય કેટલો ભયપ્રેરક છે એ અનુભવે જ આલેખી શકાય. હતાશ થયેલા હૃદયે નવું જીવન પ્રાપ્ત કર્યું. પૂ. બાપા યાદ આવ્યા. પ્રાર્થના સમયે પૂ બાપાની માનતા લીધી કે આ તકલીફ દુર થાય તો આપની ગાદીએ પૌન્ડ ૫] મોકવા અને રાત્રે સુતી વખતે પૂ બાપાના પરચાની ...ંચમી આવૃત્તિનું વાંચન શરૂ કર્યું અને નિદ્રા સમયે પુસ્તક સાથેજ લઇને

સુતો. કલ્પનામાં પણ ન આવે એવો ગેબી ચમત્કાર થયો અને ગાઢ નિદ્રા વિના તકલીફે આવી ગઇ. ૩૫ દિવસ પછી પહેલી જ વાર નિરાંતે નિદ્રા આવી અને ઉઠતાં જ હૃદયની અને મનની કમજોરી ક્યાં જતી રહી જેની કલ્પના પણ કરી શકતો નથી. શરીરમાં નવચેતન આવ્યું અને મનની નિર્બળતા દુર થઇ ગઇ વિચારોમાં હિંમત આવી. કહેવાની જરૂર નથી જે ઉંઘની દવા તેજ દિવસથી બંધ કરી હતી. ઉઠતાવેંત બાપાના ચરણોમાં મસ્તક ઝુકયું અને પ્રાર્થના કરી બાપા આવી કૃપા હંમેશ રાખશો. ૯૯ ટકા તકલીફ દુર થઇ ગઇ. કોઇ કોઇ વાર નહિ જેવી તકલીફનો સામનો કરવો પડે છે. અને ખોરાક પર કાપ મુકવો પડયો છે.

રાત્રી ભોજન લેવાથી તકલીફ વધુ થાય છે છતાં બાપાની કૃપાથી એટલી બધી હિંમત આવી છે, કે એ તકલીફને તકલીફ તરીકે નથી ગણતો હજુ આવતા ત્રણ મહિના ભય છે. આપ પૂ. બાપાને નમ્ર વિનંતી કરશો કે આવતા ત્રણ મહિનામાં ગફલતમાં પણ બાપાની કૃપાથી વંચીત ન રહું.

બીજા પૌન્ડ ૫) મારી પત્નિની તેમજ મારી નાની માનતાઓના છે જે આપ પૂ. બાપાની ગાદીએ પધરાવશો અને આપને ઠીક લાગે તે ઉપયોગમાં લેશો. અસ્તુ.

રામ નામમેં લીન હૈં દેખત સબમેં રામ,
તાકે પદ વંદન કરૂં જય જય જલારામ.

લી. સેવક,
નગીનભાઇ ભગવાનભાઇના
જય જલારામ.

---

'અર્જુન, ફરી હું તને કહું છું કે– 'જે મારા નામે કાળજાં કાઢીને આપે છે તે મારા નામે પુત્ર પણ આપી શકે છે. તારી પાસે કાળજું નો'તું કે તું ગામમાં ટહેલ નાખવા ગયો?' હવે સમજ્યો અર્જુન! સાત ભવમાં ન હોય તો પણ મારા ભક્તોનું વચન સિદ્ધ કરવા મારે આવવું પડે છે. હું તો મારા ભક્તોને આધીન છું.'

૭૭

## જલાબાપા પ્રત્યક્ષ છે અને નજરોનજર દર્શન આપે છે.

આજની તા. ૧-૯-૫૬

જપોનામ જલીયાણનું કરે પાપનો નાશ,
કર જોડી મકનજી કહે રાખો દૃઢ વિશ્વાસ.

મુ. વીરપુર.

આ બનેલ પરચાને લગભગ બે માસ થએલ છે.

મોઢવાડાથી લી: મકનજી મથુરાદાસના ઘણા કરી પગે લાગામણ વાંચજો બાદ લખવાનું જે અમો રાજકોટ અમારી બાનું આંખોનું જામરવાનું ઉપરેશન કરાવવા ગયા હતા ફરી વીરપુર ઉતરેલા તે પહેલા પણ વીરપુર અમો ત્રણથી ચાર વખત આવી ગએલ. જલાબાપાના ખૂબ ખૂબ દર્શનનો લાભ લીધેલ પણ જ્યારે અમો રાજકોટથી વીરપુર આવેલ ત્યાં એક રાત્રી રહેલ ખૂબ દર્શનો લાભ લઇ પ્રસાદી લીધી રાત્રી પડતા સુઇ ગએલ. સવારના ચહા પાણી જમીને પોરબંદર જવા ગાડીએ ગએલ ત્યાં ગાડી એક કલાક મોડી આવતા ત્યાં સ્ટેશન ઉપર બેઠા હતા. ગાડી આવી જરા પણ ખોટી ન થતા એકદમ ઉપડી ગઇ તેમાં હું જે મલ્યો તે ડબામાં બેસી ગયો. અમારા ઘેરથી પણ જે ડબો મલ્યો તેમાં બેસી ગયા અને ડોસીમાનું શું થયું તે ખબરજ નહિ અને આંખે પાટો હોવાથી ચડી શકયા કે કેમ તે હું ગાડીમાં વિચાર કરતો હતો ત્યાં તો થોડા માઇલ ઉપર ટેશન આવેલ ત્યાં કોઇ ૧૫ થી ૧૬ વર્ષનો જુવાન આદમી અમારી ડોસીમાને લઈ ત્યા એક ટંક, બીસ્ત્રો ત્યા બે જોરી લગભગ બે મણ જેટલું વજન ખંભે ઉપાડી મારી પાસે આવીને કહ્યું લ્યો તમારા માતુશ્રી ત્યા તમારો સામાન હું તમારા માતુશ્રીને વીરપુરથી ગાડીમાં બેસાડી] દીધેલ છે. હવે બધું સંભાળશો. મે પૂછયું આ મારા માતુશ્રી છે ત્યા આ સામાન નીચે પડયો હતો તે તમે કેમ ઓળખી શકો ત્યારે તે ૧૬ વર્ષના ભાઇએ કહ્યું કે હું તમોને બરાબર ઓળખું છું. એમ કહી કયાં ગયા તે પતોજ નહિ હજુ હું કહું કે આ બીચારો બે મણ વજન ખંભે ઉપાડી લઈ આવ્યો ત્યા ડોસીમાને સોંપીઆ તેથી આપણે બે રૂપીઆ આપીએ જ્યાં પૈસા

કાઢવા જતો હતો ત્યાં તો તેનો પતો જ નહિ અને ગાડી ઉપડી ગઇ. પ્રત્યક્ષ જલાબાપા હતા એમ જ ખાત્રી થાય છે નહિતર ગમે તેવું સગું માણસ પણ બે મણ વજન ઉપાડી સોંપી આપે એવો આ જમાનામાં દાખલો નથી. આ પરચો પ્રત્યક્ષ જલાબાપા હતા એવી અમારી વાત છે. નજરની બનેલી તો આ પરચો આવૃત્તીમાં છાપવા અમારી નમ્ર અરજ છે.

જલાબાપાની જે.

આ ૧૬ વર્ષનો જુવાનભાઇ સામાન આપવા ન આવ્યો હોત તો અમો જે સ્ટેશને ગાડી ઉભી રહેત ત્યાંથી ફરી વીરપુર સ્ટેશને માલની તપાસ કરત ત્યા ડોસીમાની તપાસ કરત તેમ વિચાર કરેલ. ગાડીમાંથી ઉતરી ટેસનમાં જતો હતો ત્યાં તો ડોસીમા ત્યા જુવાન છોકરો ખંભે માલ લઈ મારા ડબા તરફ આવતા જોયા. મારા જીવને શાંન્તી થઈ. આ અહીં ક્યાંથી? ડોસીમાને પૂછયું માતુશ્રી તમે અહીં ક્યાંથી. ત્યાં મારા માતુશ્રીએ કહ્યું કે આ છોકરે મને ગાડીમાં બેસાડી અને આ તમારો સામાન છે. હું તમોને તમારા દીકરા પાસે પહોંચાડી જઇશ. એવી રીતે કહી વીરપુરથી બાજુના પહેલા સ્ટેશન સુધી અમોને સોંપી ગએલ. નહિતર અમારો સમાન ક્યાં અને અમારા માતુશ્રી ક્યાં એમ વિચાર કરતા હતા. તે સામાન પાછો મળવાની અમોને આશા પણ નથી ત્યાં જલાબાપાની દયાથી ઘેર બેઠા બહુ શાંન્તીથી મળી ગયું. જલાબાપા પ્રત્યક્ષ છે અને નજરો નજર દર્શન આપે છે. એવી અમારી ખાત્રી ઉપરથી કહું છું. ખરો પ્રેમ ભાવ હોય તો તેના જરૂર અત્યારના જમાનામાં પણ દર્શનનો લાભ મળે છે.

બોલો જલાબાપાની જે.

લી. મકનજી મથુરાદાસ, મોઢવાડા.
પોરબંદર તાબે, પોસ્ટ (મોઢવાડા)

---

જ્યાં મનુષ્ય યત્ન કંઇજ નથી કરતો ત્યા ઇશ્વિરની કૃપા કામ આવે છે. રામનામ ઉપર મારી આસ્થા ઘણા વર્ષોની છે.

શ્રદ્ધાપૂર્વક જે એ નામનો જપ જપે તે હંમેશા સુરક્ષિત છે. એમ હું માનુ છું.

મહાત્મા ગાંધીજી

૭૮

## માનતા કરી અને વળતે દિવસેજ સુઝવા લાગ્યું.

સલડી તા. ૩-૯-૫૬

સ્વસ્થાનશ્રી, જલાબાપાનું વીરપુર.

પરમ પૂજ્ય શ્રી. ભકતરાજ ગીરધરરામ હરીરામની પવિત્ર સેવામાં.

શ્રી સલડીથી લી. સેવક પટેલ પરશોતમ રામજીના પ્રણામ.

બાદ જણાવવાનું જે અમને જલાબાપાનો પરચો જણાયો તે લખીએ છીએ કે અમારા માતુશ્રીને પચીશ દીવસ અંધાપો રહ્યો અમોએ દવા કરેલી પરંતુ તેનાથી આરામ થયો નહી. તેથી શ્રદ્ધાથી જલાબાપાની માનતા એક શ્રીફળ તથા સવાપાશેર સાકરની કરેલી. તાતને વળતે દીવસેજ સુજવા લાગ્યું. બીજો પરચો અમને તાત્કાલીક જણાયો કે, અમારા કુટુંબમાં અમારી ફઇબાને હાથે વા થવાથી કાંઇપણ કામ કરી શકતા નહી. દવામાં ખુબ પૈસાનો ખર્ચ કર્યો. પણ કોઈ રીતે આરામ થાય નહી. ત્યાર બાદ જલાબાપાની માનતા કરી. માનતામાં એક શ્રીફળને સવાશેર સાકરની કરી. તો ત્રીજે દીવસે સાવ આરામ થઇ ગયો છે. તો અમોને આ કલીયુગમાં પણ તાત્કાલીક પરચો મળ્યો છે. તે આપને હર્ષથી લખી જણાવીયે છીએ.

---

જે ચેતનને જડ અને જડને ચૈતન્ય કરી શકે છે એવા સમર્થ શ્રી રઘુનાથજીને જે જીવ ભજે છે તેને ધન્ય છે.

—o—

જ્યારે 'હું' હતો ત્યારે 'હરિ' ન હતા, હવે 'હરિ' છે 'હું' નથી રહ્યો પ્રેમની ગલી અદ્ભુત સાંકડી છે તેમાં બે જણા નથી રહી શકતા.'

૭૬

## અચંબા સાથે ગાડી લઇને આફ્રિકન ઘરે આવ્યો....

Jashi Brothers (Nyasaland) Ltd.
P. O Box No 121
Blantyre 27 9-1956
( Nyasaland )

રા. રા. મુરબ્બી શ્રી. સૌભાગ્યચંદ મંગળજીભાઈ
મુ. રાજકોટ.

સવિનય લખવાનું કે :- આ સાથે પોસ્ટલ ઓર્ડર શી. ૨૦ વીસનો પુજ્ય જલારામ બાપાની ગાદી ઉપર ધરવા બીડું છું. તે અમારાવતી ધરી ઉપકૃત કરશો.

પુ. બાપા પ્રત્યેની અમારી શ્રદ્ધા દિવસો-દિવસ વધતી રહે છે. થોડા રોજ પહેલાં અમારી ઓકસ-ખોડી ગાડી અમારે વહેંચવાની હતી. એક આફ્રિકન સાથે કેશ રૂ. વેંચવા સોદો થયો. ગાડી ટ્રાય કરવા આપી [અમે બે-કલાક રાહ જોઈ બીજે દિવસ પણ પાછી ફરી નહિં ત્યારે અમારી ચિંતા વધી. આફ્રિકન એમતો જાણીતો હતો પરંતુ તેના ગામની કે તેના નામની ખાસ ખબર ન હતી એટલે પોલીસમાં પણ ફરીયાદ કેવી રીતે કરવી ! અમો તો મુંજાઇ ગયા અને કોઇને અમારી મુંઝવણ પણ કહી શકીએ તેવી સ્થિતીમાં ન રહ્યા. કારણ કે નામ પુછયા સિવાય કામકાજ કરેલ. એમાં કોઇને કહીએ તો પણ અમોને જ મુર્ખ લેખે એટલે આ સંજોગોમાં અમોને પુ. બાપા ઉપર જ આધાર રાખી- વિનંતિ કરી કે પુ. બાપા, અમોને મદદ કરે! હું આ સંકલ્પ કરી રહ્યો હતો ત્યાં અચંબા સાથે-ગાડી લઇને આફ્રીકન ઘરે આવ્યો-, અમોએ તો ગાડી જોઈ પુ. બાપા પ્રત્યેની અમારી અનંત શ્રદ્ધામાં બહુજ વધારો થયો છે. મુશ્કેલીમાં પુ. બાપાનું સ્મરણ એક મહાન જડીબુટ્ટી જેવું છે. અમે અમારા ઘરમાં પુ. બાપાની છબીને પુજી અમો હંમેશ શાંતિ અનુભવીએ છીએ અને પ્રાર્થીએ છીએ કે પુ. બાપા અમારું દરેક રીતે કામ પુર્ણ કરી ભાવનામાં વધારો કરે !

એજ લી.
મનસુખલાલના વંદન

## ૮૦

## ચુંટણી પહેલાં આઠ દિવસથી ખાલી દુધ અને ભાત લેવાની માનતા લીધેલ . .

બોકસ ૧૧૯૯.
નાઇરોબી તા ૪-૧૦-૫૬

પરમ પુજ્ય ભકત શ્રી ગીરધરરામ હરીરામની સેવામાં

જત નાઈરોબીથી લી આપને હર વખત યાદ કરનાર સેવક પ્રાગજી ઓધવજીના જય જલારામ વાંચશો

આપના તરફથી અગાઉ મોકલેલા પૈસાની રીસીટો નામવાર મળી છે જે માટે આભાર

નીચેની બીના આપની હવે પછીની નીકળનારી આવૃત્તિમાં પરચારૂપ છાપવા મહેરબાની કરશો તો ઉપકાર થશે

અહિં ઈસ્ટ આફ્રીકામાં દર ચાર વર્ષ બાદ ચુંટણી જંગ થાય છે અને તેમાં અમારે હોશીયાર માણસોને ચુંટીને કાઉન્સીલમા મોકલવાના હોય છે આ વખતે તા ૨૯-૯-૫૬ અને તા ૩૦-૯-૫૬ ના ચુંટણી થઇ હતી અમારા મતદારો તરફથી અમોએ શ્રી ચુનીલાલ મદન ઉભા રાખેલ (જેઓ ૮ વર્ષ થયા કાઉન્સીલમા કામ કરતા આવ્યા છે) અમોએ પુજ્ય શ્રી જલારામ બાપાના આશીશ લઇ તેમની માનતા કરેલ કે જો શ્રી ચુનીલાલ મદન મજકુર ચુંટણીમાં ચુંટાશે તો પુજ્ય બાપાની જગ્યામા અન્નક્ષેત્ર માટે રૂા ૧૨૫) મોકલાવીશુ જે આ સાથે ડ્રાફ્ટ રૂા ૧૨૫) નો બીડેલ છે જે મળ્યે પહોંચ લખશો મજકુર ડ્રાફ્ટ ભાઇશ્રી માધવલાલ ગાવજી દેસાઇ તરફથી છે અને માનતા પણ તેમનેજ કરેલ હતી ચુંટણી પહેલાં આઠ દિવસથી તેઓ ખાલી દુધ અને ભાત ખાવાની માનતા પણ કરેલ અને તેના પરીણામ બાદ જ અન્ન લેવાની અને પુજ્ય બાપાનો નાળીયેર ધરવાની માનતા. તેમનેજ કરેલ તો તે બધી વિગત સુધારીને છપાવશો તો બહુ જ ઉપકાર થશે

એ ઉપરાંત આ સાથે બીજો ડ્રાફ્ટ નં. R 306332 રૂા ૧૦૦) ભાઇશ્રી જેરામભાઇ લક્ષ્મણ તરફથી પુજ્ય બાપાની પવિત્ર જગ્યામાં અન્નક્ષેત્ર

માટે મોકલાવેલ છે જે પુજ્ય બાપાની ગાદીએ ધરવા કૃપા કરશો. અને પહોંચ લખશો ડ્રાફ્ટની વિગત નીચે મુજબ છે.

ડ્રાફ્ટ નંબર R 306332, Rs 100 Rajkot મુલજી જેઠા લીમીટેડનો છે

બીજો ડ્રાફ્ટ નંબર 06591 Rs 150 રૂ. ૧૨૫-૦-૦ બેન્ક ઓફ ઇન્ડીયાનો રાજકોટ ઉપરનો ભાઇશ્રી માધવલાલ માવજી દેશાઇ તરફથી ઉપર મુજબ માનતાનો છે. જે બધી વિગત મુજબ છપાવવા કૃપા કરશો. બીજો ડ્રાફ્ટ રૂ. ૧૦૦-૦-૦ ભાઇશ્રી જેરામભાઈ લક્ષમણ તરફથી અન્નક્ષેત્ર માટે છે. જેના નામની રીસીટ મોકલાવશો.

પુજ્ય બાપા અને આપશ્રીના પ્રતાપથી અમો, અમારૂં કુટુંબ અને બાલ બચ્ચાંઓ રાજીખુશીમાં છીએ. હંમેશને માટે પુજ્ય બાપા અને આપના આશીશ ચાહીએ છીએ.

છઠ્ઠી આવૃત્તિમાં ઉપરનું લખાણ આવી શકશે કે કેમ ? ન આવી શકે તેમ હોય તો સાતમી આવૃત્તિમાં લખશો.

આંહિથી અમારા ભાઇઓ અને બચ્ચાંઓના દંડવત પ્રણામ.

અમારા જેવું કામકાજ લખશો.

જવાબ લખશો.

લી. સેવક પ્રાગજી ઓધવજી રાજાના
જય શ્રી જલારામ.

---

### ધર્મોની કહેવતો.

સાધુઓ અને ઋષિઓ પાતળા હોય ત્યારે સુંદર લાગે છે. ચાર પગવાળા પ્રાણીઓ જાડાં હોય તો સુંદર લાગે છે. પુરૂષો વિદ્વાન હોય ત્યારે સુંદર લાગે છે અને સ્ત્રીઓ પરણેલી હોય ત્યારે સુંદર લાગે છે.

૮૧

# મને જરાયે આસ્તા નો'તી પણ પછી....

RANJAN MAVJI
Box 195
MOMBASA

હું મોમ્બાસાથી લી. રંજન માવજીના પ્રણામ માન્ય કરશો.

જલારામનું નામ મેં ૧૯૫૪માં સાંભળ્યું હતું પણ મને તેના ઉપર આસ્તા જરાય ન હતી. ધીમે ધીમે મેં જલીયાણના પરચાની વાતો સાંભળી અમુક ચોપડીઓમાં મેં તેના ઘણાં ઘણાં પરચા વાંચ્યા. આખરે મને પણ થોડી શ્રદ્ધા બંધાવા લાગી અને એક દિવસ અકસ્માત મારા ત્રીશ શિલીંગ ખોવાઇ ગયા. અને મેં દીલમાંજ કહ્યું કે જો ત્રીશ શિલીંગ મળી જાય તો હું પાંચ શિલીંગ જલારામ બાપાને આપી દઇશ. સાંજ પડતાં મારા શિલીંગ મળી ગયાં. એક ચમત્કાર મેં જોયો ત્યાર પછી મને વધારે શ્રદ્ધા થઇ. મારા કાકાનો એકનો એક દીકરો ઝપટમાં આવી ગયો અને મગજ ફરી ગયો. અને તેણે કામધંધો છોડી દીધો. ત્યારે મેં કહ્યું કે, હે જલિયાણ મારો ભાઈ સાજો થઈ જાય અને કામે લાગી જાય તો હું બે નાળિએર વધેરીશ અને ભજન કરીશ અને જલિયાણની માનતા તરતજ સફળ થઈ અને મેં તા. ૨૪-૧૧-૫૬ ના રોજ ભજન કર્યાં મારી તા. ૮-૩-૫૬ ની લીધેલ માનતા સફળ થઇ છે

મારી બીજી માનતા મારા નાના કાકાને ઘરે પારણું બંધાય તો હું જોડ દીવા, જોડ નાળિએર અને સવાપાંચ શિલીંગનો પ્રસાદ કરીશ. તેમાં પણ મને સફળતા મળી મારી કાકીને ઓપરેશન કરાવ્યું અને મારી અભિલાષા પૂર્ણ થઇ, આટલી આટલી મારી ઈચ્છાઓ જલારામે પુરી કરી અને હજુ પુરી કરતો આવે છે અને જેમ જેમ પુરી કરશે તેમ તેમ હું કરતી આવીશ. અને હવે મારા દિલમાં જલિયાણનું નામ હર ઘડી રહ્યા

કરે છે. બાપા આ ગરીબ પુત્રીની આશા જરૂર પુરી કરશે એવી આશા રાખું છું અને હજુ મારી ઇચ્છાઓ પુરી કરશે એમ હું માનું છું.

જલાબાપા હમેશાં હાજર રહે છે. બાકી વધારે તો હું શું લખું?

હે જલિયાણ હંમેશા આ ગરીબ પુત્રીની આશા પુરી કરશો એવી પ્રાર્થના કરૂં છું.

હે જલારામ અમારા કુટુંબનો વંશવેલો વધારજો.

ત્યાંનું તમારૂં સરનામું મને પુરૂ લખશો જેથી મારે મારા ભાઇ માટે માનેલ બાપાના પૈસા મોકલવા અનુકુળ પડે.

લી. પુત્રી રંજનના
પ્રણામ

---

પાર્વતીજીએ મહાદેવજીને પૂછ્યું કે, 'ભગવાનને મળવાનો રસ્તો શો?' મહાદેવજીએ જવાબ આપ્યો કે, 'શ્રદ્ધા એજ રસ્તો છે' ગુરૂવાક્યમાં અચળ અને અટળ વિશ્વાસ વિના સચ્ચિદાનંદનો લાભ થતો નથી.

શ્રી રામકૃષ્ણ ઉપદેશ.

LOH BHANDAR

Jagdalpur E. Rly.
Dated 13-9-60

જગદલપુરથી લોહ ભંડારના માલિક શ્રી ભગવાનજી-
ભાઇ લખે છે કે–

## આ પુસ્તકો વાંચી જે આનંદ

શ્રી ભાઇ કનકરાયભાઇ સૌ. રાજદેવ, રાજકોટ.

આપને ત્યાંના પુસ્તક **ભકત શ્રી જલારામ, ભગવાન અમરનાથ, અમરપંથ, કૈલાસ–માનસરોવરને પંથે,** શ્રી સૌભાગ્યચંદભાઇએ શ્રી બાપાની સહાયતાથી આ અલૌકિત લેખ લખેલ છે તે વાચી આનંદમગ્ન થઇ જવાય છે



આ પુસ્તકો જે ભાઇ જાત્રા કરવા જાય તેને માટે મીત્ર રૂપ છે જે ભાઇ (અમારા જેવા) જાત્રા કરવા જઈ નથી શકતા તેના માટે જાત્રા રૂપે છે. મને આ પુસ્તકો વાચી જે આનંદ થયો છે તે હું લખી જણાવી શકતો નથી

શેષકૃપા શ્રી બાપાશ્રીની.

— વાંચો —

## કૈલાસ–માનસરોવરને પંથે.....

પાના ૪૦૫ ફોટા ૬૫. પાકુ પુઠું પચરંગી જેકેટ.
કિંમત રૂા. ૪–૮૪
પોસ્ટેજ બોકસ સાથે રૂા. ૧–૮૪

લેખક : સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ

કેરિચ્વે (B. E. Africa) પો.બો. નં. ૨૭થી શ્રી ચંપાબહેન લખે છે કે–

## લાખો જીવનપંથીઓના તમે એક જીવનપંથ દર્શક છો કારણ તમારા પુસ્તકો વાંચીને જ....

પૂ. ભાઇ શ્રી સૌભાગ્યચંદભાઈ,

કોણ જાણે પણ આપની પુસ્તક બહાર પાડવાની કોઇ અનોખી ઢબ છે કે સૌને લેવાનું ને વાંચવાનું મન થાય.



સૌભાગ્યચંદભાઇ આપને પ્રભુ જલારામ સુખી રાખે એવીજ આશીશ છે. ને ઘણાં વર્ષો જીવાડે કે જેથી અમને દરરોજ નવીન પુસ્તકો વાંચવાના મળે. અને કેટલાય અજ્ઞાનીઓને જ્ઞાન મળે કે પ્રભુએ શું નથી કર્યું.

મારા મનથી હું તમને એટલી ઉપમાં આપુ છું કે લાખો જીવન પંથીઓના તમે એક જીવન પંથદર્શક છો. કારણ તમારા પુસ્તકો વાંચીને જ સૌ ભક્તી પંથે દોરાય છે.

લી. કોરોગ્વેથી દીપુભાઇ તથા ચંપા બહેનના
જય જલારામ.

સ્ટેશન-નીંગાલા, પોસ્ટ-પાટણા (ભાલ)
મુ મુળધરાઇ
તા ૩-૧ -૬૦

મુળધરાઇથી શાહભાઈ લખે છે કે-

**સતત બાર કલાકનો સમય લઇને પુસ્તકનું વાંચન પુરૂં કર્યાં પછી નિંદ્રાદેવીને આધીન થયો.**

શ્રી માનનીય સ્નેહી ભાઈશ્રી, મુ રાજકોટ.

આપશ્રીના તરફથી પ્રકાશન થયેલ પુસ્તક "કૈલાસ માનસરોવરને પંથે" મે મગાવેલ પુસ્તક આવતા વાચવાની શરૂઆત કરતા મનમા નક્કી કરેલ કે- વાચન આઠ દીવસે અવશ્ય પુરૂં કરવુ.

પરતુ વાચન જેમ જેમ આગળ વચાતુ ગયું તેમ તેમ મનોવૃતિની લાલસા વધતી ગઇ કે પુસ્તકનુ વાચન આદીથી અત સુધીનુ ગમે તે ભોગે પણ પુરૂ કરવુ



સતત બાર કલાકનો સમય લઇને પુસ્તકનું વાંચન પુરું કર્યા પછી નિદ્રાદેવીને આધીન થયો.

પુસ્તકમાંનું લખેલ વાંચન વાંચતા જાણે હું કૈલાસ તેમજ માનસરોવરની નજીકમાં ફરતો હોઉ અને ત્યાંની સૃષ્ટિ સૌંદર્યનું અવલોકન કરતો હોઉ તેવો ભાસ અવારનવાર થતો હતો. "કૈલાસ માનસરોવરના પંથે"ના જેટલા વખાણ કરું તેટલા ઓછા છે. અને તેના વખાણની વ્યાખ્યા કરવાની મારામાં શક્તિ નથી, ભવિષ્યમાં જો. અંજળ તથા પ્રભુ કૃપા હશે તો જરૂર "કૈલાસ યાત્રા" કરવા જવાનો નિર્ણય મનમાં નક્કી કરેલ છે.

અંતમાં આવા યાત્રા પ્રવાસના પુસ્તકો આપશ્રી પ્રકાશન કરી તેવા પુસ્તકોનો લાભ દરેક જનતાને આપશો એવી હું આશા રાખું છું. મારા માટે "બદરિકાશ્રમ" (અમરપંથ)નું પુસ્તક વી. પી. થી તુરત મોકલવા પ્રબંધ કરશોજી.

પી. એન. શાહ<br>
સ્ટેશન – નીંગાલા<br>
પોસ્ટ–પાટણા (ભાલ)<br>
મુ. મુળધરાઇ.

લી. આપનો<br>
પી એન. શાહના<br>
જય જલારામ<br>
સ્વીકારશોજી.

— વાંચો —

## કૈલાસ–માનસરોવરને પંથે.....

પાના ૪૦૫. ફોટા ૬૫. પાકું પુંઠું, પચરંગી જેકેટ.

કિંમત રૂ. ૪–૨૫

પોસ્ટેજ બોક્સ સાથે રૂ. ૧–૮૪

લેખક : સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ.

G H Khakharia

P O B 1883
Mombasa (Kenya Colony)

પો બો ન ૧૮૮૩ મોમ્બાસાથી શ્રી ગોરધનદાસભાઇ લખે છે કે—

## આમાં ખીસ્સાને કાંઇ કાપ પડતો નથી.

શ્રીમાન શ્રી સૌભાગ્યચંદભાઇની સેવામા, મુ રાજકોટ

કૈલાસ માનસરોવરને પથે વાન્ચુ ખુબ વાન્ચુ, ધરાઇને વાન્ચુ

તેમજ

અહીં બેઠા બેઠા પણ આ પુસ્તક વાંચી અહીંથી રવાના થઇ વીરપુર પહોન્ચ્યા બતાવેલ મારગ કાપતા કાપતા આનમોડા પહોન્ચ્યા પાચે મજનોએ જઈ પહોન્ચ્યા જવાય છે આમા ખીસાને કઈ કાપ પડતો નથી

માટે

ભલે તમો બીજી વખત પણ જશો તો પણ અમો વાચનાર તો જઇ આવ્યા છીએ

અને

તમો બીજી વખત જઇ કાઇક વધુ માહીતી આપજો તો પણ અમો તો અહીં બેઠા બેઠા આ પુસ્તક મગાવી યાત્રા કરી લેશુ.

હવે

ભલે બીજી આવૃત્તિમા આ પુસ્તકનુ નામ "માનસરોવરના પથે" રાખો કે બીજુ કઇ અમોએ તો યાત્રા પુરી કરી શક્યા છીએ

સાથે સાથે

આપ સહકુટુબ નજયાના ફરી અને તે સબધના ઘણાક પુસ્તકોમા આપ પણ એનાદનો વધારો કરો એવી સ્નેહ ભાવના રાખીને વિરમુ છુ

લી ભાઇ ગોરધનદાસ હસરાજ ખાખરીઆના
જયશ્રીકૃષ્ણ વાંચશોજી

## વાંચો : કૈલાસ—માનસરોવરને પંથે....

પાના ૪૦૫ ફોટા ૬૫ પાકુ પુઠુ પચરંગી જેકેટ

કિંમત રૂ. ૪–૨૫

પોસ્ટેજ ખોકસ સાથે રૂ ૧–૮૪

## ૮૨

અદ્દભુત અને અલૌકિક પરચો.

૧. યમુના કિનારે મથુરામાં પડી ગએલી કિંમતી મોતીની માળા પાછી આણંદ (ગુજરાત)માં ત્રણઆનામાં કોઈ વેચી જાય છે અને દેશાઇ-ભાઇને પાછી મળી જાય છે.

૨. જોયું ! બાપા મારો સામાન બધો સાથે જ લાવ્યા.

તા ૨૫-૧૧-૧૯૫૬

૧૯૫૪ના માર્ચમાં મારી બદલી બોંદીકુઈ થઇ અને ૩૦ મી એપ્રીલ ૧૯૫૪ના રોજ મારા માતુશ્રીનું અવસાન થયું. એમનાં બારમા તેરમાની ક્રિયાને માટે શ્રી યમુના કિનારે મથુરા સહકુટુંબ ગયાં ત્યાં નદી કિનારે એક કીંમતી મોતીની માળા કાંતો પડી ગઇ કે ગુમ થઇ તે વખતે મારાં પત્નિએ જલાબાપાને કહ્યું કે, નાકની નથને નાળિએરમાંથી કાઢી આપી એ વાત તો સાંભળી છે. તો એજ રીતે મારી માળા મેળવી આપો. આ વાતને વર્ષ વીતી ગયું મારી બદલી ભાવનગર થઇ અને મારો સૌથી નાનો પુત્ર આણંદમાં વલ્લભ વિદ્યાનગરમાં ભણતો હતો તે રજાઓમાં ભાવનગર આવવા નીકળ્યો ત્યારે સ્ટેશન પાસે પાથરણું પાથરી ખોટાં મોતી વગેરેની માળાઓ કાનની બુટો વિગેરે વેચવાવાળો બેઠો હતો. મારા પુત્રને થયું કે એ એની નાની બહેનને માટે કાંઇ માળા જેવું લઇ જાય. એની સાથે બીજા બે છોકરાઓ પણ હતા એ ત્રણે જણાઓએ મોતીની માળાઓ પસંદ કરી તેમાં મારા પુત્રે પણ લીધી. કીંમત પુછતાં ત્રણઆના કહી. એટલે ત્રણઆના આપી માળા લીધી. ઘેર આવી બહેનને માટે માળા લાવ્યો છું એમ કહી તે બતાવી તો મારા પત્નિની અત્તયળી વચ્ચે ખોવાયેલી માળા ઓળખી તે માળામાંથી થોડા મોતી કાઢી કાનના કાંપ કરાવેલા તે મોતીની સાથે સરખાવી જોઇ. સોનીને બતાવી ખાત્રી કરી જોઇ અસલ ખરા મોતીની માળાની ખાત્રી થઈ. આ રીતે પૂજ્ય જલાબાપાના સ્મરણ ગાવાથી ખોવાયેલી વસ્તુ પાછી મળી.

---

૧૯૫૪ ના ઓકટોબરમાં મારી બદલી મુંબઇ થઇ. મુંબઈમાં ઘર તો તરત મળે નહિ એટલે મારે છ મહિના મુંબઇમાં એક મિત્રને ત્યાં સાંતાક્રુઝમાં રહેવું પડયું. અને મારૂં કુટુંબ ગોંડલ ખાતે રહ્યું. ૧૯૫૦ ના માર્ચ મહિનામાં મને થાણા ખાતે મકાન મળ્યું. એટલે મારા કુટુંબને ગોંડલથી મુંબઈ આવવા લખ્યું. મને રજા મળી શકે તેમ નહોતી. હું તેમને તેડવા જઇ શકું તેમ ન હતું. મારા પુત્રો પણ કોલેજમાં ભણતા હતા એટલે તે પણ જઇ શકે તેમ નહોતા. આખું ઘર ઉકેલી બધોય સામાન મુંબઇ લાવવાનો હતો. મારા પત્નિને પહેલાં મુંઝવણ થઇ કારણ ઘરમાં બાજરો–ઘઉં–ચોખા–ખાંડ વિગેરે હતું. તે કાઢી નાખતા જીવ ન ચાલે. મેં તેમને લખેલું કે રેશનની કોઇ ચીજ પણ લાવશો નહિ. એટલે શું કરવું. એની વિમાસણમાં પડયા. પુજ્ય જલાબાપાને પ્રાર્થના કરી કે બધો સામાન તેમની સાથેજ મુંબઇ આવે આગળ પાછળ નહિ. અને સવા રૂપિયાની બાધા માની એમને ગોંડલથી બપોરના સૌરાષ્ટ્ર મેઈલમાં નીકળવાનું. મારા એક મિત્ર તેમને મળ્યા અને કહ્યું કે, મેઇલમાં મારા ઘરના ૮૪ જેટલા દાગીના જઇ શકે નહીં પણ મારા પત્નિએ કહ્યું કે, "પુજ્ય બાપાને કહ્યું છે એટલે એજ રસ્તો કાઢશે." એમ કહી બધાય ૮૪ દાગીના ગોંડલ સ્ટેશન પ્લેટ ફોર્મ ઉપર ખડકયા. સારા નસીબે મેઇલ ગોંડલ ૧૦ મિનીટ વહેલો આવ્યો. સાથે એક ખાલી લગેજવાન પણ અનાયાસે લેતો આવ્યો. તેમાં બધાજ દાગીના મુકી તાળું માર્યું. વિરમગામ જતાં મોટી ગાડી સૌરાષ્ટ્ર મેઇલમાં પણ ખાલી લગેજવાન મુંબઇ જતો હતો. તેમાં અમારા ૮૪ દાગીના ટ્રાન્શીપ કરાવ્યા અને મારા પત્નિ અને કુટુંબની સાથે સામાન મુંબઈ આવ્યો. દાદર સ્ટેશને હું તેમને તેડવા ગયો અને ડબ્બામાંથી સામાન ઉતારવા ગયો ત્યાં તો ગાડી ઉપડી ગઇ. અને સામાન પણ ગાડીની સાથે ગ્રાંટરોડ ગયો. મેં મારા પત્નિને મારા મિત્રની સાથે થાણા લોકલમાં જવા કહ્યું. અને હું ગ્રાંટરોડમાં અડધાય કલાકમાં રૂા. ૯)માં એક મોટર લારીમાં સામાન મુકાવી એજ લારીમાં હું થાણા જવા નીકળ્યો. રસ્તામાં પોલીસ ચોકી આવી ત્યાં સામાન તપાસવાની માગણી કરી. મેં થાણાના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ જે મારા મિત્ર છે તેમની ઓળખાણ આપી એટલે મને જવા દીધો, અને જ્યારે અરધો સામાન ઘરમાં ઉતરી ગયો હતો ત્યાં મારા પત્નિ અને બાળકો આવી પહોંચ્યા અને બોલી .. ર્યું, બાપાએ મારો સામાન સહીસલામત લાવી આપ્યો છે."

અને તમારા લખવા છતાં બધીજ ચીજો સાથે આવી છે. નહીંતો કેટલી મુશ્કેલી થાત.

અમે મુંબઈમાં રહ્યા ત્યાં સુધી રેશનની દુકાન જોવી પડી નહોતી અને સારૂં અનાજ વિગેરે ખાવા મળ્યું. આમ બાપાએ મહેર કરી.

નરેન્દ્ર સિકંદરાય દેસાઇ
નંદન કુંજ, શેરી નં. ૧૧,
જાગનાથ પ્લોટ, રાજકોટ.

## બાપા તો ખરેખર પિતા જ છે.

૧૯૫૬ ની ૮ મી ઓગસ્ટ હતી. વાતાવરણ સવારમાં તો ઘણું સારૂં હતું. પરંતુ મહાગુજરાત અને દ્વિભાષી રાજ્યરચનાનું આંદોલન આજે બનશે એવો ખ્યાલ નહોતો. સર્વે સર્વના કાર્યમાં હતાં ત્યાં બપોરે બાર સાડાબારે ખબર પડયા કે અમદાવાદ વિદ્યાર્થીઓએ કોલેજમાંથી છુટીને કોંગ્રેસ હાઉસ ઉપર સરઘસાકારે મહાગુજરાત લેકે રહેંગેનાં સુત્રોના પોકાર કરતા જઈ રહ્યા છે. તેમાં કેટલાક નિશાળીઆઓ પણ હતા. તેમાં મારો અજિત ઉમર-૧૩ પણ ગયો છે મ્હેં તો સાધારણ જ માનેલું ત્યાં ખબર પડી કે ગોળીબાર થયો છે ને છોકરાઓ શહિદ થાય છે. મારા પતીએ તથા મ્હેં ગંભીર ધારેલું નહિ, ત્યાં ખબર પડી કે અજિત ત્યાં જ છે. ને ચારેક કલાકથી જડતો નથી તેથી તપાસ કરી પત્તો પડયો નહિ. તે વખતે પાંચેક વાગે મારા પતિને ચીલમાં ફોન કર્યો ને તેમનાં હાથમાંથી તો પેન પડીજ ગઇ ને એકદમ બહાર આવી મોટરમાં નીકળી પડયા ને જલીયાણને પ્રાર્થના કરી કે 'બાપા તું પાર ઉતારજે' બાબો ઘેરજ હતો બાપાની કૃપા અદભુત છે ને ગોળીબાર વખતે બાબો તો કોંગ્રેસ હાઉસ ઉપર જ હતો તેણે તે બધું જોયું ને થડકારો પણ અનુભવ્યો. રીક્ષાઓ તેડાવીને શોધ્યો પણ પત્તો નહોતો લાગ્યો. તે બાપા ઉપર છોડયું ત્યારે પાંચ છ કલાકની ચીંતાને અંતે ૧૦ જ મીનીટમાં મળી ગયો. ખરેખર બાપા તો પિતા જ છે. બીજા નાના બનાવો તો ઘણાંએ હોય છે પણ આ તો જીવનનો સોદો બાપાના નામ પર જ છોડયો હતો. તે પાર પાડનારો છે તેમાં સંશય નથી.

એ. સૌ. યશોધરા ઉપાકર મેઠે
અમદાવાદ
C/o ઉપાકર દી. મેઠે
રાયપુર આકાશેઠ કુવાની પોળ.
અમદાવાદ.

૯૩

૧. છેવટમાં બન્યું પણ તેવું જ. નોટીસ નોટીસની જગ્યા પર રહી ગઇ........

૨. પ્રભુએ તથા બાપાએ તેના સામું જોયું અને તેનો એકજ દીકરો બચાવી લીધો.

૩. મને હવે એટલી બધી શ્રદ્ધા થઇ ગઇ છે કે હું જીવનમાં શ્રદ્ધા વગર કાંઇજ માનતો નથી.

RATILAL MULJIBHAI SHAH.
BEHIND POST OFFICE.
EAST KANDIVLEE (B. S. D.)

શ્રી રામ જય રામ જય જય રામ

તા, ૨૩-૨-૫૭ શનીવાર

રા, રા, પૂજ્ય ભક્ત ગિરધરરામ હરિરામ
વીરપુર (જલાબાપાનું)

આજથી ફક્ત બે માસ પહેલાંનીજ વાત છે, હું મુંબઈમાં છેલ્લાં સાત વર્ષથી એક ખાનગી કારખાનામાં નોકરી કરૂં છું. ધંધો નબળો પડવાથી મને ડીસેમ્બર ૧૯૫૬ માં છુટા કરવાની નોટીસ મલી ગઇ મેં તે નોટીસ પર સહી કરી સ્વીકારી પણ લીધી, તેજ અરસામાં અમારા બાજુમાંથી એક બાઇ જે લોહાણા છે તે તથા તેનો પુત્ર તથા પુત્રની વહુ વીરપુર જઈ આવ્યાં હતાં અને મને અચાનક જલારામ બાપાનો ફોટો તથા તેમની અમર ઇતિહાસ નામની બુક બતાવી. તે મેં ઘણીજ રસપૂર્વક વાંચી મને થયું કે જો આ વસ્તુ સાચ સાચીજ છે અને તેનો અનુભવ આપણે કરીએ. એમ વીચારી મેં મારા ઘરમાં સર્વની સામે જલારામ બાપાની ગાદીએ રૂા. ૫) અંકે પાંચ રૂપીયા ધરાવવાની માનતા કરી કે મારી નોકરી જાય નહી. છેવટના બન્યું પણ તેવુંજ. નોટીસ નોટીસની જગ્યા પર રહી ગઈ અને શેઠીયાઓએ કાંઇપણ એક શબ્દ ઉચ્ચાર્યા વીના નોકરી ચાલુજ રહી. ત્યાર બાદ ૧ લી જાન્યુઆરીએ મેં મારા મોટા છોકરાનું ઓપરેશન કરાવ્યું બીજે દીવસે મારા પાડોસીના છોકરાને મેં મારા કારખાને મારી ચાવીનો ઝુડો તથા કાગળ આપી રવાના કર્યો પરંતુ કમનસીબે તા. ૨

જાન્યુઆરીને રોજ તેજ છોકરાને જતાં જતાં કોટનથીન સ્ટેશન પર અચાનક રેલ્વે એક્સીડન્ટ થયો, રેલ્વે એક્સીડન્ટ સવારના ૯-૩૦ ની મીનીટે કોટનથીન પર થયો. અમોને રાતના છોકરો ન આવ્યો ત્યારે ફીકર થઇ કે શું થયું ? તપાસ કરતાં માલમ પડયું કે છોકરાને એક્સીડન્ટમાં સપડાવું પડયું અને તેજ રાતના અમો ૧૧ાા વાગ્યે જે. જે હોસ્પીટલમાં જઈ તપાસ કરી તો તેના જમણા પગનું હાડકું તથા મગજનું કોઇ હાડકું તુટી ગયું. એમ કહેવામાં આવ્યું છોકરો જીવંત રહ્યો છે જાણી મે જલાબાપાની માનતા કરી કે જો તેના મગજમાંથી ફ્રેકચર અચાનક દુર થઈ જાય તો રૂ. પાંચ બાપાની ગાદીએ ધરાવીશ અને તેજ રાતના પ્રભુની ઈચ્છા અનુસાર અમો સાંજના જે ધુન કરીએ છીએ તે ન થઈ શકી. કારણ કે છોકરાને પત્તો મેળવી સાંજના ૧ાા બે વાગે અમો મુંબઇ હોસ્પીટલથી કાંદીવલી પહોંચ્યા, આખરે લાચાર બની રડતા હૃદયે બાપાની ઉપર આસ્થા રાખી શ્રીરામ જય રામ જય જય રામ કરતાં કરતાં હું સુઇ ગયો સવારના જ્યારે અમો હોસ્પીટલ ગયાં ત્યારે એક નર્સે જણાવ્યું કે તેના મગજમાં ફ્રેકચર નથી ફકત તેના જમણા લાગતું પગનું હાડકુંજ તદન તુટી ગયું છે, પ્રભુની જેવી કૃપા સમજી હું તદન શાંત રહ્યો. આ છોકરો અમારા પાડોસીનો છે. જેઓ જ્ઞાતિ લોહાણા જામખંભાલીયાના છે. સદર છોકરો તેની માનો એકજ દીવો છે. બાપ છે નહિ. પ્રભુએ તથા બાપાએ તેના સામું જોયું અને તેનો એકજ દીકરો બચાવી લીધો. બાકી ટ્રેઇનની વચમાંથી ફુટબોલની માફક ફેંકી દીધા પછી પણ અચાનક હજાર હાથવાળાએ કેવી રીતે બચાવ્યો તેની કલ્પના મારા જેવો પામર હજુ કરી શકતો નથી, ત્રીજો કીસ્સો મારો પોતાનો એક વર્ષનો નાનો બાબો છેલ્લા બેત્રણ માસથી બીમાર રહેતો તેને જીવવાની જરાય આશા નહોતી એક વખત હું મારી નોકરીની ફરજ પર હતો અને મને અચાનક સમાચાર સાંપડયા કે બાબો ઘણોજ વધુ બીમાર છે અને છેલ્લી ઘડી પર છે તમો જલદીથી ઘેર જાવો. હવે ઘેર જવા માટે પણ એક કલાકનો રસ્તો, રસ્તામાં ઘણાજ ખગ ખોટા વીચારો આવ્યા ને છેવટની હૃદયે નક્કી કર્યું કે મારો જલારામ બાપો મને જો છોકરાનું મ્હો જોવા માટે રાખે તો જરૂર પાંચ રૂપીઆ ગાદી પર ધરાવીશ આવી રીતે મને હવે એટલી બધી શ્રદ્ધા થઇ ગઇ છે કે હું જીવનમાં શ્રદ્ધા વગર કાંઇજ માનતો નથી, રામ કૃપાથી અમો જીવો સાંજના પ્રતિદીન એક કલાકની રામધુન કરીએ છીએ તે ધુનમાં બાપાની જરૂર સહાય છે, હવે બાબો તદન સારો થઈ જાય ત્યારે તેની મા એ માનતા કરી છે કે વીરપુર જઇ બાપાની ગાદીનાં દર્શન કરવાં, શ્રીરામે પ્રભુ બાપા પર અડગ શ્રદ્ધા રખાવી છે અને ધુનમાં રસ આપે છે એજ માંગીએ છીએ, તમો કૃપાથી અમો અત્રે કુશળ રહીએ તેવું માંગીએ છીએ.

એજ. દર્શનાભીલાષી
રતીલાલના જય જલારામ.

## ८४

# આજે હું બાપાના પ્રતાપથી અપીલમાંથી છુટી ગયો છું.

જોશી કાન્તીલાલ મોહનલાલ
પી. ઓ. બોક્સ નં. C/o K. Y A. Ltd.
અલબરગન (કેન્યા કોલોની)
તા. ૩૦-૫-૫૭

શ્રીયુત, ગીરધરલાલ બાપા જોગ, શ્રી વીરપુર

અલબરગનથી લી. આપના દાસ ભાઇ જોશી કાન્તીલાલ મોહનલાલના જય જલારામ વાંચશો. આ સાથે શી. ૧૫૧) નો ડ્રાફ્ ૧ મોકલ્યો છે તે પૂજ્ય બાપાની ગાદીએ અમારા વતી ધરશો

આ શીલીંગ ૧૫૧) મોકલવાનો પરિચય નીચે મુજબ છે તે આપના અંકમાં છાપવા કૃપા કરશો હું રાત્રે મોટરથી આવતો હતો અને મારી મોટર અમુક સંજોગોને લીધે પોલીસે પકડી અને મારા ઉપર કેસ કર્યો અને જેમાં અહીની કોર્ટે મને ત્રણ મહીનાની જેલની સજા કરી.

પૂજ્ય બાપાની મહેરબાનીથી તથા કૃપાથી તે સજા ઉપર અપીલ કરી અને અપીલની સુનાવણીની તારીખ ૨૦-૫-૧૯૫૭ ના રોજે નાઇરોબીમાં સુપ્રીમ કોર્ટમાં થવાની હતી. આ અપીલમાં હાજરી દેતા પહેલા હું નકુરૂના રહેવાસી શ્રીયુત મગનલાલ રૂગનાથ ઠક્કરને મળ્યો, અને તેમણે મને શી. ૧૫૧) બાપાની ગાદીએ ધરવા તથા મને માનતા લેવાનું કહ્યું અને સાથે સાથે આશિર્વાદ આપ્યો કે તમોને પુજ્ય બાપાના આશીર્વાદથી કાંઇ અડચણ નહીં આવે.

આજે હું બાપાના પ્રતાપથી અપીલમાં છુટી ગયો છું. અને જે જગ્યાએ નોકરી કરતો હતો તેજ જગ્યાએ બાપાના પ્રતાપથી અને કૃપાથી ફરી ત્યાંજ નોકરી ઉપર લાગી ગયો છું અને ભાઇશ્રી મગનલાલ રૂગનાથના કહેવા મુજબ શી. ૧૫૧)નો ડ્રાફ્ મોકલું છું તો તે બાપાની ગાદીએ ધરી રસીદ મોકલી આપવા કૃપા કરશો.

સાથે સાથે શી. ૨૫)-૨૫ વધારાના મારા ધર્મપત્નીએ ઉપરની બાબતમાં બાપાની માનતા કરી હતી, તે પણ આ સાથે છે. બીજુ પ્રસાદ તથા કંઠીઓ પુજ્ય બાપાના ફોટાઓ તથા તમારી છઠી આવૃતિ મોકલાવશો. જે કિંમત થશે તે લખશો એટલે તુરત મોકલી આપીશ જય જલારામ

લી. જોશી કાન્તિલાલ મોહનલાલ.

૮૫

## જલાબાપા! તેં ખરેખર અમારી લાજ રાખી. નહિ તો અમારી દશા શું થતે!

શ્રીપ્રભુભાઇ હરિભાઈ પરમાર
C o મરાગવા બુટ કું.
મરાગવા
(કેનીઆ)
તા. ૫-૬-૧૯૫૩

શા રા પૂ. ગીરધરરામ બાપુની સેવામાં
વીરપુર

પૂજનીય!

જય જલારામ

જાન વિદાય થઇ નાઇરોબી પહોંચ્યા પછી ફરી મેઘરાજાએ પધરામણી કરતા વરસાદ શરૂ થયેલ. આ સચોટ અનુભવ તેમજ પરચો મારી આંખે જોયો. આથી અમો સૌ પૂ જલાબાપાના પરચાથી તેમજ તેઓની અમારા ઉપર કૃપાથી અમો સૌના હૃદય પીગળી જતા આંખમાં હર્ષના આંસુ આવી ગયા કે, જલાબાપા તેં ખરેખર અમારી લાજ રાખી નહિં તો અમારી દશા શું થતે.

આથી આ સાથે શી પ૦) પચાસના પોસ્ટલ ઓર્ડર નીચે પ્રમાણે મોકલું છું તો અન્નક્ષેત્રમાં ઉપયોગ કરવા વિનંતી છે

શી ૪૦) પોસ્ટલ ઓર્ડર નાં. Y/64 378586
શી ૧૦) પોસ્ટલ ઓર્ડર નાં. L 3/84 131420

પ૦)

અહિં અમો સર્વે પૂ જલાબાપાની કૃપાથી આનંદમાં છીએ

લી. સેવક,
ઝીણાભાઇ હરિભાઇ પરમારના
જય જલારામ

---

ધર્મ શાસ્ત્રમા લખ્યુ છે કે– અન્નદાન મહાપવિત્ર છે, અને ત્રણ તાપનો નાશ કરનાર છે, સર્વ સુખ કરનાર છે માટે હમેશા શ્રદ્ધાપૂર્વક દેવુ અન્નદાન કરનાર પુરુષ અક્ષય સુખને પામે છે, અને આ લોકમા ઉત્તમ યશ પામીને મોક્ષપદને પામે છે

ભૃગુવલ્લી નામની ત્રીજી વલ્લીમાં કહેવામા આવ્યુ છે કે– અન્ન બ્રહ્મ છે, અન્નથી જ આ બધા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, જન્મીને અન્નથી જ જીવન ધારણ થાય છે અન્નની નિંદા કરવી નહી તે વ્રત છે.

અગ્નિ પુરાણમાં અન્નને ધર્મ, કામ, મોક્ષનુ પરમ સાધન ગણાવ્યુ છે

ક્ષુધા જેવુ કોઇ દુઃખ નથી ભૂખ જેવો કોઇ રોગ નથી માટેજ અન્નદાન જેવુ કોઈ પુણ્ય કાર્ય નથી

૮૬

# ખરેખર અદ્ભુત પરચો છે.

પુજ્ય વંદનીય ભક્તરાજ, તા ૨૪-૬-૫૭

વાત, એવી બની કે મારા વડીલ બંધુ ( ફોઈના દીકરા ) પાસે "બાપાના પરચા" નામનું પુસ્તક કોઇક મિત્ર પાસેથી આવ્યું તે વાચતા હતા તે દિવસો દરમ્યાન એ પુસ્તક સમય મળેથી થોડા ઘણા પાના ઉથલાવી જતો મારા વડીલ બંધુ તો પુસ્તક વાચીને જેમનું હતુ તેમને પાછું આપી આવ્યા પરંતુ મને વાચવાની ઘણી ઉત્કંઠા થઈ તાલાવેલી લાગી અને આઠેક દિવસમા મજકુર પુસ્તક પાછું મેળવ્યું ઘણી ઉમેદ અને શ્રદ્ધાથી પુસ્તક વાચવાનુ ચાલુ માસની લગભગ ચૌદ તારીખથી શરૂઆત કરી હતી શ્રદ્ધાપુર્વક યથાસમયે "બાપજીના પરચા"નું વાચન કરતો હતો ત્યા તારીખ ૧૮ મીએ રાતે તબીયત બગડી તે દિવસની રાત તો ઠીક પરંતુ બીજા દિવસે એટલે તા ૧૯ મીને બુધવારે રાતે લગભગ દસ વાગે તાવની શરૂઆત થઇ મગજ ઉપર તાવની અસર વધારે જણાવા લાગી અને કાઇક લવારો બાવરાની પણ અસર થવા માંડી અને તાવ વધુ હોવાથી ઘેનમા બબડવાની શરૂઆત થઇ રાતે દસ વાગે સુતો પરંતુ રાતના બે વાગ્યા સુધી નિંદ્રા ન આવી કંટાળ્યો ઘરમા એકલો હતો બીજુ કોઇ મળે નહિ છોકરાઓ દેશમા હતા તાવ વધારે ચઢતા એનેસીનની ગોળી લીધી ત્યા તો "બાપજીના પરચા" વાળા પુસ્તક પર નજર પડી અને થયુ કે 'થોડો સમય બાપજીનુ નામ દઈ થોડાક પરચાઓ વાચુ" વાચવાની શરૂઆત થઇ, વાચ્યા પરંતુ મગજ ઉપર તાવની વધારે અસર હોવાથી ચેન પડતુ ન હતુ છેવટે "બાપજીને વિનંતી કરી કે હવે મને નિંદ્રાદેવીને શરણે મોકલો કે જેથી આવતી કાલે હુ ઓફીસે જઇ શકુ અને સવાર થતા તાવ ઉતરી જાય તથા ગુરૂવારે પાછો તાવ ન ચઢે અને ઈન્ફ્લુએન્ઝાની અસરમાથી

બચી જાવ તો મારે તમારા દરબારે રૂા. ૫) નો મનીઓર્ડર તા. ૨૪-૬-૫૭ ના દિવસે કરી દેવો આમ બાપજીને વિનંતી કરીને હું તો ઓછાનામાં લાંબી તાણી ગયો. અને ખરેખર! આશ્ચર્ય સાથે જણાવું છું કે તે દિવસે રાતે ઘણી ઉંઘ કાઢી હોય તેવું બીજે દિવસે સવારે ઉઠતાં સાથે લાગ્યું. બીજે દિવસે ઓફીસે પણ ગયો અને બાપજીની કૃપાથી તાવ પણ પાછો થયો નહિ ગુરૂવાર તા. ૨૦-૬-૫૭ નાં દિવસે સવારે બાપજીના પુસ્તકે મંત્ર પુષ્પાંજલી કરી, અને નિર્ણય કર્યો કે "ખરેખર! અદ્‌ભૂત પરચો છે." અને બાપાજીની કૃપાથી આવેલી માંદગીને ટાળી શકયો.

મારી માનતા મુજબ "બાપજી"ના અન્નદાનનાં ક્ષેત્રમાં મોકલેલ નાણાંનો ઉપયોગ કરશો. એજ વિનંતી.

લી. નગીનદાસ ભીખાભાઇ મિસ્ત્રી
ના જય જલારામ.
દંડવત પ્રણામ.

---

## શ્રદ્ધા.

ગુરુની અપાર શક્તિમાં વિશ્વાસ વાળો શિષ્ય ગુરુનું માત્ર નામ ઉચ્ચારીને નદીના પ્રવાહ ઉપરથી ચાલી ગયો આ જોઈને ગુરુએ પોતાના મનમાં વિચાર કર્યો, 'ઓહો! મારા નામમાં પણ શું આટલો બધો પ્રતાપ છે! બેશક, મારી પોતાની શક્તિ ઘણી જ છે અને હું ઘણો મોટો છું!'

બીજા દિવસે તેણે 'અહં-અહં-અહં' કરતાં નદી પરથી ચાલી જવા માંડયું: પણ જેવો તેણે નદીના પાણી પર પગ મૂકયો કે, તુરત જ તે ડૂબી ગયો '

શ્રદ્ધા આશ્ચર્યકારક પરચાઓ કરી શકે છે, પણ અહંકાર અને ગર્વ એ મનુષ્યના કાળ છે

## ૮૭

C. A Patal
P B. No 299
Dar-es-Salaam.

૧. જન્મની સાથે મૃત્યુ જડાયેલું તો છે જ પરંતુ અકાળે આશાભર્યા ગ્રેજ્યુએટ યુવાન પુત્રના મરણનો કારી ઘા સહન કરવા એમના માબાપને પૂજ્ય જલાબાપા શકિત આપે છે. અને યુવાન મરણ પથારીએ પડયા પડયા પુજય બાપાનો ફોટો હૃદય સાથે ચાપી બધાને કહે છે...
" બોલો જલારામ : "

શ્રી ચતુરભાઇ લખે છે કે :

મારા પુત્રને સોમવાર તા. ૨૪-૧૨-૫૫ ના રોજ સવારના ઓફીસે જતાં ઘરના બારણા આગળ ઉલટીની શરૂઆત થઇ. ઉલટીઓ ખોરાક પાણી લે કે તુરત થતી, સાધારણ ખોરાક પાણી પેટમાં બે મિનિટ પણ રહેતું નહિ તે દિવસે બપોરે ૩-૩૦ વાગે તેનાં કાકી જોવા માટે આવ્યાં તે વખતે ખાટલામાં સુતાં સુતાં "અખંડ આનંદ" વાંચતો હતો, તેમની સાથે તેણે વાતચીત કરી અને તેનાં બા તથા કાકીને ખાટલા ઉપર બન્નેને બેસાડયા પછી તેણે વાત વાતમાં કહેવા માંડયું કે કદાચ હું જાઉં તો કોઇ રડશો નહિ કાળાં કપડાં પહેરશો નહિ, પોતાનો સ્વભાવ આમ મશ્કરો અને આનંદી હોવાથી તેનાં બાએ સાચું માન્યું નહિ અને સમજ્યા કે છોકરો મશ્કરી કરે છે, ઉપર મુજબ તેણે ચાર વખત કહ્યું. તેણે પોતે મરવાનો છું તેનો શબ્દ એક પણ વખત વાપર્યો નથી ફકત એટલુંજ કહેતો કે કદાચ હું જાઉં તો. થોડીવાર બાદ તેણે તેનાં મોટાં બેન કે જેઓ તે વખતે બહાર કોઇને ત્યાં બેસવા માટે ગએલ તેમને બોલાવવા માટે જણાવ્યું. નાની બેન નાનો ભાઈ તથા બેનના બે ભાણાઓને ખાટલામાં પોતાની બાજુમાં બેસાડયા અને ફરીથી વાતચીત કરવા માંડી કે મારા બાપુજીને કહેજો કે કોઈ પણ જાતની પૈસા બાબત ચીન્તા કરે નહિ. કોઇના ઉપર ગરમ થાય નહિ, વિગેરે ઘણી ઘણી ભલામણ કરી. મારી આટલી નાની ઉંમરમાં હું કોઇની સાથે ઉંચે સાદે બોલ્યો નથી અને કદાચ બોલાયું હોય તો માફ કરશો. ત્યારે તેનાં બાએ તેને કહ્યું કે ભાઇ તને તો આવી મશ્કરી કરી હંમેશાં આનંદ કરવાનું

મન થાય છે ત્યારે તેણે જવાબ આપ્યો કે કદાચ હું જાઉં તો માફી માગી લઉં છું. ઉપરની વાત કરતાં સુધી તેનામાં દરેક બાબતનું દુનીયાદારીનું ભાન હતું. વાતચીત કરતાં કરતાં એકદમ બેબાકળો થઈ ગયો હોય તેમ બેઠો થઇને તેણે પોતે પોતાના હાથથી ચીતરીને મઢાવેલ શ્રી જલારામ બાપાનો ફોટો કે જે તેણે પોતાના ખાટલાની ભીંત ઉપર ટાંગેલ હતો તેની માગણી કરી ફોટો આપ્યો કે તુરતજ કુદી કુદીને છાતી સાથે જોરથી ભીંસવા માંડયો બેઠેલાઓને એમ લાગ્યું કે ફોટો તુટતાં તેની છાતીમાં કાચ પેસી જશે પણ જોરથી દબાવ્યા છતાં પણ ફોટો અકબંધ રહ્યો. ફોટો છાતીએ દાબતો જાય અને બેઠેલાઓને કહે કે હું જલારામ છુ " બોલો જલારામ, જલારામ" બધાંએ તે મુજબ બોલવા માંડયું એટલે તેણે બોલવાની શરૂઆત કરી કે હું બહુ વર્ષે આ ઘરે આવ્યો છું ને આને નાની ઉંમરમાં મારી સાથે લઈ જાઉં છું. દુનીયા એની બહુજ રાહ જુએ છે માટે મારી સાથે લઇ જાઉં છું દુનીયાની સેવા કરીને પછી આ ઘરે પાછો આવીશ, માટે કોઇ રોકકળ કરશો નહિ. ઉપરની વાત કરતી વખતે જાણે કે કોઇ દૈવીઓએ શરીરમાં પ્રવેશ કર્યો હોય તે મુજબ આખુ શરીર ધ્રુજતુ હતું. તેનાં બાએ તે વખતે નારીએલ મંગાવી દીવો કરી નારીએર વધેર્યું. આમેય અમોને બધાને શ્રી જલારામ બાપા ઉપર પુરેપુરી આસ્થા તો છેજ.

તેનાં બાને વિચાર થયો કે બધાં આવ્યાં પણ તેના બાપુજી આવ્યા નહિ તેથી મને બોલાવવા માણસ મોકલ્યું હુ ઘરે આવ્યો એટલે તેમણે કહ્યું કે જુઓ મહેન્દ્રને આવું થઇ ગયું છે માટે ડૉકટરને બોલાવો. ડૉકટર બોલાવવાની વાતચીત થતી હતી તે સાંભળીને તેણે જણાવ્યું કે મારે તો ડૉકટરની સેવાની કોઈ જરૂર નથી આજુબાજુના માણસોને ખબર પડી એટલે ઘણા જણ ભેગા થઇ ગયા જે આવે તેને તેતો એમજ કહે કે બોલો જલારામ હુ ડૉકટરને બોલાવવા ગયો તે દરમીયાન તેણે કહ્યું કે હું નાની ઉંમરમાં મહાદેવ મંદિર ગયો નથી એટલે તમો ખોટું માનશો પણ હું જલારામ છું ત્યારે તેનાં બાને થયું કે લાવો પુછીએ કે જલારામ બાપા આપ પધાર્યા હો તો મને દર્શન આપો તેણે પુછયું પણ ખરૂ પણ તેમને દર્શન શેનાં થાય પણ તેના જવાબમાં બાપાએ એટલું કહેલ કે જરૂર પડે મને યાદ કરજો હું દુનીયાની સેવા કરવા જાઉં છું પણ જલારામનું નામ કોઇ ભુલશો નહિ

ડૉકટરને બોલાવીને હું આવ્યો ડૉકટરે તાવ માપવા મોઢામાં થરમામીટર મુકવા પ્રયાગ કર્યા પણ જ્યાં જલારામ જલારામ નામનો જાપ ચાલતોજ હોય ત્યાં થરમામીટર મહેજ કર્યાં થાકીને ડૉકટરે શરીર તપાસી જણાવ્યું કે મગજે ગરમી ચઢી ગઇ છે અને બેભાનપણામાં બોલે છે એટલે

તરતજ જવાબ આપ્યો કે હું પુરેપુરો ભાનમાં છું. અને મને તમારી સેવાની કે દવાની કોઇ જરૂર નથી તમો જલારામ જલારામ બોલો.

છેવટે શ્રી ચતુરભાઇ લખે છે કે, તે પછી ડોકટર દવા દયે છે પરંતુ બીજે દિવસે મહેન્દ્રનું આણપંખેરૂ ઉડી જાય છે અને સૌ વિલાપ કરે છે અને વધુમાં લખે છે કે મારા દીકરાએ છેવટ સુધી જલારામના નામનુંજ રટણ કર્યું અને બાપાએ આગલા દિવસથી અમારામાં એટલી બધી શાંતિ મુકેલ હતી કે-અમોને આમ થશે તેનો સ્વપ્ને પણ ખ્યાલ આવે નહિ ઘરનાં બધાજ માણસોને એકદમ શાંતિ હતી

ઉપરની વિગત ટુંકાણમાં લખેલ છે છતાં આપને કોઇ સુધારો કરવો હોય તો કરી શકો છો બનેલી સાચી હકીકત છે જલારામ બાપાનું નામ અમો ઘરમાંથી કોઇ આ જીંદગીમાં તો ભુલી શકીએ તેમ નથી. અમારો તો નાની ઉંમરમાં ડાહ્યો અને સમજદાર દીકરો ગયો તેનુ દુઃખ તો હોયજ પણ તેના આત્માને શ્રી જલારામ બાપા લઇ ગયા છે તો ત્યાં તે આત્માને શાન્તિ મળે તેજ અભ્યર્થના

લી ચતુરભાઇ એ પટેલના જય જલારામ

---

ભાઇબંધ ઓર કુટુંબ કબીલા મુહબ્બત મતલબકી
દયા ધર્મ કર સાહેબ સમરો બીનતી નાનકકી,
બીનતી નાનકકી રે ખબર નહિ આ જુગમે પલકી,
સુકૃત કરવે રામ સમરવે કો જાને કલકી,

—o—

કભુ બડા ઉચ્ચાહ કો દોશ આવે,
કભુ શોક સિંધુ બીધાતા બનાવે
નહિ ગેય કે હારીયે નીરનેના,
રખે જ્યો પ્રભુ ત્યો ખુશીમેં રહેના

અમૃતલાલ લાલજીભાઈ અનડકટ
તા હળવદ, પો ટીકર રણ
મુ ઇસનપુર
તા ૧-૧૧-૬૦

ઇસનપુરથી શ્રી અમૃતલાલભાઇ લખે છે કે-

## ચોપડી નીચે મુકવાની પણ જરા મરજી ન થતી.

રા રા ભાઇશ્રી કનકરાયભાઇ

આપે મોકલેલ પુસ્તક ન ૨ બે, એક કૈલાસ માનસરોવરને પથે તથા ભકત શ્રી જલારામ મહારાજના જીવન ચરીતને અમર ઇતિહાસ તા ૧૮-૧૦-૬૦ ના રોજ મલ્યો છે આપે દીવાળીના તહેવાર ઉપર તુરત મોકલેલ તેથી આપે મે કરી છે કૈલાસ માનસરોવરના પથે વાચતા એટલો આનંદ આવતો હતો કે ચોપડી નીચે મુકવાની મરજી ન થતી દીવસના પણ ગરાગને માલ આપીને તુરત ચોપડી હાથમાં લઇ લેતા હતા અહાહા કનકરાયભાઇ આપનુ લખાણુ વાચતા તો મને પોતાને થાય છે કે હુ પણ જાત્રા કરીને આજે જ કેમ ન આવ્યો હોઉં અમો જલારામ બાપાની મે થી બધુજ સહકુટુંબીઓ લહેરમા છીએ અમો પણ બાપના દર્શન વીરપુર કરી આવેલ છીએ બસ એજ

લી આપનો સુભેસુ
અમૃતલાલ લાલજીના વંદન

દલસુખલાલ ઠાકોર ટેલર
પી ઓ બોકસ ૨૪૧
થીકા તા ૧૨–૧૦–૬૦

પો ઓ. ૨૪૧ થીકા (આફ્રિકા)થી દલસુખભાઈ ઠાકોર લખે છે કે–

## મારી પાસેથી દરેક માણસો વાંચવા માટે લઈ જાય છે.

ભાઈશ્રી કનકરાય સૌભાગ્યચંદ,

બીજુ બદ્રીકાશ્રમ, ભગવાન અમરનાથ, કૈલાસ માનસરોવરને પંથે તથા અમરપથ દરેક પુસ્તકો વાચવાના ઘણાજ દીલ થાય છે અને યાત્રા કરવા જઈ રહ્યા હોય એમજ થાય છે



આપના મોકલાવેલ પુસ્તકો દરેક માણસને વાચવાનુ બહુજ દીલ થાય છે અને અત્યારે હાલમા મારી પાસેથી દરેક માણસો વાચવા માટે લઈ જાય છે. એ આપના જાણવા માટે લખ્યુ બસ એજ

લી દલસુખના જય જલારામ વાંચશો

લુઇસ ટ્રીચાર્ડ પો. ઓ. નં. ૨૭૭, બહેન શ્રી સુભદ્રાબહેન લખે છે કે—

## જાણે શંકર પ્રભુને ઘેરજ જઇએ છીએ.

ાઇ સૌભાગ્યચંદભાઈ,

તમારા તરફથી કૈલાસ–માનસરોવરને પંથે બુક મળી છે. તે મેં વાંચી લીધી છે ને હવે બધે વાંચવામાં ફરે છે. બુક વાંચીને એમજ થાય કે આપણે ણ સાથેજ યાત્રા કરીએ છીએ કારણ કે તમારૂં લખાણ એટલું સરસ છે ાંચતા એમજ થાય કે વાંચીએ છીએ યાદ ન રહે પણ એમ લાગે કે મુસાફરીજ કરીએ છીએ. મૃત્યુ પછી કૈલાસ મળે કે ન મળે સાથે પુણ્ય હોય તેને



કદાચ કૈલાસ મળતું હશે પણ એવું પુણ્યશાળી તો કોઈજ હોય. પણ બુક વાંચતા એમજ થાય કે કૈલાસ શંકર પ્રભુને ઘરેજ જઈએ છીએ. ને બીજું જે પુર્વ જન્મની નોંધ છે તે ખરેખર જાણવા જેવી છે કારણ કે ઘણા તો પુર્વ જન્મમાં માનતા જ નથી હોતા પણ આ હીસાબે તો પુર્વ જન્મ છેજ.

એજ. લી. સુભદ્રાના જય જલારામ.

— વાંચો —

### કૈલાસ–માનસરોવરને પંથે

પાના ૪૦૫. ફોટા ૬૫. પાકું પુઠું પચરંગી જેકેટ.

કિંમત રૂ. ૪–૨૫

પોસ્ટેજ બોક્સ સાથે રૂ. ૧–૮૪

લેખક : સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ

૮૮

## "હે બાપા ? આપના ચરણો સમીપ છેલ્લા શ્વાસ છૂટે."
## એ કેવું ધન્ય . કેવું ભવ્ય....

**ધન્ય મૃત્યુ**
**॥ જલારામ સત્સંગ મંડળમાં બનેલી અલૌકિક સત્ય ઘટના ॥**
**॥ કવિ શ્રી હંસરાજભાઇનો દેહોત્સર્ગ ॥**
**( સને ૧૯૫૭ )**

આવ્યો તમારે દ્વાર... આવ્યો તમારે દ્વાર... શરણમાં લ્યો લ્યો હરિ...
ભૂધર ઉતારો ભાર... ભૂધર ઉતારો ભાર... શરણમાં લ્યો લ્યો હરિ...
પડું પડું થાઉં... બીજે ક્યાં જાઉં ?... ક્યાંએ નહિ છત્ર જંપે...શરણમાં૦

વીરપુર,
તા. ૨-૮-૧૯૫૭

જય જલારામ.

ભાઇશ્રી સૌભાગ્યચંદભાઈ સપ્રેમ નમસ્તે

આપનો તા. ૧ નો પત્ર મળ્યો. અંધ કવિશ્રીની હકીકત મારી જ લખેલી છે જરા સારા અને સ્પષ્ટ અક્ષરોમાં અત્રે મેં માસ્તર મનસુખલાલભાઇ પાસે લખાવી હતી એટલે જ. લેખક તરીકે મારૂં નામ મુકી શકો છો કારણ મારી નજર સામે બનેલી હકીકત છે. એ લખાણને આપ સ્થાન આપશો. એટલું કવિશ્રીને ગૌરવ મળશે. આ માટે આપનો આભાર.

સર્વેને મારા જય જલારામ કહેશો પૂ બાપાની બાજુમાં બેસીને તમારા પત્રનો જવાબ લખ્યો છે એમનુ પડખું અને હુંફ હંમેશાં મળતા રહે એજ પ્રાર્થના.

લી. સ્નેહાધિન,
શીવજી કુંવરજીનાં
જય જલારામ

સંસારમાં જન્મીને જેણે જીવન સાર્થક કર્યું. "શરણુમાં લ્યો લ્યો હરિ" એ જેમનો જીવનભરનો પોકાર રહ્યો. એવા વિનમ્ર અંધ કવિ શ્રી હંસરાજ-ભાઈ પૂજ્ય જલાબાપાના શરણે રહેલા નમ્ર શિષ્ય હતા.

પૂજ્ય બાપાના ઘણાં પદો તેમણે રચ્યાં. બાપાના જીવનને અનેક બાજુથી તપાસ્યું. પ્રભુપદે બિરાજમાન શ્રી જલાબાપાને "ગુરુસ્થાને" સ્થાપી તેનાં અનન્ય ઉપાસક બન્યા.

પૂજ્ય બાપા! એટલે સમર્થ ગુરુ.

જેમની કૃપાથી કવિશ્રીને જીવનનાં છેલ્લા કાળ દરમ્યાન શ્રી પ્રભુનાં દર્શન અનેક વખત થયાં. આ પવિત્ર એકરાર અને ધન્ય પ્રસંગો જીવનના છેલ્લા દિને, છેલ્લી થોડીક મિનિટો પહેલાં વર્ણવ્યા અને સમર્થ ગુરુ સમા "જલારામ બાપા"ની અલૌકિક સિદ્ધિઓનો પરિચય કરાવી ચકિત કર્યા.

તેઓ ભૂલેશ્વર ફુલગલીમાં દર ગુરૂવારે થતા પૂજ્ય બાપાના સત્સંગમાં અચુક હાજરી આપતા.

પૂજ્ય માતાજી "વીરબાઈમા"નું પ્રતિક તેમનીજ પ્રેરણાથી ત્યાં સેવામાં મુકાયું અને આજે પણ સેવાય છે.

વર્ષોની તેમની ગુરૂવારની યાત્રા પૂજ્ય બાપાએ સાર્થક કરી.

તેમના જીવનનો અંતિમ દિન ગુરૂવાર નિર્માણ થયો.

તેમના જીવનની પ્રિય પ્રવૃતિ, સત્સંગ, તેમની મુખેથી નીકળેલા અને સહુએ ઝીલેલા શબ્દો.

"જલારામ જાગો, ફરી તમે જાગો, જગદીશને જગાડો."

એ શબ્દો ઉચ્ચારતાં તેમણે "શ્રી જલારામ સત્સંગ મંડળ"ના કિનારે પોતાની "જીવનયાત્રા" પૂરી કરી. અને એ ભૂમિને પવિત્ર બનાવી સૌ શ્રોતાઓ જાણ્યે અજાણ્યે પૂજ્ય બાપાની છાયામાં મુકાયા, અને સાક્ષીભૂત બન્યા.

શ્રી શાંતિ પ્રાર્થના પછી, કવિશ્રીએ પ્રારંભ "શ્રીમદ્ ભાગવદ્ ગીતા"ના શ્લોકથી કર્યો. તેમનું પહેલું ભજન જે અંતિમ પ્રાર્થના રૂપે હતું.

"પડુ પડુ થાઉં, બીજે ક્યાં જાઉં... છત્ર ક્યાંય નહિ જડે...
શરણમાં લ્યો લ્યો હરિ......"

તેમની આર્તનાદનું અંતિમ પ્રાર્થના રૂપે ભજન તેમણે રજુ કરીને સહુ શ્રોતાઓને મુગ્ધ કર્યાં અને એ અલૌકિક પવિત્ર છાંયાના દર્શન માટે સહુનું મન અને ધ્યાન કેન્દ્રીત કર્યાં.

કવિને તેજના વર્તુલો વચ્ચે ફરતાં તેજના ચક્રો વચ્ચે શ્રોતાઓ જોઇ રહ્યા હતા, તેમનો સારોય દેહ ભવ્ય અને દેદિપ્યમાન બનતો જતો હતો.

"સત્સંગ મંડળ"ની અગાસીમાં બેઠેલા કેટલાક ભાઈઓનું ધ્યાન આકાશ તરફ ગયું.

ચલાળાવાળા "આપા દાના ભગત" એક વખતે શ્રી રામચંદ્રજીની આરતી કરી રહ્યા હતા. ત્યાં આપોઆપ એ આરતીની દિશા બદલી. અને વહેતા પ્રેમ અશ્રુઓ વચ્ચે તે ગગન મંડળની આરતી ઉતારવા લાગ્યા.

સૌ ચકિત થયા.

આપા આ શું ?

એક અવાજે સૌના મુખેથી તે પ્રશ્ન ઉદ્દભવ્યો.

આપાનો ડાબો ઘંટડીવાળો હાથ આકાશ તરફ ગયો.

જુઓ !

"આ જલાભગતનું વિમાન જાય છે."

એમ તેઓ બોલ્યા.

આ પ્રસંગનું અગાસીમાં બેઠેલા એક ભાઇ વર્ણન કરી રહ્યા હતા.

જેવો તેમનો હાથ ભાવપૂર્વક આકાશ તરફ વળ્યો. અને મુગ્ધ શ્રોતાજનોની નજર પણ આકાશ તરફ ગઈ અને અહીં "હંસરાજભાઇ" ઢળી પડયા.

"પૂજ્ય બાપા" ની પવિત્ર છાંયામાં વાતાવરણની પવિત્ર એકધારી અસરો સરકતી જતી હતી.

બીજી તરફ જાણે રાજા ચિત્રકેતુના દરબારમાંથી જલાબાપાને સંદેશો મળ્યો કે,

તમારા આશ્રિત જીવની અંતિમ યાત્રા પૂરી થાય છે. તને લેવા જવાની વ્યવસ્થા પૂરી કરો.

પૂજ્ય બાપા, અંધ કવિને કઇ દ્રષ્ટિએ જોતાં તેનું ભાવપૂર્વકનું દ્રશ્ય તપાસીએ

'આવા પવિત્ર.'

'કેવા પવિત્ર ?'

'કે જેણે જન્મીને પાપ કૃત્ય કર્યું નથી'

એટલું જ નહિં પણ આંખે જોયા પાપમાં જે જીવ સાક્ષીભૂત બન્યો નથી

મન અને ચિત્તથી જેમણે સદાય રામ સમર્યા છે અને જીભેથી સદાય સહુનું કલ્યાણ વાંચ્છ્યું છે એવા જીવને અંતિમ સમયે લેવા હું જાતેજ જઇશ

સદ્‌ગુરુના આશ્રિત જીવને ગુરુ અંતિમ સમયે દર્શન આપે છે એ સિદ્ધાંતના બંધનમાં રહીને "શરણે લ્યો લ્યો હરિ" એ રીતે ઝંખતા જીવને બાપા જાણે જાતે લેવા પધાર્યા

છેલ્લી પળોના મિલનની કલ્પના "એ ધન્યપળો" હતી

એક બાજુ "પૂજ્ય બાપા" શ્રી હરિનો સંદેશ લઈ પધાર્યા આ ધન્ય દર્શન કરવા દેવોએ મૌ ચંચળ ચિત્તવૃત્તિઓને એક ધ્યાન અને શાંત કરી "પૂજ્ય બાપા" ના શબ્દો

"ભકત દેહધારી કવિ હંસ તમારી જીવન યાત્રા સાર્થક થઇ"

"તમારી પ્રાર્થના મંજુર રહી"

"શ્રી હરિના શરણમાં લેવા, તમારો આવાગમનનો ફેરો ટાળવા હવે તમારો હાથ મને આપો" આમ કહી જાણે બાપાએ હાથ લંબાવ્યો

પૂજ્ય બાપાનો, પવિત્ર દેહની છાંયા દેખાતાં અને પ્રેમાળ સ્વર કાને પડયા ભેગો જ વાજીત્રવાળો હાથ વાજીત્ર હાથમાંથી સરી પડતાં ઉર્મિભર્યા હૃદયે ઉંચો થયો બાપાએ એ હાથ ઝાલ્યો છેલ્લા શબ્દો

"તમે જાગો જગદિશને જગાડો" એ શબ્દો બોલતાં કવિ બાપાના શ્રી ચરણમાં ઢળ્યા

જમણી આંખમાંથી બે હર્ષના અશ્રુબિંદુઓ દેખાયાં ભકતનું તેજ ભગવાનમાં સમાયું, છતાં એ નિશ્ચેતન દેહની કાન્તી અને ઓજસ વધતાં જતાં હતાં

પૂજ્ય બાપાના આસનની દિશાએ ઢળી પડેલા "હંસરાજભાઇ"ને ચત્તા કરી ખોળામાં લેતાં, ત્યાં આ દ્રશ્ય જોનારાઓમાં એક સજ્જન ડૉકટર પણ હતા, અને તેમણે જાહેર કર્યું કે કવિનું હૃદય કામ કરતું બંધ પડયું છે.

થોડીક પળોમાં આ અલૌકિક ઘટના બની ગઈ.

સૌ કોઇ હાજર રહેલા, ધ્યાનાવસ્થામાંથી જાણે મુકત થતા હોય તેવી રીતે સૌની ચંચળવૃત્તિઓ ફરી જાગૃત થઇ.

શું બન્યું!

શું બન્યું!! એ ચોકસાઈમાં સૌ પડયા.

ભકતનું મૃત્યુ "સત્સંગ મંડળમાં" સત્સંગના સમયે અને "જગદિશ"નું નામ મુખમાં અને સેંકડો નર-નારીઓ ઝીલનાર તેની વચ્ચે આપા દાના વાળી વાત.

"જુઓ એ જલાભગતનું વિમાન જાય." તેજ પળે જલાબાપાનો શરણાંગત જીવ ગુરુ તેજમાં સમાયો.

"જાગો જગદિશને જગાડો."

જગદિશ જાગ્યા.

અને હંસરાજભાઇ જગદિશને જગાડી પોતે પોઢયા.

પૂજ્ય જલાબાપાનો આશ્રિત જીવ, પૂજ્ય બાપાની જેમના તરફ અપાર કરૂણા હતી તે જીવને અંતિમ વિદાય આપતી વખતે રામ રટતાં, મુખમાં બાપાના શ્રી ચરણોથી રૂપાનાણું મૂકવામાં આવ્યું.

બાપાના પૂજન સાહિત્યનો એટલે કુમકુમ, ચંદન, ચોખા, ફૂલ ઇત્યાદિથી પૂજન અર્ચન કરી પૂજ્ય બાપાની પછેડી ઓઢાડી.

ફૂલોના હારોની એક સુંદર ચાદર બનાવી તેમને ઢાંકયા.

"આનંદ મંગળ કરૂં આરતી, હરિ ગુરુ સંતની સેવા"

આ આરતીથી તેમને સન્માન્યા.

ગુરુધામના યાત્રિકને ગુરુપદના અધિકારી ગણી. કુમકુમ, ચોખા અને ફૂલોથી સૌ નરનારીઓએ વધાવ્યા.

ત્રણ ત્રણ પ્રદક્ષિણા ફરી, વંદન કરી અંતિમ વિદાય આપી.

અંતિમવિધિ, અગ્નિસંસ્કાર માટેનું સ્થાન ખુબ પાણીએથી ધોઇ, શીતળ અને પવિત્ર બનાવવામાં આવ્યું. અબીલ, ગુલાલ વિગેરેથી સુશોભિત બનાવવામાં આવ્યું. અગ્નિસંસ્કારના સ્થાનની ફરતું વીમાન ચીતરવામાં આવ્યું. તેમાં શ્રી રામનું નામ લખી ભકત કવિનો દેહ પધરાવ્યો. પહેલી ચીનગારી આ શબ્દોથી પ્રગટાવી.

"હે રામ! આપની અનામત આપને સુપ્રત!!

અને સૌ વિદાય આપનારાઓએ શરૂઆતમાં ઉપાડેલી ધૂનને ફરીથી વહેતા પ્રેમ અશ્રુઓ વચ્ચે ફરી ફરી ગૂંતવી.

" ૐ શ્રી રામ જય રામ જય જય રામ "

"નયનાં ભલે હર્યાંરે, મારા અંતરમાં અજવાળું"

"જલારામ સત્સંગ મંડળ" એ કવિનું અંતર હતું અને હૃદય પણ હતું. એ અંતરમાં એમણે ભકિતનાં, અજવાળાં, પાથર્યાં, એ સત્સંગ મંડળને એમણે અજવાળ્યું. એ પથરાયેલા ગાલીચાપર જ્યાં કવિશ્રી પોઢયા, એ ગાલીચા, અને પથરાયલા સાધનો કવિશ્રી માટે મોક્ષ ધામની સીડી, નીસરણી કે પગથિયાં બન્યાં તેમ સૌ માટે બનો એજ પ્રાર્થના.

લી.
શીવજી કુંવરજીનાં
જય જલારામ.

શ્રી જલારામ સત્સંગ મંડળ,
કુલગલી, ભુલેશ્વર,
મુંબઇ ૨.

---

જય જલારામ.

૮૯

# હાજરાહજૂર જલારામબાપા

લેખક – સેવક શ્રી યોગેન્દ્ર ધનુભાઈ મહેતા B Sc

આ લેખના લેખક શ્રી યોગેન્દ્ર ધનુભાઈ મહેતા B Sc નો પરિચય હું આપું તે કરતા તેઓની કલમ જ વધુ આપશે કારણકે તે કલમમા પુજ્ય બાપા પ્રત્યેની શ્રદ્ધા ભારોભાર ભરેલી છે

શ્રી યોગેન્દ્રભાઈ સૌરાષ્ટ્ર સરકારના રાજકોટ ખાતે ઉદ્યોગ અને પુરવઠા ખાતામા ગેઝેટેડ ઓફિસર હતા પરતુ જામનગરમા ભરાયેલા પ્રદર્શનની પુરી સફળતા માટે પોતાની દાઢી રાખવાથી નામદાર જામસાહેબ બાપુએ પોતાની રમુજી શૈલીથી એક જાહેર સભામા શ્રી યોગેન્દ્રભાઈની સાધુતાની ઓળખાણ આપ્યા પછી એ સરકારી વર્તુળમા વધુ જાણીતા થઈ ગયેલા

લેખક

સમય ઘણો થોડો હતો લખનૌમા ઉત્તર પ્રદેશની સરકાર તરફથી એક અખિલ હિંદ પ્રદર્શન ભરવાનુ હતુ તેમા સૌરાષ્ટ્ર સરકાર તરફથી પહેલીજવાર સૌરાષ્ટ્રના નાના મોટા ઉદ્યોગો ગ્રામોદ્યોગ અને ગૃહઉદ્યોગ તથા કળા કૌશલ્યના નમુના ભેગા કરી મોકલવાના હતા અમે 'સ્ટેશન વેગન' લઈને રાજકોટથી ઉપડ્યા બાબરા, શિહોર, ભાવનગરથી નમુના ભેગા કરી તળાજા થઈને મહુવા જઈ રહ્યા હતા ડ્રાઈવર ગોહિલવાડ જીલ્લાના આ રસ્તાથી અપરિચિત હતો

તળાજા સૂર્યાસ્તના સમયે પહોંચ્યા

તળાજાથી મહુવાનો રસ્તો અટપટો છે. તેમાં ઉપરાઉપરી આવેલ દુષ્કાળ સમયે રાહત કાર્ય રૂપે કરેલા રસ્તા ઉપરથી જતાં ઝહાંડ ચાર પાંચ માઇલ પહોંચ્યા હશું ત્યાં અંધકારના ઓળા અવનિ ઉપર ઉતર્યા.

કેડી દેખાતી બંધ થઇ અને એમને એમ આગળ જતાં એકજ ગામની આસપાસની સીમમાં ત્રણ ચક્કર લગાડયા પણ ગામ બહારનો રસ્તો મળે નહિ.

મારા મિત્રે કહ્યું "આખી રાત આ ગામમાં કાઢવી પડશે કે કેમ?"

મેં કીધું "મુંઝાવાની જરૂર નથી- જલાબાપા રસ્તો દેખાડશે."

ત્યાં તો પાછળથી બે ત્રણ ગામડીયાનો અવાજ સંભળાયો. 'એ ભાઇ, આમ નઈ આમ જાઓ.'

અમે મોટર ઉભી રાખી.

પેલા ભાઇઓને પૂછયું તો કહે કે ડાબી બાજુની કેડી મહુવા જાય છે.

અમે આગળ વધ્યા. દસબાર ફુટ ગયા હશું ત્યાં પેલાઓએ બુમ મારી.

'ઇ બાજુ નો જતા.'

અમે મોટરના પ્રકાશમાં ચાર પાંચ પાળિયા જોયા. જરા આગળ વધ્યા હત તો પંદર વીશ ફુટના ખાડામાં વેગન ઉંધે માથે ગયું હોત. મેં મારા મિત્રને કહ્યું.

'જોયું જલાબાપાએ કેવા બચાવ્યા.'

આગળ ચાલ્યા.

ફરી દસ પંદર મિનિટ બાદ કેડી ખોવાણી.

હું તો મનમાં જલાબાપા...જલાબાપાની માળા જ ફેરવતો હતો.

ત્યાં અંધારામાંથી ડાબી બાજુએથી દસ બાર ભેંસો નીકળીને સીધી ચાલવા માંડી.

અમે તેની પાછળ પાછળ લગભગ પોણો માઇલ ગયા હશું ત્યાં નદીનું નાણું આવ્યું. પાણીની ઉંડાઈ શે ખબર પડે-પટ લગભગ ખરો ત્રણસો ફુટ પહોળો.

અમે ત્યાં હાંકીએ તો ગાડી ફસાઇ જાય

ત્યાં તો બાજુમાંથી એક ગાય નીકળી અને જાણે અમને દોરતી હોય અને કહેતી હોય કે મારી પાછળ પાછળ વેગન હાંકે આવો તેમ પાણીમાં આગળ ચાલી.

અમારા ડ્રાઇવરને તેની પાછળ પાછળ હાંકવા કહ્યું ને સામેપાર ખરી કેડી ઉપર પહોંચ્યા.

પાંચ સાત માઇલ આમ ગયા હશું ત્યાં થોડી વાડીઓની વચ્ચેથી ગાડી નીકળી–અમને સંભ્રમ થયો કે સાચે રસ્તે હશું કે કેમ ?

ત્યાં દૂર બે જણાને કેડીમાં વચ્ચે ઉભેલા જોયા.

અમે તેમની નજદીક પહોંચતાં વેગન ઉભું રાખ્યું–તો કહે અમે મહુવાથી આ વાડીમાં 'પીકનીક' કરવા આવ્યા હતા.

અમારા સાથીઓ અહીં રોકાયા છે અને અમારે મહુવા પહોંચવું છે પણ ખરો રસ્તો આ કેડીએથી બહાર નીકળ્યા પછી આવશે.

અમે તેમને સાથે લીધા અને ખરો રસ્તો આવતાં મારી મુકી. તળાજાથી મહુવા એકાદ કલાકમાં પહોંચાય તે અમે ચાર કલાકે પણ પહોંચ્યા ખરા

મહુવા એક રાત રોકાઈ, બીજે દિવસે સાંજે સાવરકુંડલા પહોંચ્યા ત્યાં કામ સાંજે જ પતાવીને રાત્રે જ નીકળી રાતના બે ત્રણ વાગે રાજકોટ પહોંચવા ધારણા હતી.

ડ્રાઈવરને અમરેલીથી કુંકાવાવ ગોંડલના રસ્તાની ખબર ન હોવાથી લાઠી બાજુ હાંકી.

રાતના ૧૨–૩૦ થયા હતા.

અમરેલીથી બહાર નીકળતાં સડક ઉપર પથરા પાથરેલ સડક રીપેર થતી હતી.

રિવાજ પ્રમાણે રસ્તા રીપેરનું બોર્ડ ન હતું.

બાજુમાં કેડી કરી હતી પણ ડ્રાઇવરને એમ કે થોડે જશું ત્યાં પાછી સારી સડક આવશે.

ચાર પાંચ માઇલ રોલીંગ કર્યા વગરની સડક ઉપર ચાલ્યા હશું ત્યારે ડ્રાઇવરને ટાયરને ઓછું નુકશાન થાય તે ઇરાદાથી ખેતરમાં ઉતારી દેવાનું મન થયું. એક ઠેકાણે તેણે ઉભી રાખી હું ઉતરી ગયો મારા મિત્રો બેસી રહ્યા.

રસ્તો ખેતરથી આઠ આઠ ફુટ ઉંચો હતો ઢાળ બહુજ સાંકડો હતો બન્ને બાજુ છ છ ફુટના ખાડા ઢાળ ઉપરથી નાની આંકડી ગાડી મ્હાંડ ઉતરી શકે

અમારૂં વેગન ઉતરતાં તો ઉતાર્યું પણ પાછળનું ડાબું પૈડું પેલા રસ્તા, ઢાળ ને ખાડામાં ફસાઇ ગયું.

મેં ગાડી ઉભી રાખવા કહ્યું

મિત્રોને ઉતાર્યા

ડ્રાઇવરે જોર કરીને મશીન રેઇઝ કરતાં ગાડી સેડી સેડી જઇને સામેના ભેખડમાં ફસાણી

જમણુ આગલું પૈડું ખાડાથી બે ફુટ ઉંચે ભેખડ ઉપર રાકડો હતો મોટરનું લાઈટ ચાલુ રાખીયે તો બેટરી બેસી જાય

અંધારૂં ઘોર ને અંધારી રાત

આજુબાજુ ખેતર ને જંગલો

જમણી બાજુના ખાડામાં અઠવાડિયા પહેલાં પડી ગએલ વરસાદને કારણે માટી નરમ હતી

ઉપરથી તડિયાં પણ અંદર ભીનો કાદવ, અમે મસલત કરી

જલાબાપાનું નામ લઇને શ્રમયજ્ઞ રાત્રે એક વાગે અંધારામાં શરૂ કર્યો

રસ્તા ઉપરના પથરા ઉપાડી હથેળીમાં બે-બે ચાર-ચાર લઇને જમણી બાજુની આગળના પૈડા નીચે ઢગલો કરવા માંડયો

સવારના પાંચ થયા

ઢગલો માંડ ચાર-પાંચ ઇંચ થયો હજુ દોઢ ફુટ બાકી હતું. છતાં સ્હેજ પૈડાને આધાર થાય ને મોટર રીવર્સ લઇને ખેતરમાં કેડી ઉપર ચડે તેમ કરવા અમે ડ્રાઇવરને કહ્યું

ડ્રાઈવરે રીવર્સ લીધી પણ ડાબી બાજુ રસ્તા ઉપર ન ચડાવતાં જમણી બાજુ પેલા કાદવવાળી જગ્યાએથી લઈ લેવાનો યત્ન કરતાં આગલાં બન્ને પૈડાં જમીનમાં છ છ ઇંચ ખુપી ગયાં અને અમને શ્રમયજ્ઞનું ફળ (?) મળ્યું.

થાકયા

હવે તો બે જેક ચડાવીને પૈડાં ઉંચા કરીને પાછળથી કોઇ મોટો ખટારો ખેંચે તોજ મોટર બહાર નીકળે તેમ હતું.

બાજુમાંજ તાજું બાંધેલું સિમેન્ટનું ગરનાળું હતું. તેની ઉપર સિમેન્ટ કોંક્રીટને બીછાનું ગણીને અમે થાકીને જરા આડે પડખે થયા.

ડ્રાઇવર અને એક ભાઇને નજીકના-પાંચ છ માઇલ પાછળ-રહી ગએલ ગામમાંથી ૧૫-૨૦ માણસોને બે ચાર મોટાં જાડાં દોરડાં લાવવા મોકલ્યા.

થોડીવારમાં સડક ઉપર ખડખડાટ સાંભળ્યો.

દૂરથી અમરેલી બાજુથી કાંઇક રસ્તા ઉપર આવ્યું આવે પાસે આવતા ટ્રેકટર-નીકળ્યું. અમરેલી અને લાઠી વચ્ચેનો રસ્તો રીપેર થતો હતો.

બે રાજ્યની માલિકીનો હોઈ કોઈ વાંધાસર કામ બે માસથી બંધ હતું.

પથરા નાખેલ પણ સ્ટીમ રોલર અટકી જવાથી રસ્તા ઉપર રોલીંગ થયું ન હતું. એટલે અમે વેગન તેવા રસ્તા ઉપર ચલાવતાં-તેમાં ચીલો પડેલ એટલે પેલા ટ્રેકટરવાળાને એમ થયું કે રસ્તો ચાલુ થયો લાગે છે.

તેઓએ આવીને તેમનો જેક સ્ક્રુ લાવીને અમારા વેગનનાં આગલાં પૈડા ઉંચા કરવા કલાક સુધી યત્ન કર્યો જેકને પથ્થર ઉપર ગોઠવી જેક ઉંચો કરે તો જેક ત્યાંને ત્યાં પથ્થર જમીનમાં ઉંડો ઉતરી જાય.

આવા મોટા મોટા પાંચ છ ઇંચ જાડા છ આઠ પથ્થર જમીનમાં ઉતરી ગયા પણ પૈડું એક દોરા જેટલું ઉંચું ન થયું.

ટ્રેકટરવાળા થાકયા.

સવારના સાડાસાત થઇ ગયા હતા.

ફરી પાછો અવાજ આવ્યો. અને અમરેલીની દિશામાંથી એજ નાદુરસ્ત રસ્તા ઉપર એક સ્ટેશન વેગન ચાલ્યું આવે.

તેના માલેક અને ડ્રાઇવરે ઘણી મહેનત કરી પણ ફસાયેલાં પૈડાં કાંઇ નીકળ્યાં નહિ.

તે વેગનના માલેકે મને તેમની જોડે લાઠી જવા અને ત્યાંથી ખટારો, મજુરો વિગેરે લાવવાની સુચના કરી. હું તેમના વેગનમાં બેઠો ને તેમણે અમારૂં વેગન ડાબી બાજુના ઢાળમાં ફસાયેલ તેની સામેનાજ જમણા ઢાળેથી વેગન નીચે કેડી ઉતારી ઉપર વેગન હાંકયું.આગળ ચાલતાં તેમણે કહ્યું કે તમને ઇશ્વરે બચાવ્યા ને તમે ડાબી બાજુ ઉતર્યા-જો આ જમણે

રસ્તે આવ્યા હોત તો-તેમ કહેતાં તેમણે વેગન ઉભું રાખી રસ્તાની કેડી જ્યાં અચાનક અદ્રશ્ય થતી હતી તે ખાડો દેખાડયો.

આ ખાડો ૨૦ ફુટ 'ડાયામીટરનો' પહોળોને ૬૦ સાઠ ફુટ ઉંડો. તેમાં પાણી ભર્યું હતું.

પેલા ભાઇએ તેનો ઇતિહાસ કહેતાં જણાવ્યું કે આ ખાડામાં ત્રણ ચાર અકસ્માતો થયા છે. અને તમે (અમે) જો આ રસ્તે રાતે આવ્યા હોત તો સ્ટેશન વેગન સહીત તેમાં બેસનાર બધાજ ઉંદરના પાંજરામાં પકડાયેલ ચાર પાંચ ઉંદરને પાણીના તળાવનાં ઝબોળવામાં આવે ને જે સ્થિતિ થાય તેવી અમારી બધાની વલે થાત. કોઇ મોટરમાંથી તરીને નીકળી પણ ન શકત, અને આજુબાજુના લોકોને પણ આઠ દસ કલાક પછી કદાચ ખબર પડત.

આ કુવાની માલિકી અંગે કંઇ વાંધો છે માટે કોઇ તેની પાળ બંધાવતું નથી.

પછી તો લાઠી જઇ જાહેર બાંધકામ ખાતાનો ખટારો લાવી, રાતના બારે ફસાયેલ વેગન બપોરના બાર વાગે કાઢી લાઠી બપોરે એક વાગે દાતણ કરી, ચા પીને, ન્હાઇ ધોઇને રાત્રે આઠ વાગે રાજકોટ હેમખેમ પહોંચ્યા.

એક માત્ર રાતે આકાશના તારા ગણતાં ને ધરતીને ખોળે શ્રમયત્ન અંધારમાં કરીને કાઢી તે સિવાય જલાબાપાની કૃપાથી નતો સ્ટેશન વેગનને જરાય નુકશાન થયું કે નતો અમને કોઈ ને.

વીસમી સદીમાં આ રીતે સ્મરણ માત્રથી જલાબાપા રક્ષા કરે છતાં લોકોને શ્રદ્ધા કેમ નહિ બેસતી હોય ? તેની ચર્ચા કરતાં રાજકોટ પહોંચ્યા.

જામનગરમાં સૌરાષ્ટ્ર સરકાર તરફથી (ત્રીજું ઔદ્યોગિક અને પ્રથમ) વિકાસ પ્રદર્શન મે-જુન ૧૯૫૪ માં ભરવાનું હતું. તેની સંપૂર્ણ રચના અને વ્યવસ્થા સેવકને (સેવક એટલે શ્રી યોગેન્દ્રભાઇ) સોંપાયેલ અને સેવકે તે કામગીરી જલાબાપાના ભરોસે સ્વીકારી. પુ શ્રી. સૌભાગ્યચંદભાઇ પાસે બાપાના એક ફોટાની માગણી કરી. બાપાનો ફોટો સમયસર પ્રદર્શન શરૂ થતા પહેલાં જામનગર આવી ગયો.

રોજ ઉઠીને તેનાં દર્શન કરી, તેના નામની માળા ફેરવીને પ્રદર્શનની કામગીરીએ જતો.

ચાર ચાર માસ સુધી એકધારી સેવકે અને તેના સાથીદારોએ વીસ વીસ કલાકના કામગીરી કરી. બપોરના અઢી વાગે ને રાત્રે અઢી વાગે રોજ જમતા. કોઇને શ્રમ પણ લાગ્યો નથી. કે માથું પણ દુખ્યું નથી.

રસ્તે આવ્યા હોત તો-તેમ કહેતાં તેમણે વેગન ઉભું રાખી રસ્તાની કેડી જ્યાં અચાનક અદ્રશ્ય થતી હતી તે ખાડો દેખાડયો

આ ખાડો ૨૦ ફુટ 'ડાયામીટરનો' પહોળોને ૬૦ સાઠ ફુટ ઉંડો. તેમા પાણી ભર્યું હતું.

પેલા ભાઇએ તેનો ઇતિહાસ કહેતાં જણાવ્યું કે આ ખાડામાં ત્રણ ચાર અકસ્માતો થયા છે અને તમે (અમે) જો આ રસ્તે રાતે આવ્યા હોત તો સ્ટેશન વેગન નહીત તેમા બેસનાર બધાજ ઉંડના પાંજરામા પડઠાયેલ ચાર પાંચ ઉંડરને પાણીના તળાવના ઝબોળનામા આવે ને જે સ્થિતિ થાય તેવી અમારી બધાની વલે થાત કોઇ મોટરમાંથી તરીને નીકળી પણ ન શકત, અને આજુબાજુના લોકોને પણ આઠ દસ કલાક પછી કદાચ ખબર પડત

આ કુવાની માલિકી અંગે કઇ વાંધો છે માટે કોઇ તેની પાળ બંધાવતુ નથી

પછી તો લાઠી જઇ જાહેર બાંધકામ ખાતાનો ખટારો લાવી, રાતના બારે ફસાયેલ વેગન બપોરના બાર વાગે કાઢી લાઠી બપોરે એક વાગે દાતણ કરી, ચા પીને, ન્હાઇ ધોઇને રાત્રિ આઠ વાગે રાજકોટ હેમખેમ પહોંચ્યા

એક માત્ર રાતે આકાશના તારા ગણતા ને ધરતીને ખોળે શ્રમયજ્ઞ અ થારમા કરીને કાઢી તે સિવાય જલાબાપાની કૃપાથી નતો સ્ટેશન વેગનને જરાય નુકશાન થયું કે નતો અમને કોઈ ને

વીનમી નદીમા આ રીતે સ્મરણ માત્રથી જલાબાપા રક્ષા કરે છતાં લોકોને શ્રદ્ધા કેમ નહિ બેસતી હોય? તેની ચર્ચા કરતાં રાજકોટ પહોંચ્યા

જામનગરમા સૌરાષ્ટ્ર સરકાર તરફથી (બીજુ ઔદ્યોગિક અને પ્રથમ) વિકાસ પ્રદર્શન મે-જુન ૧૯૫૪ મા ભરવાનુ હતુ તેની સંપૂર્ણ રચના અને વ્યવસ્થા સેવકને (સેવક એટલે શ્રી યોગેન્દ્રભાઇ) સોંપાયેલ અને સેવકે તે કામગીરી જલાબાપાના ભરોસે સ્વીકારી શુ. શ્રી સૌભાગ્યચંદ દલાઇ પાસે બાપાના એક ફોટાની માગણી કરી બાપાનો ફોટો સમયસર પ્રદર્શન શરૂ થતા પહેલા જામનગર આવી ગયો

રોજ ઉઠીને તેના દર્શન કરી, તેના નામની માળા ફેરવીને પ્રદર્શનની . કામગીરીએ જતો

ચાર ચાર માસ સુધી એકધારી સેવકે અને તેના સાથીદારોએ વીસ ". કલાકની કામગીરી કરી બપોરના અઢી વાગે ને રાતે અઢી વાગે રોજ જમતા કોઇને શ્રમ પણ લાગ્યો નથી કે માથું પણ દુખ્યું નથી.

બાપાની કૃપા અપાર છે.

તે ઉપરાંત પ્રદર્શનને સફળતા મળે, આગ ન લાગે, વાવાઝોડાથી સ્ટોલો ઉડી ન જાય કે સરકાર અને તેના કાર્યકરોની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે તેવો એક પણ બનાવ ન બને તે માટે સેવકે જલાબાપાની માનતા રાખીને દાઢી રાખી હતી. (જે અંગેના અહેવાલ અને નામદાર રાજપ્રમુખશ્રીનું રમુજી શૈલીનું ભાષણ-કાર્ટુન વિગેરે સૌરાષ્ટ્રના એક બે અખબારોમાં પ્રસિદ્ધ થઇ ગયેલ છે)

પ્રદર્શન સફળતાથી પુરૂં થયે બાપાની જગ્યામાં વીરપુર જઇને દર્શન કર્યા બાદ-દાઢી ઉતરાવી.

સેવકના જીવનના નાના મોટા રોજના બનાવોની યાદી અને સેવકના મિત્રો અને સગાં-સંબંધી જેને જલાબાપામાં શ્રદ્ધા છે તેના અનુભવોની વિગત લખવા જતાં મોટો ખાસ દળદાર અંક-જુદોજ-બહાર પાડવો પડે.

બાપા સૌને સદ્‌બુદ્ધિ આપે, અમી દૃષ્ટિ તેના સર્વે સેવકો પ્રત્યે રાખે અને ભારત તથા દુનિયાની સુખશાંતિ માટે આપણે યત્ન કરી શકીએ તેવા આશીર્વાદ આપે.

બાપા હાજરા હજુર છે અને રહેવાના.

જય જલારામ.



પોતાને આંગણે અન્નદાન કરવુ તે ઇષ્ટ છે પરંતુ જ્યા સદાવ્રતો ચાલતાં હોય ત્યાં અન્નદાન આપવાથી તો અનેકગણું પુન્ય મળે છે.

ઘરને આંગણે અન્નદાન આપવામાં અમૂલ્ય લાભ મળે છે, પરંતુ અન્નક્ષેત્ર ચાલતાં હોય ત્યા અન્નદાન કરવાથી તો અમૂલ્ય ફળ મળે છે કારણ કે ઘરે તો એકાદ અતિથિ જમાડી શકાય, પણ અન્નક્ષેત્રમા આપાવું દીધેલું અન્ન તો સેંકડો સાધુ મહાત્માઓ, અતિથિ, અભ્યાગતના ઉદરમા જાય અને આશીર્વાદ આપે, તેથી આપણા જો કોઇ પાપ હોય તો નષ્ટ થઈ જાય.

॥ श्री जानकी जीवनो जयति ॥

सद्‌गुरु श्री रणछोडदासजी
ता १-१२-६० रामायण पाठशाळा,
प्रह्‌लाद रोड, राजकोट (सौराष्ट्र)

**રામાયણ પાઠશાળાના વિદ્વાનાચાર્ય શ્રી માધવલાલભાઈ કહે છે કે-**

## જગુભાઇ ગોમતીમાં પડી ગયા ત્યારે મારા હૃદયને પણ ધક્કો લાગ્યો અને ... આવુ સોહામણુ પુસ્તક સસ્તી કિંમતે ગુજરાતને ચરણે ધરવા બદલ આપને અભિનંદન આપું છું.

શુરવીર સૌભાગ્યચંદભાઇ,

શુભાશીર્વાદ નિવેદન જે- આપે ગુજરાતની પ્રજાને તાજેતરમા પીરસેલ પ્રસાદી "કૈલાસ માનસરોવરને પથે" નામે પુસ્તકસાદ્યંત વાંચી ગયો અત્યાનંદ થયો તીવ્ર ગાઢ સહન કર્યા વિના જ માનસરોવરના સ્નાનનો મહામૂનો લ્હાવો લીધો અને કોઈ પણ પ્રકારનુ કાયીક કષ્ટ ભોગવ્યા વિના કૈલાસ પ્રદક્ષિણાનો આનંદ માણ્યો આપના વર્ણનો આબેહુબ, ભાષા ચોટદાર અને શૈલી રસિક છે છતા સસ્તાઈ તો સસ્તા સાહિત્ય કરતા પણ વિશેષ છે

પૂ સ્વામીજીશ્રી શંકરાનંદજી તથા કૌશિક પંડિતનો સામાન્ય પરિચય હતો સવિશેષ પરિચય માટે ઝંખના હતી, તે આપના પુસ્તકથી સંતોષાઇ કૌશિક પંડિતના પુનર્જન્મની વાત અદ્‌ભુત છે પુનર્જન્મના અન્ય દ્રષ્ટાંતો ખાસ જ્ઞાતવ્ય છે

પુસ્તકને પાને પાને પૂજ્ય જનારામ બાપા તથા પૂજ્યપાદ સદ્ગુરુદેવ તરફનો આપનો ભક્તિભાવ ઝળકે છે આપના સહ સફરિયોને ધન્ય સમજુ છુ વાચકને તેમના તરફ આપના જેટલીજ આત્મીયતા પ્રગટે છે "શ્રી જગુભાઈ ગોમતીમા પડી ગયા ત્યારે મારા હૃદયને પણ ધક્કો લાગ્યો અને તેઓ બચી ગયા જાણીને આનંદ થયો"

આપનુ પુસ્તક દરેક ગ્રંથાલયમા પહોચી જવુ જોઈએ

આપના જનોપયોગી પુસ્તકો સમાજ શિક્ષણ ખાતાને તો અતીવ ઉપયોગી નિવડે તેવાં છે તેમાં ધર્મ અને સાહિત્ય ઉભય છે

આવું સોહામણું પુસ્તક સસ્તી કિંમતે ગુજરાતને ચરણે ધરવા બદલ આપને અભિનંદન અર્પુ છું

તમારા પુસ્તકોમાં પ્રગટ થતી તમારી ઊંડી વ્યવહારદક્ષતા, ચીવટ, ખંત, અને બુદ્ધિ શક્તિ બતાવી આપે છે કે, "તમો વ્યાપાર ઉદ્યોગમાં પડો તો લાખો કમાઈ શકો" છતાં એ લાખોની લાલચને લાત મારી શારદા સેવા, વિદ્યાપ્રચાર, સંસ્કારપ્રચાર, ધર્મપ્રચાર અને પૂજ્ય બાપાના નામ ને લીલાના પ્રચાર પાછળ તમારૂં જીવન ખર્ચો છો એ વિચારથી પત્રારંભે તમોને "શુરવીર" તરીકે સંબોધ્યા છે

જગતનું કલ્યાણ બે પ્રકારની વ્યક્તિઓજ કરી શકે છે કાંતો સંત ને કાં શુરવીર તમો સાચા સંતના શિષ્ય અને સ્વભાવે શુરવીર છો તમારી એ શુરવીરતા તમારા વિચાર અને વર્ણનોમાં પ્રગટ થાય છે

જેણે ડોલાવી જગતને, જલારામની જાણ
તે "મંગલસુત"નું સદા, કરો રામ કલ્યાણ

શુભેચ્છક,
**માધવલાલ ત્રિભોવન રાવળ**

ઉત્તરકાશી (હિમાલય)થી સંત દેવીદાસજી લખે છે કે-

## ધાર્મિક ભાવનાથી ભરપુર આ ગ્રંથ વાંચકોને માનસિક શાંતિ આપે તેવો છે.

જયેન્દ્ર આશ્રમ, ઉત્તરકાશી.
તા. ૨૧-૧૨-૬૦



શ્રીમાન આત્મબંધુ સૌભાગ્યચંદ તથા ભક્ત મંડળ, રાજકોટ.

વિ મારી જીવન યાત્રા આનંદપૂર્વક પૂર્વવત ચાલી રહી છે. તેવીજ રીતે આપ સર્વ કુશળ હશો- આપશ્રીનો સ્નેહભર્યો પત્ર મળ્યો, મળ્યા તુલ્ય આનંદ થયો. સાથે 'કુલછાબ'નો એક અંક મળ્યો, જેમાં ગંગોત્રી-યમુનોત્રી યાત્રાનુ પાઠકથન છપાએલું છે. તે તથા કૈલાસ-માનસરોવરને પંથે આપશ્રીને કલમે લખાયેલું રજીસ્ટર બુકપોષ્ટથી મળ્યું તે બદલ આભાર- વિશેષમાં આપની પુસ્તક લખવાની શૈલી ઘણીજ અદ્દભુત છે. ભાષા ઘણીજ સાદી, સરળ અને સાધારણ વાંચક પણ સમજી શકે તેવી છે, ધાર્મિક ભાવનાથી ભરપુર આ ગ્રંથ વાચકને માનસીક શાન્તિ આપે તેવો છે. હિમાલયની યાત્રા જેઓ કરી શકે નહિ તેઓને આપના ગ્રંથો ઘણાજ લાભદાયક થઇ પડશે. હું આપની સર્વ રીતે સફળતા ચાહું છુ. મહાત્મા દીનબંધુજી આજકાલ કેટલાક દિવસથી કાશી બનારસમાં આનંદમયી માના આશ્રમમાં છે. ઉચ્ચી કોટીના મહાત્મા છે. મારો પરીચય છે. સત મહાનંદજી ૐ નારાયણ લખાવે છે. આંહી હુ જાન્યુઆરી તા ૧૫ સુધી છુ. પછી નૈમીષારણ્ય અને ગરમીમા કાશ્મીર જવા વિચાર છે. હુ પત્ર લખું ત્યારે પુસ્તક મોકલશી.

લી. સંત દેવીદાસજીના જય જય જલારામ

પ્રવિણુ સદન, શેરી નં. ૨,
ભક્તિનગર સોસાયટી,
રાજકોટ.
તા. ૪–૩–૬૧

## ....આપને ખુબજ ધન્યવાદ.



રા. રા. સુરુબ્બીશ્રી સૌભાગ્યચંદભાઈ,

આપશ્રીનુ "કૈલાસ–માનસરોવરને પંથે" એક બેઠકે પુરુ કર્યુ – કરવું જ પડ્યું કારણ કે આપે વાંચકોને કૈલાસ–માનસરોવરને પંથે લઇ જવાને બદલે ખરેખરજ માનસરોવરમાં સ્નાન કરાવી શ્રી કૈલાસની પરિક્રમા કરાવી સદેહે કૈલાસ પહોંચાડયા તે બદલ આપને ખુબજ ધન્યવાદ. આપની સુંદર, સરળ અને રસમય શૈલીએ જે ભક્તિપૂર્ણ અને ખુબજ માહીતી ભરપુર શબ્દચિત્ર રજુ કર્યુ છે તે કોઇ દિવસ ભુલી નહીં શકાય.

શ્રી બાપા આપને આવી અનેક યાત્રાઓ કરાવે અને અમોને પણ આપની સાથે (પુસ્તક દ્વારા) યાત્રા કરવા હરહંમેશ મળે એજ અભ્યર્થના.

લી. જયંત શાહના
જય જલારામ સ્વીકારશો.

૯૦

## બાપા હાઝરા હજુર છે

ડાયાલાલ ચુનીલાલ પટેલ
મુસોમા પી. ઓ. ૧૯

શ્રીમાન સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ,
મુ રાજકોટ.

૧૯૪૯ થી ૧૯૫૪ સુધી હું ઝાંઝીબાર હતો ત્યારે છેલ્લા વર્ષમાં મને જલાબાપા વિશે સાંભળવાનું મળ્યું. અને તેજ વખતે મેં ત્યાંના ભાઇ નરભેરામ લવજી જોશી પાસેથી તેમનો ફોટો મેળવી પુસ્તક પણ મેળવ્યું.

પુસ્તક વાંચી મને જલારામ બાપા પ્રત્યે આસ્થા વધતી ગઇ અને તેમનો ભક્ત બની ગયો.

બે ત્રણ વખતે મારે તેમની માનતા માનવી પડી અને તેમાં હું ફળીભુત થયો. અને ત્યારથી મારી તેમના પ્રત્યે આસ્થા વધતી ગઇ.

ઝાંઝીબારમાં મારૂં પૈસાનું પાકીટ ગુમ થઇ ગયેલ. ઘરમાં બધે ગોત્યું પરંતુ મળેલ નહીં. છેવટે બાપાની માનતા રાખી અને તપાસ કરતાં મળી આવ્યું.

દારેસલામમાં એપ્રીલ ૧૯૫૫ માં મારા સોનાનાં હાથનાં બટન ક્યાંક ગુમ થઈ ગયેલ જ્યારે બાપાની માનતા માની અને તપાસ કરી ત્યારે મળી આવ્યા.

બાપા હાજરા હજુર છે. અને હું તેમના પ્રત્યે પુજ્ય ભાવ ધરાવું છું.

લી. આપનો.
ડાહ્યાભાઈ ચુનીલાલ પટેલ

૯૧

## ૧. અમદાવાદના મોટા મોટા ડોકટરોની સારવાર કરી પણ ...
## ૨. સગાંઓ તથા વડીલો મોઢામાં આંગળા નાખી ગયા કે આ કઇ જાતનો ચમત્કાર .. ડોકટરો તાજુબ બની ગયા.

ૐ

રહેવાનું સ્થળઃ–
શાન્તિલાલ રાયચંદ શાહ
ઠે. પુરષોતમ લાલજીની વાડી
સ્ટેશન રોડ, દેના બેંકની બાજુમાં
મલાડ તા ૧૭–૯–૫૭

ભક્ત શ્રી ગીરધરરામજી મહારાજની પવિત્ર સેવામાં
શ્રી જલારામ મંદિર......શ્રી વીરપુર.

મલાડ (મુંબઇ) થી લી. સેવક શાન્તિલાલના જય જલારામ વાંચશો. પૂજ્ય શ્રી જલારામ બાપા પ્રત્યેની ભક્તિનો પ્રભાવ પાડતો એક અદ્‌ભૂત પ્રસંગ અમારે આંગણે બની ગયેલ છે જે આપને જણાવતા ખુબ હર્ષ થાય છે

" શ્રી જલારામ બાપાની ભક્તિનો અદ્‌ભૂત પ્રભાવ "

પૂજ્ય બાપાના નામના સામર્થ્ય અને શક્તિએ અમદાવાદ ખાતે સરસપુર ગામમાં લુહારશેરીમાં ચૌટેચાટે માણસોને અન્તયબીમાં ગરકાવ કરી દીધા છે અને નીચેના બનેલ બનાવ પછી આજે તો ઘેર ઘેર પૂ બાપાની છબી પધરાવાઇ ગઇ છે અને નિયમગર તેમની પૂજા અને રામનામની ધૂન થઇ રહી છે. બનાવનું ઠેકાણું નીચે મુજબ છે.

શાહ પ્રભુદાસ લાલચંદ દોશી
લુહાર શેરી
જહાંમાના કુવા સામે
મુ. સરસપુર (અમદાવાદ)

આ સદ્‌ગૃહસ્થ શ્રી પ્રભુદાસ મારા સાઢુભાઇ થાય છે. તેમની પત્ની સૌ. ઇન્દુમતી બ્હેન છેલ્લા બે માસથી બીમાર રહ્યા કરતા હતા તેમાંય એક મહિનાથી તો તેમની સ્થિતી સાવ લાશ થઈ ગઇ. દિવસના ૪૫ થી ૫૦ ઝાડા, હેડકી ઉપર હેડકી ઉપડી આવે, છાતીનો મુંઝારો થાય અને ત્યારબાદ બેશુદ્ધ થઈ પટકાઇ પડવુ એ રીતે બીમારીમાં તેઓ ખાટલાવશ થઇ ગયા.

અમદાવાદના મોટા મોટા ડોકટરોની સારવાર કરી.

કોઇ પણ પ્રખ્યાત દાકતરને છોડયો નથી એવી રીતે તેમની સારવાર કરવામાં આવી. પૈસાના આંધણ મુકી દીધા પરંતુ ડોકટરોએ હાથ ખંખેરી નાખ્યા. બધાએ આશા મુકી દીધી દરદીને ઝોખા ઉપર ઝોખા આવવા લાગ્યા. એકાદ વખત તો જીવનના અંત વખતે જે દીપ પ્રગટાવવામાં આવે છે તેઓ દીવો પણ પ્રગટાવાઇ ચુકયો. કોઇ કારી ફાવતી નથી. ડોકટરોને શું કરવું તે સુઝતું નથી. દરદીના હાડ માંસ સાવ તત્વહીન થઇ ગયા છે. બિછાનામાં દરદીનું દ્રશ્ય હાડકાના માળખારૂપે જ દેખાઈ રહ્યું છે. અને દરદીના જીવનની કોઇને આશા નથી રહી. સૌ ઘડીઓ ગણી રહ્યા છે.

માંદગીના સમાચાર સાંભળી રવિવાર તા. ૮-૯-૫૭ ના સવારના સાત સાડા સાતના સુમારે દરદીના મોટી બ્હેન સૌ. કલાવતીદેવી મુંબઈથી આવી ચડે છે. ઘેર આવીને જોયું તો બધા સુમસામ બેઠા છે. દરદી પથારીમાં દેખી ન શકાય તે રીતે અચેતન અવસ્થામાં પડેલ છે. પોતાની નાની બ્હેનની આ સ્થિતી જોઇ કલાવતીદેવીનું હૈયુ હાથ ન રહ્યું. મરણ પથારીએ પડેલ પોતાની બ્હેનને વળગીને ગમે તેટલો કાબુ રાખવા છતાં પણ જોરથી રડી જવાય છે. હૈયુ ખાલી થયા પછી શ્રી કળાવતીદેવી પોતાની ભકિત, શકિત અને શ્રદ્ધાને પડકારે છે. કળાવતીદેવીનો હું તમોને થોડો પરિચય આપું. શ્રી જલારામ બાપાના પુસ્તકની છેલ્લી આવૃત્તીમાં "અણમોલ રત્ન" ના શિર્ષક નીચે જે નિવેદન કરવામાં આવેલ છે તે મેં મારા પ્રત્યક્ષ અનુભવ પછી કરેલ છે અને તે મુજબ તમો જાણો છો કે મારા પત્ની શ્રી જલારામ બાપાના અનન્ય ભકતોમાંના એક અને અખંડ ઉપાસક બની ગયા છે. ઉપર દર્શાવેલ શ્રી કલાવતીદેવી તેજ મારા ધર્મ-પત્ની છે અને તેમની અચળ શ્રદ્ધા, અવિચળ ભકિત તથા કારમી તપશ્ચર્યા મને પણ ઘણીવાર વિચાર કરતો કરી મુકે છે. તેમાંય આ વખતે તો તેમની શ્રદ્ધાએ માજા મુકી દીધી અનેક સ્વજનો અને સગાંઓને કહી દીધુ કે તમો બધાએ બનતી બધી કોશીષો કરી જોઈ. હવે આ મરણને આરે આવેલો દેહ મને સોંપી દીયો. દાકતરોને બંધ કરી દીધા. દવા બધી ફેંકી દીધી અને પોતાની બ્હેનના મૃતઃપ્રાય થઈ ગયેલા દેહને પોતે

સંભાળી લીધો દરદીને પોતાના હાથમાં લઇ બાપાને પડકાર્યા કે "દુઃખીયાના બેલી ગણાતા જલારામ, જરાક આ નાના બાળકો સામુ તો જુઓ. એક વ્યકિતના ચાલ્યા જવાથી આ આખો માળો ચુંથાઈ જશે છોકરાંવ બે હાલ થઇ જશે, પુરૂષનું જીવન ધુળધાણી થઇ જશે તમારા નામને હું આજે હોડમાં મુકું છું અને તેમાં જો કાંઈ ખામી આવશે તો દુનીયામાં ભકિત જેવી વસ્તુને કોઇ નહિ માને, તમારી પત જશે અને ભકતોની પત જાય એટલે ઇશ્વરની પત પહેલા વહી ગઇ કહેવાય તો મારા પ્રભુ, લાજ રાખજો" એમ કહી પોતાની બ્હેનના મોઢામાં પાણી આપી પ્રતિજ્ઞા સુધી કે "મે જે કંઇ આ ચાતુર્માસમાં વ્રત-તપ કર્યા હોય તેનું સર્વસ્વ ફળ હું તને અર્પણ કરૂં છું અને હે બાપા, જો મારી ભકિત નિઃસ્વાર્થ અને સત્ય અંતઃકરણપુર્વકની હોય તો આ ટાંકણે તમે રખેવાળી કરજો અને તમારી વચન-સિધ્ધીનો એક વધુ પરચો બતાવજો" એમ કહી બાપાની છબી પાસે દીવો કરી, ધ્યાન ધરી ફકત દસ શેર ચોખા દરદી ઉપરથી ઉતારી બાપાના અન્નક્ષેત્ર ખાતે એક બાજુ રાખી દીધા-અને રાત દિવસ આંખનું મટકુ માર્યા વ ર તેમનાથી બનતી સારવાર સાથે અખંડ રામ નામની ધુન ચાલુ રાખી સગાં વ્હાલાઓને કહી દીધું કે હવે ઇન્દુમતીની જવાબદારી બાપાને શીરે છે તમો કંઇ ઉપાધી કે ઉચાટ કરશા નહિ, તેમ હો હા કે ધોધાટ કરશો નહિં અને હું પ્રતિજ્ઞા કરૂં છું કે મારી બ્હેન મને સ્ટેશન સુધી મુકવા આવશે ત્યારે જ હું અહિંથી જઇશ

કોઇ અજબ ચમત્કાર થાય તે રીતે એ જ દીવસ પછી દરદીના ઝાડા બંધ થઇ ગયા, હેડકી બંધ થઇ ગઇ અને જે દરદી કોઇને પણ ન ઓળખી શકે કે ન બોલી શકે તેવી સ્થિતીમાં હતી તે બધા સગા-સંબંધી સાથે વાતચીત કરતી થઈ ગઈ દરદીને બધું ખાવાની છુટ આપી દીધી

સગાઓ તથા વડિલો મોઢામાં આંગળા ઘાલી ગયા કે આ કઇ જાતનો ચમત્કાર ડોકટરો તાજ્જુબ બની ગયા

ત્રીજો, ચોથો, પાંચમો અને છઠ્ઠો દીવસ થયો ત્યા તો દરદી ચાલતી થઈ ગઇ અને સમાજને બતાવી આપ્યું કે અનન્ય ભકિત, અતુટ શ્રદ્ધા અને આત્મ વિશ્વાસ જો હોય તો ઈશ્વર કેટલી મદદ કરે છે અબઅે મહીનાની માંદગી પછી મરણપથારીએ પડેલો દેહ એક અઠવાડીયાની અંદર બાપાના નામ ઉપર હરતો ફરતો થઈ જાય એ શું બતાવે છે?

અને પછી તો આખી લુહાર શેરીમાં બાપાના નામની તથા રામ નામની ઘેર ઘેર ધુન લગાવાઇ ગઇ એક દીવસ તો ખાસ ભજનોનો જ પ્રોગ્રામ ગોઠવ્યો અને બાપાની ધામધુમથી પૂજા કરી અત્યારે દરદી હરે ફરે છે

અને ગયા સોમવાર તા. ૧૬-૯-૫૭ ના રાતના અમદાવાદથી મુંબઈ જતા જનતા એકસપ્રેસ મારફત ઉપડનારા મારા પત્નીને ઠેઠ સ્ટેશન સુધી શ્રી ઇન્દુમતી બ્હેન વળાવવા પણ આવેલ.

ઉપરની ઘટના બીલકુલ ભેળસેળ વગર સત્ય રીતે બનેલ છે અને સરસપુરમાં લુહાર શેરીમાં તમો તપાસ કરાવશો તો વધારે વીગતો જાણવા મળશે.

આજે સવારના જનતા એકસપ્રેસ મારફત મારા પત્ની અમદાવાદથી અહિં મુંબઇ-મલાડ ખાતે પહોંચી ગયા પછી તેમની મારફત આ ઘટના વિગતથી જાણી ખુબ આનંદ થયો છે. શ્રી ઇન્દુમતી બ્હેનના નામથી અહિં શ્રી જલારામ બાપાનું આખ્યાન કરાવવાનો અને ભજન ગોઠવવાનો કાર્યક્રમ થોડા દીવસમાં અમલમાં મુકાઈ જશે.

આજે મનીઓર્ડરથી રૂા. ૫૧) પૂ. બાપાના અન્નક્ષેત્રમાં મોકલાવ્યા છે જેની વીગત નીચે મુજબ છે.

રૂા. ૩૮) અમદાવાદથી ઉપરની ઘટનામાં જણાવેલ ચોખાની કીંમતના તથા બીજા અન્ય સજ્જનો તરફથી આ આનંદ પ્રસંગે મળેલી ભેટ.

રૂા. ૧૩) અમારે ત્યાં બાપાની પેટી રાખી છે તેમાં પ્રસંગોપાત જમા કરેલી રકમ.

કુલ રૂા. ૫૧)

આ રકમ સ્વીકારી આભારી કરશો તથા આ પ્રસંગ આપ ગમે તે સ્થળે જાહેર કરી શકો છો.

લી સેવક શાન્તિલાલ રાયચંદ શાહ
ના જય જલારામ.

ઓફીસનું સરનામુ :
કે જીવનલાલ (૧૯૨૯) લીમીટેડ
મરીન લાઇન, લીબર્ટી બીલ્ડીંગ.
મુંબઇ-૧

## ૯૨

## ૧. બાપાનો ફોટો જોયો અને હીસ્ટરી થોડી વાંચી અને તરત જ આ જીંદગી બદલાણી....
## ૨. ....જાણે ટેલીવીઝન 'સવીચ ઓન' તરત દુઃખ દુર

C. D Jagirdar
Engineer-En-Chargo
P W. D. Woter-Supply
Kilembe mains
Kilembe (UGANDA)
તા. ૪-૧૦-૫૭

મુરબ્બીશ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ રાજકોટ.

વ્હાલાભાઇશ્રી કુશળ હોય. આપની કુશળતા અંતહથી પ્રાર્થું છું. સાથે સાથે અંતહના ઉંડાણથી જૈ ગુરૂદેવ શ્રી જૈ જલારામ. મુરબ્બી. આપતો મહા ભાગ્યવાન છો કે પુજ્ય બાપાશ્રીની ગાદી નજીક છો ખુબ બળભાગી છો. હવે હું મારી અંતીમ કહાણી [લખી આપને સ્વીકારવા સેવક આગ્રહપુર્વક વીનંતી કરે છે. હું ગુજરાત સુરત ડી. નો-વતની છું. ૧૯૨૦ થી આફ્રિકામાં છું કંઈક વખત ઇન્ડીયાની સફરો થઇ છે ન્યાતે હીન્દુ છું. બચ્ચપણનાં સંજોગો અને સંઉસ્કાર તદન નાસ્કીકજ હતો. ૧૯૫૪ સુધી સને. પુજ્ય ગુરૂદેવ જલારામજીનો એક નાનો ફોટો કયાંકથી ખબર નહિ કોઇ બુક કે કોઇ ચોપાનીયામાંથી મલ્યો. સાથે સાથે થોડી હીસ્ટોરી પણ બાપાની મળી વાંચવા ને ખબર નહીં તે વાંચતા તરતજ તેજ વખતે મારૂં અંધકારમય જીવન જે હતું તે જાગ્રત થયું અને જાણે પુનરજન્મ પામ્યો હોય તેમ તીવ્ર ભાવનાઓ પ્રગટી અને સહવાર સાંજ બાપાશ્રી જલારામનો ચર્ણરજ દાસ થયો અને બે વખતની પ્રાર્થના પુંજા ચાલું થઇ દરેક બાબતોથી ટકરાતો નોકરી વ્હેપારમાં લાખ્ખો કમાઉ છતાં તેમાં તદન ફાવું નહિ રાત દી તનતોળ મહેનત કરૂં પરંતુ જુની કહેવત મુજબ "ચોરીનું ચાંદાળે જાય. હોલ્લો ૨ રેને તીતર ખાય" તે મુજબ કોઇ નહિ ને કોઇ એવી વ્યકિત ટકરી જાય કે તદન મને ફ્રીસીનરોવ કરીજ

નાખે વ્હેપારમાં ખુબ કમાઉ આગર લેવલજ થઇ જાય નોકરીઓ સારી સારી મળે તેમાં એ પગાર હઝાર બારશો સીલીંગ પરંતુ તેમાં એ એવા સંજોગો અને માથી મળે કે તદ્દન સાફ કરી નાખે આમ આફતો સાથે ટકરાતાં ટકરાતા બાપાશ્રી ગુરૂદેવ જલારામના ફોટાનો અને તેમની હીસ્ટોરી થોડી વાંચી અને તરતજ આ જીંદગી બદલાણી દરેક વાતે સુખી છું ૧૯૫૪ થી ગવર્મેન્ટ નોકરીમાં નોકર છું કોઇપણ ટ્રબલ જણાતાં બાપાનુ ખરા દીલથી નામ લેતા ગમે તે બાબતો હો તરત નીકાલ સુખ પ્રમાણમાંજ દરેક વાતે બાપાએ આ સેવકને બચાવી લીધો છે શુ લખું ખરેખર જલારામ બાપા તો ગમે ત્યાં હાઝરજ દીન કે રાત દુર કે નજીક જાણે ટેલીવીઝન સ્વીચ ઓન તરત દુખ દુર હાલ જ્યા હું કવેગગે માઉન્ટ ડુંગર ઉપર જમીનથી ૨૦૦૦ બે હજાર ફુટ ઉપર વોટર સપ્લાય એન્જીનીયર છું ત્યા મારી પાસે એલ્સેશીયન મોટો કુતરો છે તે બીમાર પડયો પંદર દીવસથી ન ખાય ન પાણી પીએ એક શનીવારે સવારની નીયમ પ્રમાણે બાપાની સેવા કરી પ્રાર્થના કરી શીરો બનાવી નઇવેદ પ્રસાદ ધર્યો કુતરાને બાપા નજીક લઇ જઇ સ્તુતી કરી પુજ્ય ગુરૂદેવ બાપા આ મુગુ જાનવર પણ તારો દાસજ છે બાપા તમે જુવો છો આજ કેટલા દીથી ખાતો નથી બાપ દયા કર એ મુગા ઉપર-બહાર આવી નઇવેધનો પ્રશાદ મે આપો

કુતરાને આપ્યો તરત ખાવું ચાલુ થયુ અને તે કુતરો બીલકુલ ઠીક છે બીજી બાબત લખું તો મારે કોઈ બાબત છુપાવવી જોઇએ નહિં મારી પાસે કુકડાઓ છે તે એના રોગને લઇ તદ્દન આંધળા થઇ ગયા તદ્દન દેખેજ નહિં કંઈક ઉપાય કરતા તમામ મરવાની અણી ઉપર તરત મને પ્રેરણા થઈ અને પ્રાર્થના વખતે બાપાને કહ્યુ વ્હાલા બાપ આ બીચારા પ્રાણીઓ તારા ઘર આગળ આજ કેટલા દીથી આંધળા થઈ દુખી થાય છે એનુ શુ થાય બીજે દી સવારથી તરત કુકડાઓને મટવા માંડયુ પહેલા જરા જરા આંખો ખુલી પછી એક આંખ પછી બન્ને આંખો અને મટયા ભાગના અને ખાવા-આ તદ્દન સાચી અને બે મહીના ઉપરની વાતો છે ત્રીજી વખત વોટર સપ્લાય રહ્યુ એક દી મારૂ પાણીનુ એન્જીન ઓઈલ એન્જીન વાંકુ થયુ કોઇપણ ભોગે બે એન્જીનોમાથી એક પણ ચાલવાને ના પાડે મારા સ્ટાફના માણસો પણ થાકી ગયા હું પણ થાકયો બનતા બધા પ્રયાસો કર્યા રાતને વખત તેમજ નાસીપાસીની વાત પણ ખરી નથી કોઇ ચીજ તુટી, નથી કંઇ ખરાબ દરેક બાબતો તપાસી એક કરતા બે મોટા એન્જીનો એક સાથે સપ કરી ચાલવાનુ નાજ કહે મારી પણ મતી મુંઝાણી એકેએક મારા સ્ટાફના માણસો પણ કંટાળી જઈ માથે હાથ દઇ બેઠા વારૂ તરત નજીક નદી એટલે વીસ ફુટ ઉપર જ બહાર ચાંદણી રાત બહાર પથ્થર ઉપર બેઠો અને કર્યો બાપાને વાયરલેશ કે બાપા ઓ નાથ ગુરૂદેવ જલા આતો લાજ ચાલી આજ ૪૫-૫૦ વર્ષનો

હુ એન્જીનીયર ગમે તે મશીનરી કે એન્જીનો આજ દી નથી અટકયો અને આજ ખબર નહિ આ એન્જીનોને કઇ જાતનો રોગ લાગુ પડયો બાપ રસ્તો કાઢ હુ તારા શીવાય કોને ચાગુ " વારે ધાયો મારા ઝોળી ધોકાનો ધણી" હુ અદર એન્જીન રૂમમા આવી તરત માણસોને કહ્યુ કરો સ્ટાર્ટ નબર એકના એન્જીનને, માણસો કહે સાહેબ અત્યાર સુધી કેટલી ટ્રાય કરી નથી જ ચાલતા તો હવે શુ ચાલશે એ

ફીકર નહિ છેલ્લી ટ્રાય જયા એકજ આચકા સાથે મડયા ભાગવા માણસો અજબ થયા

હુ તો જે જ ડીયાણુ હે નાથ—હે દાદા ક્ષમા કર બાપ તને હમેશની તસ્તી આપ રહેસ કર નાથ યાદ કરી અતહમા ખુબ ક્ષમા માગુ પછી નબર ૨ બીજુ એન્જીન કરો ટ્રાય તરત તે પણ ભાગ્યુ

શાહબાન! મારા દુનીયાના એન્જીનીયર જલા ખરે તુ અલ્લાહો સાથે જ કનીના સાલ્ત રામભગત ગુરૂદેવ તને કરોડો પ્રણામ હો આવી તો હઝારો આફતોમાથી તીરની માફક બચાવ્યો છે બચાવે છે સાચી શ્રદ્ધા હોવી જોઇએ પછી ગમે તે હો ગમે તેવા પાપીને પણ તારનારો ધણી જલારામ તને કરોડો વદન હો બાપ

તો હાલ હુ તો પરમકૃપાળુ ગુરૂદેવ જલારામની કૃપાથી બાદશાહિથી જીવુ છુ અને દરેક વાતે તેની કૃપાથી આઝાદ છુ મારી દરેક ઇનકમમાથી દશ ટકા બાપાશ્રીના અન્નદાનમા મોકલુ છુ નવા મહીનાથી પહેલો હપ્તો રૂા ૪૫૦)નો પોસ્ટલ ઓર્ડર રજીસ્ટરથી રવાનો કર્યો છે અને દરેક મહીને જશે જ એ નીરધીનાદ

ભાઇથી આપ જ્યારે વીરપુર જાવ તો પુજ્ય બાપાને ધોલીએ મુજ ગરીબના જરૂર જે જલારામ કહી મને આભારી કરશોજી અને વારમવાર આ સેવક આપને પણ યાદ કરી જરૂર કાગળો લખતો રહેશે તમારા લખેલ પુસ્તકો દરેક વાચુ છુ દરેક મહીનાશાથી મગાવ્યા છે તેમજ ધન્ય હો તમને ભાઇથી તમારા લખેલા પુસ્તકોના વાચનથી લાખો નાસ્તીકોને ખરો રસ્તો મલ્યો અને તે બધા તમને અતરથી આશીષો વરસાવે છે તેમાનો હુ પણ એક ખુબ જુનો વડાલાભાઇ સૌભાગ્યચદ અને શ્રી જલાબાપા હજી પણ આપને ખુબ તનદુરસ્તી અને નદબુદ્ધિ આપે જન કલ્યાણના કઇ પુસ્તકો લખી અજ્ઞાનતા દુર કરો એજ ઇચ્છતો તમારો નમ્ર સેવક જાગીરદારના જે જલારામ ગુરૂ

સી ડી જાગીરદાર એન્જીનીયર ઇનચાર્જ
પી ડબ્લ્યુ ડી વોટર સપ્લાય કલેક્ટો માઇન
(કચ્છમો ચુનાન્શા)

હસ્ત લિખિત ગ્રંથમાંથી ઉતારો.

## શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક વંદનીય પૂજ્ય શ્રી સહજાનંદ સ્વામીએ સોંપેલ જુનાગઢ ગાદીના મહંત સાધુ સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામી પૂજ્ય જલાબાપાને કહે છે

## "તમારો આવો વિનય અને ભકિત જોઇ.

શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના વડતાલ ગાદીના પ્રથમ આચાર્ય ધુરંધર શ્રી રઘુવીરજી મહારાજ સં. ૧૯૧૮ માં જુનાગઢ રૂગઅક્ષર સ. ગુ. શ્રી ગુણાતીતાનંદ સ્વામીનો ચાતુર્માસમાં સમાગમ કરીને વિદાય લીધી ત્યારે સંતમંડળ સાથે સ. ગુ. શ્રી ગુણાતીતાનંદ સ્વામી તેઓશ્રીને ગામ બીલખરી (રાજકોટ પાસે) સુધી વળાવવા આવ્યા હતા અને પાછા વળતા રાજકોટ, ગુંદાસરા, ગોંડલ વીરપુર જેતપુર અને વડાલ થઇ જુનાગઢ આવવા આ વિચરણ દરમિયાન વીરપરના પાદરમાં વિસામો લેવા રોકાયા હતા પૂજ્ય ભગતરાજ જલારામને આ ખબર મળતા તેઓશ્રી સ્વામી પાસે આવ્યા અને પોતાની જગ્યામાં આરામ લેવા સ્વામીજીને પ્રાર્થના કરી સ્વામીએ કહ્યું કે, 'અમારાથી સ્ત્રીઓ હોય ત્યાં અવાય નહિ' તેથી ભકત શ્રી જલારામે કહ્યું કે, 'તેમને બીજે મોકલી જગ્યા સાફ કરી આપને ખબર આપું છું તો આપ જરૂર પધારજો

એવો તેમનો અતિ આગ્રહ અને સદ્‌ભાવ જોઇ સ્વામીશ્રી સંતમંડળ સહિત ત્યાં પધાર્યા અને તેમના આગ્રહથી રસોઇ કરી જમ્યા અને બહુ પ્રસન્ન થયા ચાલતી વખતે તેઓ બોલ્યા જે તમારો આવો વિનય અને ભકિત જોઇને અમે રાજી થયા છીએ અને તમારી અને તમારી જગ્યાની સ્થિતિ અને કીર્તિ દિન પ્રતિદિન વધતી જશે એવો અમારા આશીર્વાદ છે

આ પ્રસંગ પછી પણ સ. ગુ. ગુણાતીતાનંદ સ્વામી સંત મંડળ સાથે એક બે વખત તેમના આગ્રહથી વીરપુર જગ્યામાં પધારતા

**(મેવાસાવાળા કૃષ્ણજી મહારાજના હસ્તલિખિત ગ્રંથમાંથી ડો. નટવરલાલ મનજીભાઈ દાકે મેળવેલ હકીકત)**

**આ ગ્રંથ કૃષ્ણજી મહારાજના પુત્ર લેજતનાથભાઈના પુત્ર બદરીનાથભાઇ પાસે હાલ મોજુદ છે**

**જય જલારામ** **તા. ૯-૮-'૫૭**

# ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

પીવા માટે આપણે તળાવમાંથી ઘડામાં પાણી ભરીએ છીએ પાણીને વધુ હલાવ્યા વિના ધીરેથી ભરી લઈએ તો ઘડામાં સ્વચ્છ પાણી આવશે, બહુ હલાવી એક સપાટે પાણી ભરીએ તો કાદવવાળુ પાણી આવશે, ભિન્ન ભિન્ન પ્રકારના ગ્રંથો વાંચીને, વિવિધ પ્રકારની વાતો સાંભળીને આપણે આપણી બુદ્ધિને કલુષિત અને શ્રદ્ધાહીન ન કરવી જોઈએ મન પવિત્ર રાખીને અવિચળ ભક્તિ, ધ્યાન, તથા ઉપાસના ધીરે ધીરે પણ કરતા જઈએ તો આપણે યોગ્ય માર્ગ પર ચાલી શકીએ તળાવની પેઠે આપણી બુદ્ધિ પણ વધારે પડતી ન ચલાવવાથી જ સ્વચ્છ રહે છે, નહી તો કીચડ જેવી જ થઈ જાય છે.

ધ્યાનમા લીન થઈ ગયેલો ભક્ત વારવાર કહે છે 'હે પ્રભુ, કર્તા, કારણ, જે કઇ હોય તે બધુ તુજ છે હુ તો નિમિત્તમાત્ર છુ બધી વસ્તુઓમા તારો જ મહિમા છે મારાથી જો કોઇ સારૂ કામ થઇ જાય તો તેનો યશ તને જ છે આ ઘર, આ કુટુબ, બધુ તારૂ જ છે હુ તારો સેવક છુ તારી સેવામા જ આનદ છે

આ વાતો વારવાર યાદ કરીને જો આપણે ભક્તિમય જીવન ગુજારીએ તો અહકારનો પડદો દુર થશે અને સામેનુ દિવ્ય દશ્ય સાફ સાફ દેખાશે

રામકૃષ્ણ ઉપનિષદ

૯૩

# ચત્રભુજભાઇને ત્યાં છોકરો બાપાની મહેરબાનીથી સાંપડયો છે....

તા. ૨૬-૧૦-૫૭
C. D. Kotecha
Box 42 Cholo
N. Land.

શ્રી ચત્રભુજ દેવજી કોટેચા. તેમજ. સૌ. ભા. બેન લલીતાબેન રહેવાસી મોજે કશંભરેકા ચોલો ન્યાસાલેન્ડ.

જત ભાઇશ્રી ચત્રભુજભાઇ મારા ૧૯૪૭ ના ભાઇબંધ હતા. એમને પ્રભુ કૃપાથી એમના જીવન માટે પૈસે ટકે શ્રી જલારામ બાપાએ સુખી રાખ્યા છે. પરંતુ એમને એકે દીકરો નોતો ફકત ત્રણ દીકરીઓ હતી.

આ વકતે જ્યારે બેન શ્રી લલીતાબેન ગર્ભવંતી હતા ત્યારે પુન્ય જલારામ બાપાને યાદ કરી હું બોલ્યો કે આ વકતે જલારામ બાપાની મેરબાનીથી શ્રી ચત્રભુજભાઇને ત્યાં છોકરો સાંપડે તો મારે જલારામ બાપાની ગાદીએ પા. ૧-૫ શિ. મોકલવી અને તે મુજબ ભાઈશ્રી ચત્રભુજને ત્યાં છોકરો બાપાની મેરબાનીથી સાંપડયો છે. જેથી આ સાથે પા. ૧-૫ શિ. મોકલી છે તે પુન્ય બાપાની ગાદીએ ધરાવશો.

ડા. છગનલાલ ગોવિંદજી પટેલ.

# ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

મિજ઼ાનીમા આવેના નોકો એકબીજાને મળે ત્યારે ખૂબ જોરથી વાતો કરે છે ભોજન શરૂ થનાવેત અવાજ ઓછો થઈ જાય ખીર આવ્યા પછી તો એ ખાનાના અવાજ સિવાય બીજો કશો અવાજ સભળાતો નથી પેટ ભરાઇ ગયા પછી તો એકદમ ઊંઘ આવે છે અને સૌ સુઇ જાય

— —

વાદ અને પ્રતિવાદ પરમાત્માના દર્શન પહેલા થાય છે ભગવાનનુ દર્શન થતાવેત એકદમ શાન્તિ થઇ જાય છે આપણે જ્યારે બજારમા દાખન થઇએ છીએ ત્યારે વણો શોરબકોર માલુમ પડે છે પરતુ અદર ગયા પછી આપણુ મન જ્યારે વસ્તુઓના ભાવ પૂછવામા અને ખરીદવામા મશગૂલ થાય છે ત્યારે આપણને કશો શોરબકોર જણાતો નથી જ્યા સુધી આપણે પ્રભુથી દૂર રહીએ છીએ ત્યા સુધી વાદ–પ્રતિવાદનો શોરબકોર આપણને સભળાતો રહે છે, પરતુ તેની નજીક પહોચ્યા પછી આપણે તેમા એકદમ લીન થઇ જઇએ છીએ

—

કઢાઇના ઘીમા પૂરી મૂકવામા આવે છે ત્યારે 'છુન' એવો અવાજ થાય છે પરતુ એ પૂરી ફૂલીને બરાબર ચડી જાય છે ત્યારે કશો અવાજ થતો નથી ભકિત કરનારાઓ પણ શરૂઆતમા ખુબ બોલે છે મનનો વિકાસ થતા તેઓ ચુપ થઈ જાય છે

**રામકૃષ્ણ ઉપનિષદ**

—

૯૪

# બાપાની આખડી રાખી અને....!

ઠઠેરા.
નાઇરોબી
તા. ૨૪-૧૧-૫૭

પુજ્ય ગીરધરરામ બાપાની પવિત્ર સેવામાં
મુ વીરપુર

નાઇરોબીથી લી. પુનાભાઇ ઇશ્વરભાઈના જય જલારામ વાંચશો.

બીજું મને બાપાની આખડી રાખી તેનો નીચે પ્રમાણે પરચો થયો છે.

(૧) મારા માતુશ્રી ઈન્ડીઆથી એપ્રીલ ૧૯૫૭ ના માં નાઇરોબી આવ્યાં. આવ્યા બાદ ૨૦ દીવસની અંદર એમને ઉલટી અને તાવ શરૂ થઇ ગયાં એટલે મે બાપાની આખડી રાખી જે મારા માતુશ્રીની બીમારી સારી થઇ જશેતો શી. ૧૦૦ બાપાને ચરણે ધરીશ. હવે એમને બરાબર આરામ છે. એ બાપાની આપિપ કરી છે એ વાત નીર વિવાદ છે.

(૨) હું નાઇરોબીથી આઠ માઇલ દુર શાકભાજીની વાડી કરૂં છું અને વાડીની અંદર માણસો કામ કરનાર તથા આપણો દેશી નોકર મળી કુલ શી. ૩૦૦૦ નો ખર્ચ થાય છે. આ સંજોગોમાં ચાલુ સાલ વરસાદ ઘણો હોવાને લીધે ૧૦ માસની અંદર સારી એવી રકમ ખોટ આવી પછી મે બાપાની આખડી રાખી જે મારી વાડીની ઉપજ સારી થશે તો હું બાપાને ચરણે શી. ૫૦ ધરીશ. ત્યાર બાદ હવે વાડીની ઉપજ સારી થતી જાય છે અને ટુંક મુદતમાં કરજો મુકત થઈ જશે.

આ સત્ય ઘટના છે અને આપ બાપાના પરચામાં છપાવવા યોગ્ય લાગે તો છપાવવા આપને વિનતી કરૂં છું. મારા તથા મારા ઘરનાં બધાના જય જલારામ વાંચશો. આ સાથે રૂ. ૧૦૦ (શી. ૧૫૦) નો ડ્રાફ્ટ નં. ૫૧૦૯ No. 95/29 તા. ૧૧-૧૧-૫૭ નો બીડયો છે જે બાપાના ચરણે ધરી યોગ્ય વ્યવસ્થા કરશો. મારો દીકરો તથા મારી વાઇફ આપને ત્યાં જાનેવારી ૧૯૫૭ માં આવી ઝોરી પોકાનાં દર્શન કરી આવ્યા

લી. પુનાભાઇ ઇશ્વરભાઇ પટેલ
ના જય જલારામ.
ઠઠેરા ફાર્મ
બોક્સ ૯૦૩૨
નાઇરોબી

તા. ક. જે આવૃત્તીમાં આ પરચો છપાવો એની મને નકલ મોકલાવશો.
દઃ પુનાભાઈ

# ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

જે મૂર્તિની વિધિપૂર્વક આપણે સેવા કરીએ છીએ તેને કેવળ એક ચિહ્ન ન સમજીએ પરમેશ્વરનો વાસ બધી જ જગ્યાએ છે તે એ મૂર્તિમા પણ મોજુદ છે આપણા પુર્વજો મદિરો વગેરેમા સ્થાપિત કરેલી પ્રતિમાઓને હમેશા ભગવાનનો અવતાર માનતા આવ્યા છે– રામ અને કૃષ્ણને આપણે ભગવાનનો અવતાર માનીએ છીએ, બરાબર તેજ રીતે જે પરમેશ્વરે માછલામા, કાચબામા, વરાહમા અવતાર લીધો તે આપણા તીર્થસ્થાનોની ભવ્ય મૂર્તિઓમા પણ મોજુદ છે આપણા સતો તથા જ્ઞાની આચાર્યોએ એ ક્ષેત્રોમા ભગવાનના દર્શન કર્યા છે એ પવિત્ર સ્થાનોમા તેઓ ભક્તિથી તરબોળ થઇને નાચતા, ગાતા અને આનદ મેળવતા રહ્યા છે



કહેવાય છે કે એક વખતે રસ્તે ચાલતા રામાનુજાચાર્યે કેટલાક બાળકોને માટીથી મદિર અને તેમા શિવશાયીની મૂર્તિ બનાવીને રમતા જોયા બાળકોએ બનાવેલી એ મૂર્તિને આચાર્યે સાષ્ટાગ પ્રણામ કર્યા આપણા હાથે બનાવેલા ચિત્રો અને મૂર્તિઓમા ભગવાનનો વાસ કેવી રીતે હોઇ શકે, એવા પ્રકારની ચર્ચા કરવી અથવા મશ્કરી ઉડાવવી એ મુર્ખતા છે

રામકૃષ્ણ ઉપનીષદ

૯૫

મોમ્બાસાથી મોહમદખાન લખે છે કે-

## નાઇરોબીની જેલમાં મેં પૂ. બાપાના જીવન ચરિત્રનું પુસ્તક વાંચ્યું... માનતા કરી અને..!

**શ્રીમાન સુરબ્બાશ્રી સૌભાગ્યાચંદભાઈની સેવામાં,**

**લિ મહમદખાના સલામ, જયશ્રી જલારામ.**

૧. જેલમાંથી છુટી ગયો.

૨. ગુમ થયેલ વસ્તુની કિંમત મળી ગઇ.

જલાબાપાના નામની અખૂટ શ્રદ્ધા પ્રગટાવનાર સત્ય ઘટનાને હું આપ સમક્ષ રજુ કરૂં છું કે જે ઘટનાએ પૂજ્ય જલાબાપાનો મારા હૃદયમાં અનેરૂ સ્થાન આપ્યું છે.

મને જીંદગીની મમ્બાસામા ખૂન કરવાના આરોપ ઉપર થઇ હતી. મમ્બાસાથી મારી નાઇરોબીના જેલમાં ટ્રાન્સફર થઇ હતી. નાઇરોબીની જેલમાં મને એક ભાઇએ “ભકતશ્રી જલારામજી બાપાનું અમર ઈતિહાસ' બતાવ્યું અને માનતા કરવાનું કહ્યું તે દીવસથી મે માનતા કરી કે જો હું 1958 માં અથવા એની પહેલા જેલમાંથી છુટી જાવ તો જલારામ બાપાની ગાદીએ ૧૦૦) શીલીંગ ધરીશ, હું તા. 27-11 57 જલારામ બાપાની મદદથી છુટી ગયો છું, તેના માટે બાપાના લાખ લાખ આભાર માનું છું.

બીજું કે એક માણસને મે વસ્તુએ રાખવા માટે આપી હતી તે માણસ વસ્તુઓ વેચીને ખાય ગયો તેના માટે મે 45/- શીલીંગની માનતા કરી હતી, અને તે માણસ મને કીમત આપી ગયો હતા.

અને આની સાથે ૧૦૫નું મનીઑર્ડર પણ મોકલું છું તેની પહોંચ લખશોજી.

Mehamedkhan.
C/o Isac H. A, S.
Box 1344 Mombasa

૯૬

# મારા ઘરમાંથી જલાબાપાની માનતા રાખી અને....

જય જલારામ
શ્રી ૧ા

તા. ૧૨-૨-૫૮

શ્રીમાન શ્રી કનકરાય. તથા આપના સ્નેહીઓને ઈશ્વર સદા સુખી રાખે.

જત જણાવવાનું કે આ સાથે શી'. ૨૦/- નાં પોસ્ટલ ઓર્ડર મોકલાવેલ છે. તે વટાવી જે પૈસા આવે એ વીરપુર જલાબાપાના સ્થાનકે મુકવાના છે એ હમારી માનતાના છે એમાના શી'. ૧૦/- ની માનતા છે મારી બીમારી અંગે ને મને શરદી ઉધરસ કાયમ માટે રહેતી અને ઉધરસ વધવાથી કફ અને સ્વાસ ઘણોજ ઉપડતો દમની માફક થાય ડૉકટરોની કંપાલા અને લીરા ઘણીજ દવા કરી પણ કંઇ આરામ ન થયો અને લીરાથી ડૉકટરે દમની બીમારી કહી જગ્યા બદલવા માટે પણ કહેલું કે યુગાન્ડા છોડી મોમ્બાસા જવું પડશે પણ મોમ્બાસા ન જતા મારા ઘરમાંથી જલાબાપાની માનતા રાખી કે સારૂં થઈ જાય તો જલાબાપાના ચરણે શી. ૧૦ મોકલવા તે આજરોજ મોકલયે છીએ અને બીજી માનતા હતી નોકરીની કેમકે ગઈ તારીક ૧ ના રોજ મને જીનેરીમાંથી રજા મળતા અત્યારે ચાલુ સીઝનમાં નોકરી ગોતવી મુસ્કેલ હોય મારા ઘરમાંથી માનતા લીધી હતી કે જલદી પાછી નોકરી મળી જાય તો જલાબાપાના ચરણે શી. ૧૦ મોકલવા અને જલાબાપાના આશીર્વાદથી મને નોકરી મળી ગઈ છે અત્યારે હું ગુલુ જીનર્સમાં છું.

તે જાણસો અને આગળની માનતાથી મને અત્યારે ઘણું જ સારૂં છે અને એ બંન્ને માનતા મુજબના શી'. ૨૦-નો પોસ્ટલ ઓર્ડર મોકલાવેલ છે તે વટાવી તમો વીરપુર જરૂરે જરૂર પહોંચતા કરશો અને વીરપુરનું એડ્રેસ મારી પાસે પૂરેપૂરૂ ન હોવાથી મેં તમોને તકલીફ આપી છે માટે તકલીફ માફ કરશો અને આટલું કામ જરૂરથી કરશો અને વીરપુરનું એડ્રેસ મોકલવા મહેરબાની કરશો એજ પત્ર વાંચી પત્રનો જવાબ આપશો એજ

લી. વલ્લભભાઇ

VALLABHABHAI P. KARA
C/o Gulu, Gnars
P O Box 20, Gulu
(UGANDA)

C/o ગુલુ, જીનર્સ
પો. બોકસ ૨૦, ગુલુ

૯૭

# ૧. સોમવારનું પીતળ મંગળવારે સોનું થયું અને મેં કહ્યું ..

यह सब हमारा बापा की करामत है

**શ્રી પુજ્ય જલારામ બાપાની શ્રદ્ધાથી કરેલી માનતા જરૂર ફળે છે**

ખામગાંવ તા. ૭-૪-૫૮

શ્રીમાન શ્રીયુત શ્રી સૌભાગ્યચંદભાઈની સેવામાં મુ. રાજકોટ.

જત પરમ પુજ્ય બાપાની ખરી શ્રદ્ધાથી કરેલી માનતા ફળે છે તેનો દાખલો ગયા અઠવાડીયામાં મળેલ તેની વીગત નીચે મુજબ છે.

ખામગાંવથી ચીખલી ૩૮ માઈલ દુર છે. ત્યાં જવા માટે હું તથા મારા દીકરા ડાયાલાલની વહુ ખામગાંવથી ૧૧ા ની મોટરમાં, ગજાનન મોટર સરવીસમાં રવાના થયાં. ચીખલી ૧ા વાગે પુગા. ચીખલી પુગા પછી હું અમારી દુકાન જે હાલમાં ૧ા વરસથી શ્રી જલારામ કીરાણા ભંડાર નામની ચાલે છે ત્યાં જઇ હું દુકાને બેસી ગયો સોમવાર બજારનો દીવસ તો ઘરાકી સારી હતી અને વેપાર ચાલુ હતો તેવામાં ૪ા વાગે ઘેરથી ચીઠી આવી ગળામાં પેરવાના ચેનનું લાકીટ ખોવાણું ક્યાં ખોવાણું તેની ખબર નથી ખામગાંવમાં ઘેર ગળામાં ૧૦ વાગા સુધી હતું ત્યારબાદ બપોરના અચાનક નજર ૪ વાગે પડી તો ગળામાં પહેરલ ચેનમાં લાકીટ ન મળે શ્રી ડાયાલાલ ચીઠી વાંચી વીચારમાં પડી ગયો ક્યાં ખોવાણું હસે.

મેં કીધું: 'બાપા ઉપર શ્રદ્ધા રાખો જ્યાં ખોવાણું હસે ત્યાંથી જરૂર મળશે.' ચીખલીમાં ઘેર ગોતણ કરી, રસ્તામાં ગોતણ કરી આખર વિચાર આવ્યો ખામગાંવ ઘેર પડી ગયેલ હસે રાતના ૯ા વાગે હું ખામગાંવ પુગો ઘરમાં બધે જોયું સવારમાં ચારે તરફ જોયું. કચરો બધો તપાસ્યો પણ લાકીટ મળ્યું નહી ચીખલી ટપાલ લખી લાકીટ મળેલ નથી પરંતુ મંગળવારે સવારમાં પુજા કરી, ઉઠયો સ્ફુર્તી થઇ પૂજ્ય બાપાને પ્રાર્થના કરી ઘીનો દીવો કર્યો માનતાં માની કે લાકીટ મળસે તો પુજ્ય બાપાની

ગાદીએ ૧૧૧ રૂા. નું મનીઓર્ડર મોકલી આપીસ આ માનતા માની હું ગયો મોટર સ્ટાન્ડ ઉપર જે મોટરમાં બેસી અમો ગયા હતા તે બસ તો મેં સોમવારે રાતના તપાસેલ છતાં બસ ડ્રાઇવર તથા કંડાકટરને પુછગાસ કરી ડ્રાઈવરે કીધું જે ચીખલીમાં કંડાકટરને કોઇ પીનળનું ફુલ જડેલ છે અને કંડાકટરે એ ચાર જણાને બતાવ્યુ સૌએ કીધું જે પીતળનું છે જેથી તેણે શું કયું" ખબર નથી. કંડકટરને બોલાવ્યો કંડાકટર કહે હા. તમો બેઠા હતા તે સીટ નીચેથી પીતળનું કરણ ફુલ જડેલ છે પરંતુ પીતળનું લાગતા મેં ખાસ ધ્યાન આપ્યું નહી અને મેં ઓફીસમાં આ વાત કરી નહી ફકત ચીખલીમાં ત્રણ ચાર જણાને બતાવ્યું મેં કીધું લાવ. મને જોવા દે તેણે લાવી આપ્યું મેં તેને રૂા ત્રણ ઇનામના આપ્યા અને કહ્યું જે, આ સોનાનું છે તેણે તથા બીજા ત્યાં ઉભેલા બે ત્રણ ડ્રાઇવરે જોયું બધા કહેવા લાગ્યા હા. સોનાનું છે. ગઇ કાલે સોમવારે સૌને પીતળ લાગ્યું તે આજે સોનું લાગ્યું 'સોમવારનું' પીતળ મંગળવારે સોનું થયું તેવો પૂજ્ય બાપાનો પરચો, કારણ જે સોનું સમજે સોનું કોઇ કહે તો પછી આપવાની દાનત કોણ કરે પીતળ સમજી તેણે આપ્યું અને મારા હાથમાં આવતાં સોનું થયું કંડાકટર પણ વીચારમાં પડયો કહેવા લાગ્યો કે

कलतो पीतळ देखाथा आज सूना कैसा देखा रहा. मैंने कहा हा हमारा जलीयाण बापाने आपकुं दुसरी आख दीईथी कलकी आखे पीतळ दीखाई देतीथी वो आखे आज सुना देखाई देती हे' यह सब हमारा बापाकी करामत है.

વાત એમ બની જો સોમવારે સોનું સમજત તો પછી આપણને કયાં હાથમાં આવવાનું હતું પરંતુ તેણે પીતળ સમજી પાછું આપ્યું અને પીતળ છે આમ સમજી તેને દબાવાનો મોહ થયો નહી સોનું સમજત તો જરૂર દબાવી દેત અને કયાંય વેચાઇ જાત પરંતુ પરમ પુજ્ય બાપાને આ બધી ફીકર હતી બાપા તો હજરા હજુર છે બાપા ઉપર ખરી શ્રદ્ધાથી કોઈ વાત છોડી દીઓ બાપા આપણને જરૂર સંભાળે આ કલીયુગમાં બાપા તો જાગતી જોત છે. હજુરા હજુર છે તે શ્રદ્ધા વિશ્વાસથી જાણવા મળે છે.

લી. ખીમજી પીતાંબર પોપટ
આમગાંવવાળાના જય જલારામ
વાંચશોજી.

---

# ગિરિ પ્રવચન.

પુરાતન કાળથી તમે સાંભળતા આવ્યા છો કે સોગન કદાપિ ઉથાપતા નહીં, પણ પરમ પિતા સમક્ષ સોગન મુજબ વર્તજો

પરંતુ હું તમને કહું છું કે કદીયે સોગન ખાશો નહીં

સ્વર્ગનાયે નહીં કેમકે ઇશ્વરનું એ સિંહાસન છે

પૃથ્વીનાયે નહીં, કેમકે એ એમનું પાય-બાજઠ છે

તમારા મસ્તકનાયે નહીં, કેમકે એક વાળ પણ તમે ધોળો કે કાળો કરી શકો એમ નથી.

સ્પષ્ટ 'હા' કે 'ના'બાજ તમારા મતવ્યો દર્શાવજો, કેમકે એનાથી કંઈ પણ વધુ એ દોષિત છે,

તમારી જાતની કદી ચિંતા ન કરશો તમે શું ખાશો-પીશો કે શું પહેરશો-ઓઢશો એની ફિકર શીદ કરો છો? જીવન અન્ન કરતા અને આ દેહ એના પરના લુગડા કરતા કંઈ વિશેષ નથી શું?

ગગનમા વિહરતા આ પંખીઓ જુઓ. ન તો તેઓ વાવણી કરે છે કે ન કાપણી કે ન ખળી ભેગી કરે અને છતાયે એમને તમારા પરમ પિતા પોષતા નથી શું?

અને લુગડાલત્તાની ચિંતાય શીદ કરો છો? ખેતરમા પાગરતા પુષ્પો જુઓ તેઓ કદી કાંતે છે?

ઓ અશ્રદ્ધાળુઓ, તમારા પરમ પિતા ખેતરમાના ઘાસને પહેરાવે-ઓઢાડે છે તો તમને નહીં પહેરાવે-ઓઢાડે?

તેથી એમ ન વિચારશો કે ખાશું શું ને પીશું શું ને પહેરશું શું?

કેમકે સ્વર્ગમા વસતા તમારા પરમ પિતા તમને આ બધી ચીજોની જરૂર છે એ જાણે છે

માગો અને તમને મળશે, ખોળો અને તમને જડશે, ખખડાવો અને ઇશ્વરના દ્વાર ઊઘડશે.

કેમકે જે માગે છે એને મળે છે, જે ખોળે છે એને જડે છે, જે ટકોરો દે છે એને માટે ઊઘડે છે

એવો તે કયો માણસ હશે જે પોતાના પુત્રને રોટી માગતા પાણો આપે?

તમે જો તમારા બાળકોને સારી ચીજો આપવી જોઇએ એમ જાણતા હો તો પછી સ્વર્ગમા વસતા તમારા પરમ પિતા તો જે માગશે એને ખુબ ખુબ કલ્યાણકારી ચીજો આપશે જ ને?

—ઇસુ

['સરમન ઓન ધ માઉન્ટ પરથી']

## ૯૮

# જલિયાણના ધામમાં કોઇ ચીજ કયારેય ખુટતી નથી આ વાત સાચી લાગી

શ્રીમાન શ્રીયુતશ્રી, ભાઈશ્રી સૌભાગ્યચંદભાઈની સેવામાં મુ. રાજકોટ

જત્ પરમ પુજ્યમાન દયાળુ બાપાની કૃપાથી હું તથા મારે ઘેરથી નાના રાજુને લઇ ખામગાંવથી તા. ૧૮-૩-૫૮ના શ્રી વીરપુરની યાત્રાએ નીકળ્યાં કારણ જે નાના રાજુની તબીયત હંમેશાં નરમ ગરમ રહે નાનો રાજુ બે વરસનો થયો ત્યારથી હંમેશાં બીમાર રહે એક દીવસ નાના રાજુની તબીયત બગડી ચીંતા થવા લાગી. એટલે નાના રાજુને પરમ પુજ્યમાન બાપાને ખોળે દઇ દેવો અને પરમ પુજ્યમાન બાપાનો છે, તે નાના રાજુને સુખી રાખે આમ નિશ્ચય કર્યો હવે આ છોકરો પાંચ છોકરી ઉપર આવેલો એટલે છોકરાની માયા બહુજ સૌ કોઇ નાના રાજુને પ્યાર કરે પરંતુ બીમાર રહ્યા કરે દવાઓ કરીએ પરંતુ બરાબર તબીયત રહે નહી જેથી નિશ્ચય કર્યા મુજબ પરમ પુજ્યમાન બાપાને ખોળે જલદી મુકવા જાવું અને પરમ પુજ્યમાન બાપાની ગાદીએ નામ રાખવું આ વિચારથી વીરપુર જવાનો વિચાર કર્યો તા. ૧૬ ના જાવું હતું નાના રાજુને સહજ તાવ ચડયો તા. ૧૭-૩-૫૮ના ૧૦૧।।-૧૦૨ તાવ આ પરીસ્થિતીમાં કેમ જાવું. વીચાર કર્યો જય જલારામ. નીકળી જાવું આ હીસાબે તા, ૧૮-૩-૫૮ના સાંજના નીકળાં રેલમાં બેઠા ખામગાંવથી ભુસાવળ સુધીમા તાવ ઓછો થઇ ગયો ભુસાવળથી જલગાંવ સુધીમાં તાવ ચાલ્યો ગયો શું બાપાની કૃપા. પરમ પુજ્યમાન બાપાને ચરણે જતાં આ ચમત્કાર જલગાંવથી સુરત ઉતરી વીરમગામ ગયા. રેલ્વેમાં ભીડ ગરદી સખત સેકંડ કલાસમાં. બેસવા ગયા ત્યાં પણ ભીડ ગરદી શું કરવું પરંતુ બાપા સહાયક બાપાને ગામ જનાવાળાને જગ્યાની અડચણ પડે. કહેવત છે નો પડે, આ વાકય અનુસાર હમાલના કહેવાથી દસ માણસનું કંપાર્ટમેન્ટ તદન ખાલી મળી ગયું પછી તો પરમ પુજ્યમાન બાપાની દયા બેંક બીસ્તરા નાખી સુઇ ગયા રાતના ૧૦।। નો ટાઇમ ગાડી ઉપડી અર્ધા કલાક પછી માણસો આમતેમ જગ્યા માટે ખુબ ફરે પરંતુ અમારા કંપાર્ટમેન્ટમાં કોઇ આવ્યું

જ નહી આખરી ગાડી ઉપડી ત્યાં સુધી શું પુજ્ય બાપાની દયા. સંભારૂં છું તો અજાયબી લાગે છે સવારમાં આવ્યું રાજકોટ જંકશન ઉઠી દાતણ કરી ચહા પાણી પીધાં ગાડી ઉપડી કોઇ કંપાર્ટમેન્ટમાં આવે નહી શું બાપાએ અમારા માટે રીઝરવેસેન કરાવી લીધું હશે કે કેમ? આવ્યું રાજકોટનું ભકતીનગર સ્ટેશન, ભકતીનગરમાં આગાખાનનો પ્રોગામ. આગાખાનના ધર્મના માણુસો સૌરાષ્ટ્ર, તથા બીજા પ્રદેશના ત્રણ ત્રણ દીવસથી રેલમાં ચડી શકેલ નહી અને ખુબ હેરાન થયેલ તો ગાડી આવતાં ટોળે ટોળાં ગાડીના સામે ઉભેલા સૌ કોઈ સખત ભીડ કરે ગાડીના દરવાજે લટકે બારીઓ ઝાલી લટકે ટ્રંક પોટકા અંદર ફેંકે પરંતુ અમારા કંપાર્ટમેન્ટનો દરવાજો ખોલી શકે નહી. પંદર વીસ જણા આવી દરવાજાને ખુબ ઠોકે પરંતુ દરવાજો ખુલે નહી તેમ કોઈ અંદર આવવાની હીંમત કરે નહી. ગર્દી સખત ગાર્ડ આવ્યા ગાર્ડે દરવાજો ખોલવાની કોશીષ કરી સાંધાવાળાએ કરી પરંતુ કોણ આડુ બેસી ગયું કે દરવાજો ખુલે નહી તેમ ઉપરથી બારીમાંથી આવવાની કોઇ હીંમત કરે નહી ગાડી ઉપડી હું તો વિચાર કરતો રહ્યો વાહ બાપા! વાહ બાપા! તમારી દયા અપરંમપાર છે શું ચમત્કાર.

શ્રદ્ધા મજબુત બનતી ચાલી, ગોંડલ આવ્યું ગાડીમાં પગ મુકવાની જગ્યા નહી કોઇ ચડી શકે નહી કોઇ લટકી શકે તેટલી પણ જગ્યા મળવી મુશ્કેલ કારણ ખુબ માણુસો લટકતા મુસાફરી કરી રહેલ હતાં તેટલામાં એક બુઢો માણુસ બ્રાહ્મણ જેના દેખાવનો અમારા કંપાર્ટમેન્ટ પાસે આવ્યો મેં પુછ્યું બાપા બેસવું છે તેણે પુછ્યું હા મેં કીધું લાવ દરવાજો જોઉં દરવાજાને ખોલતાં વાર ન લાગે હેન્ડલ ઉંચું કર્યું દરવાજો ખુલી ગયો બ્રાહ્મણ બુઢા મહારાજ અંદર આવી બેસી ગયા. સાથે બીજા પણ પછી પેસેન્જર ચાર પાંચ આવ્યા. ભલે આવ્યા અમારે તો ગોમટા એકજ સ્ટેશન પછી વીરપુર ઉતરવું હતું પરંતુ વિચાર કર્યો ભકિતનગરમાં આટલા માણુસો મહેનત કરી થાકી ચાલ્યા ગયા દરવાજો ઉઘડયો નહી હેન્ડલને દબાવી ઉચકાવી ચાલી ગયા અને ગોંડલમાં આમ એક મિનિટમાં દરવાજો ખોલી શકાણો. શું બાપાનું રહસ્ય હશે. મારી શ્રદ્ધા ખુબ મજબુત બની. વીરપુર આવ્યું પછી તો આનંદનો પાર નહી શ્રી જય જલારામ શ્રી જય જલારામનું નામ હૈયામાં આવ્યાજ કરે મોઢે તે નામની માળા ફેરવાઇ ટાંગામાં બેસી બાપાના દરબારમાં ગયા. શું આનંદ, શું ઉમળકો, નાહી ધોઇ પરવારી શ્રી પરમ પુજ્ય બાપાની માનતા એટલે શ્રી પુજ્ય બાપાની ગાદીના દર્શને ગયાં. ત્યાં શ્રી પરમપુજ્ય બાપાના અતિ આનંદથી દર્શન થયાં. શ્રી પરમપુજ્ય બાપાનો ટોલીઓ જોઇ બાપાના અલૌકિક દર્શનનો લાભ લીધો. શ્રી રામચંદ્ર પ્રભુના દર્શન કર્યાં શ્રી ઝોળી-ધોકો, શ્રી

હનુમાનજી વીગેરેના દર્શન કર્યા આનંદનો પાર નહી. નાના રાજુને શ્રી પરમપુજ્ય બાપાને ખોળે, મન, વચન, કાયાથી આપ્યો શ્રી પરમપુજ્ય બાપાને વિનંતી કરી આ છોકરો તમારો છે. સાજો નરવો રાખજો શ્રી પરમપુજ્ય બાપાએ વિનંતી સાંભળી અને આનંદ આનંદ થઇ ગયો હવે શ્રી પુજારીને કીધું આ છોકરાનું નામ બાપાની ગાદીએ રાખવાની માનતા છે. શ્રી પુજારીએ આનંદમાં આવી કીધું બોલ્યા જે યોગીરાજ સુખી રહો મારૂં મોઢું સાકર-પેંડાથી મીઠું કરાવ્યું. ઘરમાંથી પણ મોઢું મીઠું કર્યું નાના રાજુના મોઢામાં શ્રી પુજારીજીએ પેંડો તથા સાકર મુકયા અને બાપાના યોગીરાજનું મોઢું મીઠું કરાવ્યું આ વખતનો શું આનંદ જે વર્ણન કરવાની શકિત મારામાં નથી.

પછી પરમપુજ્ય બાપાનો પ્રસાદ લેવા બેઠા. શું ગોળ-પાપડી ગાંઠીયાનો સ્વાદ શું કામ કરનારનો ઉત્સાહ મોટી પંગત બેઠેલી તેમાં દોડતા દોડતા પીરસનારા બાપા જરા પણ વીસામો લીધા વગર પીરસનાર બાપા, બધાને તાણ કરી ખવરાવનાર બાપા. શું જાનના માણસોને જેમ જમાડે તેમ સૌને જમાડતા હતા આ જોઇ મને તો વીરપુર ભુમી સ્વર્ગ ભુમી લાગી, શ્રી ગીરધરરામજી બાપા તો મોટા સુની જેવા કોણ આવે કોણ જાય. વીગેરેની કાંઇ પંચાત નહી. પુજ્ય બાપાની સામે ઓટલે બેસી ફકત જોયા કરે શ્રી પુજ્ય બાપાને ત્યાં રાઈ-રંક સરખા ગણાય સૌને પ્રસાદ લઇ જવાની આજ્ઞા કરતા પુજ્ય ભકતરાજ ગીરધરરામજી બાપા. હું તો તેમના પાસે થોડો વખત બેઠો પરંતુ કમળ જેવા નિર્લેપ નારાયણ જરા પણ અભિમાન નહી, તેમ જરા પણ ચિન્તા નહી, આફ્રિકા આવે, મુંબઈ આવે, ખરાડ આવે, કે કલકત્તા આવે કે સૌરાષ્ટ્ર આવે કે ગામડાના આવે સૌને માટે સરખી દ્રષ્ટિ. ભેદભાવ નહી ભજનમાં ગવાય છે કે શ્રી પુજ્ય બાપના દરબારમાં રંક રાય સરખા આ વાત સો ટકા સાચી ઠરી મને તો મારી જિંદગીમાં વીરપુરમાં એવો આનંદ આવ્યો જે દસેરા દીવાળીથી વધારે આનંદી દિવસ પસાર થયો, શ્રી મહાદેવજીના દર્શન સાંજના કર્યા. શ્રી બાપાની સમાધી પગલાંના દર્શન કર્યા સાંજની આરતીના દર્શન કર્યા, શું આરતીનો આનંદ શું દેખાવ, શું ગીરદી શું આનંદી વાતાવરણ વાહ વાહ બાપા જય જલારામ તમારી દયા અને માયા કોણ જાણી શકે. આરતી પછી સૌ જમવા ગયા શું ખીચડા કઢીનો સ્વાદ, શું રોટલા વાહ જલિયાણ, વાહ જલિયાણ, આ તો ચોવીસ કલાક શું.

જલિયાણના ધામમાં કોઇ ચીજ કયારેય ખુટતી નથી આ વાત સાચી લાગી.

રાતના ભોજન પછી ભજન કીર્તન સાંભળ્યા અને વિચાર કર્યો કે,

બહુજ લોકો આવે છે માટે સૌને લાભ મળે તો જગ્યા શા માટે રોકી રાખવી. જેથી રાતની ૧૧।।। ની રેલથી રવાના થઇ લાઠી પુગ્યા, લાઠીથી વરસડા પુગ્યા, વરસડા એક દિવસ રોકાઈ અમરેલી, બગસરા થઈ જન્મભુમિ તોરીના દર્શન કર્યા ત્યાંથી પાછા વરસડા આવી ભાવનગર રવાનાં થયાં ભાવનગર રોકાઇ સીધા ઘેર, ભાવનગરથી ખામગાંવ આવ્યાં. ખાસ મહત્વનું જે આઠ દીવસની મુસાફરીમાં જરા પણ ત્રાસ નહીં. ઉલ્ટાનો રેલમાં થાય નહી દીવસના પણ અમો જે ડબામાં બેઠા હોઇએ ત્યાં ગડદી નડે નહી પુજ્ય બાપાનો આસરો લીધેલ માણસ કયાંય પણ દુઃખી થતો નથી તેમ તેને જરાપણ ત્રાસ થતો નથી. તેની ખાત્રી પુરી મને થઈ અને મને ભાન થયું પુજ્ય બાપા ઉપર વિશ્વાસ બેઠો શ્રદ્ધા બેઠી કે, શ્રી પુજ્ય જલારામ બાપા જ્યાં ત્યાં સંભાળો હાજરાહજુર છે.

કલિયુગની જાગતી જયોતી છે જ્યાં ત્યાં સર્વ ઠેકાણે સહાય કરે છે તેની પુરી ખાત્રી થએલ છે તે જાણશો.

બોલો શ્રી પુજય જલારામ બાપાની જય...જય...જય...જય...જય...

લી. ખીમજી પીતાંબર પોપટ
ખામગાંવ વાલાના
જય જલારામ વાંચશો.

તા. ક.– આ પત્ર લખું છું તા. ૬-૪-૫૮ના રોજ પુજ્ય બાપાની દયાથી નાના રાજીની તબીયત સારી છે પરમપુજ્ય બાપાનો યોગીરાજ મઝામાં છે અને શ્રી પરમપુજ્ય બાપા યોગીરાજને મઝામાં રાખશે તેવી મારી પુરી શ્રદ્ધા છે.

લી. ખીમજી

---

શ્રદ્ધા એ મોટામાં મોટું બળ છે. શ્રદ્ધાહીનનો અતિ પરિશ્રમ પણ વિફળ જાય છે. પરિશ્રમનુ વૃક્ષ ત્યારે જ ફળ આપે કે જ્યારે તેમાં શ્રદ્ધાનુ જળ સિંચાય છે.

"સૌરભ"માંથી

## ૯૯

## ૧. બટુકભાઇના લગ્નના ખર્ચની સગવડ....અને ખરે વખતે મારા પુત્રનું પાસ થવું એ ઘટના અમર ગાથા છે.

## ૨. જેને બાપામાં શ્રદ્ધા ન હોય તેને મારે ઘરે મોકલજો.

વલસાડ, ૨૧-૫-૫૮
હનુમાન ભાગડા.

પ્રાતઃસ્મરણીય પુજ્ય જલારામ બાપાના ચર્ણમાં.
વીરપુર

ગઈ તા ૧૪-૫-૨૮ અત્રેથી મેં દશ રૂપિયા આઠઆનાનું મનીઓર્ડર મોકલેલું તે કેમ મોકલવામાં આવ્યું એ કહાણી ખરેખરે અજાયબીમાં મુકી દે તેવી છે.

વાત એમ બની કે તા. ૨૩-૧૧-૫૭ શનિવારના રોજ હું પ્રથમવાર બાપાના દર્શન કરવા વીરપુર આવેલો જગ્યા અને વ્યવસ્થા જોઇ મારી ખાત્રી થઇ કે, બાપાના નામે વાણુ તરે તેમાં ખોટું નથી. હું મારા પુત્રનું વેશવાળ ભાવનગર પાસે ભુંભલી નામના મારી જન્મભુમિ (અસલ હાલ અત્રે રહું છું)માં તા ૧૫-૧૧-૫૭ શુક્રવારે બોલબોલી બાપા પાસે જઇ મારી સ્થિતિની ફરીયાદ કરવી તે હુકમ કરે તે પ્રમાણે ચાલવું. વેશવાળ તો થયું પણ લગ્ન કરતાં ચારહજાર રૂા જુવે, ન મેળવી શકું તો ઝેર પીવું પડે મારી પાસે ચાર પાઇ નહોતી તેમ મારા ધંધામાંથી ચારહજારનો વધારો નીકળે તેવી જરાય આશા નહોતી આ સંજોગોમાં બાપાના ચરણુમાં માથું મુકી ઢોલીયાના દર્શન કરી "બાપાને ધા નાખી કે, નરસી મેતાની જેમ મારૂં કામ ઉકેલી દેજો નહી તો પત જશે." બાપાના પરચા નિમિતે પુરી માહિતી સાથે શ્રદ્ધા હતી. કરગરી બાપા સામે ભીની આંખે અરજ ગુજારી ત્યારે અંતરમાંથી અવાજ થયો કે, કામ પતી જાય ત્યાં સુધી ઘઉં ન ખાવાની બાધા રાખ. ઘીના ઠામમાં ઘી પડી જસે. આ

બાધા તુરત ઢોલિયા સામે નમન કરી લીધી અને બાપાને ત્યાં લા વાગે ભોજન લઇ મેઇલમાં અત્રે ઘરે આવી મારી પત્નિને બાપાના અવાજની વાત કરી.

બીજે દિવસ મારાં પત્નિએ કહ્યું કે, હું પણ ઘઉંની બાધા લઉં છું કે, મારો સૌથી નાનો પુત્ર વિનોદ ફર્સ્ટ ઇયર સાયન્સમાં અત્રેથી વલસાડ સેન્ટરમાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આવે તો બાપાને સવાપાંચ રૂપિયા મોકલી બાધા છોડવી.

મેં જે લગ્ન માટે ચારહજારની સગવડ બાપા ઉતારી દે તો સવાપાંચ રૂપિયા મોકલવા અને વીરપુર જ્યાં સુધી ન આવી બાપાના દર્શન કરૂં ત્યાં સુધી દર માસ રૂા. પા) મોકલ્યા કરવા.

પુજ્ય બાપા ! પછી તો મહીના પર મહીના થાવા માંડયા લગ્ન ૧૫-૫-૫૮ વૈશાખ વદ ૧૨ના વધાવાયા જાન અત્રેથી દેશમાં લઇ જવાની હતી. અડધી સગવડ બાપાએ એવી કુનેહથી ઉતારી દીધી કે, મરી ગયા પછી મારી ડાયરીમાં બાપાના પરચાની અજબ શકતી મારી પ્રજા વાંચી અજાયબ થશે. નાસ્તીક આસ્તીક થશે. હવે લગનના ૨૦ દીવસ બાકી રહ્યા. વરણું હજાર રૂા.નું આવે, જાન ભાવનગર લઇ જવા લાવવાનો ખર્ચ વગેરે એક હજાર રૂા. મળી બે હજાર કયાંથી મળશે. એટલામાં લગનના આઠ દી રહ્યા છે રૂા. ૧૫૦૦)ની સગવડ ઉધરતી થઇ ગઈ. હવે પાંનસોની ઘટતી કહાણી બહુ વિચિત્ર છે. તા. ૧૪ મીએ સવારમાં જાન વિદાય થનાર હતી. ઉપર આભ નીચે ધરતી મરણ જીવનનો સવાલ ઉભો રહ્યો ત્યાં તો ૧૩-૫-૫૮ મંગળની સાંજે ચાર વાગે મનમાં નહીં, ચીત્તમાં નહી અને સ્વપ્ને આશા નહી પણ મારા પુત્ર વિનોદ ફર્સ્ટ કલાસ ફર્સ્ટ વલસાડ સેન્ટરમાં પાસ થયાનો ફોન આવ્યો મારાં પત્નિની બાધા ઘઉંની છુટી પણ મારૂં શું ? ત્યાં તો રાત્રે ૭ વાગે પાનસો રૂપિયા ન ધારેલા સંબંધીએ ઘેર બેઠાં માગણી વગર આપી ગયા.

બાપાની દયા થઇ જાન વિદાય વખતે રૂા. ૧ાાનું મનિઓર્ડર કર્યું ખરી વાત જો કે બાપાને પૈસાની જરૂર નથી પણ તેના સાચ અને તેના સેવકો માટે અણી વખતે હાજરાહજુર થઇ આનંદ મંગળ વરતાવે એ કળજુગનો મહિમા ઓછો નથી. મારૂં આખું ગામ અને સંબંધી વિચારમાં પડયું કે કેવી રીતે સગવડ ઉતરી. જાણકાર જાણે છે કે, બાપા મારે ત્યાં હાજરાહજુર છે. "જેને બાપામાં શ્રદ્ધા ન હોય તેને મારે ઘરે મોકલજો."

જાન ગઇ પરમેબાદ આનંદથી લગ્ન કરી ઘરે આવી ગઇ છે બાપાની દયા છે. વરઘોડીયાં બાપાની દયા હશે તો વીરપુર સુધી આવી આશીષ લઇ જશે. મારા પુત્ર ખટુકભાઇના લગ્નના ખર્ચની સગવડ અને ખરે વખતે મારા પુત્રનું પાસ થવું એ ઘટના અમર ગાથા છે.

ઘઉંની બાધા હવે બેઉએ છ માસ રાખી અને લગ્નમાં ખાવા પીવામાં વાંધો ન આવે તે વખતે બાપાએ મહેર કરી એજ.

લી. છોરૂ
ચુનીલાલ કુબેરદાસ મોદીના
પાયલાગણ.

CHUNILAL D. MODY
Agent
Life Insurance Corporation of India
H Bhagda, BULSAR
Agent Code No· 332867 (Dt. Surat)

---

મા એ શબ્દ સઘળી ભાષામાં પહેલો શીખાય છે અને છેલ્લો વિસરાય છે.

શેકસ પિયર

## ૧૦૦

# શ્રદ્ધા ફળી.

## ફોજદારી કેસમાંથી નિર્દોષ છુટકારો.

પુજ્ય વડીલ ભકત શીરોમણી જલારામ બાપાની પવિત્ર સેવામાં.

શ્રી ભકતરામ ગીરધરરામ હરીરામ, મુ. વીરપુર.

જત સવિનય સાથે લખવાનું કે-

આજરોજ પોસ્ટ ઓર્ડર શીલીંગ ૫૨)ના નીચે મુજબ નંબરના મોકલ્યા છે.

Y-64 478603

N-72 51937

તે શીલીંગ ૫૨)ના પોસ્ટલ ઓર્ડર જલારામ બાપાની ગાદીએ અમારા વતી ધરશો અને અન્નક્ષેત્રમાં ઉપયોગ કરશો. તે શીલીંગ ૫૨) અમારી બાની માનતા કરેલ તે ફળીભુત થઇ છે. તેના મોકલેલ છે. માનતાની વિગત નીચે મુજબ છે.

અમો બંને ભાઇઓ ઉપર ફોજદારી કેસ હતા અને તે કેસમાંથી અમો બંને ભાઇઓ નિર્દોષ જો છુટીએ તો ઉપર મુજબ માનતા માનેલ અને જલારામ બાપાની કૃપાથી તા. ૩-૬-૫૮ના અમો બંને ભાઇઓ નિર્દોષ છુટી ગયા છી. જલારામ બાપાની કૃપાથી. હવે આ પત્રો જલારામ બાપાની બુકમાં પ્રસિદ્ધ કરાવશો એજ. અમોને બાપા ઉપર પુરેપુરી શ્રદ્ધા છે અને બાપા અમારા અવારનવાર મુસ્કેલ કામ કરી આપે છે. અમારા બંને ભાઇઓ વતી તથા અમારા કુટુંબ વતી બાપાને હોલીએ પગે લાગશોજી તથા ત્યાં દરેક ભકત જનોને મારા તથા મારા કુટુંબના જય જલારામ કેશોજી અને પત્રની વળતી પોંચ લખવા કૃપા કરશો અમારૂં એડ્રેસ નીચે મુજબ છે.

લી. છોરૂ ગોરધનદાસના
જય જલારામ વાંચશો.
ગોરધનદાસ હાથાલાલ કોટેચા
પો. બો. નંબર ૨૭
વાયા મ્વાઝાં
નાનસીઓ, ઉકરેવે.

## ૧૦૧
## રોજ બાપાના પુજન થાય છે અને ઘરે ઘરે એમના ચોપડા વંચાય છે.

તા. ૩૦-૬-૫૮

રા. રા. શ્રીમાન કનકરાય સૌભાગ્યચંદ રાજદેવ જોગ નમસ્તે.

આજથી ત્રણ વર્ષ ઉપર હમારા એક ઓળખીતા ભાઇ તરફથી જલારામ બાપાના પરચાની અનેક વાતો મળી ત્યારથી હમો હરહમેશ જલારામ બાપાને હરઘડી યાદ કરતા રહ્યા છી. હમોને પણ જલારામ બાપાના નાના મોટા પરચા મળતા રહ્યા છે. એટલે હમોને બાપામાં પુરે-પુરી શ્રદ્ધા બેઠી છે હમો એક મોટો પરચો તો એ મળ્યો કે તે હમો હમારી જિંદગીમાં કદી ભુલીશું નહી અને આ પરચાની વીગત નીચે મુજબ છે. જો તમો હવે પછીની આવૃત્તિમાં આનું સ્થાન આપવા મહેરબાની કરશો.

હમારી સ્ત્રી સાત વરસથી બીમાર હતા. તેઓ નવ મહિના છેક બીછાનામાં હતા. ઝાડો, પેશાબ પણ બીછાનામાં જ કરાવવો પડતો હતો કુદરતી રીતે ઝાડો થતો ન હતો જુલાબ આપો તો પણ થાય નહિ અને એનીમાથી પાણી ભરો તો પણ ખરો ખુલાસો થાય નહિ ત્યાર બાદ જલા બાપાને પાયે પડી માનતા રાખી તો કુદરતી રીતે ઝાડા થવા લાગ્યા. એક મોટો પરચો તો એ થયો કે, છ, સાત વરસની બિમારીને લઇને દુઃખી થાય હું પણ દુઃખી હમારે નોકરીએ જવું પડે સાંજે આવી એમની સારવાર કરવી પડે આવા બધા સંજોગોમાં હમોને જલારામ બાપાની યાદ આવી હમારી સ્ત્રીને હમારી ત્યાં કામ કરવાવાળી હતી તેની સાથે મળી બીછાનું સાફ કર્યું અને એમને લુગડા બદલ્યા અને લુગડા પછી બાપાને યાદ કરી પ્રાર્થના કરી કે, હવે બાપા હદ થાય છે. બિમારી સારી થાય એવી સ્થિતી રહી નથી તો તમો આ દુઃખી બાઇને તમારી પાસે બોલાવી લ્યો

આમ પ્રાર્થના ખરા દીલથી કરી અને તરતજ રૂપાન્તર બદલાયું અને દશ મિનિટમાં હમારી સ્ત્રી આ માયાવી દુનિયા છોડી સદા માટે

છાડી ગયા. હમો તો વિચારમાં પડી ગયા. આવો જલારામ બાપાનો પરચો હું જિંદગીમાં કેવી રીતે ભુલું. હમારી સાથે બીજા ભાઇઓને પણ આવા નાના મોટા પરચાની વાતો કરી તેમને પણ બાપાના ભકત બનાવ્યા અને તેઓને પણ આજે અનેક ફાયદા થયા છે. "રોજ બાપાના પુજન થાય છે અને ઘરે ઘરે એમના ચોપડા વંચાય છે અને નાના નાના દાનો અન્નદાનમાં મોકલાય છે અને હમો પણ હમારી સ્થિતી પ્રમાણે મોકલતા રહીએ છીએ. બાપામાં અમોને ઘણીજ શ્રદ્ધા છે. જેવી રીતે અમોને પરચા આપ્યા તેવા બાપા હરેકને આપતા રહે એજ અંતમાં બાપાને મારી વિનંતી છે. છેવટ ઉપરનો પરચો તમો તમારી સાતમી આવૃત્તિમાં આપશો એવી આ સેવક આશા રાખે છે છેવટ બાપા બધાનું કલ્યાણ કરે એજ.

લી.
રતનજી ખુશાલ સોલંકી
ના જય જલારામ
જય ભારત.

RATANJEE K. SOLANKI
27 C. 19st Vrededorp
JOHANNESBURG

---

૧૦૨

## ફકત પાંચ પૈસાની માનતા કરી અને ફળી.

દીવ તાબે વણાકબારા
તા. ૧૪-૭-૫૮

વીરજી નથુ કતરાવાલાના જય જલારામ

સાથ લખવાનું કે પુજ્ય શ્રી જલારામ બાપાનો પરચો એક અમોએ ટુંક મુદતમાં જોયો છે. અમારા બેન રાછબાઈના નાકમાંથી સોનાની ચુક ગુમ થએલ તે ફરીથી મલે તેવી આશા ન હતી. પણ પુજ્ય શ્રી જલારામ બાપાની માનતા પાંચ પૈસાની કરી દીવસ પાંચ પછી નાના છોકરાના ગંછફરાકની પીઠ બાજુથી ચુક જેવી હતી તેવીજ હાલતમાં મળી આવી છે આવા નાના પરચા જોઈ અમોને વધારે આસ્તા બેઠી છે. કે પુજ્ય શ્રી

જલારામ બાપા અમારૂ મનનું ધારેલું કામ પાર પાડી આપશે તે ચોકસ મને વિશ્વાસ છે.

વિશેષ લખવા વિનંતી કે, તમે શ્રી જલારામ બાપાના ફોટાનો બુક-પોસ્ટ અમારા ઉપર મોકલાવેલ તે અમોને મળી ગયો છે. તે બદલ આપનો ઘણો ઉપકાર. પુજ્ય જલારામ બાપાને અમો દરરોજ ધુપ અગરબતી કરીએ છીએ.

આપના ઉપર કાગળ લખવા વિલંબ થયો તે બદલ માફી માગું છું.

વીશેશ અમારા ઉપર પુજ્ય શ્રી જલારામ બાપાની જગ્યાના ખુશી પત્ર લખવા મહેરબાની કરશો. ભગત સીદી ભગવાન ઉપર આપનો પોસ્ટ-કાર્ડ મલી ગયું છે.

લી. વી. એન. કતરાવાલાના
જય જલારામ.

---

૧૦૩

## એક આફ્રિકન બાપાની માનતા રાખે છે અને ફળે છે.

પરમ પુજ્ય ભગતબાપા ગીરધરરામજી હરીરામજી, મુ. વીરપુર.

જત આ પરચો હાજરા હજુર છે. તા. ૫-૯-૫૮નાં સવારનાં ૭ વાગે અમારી દુકાને એક આફ્રીકન નામ ઓસમેલી વાકોબી જાતે મગાન્ડા આવેલ અને તે બહુજ ફીકરમાં હોય અમોએ તેને પુછેલ કે શું બાબત છે તો તે કહે કે, આજે લીકર લાઈસ્નસની મિટીંગ નાની મુકી છે અને તેને એ આ મિટીંગમાં એપલીકેસન લાયસન્સ લેવાની કહેલ છે અને શી. ૨૦૦૦) બેહજારનો ખરચ કરેલ છે. અને જો આજે લાઇસ્નસ નો મળે તો ઉપરનાં શીલીંગ જાય અને તેને તેના ગજા ઉપરાંત ખરચ થાય આ બાબતની ની ફીકર છે એટલે અમોએ મગાન્ડા ઓીજવેલ વાકોલીને કીધું કે, જો શી. ૧૦) દશ બાપાની ગાદીએ ધરવાનું નકી કર, અમો તને ખાત્રી આપીએ છીએ કે, તારો દાખળો નિસફળ નહી જાય અને ચોખા દિલથી જો ઉપરનાં શીલીંગનું તું માનીસ તો જરૂર બાપા તને મદદ કરશે અને તેજ ટાઇગે આફ્રીકને અમોને શી. ૧૦) દસ આપી કહે કે, "હી રૂપિયા

પલેકા લેપ લેપ કુપા બાપા અજ સોન્ભા બાપાકુ સઇડીઆ મીમી એટલે સૌએ કબુલ કરી રૂા. દશ તેની પાસેથી લઈ બાપાની પેટી અમારી દુકાને રાખીએ છીએ તેમાં નાખી દીધાં. લગભગ ૧૨ાા વાગે તે આફ્રીકન સમાર્ક દાર્ક આવી કહે છે, "વલાઈ મુગુ બાપાના સાઇડીઆ મીમી ઊપ મીમીનાં કુઇસા પીટી લાઇસનસી કીમા બેવો બાડોકી તુમા કીસીલીગી મજુરી વેવેનાં હુમા લેપ લેપ ઉપરની ભાષા સેનર્કની ભાષા છે ને તેનાજ શબ્દોમાં અમે લખેલ છે એટલે આ અફ્રિકનને લાઇસ્નસ મળી ગયું છે. આ સાથે રૂા. ૧૦) દસનો પોસ્ટલ ઓર્ડર મોકલેલ છે તો આ આફ્રિકન વતી બાપાની ગાદીએ ધરી તે નાણાંનાં ખાવાનું બનાવી બચાઓને વહેચી દેશોજી એજ વિનતી.

બાપાનાં પરચા અમોને લગભગ ૫૦ થી ૬૦ જેટલા મળેલ છે બાપા હાજરા હજુર છે અમો બાપાને બહુજ માનીએ છીએ એજ.

લી. ગોપાલજી મોરારજીનાં
જય બાપા જલારામ.

ઉપરની વીગત તમારી નવી આવૃત્તિમાં જરૂર છપાવશોજી કેમકે જો આફ્રિકનો બાપાને માનતા થાય તો ઘણુંજ સરસ કહેવાય એજ.

---

ઉપરના આફ્રિકન ભાષાના શબ્દોમાં સુધારાને અવકાશ હોવા સંભવ ખરો, કારણ કે તે અક્ષરો અમને બરાબર બંધ બેઠાં નહિ.

લેખક.

૧૦૪

શ્રી જય જલારામ

ભાયાની કુઈ
કરમસદ, તા. ૧૬-૯-૫૮
તાલુકો-આણંદ, જીલ્લો-ખેડા.

## શ્રી જલારામ બાપામાં શ્રદ્ધા રાખવાથી બાપા દરેક કાર્ય સફળ કરે છે.

રા. રા. પુજ્ય શ્રીયુત સૌભાગ્યચંદ મંગળજી
ચંપાકુંજ, ૪૨ પ્રહલાદ પ્લોટ, રાજકોટ.

કરમસદથી લી. પા. મુળજીભાઇ હાથીભાઈના જય જલારામ વિ.

અમારા સ્નેહી ભાઇ રમણલાલ શંકરલાલ જોષી આફ્રિકા જવાની ત્રણ માસ ઉપર આવેલ તેથી તેમણે પાસપોર્ટ કરાવવા તજવીજ કરેલી પણ એક અગર બીજા કારણે પાસપોર્ટ તૈયાર કરાવવામાં ઘણો વખત ગયો ને ટાઇમસર પાસપોર્ટ તૈયાર થઇ શકયો નહિ, જેથી આફ્રિકાથી પત્ર આવ્યો કે જલદી આવો નહિ પરમીટ પાછી મંગાવવા સ્કુલવાળા કહે છે. તે પત્ર લઇ પાસપોર્ટ એજન્ટ પાસે ગયા તેણે કહ્યું કે, વાર લાગશે, કયારે તૈયાર થાય તે નક્કી નથી તેથી ભાઇ રમણીકભાઇ ઘણાં મુંજાણાં ને મારી પાસે તા. ૫-૯-૫૮ના અરસામાં આવ્યા મને કહ્યું ઘણી મહેનતે પરમીટ આવી ને ટાઇમસર ન જાઉ તો પરમીટ પાછી મંગાવવા કહે છે. એ હકીકત સાંભળી મેં તેમને જલાબાપાની બાધા રાખો એવું ન કહી શકયો કારણ કે, અંગ્રેજી ભણેલાને ચાલુ જમાનાના માણસને બાપામાં વિશ્વાસ ન આવે એમ ધારી મેં મારા મનમાં તેમનો પાસપોર્ટ એક અઠવાડીઆમાં તૈયાર થઈ આવે તો રૂા. ૧-૪-૦ની નજીવી માનતા માની એટલે જાણે બાપાએ મારી દાદ સાંભળી હોય તેમ બાધા રાખ્યે બે દિવસ ન થયા ત્યાં તો પાસપોર્ટ તૈયાર થયાનો એજન્ટનો પત્ર આવ્યો અને તે મને વંચાવવા મારી પાસે આવ્યા ત્યારે મેં બાધાની હકીકતથી વાકેફ કર્યા તેથી તેઓ ઘણાં ખુશી થયાં અને તા ૧૯-૯-૫૮ની ઉપડતી સ્ટીમરમાં આફ્રિકા જવા પણ મુંબઇ ગયા. બાધાના રૂા. ૧-૪-૦નો મનિઓર્ડર વીરપુર કર્યો છે.

આ પરચો પરચા બુકમાં છાપવા મારી નમ્ર અરજ છે.

મારા સરખું કામ સેવા ફરમાવશોજી.

લી. મુળજીભાઇ હાથીભાઈના
જય જલારામ.

૧૦૫

# તબીયત સારી થઇ ગઇ છે.

M V JOBANPUTRA,
Box 1
KAKIRA (Uganda)
22-11 58

પુજ્ય શ્રી ગીરધરરામ હરિરામની પવિત્ર સેવામાં,
જોગ શ્રી વીરપુર.

જત લખવાનું કે તા ૨૧-૧૧-૫૮ના રોજ શિં. ૭૫) મોકલેલ છે જે મળેથી પહોંચ લખશો.

સવિનય લખવાનુ' કે, મેં પૂજ્ય બાપાના પરચાની બુક વાંચેલ છે. અને મને કંઇક બાપાના પરચાનો અનુભવ પણ મળેલ છે. ઉપરાંત હાલ તુરતમાં બાપાના પરચાનો એક મહાન અનુભવ થયો છે.

હકીકત એમ બની કે તા ૨૦-૯-૫૮ના રોજ મારા ચિ. પુત્ર પ્રભુદાસને લોહીની ઉલટીઓ થઇ હતી અને તેને તાત્કાલીક જીન્જા હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યો હતો. બીજે દીવસે રવિવારે તબિયત ખુબ જ લથડી ગઇ હતી, અને આશરે ચાર વાગ્યે એ લોહીની ઉલટી થઇ હતી. આ સમયે મારા કુટુંબમાંથી શિં સવાપચીસ માટે જલારામ બાપાની માનતા થઇ. ચિ પ્રભુદાસના શરીરમાં લોહી તદ્દન ઓછું થઈ ગયુ' હોવાથી ડોકટરોએ લોહી શોધવા પ્રયત્ન કર્યા જલારામ બાપાની કૃપાથી તરતજ તે મળી ગયું', તેમજ તે લોહી ખુબ જ સહેલાઇથી શરીરમાં ચડી ગયું'. અત્યારે તેને જલારામ બાપાની કૃપાથી તદ્દન આરામ છે.

ગઇ કાલે મોકલેલ સિલીંગ સવાપચીસ માનતાના છે તથા બાકીના બીજી અનેક માનતાઓના છે, જે બાપાની ગાદીએ ધરવા કૃપા કરશો.

આ પત્ર પૂજ્ય બાપાની ચોપડીમાં પ્રસિદ્ધ કરવા મહેરબાની કરશો. બસ એજ

દઃ મોહનલાલ વીરજીના
જય જલારામ વાંચશો.
ફકીરા, તા. ૨૨-૧૧-૫૮

જય જલારામ.

પુજ્ય બાપા ગીરધરરામ હરીરામ બાપાની સેવામાં, વીરપુર.

અમોએ શી. ૭પ્રુનું મનીઓર્ડર કરેલ છે. તે બાપાની ગાદીએ અમારા વતી ધરી દેશોજી.

રૂા. ૭) સૌભાગ્યચંદભાઇને આપશો, બાકીના રૂા. ૪૩) બાપાની ગાદીએ ધરીદેશો. અને ફોટા ૨ નાના બાપાના કારની અંદર રાખી શકાય તેવા મોકલશો.

લી. મોહનલાલ વીરજી
ના જય જલારામ વાંચશો.

---

સીડી અને દેવપ્રતિમા બન્ને પથ્થરનાંજ હોય છે, પરંતુ એક ઉપર આપણે પગ મુકીએ છીએ ત્યારે બીજાની પૂજા કરીએ છીએ, નળનું પણ પાણી છે અને ગંગાજળ એ પણ પાણી જ છે, પરંતુ ભાવથીજ પ્રતિમાને દેવત્વ પ્રાપ્ત થાય છે, અને ભાવથીજ ગંગાજળને તીર્થત્વ પ્રાપ્ત થાય છે જેનામાં આવી ભાવના છે. તેનીજ પાસે ભગવાન છે. ભાવજ ભગવાન છે. "વિશ્વસાચી ધન્ય જાતી તેથેં વસતી દેવાચી." (વિશ્વાસની જાતિ ધન્ય છે, ત્યાંજ ભગવાનનો નિવાસ છે.) આમાં સંદેશ શો છે! સંદેહ, કુતર્ક અને સંકલ્પ-વિકલ્પ એજ મહા પાપ છે, અને ભાવ એજ મહાપુણ્ય છે.

સંત, તુકારામ અધ્યાય ૫ મો

૧૦૬

## આ કળજુગમાં બાપાનો પરચો હાજરાહજુર સાબીત બની રહે છે તે પ્રત્યક્ષ દાખલો જોઇ આ સત્ય વસ્તુ પ્રભુની સાક્ષીએ લખું છું.

ૐ શ્રી જય જલારામ બાપાકી જે.

તા. ૧૬-૨-૧૯૫૯

શ્રી જય જલારામ બાપાને હમારા જે પ્રણામ વાંચશો.

પુજ્ય મહાશય શ્રી ગીરધરરામ હરિરામ ભગતની પવીત્ર સેવામાં,
મુ. વીરપુર.
વાયા રાજકોટ, (સૌરાષ્ટ્ર)

લી. ડાવલથી સાઉથ આફ્રિકાથી હરહમેશના યાદના કરનાર રામભાઇ કરસનજી તથા ઘરના સર્વેના જય જલારામ સ્વિકારશો.

સવિનય લખવાનું જે પુજ્ય જલારામ બાપાની છઠ્ઠી આવૃત્તિ વાંચતા મને શ્રી રામ જય જલારામ બાપા પર આ કલીયુગમાં પુરેપુરી શ્રદ્ધા છે. તેમજ હમારા ઘરમાં દરરોજ બાપાના ફોટા આગળ પ્રાર્થના દરેક છોકરાં તેમજ અમો કરીએ છીએ અને દીવો અગરબતીથી બાપાને યાદ કરી પુજન કરીએ છીએ અને બાપા હમારામાં અચળ શ્રદ્ધા અંતરમાં વધારતા જાય છે. અગાઉ મેં તમારા પર બે પત્ર લખ્યા હતા તેમજ બાપાના નામે માનેલી માનતાના પૈસા પણ બ્રિટીસ પોસ્ટલ ઓડરથી મોકલ્યા હતા તે તમને મલ્યા હશે જ. તા. ૨૩-૧-૫૯, ૫-૨-૫૯ ના અને મેં તા. ૭-૨-૫૯ ના હમારા જેયષ્ઠ પુત્ર ચી. રણુછોડને ખંભામાં ખરડા પાછળ દુઃખાવો હતો. તેમજ આંખે તેમજ મગજે દરદ રહે છે જેથી હમોએ ડાકટરની ઘણી દવા કરાવી પણુ નરમ પડતું નથી જેથી ઉપલી તારીખે અમોને જલારામ બાપાએ પ્રેરણા.કરી અને ઘીનો દીવો અગરબત્તી કરી બાપાનું નામ લઈ અંતરમાં યાદ કર્યાં અને આ મારા જેયષ્ઠ પુત્ર રણુછોડ રામાભાઇના શરીરમાં જે જે વ્યાધી દરદ કરે છે તે પ્રભુ શ્રી રામ જય જલારામ

બાપાની કૃપાથી આઠ દિવસમાં તદન સાફ થાય તે મારે જલા બાપાની જગ્યાએ ઠાકોર ભગવાનને ૧-૫-૦ મોકલવા અન્નદાન માટે તેમજ એ શ્રીફળ વધેરવા લખવું અને તેની પ્રસાદી દરેક હાજર હોય તેને વેચી દેવી ત્યાં સુધી મારે ટેક છે કે, "દુધ અગર દુધવારી ચા પીવી નહી" અને માનતા ચઢાવી લખશો જેથી પ્રભુ જય જલારામ બાપાના ફોટા આગળ દુધ ધરી મારે માનતા છોડવી. માનતા રાખ્યા બાદ ચી. રણછોડને પ્રભુની કૃપા શ્રી જલારામ બાપા તરફથી કૃપા થવાથી હાલ તદન સારૂં છે, અને બાપાના આશીર્વાદ કાયમ અમારા પર રહે જેથી કોઇ પણ શરીરના રોગથી મુકત રહી તંદુરસ્તી રહે એજ પ્રાર્થના.

બીજું મારા બે મિત્ર હૃદયરોગથી દરદ ભોગવે છે તેના માટે મારા ખરા અંતઃકરણથી જલા બાપાને યાદ કર્યાં અને તેમના વતી જલા બાપાને વિનતી કરી કે, તે ભાઇઓને ટુંક ટાઇમમાં સારા કરે જેની માનતા ૧૧) રૂપિયા દરેક દીઠ માનતા રાખી બાપાની જગ્યાએ મોકલવા. આવી નજીવી માનતા ખરા ભાવથી રાખી હોવાથી તેમને હવે ઘણોજ આરામ લાગે છે. પ્રભુ તેમને તદન તંદુરસ્ત કરી દીએ. અને તેમના અંતરમાં જલાબાપા પ્રત્યે શ્રદ્ધા વધે એવી પ્રભુ પ્રાર્થના છે.

એક ભાઇ હોસ્પીટલમાં છે ત્યાં પણ તેમને આરામ લાગે છે. બીજી માનતા એક અઠવાડીઆ ઉપર શ્રદ્ધા પૂર્વક જલાબાપાને યાદ કરી રાખી છે તે નીચે મુજબ પરચો સાક્ષાત બન્યો તેની નોંધ લેશો કે, જલાબાપા તમો કૃપા કરો તો હમારા જેયષ્ઠ વહુને પ્રસુતીનો સમય નજીક હતો જેથી શ્રી રામ જલાબાપાને યાદ કરતાં વિનંતી કરી કે, તમારી કૃપાથી હમારે ઘેરે છોકરાનો જન્મ થાય. બે છોકરી પછી છોકરાનો જન્મ અને તે તમારી દેખરેખ હેઠળ વગર કષ્ટે. જેથી તમારી જગ્યાએ ૫-૫-૦ અન્નદાન માટે મોકલવા તેમજ એક શ્રીફળ ઠાકોરની જગ્યામાં વધારી પ્રસાદી વેચવી તેમજ ૧૧ શેર સાકર ધરી પ્રસાદી વેચવી ત્યાં સુધી મારે સોપારીની માનતા છે જે ખાવી નહી.

તો તે વિનતી બાપાએ સાંભળી પ્રસુતી થવા અગાઉ પાંચ મિનીટ પહેલાં બાપાના ફોટા આગળ ઘીનો દીવો તેમજ અગરબતી કરી ૫-૬ સુધી જલાબાપાને યાદ કર્યાં કે ઘીમાં મુકેલ દીવેટ સામી હતી તે જલાબાપાની તરફ તેમના ફોટા સામી ફરી ગઇ દીવો સળગાવ્યા બાદ તે જોઇ અમારી ધણીઆણી ઘણીજ અચરત પામ્યાં કે, સામે દીવેટ દીવાની સળગાવી જલાબાપાના તરફ જોતી હોઈ તેમ આબાદ ફરી ગઈ. ૫, કલાક ને ૪૫ મિનીટે છોકરાનો તંદુરસ્તી સાથે વીના તકલીફે જન્મ થઇ ગયો તા. ૧૫-૨-૫૯ના રવિવારે સાંજના. જેથી અમો આખા ઘરને જલાબાપા પ્રત્યે લાખોગણી શ્રદ્ધા વધી છે અને આ "કળીયુગમાં બાપાનો પરચો

હાજરા હજુર સાબીત બની રહે છે તે પ્રત્યક્ષ દાખલો જોઇ આ સત્ય વસ્તુ પ્રભુની સાક્ષીએ લખું છું." જેથી બીજી આવતી આવૃત્તિમાં છપાવવા કૃપા કરશો જેથી આ કળીયુગમાં નાસ્તીકને પણ આસ્તીક શ્રદ્ધા રૂપી થવાથી જલાબાપાની કીર્તિ વધતી જ રહેશે જેમ આ ઉપલો બનાવ બનેલ તે દરમીયાન ભોજલરામજી ભકતની જીવન કથા વાંચતો હતો ત્યાં જલાબાપાને ત્યાં સંવત ૧૯૦૬માં શ્રી ગુરૂજી ભોજલરામજી સ્વર્ગે સીધાવ્યા તે વખતે આશીર્વાદ આપ્યા હતા કે, તારૂં સુંડિઆને અન્નદાન આપવાનું સદાવ્રત ચાલ્યા કરશે, અને કળીયુગમાં જેમ જેમ કળિકાળ વધતો જશે તેમ તેમ તારા નામનો ચમત્કાર વધતો જશે. એજ શબ્દ વાંચતો હતો ત્યાં જ્યેષ્ઠ વહુએ પુત્રનો જન્મ આપ્યો પાંચને ૪૫ મિનીટે સાંજના તા. ૧૫-૨-૫૯ રવિવારે સાંજના ખરેખર બલીહારી જલાબાપાને તેમજ તેમના શ્રી ગુરૂજી ભોજલ રામજીને અમારા ઘણાં ઘણાં પ્રણામ જગ્યાએ પાઠવશો અને અમારા વતી આખા ઘરના સર્વે માટે આશીર્વાદ માગશો એજ વિનતી.

આ સત્ય હકીકત ઇશ્વરની સાક્ષીએ લખી છે. શ્રી ગિરધરરામજી હરિરામ ભગતને જણાવવાનું કે, આ પત્ર મળ્યેથી બાપાના ઢોલીઆએ અમારા વતી પ્રાર્થના કરી આશિર્વાદ માંગશો કે, અમારે ત્યાં તા. ૧૫-૨-૫૯ના ૫-૪૫ મિનીટે જનમ થયેલા ચી. પુત્રને શુભ આશિર્વાદ મળે જેથી અમારા કુટુંબમાં અમારા કુળને ભાગ્યશાળી બનાવી તેજસ્વી બુદ્ધી-શાળી થઇ કિર્તીમય કાયમ અમારાં પર રહે એવી પ્રભુ પ્રાર્થના જય જલારામજી કી જે સાથે લાંબુ આયુષ્ય અને તંદુરસ્તી રહે.

આ સાથે વધારાના જ્યેષ્ઠ પુત્ર ચી. રણછોડભાઇ રામભાઇને ત્યાં પુત્ર જન્મ થયો. શ્રી રામ જલાબાપાની માનતા ફળી તે બદલ રામભાઇ કસનજી તરફથી ૫-૫-૦ (પાંચ પૌંડ) અન્નદાન માટે મોકલું છું તે જગ્યાએ ધરાવી જલાબાપાના શુભ આશિષ માંગશો. અને હરહમેસ પ્રભુ પાથી આ કળીયુગમાં જલાબાપા તો શ્રી રામ ભગવાનનો જ અવતાર માનું છું આ બીજા પત્રમાં માનતાની વિગતવાર માનેલી માનતાના પૈસા લખી મોકલું છું તે ધ્યાનપુર્વક વાંચી અમારા વતી વીરપુર જગ્યાએ શ્રી જલાબાપાને ધરાવશો અને શુભ આશીર્વાદ અમારા વતી માંગશો કે અમારા ઘર કુટુંબ તંદુરસ્તી અને સંપતી સાથે આબાદી કાયમ રહે સાથે બાપાને હરહંમેશ યાદ કરવાની પ્રેરણા કરતા રહે એજ વિનતી.

- લી. રામભાઈ કસનના પ્રણામ
જય જલારામ વાંચશો.

આ માનતાની વીગતવાર નાણાં મોકલ્યાં છે જેની નોંધ લઇ પહોંચ મોકલશો.

૧ રામભાઈ કરસનજીએ તા. ૮-૨-૫૯ના જલાબાપાની માનતા રાખેલી તે ચી જ્યેષ્ટ પુત્ર રણછોડભાઇ રામાની તે આંખ તેમજ માથના દુઃખાવા વગેરે નીમિતે તંદુરસ્ત શરીર રહે તે માટે અન્નદાન માટે ૧-૫-૦
૫-૦

બે શ્રીફળ તથા ૧। શેર સાકરની માનતા ચડે ત્યાં સુધી મારે દુધ લેવાની માનતા છે. ચડાવ્યા બાદ જણાવશો.

૨ અમારા બે મિત્રોને હૃદય રોગનું દરદ હતું તેને જલાબાપાની કૃપાથી આરામ થઈ જાય તે માટે દરેક દીઠ રૂા. ૧।) બાપાની જગ્યાએ મોકલવો તો બેય મળી તેમની શિલીંગ ધરાવશો. જલાબાપાના આશિષ મળે તે માગશો. રૂા. ૫-૦

૩ અમારા ચી. રણછોડભાઇ રામાને ત્યાં ચી. પુત્રનો જન્મ થાય એની એક અઠવાડીયું અગાઉ માનતા જલાબાપાની રામભાઇ કરસનજી તરફથી શ્રદ્ધાપુર્વક રાખી હતી તેના જલાબાપાના આશીર્વાદથી આપેલો પુત્ર. માનતા અન્નદાન માટે બાપાની જગ્યાએ વીરપુરમાં ધરાવશો માનતા ચડે ત્યાં સુધી સોપારી ખાવી નહી માનતા બાપાને ધરાવી લખી જણાવશો ૧ શ્રીફળ બાપાને વધેરી વેચશો. ૧। શેર સાકર ધરાવી વેચશો.

૪ જન્મ થવા આગળ પાંચ મિનીટ પહેલાં અમારી ધણીઆણીએ બાપાના ફોટા આગળ ઘીનો દીવો અગરબતી કરી તે વખતે બાપાને ધરેલી કે અમારી માનતા ફળીફુલે તે શ્રદ્ધાથી જગ્યાએ ધરાવશો જન્મ તા. ૧૫-૨-૫૯ના રવીવારે સાંજના ૫ કલાક ને ૪૫ મિનીટે થએલો પ્રભુના આશીર્વાદ મોકલશો.

૫ રામભાઇ કસનજી તરફથી ખુશાલીમાં શ્રી જલારામ બાપાએ સાક્ષાત માનેલી માનતા ફળીભુત કરી તે બદલ શ્રી રામ શ્રી જય જલારામ બાપાની જગ્યાએ નિમિતે ઠાકોરને ધરાવવા અન્નદાન અગર તમને ઠીક લાગે તેમાં વાપરશો આ સાથે બેન્ક ડ્રાફ્ બારકલી બેન્કનો મોકલું છું. ૫-૫-૦

આ લખેલ પરચા તમને યોગ્ય લાગે તેમ સુધારા વધારા કરી બીજી આવૃત્તિમાં છપાવવા યોગ્ય લાગે તેમ છપાવશો. ઈશ્વરની સાક્ષીએ જલાબાપાની સાક્ષીએ ખરી હકીકત લખી છે તે એટલાજ માટે કે, આજના કળીયુગમાં બીન શ્રદ્ધાળુને ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા બેસે એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

| | |
|---|---|
| કુલ પૌંડ | ૧૨-૧૦-૬ |
| વધારાના | ૪-૬ |
| કુલ | ૧૨-૧૫-૦ |

૧૦૭

## પુજ્ય બાપાનું સ્મરણ કરતાં જાણે હાઝરાહજુર હોય છે.

KUMAR & Co
General Merchants
(Wholesale and Retail)
Prop.: A. K. Laxmidas
38 Lobengula Street
BULAWAYO. S. Rhodesia
તા. ૨૩-૩-૧૯૫૯

પરમપૂજ્ય જય જલારામ બાપાની પવિત્ર સેવામાં. ભક્ત ગિરધરરામભાઈ તથા અન્ય ભક્તજનો વગેરે, વીરપુર.

લી. વારંવાર સ્મરણકર્તા અરૂણકુમાર કે. લક્ષ્મીદાસ તથા કુટુંબ પરિવાર વગેરેના જય સીયારામ... જય જલારામ સ્વીકારશોજી.

વિ. અત્રે અમો કુટુંબ પરિવાર સહિત પૂજ્ય બાપાની પરમ કૃપાએ ક્ષેમ-કુશળ છીએ. તેમ હરહંમેશ કૃપા વરસતી રહો એવી પ્રાર્થના કરીએ છીએ.

આપશ્રી ઉપર તા. ૨૪-૧૧-૫૮ને રોજ શિ. ૫૬૦) મોકલેલ અને તે આપને મળ્યાની તા. ૧૪-૧૨-૫૮ની રસીદ પણ પત્ર સાથે મળી હતી.

અવારનવાર જ્યારે જ્યારે પ્રસંગોપાત ઘરમાં નાના બાળકોને કંઇક તબિયત નરમ થાય તો તે પ્રસંગે પુજ્ય બાપાનું સ્મરણ કરી દવા થાતાં ચમત્કારીક રીતે તુરતજ હરતાં ફરતાં થઇ જાય છે. તેમજ અમો દરરોજ સવાર સાંજ બાપાના ફોટા આગળ બાળકો સહિત પ્રાર્થના ધુપ-દીપ વગેરે કરીએ છીએ અને નાનાં બાળકો તો પૂજ્ય બાપાનું રટણ કરતાં ભૂલતાં નથી.

અમારી અગાઉની તથા આજ સુધીની જે જે શ્રદ્ધા પૂર્વકની માન-તાઓ ફળી છે અને ફળતી રહે છે જે અગાઉનાં પત્રોમાં વિગતવાર અવારનવાર લખી જણાવેલ છે. તો સર્વ હકીકત પણ છપાવવા કૃપા કરશોજી. કારણ કે, એથી અન્ય ભાવિક અને શ્રદ્ધાળુ ભક્તજનોને માહિતી મળે અને સાથે સાથે અચળ શ્રદ્ધા જારી રહે.

ભગવાન અમરનાથ અને અમરપંથનાં પુસ્તકો પણ અવશ્ય મોકલી

મોકલવા કૃપા કરશોજી. તેમજ પુજ્ય બાપા અંગેનાં કોઇ બીજા પણ એવાં પુસ્તક હોય તો તે પણ સાથે મોકલવા કૃપા કરશો.

જે કિંમતો હશે તે આપના જણાવ્યા પ્રમાણે રવાના કરી શકીશ.

મારે મારી દુકાનમાંથી દરેક માસે બબ્બે પૌંડ જુદા કાઢી પૂજ્ય બાપાના ચરણારવિંદમાં ધરવાની ગયા વરસથી માનતા રાખેલી હોવાથી હવે પછીનાં ડીસે. ૧૯૫૮ થી માર્ચ ૧૯૫૯ ચાર માસનાં બાકી રહેલાં તે મોકલ્યાં છે.

પૌંડ ૮–૦–૦ ડિસે. થી માર્ચ ચાર માસનાં.
૧–૦–૦ પરચુરણ માનતાનાં.
૦–૧૦–૦ મારી ધર્મપત્નિની માનતાનાં.
૦–૧૦–૦ વધારાનાં જમા લેવાં.
______
૧૦–૦–૦

આ સાથે દશ પૌંડના પોષ્ટલ ઓર્ડર રવાના કર્યા છે. જે મળેથી પ્રત્યુત્તર પાઠવશો એવી આશા છે. ઉપરાંત આપનાં પત્રમાં જણાવ્યા પ્રમાણે રૂા. ૯–૩૫ અગાઉનાં જમા રહેલાં છે તેનાં શ્રીફળ તથા સાકર અને ધૂપ-દીપ પૂજ્ય બાપાની ગાદીએ ધરી ભકતજનોમાં વહેંચી દેશોજી અને ઉપરની રકમ પુજ્ય બાપાનાં સદાવ્રત્ત અન્નદાનમાં વાપરવા મોકલી છે.

પરમપુજ્ય બાપાની ગાદીએ અમારા કુટુંબ પરિવારનાં હાર્દિક વંદન.

સર્વે ભકતજનોને અમારા જય સીયારામ– જય જલારામ પાઠવશોજી એજ કામ સેવા લખતા રહેશો.

લી. નમ્ર સેવક.
અરૂણકુમાર કે. લક્ષ્મીદાસનાં
જય સીયારામ. જય જલારામ.

ભકત શ્રી ગિરધરરામભાઇ તથા અન્ય ભકત મંડળ વગેરે વીરપુર

જય જલારામ બાપાની પવિત્ર સેવામાં ખુલવાયેથી અરૂણકુમાર કે. લક્ષ્મીદાસ અને અમારા ગૃહ પરિવાર સહિતનાં જય જલારામ બાપાની જય જય અને અને દંડવત પ્રણામ.

વિ. આ નીચે જણાવ્યા પ્રમાણેની હકીકત ઉપરાંત તે અગાઉ પણ કેટલીક હકીકતો પુર્ણ થવા બદલના પત્રો લખેલા છે. અને જ્યારે જ્યારે પુજ્ય બાપાનું પુણ્ય સ્મરણ કરતાં જાણે હાજરાહજુર હોય છે. અને માનતા ફળીભુત થતી જાય છે. જે આ સાથે વિગતવાર હકીકત છે.

પહેલું કેટલાક સમયથી પુજ્ય જલારામ બાપાના સ્થાનકે અન્નદાનમાં દર મારો બબ્બે પૌંડ મારા વેપારમાંથી જુદા કાઢી મોકલી આપવા એવો નિયમ કરેલો છે. તે પ્રમાણે જુન, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, અક્ટોબર, નવેમ્બરના મળી ૧૨ પૌંડ આ સાથે સામેલ છે.

બીજું અમારા ઘરમાં પેઇન્ટ કરવામાં આવતો હતો. તે વખતે અમારી બે વર્ષની છોકરી નામે પુર્ણિમા ઘરમાં રમતી હતી અને એ સમય દરમિયાન છોકરી ટરપેનટાઇન પી ગઇ હતી. અને છોકરી બેશુદ્ધ બની હતી. પરંતુ પુજ્ય બાપાને યાદ કર્યા અને રક્ષા કરવા સ્મરણ કર્યું. અને દવાખાને લઇ જઇ દવા કરતાં સારૂં થઇ ગયું. ઘરે આવી તુરતજ ડૉકટરને ફોન કર્યો પરંતુ સમયસર ડૉકટર હાજર ન હતા. એટલે તાત્કાલિક હોસ્પીટલમાં લઇ ગયો. અને સીસ્ટરને આ હકીકત જણાવી. જેથી મોં અને નાક વાટે ઉલટી કરાવી. એટલામાં ડૉકટર હાજર થયા અને તેને ઉપરની બીના જણાવી. ઉલટી કરાવ્યા પછી ડૉકટરે કહ્યું કે હજી એને હૉસ્પીટલમાં રહેવા દો મેં કહ્યું કે બાળક નાનું છે ત્યારે કહ્યું કે આપણે સ્પેશ્યલ ડૉકટરની સલાહ લેવી હોય તો સાંજે છ વાગ્યે ફરી આવજો. આટલું કહી છોકરીને એક ઇન્જેકશન આપ્યું. ત્યારબાદ ડૉકટર ૬-૩૦ ના ગાળામાં આવ્યા. તેણે પણ તપાસ કરી અને હકીકત જણાવી. એટલે ડૉકટર સમજી જવાથી બાળકને ઘરે લઇ જવાની પરવાનગી મળી ગઇ. જેથી ઘરે લાવી બાપાના નામનો દીવો કીધો અને માનતા રાખેલી તે પ્રમાણે પૌંડ ૨-૨-૦ તે પણ આ સાથે મોકલ્યા છે.

ત્રીજો દાખલો :- તા. ૨૫-૮-૫૮ના મારી બીજી છોકરી નામે નલીની-ને રાત્રે એકાએક તાવ ચડી ગયો. અને લગભગ અઢીથી ત્રણના ગાળામાં એણે બૂમ પાડી, જેથી અમો જાગી ઉઠયા અને શરીર ઉપર હાથ મૂકી તપાસ કરી તો લગભગ ૧૦૪ ડીગ્રી તાવ હોવો જોઇએ. ત્યાર બાદ મીટર લઇ તાવ માપતાં એક પોઇન્ટ વધ્યો તુરતજ બાપાની માનતા રાખી કે હે બાપા સવાર પડતાં તાવ ઉતરી જાય તો તમારા દ્વારા પૌંડ ૧-૧-૦ મોકલી આપીશ. અને બાપાનું નામ લઈ એક એનેસીન ગોળી પાણી સાથે આપી. લગભગ મળસ્કે ચાર વાગ્યે તપાસી જોયું તો તાવ રહ્યો ન હતો અને સવાર પડતાં તો છોકરી રમતી ફરતી થઇ ગઇ. ખરેખર એ પણ પુજ્ય બાપાની કૃપા ઉતરી હતી.

ચોથો દાખલો :- જ્યારે મારા ઘરમાં મારી ધર્મપત્નિને બાળકના પ્રસવ અગાઉ કષ્ટ પડવાના ચિહ્નો જણાવવા લાગ્યાં તે સમયે એટલે તા. ૨૬-૧૦-૫૮ને રવિવાર લગભગ રાત્રે દશ વાગ્યે હું રૂમમાં બેઠા બેઠા જલારામ બાપાના પ્રાર્થના કરતાં કરતાં જરા ઉંઘ જેવી

આવવા લાગી એટલે તરણે મારી સામે જલારામ બાપા જેવા આવી ઊભા. અને કહે કે, જો આ બાળક- મારી સામે હાથ લંબાવ્યા તુરત આંખ ખોલી જોયું તો કોઈ નહિ. સૂવાના રૂમમાં નર્સ વગેરે પ્રસુતિની રાહ જોતા બેઠા હતા. એટલામાં બાપાની કૃપાથીજ અમારા ફેમીલી ડૉકટરનો ફોન આવ્યો કે, તમો લઇને હૉસ્પીટલમાં આવો. તો મેં ઘરમાં કહ્યું છતાં ઘરના માણસોએ ન માન્યું. ત્યાર પછી મેં નર્સને કહ્યું કે, ડૉકટર સાથે વાત કર તે પ્રમાણે નર્સે વાત કરી તો ડૉકટરે કહ્યું કે કંઇ પણ ખોટું કામ થયું તો હું તને બદનામ કરીશ. કારણ કે બાઇના કેસની મને ખબર છે. તને ખબર નથી. હું અહીં હૉસ્પીટલમાં શું કરવા આવ્યો છું. માટે તું અત્યારે ને અત્યારે અહીં લઇ આવે છે કે કેમ ત્યારે નર્સે હા પાડી જેથી હું બીજા છોકરાઓને સુતેલા મૂકી એ લોકોને મોટરમાં બેસાડી હૉસ્પીટલમાં લઈ ગયો. અને લગભગ અગીયારના ગાળામાં એ લોકોને મૂકીને હું પાછો ઘરે આવ્યો. બાપાને હાથ જોડી પ્રણામ કર્યા અને વિનંતી કરી કે આ બાજી તમારા હાથમાં છે. અને તમેજ એના રખેવાળ છો અને રક્ષા કરજો.

(એક વાર આવજો જલારામ રાખવા સેવકની લાજ મારી ઝુંપડીએ) એવી ધૂન કરી બારી બારણાની તપાસ કરી ફરી હું હૉસ્પીટલમાં ગયો. એટલે લગભગ ૧૧-૧૫ મીનીટે લગભગ સાડા અગીઆર વાગે ડૉકટરે આવી મને કહ્યું કે બાબાનો જન્મ થયો છે. અને વહેલો ન રડવાથી ઓકસીજન આપવું પડયું છે. લગભગ ૧૧-૨૦ મિનિટે જન્મ થયો અને દશ મિનિટ પછી રડવાનું ચાલુ કર્યું હતું. ખરેખર આ વખતે પણ બાપાએ મારી અરજ સાંભળીને હાજરાહજુર પધારી સેવકની આશા પૂર્ણ કરી.

બાદ જ્યારે અમો સાધારણ માનતા રાખીએ છીએ ત્યારે પણ અમારી અરજ સાંભળે છે અને દરેક કામકાજમાં સફળતા રહે છે. દરરોજ રાત્રે સુતી વખતે, ઉઠતી વખતે અથવા રમત-ગમત વખતે પણ બાપાનું નામ તો કેટલી વખત લેવાતું હશે. તેનું વર્ણન શું કરૂં ફકત જલાબાપાજ રગરગમાં રમી રહેલ અમો અહીં દર શનિવારે ભજન મંડળમાં જઈ તેમાં પણ જલાબાપાનાંજ ભજન ગવરાવું છું. અને મનને આનંદ અને સંતોષ થાય છે. બાપા અહીં હિન્દુસ્તાનથી કેટલા દૂર વસ્યા હતા. છતાં તેમનો પ્રતાપ આફ્રિકા સુધી આવી પહોંચ્યો. વીરપુર- જુલવાયોથી ૫૦૦૦ માઇલ દૂર છે છતાં આ ગામમાં જ એમની ભૂમિ હોય એમ મને દેખાય છે.

બાદ-પરચાની બૂક મોકલાવી આભાર- ભગવાન અમરપંથની બૂક પણ મોકલાવવા કૃપા કરશોહ્ બાપાજીની સાતમી આવૃત્તિ નીકળે તો તે

પણ મોકલશોજી. તેમજ ભજનાવલીની બૂક પણ મોકલશોજી. આ સાથે ધરતીમાતાનું ભજન લખી મોકલ્યું છે તે ભજનાવલીમાં છપાવવા કૃપા કરશોજી.

આપને ત્યાં સર્વેને અમારાવતી જય જલારામ બાપાની જય જય પાઠવશોજી, બાપાજીના ઢોલીએ અમારા દંડવત પ્રણામ પાઠવશોજી. કામકાજ જણાવતા રહેશો. પૂજ્ય બાપા સૌનું કલ્યાણ કરતા છે. અને કરી રહ્યા છે તે બદલ પ્રભુ દરેકને સહાય કરે એવી અમારી સૌની હાર્દિક પ્રાર્થના છે જય જલારામ બાપાની જય જય છે

અમારા બુલવાયોમાંથી અમારા એક મિત્ર નામે જમનાદાસ દામોદરદાસ ફેમીલી સાથે દેશ આવવા રવાના થયેલા છે. તેમની સાથે એક પૌંડ બાપાની ગાદીએ મુકવા આપેલ છે. તે પણ આપ સર્વેની તેમજ બાપાની ગાદીનાં દર્શન કરશે એજ.

લી. નમ્ર સેવક.

અરૂણકુમાર કે. લક્ષ્મીદાસના
બાપાને-જય જય પાય વંદન

(તાઃક-બધા મળી આ સાથે પૌંડ ૨૫નું પોષ્ટથી ઓર્ડર મોકલ્યા છે. તે પૂજ્ય બાપાના દ્વારે સ્વીકારી આભારી કરશોજી મલેથી પત્ર જવાબ લખવા કૃપા કરશો એજ અરજ)

વિગતઃ-

પૌં.- ૧૨-૦-૦ દર માસે બબ્બે પ્રમાણે છ માસના કુલ્લ.
૧૦-૦-૦ પુત્રનો સારી રીતે જન્મ થયો તે માનતાની.
૨-૨-૦ છોકરી ટરપેનટાઇન પી જતાં બાપાની કૃપાએ બચી જવાથી. માનતાના.
૧-૧-૦ છોકરી (બીજી) માંદગી એકાએક આવવાથી અને માનતાને લીધે મટી જવાથી. તેના.
૨-૧-૦ પરચુરણ નાની માનતાના.
૭-૧૬-૦ સવાશેર સાકર અને બે શ્રીફળ બાપાજીની ગાદીએ પધરાવી ભક્ત મંડળમાં વહેંચશોજી.

એક અમરપંથ બૂક, મોકલાવશો. એક નવી ભજનાવલી તથા પરચાની સાતમી આવૃત્તિની બૂક મોકલાવશોજી. પૈસા ઘટે તો જણાવશો તે પ્રમાણે મોકલી આપીશું. એજ.

આ હકીકતો આવૃત્તિમાં છાપવા વિનંતી છે.

## ૧૦૮

## ડૉકટર કહે છે કે–
## " No Medicine for this... "
## પણ બાપાની માનતા કરી અને ...

ૐ

નાઇરોબી તા. ૨૮–૩–૫૯
પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ P. W. D.
Po Box 9944

શ્રી જલારામ બાપા સત્ય છે.
શ્રી જલારામ બાપાની જય હો.

મુરબ્બીશ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ
ચંપાકુંજ ૪૨ પ્રહલાદ પ્લોટ
રાજકોટ (સૌરાષ્ટ્ર)

નીચેની હકીકત જે બાપાએ હાજર રહીને કેવી રીતે બતાવી તે જણાવું છું અને ઘણા માણસો જેઓ હજી બાપાને માનતા નથી તેમની જાણ માટે લખું છું.

મંગળવાર તા. ૨૪–૩–૫૯ હુતાશણીનો દિવસ બપોરનાં ત્રણ વાગ્યાનો સુમાર મારી ભાણેજ (દીકરીની દીકરી) ઉમર ફકત આઠ માસ ખાટલા ઉપરથી નીચે ઉંધે માથે પડી ગઇ (લગભગ ચાર ફુટ નીચે) અરધા કલાક બાદ બેહોશ થઇ ગઈ, આંખો ચડી ગઇ. તરત જ ડૉકટર પાસે લઇ ગયા. ડૉકટરે તપાસ કરવાની ના પાડી કે આમાં મારાથી કાંઈ નહિ થઈ શકે. તરત જ સરજન પાસે લઇ ગયા. સરજન કહે આને એકદમ હૉસ્પીટલમાં દાખલ કરી દયો. તરત જ હૉસ્પીટલમાં લઇ ગયા. સરજને તપાસ શરૂ કરી અને કહ્યું કે માથાના પાછળના ભાગમાં (અંદરના ભાગમાં) લોહીની ફુટ થઇ છે અને અંદર લોહી કયાં જમા થાય છે તે ખબર પડતી નથી. બે ત્રણ દિવસ પછી ખબર પડે ત્યાં સુધી કોઇ પણ દવા ન થઇ શકે

(આપણે જેને ધનુર્વા કહીએ છીએ તે) ત્યાં સુધી જો જીંદગી હોય તોજ બચે. મને સાંજે ખબર પડી. હોસ્પીટલમાં જઇને મેં તપાસ કરી તો અંદર જવાની મનાઇ. કોઇને પણ જવા ન દયે. સાંજના ચારથી ૭ સુધી જવાની રજા. પછી અંદર જવાની મનાઇ. મેં ડોકટરને વાત કરી કે મને ફકત અરધો કલાક જ અંદર જવા દયો. ઘણી સમજાવટ પછી અંદર જવાની રજા મળી. જઇને જોઉં છું તો દીકરી બેહોશ છે આંખો ચડી ગઇ છે અને ગળામાં ઘરડ ઘરડ અવાજ થયા કરે છે. ડોકટરે આંખો જોઇ તો આંખો સફેદ થઇ ગઈ છે. મેં ડોકટરને ત્યાં પુછયું તો કહે કે No Medicine for this for two or three days, Afterwards operation will be made. ત્યાં સુધી કાંઇ ન થઇ શકે. ખેર. ડોકટર બહાર ગયા. અને મેં દીકરીને માથે હાથ મુકીને બાપાની દયા માગી કે "હે જલીયાણ. મારા બાપ, મારા નાથ, જલાસો અલા, મારી દીકરીને સવાર સુધીમાં સારૂં થઇ જશે તો હું આપની ગાદીએ શી. ૨૧ મોકલાવી આપીશ. મારા બાપ મારી લાજ રાખજે અને સહાય થજે અને બચાવજે" આ પ્રમાણે ત્રણ વાર બાપાની દયા માગી અને દીકરીને માથે હાથ ફેરવ્યો અને બાપાની રક્ષા માગી. ત્યાં તો મને બહાર જવા માટે કહેવામાં આવ્યું. હું બાપાનું નામ લઇને બહાર આવ્યો.

બીજે દિવસે સવારમાં ખબર પડી કે તબીઅત સારી થઇ ગઈ છે, હું સાંજે પાંચ વાગ્યે (બુધવારે) ફરીવાર જોવા ગયો અને આપ માનશો કે મેં શું જોયું? બાપાની દયાથી દીકરી રમે છે. દુધ પીએ છે અને તબીઅત સારી થઇ ગઇ છે. જે બાળકની તમામે આશા છોડી દીધી હતી અને જેને માટે ત્રણ દિવસ સુધી કોઇ ઉપાય નહતો, તેની જલીયાણ બાપાએ રક્ષા કરી અને જે ન બનવાનું હતું તે સારૂં થઇ ગયું. મેં ફરીવાર ત્યાંજ પ્રાર્થના કરી કે હે બાપા, જો દીકરી કાલે જ ઘેર જશે કે તરત જ હું આપને શી. મોકલી આપીશ. જેવી રીતે આજે આપે સારી કરી દીધી તેવીજ રીતે કાલે ઘેર જવાની રજા આપશો, મારા બાપ! અને આપ માનશો કે ગુરૂવારે બપોરે ડોકટરે ઘેર જવાની રજા આપી. હવે આપ સમજો કે મંગળવાર, હુતાશણીનો દિવસ. અહિં પુનમનું ગ્રહણ આ પ્રમાણે રાત્રે અચાનક બીમારી. અને બાપાની દયા વગર શું બનત? જો બાપા સહાયે ન હોત તો મારી દીકરી બચત? કદી નહિ, બાપાની દયાથી જ બચી ગઇ છે. અને મેં આજ રોજ શી ૨૧ નો પોસ્ટલ ઓર્ડર વીરપુર બાપાની ગાદીએ (ગીરધરરામ હરીરામ બાપાને) મોકલી આપેલ છે અને આપને આ હકીકત જણાવું છું તે એટલા માટેજ કે બાપા હાજરા હજુર છે અને જેને શ્રદ્ધા ન હોય તે આથી સમજશે કે બાપાની દયા વગર કાંઈ નથી બનતું.

ઉપરની હકીકત આપને ઠીક લાગે તે પ્રમાણે લખીને આપ છપાવશે। જેથી ઘણા માણસોને શ્રદ્ધા ઉત્પન્ન થાય. મારા કુટુમ્બમાં તો બાપા ઉપર અખૂટ શ્રદ્ધા છે તેથી જ. "બોલો જલારામબાપાની જય"

એજ દઃ રેવાશંકર જી. વ્યાસનાં
જય જલારામ વાંચશોજી.

---

૧૦૯

## હવે છેલ્લે તમારો આશરો છે.

મને ગઇ સાલ તા. ૧૦-૫-૫૮ ના રોજ ધનુરવાત જેવા અસાધ્ય બિમારી થએલ. તે વખતે મને મુંબઈ જે. જે. હાસ્પૂતાલમાં દાખલ કરેલ હતો ત્યાંના સર્જનએ તથા મોટા મોટા ડાકટરોએ કહ્યું કે કોઇ બી સંજોગમા આ કેશ બચી શકે તેમ નથી તેમ અમારા સગાવાલાને કિધુ આ સાંભળી અમારા માણસો હતાશ થઇ ગયા ને છેલે તેમને જલાબાપાને માનતા કરિ કે હવે છેલો તમારો આશ્રો છે ને તમો આમાંથી બચાવો ને જો. સારૂ થાય તો અમો તમારા જગે દર્શનને આવશુ ને શ્રીફલ તથા રૂ. ૫ા ધરશુ તે મુજબ બાપાએ અમારે હાંકલને સાથ આપીને મારિ તબેત સારી થઇને તે મુજબ હુ આજ દને બાપાને માટે આવિ જે માનના કરી હતી તે પુરિ કરિ આવિય રિતે હમેશને માટે જલાબાપા અમારૂ રક્ષણ કરે એ પ્રાર્થના છે

લી. માધવદાશ લાલદાસ શહા.
મુઃ પોસ્ટ પેણ જીલો કોલાબા.
તા. ૨૮-૩-૫૯

## ૧૧૦
## શ્રી જમશેદજીભાઇ લખે છે કેઃ
## બાપાના ગુણ ગાઇએ એટલા ઓછા છે.

બાપાનો છેલ્લો પરચો મુજ ગરીબ પર એ જરૂર છેલ્લી આવૃતીમાં છપાવસો.

ચાલુ સાલમાં ફેબ્રુવારી આખર તારીકે અનેથી રવીવારીના સાંજે સુભ ચોગડીયે બાપાની યાદ સાથે ગાડીમાં બે ટન માલ ભરયો. અને સોમવારે સારા ચોગડીએ સવારમાં રવાના થયો બાપાની સ્તુતી બોલતા. હવે માલ પણ કેવો બીસકીટ, નાનખટાઇ ચણ્યાનો લોટ. અને ૮૦૦ કીલ સ્વીટ. જ્યાં ૬ માઈલ મજલ કાપી ત્યાં તો વરસાદથી ધોધમાર વરસવા સરૂ થયા. જ્યાં રસતો પણ નહી માલમ પડે હવે સું કરવું તાડપડતી એક નહી પણ બે બે ઢાંકી હતી. પણ માલ કેવો કાંઇ નહી કરતા. જો કે બાપાના ભજન લલકારતો જ હમેસાં ગાડી હાંકુ છુ. બાપાને ધા નાખી. હે જલીયાણ હવે સું કરૂ. આવી કસોટી હોય. ત્યાં તો તુરત વરસાદજી બાપાની રહેમથી બંધ થયા. તે બરોબર આઠ દીવસ કંત્રીમાં ફરી બાપાની મેહેરથી બધો માલ ખપી ગીયો. અને પાછો ફરતા બધે પુછ કરી તો બધા ગરાક અને ભાઇઓથી સમાચાર મલયા છે તમે બે માઇલ ગીયા નહી હસોને વરસાદજી ધોધમાર પછાડીથી વરસયાં હતા. અને તમેજ જોવ કે આખે રસતે પાણી જ પાણી. આમ બાપાની કૃપાથી સુખરૂપ ૪૦૦ માઇલ જવાનો અને ૪૦૦ માઈલ આવવાના ફરી ગેર આવયો છુ ખરે જ બાપા હાજર હજુર જ છે. મારી પ્રાથના છે જે બાપા દરેકની મુરાદ બર લાવે છે અને લાવસો જ્યાં હોય. તેમને હમારા હજારો વંદન. હવે ગયા વીકનો બીજો પરચો-હમારો આપરો દીકરો કેખસરૂ ૧૦ ટનની લોરી હાંકે છે. ૧૦૦ કીલો મેટર પર ગામ ચીનાપાનથી દસ ટન મકાઇનો લોટ ભરી અમે આવવા રવાના થઇ નદી પાર આવયો જો કે દરરોજ બીજી બાજુ બધે ફરી વેપાર કરે છે પણ તે દીવસે થાબડા વાલાને સુ સુઝુજ પડયું તે આડો થઈ ઉભો કે ગાડી થાબડા પર વગર પરમીટે નહી જ ઉતરવા દઉ ગણી માંગણી કીધી. દીલગીર થઇ બે માઇલ ચાલી ગેર આવયો મારા

મંગાવી લેશો. પરચાઓ જરૂર સ્વીકારશો અને તે સ્વીકારી શકો છો કે નહી તે બાબત જણાવશો કાગળ પત્ર લખશો.

લી. વીનોદરાયના જય જલારામ.

---

૨૨૨

## જલાબાપા ઉપર જે કોઇ ખરા દીલથી શ્રદ્ધા રાખશે તેને હાજરાહજુર તુરત ફળ આપશે.

બાપા ઉપર સંપુર્ણ શ્રદ્ધા રાખી માનતા રાખવાથી કાર્ય ફળીભુત થાય છે.

એડન તા. ૨૦–૬–૫૬ શનિ
પોસ્ટ બો. નાં ૧૬૨, (એરબયા)

પુજ્ય ગુરૂશ્રી શ્રી સૌભાગ્યચંદભાઇ મંગળજીભાઇ રાજદેવની સેવામાં,
મુ રાજકોટ.

વી. લખવાનું કે પુજ્ય જલાબાપાનો પરચો જે થયો છે તેની ટુંક વીગત લખું છું તે આપની હવે પછીની આવૃત્તિમાં યોગ્ય લાગે તો છાપશો.

હું આજ એડનમાં વરસ ૫૦) થયા છું તે દેશ અવાર નવાર આવું છું પરંતુ મને જલાબાપાના પરચાની ખબર જ્યારથી આવૃત્તિ પાંચમી વાંચવામાં આવતા મને તે બુક હાથમાંથી મુકવાનું મન ન થયું બે દિવસમાં વાંચીને પુરી કરી પછી મને બાપા પ્રત્યે એકદમ શ્રદ્ધા બેઠી અને મે માનતા કરી મને બાપાએ તુરત ફળ આપેલ તે માનતા મે વીરપુર જઈ અક્ષરેઅક્ષર મારી શક્તિ પ્રમાણે આપેલ. પછી પાછો હું સંકટમાં આવ્યો ને મેં એક આબલો માલ એક આરબ પાસેથી લીધો. માલ લઇ રાખે પેર પછી વિચાર થયો કે માલમાં શી. ૫૦૦) પાનસો નુકશાની જવાની છે. હવે શું કરવું સુની વખતે બાપાને યાદ કરી માનતા કરી બાપા હાજરા હજુર છે મને ત્રણ દીવસમાં સહાય થયા અને ત્રીજે દિવસે આરબ વેપારી

મલ્યો જે દુકાને આવતો નથી તેને કહેલ જે શું વિચાર કરે છે મે કહેલ જે તારા માલમાં નુકશાની છે તુરત આરબ વેપારી કહે સોદો કેનશલ નું રાજી મે શી ૧૦૦) સો નુકશાનીના આપવા માટે કહેલ તેને નાપાડી જુઓ બાપા હાજરા હજુર જેથી મને એકદમ શ્રદ્ધા બેઠી હવે રાતને દીવસ હાલતા ચાલતા કશું સંકટ પડે બાપાને યાદ કરૂં છું. બાપા દરેકના દુઃખ મટાડે છે

તા. ૬-૬-૫૯ ના દીવસે રાજકોટથી મારી પુત્રી કુસુમ તથા મારા જમાઈ કેશવલાલના પત્ર હતાં તે અહીંથી ફરવા ગયેલ અને મારા નાનાભાઈ પાનાચંદ પ્રેમચંદ પ્રેમપાન નિવાસમાં રહે છે ત્યાં ઉતરેલા ત્યાં પત્ર ૧) મારી ઉપર મારી પુત્રી કુસુમનો મલ્યો જે બીનાની તબીયત બરાબર નથી તુરત મે જવાબ લખ્યો જે આ પત્ર મલશે તબીયત શુધરી જશે આપણે જલાબાપા ઉપર શ્રદ્ધા છે તુરત વળતી પોસ્ટમાં જવાબ મલ્યો જે બીનાની તબીયત સારી છે મે મારા તરફથી રૂા. ૫ા અંકે સવા પાંચ વીરપુર જઈ અનક્ષેત્રમાં આપ્યાવશો તે મોકલી આપ્યા હશે જલાબાપા ઉપર જે કોઇ ખરા દીલથી શ્રદ્ધા રાખશે તેને હાજર તુરત ફળ આપશે બાપા પાસે મારી અરજ છે જે મારી તથા મારા કુટુંબની તંદુરસ્તી સારી રાખે મને મારા નાનાભાઈ છગનલાલ પ્રેમપાનમાં રહે છે તેને ભલામણ છે જે જલાબાપાના જે પુસ્તક હોય તે મોકલવા મારી પાસે પરચા-અમરનાથ-ભજનાવલી છે તે દરરોજ વાંચવાથી આનંદ રહે છે તે મારા ભાઇ છગનલાલે મોકલેલ છે

લી. ગોરધનદાસ પ્રેમચંદ મહેતા જય જલારામ

---

૧૧૩

## બાપાની દયાથી પગના ૧૮ ટુકડા પણ સંધાઈ ગયા.

L. V. Kotecha
P. O. Box 178
Mombasa

પરમ પુજ્ય વંદનીય શ્રી ગીરધરરામ હરીરામ, શ્રી વીરપુર.

તા. ૫/૨ ના રોજ એકસીડન્ટ થવાથી મારા બંને પગ ભાંગી ગયેલા. ડોક્ટરે First Aid Treatment કરી અને મોમ્બાસા હોસ્પીટલે મોકલાવ્યો. ડોક્ટરે જણાવેલ કે ડાબા પગમાં Fracture છે તથા જમણા પગમાં Knee Cap ખસી ગઇ છે માટે ખાસ વાંધો આવશે નહિ (હીંમત આપવા પુરતું જ જણાવેલ).

મોમ્બાસા ગયા બાદ બીજે દિવસે X Ray લીધા બાદ ખબર પડી કે ડાબા પગના ગોઠવણના જોઇન્ટના ૪ ટુકડા તથા જમણા પગના ગોઠણના જોઇન્ટના ૧૮ ટુકડા થઈ ગયા છે. બધા માણસોનું ધારવું થયું કે પગ કદાચ કાપવો પડશે. મારા શેઠ શ્રી લક્ષ્મીદાસભાઇ પણ વિચારમાં પડી ગયા અને અહીં એટલે મોમ્બાસામાં બરાબર સગવડ ન હોય તો ઇન્ડીયા ટ્રીટમેન્ટ માટે મોકલવા તૈયારી બતાવી પરંતુ ડોકટરોએ તેમ કરવા ના પાડી. હું પણ ટુકડાનું સાંભળીને વીચારમાં પડી ગયો. હવે કોઇ બીજો રસ્તો ન હોવાથી પૂજ્ય શ્રી જલારામ બાપાને યાદ કર્યા અને કહ્યું કે " હે શ્રી જલારામ બાપા મારા પગ ઓપરેશન વીના સાજા થઇ જશે તો હું આપની જગ્યામાં રૂ૧. પચ્ચુ મોકલી આપીશ.

હવે થયું એમ કે ડાબા પગમાં કોઇ પણ જાતના ઓપરેશન તથા પ્લાસ્ટર સીવાય ૩ વીક પછી બધા ટુકડા સંધાઈ ગયા અને પગમાં જરા પણ ખોડ રહી નહી.

૫ અઠવાડીયા પછી જ્યારે જમણા પગનું બેન્ડેજ ઊઠવામાં આવ્યું ત્યારે તેના ૧૮ ટુકડા પણ સંધાઇ ગયેલા. પરંતુ પગ સીધો ઉંચો ઉપડી

શકતો ન હતો. ડૉકટરોએ ત્રણ અઠવાડિયા સુધી માલીશ વગેરેની બધી માથાકુટ કરી પણ પગ સીધો ઉંચો ઉપડયો નહિ. ફરીથી મેં જલારામ બાપાને યાદ કર્યા અને માનતા કરી કે "હે જલારામ બાપા જો મારો પગ સીધો ઉંચો ઉપડશે તો હું આપની જગ્યામાં બીજા રી. ૫૦) મોકલી આપીશ. માનતા કર્યા બાદ બે દિવસમાં મારો પગ ઉંચો થવાની શરૂઆત થઇ.

ઉપર મુજબ માનતાના રી ૫૫૧ તથા પરચુરણ બીજા મલી કુલ રી. ૬૨૨) નો ડ્રાફ્ટ રૂા. ૪૨૫ નો આ સાથે મોકલાવેલ છે જે મલ્યેથી શ્રી જલારામ બાપાની ગાદીએ ધરી અન્નક્ષેત્રમાં વાપરશોજી. અને ઉપરને સરનામે પહોંચ લખશોજી.

ઉપરાંત મારે ઘેરથી માનેલ રી. ૧૦૦) આપને મોકલાઈ ગયેલ છે તથા હજુ પણ પગમાં જરા ખામી છે ને સારૂં થઈ જશે તો બીજા માનેલ શીલીંગ મોકલી આપીશ. હું માનુ છું કે શ્રી જલારામ બાપા જરૂર સારૂં કરી દેશે. એજ શ્રી જલારામ બાપાને મારા હજારો વંદન હો.

લી. આપનો સેવક લક્ષ્મીદાસનાં પ્રણામ.

જો બની શકે તો શ્રી જલારામ બાપાનો મોટી સાઇઝનો ફોટો ઉપરને સરનામે મોકલસો અને ખર્ચ જણાવસો તો મોકલી આપીશ.

---

૧૧૪

## બાપાનું વર્ણન કરવાના શબ્દો મારી પાસે નથી એટલે વધુ તો શું લખું...?

વડોદરા, શુક્રવાર
તારીખ ૫૨-૯-૫૯

શ્રી ૧।

સ્વસ્તી શ્રી ગામ વીરપુર મહા સુભસ્થાને પુન્યારાધે પરમ પુન્ય ભકત શ્રી ગીરધરરામજી હરીરામજી વીગેરેની પવીત્ર સેવામાં લી. વડોદરાથી સેવક હરીલાલ બેચરદાસ ઠકરના દંડવત પ્રણામ માન્ય કરશોજી. બીજું લખવાનું કે પરમ પૂજ્ય જલાબાપાની મહેરબાનીથી અહીં સર્વે ખુશી આનંદમાં છીએ. બીજુ મને જણાવતા ઘણોજ હર્ષ પેદા થાય છે

પણ એ તો જે થવાનું હતું તે થઇ ગયું એટલે આ વાતુ અળગી કરી આપણે તો નરસૈયાના જીવનમાં 'શામળાએ' 'સાતમ' તિથિ કેમ પસંદ કરી હશે તે વિચારીએ.

કારણ કે–

આપણા જલાબાપાની જન્મતિથિ પણ 'સાતમ' છે.
નરસૈયો કહે છે.

૧. "ચૈત્ર સુદી સાતમ સોમવારે
મેં મનમાં કર્યો વિચાર
ઊગ્ર તપશ્ચર્યા માંડી મેં તો
રહયો નિરંતર વન મોઝાર"

નરસૈયાએ તપશ્ચર્યા શરૂ કરી સાતમે.

બીજો પ્રસંગ

૨ સંવત ૧૫૧૨ ના માગસર સુદી સાતમે જુનાગઢમાં દામોદરરાય ભગવાને નરસિંહ મહેતાને હાથોહાથ હાર પહેરાવ્યો.
એટલે– દયાળુ દામોદરે નરસૈયાને દર્શન દીધા પણ સાતમે

ત્રીજો શ્રાદ્ધ પ્રસંગ

૩ "પંદર સૈકા પુરારે ચોથા વરસમા હોજી (૧૫૦૪)
કારતક સુદી સાતમે આવ્યા અવિનાશ"

એટલે અવિનાશ આવ્યા પણ સાતમે.

અને એજ કારતક સુદી સાતમને સોમવાર આપણા જલાબાપાની જન્મતિથિ-પણ સાલ સંવત ૧૮૫૬.

અને નક્ષત્ર...

જે નક્ષત્રમાં શ્રી રામપ્રભુ જન્મ્યા–તે અભિજિત નક્ષત્ર. અને આપણા બાપાનો જન્મ પણ અભિજિત નક્ષત્રમાં...

આવી તિથિ...આવુ નક્ષત્ર...

જેના જીવનમાં આવતું હોય તો તે અદકેરું ભાગ્ય પરંતુ સાથોસાથ નિરધનપણું સાલતું હોય તો...

તો નરસૈયાએ ગાએલું ગાવું કે...

સુખ દુઃખ મનમાં ન આણીએ,
રઘુનાથના ઘડીઆ...

કારણ સુખ અને દુઃખ એ તો ભાગ્યે લખેલા લેખની વાતું છે.

કારણ !!

શિવજી સામે સદાય સામું જોઇને બેસનારા પોઠીઆના ભાગ્યમાં લખેલા ઘાસના તણખલા પણ શિવજી છોડાવતા નથી

અને

ભક્તના દીકરાની જાનમાં વડનગર જનાર જગદીશ્વર પણ શામળાના કપાળે લખેલા લેખ મટાડી શકતા નહિ હોવાથી શામળીઆએ 'ચાર ફેરા' ફર્યા પછી બે જ વરસે 'અગન પીછેડો' ઓઢવો પડયો.

કેવું કારમું દુઃખ અને સાથે કેવા કારમાં વેણ એ નરસૈયાને નાગરી નાત તરફથી સાંભળવા પડયા હશે અને ત્યારેજ એમને નિરધનપણું વસમું લાગ્યું હોવાથી નમણો નરસૈયો બોલ્યો કે-

"નિરધન ને વળી નાત નાગરી
હરિ ન આપીશ અવતાર..."
પણ અંતિમ સરવાળો !

એ નિરધન નાગરને આજે પ્રભાતના પહોરમાં સંભારી સંભારી એના પુનિત નામને યાદ કરનારાઓની સંખ્યા ઓછી નથી.

કેવું સદભાગ્ય !!

અને કારતક સુદી સાતમે જન્મેલા આપણા જલાબાપાના પુનિત નામને સંભારનારાઓની સંખ્યા પણ ઓછી નથી.

કેવું સદ્ભાગ્ય !

બંને ભકતો - બંને નિર્ધન... પણ એમને સંભારનારા ધનવાન બને છે... ધન્ય બને છે.

૩૧-૩-૬૨
ચૈત્ર સુદી ૭

જય જલારામ

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા.

SHRI G. F. MANKODI
I. A. S.

સચિવશ્રી ગ્રામ વિકાસખાતું
ગુજરાત રાજ્ય
અમદાવાદ,
તા. ૧૫ ફેબ્રુઆરી, ૧૯૬૩



અમદાવાદથી ગુજરાત રાજ્યના સચિવ શ્રી મંકોડીભાઈ I. A. S. લખે છે કે—

"ઇશ્વર કરે તે સારા સારૂં એવી દ્રઢ ભાવના જરૂર થાય એવું આ લખાણ છે."

પ્રિય ભાઇશ્રી સૌભાગ્યચંદભાઇ,

"સારા કામમાં આંગળી ચિંધ્યાનું પણ પુન્ય છે." એમ માનનારને જ્યારે કોઇને સારા કામમાંથી રોકવાનું કર્તવ્ય આવી પડે તો પાપ જ લાગે ને? છતાં કેવળ નિર્મળ પ્રેમથી પ્રેરાઇને, અનેક વર્ષ અગાઉ આપને કૈલાસ માનસરોવરની યાત્રામાંથી રોકીને મેં એવું પાપ વહોર્યું હતું. આપની કૈલાસ યાત્રાની ઝંખના કેટલી પ્રબળ હતી એનો હું સાક્ષી છું. એવી ઝંખનાની તૃપ્તિથી આપને આનંદ થાય તેમ મને પણ થાય જ. મને તો વળી બેવડો આનંદ થાય, કારણ કે આપને રોકવાનું પાપ ધોવાઈ જાય, તેનો, અને આપના આત્માને સાત્વિક સંતોષ મળે તેનો.

કૈલાસ માનસરોવરની યાત્રા અંગેનું આપનું પુસ્તક આદી થી અંત સુધી વાંચી ગયો. કોઇ માણસ આવી યાત્રા કરીને ઘેર આવીને નિરાંતે પોતાનાં અંગત સગાં-વ્હાલાં કુંટુંબીજનને માંડી માળીને વાત કરતા હોય એ સાંભળવામાં રસ પડે એટલો રસ આ પુસ્તકના કોઈપણ વાચકને પડશે એમાં મને શંકા નથી. મને તો જરૂર એવો રસ પડયો છે. ખાસ

વાચકો જાણે આપનું કુંટુંબ હોય એ ભાવનાથી યાત્રાની વાત કરતા હો, એવી લાગણી થાય છે. ભારતની સંસ્કૃતિમાં, યાત્રાની ભાવના ઘણી ઉદાત્ત અને ઉપકારક છે. એ માણસને કુંટુંબ, જ્ઞાતિ, ગામ, પ્રદેશરૂપી સંકુચિતતામાંથી બહાર કાઢી વિશાળ ભારત અને એની વિરાટ માનવતાના સંપર્કમાં લાવી તેનાં વિધવિધ રૂપનાં દર્શન કરાવી ને માણસને માનવ બનવામાં સહાય કરે છે અને છેવટે તો આખું માનવ કુટુંબ એ પોતાનું કુટુંબ છે એ ભાવનાની પ્રતીતિ કરાવે છે. "तदा विश्वं भवत्येक नीडम्" એટલે કે આત્માને સાચાં સ્વરૂપનું ભાન થાય ત્યારે તેને આખું વિશ્વ એક પક્ષીના માળા જેવું લાગે છેઃ એ ઋષિઓની ભાવના સિદ્ધ કરવામાં યાત્રા એ એક અતિ સુંદર સાધન છે. આપે તો લગભગ બધી કઠણ ગણાય એવી યાત્રાઓ કરી નાખી છે. અને જાણે એના પર "કળશ" ચડાવતા હો એ રીતે કૈલાસ માનસરોવરની યાત્રા પણ કરી આવ્યા એ માટે આપને લાખલાખ ધન્યવાદ.

પુસ્તકની શૈલી હદયંગમ અને રૂચિકર છે. જેમ જેમ વાંચો તેમ તેમ વાંચકને વધુ ભૂખ જાગતી જાય અને આખું પુસ્તક ક્યારે પુરૂ કર્યું એની લગભગ ખબર પણ ન રહે એવું છે. તેમાં વળી સહયાત્રીકોનું અંગત પાત્રાલેખન એવું સહજ અને સ્વાભાવિક રીતે થયું છે કે "ખાખીબાવા," "બચુભાઇ ગોળવાળા," "જયંતિભાઇ કુંડલીયા" વગેરે પાત્રો જાણે વાંચકનાં પરિચિત બની ગયા હોય એમ લાગે છે. વાંચનાર પોતે પણ જાણે કે સહયાત્રીક હોય એવો તેને સતત ભાસ થાય છે.

મારાં હદયને સૌથી વધુ અસર કરી આપની અને આપના સહયાત્રીકોની ભકિત અને શ્રદ્ધાએ. તીબેટના નરનારી અને બાળ-બાલિકાઓને "જય જલેરામ" કહીને પૂજ્ય બાપાનો પ્રસાદ આપી ધન્ય કર્યા તે માટે આપ સૌને મારા હાર્દિક ધન્યવાદ છે. અંતમાં "કિચખંપા" ના અવસાનના સમાચાર વાંચી, કોઇ જાણીતા સ્વજનનો વિદેહ થયો હોય એવી લાગણી થઈ. ઇશ્વર એમના આત્માને શાન્તિ આપો.

જાણવા જેવું હોય તે પોતાની પાસે સંઘરી રાખવાની સામાન્ય મનોવૃત્તિ હોય છે. એથી ઉલટું જેટલું જાણવા જેવું છે તે સઘળુ બધાને જણાવી દેવું એવી આપનાં લખાણ પાછળની ઉપકારક મનોવૃત્તિ, એ આપની યાત્રાનું જાણે કે ઇશ્વરે આપેલું ફળ હોય એમ મને લાગે છે. આપના આ પુસ્તકના પઠનથી કોઇપણ સમજુ માણસને માનવતા, હૃદયની વિશાળતા, ઇષ્ટ પ્રત્યે ભકિત, સદગુરૂ પ્રત્યે અડગ શ્રદ્ધા અને અંતમાં "ઇશ્વર કરે તે સારા-સારૂં" એવી દઢ ભાવના જરૂર થાય એવું આ લખાણ છે.

સામાન્ય રીતે કોઇ વ્યક્તિના વખાણ તેણે મોઢે કરવાનું યોગ્ય નથી ગણાતું, છતાં સત્ય-કથનને એ વ્યવહારીક બાધ નથી, એટલે જ ઉપરની લાગણી આ પત્રમાં ટપકાવી છે. અંતમાં એક પ્રશ્ન અને ઉત્તર. દેશી રજવાડાનું કારભારૂં એ તો મુત્સદીગીરી અને વ્યવહારીક દ્રષ્ટિએ ચતુરાઇ, પણ આધ્યાત્મીક દ્રષ્ટિએ કદાચ નીચા ઉતરે એવી શક્તિ માગી લે, એવી લોક-માન્યતા છેઃ એવું કારભારૂં કરતાં કરતાં આ ભક્તિ, આ શ્રદ્ધા, આ લખાણની શૈલી એ બધું કયાંથી આવ્યું ? મને ઉત્તર પણ સૂઝે છેઃ કે શ્રદ્ધા અને ભક્તિયુક્ત હૃદયને સુયોગ્ય વાણી પણ મળી જ રહે છે. વાલ્મીકિ, નરસિંહ, મીરા અને સુરદાસ એ કાંઈ મૂળ કવિઓ નહોતાં. મુખ્યત્વે તો એ ભક્ત હતાં. પણ કરૂણા અને ભક્તિની સત્ય વાણી એટલી મીઠી મધુર અને હૃદયસ્પર્શી હોય છે કે લોકો તેને કવિતા કહે છે. કૈલાસ માનસરોવરની યાત્રાની આપની કવિતા એ પણ પૂજ્ય શ્રી જલાબાપાની પ્રસાદી અને સદગુરૂદેવના આશીર્વાદનું પરિણામ છે. આપ એ કૃપા પ્રસાદીના અધિકારી બન્યા છો તે માટે હાર્દિક ધન્યવાદ. ઇશ્વર આપની આધ્યાત્મિક ઉન્નતિમાં ઉત્તરોત્તર વધારો કરો એ પ્રાર્થના છે.

અંતમાં, આપ તથા આપના સહ-યાત્રીકોને મારા પ્રેમપૂર્વકના જય-જલારામ.

આપની કુશળતા ચાહું છું

વિનંતિ આપનો
મંકોડીભાઇના સપ્રેમ નમસ્કાર
તથા જય જલારામ.

---

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા.

D. M. Buch
I. A. S. (Retd.)

RAJKOT.
Dated : 2-1-63



જુના સૌરાષ્ટ્ર રાજ્યના મુખ્ય સચિવ
શ્રી ડોલરભાઇ બુચ I. A. S. (Retd) લખે છે કે :

"યાત્રાની રખડપટ્ટી શા વાસ્તે"
એવા પ્રશ્ન આપોઆપ સમી જાય તેવું
પુસ્તકનું લખાણ છે.

"વિશ્વાસ ત્યાં વિશ્વંભર"

રા. શ્રી સ્નેહી સૌભાગ્યચંદભાઇ,

કૈલાસ-માનસરોવર યાત્રા કરી આવ્યા બાદ આપે તે યાત્રાનું વર્ણન પુસ્તકરૂપે પ્રગટ કર્યું તે વાંચ્યું છે. આવી મહાન યાત્રા કરવાનું તમોને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું તે તમારા જીવનની ધન્ય ઘડી ગણાય. યાત્રાનું વર્ણન વાંચતાં એ પણ ખાત્રી થઇ કે કૈલાસ સુધી પહોંચવું તે સંત-મહાત્માના આશીર્વાદ તથા સહાય વિના અને શ્રી મહાદેવની શરણાગતિ વિના શક્ય નથી, આપની શ્રદ્ધા, ભક્તિ તથા દૃઢનિશ્ચયની પ્રતીતિ આ પુસ્તક આપે છે એટલુંજ નહિ પરંતુ આપની સિદ્ધ કલમથી તથા પ્રભુપ્રેમથી લખાયેલ વર્ણન વાંચનારના મનમાં પણ શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન કરી મનુષ્યને આવાં દૈવીસ્થાન તરફ અભિમુખ બનાવે છે, "યાત્રાની રખડપટ્ટી શા વાસ્તે" એવા પ્રશ્ન આપોઆપ શમી જાય તેવું પુસ્તકનું લખાણ છે.

"વિશ્વાસ ત્યાં વિશ્વંભર" એ સૂત્ર આપે સાર્થક કરી બતાવ્યું છે. આપને યાત્રામાં હરહંમેશ દૈવી સહાય મળવાનું કારણ આપની શ્રદ્ધા તથા આપનો અડગ વિશ્વાસ છે. પુસ્તક વાંચનાર અનેક ભારતવાસીને આ પુસ્તક વાંચતાંજ આવાં પર્યટન કરવા પ્રેરણા થવાની જ. અનેક લોકોને આત્મકલ્યાણના સન્માર્ગે ચાલતા કરવામાં આપનું પુસ્તક સાધનભુત થવાનું જ અને એ શ્રેય આપને મળવાનું, યાત્રાના અનેક પુસ્તકો લખાય છે, પરંતુ આવાં લોકભોગ્ય આત્મીયતાની શૈલીથી

લખાયેલાં પુસ્તકો હજી જોયાં નથી. એટલે જ આબાલવૃદ્ધ આપનું પુસ્તક રસ તથા આનંદથી વાંચે છે. પુસ્તકની ભેટ તો આભારના શબ્દો માગેજ, પરંતુ તેમાં રહેલ વસ્તુ પીરસવા અને તેનો સ્વાદ આપવા વાસ્તે તો વંદન કરૂં છઉં.

ડોલરરાય મોહનલાલ બુચ.

---

......

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા.

Tele No 800
Opp- Moti Tanki,
RAJKOT. c s
Dt 29-12-1962

Gajanan B. Joshi
M A LL B, Advocate



સૌરાષ્ટ્રના પ્રખ્યાત ધારાશાસ્ત્રી શ્રી ગજાનનભાઇ જોશી એમ એ એલએલ બી એડવોકેટ લખે છે કે :

...વાંચકને પોતાની સાથે જ પ્રવાસના પગલે પગલે લઇ જાય છે.

શ્રી કૈલાસ માનસરોવરની યાત્રા બીજી યાત્રાઓ કરતાં કઠીન મનાય છે. પરંતુ ઘણી યાત્રાના અનુભવે સાચા યાત્રિક બનેલા શ્રી સૌભાગ્યચંદભાઇએ તો એ કઠીનતા સામે કૈલાસના દર્શનની ભાવનાનું ભાતું બાંધી શ્રી જલારામ બાપા પરની અતુટ શ્રદ્ધાના સહારે આ યાત્રા એ પૂરી કરી.

તેમના આ પ્રવાસનું પુસ્તક વાંચતાં પ્રવાસ અંગેની ઝીણામાં ઝીણી વિગત તથા યાત્રા અંગેના જરૂરી સાધનો અંગેની માહિતી ખૂબ જ ઉપયોગી છે અને તેમની લોકભોગ્ય શૈલીદ્વારા વાંચકને પોતાની સાથે જ પ્રવાસના પગલે પગલે લઇ જાય છે. જેના પરિણામે દરેક વાંચકમાં એક જીજ્ઞાસુની જીજ્ઞાસા અને મુમુક્ષુની મમતા ઉભી થાય છે.

ગજાનન જોષી

———

---

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા.

JAI-HIND

*Raj Ratna Nanji Kalidas Mehta;*

M. B. E.
Uganda Road.
PORBANDAR.



પોરબંદરથી રાજરત્ન શેઠશ્રી નાનજીભાઇ કાલિદાસ મહેતા લખે છે કે:

'બુકનું લખાણ અને શૈલી ખૂબ સારાં છે''

ભાઇશ્રી સૌભાગ્યચંદભાઇ રાજદેવની સેવામાં, મું. રાજકોટ,

આપનો તા. ૨૫ મીનો પત્ર મળ્યો છે, જે બદલ આપનો આભાર.

આપે મોકલાવેલ કૈલાસ માનસરોવર યાત્રા નામની બુક મળી ગઇ છે. અત્યારે વાંચન ચાલુ છે. અર્ધી બુક વાંચી છે. બુકનું લખાણ અને શૈલી ખૂબ સારા છે. વાંચીને ખવુ આનંદ થયો છે. બે ચાર દિવસમાં પુરી કરીશ.

બીજું નીચે પ્રમાણે આઠ બુકો ઉપર નામ લખીને આપ અમારી મહારાણા મીલ શોપ, ધર્મેન્દ્ર રોડ ઉપર મી. વોરાને મોકલી આપશો.

| | |
|---|---|
| (૧) સવિતાબેન નાનજીભાઇ મહેતા, | મુંબઇ |
| (૨) શ્રી મહેન્દ્રભાઈ નાનજીભાઈ મહેતા | લુગાઝી |
| (૩) શ્રી પી. બી. મહેતા લાયબ્રેરી | લુગાઝી |
| (૪) શ્રી જીવણભાઇ હોઇમા કોટન કું. | જીન્જા |
| (૫) શ્રી ધીરેન્દ્રભાઇ નાનજીભાઇ મહેતા | પોરબંદર |
| (૬) શ્રી આર્યકન્યા ગુરૂકુલ (૩) કોપી | ,, |

આપના નામનો રૂા. ૪૦ નો ચેક આ સાથે મોકલાવેલ છે. આપ તો પૂ. જલારામ બાપાને ગળે બાંધીને ફેરવો છો. એટલે સફળતા પ્રાપ્ત થાય તે દેખીતું છે. આપ કૈલાસ અમરધામની યાત્રા કરી આવ્યા. મારે ઘણા ટાઇમથી જવાની ઈચ્છા હતી પણ વૃદ્ધાવસ્થાને કારણે બની શકતું નથી. ગયે વખતે પણ આલ્મોડાથી પાછો આવ્યો. આ વખતની ૩ા માસની યાત્રામાં અયોધ્યા, ચિત્રકુટ, પ્રાગરાજ, કાશી, લક્ષમણઝુલા, હરદ્વાર, લખનૌ, કાનપુર, વિ. જન્મોત્રી, ગંગોત્રી વિ. સ્થળોની કરી આ અમરધામની એક જ યાત્રા અધુરી રહી ગઇ છે. આપે લખેલી બુક વાંચીને દર્શન થયા જેટલો સંતોષ માનું '.

અત્રે કુશળતા છે. આપ સૌની કુશળતા ઈચ્છું છું. બાળકોને શુભાશિષ.

આ વખતે રાજકોટ આવીશ ત્યારે આપને જરૂર મળીશ. આવતી દીવાળી પછી ગુરૂકુલના વાર્ષિક ઉત્સવમાં થોડા દીવસ માટે માગસર સુદ બીજના રોજ પુર્ણાહુતી થશે ત્યારે જરૂર એક આંટો આવશો. ઘણા વખત થયા ભેગા થયા નથી.

લી.
સ્નેહી નાનજી કાલીદાસના નમસ્તે.

ॐ

મજાદર.
તા. ૨૮-૭-૬૨



પદ્મભૂષણશ્રી
ભક્તકવિ શ્રી દુલાભાઇ કાગ
લખે છે કે :

"ડાબી આંખ દુઃખે છે પણ...!"

શ્રી સૌભાગ્યચંદભાઇ,

મારી યાત્રાની ખબર જાણી આપે જીવન જેટલાં કીમતી આ બે પુસ્તકો મોકલ્યાં તે અમૃત સમાન છે. તેમ બીજા ભાઈઓએ લખ્યું તેમ હાથમાંથી હેઠાં મુકાતાં નથી ડાબી એક આંખ દુખે છે તે હાથથી બંધ રાખી જમણી આંખે ત્રણ દિવસથી બન્ને વાંચી નાખ્યાં યાત્રાળુને આ દિવ્યચક્ષુ સમાન છે. એમાં પણ બધા દેશી શબ્દ પ્રયોગો સૌરાષ્ટ્રની શોભા છે. 'જે જક્ષીઆણુ" વગેરે પહાડી લોકગીત પણ બહુ સુંદર છે, આપનું ભકત ખોળીયું બહુ જન્મથી સૌરાષ્ટ્રનું જ હશે.

રા. શ્રી નાનજી શેઠની પ્રબળ ઇચ્છા પાંચ વરસથી મને ચારે ધામ કરાવવાની છે એથીજ આ પ્રસંગ ઉભો થયો છે. ગોંડળના શ્રી હરિભાઇ અમારા ભોમિયા છે.

આપને વાયદે તો હું આવી નથી શકયો એનું મને બહુ દુઃખ છે. પણ આપના પવિત્ર પગલાં કોઇ દિવસ "કાગને માળે" મજાદર કરવાની આ. ભરી વિ. કરૂં છું.

વિરપુર વિષે થોડાં નવાં ગીતો લખવા મારી બહુ ઈચ્છા છે જેવી જક્ષીઆણુની પ્રેરણા. આપના ઘરમાં નાનાથી મોટાને મારા દંડવત.

શુ. કાગના.

---

## ૧૧૫
## મે જલાબાપા ઉપર જ શ્રદ્ધા રાખી લગ્ન લીધા અને ખરેખર જલાબાપાએ જ મારી લાજ રાખી.

પ્રભુનાલ દુર્ગાશંકર દવે
પોસ્ટ ખારચીયા
વાયા પાનેલી મોટી
મુ ચરેલિયા
મધ્ય સૌ

પરમ પુજ્ય શ્રી જલારામ બાપાની પવિત્ર સેવામા

ઠ પરમ પુજ્ય ભક્ત શ્રી ગિરધરરામ હરિરામની સેવામા,
જોગ શ્રી વીરપુર, તા ૨૦-૧૦-૫

ચરેલિયાથી લી છોરૂ પ્રભુનાલ દુર્ગાશંકરના પરમ પુજ્ય ભક્તરાજ શ્રી જલારામ બાપાને મારા લાખ લાખ સાષ્ટાંગ વંદન હોજો

જત ... એક ગામડાનો માસુની શિક્ષક છુ મારા પિતાશ્રી મારી નાની ઉમરમા જ અમોને છોડી સ્વર્ગવાસી બન્યા છે ઘરમા જે કાંઈ પાચ પૈસાની બચત પોતે કરેલ તેમાથી રૂા ૧૫૦૦) મારા મામાને તથા પાચસો રૂા બીજા સગા સબંધીઓ સાથે લેતી દેતીમા આપેલ હાલમા અમુકની સ્થિતિ જ પૈસા પાછા ભરપાઈ કરી શકે તેવી નથી અમુક ના મુકર થયા આમ મારા આગળ કાઇ મારા પિતાશ્રીની મુડી તો નહી જ

ત્યારે બીજી બાજુ મારા પિતાશ્રીની હૈયાતીમા મારો સબંધ થઈ ગયેલ એટલે કે તે વાતને આજે આઠ આઠ વર્ષના વાણા વાયા હતા જેથી હવે લગ્ન કરવા સિવાઇ બીજો ઉપાય પણ નહિ છેવટે અમુક વેપારીને મારી ટ્યુશન કયા નબળાની આમ કરવાથી મારી આગળ રૂા ૫૦૦) જેવી રકમ થઇ પરતુ આવી ટુકી રકમમા લગ્નનો ખર્ચ તો ઉપડી ન જ શકે માટે ખુબ પ્રયાસ કર્યા પરતુ દરેક રીતે નિષ્ફળ થયો છેવટે વિચાર આવ્યો કે હવે તો જલાબાપા મારી આબરૂ રાખે તો રહે નહિતર કોઈ ઉપાય નથી જેથી જલાબાપાના શિરે મારો ભાર મેલી મે

જલાબાપા ઉપર જ શ્રદ્ધા રાખી લગ્ન લીધા અને ખરેખર જલાબાપાએ જ મારી લાજ રાખી. અને શું બન્યુ તે હું પણ જાણી શકયો નહિ

મારા લગ્નમાં રૂા. ૧૪૦૦નું ખર્ચ થયું છે. તે પાછળથી હિસાબ કરતા જણાઇ છે જ્યારે મારી આગળ રૂા. ૫૦૦) રોકડા હતા પરંતુ જેમાંથી આટલા ખર્ચની બાદ મારા વડીલો મને હીસાબ આપવા આવ્યા ત્યારે દરેકની વચમાં રૂા. ૫૦૦) મારી બચત રહી છે. તે મને બોલાવી સોંપી કે ભાઇ આ તારી વધઘટનો હિસાબ હવે તું સંભાળી લે આ શબ્દો જ્યારે મેં સાંભળ્યા ત્યારે મારાથી સ્હેજે બોલાય ગયું કે વાહ રે જસ્યાણ વાહ

---

૨૧૬

# બાપાએ આપેલ થાપાના તથા ચરણોના દર્શન બે હજાર માણસોએ જોએલાં ...

શ્રી જલારામ જયતે

ગીરગઢડા તા. ૨૪-૧૧-૫૯

આ પત્રનો જવાબ કવરના ઉપરના સરનામે મને મોકલવા મે. કરશોજી.

પુજ્ય વડીલ શ્રી સૌભાગ્યચંદ મંગળજીની પવીત્ર સેવામાં ગીરગઢડાથી લી. જલારામ બાપાનો સેવક બાબુલાલ દેવચંદ કાનાબારના જય જલારામ વાંચશો જત લખવાનું કે સંવત ૨૦૧૬ ના કારતક શુદી ૭ની શ્રી જલારામ બાપાની જયંતિ વખતે કોડીનાર તાલુકાના ગામ ડોળાશા ગામે પુજ્ય જલારામ બાપાએ એક ૧૫ થી ૧૬ વર્ષના કુંભારના છોકરાને સાક્ષાત દર્શન આપી પર્ચો પુર્યો છે જેની વીગત નીચે મુજબ સત્ય આપને લખી રહ્યો છું. જે આપની જાણ માટે લખી રહ્યો છું. જે આપ પર્ચા પત્રમાં રજુ કરશો અને વીશેષ માહીતી માટે પાછળના સરનામે ડોળાશા ગામે લુહાણા જ્ઞાતીના ભાઇઓ તેમજ ગામના અન્ય ભાઈઓ પર પત્ર લખી. આપ પુછાવી શકો છો આ હકીકત બની છે તે ખરેખર સત્ય હકીકત છે

નજરે જોનારાઓમાં ગામના ઘણા લોકો અને આપણા લુહાણા ભાઇઓ છે જેની વીગત નીચે મુજબ છે.

કારતક શુદી ૭ ડોળાશા ગામમાં આજે લગભગ ત્રણથી ચાર વર્ષથી ધામધુમ રીતે ઉજવે છે ઓણુ સાલ પણ એ પ્રમાણે જ શ્રી જલારામ બાપાની જયંતી ધામધુમથી ઉજવી હતી શ્રી જલારામ બાપાનું આખ્યાન બાજુના ગામ વેળાકોટના રહીસ શ્રી જેશંકર સુંદરજીને ડોળાશા મુકામે બોલાવેલા સાતમના દિવસે સાંજના ૯ થી શ્રી જલારામ બાપાનું આખ્યાન શરૂ કર્યુ ગામના અનેકભાઇઓ એ સારા પ્રમાણમાં ,હાજરી આપેલી ડોળાશા ગામની અંદર નાની મોટી ચોરીઓ બહુજ થાય છે એટલા માટે તેજ ગામના રહીશ અને સારા નામેરી શ્રી બાબુલાલ દેવચંદ ત્યાંના વેપારી છે અને પરચુરણ માલની દુકાન છે એક બાજુ શ્રી જલારામ બાપાનું આખ્યાન શરૂ હતું અને રાત્રીના લગભગ સવાત્રણના સુમારે શ્રી બાબુભાઇએ તેમનો નોકર જાતે કુંભાર છે અને ૧૫ થી ૧૬ વર્ષની ઉમર છે તેમને બાબુભાઈએ કહ્યું કે તમો બે જણા જઇ દુકાનની અને ઘરની તપાસ કરી આવો ત્યારે અંધારૂં ઘોર હતું તે બંને જણા રાત્રે ગામમાં દુકાનની તપાસ કરવા ગયા. કુંભારના છોકરાની સાથે બીજો જણ હતો તે બાબુભાઇને ઘરે ગયો અને કુંભારનો છોકરો દુકાને આંટો મારવા ગયો ત્યાં પુજ્ય જલારામ બાપા સફેદ કપડામાં હાથમાં લાકડી અને માળા લઇને દુકાનની બાજુમાં ઉભેલા તેને જોઇને કુંભારનો છોકરો ચમકી ગયો અને રાડ ફાટી ગઇ ત્યારે શ્રી જલારામ બાપાએ તે છોકરાને વાંસામાં કંકુનો થાપો માર્યો અને કહ્યું કે તું બીમાં હું જલારામ છું અને દુકાનની દેખરેખ રાખું છું તે અરસામાં વાત કરીને અલોપ થઇ ગયા પછી તો ગામના લોકો ત્યાં આવ્યા અને દુકાનની બાજુમાં કંકુ પડેલું અને કંકુનાં પગલાં પણ હતાં પછી દરેક લોકો તે કુંભારના પગે લાગ્યા અને તે કુંભારના છોકરાનો પગાર રૂા. ૩૦૦) હતો તેમાંથી રૂા. ૫૦૦) પગાર કરી આપ્યો છે ઉપર પ્રમાણેની સત્ય હકીકત આપની સમક્ષ રજુ કરૂં છું જે આપ લક્ષમાં લેશો બસ એજ.

તા. ક.- જેશંકરભાઇએ શ્રી જલારામ બાપાનું આખ્યાન પોતાની આત્મબળ શકિતથી સંગીતમાં સારા રસવાળું બનાવ્યું છે જે આપને થોડાજ વખતમાં ત્યાં મોકલી આપીશું તે જાણશો.

બસ એજ દઃ બાબુલાલના જય જલારામ વાંચશો.

ડોળાશાનું સરનામું-
ઠા. રતીલાલ આણંદજી કાનાબાર
વાયા વેરાવળ.
મુ. ડોળાશા. (કોડીનાર તાલુકો)

શ્રી ૧।

શ્રી જલારામ વીજયતે

પુજ્ય ભગત બાપા શ્રી ગીરધરરામજી બાપા મું. વીરપુર

ડોળાસાથી લી. ઠા બાબુલાલ દેવચંદના ઘણાજ હેતથી જય જલારામ વાંચશોજી વીશેશ ખુશાલી સાથ લખવાનું કે અમારે ત્યાં સં. ૨૦૧૬ ના કારતક સુદી ૭ શનીવારના રોજ બાપાની જન્મ જયન્તી શ્રી ડોળાસા મહાજન વતી અમારા ગામના પુર્વ દીશામાં ચોક છે ત્યાં ઉજવેલ ભગતી ભાવથી ખુબ રસ લઇ જયન્તી ઉજવવામાં સર્વ લોહાણાભાઇઓ ત્થા અન્ય ભાવીકો મળી લગભગ બેએક હજાર માણસો હતાં ખુશાલીમાં જણાવવાનું કે અમારૂં નાનું એવું ગામ હોય ઘરનાં સર્વ કુટુંબ સહીત બાપાનું આખ્યાન સાંભળવા સ્થાન ઉપર ગયેલાં ઘરે તાળાં મારેલ હતાં છતાં ઘર દુકાને ધ્યાન કરવા અમારા ભેગા માણસ તરીકે લાખોભાઈ નામે કુંભાર-કારતક સુદી ૨ થી નવા રાખેલ તેને ભલામણ કરેલ કે, એકાદ વખત દુકાને ત્થા ઘરે આંટો જઇ આવવું તે ભાઈ લગભગ રાત્રીના ૨।। થી ૩ ના સુમારે ઘરે આંટો મારવા આવેલ. અમારા ઘરની આગળના ભાગમાં ખપાટોથી બાંધેલ જાળીવાળી ઓસરી છે ત્યાં આવી લાખાએ ફળીયામાં ઉભા રહી. બેટ્રીની લાઇટ ઘરનાં તાળાં ઉપર કરી તે વખતે પુજ્ય શ્રી જલારામ બાપાએ સાંકળ પકડી ઉભેલા જોયા. લાખો જરા ખચકાણો એટલે સાક્ષાત બાપાએ કહ્યું બેટા મુંઝામાં હું જલો બાપો. પોતે છું અહી આવ. એટલું કહેતાં લાખો બાપાને પગે પડી ગયો ત્યારે ઉભો થતાં પુજ્ય બાપાએ સુખડ ત્થા ભસ્મ ચંદન કપાળમાં કર્યું અને પાછો ફર્યો એટલે વાંસાના મધ્ય ભાગમા થાપો મારો જે થાપો લાખાને મોજુદ બધા ભાવીકોએ જોયો અને કહ્યું કે બેટા મુંઝામાં તમો બધા આનંદ કરો હું અહી રખોપું કરૂં છું તેમને લાખાએ પ્લાન ઉપર આવી વાત કરી. જેથી હું ઘરે આવી અને તપાસ કરી તો ઘરના જતાં ડાબા હાથ ઉપરના ત્થા ઘરમાંથી આવતાં જમણા હાથનાં બારની તરફ પુજ્ય બાપાની ચાખડીના ગલાલથી ડગલી ડગલી મને દર્શન થયાં કે ગમે તેવો ચીત્રકાર હોય તો પણ તેવાં ચરણો બને નહી મને ઉમળકો આવો અને પ્લાન ઉપર જઈ સરવે ન્નાતી ભાયો ત્થા અન્ય ભાવીકોને વાત કરી મારૂ હૃદય પુજ્ય બાપા મારે ઘરે આવી રખોપું કરવા તસ્તી લીધી. તે બદલ ઉમળકાનાં આસુ સારી વાત કરી બીજી બાજુ મારૂં ગરીબનું ઝુંપડું પાવન કરી મને કૃતકૃત્ય કર્યો તે બદલનો આભાર માની સરવે ભાઈઓએ બાપાની જે બોલાવી અને પા કલાક સુધી જે જે ના પોકાર થયા તો તેની ખુશાલીમાં રૂા. ૫૧ મોકલો છે તે અન્નદાનમાં આપું છું. તે સ્વાભાર બાપાના ચરણોમાં ધરીને સ્વીકારશો અને મારા વતી બાપાના

ઢોલીયા સામી નજર કરી મારા ઘરની રક્ષા કરવા તસ્તી લીધી અને મારૂં ગરીબનું ઝુંપડું પાવન કર્યું તે બદલના લાખ લાખ વંદન કેશો. બીજું હું તો ગરીબ માણસ છું બાપાની મહેરબાની મારા ઉપર ખુબ જ છે અને જે બાપાને ગમ્યું તે બદલનો હું તેમનો ખુબજ આભાર માનું છું વધુ તો હૃદયનો ઉમળકો લખી શકતો નથી પણ આવા કળીકાળમાં પણ પોતે પધારી મારા જેવા ગરીબ ઉપર મીઠી નજરો રાખે તે કાંઇ ઓછું ન કેવાય. મારે છાપામાં છપાવી પસીધી પામવા તમોને જાણ કરતો નથી પણ આજના યુગમાં પણ મારા જેવા ઉપર ખુબ ભાવના લાગણી આવતા રાખે તે કાંઈ ઓછું ન કેવાય તે બદલ તમોને ખાનગીમાં જાણ કરૂં છું.

વધુમાં આવા યુગમાં પુજ્ય બાપાએ દર્શન આપી પરચો આપ્યાનો દાખલો સાંભળવામાં આવ્યો નથી. જેથી મારે આપના ઉપર આવી ખાનગી ટપાલ લખવી પડી છે તો મારા વતી જરૂર બાપાને વંદન કરશો અને અમ જેના રાંક ઉપર આવી મીઠી નજર રાખા કરે એવી અરજ કરશોજી બાકી તો મારા ઉપર ખુબ ખુબ બાપાની દયા છે જ છબીઓમાં દર્શન કરતો હોઉં ત્યારે સુખડું બાપાશ્રીનું મરક મરક હોય પછી બીજું તો મારે શું જોવે એજ વિનંતિ એજ સં. ૨૦૧૬ના કારતક શુદી ૧૦ મંગળવાર

તા ક આજના યુગમાં આવા સમયમાં પુજ્ય બાપાએ આવી મારા ઉપર દયા કરી તે બદલ બાપાની ખ્યાતી વધારવા તેમના પુસ્તકમાં પરચાનો વધારો કરવો હોય તો આપની ઈચ્છા પ્રમાણે કરશોજી.

બાપાએ આપેલ થાપાનાં તથા ચરણોના દર્શન બે હજાર માણસોએ જોયેલાં આ પ્રસંગે આખ્યાનમાં પુજ્ય બાપા જલારામબાપા પાસેથી શ્રી હરીએ માતાજીની માગણી કરી અને જ્યારે બાપાએ માતુશ્રી વીરબાઇ માને અર્પણ કરી ત્યાગી જીવનમાં આવ્યા તે વખતે શેઠ રૂપચંદ જેરાજ ધાણાવાળાના મકાનની બાજુમાં આવેલ પ્લાનની બાજુમાં આખ્યાન થતું હતું.

દા. દાસાનું દાસ બાબુલાલ દેવચંદના
જય જલારામ

— —

૧૧૭
## બાપાની માનતા એકેય નિષ્ફળ નથી જતી

જય જલારામ

તા. ૧૮-૧૧-૫૯
કોરોગ્વે
(આફ્રીકા)

પરમ પુજ્ય ભગત ગીરધરરામજીની પવીત્ર સેવામાં,

લી. કોરોગ્વેથી બહેન ચંપાના જય જલારામ વાંચશો. અમારા વતી બાપાની ગાદીએ પગે લાગશોજી.

બાપા એ તો બાપા જ છે. ખરેખર એના પરચાની તો શું વાત લખવી એજ સમજાતું નથી. એ તો હાજરા હજુર છે. સવારે બોલાવો કે સાંજે કે બપોરે કે રાત્રે શું જ્યારે બોલાવો 'યાદ કરો' ત્યાર હાજર જ છે.

બાપાની માનતા એકે નીષ્ફળ નથી જતી. જેવી માનતા લીધી કે 'થયું' બાપાએ તો અમારા દીલમાં ઘણી શ્રદ્ધા પ્રગટ કરી છે. એમને તો અમારા કોટી કોટી પ્રણામ છે. અરે ભગતજી જ્યાં એકએકના મૂખ જોવા સરખી યે કોઈ હીંમત ન હતી, કોઇ અમારૂં નહતું ફ્કત જલારામ સીવાય અને જેવા તેને યાદ કર્યા એવામાં તો કોણ જાણે તે કેવી રીતે એકએકને સામસામે ઉભા રાખી દીધા કે પછી એના પર શ્રદ્ધા ના બેસતી હોય તોયે બેસે જ. અને તેય પાછી કેવી ? 'અંધ' નહી પણ 'દ્દઢ' કે જે કદી મનમાંથી ખસી ન શકે. ખરેખર બાપા તો બાપા જ એજ અમારા પ્રભુ છે. એટલે એને (એના ગાદીએ) અમારા વતી ખૂબખૂબ પગે લાગજો.

આ સાથે પોસ્ટલ ઓરડર શી રપ્યુ નો મોકલું છું તે બાપાના અન્નક્ષેત્રમાં વાપરશો એવી અમારી માનતા હતી. મળ્યે પહોંચ લખશો તો આભાર

પોસ્ટલ ઓરડરના નં. X1 79 010885 21/-
E5 86 256110 4/-
25/-

લી. કોરોગ્વેના
ચંપા પરમારના જયજલારામ
વાંચશોજી
P O. Box 27

## ૨૧૮
## બાપુના હાથમાં માળા હતી તે ફરવા લાગી....

સોમાલાલ અમૃતલાલ ઠક્કર
તા. દીયોદર
જી. બનાસકાંઠા
પો. ભાભર.

શ્રી જલારામ એ નમઃ

પ્રિય બંધુઓ,

તમારે ત્યાં ભજનાવળી, જલારામ બાપાનું જીવન ચરિત્ર, તેમના ફોટા ઇત્યાદી છે. તે અમારે આંહી વાંચવા જોઇએ છે.

આંહિ જલારામ બાપાને ખુબ માનવાવાળા છે. અને તેઓ ખરેખર માને છે. આંહી જલારામ બાપાએ પરચો પુર્યો છે. શું પરચો છે. તે નીચે મુજબ છે.

લોહાણા ઠક્કર હરગોવનદાસ, ગામ ભાભરના રહેવાસી ૯–૧૦ વાગેના સુમારે ઘાણી ચપટીએ જાય છે, તે તેમને ઘેર ગઇ હતે અને ત્યાં જલારામ બાપાનો ફોટો ઘરના બારણા ઉપર હતો, તે ફોટાની અંદર બાપાના હાથમાં માળા હતી તે ફરવા લાગી. જે લોટે ફરવા આવેલા હતાં તેઓ ઘરનાં માણસોને પુછવા લાગ્યાં તેમણે કહ્યું કે, આ ફોટાની અંદર શું ગોઠવ્યું છે. કે કટ...કટ... અવાજ થાય છે. ઘડિયાળમાં કેવા અવાજ થાય છે તેવા અવાજ થતા હતા, હરગોવનની પત્નિ ગભરાઇ ગઇ અને ઘરમાં જતી રહી પેલા બે જણાએ તે ફોટાને નીચે ઉતાર્યો તેઓએ પ્રેમથી તેમનાં દર્શન કર્યાં એમના હાથ ધ્રુજતા હતાં શરીર ચલાયમાન થતું હતું તેઓ ખડખંડ હસતા હતા, આ બધું તેમણે જોયું. હરગોવન ઘેર ન હતા તે દુકાને હતા બાપાનું હલન તે ઓછામાં ઓછું ૧૫ મીનીટ થયું હતું બસ અને ભજનાવલી તથા બીજા પુસ્તકોનું સુચીપત્ર મોકલજો. તે જોઇને પછી અમો મંગાવશું આ પરચો સ્પષ્ટ નજરે જોએલો છે. કાગળમાં નહી સમાથી ઉતાવળથી લખેલું છે. પદ્ધતીસર નથી લખ્યું ફરી વખત લખીશ તમો સુચીપત્ર મોકલશો.

આ વાત વિસ્તાર પુર્વક જણાવી નથી ટુંકમાં આટલું જણાવેલ છે.

લી. ઠક્કર સોમાલાલ અમૃતલાલ

---

૧૧૯

## ઉશ્કેરાયેલા આફ્રિકન ટોળાએ ચિ. વિરેન્દ્રને કે મને હાથ પણ ન અડાડયો તે શ્રી બાપાનો પ્રતાપ.

B. R. PATEL & SONS
General Merchants
Wines, Spirts Provisions. Building Materials. Hardware.
Phone 129
P. O. Box 226
NYERI,

તા. ૭-૧૨-૫૯

શ્રી ગિરધરરામ બાપા,

આ સાથે પરચો મોકલાવેલ છે જેની વાકય રચના બરાબર કરી શ્રી બાપાની નવી બુકમાં છાપશો જેથી માણસોની શ્રદ્ધા વધે અને મારા જેવા દુખીયા માણસોના દુઃખ દુર થાય.

લી. આપનો
ભોગીલાલના જય જલારામ.

મુરબ્બી સૌભાગ્યચંદભાઇ,

આ નિચેનો પરચો બનેલી સત્ય હકીકત છે અને તે શ્રી જલાબાપાની નવી બુક છપાવો તેમાં છપાવશો જેથી તેમના તરફની શ્રદ્ધામાં વધારો થાય અને મારા જેવા માણસોને તેથી શાંતી થાય.

હું મારા સ્નેહી ભાઇશ્રી રમણભાઇના ચિ. વિરેન્દ્રકુમાર ને તેમ મારા ધર્મપત્ની તેમ બાળકો તેમ મારા સ્નેહી ભાઇશ્રી રમણભાઇના ધર્મપત્ની અ. સૌ. ઇન્દુબહેન તેમ તેમના નાના બહેન જેઓ કંપાલાથી ફરવા

આવેલા તેમ ચિ. વિરેન્દ્રકુમારની નાની બહેન ચિ. ચંદ્રલત્તા આ બધા મારા સાથે હતા.

મારા મીત્ર રમણભાઇને દમનો રોગ છે અને ચિ. વિરેન્દ્રકુમાર ઈંગ્લેંડ ભણવા જવાનો હતો અને તેની એરોપ્લેનની ટીકીટ તારીખ ૫-૪-૫૯ની બુક થએલ પણ આગળ બે દિવસ પહેલાં મારા મિત્રને દમ ઉપડયો એટલે ડૉકટરે બહાર ન નીકરવાની સલાહ આપી જેથી હું મારા એક આફ્રિકન ડ્રાઈવરને લઈ ન્યેરાથી નૈરોબી જતો હતો, કારણ એરોપ્લેન નૈરોબાથી રાતના ૭-૪૫ એ ઊપડવાનું હતું અને મારા સાથે રસ્તામાં સંગાત હિસાબે મારો ડ્રાઇવર હતો.

મારા પાસે ફોર્ડ બોકસ બોડિ કાર હતી જેમાં આગળ હું તેમ ચિ. વિરેન્દ્રકુમાર તેમ મારો ડ્રાઇવર હતા હું ગાડી ચલાવતો હતો અને પાછળ શ્રી ઇન્દુબહેન તેમના બહેન ભાનુબહેન, બેબી ચંદ્રલતા તેમ ભાનુબહેનની નાની બેબી, મારા ધર્મપત્ની કુમુદ, મારો ચિ. પ્રફુલચંદ્ર, વિજય તેમ હસુમતી તથા સ્મીતાકુમારી આમ પાછળ હતા ગાડીના પાછલા દરવાજે દરરોજ પ્રમાણે તાળું મારેલું.

હું ન્યેરાથી ૧૧ વાગે નૈરોબી જવા રવાના થયો અને ૨ વાગે પોગી જવાની ઈચ્છા રાખતો પણ પ્રભુએ કંઇક બીજું નક્કી કરેલ.

આઠ માઇલે મારી કારને પંચર થયું. જે વીલ કાઢતાં મને એક કલાક થયો. ન્યેરાથી કરાતીના ૧૮ માઇલ છે, મે કરાતીના મારા બનેવી આણુભાઇના ગેરેજમાં પંચર કરાવવા ગાડી ઉભી રાખી પંચર કરી ત્યાંથી નિકર્યો દશ માઈલ ગયો હોઇશ અને એક આધેડ ઉમ્મરનો આફ્રિકન ડોસો રસ્તો પાસ કરતો હતો મેં તેને બચાવવા ઘણી કોશીસ કરી પણ મારી ગાડીના ધકાથી તે પટકાઇ દુર પડયો અને ત્યાંજ તે વખતે તેના પ્રાણ નીકળી ગયા.

ગામ નજીક હતું લગભગ એકહજાર જેટલા આફ્રિકનો ભેગા થઇ ગયા અને અને મારવાની વાતો તેમની ભાષામાં કરવા લાગ્યા. ઘણાં તો કહેતા કે, આ બૈરાં છોકરાં બધાને બહાર કાઢી મારી નાખો અમો બધા ઘણાં મુંઝાયા પણ અમોને શ્રી બાપા ઉપર પૂરી શ્રદ્ધા હતી અને આમાંથી ઉગારવાની ધા નાખી ત્યાં તો બે આફ્રિકનો મોટી ઉમ્મરના આવી મારા રક્ષણ માટે મારી પાસે ઉભા રહ્યા મારી પાસેથી ગાડીની ચાવી આ લોકોએ લઇ લીધી જે હું ભાગી ન જાવ તે માટે.

મારી સાથેના બધા ગાડીમાં હતાં દરવાજે તાળુ હતુ મારો પુત્ર ચિ. પ્રફુલચંદ્રએ આ માટે શ્રી જલાબાપાને માનતા માની કે હે બાપા મારા

પિતાજી (એટલે હું) ને આ લોકો નહિ મારે અને હમારી ગાડીની ચાવિઓ આપસે તો હું શિ. ૫- તમારા પેટીમાં નાખીસ આ ઉસ્કેરાયલા ટોળાએ મારા આફ્રિકન ડ્રાઇવરને સાફ્ કાઢી નાખી અને થોડી મારામારી પણ કરી ચિ. વિરેન્દ્રને કે મને હાથ પણ ન અડાડયો તે શ્રી બાપાનો પ્રતાપ જે હમારા નજીક બે ડોસા (આફ્રિકનો) આવિને ઉભા રહયા જેમા એક માણસ અને મારી નાખવા ઘણો ઉસ્કેરાયો હતો તેની સાથે એક ડોસાએ મારામારી કરી લીધી પણ બાપાની કૃપાથી મને હાથ પણ ન અડાડયો ત્યાર પછી આવિ જરૂરીયાત પ્રમાણેનો કાગળીયા કર્યા અને મારા ઉપર કેસ થવાનો થયો.

હું ચિ. વિરેન્દ્ર તેમ બધાને લઇ પાછો ન્યેરા રાતના આવ્યો મારાં ધર્મપત્ની કુમદ તેમ બહેન ઇન્દુબહેને શ્રી બાપામાં પુરા શ્રદ્ધા હતી જે મારા ધર્મપત્નીએ શ્રી બાપાને શિ. ૧૧ (સવા અગીયાર) શ્રી બાપાના જગ્યાએ મોકલાવીશ ત્યારે ઘી લઇસ અને શ્રી ઇન્દુબહેને જે મારા ધર્મની બહેન છે. તેમણે શિ. ૧૧ (સવા અગીયાર)ની માનતા રાખેલી જે કેસ નહિ થાય અને છુટી જઇસુ ત્યારે શ્રી બાપાની માનતા કર્યા પછી ચ્હા પીઇસ આમ બાપાની ઉપર પૂરી શ્રદ્ધાથી બાધાઓ લેવાઇ.

બીજી બાજુએ પોલીસે તપાસ કરી પણ મારી ભૂલ ન નીકરતાં તારીખ ૧-૬-૫૯ ના મને પોલીસ સ્ટેશનેથી કાગળ આવ્યો કેઃ આ એકસીડન્ટમાં રાહદારીની ભૂલ થઇ મારી કોઈ ભૂલ ન હોવાથી આ એકસીડન્ટની ફાઇલ બંધ કરી દીધી છે અને તમારા પર કોઇ કેસ નથી જે કાગળ વાચી આંખમાંથી બે આંસુ સરી પડયાં

શ્રી બાપાના ચરણોમાં મસ્તક ઢળી પડયુ તેમના તરફની શ્રદ્ધામાં ઘણો વધારો થયો

સિવાય નાની મોટી ઘણી મુશકેલીઓમાં બાપા સહાય કરતા છે અને હર વખત કરસે તેમ મારી પ્રાર્થના છે.

મારા ઘરમાં બાપાનો મોટો ફોટો છે પૂજામાં ચાંદીની મુર્તી છે જે બહેન ઇન્દુબહેન વીરપુર આવ્યાં હતાં મારા ઘરમાં બાપાની પેટી રાખી છે તેમાં નારીયેરના તેમ નાની મોટી બાધાના પૈસા નાંખીએ છે અને પછી જગ્યામાં મોકલતા છીયે હજી મારી બાપા પાસે બાધા છે અને બાપા બાધા પૂરી કરાવશે છે તેવી મને ખાત્રી છે.

આ હકીકત સત્ય છે અને મારા ધર્મપત્નીની માનતા છે કે આ પરચો બાપાની બુકમાં છપાવીશું તો આમાંથી ઠીક લાગે તેટલું ટુંકાવિ અને નવી છપાવો તે બુકમાં છપાવસો.

એજ વીરપુર જાવ ત્યારે હમારા વતી બધાને જય જલારામ કહેસો અને બાપાના ઢોલીએ પગે લાગસો

લી ભોગીલાલ રામાભાઇ પટેલ
મુ. ન્યેરી કેનીયા
ના જય જલારામ વાંચસો

---

૧૨૦

## સાચે જ પૂજ્ય જલારામબાપાએ તેની રક્ષા કરી છે અને તેને ઉગાર્યો છે

 બોરસદ.
તા. ૫-૩-૬૦ શનીવાર

ભકત શિરોમણી ભગતશ્રી ગિરધરરામ બાપાની સેવામાં

બોરસદથી લી. ભાઇલાલભાઇ માણેકલાલ ઠાકરના જય જલારામ વાંચશો

જત અમારા એક મીત્ર હમણાંજ આપની જગામાં આવ્યા હતા તેમની પાસે પૂ જલારામબાપાની ચોપડી મંગાવેલી તે વાંચી છે તથી બાપાના અનેક પરચાઓ વિષે ખૂબ જાણવા મલ્યાં છે. અમોને પણ નીચે પ્રમાણે અજ પરચાઓ થએલ છે. તે આપની સેવામાં જણાવવાની રજા લઉં છું. અને સદરહુ અમારા પરચાઓ આપને યોગ્ય લાગે તો નવી આવૃત્તીમાં છપાવવા કૃપા કરસો.

૧. અમારે બે પુત્રીઓ હતી. અને બીજી પુત્રી દશ વર્ષની થયા બાદ તા ૨૭-૪-૫૭ શનીવારના રોજ અમારે ત્યાં પુત્રનો જન્મ થયો તે જન્મ

વખતે તો ઘણો જ તંદુરસ્ત હતો. પરંતુ બીજા દીવસથી સખત તાવ તથા કમળો થયો અને ત્યારથી જ તેની માંદગીની શરૂઆત ચાલુ થઈ ગઇ. અને દીવસે દીવસે તે માંદગી ભયંકર સ્વરૂપ પકડતી ગઇ. અમો એ ઘણા ડૌકટરો તથા વૈધરાજોની દવાઓ કરી પરંતુ તેને કોઇપણ દવા લાગુ પડતી જ નહીં. અને તેથી અમો તથા અમારા સગા સંબંધીઓ બધાએ તેની આશા છોડી હતી. તેવામાં અમારા એક સગા અમરેલી બાજુથી આવેલા તેમણે પૂ. જલારામબાપાના પરચાઓની હકીકત કહી અને પૂ. જલારામબાપાના ફોટાવાળુ ગળામાં પહેરવા માટેનું એક માદળીયું અમોને આપ્યું. તે અમોએ તેને પહેરાવ્યું. ત્યાર પછી તા. ૧૯-૧૨-૫૭ ગુરૂવારના રોજ સવારમાં છ વાગે અમારી નાની પુત્રી તેને ખોળામાં લઇને દવા પાતી હતી. અને તે વખતે તે એકદમ રટી ગયો હતો અને તેનું શરીર ઠંડુ પડી ગયું હતું. પરંતુ તે વખતે હું પૂજા કરવા બેઠો હતો અને ઘીનો દીવો પણ ચાલુ હતો તેથી મેં મારા ખરા અંતઃકરણથી પૂ. જલારામબાપાની બાધા રાખી કે મારા પુત્રને જનોઇ દેતાં પહેલાં પૂ. જલારામબાપાને ત્યાં વીરપુર જરૂર પગે લગાડીશ. અને સાચે જ જલારામ બાપાએ તેની રક્ષા કરી છે અને તેને ઉગાર્યો છે. અને ત્યારબાદ પોણા કલાકે તેણે આંખ ખોલી તથા તેના શરીરમાં જીવ આવ્યો. ત્યાર બાદ હવે તો તે ખુબ તંદુરસ્ત થઇ ગયો છે અને અમારા સગા સંબંધીઓ જેઓએ તેને જોએલો તેઓ તો અત્યારે તેને બીલકુલ ઓળખી ન શકે તેવો પૂ. જલારામ બાપાની કૃપાથી થયો છે.

૨. મારા સાઢુ ચીમનલાલ જેઠાલાલ ભટ જેઓ હીંમતનગર સરકારી નોકરીમાં છેલ્લા પાંચ ૭ વર્ષથી હતા. તેઓ તેમના ખાતાની પરીક્ષામાં ત્રણ વખત નાપાસ થવાથી તેમને ખાતામાંથી છુટા થવાની એક માસની નોટીસ પણ મલી ગઇ. જ્યારે અમોએ તે વાત જાણી ત્યારે મારી પત્નીએ ખુબ શ્રદ્ધાથી પૂ. જલારામબાપાની બાધા માની કે તેમની નોકરી તેજ ખાતામાં ચાલુ રહેશે તો અમો જ્યારે વીરપુર અમારા પુત્રને પગે લગાડવા આવીશું ત્યારે રૂ. ૧૧) સવાઅગીયારનો થાળ ધરીશું અને તેમ બાધા રાખ્યા પછી બેજ દીવસમાં અમારા ઉપર મારા સાઢુનો પત્ર આવ્યો કે તેઓ ખાતાની પરિક્ષામાં સારા નંબરે પાસ થએલા છે. અને તેમની નોકરી પણ ચાલુ જ રહી છે. આ અમારો બીજો પરચો છે.

૩. અમાર પુત્ર ગોપાલે તા. ૧-૨-૬૦ના રોજ અમારા મકાનની રસ્તા ઉપરની બારીમાંથી અઢોઢાનું સોનાનું પેન્ડલ આશરે અરધા તોલાનું સવારના દશ વાગ્યાના અરસામાં સરીયામ રસ્તા ઉપર નાખી દીધેલું. તેની અમોને ખબર પડતાં અમોએ અમારા મકાનમાં બધે ખુબ તપાસ કર્યા બાદ રસ્તાની બારીમાંથી રસ્તામાં તપાસ કરી પણ ન મલ્યું

પછી અમોએ પુ. જલારામ બાપાને શ્રીફળ તથા ઘીના દીવાની બાધા રાખી કે તરત જ રસ્તામાં ધુળમાં દબાઈ રહેલું તેજ ચેન્ડલ બારીમાંથી જોઇ શકાયું અને અમોને તે સહીસલામત મળ્યું છે. આ છે અમારો ત્રીજો પરચો.

આ રીતે અમોને પુજ્ય જલાબાપા વખતો વખત મદદ કરે છે અને અમારા આખા કુટુંબના બધા જ માણુસો પુજ્ય જલારામ બાપાને ખરી શ્રદ્ધાથી સંપુર્ણપણે માનીએ છીએ અને બાપા અમોને સહાય કરે છે. અને અમોને પૂર્ણ વિશ્વાસ છે કે, પુજ્ય બાપા અમોને ભવિષ્યમાં પણ વખતો વખત સહાય કરતા રહેશે જ એવી અમારા અંતરની ભાવના છે.

પુજ્ય જલારામ બાપાનો કયો વાર હોય છે. ગુરૂવાર કે શનીવાર અમો શ્રીફળ અને દીવાની બાધા રાખી છીએ તે પુજ્ય બાપાના ફોટા નજીક કયા દીવસે શ્રીફળ વધેરવું તે જરૂર જણાવવા કૃપા કરશો. અમો પુજ્ય બાપાના ફોટા પાસે દરરોજ સવાર સાંજ દીવો, અગરબત્તી કરીએ છીએ. કારણ કે અમો ત્યાંના અજાણ્યા છીએ તેથી આ પ્રમાણે પૂછાવવું પડયું છે. અને આપને તસ્દી આપવી પડે છે. એજ

લી.
અમો છીએ
ભાઇલાલભાઇ માણેકલાલ ઠાકર
ના જય જલારામ

અમારૂં સરનામું
ભાઇલાલભાઇ માણેકલાલ ઠાકર
બળીયા કાકા પાસે
બોરસદ
વાયાઃ આણંદ જીલ્લોઃ ખેડા

૧૨૧

# હું નિર્દોષ છુટયો છું.

C/o S. M Dattani
Box 505
તા. ૨૧-૩-૬૦
કંપાલા.

પરમ પૂજ્ય ભગત શ્રી ગીરધરરામ હરીરામની સેવામાં વીરપુર.

કંપાલાથી લી. પરમ પૂજ્ય જલારામબાપાની ચરણ પાદુકામા ચરણ-પસ કરનાર સેવક પરશોતમ ઓધવજીના પ્રણામ સ્વીકારશો.

નીચેની મારા ઉપર બનેલી વિગત હવે પછી બાપાની સાતમી આવૃતીમા જો પ્રગટ કરશો. તો મારા ઉપર ઉપકાર કરશો. મારા ઉપર એક કેસ થયેલ તેમા મને નવ માસની જેલની સજા થઇ હતી. મેં બાપા પાસે ધા નાખી કે બાપા હું નિર્દોષ છું, મને બચાવ તે બાદ મેં અપીલ કરી તેમાં હું નિર્દોષ છુટયો છું. મેં આ કાગળ સાથે શી. ૧૪૧) અંકે એકસો એકતાલીસ બાપાની પ્રસાદી તરીકે મોકલેલ છે. તે બાપાને ચરણે ધરી મારા વતી બાપાને પ્રાર્થના કરશો. કે હે બાપા હંમેશા જે મદદ કરો છો તે પ્રમાણે મારા ઉપર કૃપા દ્રષ્ટી રાખી છે. તે પ્રમાણે મારા તથા મારા બાળગોપાળને સહાય કરતા રહેશો. બાકી વધારે શું લખવું આ એ લખાણમાં કાંઇ સુધારો ઘટાડો કરવો પડે તે કરશો. અને સજકુર કાગળ જરૂર સાતમી આવૃતીમાં છાપશો તેવી અરજ છે. ઉપરની રકમ સુંદરજી માધવજી મારફતે આપને મોકલાવેલ છે. તો રસીદ મોકલશો.

લી. આપના ચરણરજના અભિલાસી
પુરૂશોતમ ઓધવજી દવેના
પ્રણામ સાથે જય જલારામ
દઃ શશીકાન્ત પુરૂશોતમ દવે.

---

## ૧૨૨
## મારો વહાલો બાપો આમ ભકતની લાજ જવા દે એવો નથી.

પો. બો. નં. ૧૨,
ફોર્ટહોલ.
૨૫-૩-૧૯૬૭

જોગ શ્રી ગામ વીરપુર,

પરમ પુજ્ય ભકતશિરોમણી બાપા શ્રી જલારામ બાપા,

પરમપૂજ્ય ગિરધરરામ બાપા, પુ સૌભાગ્યચંદભાઇ, શ્રી જયસુખરામબાપા, તથા બાપાની જગ્યાના સર્વ ભાવિક જનોને મારા વંદન.

લી. ફોર્ટહોલથી બાપાનો સેવક રમણ.

હું બાપાની કૃપાથી અહીં કુશળ છું. આપ સર્વ કુશળ હો એવી બાપાને પ્રાર્થના.

થોડાજ સમય પહેલા મને પુ. બાપાનો પરચો મળ્યો. જે નીચે મુજબ છે.

મારા પત્નીને ટીચર ટ્રેઈનીંગ કોલેજમાં દાખલ થવું હતું અમે નાઇરોબી કોલેજમાં અરજી કરી. પરંતુ પાછળથી વાત મળી કે પરણેલાને લેતા નથી. જ્યારે મોમ્બાસા ગયો ત્યારે પુ. બાપાએ પ્રેરણા કરી કે મોમ્બાસાની કોલેજમાં અરજી કરો. જો કે અરજીની તારીખ પુરી થઇ ગઇ હતી, પરંતુ બાપાની કૃપાથી ત્યાંના પ્રિન્સીપાલે અરજી સ્વીકારી. પછી મારા પત્ની અ. સૌ. નિર્મળાએ એન્ટ્રસ એકસામ આપી. સંજોગોવસાત બરાબર પેપર નહિ ગયું. અને આમ અમે પુ. બાપાને ભારે કસોટીમાં મુકયા બાપાને ચરણે ૫૦) પચાસ શિલીંગ ધરવાની માનતા કરી. બાપાના બે લાખ જાપ કરવાનો નિશ્ચય કર્યો બાપાનો સતપંચ વાંચવો શરૂ કર્યો.

પરિણામે બાપાની કૃપા થઇ. જ્યાં જરાયે આશા ન હતી, ત્યાં કાળા આકાશમાં આશારૂપી વીજળી થઈ.

નિર્મળાને મોમ્બાસાની કોલેજમાં જગ્યા મળી અને આજે અમે દંપતિ બાપાના ગુણગાન ગાઈ દિવસો આનંદમાં વીતાવીયે છીએ. જો જગ્યા ન મળી હોત તો અમારા મનના મનોરથ તુટી જાત પણ મારો વહાલો બાપો આમ ભકતની લાજ જવા દે એવો નથી. માનતાના પૈસા દર મહિને થોડા થોડા કરી મોકલી આપીશ. અમારા કુટુંબ વતી બાપાના ઢોલિયે પગે લાગશો.

ઉપરનો પરચો જેમ બન્યો છે તેજ પ્રમાણે લખી જણાવ્યો છે. આશા છે કે આ પરચાથી મારા જેવા આશાભર્યા માણસો વધારે શ્રદ્ધા ધરાવતા થાય. બાપા જરૂર બધાની આશા પુરી કરે છે. આ પરચો સુધારી વાર્ષિક પુસ્તકમાં છપાવશોજી.

લી. બાપાનો બાળક
રમણ નરોત્તમ

—o—

૧૨૩

## આ જલાબાપા લાકડી લઇ આવ્યા હતા.

KUMAR & Co.
P. O Box 1458
A 43 Lobengula Street.
BULAWAYO. S RHODESIA
29-3-1960

પૂજ્ય ભકત શ્રી ગીરધરરામ હરિરામ તથા અન્ય ભકતજન મંડળ મુ. વિરપુર.

લી. યાદ કર્તા અરૂણકુમાર કે. લક્ષ્મીદાસ તથા ઘરનાં ચિ. બાળકો વગેરેના જય જલારામ જય સિયારામ... ...

વિ. પૂજ્ય જલારામ બાપાની કૃપાએ અમો સૌ કુશળ છીએ.

બાદ લખવાનું કે આ સાથે પૌંડ ચૌદનાં પોષ્ટલ ઓર્ડર નીચે મુજબનાં બનાવો અંગે લીધેલી માનતાનાં મોકલી આપું છું. જે મળેથી

પ્રત્યુત્તર આપવા કૃપા કરશોજી અને હવે પછી છપાતી આવૃત્તિમાં બનેલા બનાવો ઉપર શ્રદ્ધાપૂર્વક લીધેલી જલારામબાપાની માનતાથી ક્ષેમકુશળ ઉગરી ગયાની હકીકત છાપવામાં આવે તો પણ વાંધો નથી."

ગયા ડિસેમ્બર માસમાં અમારી પત્નિને પ્રસુતિ વેળા ઓપરેશન દ્વારા પુત્રીનો જન્મ થયો હતો. પરંતુ તબિયતમાં કંઇ વાંધો પડવાથી બાળક બહાર આવતા મરણ પામ્યું હતું. ત્યાર પછી બાળકના માતાની તબિયત બરાબર ન રહેવાથી તેમજ ઓપરેશન કરતી વખતે જે ટાંકા મારવામાં આવ્યા હતા તે ઉપરાઉપરી ઉલટી થવાનાં કારણે તુટી ગયાં અને લોહીનો પ્રવાહ ચાલુ થઇ ગયો. તુરત ડૉક્ટરે આવી તુટેલા ટાંકા ફરી માર્યા પરંતુ તબિયત એથી વિશેષ ગંભીર બની અને આશા રહી નહિ એટલે તુરત હૉસ્પીટલમાંથી ઘેર આવી. તેજ રાત્રે તુરત જ બાપાનાં સ્થાનકે પગે લાગી સંભાળ્યા. અને ભજન ગાયું અને બારથી ત્રણનાં ગાળામાં કોઇ સફેદ લુગડાંવાળું વૃદ્ધ માણસ શરીર પર હાથ ફેરવી ચાલ્યા હોય છે. ખરેખર આવા પ્રભાવે ધીરેધીરે શરીર સુધારા પર આવતું ગયું અને હાલમાં હવે કશી અસર રહી નથી. આ છે પૂજ્ય જલારામ બાપાનો પ્રતાપ- એ માનતાનાં છ પૌંડ.

૨. તા. ૭-૩-૬૦ ને રોજ રાત્રે અમારી ચાર વર્ષની છોકરી સૂતી હતી. શરીરમાં કોઇ જાતની ખામી માલમ પડતી નહતી. અને રાત્રે લગભગ ૧-૩૦ વાગ્યે ધીમે ધીમે વધુ શ્વાસ લેવા માંડી. અને વધી જતાં તથા એકાએક શરીરમાં તાવ ચઢવાથી કાંસવા લાગી. અમો ઉઠીને જોઇએ તો શરીર એકદમ ગરમ અને તાવ વધુ જોસમાં જોત જોતામાં તો આંખનાં ડોળા પણ ફેરવવા લાગી અને શરીરમાં પણ ઉપરાઉપરી ખેંચ આવવા લાગી મેં ફીકું પડી ગયું, તુરત ડૉક્ટરને ફોન કર્યો. એકાદ બે સગાને બોલાવી હકીકતો જણાવી. ફોન કર્યા પછી અમો બાપાનાં ફોટા સામે ઉભા રહી સ્તુતિ કરી કે આ બાળક તમારૂં જ છે. એની રક્ષા કરજો. એની માતાએ જલારામ બાપા જલારામ બાપાનું પાંચ છ વાર બૂમ પાડી નામ લઇ સ્મરણ કર્યું.

ડૉક્ટરે આવી શરીર તપાસ્યું તો ૧૦૪ ડીગ્રી શરીરમાં તાવ હતો. તુરતજ ઇન્જેકશન આપ્યું અને આરામ કરવાનું કહ્યું. લગભગ સાડાત્રણ વાગ્યે ભાનમાં આવતાં કહ્યું કે બાપુજી બે માણસ ચાલ્યા. મેં કહ્યું કયાં છે ? જલાબાપા જેવા ચાલ્યા. મેં કહ્યું તું સુઇ જા. મેં એની આંખ ઉપર હાથ મૂકી સ્મરણ કર્યું વળી ચારનો સુમાર થયો ત્યારે કહે છે કે બાપુજી જય જગદીશની આરતી કરો. સ્નાન કરી આરતી કરી-પછી સાત વાગે ઉઠાડી મેં પૂછ્યું શું શું થયું હતું. અને તારી આંખે કોણ કોણ જોવામાં

આવ્યા હતા. ત્યારે એણે જલારામ બાપાનાં ફોટા તરફ જોઇ બતાવ્યું કે આ જલાબાપા લાકડી લઇ આવ્યા હતા. બાપાની કૃપાએ છોકરી હાલમાં ક્ષેમકુશળ છે. એ માનતાનાં બે પૌંડ- અને નિયમ પ્રમાણે બે માસનાં મોકલવાનાં હતા તેનાં ૭ પૌંડ મળી કુલ્લે ૧૪ પૌંડ મોકલ્યા છે. એજ પ્રત્યુતર લખશોજી.

લી. સેવક કુમાર તથા ચિ. બાળકોનાં
જય જલારામ. જયસિયારામ.

---

૧૨૪

## છેવટ બાપાને સ્વપ્નામાં આવીને કહેવું પડ્યું કે, "દીકરી ફીકર કરીશમાં- મારો ઠાકર સારા વાના કરી આપશે."

શ્રી ૫।

Kantilal Ranchhod Popat
Box N. 12 Mumias MARACH
B E. A. Kenya.
શ્રી મરાચ, તા. ૨૯-૩-૧૯૬૦

રા. રા. ભકત શ્રી ગીરધરરામ હરીરામની પવિત્ર સેવામાં,
જોગશ્રી વીરપુર. ઇન્ડીયા

મરાચથી લી. કાન્તીલાલ રણછોડ પોપટના જય જલારામ વાંચશો. જત લખવાનું કે આ કાગળ સાથે ડ્રાફ ૧, શ્રી બેંક ઓફ બરોડા લી.નો રાજકોટનો નં. EA KI 59, 000351 નંબરનો રૂપીયા ૯૦૧ અંકે નવસો એકનો બીડ્યો છે. તે સંભારી બાપાની ગાદીએ ધરાવી દેશો આ રૂપિયાથી આપ બાપાની જગ્યા ઉપર સુધારોવધારો અગર કોઇપણ કામ બાપાની જગ્યા ઉપર અગર તો બાપાના લાડકવાયા ગરીબોને ખવરાવવું તે કરી શકો છો. આ રૂપિયાના શી. ૧૩૫૧/૫૦ સેન્ટ થાય તેની વિગત આજે કાગળમાં હું તમોને આપું છું અને ૧૯૩૪ માં આવી પડેલી ભયંકર બીમારી તે વીશે.

## (મારી ૧૯૩૪ થી બીમારીની વિગત)

૧૯૩૪ના વરસમાં મારા પીતાશ્રી, માતુશ્રી, ભાઇ અમો ઘરમાં ૪ જણાં હતાં અમારી સ્થીતી જોઇએ તેવી સારી ન હતી તેમાં એક દિવસ સવારના વહેલા લગભગ ૪ વાગ્યે રાત્રીના હું મારા મોટાભાઇ સાથે જંગલમાં મકેકા ખરીદ કરવા ગએલ ત્યાંથી લગભગ દિવસના ૧૧ થી ૧૨ વાગે અમો ઘેર આવા હું આવીને સીધો ખાટલે સુતો અને બીમારી લાગુ પડી આ વસ્તુ જોઇને મારા પીતાશ્રી તથા ભાઇ, માતુશ્રી વીગેરે હતાશ પામી ગયા બીમારીમાં બીજું કાંઈ નહીં પણ ચક્કરી અને બેશુદ્ધ તાપે કે માણુન ખવાશ થઈ ગયું. આવી આ બીમારી ન જોતી પાણી યા અગ્ની યા કોઈપણ જગ્યા

આ પછી મને બીજે દિવસે આરામ થયો હવે પછી આ બીમારીએ એક વરનતી અંદર એક દિવસ મુકરર કર્યો તે કે દિવાળીને દિવસે જ અને જ્યારે શારદા પુજન ચાલુ થાય ત્યારે મને ગમે તે જગોથી નીચે પછાડે અને બેશુદ્ધ કરી દયે આ પછી મારા પીતાશ્રીએ જે કરવાનુ હતું તે મુકરે ઉપાય કરાવી જોયા પણ કોના બાપાની તાકાત છે કે મને મેલે તે પછી ૧૯૪૩ મા મારા પીતાશ્રી સ્વર્ગ પામ્યા એ પછી મારા મોટાભાઇ તથા હું અને મારી માતુશ્રીએ વિચાર કર્યો કે દેશમાં જઇએ અને પેલા બીમારીનુ કંઇ કરીએ કારણ આ મોટો કટાળો હતા આ દરમીયાનમાં મારા મોટા ભાઇએ પણ હજુ લગન કર્યા ન હતા આમ પછી તો એક બાજુ બીમારી બીજુ નાણાની પણ ખેચતાણ ત્રીજુ મોટાભાઇના લગન પણ કરવાના હતા આ પછી ૧૯૪૫ મા મારા મોટાભાઇના લગન થયા પછી તો મારો સબંધ ૧૯૪૬ માં થયો પછી તો લગનનો મુકરર ટાઈમ પણ થયો હું મારા ભાઇ તથા માતુશ્રીને ના પાળતા હતા કે મારે લગન નથી કરવા લગન ન કરવાનુ કારણ કે ફેરા ફરતા હોય ને મને નીચો પછાડશે તો હું શું કરીશ મંડપમા મારી શુ હાલત થશે પણ ભગવાન ભરોસે લગન સારી રીતે પતી ગ્યા હવે લગન પછી મારી બીમારીએ સ્વરૂપ ધારણ કર્યું ૧૨ મહીનાને બદલે ૬ માસ આવા ૬ ને બદલે ૫ થી ૪ થી ૩ થી ૨ થી ૧ પછી તો અઠવાળીયે અઠવાળીયે મને સખ્ત બીમારી લાગુ પડી. પછી તો મારા મોટાભાઇએ દવા કરાવવામા બીલકુલ પાછુ જોયુ નહી દોરા ધાગાઓ માતાજીઓ તેમા છેવટ ૧૯૫૨ માં પારાયણ બેસાડું આઠ દાળા સુધી શ્રીમદ ભાગવત વચાવ્યું પણ લાચાર આ પછી તો મારા કર્તા પણ મારી પત્નીને લાગ્યા હતું તે પણ મારી જોડે અપાર ભાગીદારી બની પણ પત્ની હોય બાઇ હોય કે બા અનર માં પણ કરે શું હેવી ઈશ્વર ઇચ્છા અને પછી તો બાપા યાદ આવા મે બાપાની માનતા કરી કે હે બાપા મને આ બીમારીમાંથી છોડશો ત્યારે તમારી જગ્યાએ રૂા. ૫૦૦

મોકલીશ. એ પછી તો મારા કર્તા મારી સૌભાગ્ય પત્નીએ બાપા ઉપર શ્રદ્ધા રાખી અને છેવટે બાપાને સપનામાં આવીને કેધુ પેડુ કે દિકરી ફીકર કરીશમાં મારો ઠાકર સારાવાનાં કરી આપશે પછી દર પુનમનાં બાપા આવી સ્પનામાં ભલામણ કર્તા અને કહેતાં કે દિકરી તું ગભરામાં એક દિવસ બધુ સારૂ થઇ જશે પછી તો બાપાએ મને બે દિકરા ૩ દિકરયું આપ્યુ બાપાની આર્તીઉ ઘરમા ઉતરવા લાગીઉ પછી તો શ્રદ્ધા શ્રદ્ધા તે શ્રદ્ધા જપો નામ જલીઆણુનુ કરે પાપનો નાશ કર જોડી મોહન કહે રાખો દ્રઢ વિશ્વાસ બસ પછી તો ભગવાન પોતે કહે છે કે જે હુ નથી આપી શકતો તે મારા ભક્તો આપે છે બશ પછી છેવટ ૧૯૫૯ માં નવરાત્રીનાં દિવશોમાં એવો તો મને પછાડો કે માથા ઉપર ર ટાંકા લેવા પેડા અને ડોક્ટર પાશે જતું પેડુ પણ ૫ દિવશમાં તો આરામ અને ડોક્ટર કહે કે કાંન્તીભાઈ તમારી બીમારીની દવા હવે બાપાએ મને આપી છે આ ગોળીઓ ખાતા જશો તમારે ૩ થી ૪ વરસ ગોળી લેવી પછી તો આરામ આરામ અને આરામ મનમાં થયુ ડોક્ટર સાબ તમારી પાસે તો એક નહી પણ એક હજાર વાર હું આ બીમારી વાસ્તે આવેલ પણ બાપાની જ્યારે મેરબાની થાય ત્યારે ને હવે મને બાપાની મહેરબાનીથી સારૂ થઇ ગ્યુ છે તકકલીફ કોઈ જાતની નથી.

શી. ૫૦૦ મારી એટલે કાન્તીલાલની બીમારીનાં જેની વિગત આમાં
 આપી છે તે

શી. ૨૫-૨૫ હીમતલાલ વ્રજલાલ આની રસીદ જુદી મોકલશો
 ૮૨૧-૨૫ હુ દુકાનમાંથી ડેઇલી શી. ૧ બાપાનું જુદુ રાખું છુ તેનાં
 ભેગા થયેલ

---

૧૩૫૧-૫૦

હવે મને સારૂ છે જો ઠાકોરની ઈચ્છા હશે તો અમો જરૂર એક વાર ત્યાં વિરપુર બાપાની જગ્યાએ દર્શન કરી જશુ બીજુ આ બીમારી વિશે તમોને યાદ હશે મે તમને જણાવેલ હતું કે આ બીમારીથી હુ ખણુ જ લાચાર થઇ ગ્યો છુ તમોએ લખેલ કે પ્રભુ ઉપર વિશ્વાસ રાખો સારૂ થઇ જશે. હવે શું લખું ૨૫ વરસનુ કેટલું યાદ રહે છતાં જે યાદ આવતું ગયું તે લખું છે બીજું કે આ મારી બીમારીની વિગતનું જો આપનો વિચાર હોય તો છઠી આવર્તીમા લખશો શુધારો કરીને મારો આ કાગળ જરૂર નીરાંન્તથી વાંચશો લખવામાં ક્યાંઇ ફેરફાર હોય તો સુધારીને વાંચશો. બાકી ત્યાંનાં નવીન જરૂર લખશો સદાવ્રત ચાલુ હશે અને ડેઈલી લગભગ કેટલા માણસ જગ્યામાં જમે છે તો જરૂર લખશો બાપાના ઢોલયે જઇ મારા પગે લાગણુ કહેશો. બીજુ મને થોડુક યાદ છે કે ૪ થી કા તો ૫ મી આવર્તીમાં તમોએ લખેલ છે કે જે બધાય રૂપ્યા મોકલે

છે તે એમજ લખે છે કે બાપાની ગાદીએ ધરાવી દેસો અને અન્નદાનમાં વાપરશો અન્નદાન શીવાઇ પણ નાણાની જરૂર પડે બાપાની જગ્યામાં સુધારા વધારાની તો હું તમને જણાવું છુ કે આ રૂ. ૯૦૧- તમો કોઇપણ બાપાની જગ્યોએ વાપરી શકો છો આ શીવાઈ થોડા ટાઇમમાં બીજો ફ્રુટ મોકલીશ જેની વીગત ફ્રુટની સાથે જણાવીશ બીજુ કે બાપાની યાદગીરી વાસ્તે જરૂર કાંઇક મને મોકલાવશો. અગર પરશાદી બાકી અત્રે અમો સર્વ ખુશી મજામાં છીએ ત્યાં સર્વને અમારા પગે લાગણ કહેશો. ત્યાંના નવીનો જરૂર લખતા રહેશો. આ દાસોને ભુલશો નહી. બસ એજ

લી. છોરૂ કાન્તીલાલ રણછોડના
જય જલારામ વાંચશો
દઃ પોતાનાં

—o—

૧૨૫

## આ એક મારા જીવનમાં બનેલી અપૂર્વ દૈવીઘટના મેં જોઇ

ખંડેરરોડ,
બીલીમોરા (જી. સુરત)
શ્રી રામ તા. ૧૨-૫-૬૦

પૂજ્ય ગિરધરરામ બાપાના ચરણોમાં સાક્ષાત દંડવત નમ્ર પ્રણામ...

બિલિમોરાથી આપ સંતને વારંવાર નમસ્કાર પાઠવનાર ભાઈ રમેશ પ્રત્યક્ષ અને તાદશ પણે અનુભવેલા એક બે બાપાના પરચા આપના પૂજ્ય પાદ ચરણોમાં ધરી વિરમું છું.

આ એક અનુભવ મને મારી કોલેજની સ્કોલરશીપની બાબતમાં થયો.

કોલેજની પ્રથમ પરીક્ષામાં સફળતા મને પૂજ્ય જલાબાપાના પ્રતાપે મળી. અને સાથે કોલેજ તરફથી ૩ણુ ફીસ રૂ. મારા માટે મંજુર થયાં. હવે બીજી વખત એવું બન્યું કે જે વિદ્યાર્થી બીજી પરીક્ષામાં સારા માર્ક સફળ થાય તેને જ રૂ. ૩૦ પાછા મળે.

બીજી પરીક્ષા વખતે મેં તદ્દન ઓછું વાંચેલું. હા, પરીક્ષામાં સફળતા તો મળે પણ સારા માર્ક કેમ મળે? આ પ્રશ્ન ઉપસ્થિત થયો છતાં મારા હૃદયમાંની શ્રદ્ધા એક પર્વતની પેઠે અચલ અને અડગ હતી. મેં અંતઃકરણ પૂર્વક માનતા કરી અને સાથે રૂા. પાંચનો મ. ઓ. પણ કર્યો ત્યાં તો આ શું ?

હું એક તરફ મ. ઓ. ચૂકવી ઘરે આવ્યો ત્યાંજ મારા સ્નેહી મિત્રે મને પત્ર પાઠવીને જણાવ્યું કે Scholarship રૂા. ૩૦) કોલેજ તરફથી મંજુર થઇ છે. અને તે લેવા તને બોલાવે છે. હજી તો પરીક્ષા લેવાય નથી. રીઝલ્ટ આવ્યું નહોતું ત્યાંજ મારી Scholarship મંજુર થઈ. આ એક બાપાનો તાદૃશ પરચો જ મેં અનુભવ્યો, અરે! નજરો નજર પ્રત્યક્ષ જોયો.

બીજી વખત પરીક્ષા લેવાઇ અને તેમાં હું ઘણાં સારા માર્ક મેળવી પાસ થયો.

આ એક મારા જીવનમાં બનેલી અપૂર્વ-ભૂતપૂર્વ દૈવી ઘટના મેં જોઇ મને બાપાના ચરણોમાં વારંવાર નમસ્કાર કરવાનું મન થાય છે.

હું ફરી ફરીને પ્રભુને પ્રાર્થના કરૂં છું કે "હે પ્રભુ તું મારા હૃદયમાં ઠરી ગયેલી અચળ અને અડગ મેરૂ પર્વત સમી શ્રદ્ધાને કદીયે ચલિત કરીશમા"

જલાબાપામાં મારી શ્રદ્ધા હજીયે છે તેના કરતાં વિશેષ મજબૂત-બને એવી નમ્ર અભ્યર્થના સાથે વિરમું છું.

બસ એજ.
લિ. રમેશભાઇ શાંતિલાલ ગાંધીના
જય જલારામ-જય સિયારામ
જય ગિરિધર બાપાકી જૈ

---

# વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા



સોરઠ જિલ્લાના માજી કલેકટર
શ્રી જયંતિલાલભાઇ જોબનપુત્રા લખે છે કે:

**...આવી વિકટ યાત્રા ન કરી શકે તેવાઓને પણ પુસ્તક વાંચતી વખતે જાણે પોતે પણ તે અનુભવ કરી રહેલ હોય...**

કૈલાસ-માનસરોવરની પરમ પુનિત યાત્રા માટેની માહિતી આ પુસ્તકમાં ઘણીજ તત્વસ્પર્શી અને વિગતપૂર્ણ હોઇ ઉતરાખંડની હરકોઇ સ્થળની યાત્રા માટે પણ ઘણી ઉપયોગી અને રસપ્રદ નિવડે તેવી છે. યાત્રાની શરૂઆતથી છેવટ સુધીની નાનામાં નાની જરૂરીયાતોની, ખુબ કાળજીપૂર્વક નોંધ લેવામાં આવેલ છે જે અનેક યાત્રીઓને આશીર્વાદ રૂપ થઇ પડશે

આખું પુસ્તક ઇષ્ટમાં તથા ગુરૂદેવમાં નિષ્ઠાથી તરબોળ છે, અને તેવી શ્રદ્ધા ભક્તિથી જ આવી ઉત્તરાખંડની વિકટ યાત્રાઓ આ પુસ્તકના લેખક તથા તેમના સાથીદારો સફળતા અને આનંદપૂર્વક કરવા ભાગ્યશાળી થયા છે દરેક પ્રકરણ આવા ઉદાત્ત ભાવોથી છલકતું હોઇ, વાચક વર્ગને શ્રદ્ધાની ભૂમિકામાં સ્થિત કરી દે છે. ભાષા સરળ, સહજ, રસુજી અને ઘરગથ્થુ હોઇ, આબાલ વૃદ્ધ સૌને ખૂબજ રૂચિકર થઈ પડે તેવી છે.

યાત્રા પંથમાં જે જે મહત્વનાં સ્થળો આવેલાં છે તે દરેકની વિગત રસપ્રદ રીતે ઝીણવટથી રજુ કરવામાં આવી છે તેમજ યાત્રા અંગે નાનામાં નાની સહાય જેઓના તરફથી મળેલ હોય તેનો ઉલ્લેખ કરવાનું લેખક ચુકેલ નથી તે તેની ગુણગ્રાહી લેખન શૈલી સુચવે છે.

આવી વિકટ યાત્રા ન કરી શકે તેવાઓને પણ પુસ્તક વાંચતી વખતે જાણે પોતે પણ તે અનુભવ કરી રહેલ હોય તેનો કાંઇક સંતોષ મળે તેમ છે.

ચાલુ યાત્રાએ આવી દૈનિક વિગતવાર નોંધ કરવી તથા યાત્રા પુરી થયા પછી બહુજ ટુંકા સમયમાં પુસ્તક આકારે જનતા સમક્ષ રજુ કરવી, તેમાં લેખકનો ઉત્સાહ તથા શરીર અને મનની તાજગી, કાર્યદક્ષતા અને તન્મયતાનો સુંદર ખ્યાલ આવે છે ।

આવી યાત્રા, પુર્વના શુભકર્મના પરિપાક વિના વિચારાતી નથી કે પાર પડતી નથી આવી યાત્રા કરવાના સાત્વિક નિર્ણય પછી તો ઇશ્વરી શકિત અનેક રીતે મદદરૂપ થાય છે સંત પુરૂષોના આશીર્વચનો ઉમંગને ખુબજ ટકાવી સફળતાની ટોચે લઇ જાય છે બીજાઓની સહાય પણ અનાયાસે સ્થળેથી આવી મળે છે જેમ આ યાત્રામાં શ્રી રામદાસજી બાવા, દતાત્રેયાનંદજી, શ્રી શાન્તિભાઇ, ભક્તિ બહેન, ખંપાજી વગેરેની અને "શાન્તાકુલ પવનશ્ચ, શિવશ્ચ પંથા" થઈ જાય છે

આવી યાત્રાથી જીવનને ધન્યતા અનુભવ્યાનો આનંદ ઉછળી આવે છે તે આ પુસ્તકમા ઠીક ઠીક દેખાઇ આવે છે ઇશ્વરની સૃષ્ટિના અપાર સૌંદર્યની ઝાંખી થાય છે જેને વાણી કેમ વર્ણવી શકે ? તેનો આનંદ એટલે તો મુગ્ધ સ્થિતિ

આવી વિકટ યાત્રામાં અમુક સ્થળોએ જીવન ડોલા ખાતુ હોય તેવી અને ગભરાટ પેદા કરે તેવા વાતાવરણની ભયપુર્ણ ક્ષણોમા, પોતાના ઇષ્ટની કાકલુદી ભરી પ્રાર્થના તથા સદ્દગુરૂ સંતના અભય વચનોમાં વિશ્વાસ અને સ્મરણ એજ આશા ટકાવીને ક્યારેક તો "મારે એક ડગલુ બસ થાય" તેવી શ્રદ્ધામા તરબોળ કરી દે અને હે દિવ્ય પ્રકાશ ! મારો યાત્રા પથ આપજ અજવાળો જાઓ તેવો ધ્વની પ્રગટ કરાવે" પોતાના ઇષ્ટદેવ જાણે હાજરા હજુર થઈ રક્ષણ કરતા રહે છે તેવુ કાઇક ભાન કરાવે અને તેવુ આછુ દિગ્દર્શન વાચક વૃંદને આ પુસ્તકના વાચનમા કોઇ કોઇ સ્થળે થાય તેવુ છે

આવી ક્ષણો જીવાત્માને વિશુદ્ધ કરી પોતાના શુદ્ધ સ્વરૂપ તરફ ખેંચી જાય છે "કૈલાસ માનસરોવર યાત્રા" મા આવા અપાર નૈસર્ગિક સૌંદર્ય ચર્મચક્ષુ ગ્રહણ ન કરી શકે તે સમયે આછુ કાઇક ગુંજન થાય કે.

"દિવ્ય તેજે કરો, દેખતા નેન આ,
સ્પષ્ટતાથી દશે દિશ ભાળુ',
પંથ મારા પ્રકાશિત સહુ થાય એ,
માગુ' હુ દીનબંધુ દયાળુ

આવી યાત્રાઓ તો જીવનમાં સદભાગ્યશાળીઓને પણ ક્યારેક થાય છે, પરંતુ તેનો આહલાદ કાયમી મળતો રહે તે માટે દષ્ટિગોચર થયેલાં, અવર્ણનિય દ્રશ્યો, પરમાત્માની અકથ્ય વિભૂતિઓનું આકલન અવારનવાર માનસ દષ્ટિ સમીપ કરતા રહેવાથી અવશ્ય મલ્યા કરે અને તેમાંથી પરમાત્મ-દૈવત પ્રગટ કરવાનું છે, કે જેના પરિણામે જીવની અલ્પજ્ઞતા, ઈશ્વરની સર્વજ્ઞતાનું ભાન થતાં, રાગ, દ્વેષાદિ દોષોને સ્થાન રહે નહીં. "રાગ દ્વેષ ઇર્ષા મદ મમતા, સ્વપ્ને ઇતે ન ધ્યાવે, કરે નિરંતર ધ્યાન આપકા, પ્રેમસે ગુણ ગણ ગાવે" તેવી સ્થિતિ પ્રાપ્ત થતાં, યાત્રાની અને જીવનની ધન્યતા અનુભવાય.

આવી ધન્યતા પ્રાપ્ત કરવા વાચક-વૃંદોમાં જીજ્ઞાસા જાગૃત થાય તેવી સર્વેશ્વર પ્રત્યે પ્રાર્થના. આવી સ્થિતિ તો વિરલ સંતો પામી ગયા છે.

"અગમ અગોચર નયન ગોચર વિણ,
અંતરનો નહિં ટળે તંતરે"

સંત કોઇ સાધી ગયા રે-"
તેવી ઘડી, તે જીવનની ધન્યતા......હરિ ૐ"

---

## વાંચો : કૈલાસ માનસરોવર યાત્રા



રાજકોટ લૉ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી સંઘવી સાહેબ લખે છે કે :

**કૉલેજ જીવન પછી લગભગ એક બેઠકે સમગ્ર પુસ્તકનું વાંચન પુરું કરવાનો. આ પુસ્તક સિવાય અન્ય કોઇ પ્રસંગ બન્યો હોય તેવું યાદ નથી—એવું સરસ આ પુસ્તક......**


**Harsukhbhai S. Sanghevi**
M.A LL.B.
Principal,
A. M. P. Law College.

phones : O. 688
R. 543
Jagnath Plot
P. B. No 231
Rajkot (India)


તા. ૧૮-૩-૬૩

પરમ સ્નેહીશ્રી સૌભાગ્યચંદભાઇ,

આપનું કૈલાસ માનસરોવર યાત્રાનું પુસ્તક હમણાંજ પુરૂં કર્યું. કૉલેજ જીવન પછી લગભગ એક બેઠકે સમગ્ર પુસ્તકનું વાંચન પુરૂં કરવાનો આ પુસ્તક સિવાય, અન્ય કોઇ પ્રસંગ બન્યો હોય તેવું યાદ નથી. કૈલાસ માનસરોવર, ગંગોત્રી, જમનોત્રી, ઇત્યાદી જગ્યાઓના સ્મરણો રોમાંચક છે. પર્વતાધિરાજ હિમાલયની આસપાસ આ બધાં યાત્રાના સ્થાનોનો મહિમા વીંટળાએલો છે એટલે પુસ્તક વાંચવાની તથા આ સ્થાનો સંબંધી વિશેષ જાણવાની પણ ઉત્કંઠા હતી. આ ઉત્કંઠા, આ પુસ્તક દ્વારા સરસ રીતે સંતોષાણી એમ મારે અવશ્ય લખવું જોઇએ.

આપની સિદ્ધ હસ્ત લેખન શૈલીનો આ પુસ્તકમાં સુંદર પરિચય થયો. સંપૂર્ણ વિગતો, ચીવટપૂર્વકનું વર્ણન, સરળ રીતે વહેતી લોકભોગ્ય ભાષા

## વાંચો : કૈલાસ–માનસરોવર યાત્રા

ૐ

જય શ્રી જલારામ



લંડનથી શ્રી દોલતરાયભાઇ લખે છે કે.

૧. કૈલાસ–માનસરોવર યાત્રાનું પુસ્તક જેમ જેમ વાંચતા જઇએ તેમ તેમ વધુ રસ આવતો જાય છે.

૨. તળપદી ભાષા વાંચનારને કંટાળો લાવે એમ નથી....


Dolatray R.
17 Meynell Cresent
London E-9
England


તા. ૨૫-૩-૬૩

રા. રા. શ્રી શ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ તથા શ્રી કનકરાય ભાઇ તથા આપના ઘરના અન્ય કુટુંબીજનો મું. રાજકોટ લી. લંડનથી આપને યાદ કરનાર દોલતરાયના પ્રણામ, જય જલારામ.

વિ. આપનો પત્ર તા. ૧૭-૨-૬૩ નો મળ્યો વાંચી અતી આનંદ મળ્યા જેટલો લાભ.

આપે મારા લખ્યા મુજબના નંગ ૫૪ પુસ્તકો મોકલ્યા ને તે તેર પારસલો રવાના કર્યા તે બદલ આભાર તેમજ ટોટલ પોસ્ટેજ પેકીંગ સાથે મોકલ્યો તેથી વાકેફ!

આપનું માનસરોવરનું પુસ્તક (યાત્રાનુ પુસ્તક) પ્રથમ જ વાંચ્યુ વાંચતા એમ ન લાગે હું કોઇ સાક્ષરનું પુસ્તક વાંચુ છુ કે કોઇ અસાધારણ લેખકની નોવેલ વાંચુ છુ તેમજ એમ પણ નથી લાગતુ કે ધાર્મિક પોથુ લઇને ધર્મપ્રવૃત્ત છું આપની લેખન શૈલી એટલી સરળ – સચોટ

અને સુંદર છે કે સાધારણ બે ચોપડી શું પણ માત્ર લખી વાંચી શકે એવો અગર ડીગ્રી મેળવેલને, આપના પુસ્તકનું વાંચન બીલકુલ ન કંટાળો આપે, ન થાક લાગે, ન કોઇ બેચેની થઈ. બીજા વીચારો પુસ્તક વાંચતા વાંચતા મગજમાં પેસે. આપની લખવાની કળા અને સાદી ભાષા વાચનારને નીમંળ અને સચોટ લાગે એમ છે. જેમ જેમ વાંચતા જઇએ તેમ તેમ વધુ રસ આવતો જાય છે અને ધગધગતા તાપમા શરિરને ઠંડક આપવા ઠંડા નદીના જળમાં સ્નાન કરી બહાર નીકળી ફરી પાછા તાપને લઇ ફરી ઠંડા પાણીના વહેણમાં ડુબકી મારી દઇએ ને શીતળતા થાય એજ રીતની આપની લેખન શૈલી છે. કે જેમ જેમ પુસ્તક વાંચીએ તેમ તેમ ફરી પાછુ એમજ થયા કરે કે હવે પછી શું વાર્તાલાપ આવશે હવે પછી શું થશે એ રીતની આપની તડપતી ભાષા વાંચનારને કંટાળો લાવે એમ નથી. એ લખવી સહેલી નથી એતો જેને પ્રભુનુ વરદાન હોય તેજ લખી શકે. આ ઉપલી બાબત જે કંઇ મારી જ્ઞાન અને બુદ્ધી અનુસાર લખ્યુ ને બાપાની કૃપાથી જ લખ્યું છે. એની અખુટ દયા નીચે સુખચેનથી દિવસ પસાર કરૂ છું.

લી. દોલતરાય રણછોડજી પ્રજાપતીના
પ્રણામ વાંચશો
જય જલારામ

---

## વાચો : કૈલાસ-માનસરોવર યાત્રા



પ્રીટોરીઆ (દક્ષિણ આફ્રિકા) થી બહેનશ્રી કાંતાબેન પારેખ લખે છે કે :

"કૈલાસ યાત્રા"ની બુક વાંચતાં વાંચતાં મારાથી એમજ બોલાય ગયું કે— આટલી ઠંડી એટલે જ પગને માથું દુઃખે છે મને ખબર ન રહીકે હું બુક વાંચું છું.

તા. ૫ બુધવાર

ભાઈશ્રી જત લખવાનું કે મે એક માસ પહેલા આપને એક કાગળ રજીસ્ટર કરેલ છે તેમાં ૮૮ાા પૌંડનો ડરાફ છે તો તે તમોને મલ્યો કે નહિ. જો મલી ગયો હોય તો પોંચ લખશો કારણ કે મને ચીંતા થાય છે કે ડ્રાફ પહોંચ્યો કે ક્યાંક ગુમ થઈ ગયો તો પછી અહિં તપાસ કરીએ બીજું મે કૈલાસ માનસરોવર બુક પુરી કરી છે હવે અમારા મંડળમાં વાંચવી શરૂ કરશું મને બધા કરતા આ બુક બહુ ગમી કેટલી અઘરી યાત્રા તથા કેટલી શ્રદ્ધા જ્યારે હું બુક વાંચતી હતી ત્યારે અગીયારસનો અપવાસ હતો ને જરાક શરીરમા કસર પણ હતી તોય બુક વાંચતી હતી તેમાં જેન્તીભાઈના અપવાસ તથા તમે ઘોડે બેસવાનું કહ્યું ને ત્યાંનું વર્ણન વાંચીને ખરેખર મને ખ્યાલ ન રહ્યો કે મને ઠીક નથી મારાથી એમજ બોલાય ગયું કે આટલી ઠંડી એટલે જ પગને માથુને દુ.ખે છે મને ખબર ન રહિ કે હું બુક વાંચું છું ને આ બધુ બુકમાં છે, ત્યારે તો મને એમજ લાગ્યું કે હું પોતે જાત્રા કરૂં છું ને એટલે ભુખ તથા તબીયત બગડી છે પછી એકલાં એકલાં વીચાર આવે છે કે માનવીનું મન કેવું છે. તેમાં જે તમે માની યાદ વીસે લખ્યું ત્યારે ખરેખર આંખમાં પાણી આવી ગયા કે ભલે ગમે તેવડા થઇએ પણ મા તે મા છે, બીજું ગુજરાતના નાથ રાજાધીરાજ તથા પાટણની પ્રભુતા તે ત્રણેય ચોપડી વાંચી છે તેમાં

મીનળદેવી સીધરાજ સાટુ કેટલું કરે છે તે બધું તમારૂં માતું લખાણ વાંચીને યાદ આવે છે તેમાં કાકને મંજરીનું પણ સરસ સંવાદ આવે છે તે એજ બીજું હમણાં અહિં ક્રીસમીસના મહીના એટલે આખા વરસનો વેપાર આ ડીસેમ્બરમાં હોય એટલે દુકાને પણ મદદ કરવા જવું પડે એટલે ટાઇમ ઓછો મલે તો પણ રાતના બુક વાંચીને પુરી કરી બીજું તો મને ગંગોત્રી જતનોત્રીની બુક તથા કૈલાસના પંથે તે બુક પણ જોઇએ છે તો તમે મને પોસ્ટ કરી દેશો ને કેટલા પૈસા થાય તે લખસો એટલે મોકલી દઉં. બીજું બુક વાંચીને ખંપાછનું સાંભળીને ઘોડીકવાર તો એમ થયું કે કેમ કોઇ આપણું સજન હોય તેમ જરાવાર જીવ બાપો પણ બધાને એ પંથે જાવું છે, બાકી તો તમે હીંમત કરીને આ કૈલાસ જાત્રા કરી તે પ્રભુની મરજી સીવાય થાયજ નહિ મને તો એમ ચોકસ લાગે છે પછી તો તમોને વધુ ખબર પડે બાકી કઠીન તો ખરીજને ખરીજ હાલ એજ ત્યાંના નાના મોટાને યાદ તથા વંદન કાગળનો જવાબ તુરત લખશો હાલ એજ.

લી. બેન કાંતા પારેખ
ના જય જલારામ.

---

## વાંચો : કૈલાસ–માનસરોવર યાત્રા



વીરમતિ બહેન ત્રિવેદી

અમદાવાદથી શ્રી વીરમતિ બહેન ત્રિવેદી લખે છે કે :

૧ આપના પુસ્તકો સાથે રાખી પ્રવાસ કરનારને મારી માન્યતા પ્રમાણે આ ભુમિમાં જરાપણ તકલીફ પડે નહિ એટલી બધી વિગતો તેમાં વર્ણનાત્મક રીતે આપેલી છે.

૨. પૂ. જલાબાપાની શું વાત કરવી ! ઊંડી શ્રદ્ધા ધરાવનારને બાપા ઊની આંચ આવવા દેતા નથી. નહિતર મારી મોટરનુ તો 'ભજીયુ' બની ગયું હતુ. છતાં....

અમદાવાદ
તા. ૩૦–૩–૬૩

પૂ. સુ શ્રી સૌભાગ્યચંદભાઇ.

આપનો પત્ર તેમજ ચિ. વિનોદચંદ્ર મારફત મોકલેલ "અમર યાત્રા" નું પુસ્તક મળ્યું છે તે બદલ આભાર માનું છું. ફોટો આપને મળી ગયે તે જાણ્યું, ભાઇને બહેનનો ફોટો ગમે તેવો હોય તો પણ ગમે. આપે વર્ષોથી મારામાં જે ભગિની ભાવ ધારણ કર્યો છે, તેથી આવો પક્ષપાત આપને રહે તે સ્વભાવિક છે. બાકી તો સ્થુલ દેહની બધી લીલા છે.

જે દિવસે અમર યાત્રાનું પુસ્તક આવ્યું તે દિવસે હું બહારગામ હતી એટલે પાડોશીને આપી ગયા હતા બીજા દિવસે બપોરના આવી નહાઇ ધોઈ પૂજાપાઠ કરી વાંચવાનું શરૂ કરી દીધું છે આ પત્ર લખું છું ત્યારે આપ શ્રી કૈલાસની પ્રદક્ષિણા કરી દારચેન પાછા આવી ગયા છો તેથી લખવાની થોડી ઉતાવળ કરવી પડી છે કારણ કે ચોપડીઓનું છાપ કામ ચાલુ છે અને તેમાં મારું મંતવ્ય આપને મુકવું છે એટલે આપને જલ્દી જવાબ લખું છું.

હિમાલય વિષે લગભગ આપે પાંચ પુસ્તકો બહાર પાડયા એટલે હિમાલયની ચારે દિશા ચાર ખુણાઓ સર્વનું વર્ણન આવી ગયું અત્યાર સુધી હિમાલયની ઘણી પુસ્તિકાઓ વાંચી ચુકયા હોઇશું પણ આટલી વર્ણનાત્મક પુસ્તિકાઓ મને વાંચવા મળી નથી. મારી ખુબજ નાની ઉંમર હતી એટલે લગભગ નવ વર્ષની ત્યારે સ્વામી શ્રી હંસદેવનું "કૈલાસ-માનસરોવર દર્શન" નામનું પુસ્તક મેં વાંચેલું બાલ્યાવસ્થામાંજ તે ચોપડીથી હું ખુબ પ્રભાવિત બનેલી અને એકવાર નહિ પણ બે-પાંચવાર વાંચી નાંખેલું તે પછીના ગાળામાં એકે પણ પુસ્તક હિમાલય વિષે વાંચવા મળ્યું નહિ. અને મળ્યું તો કંઈ મઝા ન આવી. છેવટે આ પુસ્તકોએ મને ખુબજ આનંદ આપ્યો છે. અને સાથે સાથે આપણા ભારત દેશ માટે ગૌરવ અનુભવું છું કે જ્યાં આવી દેવ ભુમિ તેમજ તીર્થ ભુમિઓ રહેલી છે. આપની વર્ણન કરવાની છટા લાવણ્ય અનોખું છે તેમાં કવિ કે સાહિત્યકારની કલમ નથી પણ હૃદયના સાચા ઉદ્‌ગારો છે. વળી ભાષા પણ એટલી સરળ અને સુંદર છે કે, ગમે તેવો ઓછા અભ્યાસવાળો માણસ પણ આનંદથી રસપૂર્વક વાંચી શકે. વળી શરૂઆતમાં રાજકોટથી શ્રી કૈલાસ સુધીની લખેલાં સાધનો, સાથે લઇ જવાના સાહિત્યનું લીસ્ટ તેના ફોટા વગેરે પ્રવાસી માટે ખુબજ ઉપયોગી નીવડે તેમ છે. એ અગમ્ય ભુમિમાં જતાં ત્યાંના માનવીઓ માટે સમજણ ઘોડા, મજુરો વગેરેના દર જે કરકસરની દ્રષ્ટિએ છતાં સંપૂર્ણ જરૂરીયાત વાળીજ ચીજો ગણાય તે દરેક પ્રવાસી માટે આશિર્વાદ સમાન મને લાગ્યું છે. આપના પુસ્તકો સાથે રાખી પ્રવાસ કરનારને મારી માન્યતા પ્રમાણે આ ભુમિમાં જરા પણ તકલીફ પડે નહિ એટલી બધી સુક્ષ્મ વીગતો તેમાં વર્ણનાત્મક રીતે આપેલી છે અને આ બધું જોતાં અને લેખું કરતાં આપને કેટલો શ્રમ પડયો હશે તેની સહજ કલ્પના આવે છે.

સારા સાહિત્ય માટે આજે ઘણી વ્યાખ્યાઓ છે. ટાયલાં કુટે, રંગરાગ વિલાસ અને બીભત્સ રસથી ભરપુર હોય તેને પણ આજે ઊંચું સાહિત્ય માનવામાં આવે છે. એવા ઘણાંક સાહિત્યોની જુદી જુદી પ્રશંસા થતી હોય છે. પરંતુ મારી માન્યતા મુજબ જનતાને જે સાહિત્ય અનુરૂપ થાય ઉપયોગી થાય અને જનતા એ સાહિત્યનું સ્વરૂપ બની જાય તેને હું સાચું સાહિત્ય માનું છું બાકી તો માણસના મનને મેલ ચડાવનાર સાહિત્ય આજે જનતાની કુ સેવા કરી રહ્યું છે તે સર્વને વિદિત છે.

શ્રી કૈલાસ માનસરોવર રાક્ષસ તાલ સર્વના વર્ણનો વાંચતા અનેકવાર રોમાંચ થઈ આવ્યા છે અહાહા કેવી સ્વર્ગભુમિ અને કેવી તેની કઠીનતા આપની વાત સાચી છે. શ્રદ્ધા વગરની સર્વ વાત નકામી છે. શ્રદ્ધા એજ પ્રભુનો સાક્ષાત્કાર છે. પરમાત્મા ચાર ભુજા કે આઠ ભુજા

ધારણ કરી આપણી સામે ઉભા નથી રહેતા પણ જેમ જેમ તેની ઉપર શ્રદ્ધા વધતી જાય છે તેમ તેમ આપણે તેની સમીપ જતાં જઇએ છીએ અને છેવટે ગમે તે સ્થિતી આવે પડે છતાં પણ આપણને તેના ઉપરની શ્રદ્ધા જરા પણ ડગતી નથી તેવી રીતે આપ સર્વને પણ કૈલાસ યાત્રા શ્રદ્ધાથી જ થઇ છે. પેલા પાલનપુરના યુવાન ભાઇ તેમજ પેલા બંગાળી યુવાનની શ્રદ્ધા કેવી અજબ છે? કોઇ પણ સાધન સામગ્રી વગર માત્ર શ્રી કૈલાસ ઉપરની અટલ શ્રદ્ધા એજ તેઓને જીવતા રાખ્યા અને યાત્રા કરાવી માટે કોઇપણ ઇશ્વરી સાધના કરવા માટે મનુષ્ય પાસે સૌથી મોટું સાધન શ્રદ્ધા જ છે.

પૂ. જલાબાપાની શું વાત કરવી સંતો મહાત્માઓ પૃથ્વીનું રક્ષણ કરવા માટે પરોક્ષપણે કેવુ કામ કરી રહ્યા છે તે તો જેને અનુભવ હોય તે જ જાણે તેવી રીતે પૂ બાપા ઉપર ઉંડી શ્રદ્ધા ધરાવનારને બાપા ઉની આંચ આવવા દેતા નથી તેનો દાખલો મહારા કુટુંબનું રક્ષણ પૂ. બાપાએ કેવી રીતે કર્યું હતું તે નીચે પ્રમાણે છે તે લખાણમાં જરા પણ અતિશયોક્તિ નથી.

૧૯૫૭ ઓગસ્ટની ૧૪ મી તારીખ હતી શ્રાવણ વદ ૪ (બોળચોથ) હતી. શ્રી ત્રિવેદી સાહેબ તે સમયે દીલ્હી ડયુટી ઉપર હતા શ્રાવણ માસ હોવાથી મને પૂ બાપાના દર્શને જવાની ઓચિંતા ઇચ્છા થઈ સાંજના મારી ફીયાટ ગાડીમાં બેસી અમે આઠ જણા બરાબર ૪-૩૦ મીનીટે રાજકોટથી ઉપડયા. મારી સાથે મારી બે દીકરીઓ મારા જમાઇ હું મ્હારા બ્હેન તેના એક પુત્ર અને પુત્રી અને મ્હારો મોટો પૂત્ર ડ્રાઈવીંગ કરતો હતો રાજકોટથી બારેક માઇલ આગળ ગયા વર્ષા ૠતુ હોવાથી ઝીણો ઝીણો વરસાદ વરસતો હતો રીબડા ગામ છોડયુ એકાદ માઇલ આગળ ગયા હોઇશું ત્યાં સામેથી ધમધમ કરતો ૬૦ માઈલની સ્પીડે એક ખટારો ખોટી બાજુએથી ચાલ્યો આવે. અમારી ગાડી એક ગરનાળા ઉપર હતી. ગરનાળુ તો પસાર કરી દીધું પણ ખટારાએ પોતાની સ્પીડ જરાપણ ઓછી ન કરી અને ખોટી સાઇડે જ આવવાનું ચાલુ રાખ્યુ. મને લાગ્યું કે આ માણસ જે ખટારો હાંકે છે. તે કાંતો પીધેલ હાલતમાં છે અને કાં તો તેને હાંકતા બરાબર આવડતુ નથી તેથી જરૂર અકસ્માત થશે ખટારો યમદુતની જેમ નજીકને નજીક આવતો ગયો મે મ્હારા પૂત્રને કહ્યું કે ભાઇ આપણા બધાનો કાળ આવી ગયો છે. પૂ. બાપા બચાવશે તો જ બચીશુ માટે એક બાજુએ ઉભી રાખી દે અને ગાડી ડાબી બાજુ ગરનાળા પાસે ઉભી રાખી દીધી. ગરનાળામાં વર્ષાને અંગે સાધોડુ પાણી હતું ખટારો આવ્યો માત્ર દશેક ફુટ દુર રહ્યો. ડ્રાઇવર બ્રેક કરવા ગયો પણ બ્રેક ન લાગતા ખટારો રસ્તા ઉપર આડો થઇ ગયો અને જેમ કોઇ

ખ્યાતનામ બેટ્સમેન બોલને સ્ટ્રોક લગાડે તેમ ખટારાએ અમારી નાનકી ગાડીને જે ધક્કો માર્યો કે ગાડી ઉછળી અમને આઠે જણને લઇ પડખા-સેર ગરનાળામાં જઇ પડી. જ્યારે ખટારાએ ધક્કો માર્યો ત્યારેજ મેં સર્વને કહી દીધેલું કે આપણું મૃત્યુ આવી ગયુ છે. આહો ચીસો ન પાડતાં જલાબાપાનું ઈષ્ટદેવનું સ્મરણ કરજો. અને સર્વ બાળકોએ મારી આજ્ઞા પાળી મોટર પડતા સર્વ તેના કાચ ફુટી ગયા પણ માત્ર કાચના થોડા ઘસારા સિવાય અમને આઠમાંથી કોઈને કાંઇ ઇજા થઈ નથી અંગ્રેજીમાં જેને મીરેકલ ન મનાય તેવું બન્યું જ્યારે મોટર અકસ્માત થાય ત્યારે ડ્રાઈવરનું મૃત્યુ પહેલું જ થાય ગાડી પડી ત્યારે મને એમજ થયું કે રશ્મિભાઇનું શું થયુ હશે? પણ તે તો જે વીન્ડ ગ્લાસ મોટરનો તુટી ગયો તેમાંથી સૌથી પહેલો નીકળી એક ટેકરી જેવો ઢાળ હતો ત્યાં જઇને ઉભો હતો. તે પછી તો આવતી જતી મોટરોની સહાય મળી રાજકોટ પહોંચી ગયા અને દોકટરી સારવાર લીધી મોટરનું તો ભઙ્ગુજ બની ગયુ હતું.

આવી પૂ. બાપાની લીલા છે તેનું વર્ણન કેવી રીતે થાય. તે પૂજ્ય બાપાની કૃપાથી શ્રી ગુરૂજી કે જેઓ ત્રીકાળ જ્ઞાની છે સર્વ વસ્તુના જાણ-કાર છે જેનો પણ મને જાત અનુભવ છે. અને છેવટે આપણા ભોળીઓ બાપો શિવશંકર કૈલાસપતિ તેની કૃપા ત્રણ કૃપા મળતાં રૂવાંટા ઉભા થઇ જાય તેવી કઠીન યાત્રા સફળતા પૂર્વક આપ કરી આવ્યા તે માટે હું પણ આપની બ્હેન તરીકે તેઓ ત્રણે વિભુતીઓને સા. દ. નમસ્કાર કરૂં છું.

આપે આપેલા શંકર પ્રભુનુ નામ મે માનસેશ્વર ધારણ કરાવ્યુ છે. તેના પૂજા પાઠ હમેશ સારી રીતે થાય છે. મને લાગે છે કે ઘોડા ઉપર બેઠા બેઠા જે શંકર આપે જોયા અને જેવુ વર્ણન આપે આપના પુસ્તકમાં કર્યું છે તેજ મારા માનસેશ્વર લાગે છે કારણ કે બધુ વર્ણન મળતું આવે છે.

કૈલાસનું વર્ણન કેવું સુંદર લખ્યું છે, કે મહેલો દેખાય અટારીઓ દેખાય ઝરૂખા દેખાય વાહ મારા વ્હાલા શંભુનું અને મા ભુવનેશ્વરીનું મણિમંદિર પણ ત્યાં જ હશે ને. એવરેસ્ટ સર કરનારાઓ વીદેશીઓ કે હિંદીઓ હજી કૈલાસને સ્પર્શી શકયા નથી તે પણ એક વિચારવા જેવી વાત તો છે ને? કારણ કે ભગવાનનો ભેદ પામર મનુષ્ય કેમ જાણી શકે એટલે નાસ્તિક બનો કે આસ્તીક બનો પણ આપણી ભુમિમાં દેવોનો તો વાસ છે હું તો પરોક્ષપણે અત્યારે કૈલાસમાં ફરી રહી છું રાત્રિની નિદ્રામાં માનસરોવર રાક્ષસતાલ કૈલાસ તેના રસ્તાઓ ઘાટીઓ સર્વ

ચલચિત્રની જેમ દેખાય છે. તો આપને કેવો અનેરો આનંદ આવ્યો હશે. તે અહિં બેઠા કલ્પી શકું છું.

ક્યાં કાલ જેવી કારમી ચીસો પડતા અમદાવાદના મીલના ભુંગળા ક્યાં હડકાયા કુતરાની જેમ દોડાદોડ કરતાં માનવી અને ક્યાં હિમ પ્રદેશ કેટલો તફાવત કેટલી શાંતિ માણસ વિજ્ઞાન પાછળ દોડયો જીવન જરૂરીયાતની ઘણી ચીજો બનાવી પણ સદાને માટે માણસની શાંતિ ચાલી ગઈ વિજ્ઞાને રાવણનો ધ્વંશ કર્યો એજ વિજ્ઞાન આજે ચંદ્ર સાથે બથોડા ભરતાં માનવીઓને શું કરશે તે અકલ્પનીય છે. સુખ શોધવા માણસ દિનરાત ભમે છે પણ કેવી રીતે મળે છે દુઃખના જંગલો વીંધી વીંધીને અને છેવટે જે હાથમાં આવે છે તેને સુખ માની મહાલે છે. સાચુ સુખ તો આપે લીધું કે જેના સ્મરણો પણ જીવન પર્યંત આપને સુખદ જ રહેશે અને આંખો મિંચીતા અનેકવાર આપ કૈલાસ ફરી ફરીને જશો.

ઘણીવાર આપણે આપણા પુરાણો વાંચીયે છીએ ત્યારે ઘણાય વર્ણનો વાંચીયે ત્યારે આપણને લાગે કે શું આવું વર્ણન હશે. કે આ સાહિત્યકારોના અલંકારો હશે પણ મેં એ દ્રશ્ય જે કાશ્મીરમાં જોયું ત્યારથી મને લાગ્યું કે ખરેખર આ વર્ણનો સાચા છે. તે જગ્યાનું નામ "માનસબલ લેઇક" વુલર લેઈક જતા પહેલાં આ જગ્યા આવે છે. તેનો દેખાવ કેવો છે? શ્રીમદ ભાગવતમાં નવમા સ્કંધમાં ગજેન્દ્ર મોક્ષના બણ અધ્યાય છે. જેમાં ગજેન્દ્ર ત્રિકુટા ચળ પર્વતમાં રહે છે ત્યાંથી તે પોતાની હાથણીઓ લઇ સરોવરમાં સ્નાન કરવા આવે છે તે સરોવરનું અને પર્વતનું વર્ણન બરાબર આ માનસબલ સરોવર જેવુંજ છે આપ ગજેન્દ્ર મોક્ષનો અધ્યાય વાંચી જોશો અને આપે પણ આ માનસબલ સરોવર જોયુંજ હશે તેની સાથે સરખાવશો તો તુબહુ ખ્યાલ આવશે.

એટલે હિમાલયના સ્મરણો એ તો અદભુત સ્મરણો છે. વધારે શું લખું વળી આપની ગંગોત્રી જન્મોત્રી ચોપડી મને ખુબજ ગમી છે ઘણી વાંચ્યાજ કરૂં છું તે યાત્રા પણ ઘણી કષ્ટદાયક હતી છતાં પણ આપે તે પણ પુરી કરી.

હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને તેના જેવું છે દેહ ઉપર આસકિત રાખનાર મનુષ્યને કંઈ સાધ્ય નથી. મોતને મુઠીમાં લઇને ફરનારો જ આ લોક અને પરલોક સિદ્ધ કરી શકે છે. આપને અનેક ધન્યવાદ આપું છું આવી પવિત્ર ભુમિમાં પ્રયાણ કરનારને મારા અનેક વંદન છે. વધારે શું લખું જો લખવા બેસું તો આખી બીજી ચોપડી બની જાય તેવી આ કલ્યાણ યાત્રા છે. છેવટે ચોપડી વાંચતા એક ખેદ બહુ થયો

કે આખી યાત્રાના હીરો સમાન ખંપાજી ગુજરી ગયા જેણે ૯૩ વાર કૈલાસ પ્રદક્ષિણા કરી તે તો શંકરના ગણજ બન્યા હશે ચાલો લેણદેણની વાત છે આપની સાથે તેનું છેલ્લું લેણું હશે.

પત્ર ખુબ લાંબો થઈ ગયો છે માત્ર આપને લખવા ખાતરજ આ બધું લખું છું. બાકી બીજો કોઈ પ્રસિદ્ધીનો ઉદેશ જરા પણ નથી.

શ્રી ત્રિવેદી સાહેબ તો ખુબજ કામમાં રહે છે કારણ કે તેઓની પણ ગુજરાતની વસ્તી ગણત્રીના વિવિધ પુસ્તીકાઓનું છાપ કામ શરૂ થઇ ગયું છે. હાલ તો તેજ તેમની કૈલાસ યાત્રા છે. એટલે હમેંશ હું જેટલું વાંચું છું તેટલું રાત્રે તેમને કહી સંભળાવું છું ખુબ ખુશી થાય છે. હવે તો સમય મળે આખી ચોપડી જ તેમને વાંચી સંભળાવીશ. તેમને પણ યાત્રાનો ખુબ શોખ છે. તેઓએ આપને સ્નેહ સ્મરણ પાઠવ્યા છે. આપની પુસ્તીકામાં બદરિકાશ્રમ ચોપડીનું નામ વારંવાર આવે છે. આ ચોપડી મને મળી નથી એટલે મારે વાંચવાની બાકી રહી ગઇ છે.

આપ સર્વ કુશળ હશો. મહિલા કોલેજ વિષે જાણ્યું સર્વ કમિટીના મેમ્બરો બહુ સારા ચુટયા છે. અને પુજ્ય બાપાની કૃપાથી સરસ ચાલશે મારી અનેક શુભ ઇચ્છાઓ છેજ.

ઘેર મારા બ્હેન તથા ભાઇઓ બ્હેનો સર્વને યાદ કરશો. અમદાવાદ આવવાનું થાય તો આપણે ત્યાં જ આવવાનું રાખશો એવી ખાસ મોરી ઇચ્છા છે.

વીરપુરમાં પૂજ્ય બાપાના ઢોલીયાને, શ્રી રામચંદ્રજી ભગવાનને અમારા પ્રણામ પાઠવશો. પૂજ્ય ગિરધરલાલ બાપા તેમજ પૂજ્ય બાને પણ પ્રણામ પાઠવશો.

કામકાજ લખશો.

લી. વહાલી બ્હેન.

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા

સીક્કીમથી ભારત સરકારના ટ્રેડ એજન્ટ
શ્રી એ. કે. બક્ષી લખે છે કે–

*"I Can be sure of its value and usefulness"*

A. K. Bakshi,
Indian Trade Agent
Camp Gangtok (Sikkim)
D. O. No. 17 (2)-WT/62/292

Indian Trade Agency,
Gartok,
Western Tibet.

Dated May 24, 1962.

My dear Shri Rajdevji,

' Thanks a lot for your kind letter dated the 13th May, 1962 received just now. The

GOVT. OF INDIA
TRADE AGENT (Tibet)
Camp, TAKLAKOT

[illegible]

parcel containing a copy of your valuable publication "Kailash Mansarovar Yatra" has been duly received by me. Although, unfortunately, I cannot read Gujrati yet from the arrangement of photographs and general get-up of ths book as also considering the pains and untiring efforts on your part which have gone into the making of this book, I can be sure of its value and usefulness. I am trying to get hold of some friend who could translate the relevant portions of interest for us.

It was really very thoughtful of you to have remembered me and I Once again thank you for this lovely gift, which I am transferring to our library for the benefit of several others interested in this subject of holy pilgrimage Kailash Mansarovar.

With best regards

Yours Sincerely
**A. K. Bakshi**

Shri S. M. Rajdev,
Champa Kunj
42 Prahlad Plot,
Rajkot (Surashtra)

---

# વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા

વડોદરાથી શ્રી ઉછરંગરાયભાઈ સ્વાદિયા લખે છે કે-

## "કૈલાસ"નાં પ્રત્યક્ષ દર્શન કરવાની પ્રેરણા કરતું આ પુસ્તક....

સાધારણ જન સમુદાયમાં એવી માન્યતા છે કે શ્રી કૈલાસ-માનસરોવર યાત્રા તો એટલી બધી કઠીન છે કે, જ્યાં ફક્ત સાધુ-સન્યાસીઓ જ જઈ શકે છે. આપના એકવડા બાંધાના શરીર સાથે ભારતની મહાન કઠીન યાત્રા કરી આવી, આ ભ્રમણાને ભાંગી નાખી છે. આવી યાત્રામાં જરૂર છે ફક્ત "પુરી શ્રદ્ધાની" અને નહિં કે "શારીરીક સંપતીની" આપે પણ જણાવ્યું છે કે-

"બાકી પુરી શ્રદ્ધા- "પુરી લગન"- હોય તો આ યાત્રા આપણે માનીયે છીએ એટલી કઠીન નથી. બાકી કઠીન તો છે જ. પરંતુ શ્રદ્ધાના બળે, કશી વધુ તકલીફ જણાતી નથી અને શ્રદ્ધા ન હોય તો...! પાદર પણ લંકા થઈ પડે છે.

કૈલાસ-માનસરોવર યાત્રા અંગે આવી સંપૂર્ણ માહીતી આપતું પુસ્તક હું જાણું છું ત્યાં સુધી આ પહેલું જ હશે.

આપની "ગુરૂ-ભક્તિ" અને "ઇષ્ટ-નિષ્ટા" ખરેખર વંદનીય છે. આ દુર્લભ મનુષ્ય શરીરમાં દેવોને પણ દુર્લભ એવા "ભગવાન આશુતોષ" ના બેસણાં રૂપી "કૈલાસ" નાં પ્રત્યક્ષ દર્શન કરવાની પ્રેરણા કરતું આ પુસ્તક વધુને વધુ પ્રચાર પામે એવી ભાવના સાથે

લી.

ઉછરંગરાય વૈકુંઠરાય સ્વાદિયા<br>
ઉચ્ચી પોળ-રાજમહેલ રોડ<br>
વડોદરા

તા. ૨૧-૬-૬૨

---

## વાંચો : કૈલાસ–માનસરોવર યાત્રા

અમદાવાદ જ્યુપિટર મિલના મેનેજર શ્રી અંબાલાલભાઈ લખે છે કે...

### . મેં પોતે જ જાત્રા કરી એટલો સંપૂર્ણ આનંદ થઈ ગયો છે...

The Ahmedabad Jupiter Spinning
Weaving & Mfg Co Ltd
Dadhechi Road
post Bot no 43
Ahmedabad 2 10 1962

M Parekh & Co. Private Ltd
Managing Agents

સ્નેહીભાઇશ્રી કનકરાયભાઇ શ્રીમતી બેન તથા વ્હાલાં બાળકો તથા સરવે કુટુંબીજનો,

વિ આપના તરફથી મને મળેલાં ને મેં મંગાવેલાં તમામ પુસ્તકો વાંચી પણ લીધાં છે. ખૂબજ સરસ સુંદર ને વર્ણન કરવાની રીત ખૂબજ અનેરી વાંચનારને રસ આનંદ ને જાણે પોતે સાક્ષાત પ્રભુની સામેજ હોય ને પોતે જાત્રા જ કરતો હોય તેવી ભાવનાનો ભાસ થાય છે જ, આપની વર્ણન કરવાની શકિત ને રીત અલૌકીક છે. તેમજ ભાવના ખૂબજ ઉચ્ચ કોટિની ને આકર્ષણ કરનારી છે જ, મને હવે મેં પોતે જ જાત્રા કરી એટલો સંપૂર્ણ આનંદ થઇ ગયો છે. હવે આ જાત્રાઓ મારાથી આ જીંદગીમાં કે ભવમાં થાય તેમજ નથી, કરવાનો વિચાર રાખું તે પણ અસ્થાને છે ને આ જીંદગી કે આ ભવમાં કંઈપણ બને તેમજ નથી એવો નોકરીમાં ગુંથવાઇ ગએલો માણસ છું મારી ઉંમર પણ સત્તાવન વરસની છે અમદાવાદમા છેલ્લા ૩૫ ત્રીસ વરસથી રહું છું નોકરીમાં એક દિવસ ગેરહાજર રહ્યો નથી કે વડોદરાનું સ્ટેશન કે વડોદરા ગામ જોયું નથી પંદર વરસથી સીનેમા જોયો નથી તેમજ દશ વરસથી રેલ ગાડીમાં બેઠો નથી, હવે મને જો આપની પાસે જાત્રાના વર્ણનનાં નીચેના સ્થળોનાં પુસ્તકો હોય તો મને જણાવશો તેમજ તેની કીંમત જણાવશો એટલે દરેક મહીને હું અમુક મંગાવતો જ રહીશ ને તે આપ મને હું લખું એટલે વી પી થી જ મોકલશો તો આપની મારા ઉપર મહાન કૃપા થશે. હું એક મોટી મીલનો મેનેજર છું ને આશરે ૩૦૦૦ ત્રણ હજાર માણસોના પર દેખરેખ રાખું છું પ્રભુ કૃપાથી જ.

(બદ્રીકાશ્રમ, અમરનાથ, અમરકૈલાસ ને ગંગોત્રી જમનોત્રી તેમજ જલારામ બાપાનાં સંભારણાં આટલાં પુસ્તકો આપની કૃપામૃત રૂપે મને મળ્યાં છે ને બીજાને વાંચવા પણ આપ્યાં છે હવે મને જો હોય તો નીચેના પુસ્તકોની જરૂર છે.

(૧) દ્વારકા–પ્રભાસ પાટણ વીગેરે કાઠીઆવાડ બાજુની યાત્રા.
(૨) શ્રીનાથ દ્વારા કાંકરોળી એકલિંગજી–અજમેર ઉદેપુર વીગેરે.
(૩) ગોકુળ મથુરાં, વૃંદાવન, કાળવન, ગીરીરાજ, પુષ્કરરાજ.
(૪) હરદ્વાર, રૂષીકેશ, લક્ષ્મણ ઝુલા.
(૫) આગ્રા–દીલ્હી વીગેરે તે બાજુનાં સ્થળો.
(૬) અયોધ્યા– કાશી, બનારસ.
(૭) જગન્નાથપુરી વીગેરે બાજુનાં સ્થળો અંગેની વીગતોઃ–
(૮) તેમજ શ્વેતબંધુ, રામેશ્વર બાજુની જાત્રા અંગેની કોઇ માહીતીનું પુસ્તક હોય તો તે પણ જણાવશો.

(૯) અગર તો વ્રજયાત્રા દર્શન જેવું કોઇ પુસ્તક હોય તો તેમાં વ્રજની યાત્રાનું વર્ણન મળી શકે ગોકુળ, મથુરાં, વૃંદાવન–તેમજ પરીક્રમાઓ અંગેની કોઇ માહીતી હોય તો તે પણ આપશો. જવાબ આપવા નમ્ર વિનંતીને યાચના છે. એજ દાઃ શાંતીલાલ

---

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા

### સેલીસબરીથી શ્રી રામભાઈ પટેલ લખે છે કે:

## ....આવો સુંદર વાંચન સામગ્રીનો રસથાળ....

॥ ૐ શ્રી રામ ॥

॥ ૐ શ્રી જય જલારામ ॥

RAMBHAI M. PATEL
P. O. Box. 239
SALISBURY
S Rhodesia
તા. ૧૪-૯-૧૯૬૨

પરમ સ્નેહી ભાઈ શ્રી કનકભાઈ,

મુ. રાજકોટ.

પ્રણામ સાથે લખવાનું કે આ સાથે પૌંડ ૧-૧૦-૦ ના પોષ્ટલ ઓર્ડર આપશ્રીના નામના બનાવી બીડયા છે જે પૈકી પૌંડ ૧। આપશ્રી પાસે રાખશો અને તેમાંથી મને ગંગોત્રી જમનોત્રી યાત્રા તથા ભગવાન અમરનાથ નામના બન્ને પુસ્તકો બને તેટલી વહેલી તકે મોકલી આપવા કૃપા કરશોજી. વિ. આપશ્રીએ મને મોકલાવેલ પુસ્તક "અમરધામ" થોડા સમય પર મળ્યું છે હવે તેની કિંમત કેટલી છે તે જણાવશોજી જેથી તે રકમ હું આપશ્રીને મોકલી આપું. "અમરધામ" નું વાચન શરૂ કર્યું છે. મુ. પૂ. સૌભાગ્યચંદભાઈએ તો અમારા જેવા પર ખરેખર ઘણી જ કૃપા કરી છે. યાત્રા પ્રવાસનાં પુસ્તકો રચીને દરેકે દરેક તીર્થક્ષેત્રોનાં દર્શન કરાવી અમને એવા પ્રભુના સાન્નિધ્યમાં લાવી દીધા છે કે જેના વિચારોમાં હરહંમેશ નિમગ્ન રહીએ છીએ. પૂ. સૌભાગ્યચંદભાઈ ઘણે દુર હોવા છતાં મને તો મારા વડીલ જેમજ લાગે છે. આવો સુંદર વાચન સામગ્રીનો રસથાળ અમને પ્રેમથી પીરસતા રહીને અમારા પર અનહદ ઉપકાર કર્યો છે. જે બદલ અમે તેઓશ્રીના ઘણાજ ઋણી છીએ મુ.શ્રીને હું પરસંનલી ન ઓળખતો છતાં મારૂં મન હંમેશાં તેઓના પ્રતિ ઢળે છે. જે સ્હેજ. આવી સુંદર યાત્રાઓ યોજી અમોને તેનું અહાનશ પાન કરાવશો એવી વિનમ્રભાવના સેવું છું. જે સ્હેજ મુ. પૂ. સૌભાગ્યચંદભાઈ તથા આપશ્રીનાં માતુશ્રીને મારાં તથા મારાં કુટુંબનાં સૌનાં સવિનય સપ્રેમ પ્રણામ સહ ૐ જય સચ્ચિદાનંદ પાઠવશોજી.

હવે બાકી રહેતી શિ. ૧૦- વીરપુર પૂ. જલારામ બાપાના ઢોલીએ (આપ જાઓ ત્યારે) મુકશોજી અને મારા વતી પૂ. બાપાને સાષ્ટાંગ પ્રણામ કરશોજી આ રકમ માનતાની છે. જો રહેજ. નજીકના ભવિષ્યમાં દેશ આવવા વિચાર છે. આવીશ ત્યારે જરૂરથી હું આપશ્રીને રૂબરૂ મળીશ. બાપાની ગાદીવાળા પૂ. ભગતબાપા, પૂ. મોટાબા, પૂ. જયસુખરામબાપાને અમારા સૌને સવિનય સપ્રેમ સાષ્ટાંગાવત પ્રણામ પૂર્વક ૐ જય સીયારામ પાઠવવા કૃપા કરશોજી. તેઓ સૌનો અનુગ્રહ અમારા પર નિરંતર વર્તેતો રહે એવી નમ્ર પ્રાર્થના અહર્નિશ હું બાપાને તથા પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે શ્રદ્ધાપૂર્વક કરૂં છું સર્વ સંતોને તથા ભક્તમંડળને અમારા ૐ નમો નારાયણ પાઠવશોજી.

હવે છેલ્લે જણાવવાનું જે ચિત્રકુટ નિવાસી તેમજ આપશ્રીના ગુરૂ એવા શ્રી સદગુરૂ પ્રાતઃસ્મરણીય, પરમપૂજ્યપાદ શ્રી રણછોડદાસજી મહારાજ વિષે હું થોડું ઘણું આપશ્રી પાસે જાણવા ઈચ્છું છું. આપશ્રી મને આપનો નાનો બંધુ માની મારા કાર્યમાં સહાય કરશોજી આપશ્રી મને તેઓનું સરનામું જણાવશોજી. તેમજ એઓશ્રી કદાચ જો રાજકોટ પધારે તો મારા જેવા કિંકર પર અનુગ્રહ કરવા પ્રેરણા કરશોજી. સદગુરૂ શ્રીનાં ચરણારવિંદોમાં મારા સાષ્ટાંગ પ્રણામ સહ "ૐ નમો બ્રમણે" એમ પ્રાર્થના સહ વીરમું છું. આપશ્રી મારા કાર્યમાં મને સંપૂર્ણ સહાય કરશોજી એવી સંપૂર્ણ શ્રદ્ધા સાથે મેં લખ્યું છે. મને આશા છે કે આપ મને નિરાશ કરશો નહિ.

આ સાથે પૂ. સદગુરૂજીને પત્ર લખ્યો છે. તે તેમને બીડી આપશોજી તથા આપશ્રી મારા નિમિત્તે તેમને કૃપા કરવા તથા પ્રત્યુત્તર આપવા કૃપા કરવાનું પત્રદ્વારા જણાવશોજી. મારા લાયક કામકાજ જણાવશોજી. ભૂલચુક માટે ક્ષમા કરશોજી

તો હાલ એજ. દા.<br>
આપના રામભાઈના સપ્રેમ<br>
જય જલારામ સ્વીકારશોજી

---

## વાંચો : કૈલાસ–માનસરોવર યાત્રા

ભાવનગરથી શ્રી નિરંજન કાપડીઆ લખે છે કેઃ–

### ....જાણે કે યાત્રા કરતા હોય તેમજ લાગે છે....

NIRANJAN STUDIO,
Station Road, Bhavnagar
તા. ૩–૬–૬૨

સુ. સૌભાગ્યચંદભાઇ,

તમારો પત્ર તથા બુક મારા કાગળ લખ્યા પછી તુરતજ મળી ગઇ હતી. પુસ્તક 'કૈલાસ માનસરોવર યાત્રા' બહુ સરસ રીતે લખાયેલ છે અને જાણે કે યાત્રા કરતા હોય તેમજ લાગે છે અને જવાની ઇચ્છા કરવા કોઇને પણ પ્રેરે તેવું છે. મારા બે કાગળોની પાછળ બીજો કોઇ આશય હતો જ નહીં પરંતુ વાંચવાની જીજ્ઞાસાને અંગેજ લખેલા તમારા બીજા પુસ્તકો કોઇ જતા આવતાની સાથે મગાવવાની ઈચ્છા છે તે માટે પછી લખીશ. આવતી સાલ આપ કંઇ જવાના છો કે નહીં ? કોઇવાર રાજકોટ આવશું તો આપને મળીશ ભાવનગર આવવાના હો તો જરૂર મળશો અથવા ક્યાં આવવાના છો તે જણાવશો. આપની તબીયત સારી ઇચ્છુ છું.

લી. નિરંજન કાપડીઆના
જય ભારતી.

———

# વાંચો : કૈલાસ માનસરોવર યાત્રા

## લીંબડીથી વકીલ શ્રી અમૃતલાલભાઇ લખે છે કે:-

## "કૈલાસ-માનસરોવર યાત્રા" વાંચવાથી મને પરમ શાંતિ થઇ છે.

ૐ નમઃ શિવાય

લીંબડી
તા. ૧૫-૮-૬૨

પરમ ભાગવત શ્રીમાન, સૌભાગ્યચંદભાઇની પવિત્ર સેવામાં,
મુ. રાજકોટ.

લીંબડીથી લી. વકીલ અમૃતલાલ ચત્રભુજ શાહ એડવોકેટના પ્રણામ. વિ. વિ. સાથ લખવાનું કે - આપનું છેલ્લું પુસ્તક "કૈલાસ માનસરોવર યાત્રા" વાંચવાથી મને પરમ શાંતિ થઇ છે. પરમ પૂજ્ય સદ્‌ગુરુદેવ રણછોડદાસજી મહારાજ હાલ કયાં બિરાજે છે? રાજકોટ કયારે પધારવાના છે? મને તેઓશ્રીનાં દર્શન કરાવો આપનાં દર્શન કરવા માટે હું તા. ૨૨-૮-૬૨ ના રોજ રાજકોટ આવવા માગું છું તો તે તારીખે રાજકોટમાં હાજર રહેવાની કૃપા કરવા ખાસ વિનંતી છે.

લી. અમૃતલાલ વકીલના
પ્રણામ.

---

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા

### બ્રેડફોર્ડ (યુ. કે) થી

### શ્રી બી. પનજી મિસ્ત્રી લખે છે કે-

### ....મેં પુસ્તક વાંચ્યું મને ઘણું જ ગમ્યું....

B. PANJI MISTRY
31 Mannville Terrace
Bradford. 7
10 July 1962.

પરમ પૂજ્ય સૌભાગ્યચંદભાઇ મંગલજી રાજદેવ.

ના સ્નેહ સ્મરણમાં બ્રાડફોર્ડથી ભીખુભાઇ પાનજી મિસ્ત્રીના જય જલારામ વાંચશો.

જત અત્રે હમે સૌ બાપાની દયાથી ક્ષેમકુશળ છીએ. પ્રતિ આપ સૌની કુશળતા માટે પ્રભુ પ્રાર્થના.

જત સેવામાં નિવેદન સાથે જણાવવાનું કે આપે મોકલાવેલ પુસ્તક માનસરોવરને પંથે મને અહિં ઘરબેઠાં સહી સલામત મળી ગયેલ. અને મળ્યાનો જવાબ પણ આપશ્રીને લખેલ છે. જેથી વિદીત થયા હશો.

ભાઇ! તમે વિશ્વાસથી પુસ્તક મોકલ્યું. પછી મારા તરફથી વિશ્વાસપૂર્વક પુસ્તકની કિમ્મતની પ્રતિક્ષા આતુરતાથી કરિ રહ્યા હશોને? છતાં કિમ્મત મોકલતાં થોડો લેટ થયો છું. તે માટે શું કરશો ખબર છે ને ક્ષમા સિવાય બીજું શું હોય શકે? તો આ પત્ર સાથે શિલીંગ દસનો પોસ્ટલ ઓર્ડર હમે આપના નામથી રવાના કરીએ છીએ. તો કૃપા કરી સ્વીકારી લેશો. અને પૈસા મળી જાય એટલે જવાબ લખવા કૃપા કરશો. મેં પુસ્તક વાંચ્યું મને ઘણું જ ગમ્યું. અને હાલમાં મારા ભાઇ વાંચે છે. રસપૂર્વક તેની નોંધ લેશો. તમારી લખવાની શૈલી ખૂબ સરસ છે. અને સાથે સાથે થોડી થોડી જગાએ હાસ્ય રશીક વાર્તાલાપ અને જેવા કે, જો પગ લપસ્યો. તો યાત્રા અહિં જ પૂર્ણ થઇ ગય. વિગેરે વિગેરે. તમારી સાથેના સમુહ યાત્રીકોનો મીલન સ્વભાવ પણ સરસ છે. સૌભાગ્યચંદભાઇ

આવું કુદરતી સંઉદર્ય નીરખવાનું હમારા ભાગ્યમાં ક્યાંથી હોય! પણ પુસ્તક માહેના ફોટા જોઇ ધન્યતા અનુભવીએ છીએ. આવું દળદાર મોહક પુસ્તક બધા બનાવી શકતા નથી. પણ બાપાની દયાથી અને શરસ્વતીની આપશ્રી પર પરમ કૃપા જરૂર હોય એવુંજ લાગે છે.

લી. ક' M. ની યાદમાં ભીખુભાઇના જય જલારામ

## વાંચો : કૈલાસ–માનસરોવર યાત્રા

### વડોદરાથી શ્રી વેણીભાઇ પરીખ લખે છે કે :

### લખાણ બહુ '*Homely*' છે ..."

ૐ શ્રી નારાયણાય નમઃ

વડોદરા તા. ૧૭/૫

પૂ. શ્રી સૌભાગ્યચંદભાઈ–પ્રેમ સહિત પ્રણામ અને જય શ્રી જલારામ.

આપનો પત્ર ત્થા પુસ્તક "કૈલાસ–માનસરોવર યાત્રા" મલ્યાં છે. અત્યંત આભાર! ગઇ કાલે પુસ્તક મલ્યું અને રાતના થોડું વાચ્યું. લખાણ બહુ Homely છે એટલે વાંચતાં આનંદ આવ્યો તમોએ એક સુંદર કૃતી જનતા આગળ રજુ કરી છે અને એ રીતે જનતા જનાર્દનની અતિ ઉત્તમ સેવા કરી છે. શ્રી નારાયણ આશ્રમને તમારા હ્રદયમાં તો સ્થાન હંમેશ માટે છે જ પણ પુસ્તકમાં જે સુંદર શબ્દ ચિત્ર રજુ કર્યું છે એથી ઘણાંના હ્રદયમાં આશ્રમની પણ તમોએ સુંદર સેવા કરી છે. શ્રી નારાયણ આશ્રમના તમારા વર્ણનમાંથી થોડો ભાગ અમો અમારા આશ્રમના પાંચમાં વર્ષના નિવેદનમાં પ્રસિદ્ધ કરીશું. આપની આજ્ઞા મળશે જ! આપ આ બાજું ક્યારે આવવાના છો. બની શકે તો વાંચવા આપના પ્રકાશનો મોકલશો, જુની કોપી વાપરેલી હશે તો પણ ચાલશે. સગવડ હોય તો મોકલશો નહિ તો ચીન્તા ના કરશો. એજ અમારા લાયક કામકાજ લખશોજી. આશ્રમને આપે કોપી મોકલી જ હશે. એજ સર્વે શ્રી જલારામ પ્રેમીઓને મ્હારા સવિનય પ્રણામ.

લી. આપનો વેણીભાઈ

---

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા

પ્રોફેસર શ્રી અજાબિયા લખે છે કે:-

### " અનેકને ઉપયોગી બનવાનુ "

શ્રી રામ

પ્રોફે કે જે અજાબિયા
વિદ્યાનગર રોડ,
રાજકોટ-૧
તા ૨૨ મી ડીસે ૬૧

મુરબ્બી શ્રી સૌભાગ્યચંદભાઈ,

"કૈલાસ માનસરોવરની યાત્રા" વિષેના આપના લેખાંકોમા ખરેખર એક પ્રકારની સ્વાયત્તતા, સ્વતંત્ર રજુઆતશૈલી અને વર્ણનપ્રગલ્ભતા જોવા મળ્યા છે સાહિત્ય દૃષ્ટિને બાજુએ રાખીએ તો ઉપયોગિતાની દૃષ્ટિએ પણ તેનુ ઓછુ મહત્વ નથી, કારણ કે પ્રવાસ સાહિત્યમા હકીકતોની સામગ્રી વ્યાપક જોઇએ, તે દ્વારા સામાન્ય વ્યકિતને પણ એ વાસ્તવિક દર્શન કરાવી શકે, તે આમા છે વળી, ભકિત ઝમતુ હૈયુ અહીં સાથોસાથ વ્યક્ત થયુ હોઇને લેખાંકો શુષ્ક વર્ણન જ નથી બની રહેતા, પણ એક પ્રકારની આર્દ્રતા અને સતત જિજ્ઞાસાકારિત્વ ધરાવતા બની રહ્યા છે તમારો વ્યકિતગત પ્રવાસ અથવા યાત્રા આ રીતે અનેકને ઉપયોગી બનવાનુ સામર્થ્ય ધરી રહેલ છે ભવિષ્યમા આ ક્ષેત્રે આપની પ્રયાસ પરંપરાની અપેક્ષા સાથે વિરમુ છુ

પ્રોફે કાન્તિલાલ જે અજાબિયાના
વંદન સાથે
જય શ્રી જલારામ

—o—

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા

સૌરાષ્ટ્રના કેળવણીકાર શ્રી દવે લખે છે કે :

"વાચકોને પણ ભાગીદાર બનાવો છો...."

શિક્ષણાધિકારી કચેરી
ભાવનગર.

મુ શ્રી સૌભાગ્યચંદભાઇ

આપની કૈલાસ માનસરોવર યાત્રાનું વર્ણન અમે સહકુટુંબ વાંચતાં હતાં. આજે બારમા હપ્તાથી એની પૂર્ણાહુતિ થઈ તે પણ મારાં પત્ની તથા બાળકો સાથે બેસીને વાંચી. બહુ જ આનંદ થયો. તમારી યાત્રાના પુણ્યમાં તમે સહુ વાચકોને પણ ભાગીદાર બનાવો છો તે ભારે ઉત્તમ સત્કાર્ય છે. આવું સાહિત્ય કાયમ લખતા રહો. કુશળ હશો.

લી. સ્નેહાધીન
નાથાલાલ દવેનાં પ્રણામ.

---

## વાંચો : કૈલાસ માનસરોવર યાત્રા

વડોદરાથી શ્રી ચંદ્રવદન મહેતા લખે છે કે :

### .... વાંચીને ફરવાનું મન થયું છે.

વડોદરા યુનિવરસીટી હોસ્ટેલ.
વડોદરા.
તા. ૧૭ જુલાઈ

સ્નેહીભાઇ સૌભાગ્યચંદભાઇ,

હું હમણાં જ પરદેશથી આવ્યો અને આપનું પુસ્તક, વાંચી ગયો દીકરી ચંદ્રિકા ચંદ્રેશાને પણ બતાવ્યું, તેમજ એની બ્હેનપણી બિન્દુ ધીઆ (રાજકોટવાળા) ને પણ બતાવ્યું.

વાંચતા મજા આવી જુવાનીમાં કંચન ગંગા તરફના પહાડોમાં હું બહુ ફર્યો હતો. આ બાજુ એટલું ફર્યો નથી; પણ વાંચને ફરવાનું મન થયું છે. કદાચ જઇશ. મનમાં ગ્લાનિ એકજ થાય છે કે બહાર આટલા તપસ્વીઓ, યાત્રીઓ વડવાઓથી કૈલાસની પ્રદક્ષિણા કરી, એ કૈલાસ ભારતભૂમિની છત્ર છાંયડી છાંડી ચિનાઓને આશરે કેમ જઇ પડયા ? અને ત્યાં જવા પરમીટ કઢાવવી પડે એ ઘટના અસહ્ય લાગે છે. હવે, કાલના અસીમ પગથારમાં એ પણ એક યોજના હશે.

કુશળ હશો, ફરીથી આપનો આભાર માનુ છું અને યાદ કરવા માટે, અને પુસ્તક ભેટ કરવા માટે; અને રાખી છે એવી માયા ભાવ રાખવા વિનંતી કરૂં છું.

ચન્દ્રવદન મહેતાના
વંદન

---

## વાંચો : કૈલાસ-માનસરોવર યાત્રા

રાજકોટ રામાયણ પાઠશાળાના અધ્યક્ષ શ્રી માધવલાલભાઇ લખે છે કે:

### પુસ્તક વાંચતા જાણે કૈલાસના બધી બાજુથી દર્શન કર્યા જાણે ભેળાં ને ભેળાં ...

॥ श्री जानकी जीवनो जयति ॥

माधवलाल त्रिभुवन रावल.
रामायण पाठशाळा.
प्रह्लाद रोड, राजकोट, (सौराष्ट्र)
1 JAN. 1963

अकृत्वा परसंतापं, अगत्वा खलमंदिरं;
अक्लेशयित्वा चात्मानं, यदल्पमपि तद् बहु.

સૌજન્યસુધા સાગર, સ્વધર્મનિષ્ઠ શ્રી સૌભાગ્યચંદભાઈ સદા સપરિવાર સુખી રહો તથા પ્રતિદિન ઉન્નતિ પામો.

શુભાશીર્વાદ સાથ નિવેદન જે- યાત્રા સંઘ નિકળે ત્યારે બ્રાહ્મણ-સાધુને ધર્માર્થે લઇ જતા ને રૂડી જાત્રાનો લ્હાવો આપતા.

તમોએ તમારૂં "કૈલાસ માનસરોવર યાત્રા" પુસ્તક ભેટ આપી આ યુગ જુની પ્રથા પાળી તે માટે તમારો અત્યંત આભાર માનુ છું.

પુસ્તક વાંચતાં તમારી સાથોસાથ-પડખો પડખ રહીને યાત્રા કર્યાનો આનંદ પ્રાપ્ત કર્યો છે.

"જાણે રોજ પૂજન આરતીમાં તમારા ભેળા માનસરોવર ને ગૌરી-કુંડમાં પણ સ્નાન ટાણે ભેળા ને ભેળા. તમારી સાથોસાથ જાણે કૈલાસના બધી બાજુથી દર્શન કર્યાં! અરે! ખાખી બાવાની ચટાકેદાર રસોઈ પણ જાણે તમારી સાથોસાથ જ જમ્યા!!!

ડાઇરીના રૂપમાં લખાયેલું તમારું આ યાત્રાવર્ણન શ્રદ્ધા વધારનારું, પ્રભુપ્રીતિ બઢાવનારું અનેક માહીતિઓથી પ્રચુર, વિનોદોથી ભરપૂર અને પ્રકૃતિના સુંદર વર્ણનોની ખાણ સમું છે.

સુંદર ને સ્વચ્છ છપાઇ, પાકું બાઇન્ડીંગ, આર્ટ પેપરનું જેકેટ પૂષ્ટ પરટ ફોટા છપ છતાં કિંમત માત્ર રૂપિયા પાંચ તે સસ્તા સાહિત્યથી પણ અત્યંત સસ્તી કિંમત છે.

દોહરા

સાગર સદ્ગુરુ ભક્તિના,
રામભક્તિ ભંડાર;
જલારામમાં જેમની,
આસ્થા અપરંપાર.
સાધુ બ્રાહ્મણના સુહૃદ,
નેક ટેક નિર્ધાર;
તે મંગળસુતનો સદા
વર્તો જય જયકાર.

આ પુસ્તક પ્રત્યેક પુસ્તકાલયનો સાચો શણગાર ગણાશે.

એજ લિ. માધવલાલ ત્રિ. રાવળ.

---

જોહનર્સબર્ગ (દક્ષિણ આફ્રિકા)થી શ્રી ડી. આર. ભટ લખે છે કે:

## મારા પત્નિની એક અંગ્રેજ સખી....પુસ્તકના થોડાક વાંચનથી રાજી રાજી થઇ ગઈ.

ૐ

From.—
D. R. Bhatt.
57 End. St.
Johannesburg.
South Africa.

પ્રતિ,

શ્રી કનકરાય સૌભાગ્યચંદ રાજદેવ.
ચંપાકુંજ રાજકોટ

રા. ભાઈશ્રી,

આની સાથે શીલીંગ ૧૫ ના પોષ્ટલ ઓર્ડર્સ છે તો આપ તરફથી પ્રકટ થએલ ગંગોત્રી-જમનોત્રી યાત્રાનું પુસ્તક રજીસ્ટર્ડ બુ. પો. થી રવાના કરશોજી.

આપનાં સર્વ પ્રકાશનોનું સુચી પત્ર પણ મોકલશોજી. આભાર

લી ડી. આર. ભટ્ટના જય જલારામ
વાંચશોજી.

શ્રીમાન સૌભાગ્યચંદભાઈની સેવામાં મુ. રાજકોટ.

અત્યાર સુધીનો મારો પત્ર વ્યવહાર શ્રી ચંપકરાઇ ભાઈ પ્રતિ હતો કારણ આપ જેવા પ્રવૃતિશીલ આત્માને લખી આપની સેવા પ્રવૃતિમાં ભંગ કરવો મને ઉચીત નહિ લાગતું આજ સવારેજ આપનો પત્ર મળ્યો. શ્રી જલારામ બાપાના ચારેય હાથ આપ ઉપર છે. નહિતો આવું નિસર્ગિક લખાણ સરજી શકાય નહિ.

અહિં મારાં પત્નિની એક અંગ્રેજ સખી Mis Nouell Bsc (Londan) ને આપના પુસ્તકનું થોડું વાંચન કરી મારી પત્નિએ સમજાવ્યું ચિત્રો બતાવ્યાં એ અંગ્રેજ નારી રાજી રાજી થઇ ગઇ-તેણે ભારતનો અમરનાથ સિવાયનો લગભગ સારો પ્રવાસ કર્યો છે આપ કોઇ કામ ચીંધશો તો રાજી થઇશ. અત્યંત આભાર.

લી. પીરજલાલ ભટના
જય જલારામ.

## ૧૨૬
## મેં કહ્યું કે 'સાહેબ મને તમારા કરતાં મોટો ડોકટર મલી ગયો છે અને તે છે મારો જલોબાપો !'

Lallubhai K. Bardolia
P O Box 1049.
Salisbury
S. Rhodesia.
સોલ્સબરી તા. ૧૮-૫-૬૦

શ્રી ૫

જય જલારામ.

ભગત શ્રી ગિરધરરામ હરીરામ બાપાની પવિત્ર સેવામાં જોગ,

મુ. વીરપુર સૌરાષ્ટ્ર.

સવિનય જણાવવાનું કે આપને જો યોગ્ય લાગે તો આ પરચો હવે પછી પુજ્ય શ્રી જલારામ બાપાનું જે પુસ્તક બહાર પડે તેમાં છાપશો વિગત નીચે મુજબ છે હું સ્વદેશમાં મુ. બારડોલી જીલ્લે સુરતનો રહેવાશી છું હું દેશમાં ૧૯૫૯ના અકટોબર માસની આખરમાં મારી ફેમીલી સાથે આવ્યો હતો અને વીરપુર પુજ્ય બાપાની જગ્યામાં મારી ફેમીલી સાથે પુજ્ય બાપાના દર્શનને માટે ૧૯૬૦ના ફેબ્રુઆરીની શરૂઆતમાં આવ્યો હતો ત્યારે ભગત શ્રી જલારામ બાપાનું છઠ્ઠી આવૃત્તિનું પુસ્તક લેતો આવ્યો હતો બારડોલી પાછા આવ્યા બાદ લગભગ એક મહીના પછી કોઇ કોઇ દીવસે મને ચક્કર આવવા લાગ્યા તો મેં મારા જે ફેમીલી ડોકટર હતા તેમને એ વિષે વાત કરી કે મને કોઈ કોઇ દીવસે રસ્તે ચાલતા અને ઘરમાં પણ ચક્કર આવે છે તો તેમણે મને જણાવ્યું કે તમારો પેશાબ લઇ આવજો તે મુજબ હું તેમની પાસે પેશાબ લઈ ગયો

તો તેમણે પેશાબની તપાસ કરીને જણાવ્યું કે તમને મીઠી પેશાબનો વ્યાધી છે તો મેં કહ્યું કે ત્યારે એનો ઉપાય કરો તેમણે કહ્યું કે તમારે એને માટે ૧૫ થી ૨૦ ઈંજેકસન લેવા પડશે અને તમને સંપુર્ણ આરામ થઇ જશે તો તે મુજબ તેમના કહેવા પ્રમાણે ઈંજેકસનો લેવાના ચાલુ કર્યા ૧૨ ઇંજેકસનો લીધા છતા પણ મને કંઇ ફેર ન લાગ્યો હવે ઘરમાં બાપાનો ફોટો અને બાપાનું પુસ્તક તો હતા જ અને પુસ્તક મારી નવરાસની વેળાએ વાંચતો હતો પુસ્તકમાંના પરચાઓ વાંચતા વાંચતા મારા દીલને એમ થયું કે ડૉકટરના ઇંજેકસન છોડી દઉ અને બાપાની બાધા લઉ વીચાર આવ્યો કે તરત જ ઉપડયો ડૉકટર પાસે ડૉકટર દવાખાનામાં જ હતા મેં જઇને જણાવ્યુ કે ડૉકટર સાહેબ આપનું બીલ કેટલુ છે તો તે કહે કે કેમ ભલા એટલી બધી ઉતાવળ કેમ કરો છો? હજી તમારા ઇંજેકસનો તો બાકી છે? મે કહ્યું કે સાહેબ તમારા ઇંજેકસનોથી મને કંઈ આરામ જણાતો નથી અને હવે બાકીના ઇંજેકશનો મારે લેવા નથી તમારૂ જે બીલ થયુ હોય તે જણાવો એટલે તે હું ચુકતે કરૂ તો તેમણે કુલ ૫૫ રૂ. થયા હોવાનું જણાવ્યુ મેં તેમનું બીલ ચુકવીને તેમને કહ્યું કે સાહેબ મને તમારા કરતા એક મોટો ડૉકટર મલી ગયો છે અને તે છે મારો જલો બાપો હું તો તેમની બાધા લેવાનો ત્યારે ડૉકટર મારા સામું જ જોઇ રહ્યા બીજે દીવસે સવારે નાહીને ઘરમાં બાપાનો જે ફોટો હતો તે ફોટો ભીંત સાથે ટેકવીને બાપાને પગે લાગીને મેં બાધા લીધી કે હે બાપા આજ પછી જો મને ચક્કર ન આવે અને હું સાજો સમો રોડેશીયા (આફ્રિકા) પહોંચી જાઉ અને મારા બાળ બચ્ચાને મળુ (કેમકે હું બધા મારા બાળ બચ્ચાને રોડેશીયા મુકી આવ્યો હતો ફકત મારી મીસીસ એક નાના છોકરાને જ સ્વદેશ લાવ્યો હતો) તો હે બાપા તારા થાનકે અન્નદાનમાં શીંલીગ ૨૫ મોકલી આપીશ કેમ જાણે બાપાએ મારી અરજ સ્વીકારી હોય તેમ ફોટો જે મેં ભીંત સાથે ટેકવ્યો હતો તે સ્હેજ એક બાજુ નમ્યો ને મને ખાત્રી થઈ કે બાપાએ મારી બિનંતી સ્વીકારી છે મેં મારી મીસીસને એ બાબતની વાત કરી અને તણે પણ શીંલીગ ૫ ની જુદી બાધા લીધી તો આ સાથે શીંલીગ ૩૦ માનતાના અને બીજા શીંલીગ ૨૦ જે મોકલ્યા છે તેમાંથી ભગવાન અમરનાથ અને અમરપંથનું એક એક પુસ્તક મોકલજો રકમમાં જો કંઇ ફેર હોય તો જણાવશો કે જેથી હું તરત જ મોકલી આપીશ જો રકમ વધે તો તે અન્નદાનમાં વાપરશો જય્યારાં દરેકે દરેકને મારાને મારી મીસીસ અને છોકરાઓના નમસ્કાર કહેજો આપને અને પુજ્ય બાપાને મારા પાયે લાગણુ છે જે સ્વીકારશો ભુલચુક માફ કરશો અને ઉપર જણાવ્યુ તેમ આપને જો યોગ્ય લાગે તો આ પરચો છપાવશો કેમકે મને તો ખાત્રી થઈ છે કે પુન્ય બાપા તો હાજરા હજુર છે કોઇપણ મનુષ્ય જો તેમની ઉપર સાચી શ્રદ્ધા રાખે

તો જરૂર સફળ થાય છે પુજ્ય ગિરધરરાંમ બાપાને જણાવવાનું કે આ પત્રનુ લખાણ મારા ધારવા કરતા વધી ગયુ છે તો તે બદલ આપનો અમુલ્ય સમય લીધા બદલ માફી ચાહુ છું એજ ફરી ફરી જલાબાપાને મારા પાયે લાગણુ છે

જય જલારામ
જય જલારામ
જય જલારામ

લી. લલ્લુભાઇ કે. બારડોલીયાના
જય જલારામ

તા. ક. પુસ્તકો નીચેના શીરનામે મોકલશો

L K BARDOLIA
P O Box 1049
SALISBURY
S. RHODESIA

બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર નંબર $\frac{Y}{99}$ 116156

„ „ „ „ $\frac{L4}{57}$ 973900

અનુક્રમે ૨ પાઉન્ડ અને ૧૦ શીલીંગના છે

પહોંચ લખવા મહેરબાની કરશો.

૧૨૭

## અમારા પારસી મિત્રને બાપાના પરચા ઉપર સંપૂર્ણ શ્રદ્ધા થઇ.

બનામે ખુદા જંગબાર

તા. ૧૯-૬-૬૦

પરમ પૂજ્ય ભગતરાજ ગિરધરરામ હરીરામની પવિત્ર સેવામાં,

મુ. વીરપૂર (સૌરાષ્ટ્ર)

એતાન શ્રી જંગબારથી લી. સેવક પરવીઝ હોરમસજી અમરોલ્યાના જય જલારામ વાંચશો બાદ લખવાનું જે મારા ઘરેથી સુવાવડના ટાઇમમાં બહુજ તકલીફ હતી અને મેં મારા ધણીયાનીને જંગબાર, પેમબા, અને દારેસલામ લઇ જઇને ડૉકટરોને પૂછી સલાહ લીધી ત્યારે બધા ડૉકટરોએ ઓપરેશન સીવાય કેશ સુધરે તેમ નથી એમ જાનવા મલ્યું ત્યારે મેં દારેસલામમાં એક જેનાબાઇ કરીને નર્સ પાસે જઇને વાત કીધી ત્યારે તેને પોતે વગર ઓપરેશન કરયે બચ્ચાંનો જન્મ થાશે એમ કહ્યું ત્યારે મેં શી. ૫૧-૨૫ જલારામ બાપાની માનતા કીધી અને બાપાની દુવાથી કામ સલામત પાર પડયું ત્યાર પછી મેં બીજી માનતા ખુશાલીની માની તેના શી ૫૧-૨૫ મલી જુમલે શી ૧૦૨-૫૦ મોકલ્યા છે તે જલારામ બાપાના અનક્ષેત્રમાં વાપરશો અને અમારા તરફથી જય જલારામ કરશો.

લી. સેવક

પરવીઝ હો. અમરોલ્યાના

જય જલારામ વાંચશો.

VISANJI HANSRAJ & SONS.
General Marchants &
Commission Agents
Direct Importers & Exporters
P. O. Box No. 253
ZANZIBAR

તા. ૨૦-૬-૧૯૬૦

પૂજ્ય ભક્તરાજ ગિરધરરામ હરીરામની પવીત્ર સેવામાં,

મુ. વીરપુર (સૌરાષ્ટ્ર)

જત લખવાનું કે અમારા જંગબારના એક પારસી મીત્ર પરવીઝ હોરમસજી અમરોલીઆની વહુને સુવાવડ (પ્રસુતી) ના ટાઇમે ઘણીજ તકલીફ હતી અને એવો મુશકેલીનો ટાઇમ હોવા છતાં તેઓએ અત્રેથી પેમ્બા, દારેસલામ વિગેરે સ્થળોએ ડૉકટરોને બતાવી પૂછી લીધેલ પરંતુ બધા ડૉકટરોએ સલાહ આપી હતી કે ઓપરેશન કરાવ્યા સીવાઇ કેશ સુધરે એવી આશા નથી. ત્યારે અને તેને મારા મીત્ર તરીકે સલ્લાહ આપેલ હતી કે જલારામ બાપા ઉપર તમે પુરી શ્રદ્ધા રાખો અને તેની માનતા કરો કે જો મારી વહુ (ધર્મપત્નિ) ને આ કેશમાંથી બચી જાશે અને પ્રસુતી ટાઇમે બચ્ચું કોઈ જાતની તકલીફ વગર જન્મ થાશે તો હું શી. ૫૧)૨૫ જલારામ બાપાના અન્નક્ષેત્રમાં ભેટના મોકલાવીશ એવી માનતા લીધી જેનાંબાઈ કરીને એક નર્સ પાસે જઇને આ વાત કરી ત્યારે જેનાંબાઇએ પણ હીંમત આપી કે તેને ઓપરેશન કરાવ્યા વગર બચ્ચાંનો જન્મ થાશે જ્યારે જેના બાઇએ એમ કહ્યું ત્યારે અમારા પારસી મીત્રને બાપાના પરચા ઉપર સમ્પુર્ણ શ્રદ્ધા થઈ અને કહ્યું જો બાપાના આશીશથી પ્રસુતીનું કામ સલામત પાર પડી જાશે અને બચ્ચું તથા તેના જન્મદેનાર મા બંન્ને તંદુરસ્ત રહેશે તો હું બીજા શી ૫૧)૨૫ ખુશીભેટના આપીશ એટલે કુલ શી ૧૦૨)૫૦ બાપાની ગાદીએ ધરાવી અન્નક્ષેત્રમાં મોકલીશ. તે પ્રમાણે બાપાની કૃપાથી તેની ઘરવાળીએ બચ્ચું કાંઇ પણ તકલીફ વગર જન્મ આપેલ હતો અને બન્ને મા દીકરાની તબિયત પણ સારી રહી હતી અને આજસુધી બંન્નેની તબિયત બાપાની કૃપાથી સારી છે તેથી તેની માનતાના શી ૫૧)૨૫ તથા ખુશાલીના શી ૫૧)૨૫ મળી કુલ શી ૧૦૨)૫૦ સેન્ટની હુંડી ના. ૯૨૭૦ રૂા. ૬૮)૩૩ નયા પૈસાની મુંબઈ બંદરની પુરશોતમ લીલાધર ઉપરની લખેલ અત્રેથી જેઠાલાલ બેંકર્સની તા. ૨૦મી જુન ૧૯૬૦ની તમોને મજકુર કાગળ સાથે મોકલાવી છે. તે સંભાળી લેશો અને તેની પહોંચનો કાગળ તથા શી ૧૦૨)૫૦ (રૂા. ૬૮)૩૩) નયા પૈસાની રસીદ પરવીઝ હોરમસજી અમરોલીયાના નામથી લખી અમને

મોકલાવશો. અને આ હકીકત તમારા તરફથી પ્રગટ થતી નવી આવૃતિમાં જે પરચા (પ્રગટ કરો છો) છપાવો છો તેમાં છપાવી બહાર પાડશો, તથા અમારા નામનો કાગળ (પ્રગટ કરશો) તથા પરવીઝ હોરમજી અમરેલીઆના નામનો કાગળ ત્થા રસીદ દરેક એકેજ અમારા નામનું એડ્રેસ કરીને મોકલાવશો. અને તે બાઇ. સી. મેલમાં કાગળ (કવર) મોકલશો જેથી તમને પોસ્ટનો ખર્ચ ઓછો પડે, માટે બાઇ એરમેલથી મોકલશો નહી આ ખાસ તમારી જાણ માટે લખેલ છે. સી. મેલ જે કાગળ અમોને મોડો મલશે તે માટે ચિંતા નથી. બીજું પરવીઝ હોરમસજી અમરેલીઆના હાથનો લખેલ કાગળ તા ૧૯-૬-૬૦ નો આ સાથે બીડયો છે તે સંભાળી લેશો.

બીજું મને ૧૯૫૨ના જાન્યુઆરી તા. ૨૦ મીને રવિવારના લકવાનો એટેક થએલ હતો તે તમારી ૫ મી આવૃતીમાં પ્રગટ થએલ છે. તેને આજે વર્ષ હુ નવ અને પાંચ મહીના થયા છે. મારી બિમારી બાપાની કૃપાથી અને તેની શુભાશીષથી સારી રહેલ છે ફકત હાલી ચાલી શકાતું નથી તેથી નવ વર્ષથી ઘરમાં જ બેસી રહેવું પડે છે. બહાર ફરવા પણ નીકળી શકાતું નથી પરંતુ મને શ્રદ્ધા છે કે તે પણ જરૂર મટી જાશે.

લી વીસનજી હંસરાજના પ્રણામ

---

૧૨૮

## પુજ્ય બાપા તો ફુલની પાખડી પણ સ્વીકારે છે.

સૌ. રોહિણી જતીન દેસાઇ
બી એ. (ઓનર્સ)
ડીપ્લોમા ઈન લાઇબ્રેરી સાયન્સ,
જદાખાડી,
મુળચંદ બાગની સ્હામે,
સુરત. તા. ૩૦-૬-૧૯૬૦

મ્હારા પતિને માછલી ખાતામાં (Fisheries) સૌરાષ્ટ્રમાં નોકરી હતી, રાજકોટ હતાં ત્યાં સુધી ઠીક હતું પરંતુ પછી તો ટુંકી ટુંકી મુદતે એક વર્ષમાં ઓખા, જામનગર, અને વેરાવળ બદલીઓ થઈ ત્યારે મ્હેં પૂ. જલારામ બાપાને અરજ કરી કે બાપા આમ તો હું મ્હારા પતિ સાથે

રહી ન શકું કારણ મ્હારી નાની બાળકીની સંભાળ પણ લઈ ન શકાય, માટે એવી નોકરી અપાવ કે જ્યાં પગાર સારો હોય અને અમે અમારા વતનની નજીક સાથે રહી શકીએ. મ્હારી અરજ સાંભળી અને ન માની શકાય એટલા સારા પગારવાળી નોકરી સુરતમાં મળી.

પુજ્ય બાપા કસોટી પણ આકરી કરે છે. નોકરી માટે જે દિવસ ઇન્ટરવ્યુ હતો તેના અઠવાડીયા પહેલાંથી મ્હારા પતિને તથા મ્હારી સાસુને ૧૦૩-૧૦૪ તાવ આવતો હતો કેમે કર્યો નોરમલ થાય નહિ. ઉજ્જૈનથી ઇન્ટરવ્યુ માટે મુંબઇ જવાનુ હતુ ડાકતરો એમને પથારી છોડવાની મના કરતા હતા. નિયત દિવસે અને સમયે મુંબઇ ઇન્ટરવ્યુ માટે ન પહોંચે તો સારી આશા આપતી નોકરી જાય મ્હેં ફરી પૂજ્ય બાપાને પ્રાર્થના કરી કે બાપા હવે અમારી લાજ ત્હારે હાથ છે ઈન્ટરવ્યુના માત્ર બે જ દિવસ પહેલાં તાવ નોરમલ થાય એવી આશા પડી અને દાકતરોની સલાહને અવગણી હું એમને લઇને મુંબઈ પહોંચી ત્યાં તાવ તદન નોરમલ ઈન્ટરવ્યુ પત્યો અને નોકરી મળી અને એમની નીમણુક સુરત મુકામે થઇ

હજી પણ પૂ. બાપાએ કસોટી એ ફરી પાછી મ્હને ચઢાવી સુરતમાં ઘર ન મળે. ઘર વગર અમે સાથે રહીએ પણ શી રીતે?

ફરી પૂ બાપાને પ્રાર્થના કરી બાપા ત્હેં અમારૂ નાવ કીનારે તો આણ્યું પણ ઘર અપાવે તો નિરાંત થાય. પણ સુરતમાં ઘર અને તે પણ મ્હોટું અને સસ્તા ભાડામાં મળે પણ કેમ? બધે તપાસ કરી નિરાશા મળી. થયું સામાન પાછો મોકલી દઇએ પણ મ્હેં પૂ. બાપાને કહ્યું હવે તો ત્હારી લાજ જાય છે માટે કંઈક કર. તાજુબીભરી રીતે એક મિત્ર મારફત ટેલીફોન જોડી એક મુંબઇમાં રહેતા ભાઇના મકાન માટે માગણી કરી તેમણે પોતાનું પાંચ મોટા ઓરડા-રસોડા-બાથરૂમ-ફલશ જાજરૂ ચોક વિગેરે સગવડવાળું મકાન અમને ફકત માસિક રૂા. ૫૫ના ભાડામાં આપવા કબુલત આપી અને મકાનની ચાવી પણ અમને સુપ્રત કરાવી. એક તરફથી ટ્રકથી સામાન આવ્યો અને બીજી તરફ અમને મકાનની ચાવી મળી.

મ્હારી મુંઝવણના વખતે મ્હેં પૂ બાપા ઉપર ગુસ્સો કર્યો ને કહ્યું બાપા આ વખતે મ્હારૂં કામ તું નહી કરી આપે તો ત્હારૂં નામ પણ નહિ લઉ અને ત્હારી સ્હામે પણ નહિ જોઉ. મ્હારી નાદાન ધમકીનો ઉત્તર ઉપર મુજબ આપ્યો.

આ પ્રમાણે પૂ બાપા હાજરા હજુર છે. ફકત એમનું સ્મરણ કર્યું કે કામ થયું તે છતાં હું એમના ઉપર ગુસ્સો કરૂં એ મ્હારી નાદાનીયત નહિ તો બીજું શું?

પૂ બાપાની માફી માગવા સારૂ આજરોજ હું વીરપુર આવી છું અને મ્હારી નજીવી રૂા. ૩૧) ની ભેટ ધરવા આવી છું. નોકરી મળી કે તુર્ત મ્હેં પુ. બાપાને ચરણે રૂા. ૨૫) ધરવા મનીઓરડરથી મોકલાવ્યા. પુ. બાપા તો ફુલની પાંખડી પણ સ્વીકારે છે.

જય શ્રી જલારામ

વીરપુર
તા.
૩૦-૬-૧૯૬૦

લી. સૌ. રોહિણી
જતીન દેસાઇ.

---

૧૨૯

# આ હળહળતા કલિકાલમાં પરચા સિદ્ધ જલાબાપાના દર્શને આવવાની તીવ્ર ઉત્કંઠા છે

મીસ્ત્રી જીવણભાઇ હરજી પીઠડીયા
લાકડા બજાર,
કચ્છ-માંડવી.
તા. ૧૦ સપ્ટેમ્બર ૧૯૬૦

પ્રતિ;

શ્રી સૌભાગ્યચંદ્ર મંગળજી રાજદેવ,

લેખક-સંપાદક : શ્રી જલારામ (મહાગ્રંથ)

જય જલારામ સાથે લખવાનું જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અહીં સર્વકુશળતા છે. અમારા પુણ્યોદયે અમારા એક મિત્ર પાસે શ્રી. જલારામ બાપુનું આપનું લખેલ પુસ્તક વાંચવા મળ્યું, તે ખુબ ભાવ અને શ્રદ્ધાથી અમોએ વાંચ્યું અને આ કલિયુગમાં પણ જલાબાપાના પરચા જાણી અમને ખુબજ હર્ષ થયો.

આ અરસામાં અમારા સુપુત્ર શ્રી રામજીભાઇની પુત્રી ચિ. વસંતબેન. ઉ. વ. (૩) ની છે, સખત રીતે બિમાર પડી. અમે સંકલ્પ કર્યો કે, ચિ.

વસંતબેન બરાબર થઇ રહે તો પૂ. બાપાની ગાદીએ રૂા. ૫ાારપ સવાપાંચ ધરાવશું એ રીતે અમારા ધર્મપત્નિએ શ્રી જલાબાપાની છબીને બે નાળિયેર ધરાવવાનો સંકલ્પ કર્યો હતો.

આ સંકલ્પ કર્યા બાદ નવાઇ તો એ વાતની છે કે, સારા ડાકતરની દવાઓ લેવા છતાં તાવ સાડીત્રણ ડીગ્રી હતો તે ઉતરતો નહતો, તેમાં આ સંકલ્પબળે કામ કર્યું અને તાવ ઉતર્યો, એવીજ રીતે ગળામાં ગાઠ નીકળી હતી, તે બાબતમાં પણ બાપાના માનતાથી ફેર પડયો. આ સ્પષ્ટ પરચાથી અમને થયું કે, આ કલિકાલમાં પણ પૂ. બાપા હાજરા હજુર છે.

એવીજ રીતે અમારી ન્યાતનો એક દશ વરસનો છોકરો છે તેને એક માસથી મુંઝારો થતો હતો, એમના વડીલોએ ગજા પ્રમાણે દવા-ઉપચાર કરાવ્યા, પણ કશોક ફરક પડયો નહિ, અમારા પડોશી પચાણભાઇ જશા પટેલ સાથે અમે એના ઘેર ગયા, છોકરો તદન જ એકવડીયા બાંધાનો છતાં, ત્રણ ત્રણ માણસોથી પકડાય નહિ. અમોએ એજ વખતે સંકલ્પ કરાવ્યો કે, આ છોકરાને બરાબર થઇ રહે તો પુજ્ય જલારામ બાપાની ગાદીએ રૂા. ૧૦-૨૫ સવાદશ ધરાવવા. પરિણામે આજ દશ દિવસ થયા છોકરાને શાંતિ છે, અને ઘણો ફરક પડી ગયો છે.

આ હળહળતા કલિકાલમાં પરચા સિદ્ધ જલાબાપાના દર્શને આવવાની તીવ્ર ઉત્કંઠા છે, અને પુજ્ય બાપાનો હુકમ થશે ત્યારે દર્શન થશે.

લી. જલારામ સેવક
મીસ્ત્રી જીવણભાઇ હરજી

---

૧૩૦

## મેં ધારેલ ન હતું પણ મને તુરત જ આડસો શીલીંગના પગારથી નોકરી મળી ગઈ

MISTRY G A. CHAVDA
P. O. Box. 14
Mbeya T. T.
શ્રી જી. એ. ચાવડાના જય સીયારામ

સુ. જોગ રાજકોટ શ્રીમાન સૌભાગ્યચંદ મંગળજી રાજદેવની સેવામાં

રુએયાથી લી. મીસ્ત્રી જી. એ. ચાવડાના જય સીયારામ વાંચશો

આ જે બીના હું આપને જણાવું છું તે બીના તા. ૨૨-૬-૫૮ ના રોજ બનેલ સત્ય હકીકત હું આપને લખું છું પુજ્ય જલા બાપા હાજરા હજુર છે ૧૯૫૮ ની સાલમાં હું એક ભાઇ સાથે ખેતીમાં પાર્ટનર થયો મહેનત મારી અને પૈસો તે ભાઇનો અને જે લાભ મળે તેમાં અર્ધો ભાગ તેવી રીત એગરીમેન્ટ કરીને મેં કામ શરૂ કર્યું પાક સારો આવવા માટે મેં મારી બનતી મહેનત કરી વાવેતર કર્યું પાક પણ સારા પ્રમાણમાં થયો પણ મારા સંજોગો માઠા હોય કે તે ભાઇની નીતિ બદલી હોય તો તેવા સંજોમાં તે ભાઇએ આમ છે તેમ છે કરી વાંધો ઉઠાવ્યો ચોખાની વાઢણી ચાલુ હતી મેં આઠ માસ સતત મહેનત કરીને પાક તૈયાર કરેલ પણ બાપાને બધા સારાવાના કરના હશે તો મને આપોઆપ એવો વિચાર આવ્યો કે, ચાલ જીવડા જેમ ઇશ્વરની મરજી હશે તેમ થશે. તેમની મરજી વિના તરણું પણ હલી શકતું નથી. આ વાત બન્યા પહેલાં એપ્રીલ ૧૯૫૮માં મને એક ભાઇ પાસેથી જલાબાપાની અમર ચરિત્રની બુક વાંચવા મળેલ હતી તેમાં મેં પુજ્ય બાપાના અનેક પરચાઓ વાંચ્યા હતા તેથી તે દીવસે મને આપોઆપ એવો વીચાર આવ્યો કે ભલે પાક તૈયાર થયો આપણે કાંઇ જોઇતું નથી તેવી પ્રેરણા બાપાએ કરી હોય એમ મને લાગે છે. હું તમામ તૈયાર થયેલ પાક છોડી તા, ૨૨-૬-૫૮ના રોજ સાંજના જે જલીયાણ તારો આસરો. તે અનેક ગરીબોની ધા સાંભળી

છે તો મારી ધા સાંભળ જે હું તારી પાસે ધા નાખું છું કે, મારી નીતિ સાચી હોય અને મેં જો ખરી નીતિ રાખી હોય તો તું સર્વે સંભાળી લેજે. અને મારી નીતી ખરાબ હોય તો તેનો બદલો મને આપજે એમ કહીને હું પગદંડે અરૂણ્ જંગલમાં ચાલી નીકળ્યો એક મને સખત તાવ હતો અને જંગલમાં જ્યારે પાંચ માઇલ ચાલીને જઇએ ત્યારે મેઇન રોડ ઉપર પહોંચી જ્ઞેયા જતાં કોઈ પણ વાહનો મલે. બાપાનું નામ લઈ ચાલી નીકળ્યો રસ્તામાં તાવે જોર પકડયું અને ચાલવાની શકતી રહી નહિ પણ બાપાનું નામ લેતાં લેતાં હું સાંજના ૭ વાગ્યાના સુમારે મેઇનરોડ ઉપર આવ્યો ત્યાં પહોંચતા ખબર મળ્યા કે બસ હમણાં જ ઉપડી ગઈ મેં વિચાર્યું કે હવે શું થાય પાછો અમારો સાજ્ઞો હતો ત્યાં પણ પહોંચી શકું તેવી શકિત પણ નોતી અને અરૂણ્ જંગલ હવે શું કરવું એમ વિચાર કરવા લાગ્યો અને બાપાનું સમરણ્ કરી કપાળે હાથ દઇને બેઠો બાપા તું બેલી થજે તારે આશારે છું એમ કરી બેઠો અંધારૂં ઘોર થઇ ગયું આગળ બેટરી પણ નહિ પણ હું વિચાર કરૂં છું ત્યાં અચનાક એક લેન્ડ રોઘર જંગલમાંથી હું જે રસ્તેથી આવ્યો હતો તે જ રસ્તેથી આવી અને ઉભી રહી અને મને પૂછવા લાગ્યા ટેં ઈ કેઆના ના તાકા કોઇહિ જ્ઞેયા એટલે મને કહે ચાલ બાના જ્ઞેયા જવું છે બેસીજા હું તો અચરજ પામી ગયો વગર પૂછયે મને બોલાવીને ગાડીમાં બેસાડીને જ્ઞેયા હું રહેતો હતો ત્યાં મારે ઘેર મુકી ગયો અને બીજે જ દીવસે મે ધારેલ નહતું પણ મને તુરત જ આઠસો શીલીંગના પગારથી નોકરી મલી ગઇ અને કામે લાગી ગયો તો ત્યારથી મને શ્રદ્ધા બેઠી કે મને આ તમામ મુશીબતોમાંથી ઉગારનાર પુજ્ય બાપા જ છે તો ત્યારથી હું દર માસે પચાસ શીલીંગ વીરપુર બાપાને મોકલવાનું નીમ લીધું છે અને હું મોકલતો જાઉં છું મેં છઠ્ઠી આવૃતી તથા ભજનાવલી માટે વીરપુર પુજ્ય ગીરધરરામજી બાપાને લખેલ તો આપનું એડ્રેસ મને મળ્યું છે તો આપ બે બુક છઠ્ઠી આવૃતી અને એક ભજનાવળી એક અમરપંથની બુક મોકલશો જે ખર્ચ થશે તે હું મોકલી આપીશ એટલી અરજ છે એમજ મોકલો તો બધો ખર્ચ લખી મોકલશો. છઠ્ઠી આવૃતી પુસ્તક ૨. ભજનાવલી, અમરપંથ એટલા પુસ્તક મોકલશો જે ખર્ચ થશે તે હું મોકલી આપીશ અગર તો દરેકની કીંમત લખો એટલે પોસ્ટ ઓર્ડર મોકલું.

દઃ છ. એ. ચાવડાના
જય સીયારામ

———

## ૧૩૨
## અંતરમાંથી જવાબ મળ્યો
## "બાપાનો પરચો જોવો હોય તો માનતાની જરૂર છે"

॥ ૐ ॥

ધીરજલાલ જગજીવનદાસ ગઢિયા
સેન્ટ એન્ટોનિસ ગાર્ડન,
હમ્પનઘટા, મેંગલોર ૧
તા. ૨૬-૧૦-૬૦

આફ્રિકાનું સરનામું
ધીરજલાલ જગજીવનદાસ ગઢિયા,
જગજીવનદાસ દેવચંદ ગઢિયા,
C/o ગીરધરલાલ એન્ડ કું
પો. બો. ૨૧૨૮.
કમ્પાલા, યુગાન્ડા (પૂર્વ આફ્રિકા)

શ્રી સૌભાગ્યચંદ રાજદેવભાઈ

C/o શ્રી ગીરધરરામ હરીરામ, વિરપુર

ભાઈશ્રી,

આજથી ૭ વર્ષ પહેલા બનેલા આ પ્રસંગનું વર્ણન આપવાની સૂચના અને પ્રેરણા મહારાજ શ્રી વિષ્ણુદાસ રામચંદ્ર દુધરે તરફથી હોવાથી તેમના ચરણે આ બધું અર્પણ કરૂં છું.

મારા જીવનમાં આ પ્રસંગને હું મહાન પરચો ગણું છું. તેથી મારી દૃષ્ટિએ આ પ્રસંગને જીવન જ્યોત તરીકે અપનાવું છું. મારા લખાણમાં જરા પણ અતિશયોક્તિ નથી તેની ખાત્રી આપું છું. આપણે પણ જીવનમાં "સત્યના પ્રયોગો" કરવા જોઈએ તેવી મારી માન્યતાને હિસાબે આ પ્રયોગને અગત્ય માની જનતા સમક્ષ આ પરચાને રજુ કરૂં છું.

અમારૂં કુટુંબ ઘણા વર્ષોથી પૂર્વ આફ્રિકામાં સ્થાઈ થયું છે. મુળ વતન નાગેશ્રી (જુનાગઢ) મારો જન્મ પૂર્વ આફ્રિકામાં થયો. "સિનિયર કેમ્બ્રીજ" સુધી અભ્યાસ કમ્પાલાની 'ગવર્નમેન્ટ ઇન્ડીયન સ્કુલ'માં કરી હું મુંબઈ વધુ અભ્યાસાર્થે આવ્યો. "ઇન્ટર સાયન્સ" પાસ કર્યા બાદ થોડા માર્કસને માટે મને મેડીકલ કોલેજમાં જગ્યા ન મળી.

મારી મહત્વાકાંક્ષા ડૉકટર બનવાની હતી અને તે પણ નિસ્વાર્થ સેવાભાવી ડૉકટર બનવાની ધગશ હતી. મેડીકલ કૉલેજમાં જગ્યા મેળવવા મેં ખુબ પ્રયત્નો કર્યા. હિંદની દરેક મેડીકલ કૉલેજમાં "અરજી" પહોંચાડી. અનેક જગ્યાઓ જોઇ અને મોટી લાગવગો લગાડી. ખર્ચ કરવામાં પણ કચાશ ન રાખી પરંતુ મારૂં કમનસીબ કરમાયેલા ફુલની જેમ બંધ રહ્યું. જેમ જેમ મને નિષ્ફળતા મળતી ગઈ તેમ તેમ મેં મારો વિચાર વધુ દઢ બનાવ્યો અને નક્કી કર્યું કે આકાશ પાતાળ એક બનાવી ડૉકટર જરૂર બનવું, પરંતુ દરેક મનુષ્યને ઇશ્વર સમક્ષ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા જોઇએ અને અંગ્રેજીમાં પણ કહેવત છે" 'Man Poposes and Gord disposes". એટલે મનુષ્યની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા ઇશ્વરની કૃપા પહેલી જોઇએ.

ધાર્મિક જ્ઞાનને અને સાચી પ્રાર્થનાને મારા જીવનમાં મેં જેવું તેવું સ્થાન નથી આપ્યું પરંતુ હૃદયમાં ઉતારેલ છે. ખાધા બાદ પચી ગયું અને પચેલું લોહી દ્વારા હૃદયમાં આવ્યું. સાચી પ્રાર્થના માટે ધાર્મિક જ્ઞાનની જરૂર નથી. નિસ્વાર્થમય વૃતિની પ્રાર્થના તે સાચી પ્રાર્થના. જો પ્રાર્થનાનો હેતુ માત્ર આત્મ શાન્તિ પૂરતો હોય તે પણ જોઇએ તેવી સાચી પ્રાર્થના ન કહેવાય. મનુષ્ય જન્મ આપ્યો તે માટે ઇશ્વરનો અંતઃકરણ પૂર્વક આભાર માનવો અને તે માટે દરેક કાર્યમાં સવાર સાંજ તેમનું ધ્યાન ધરવું તે તદન સાચી પ્રાર્થના. આ પ્રાર્થનાને જીવનનું કર્મ કહેવાય છે અને ગીતાનો મહત્વ સંદેશ એ વસ્તુ દર્શાવે છે કે દરેક મનુષ્યે કર્મ કરવું પરંતુ કર્મફળની આશા ન રાખવી તે પ્રમાણે તદન નિસ્વાર્થમય વૃત્તિથી કરવી જોઇએ. પ્રાર્થનામાં જુદા જુદા રૂપો અને જુદી જુદી રીતે અનેક મહાન પુરૂષોએ આપેલા છે તેમાનું કોઇપણ રૂપ આપણે આપણાં જીવનમાં લાવી શકીએ છીએ.

કોઇપણ પ્રાર્થનામાં ઈશ્વર પાસે જે કંઈ વસ્તુ માગી હોય તેનાં બદલામાં શ્રીફળ, રૂપિયા અથવા ફળફળાદીનો ભોગ ધરવામાં આવે તે વસ્તુને સાચી પ્રાર્થના નહિ પરંતુ "કરાર પ્રાર્થના" કહી શકાય. ઘણીવાર "માનતા" શબ્દ આપણે સાંભળ્યો છે પરંતુ તેવી વસ્તુ સ્વાર્થમય ગણાય છે. ઇશ્વરનો "પરચો" જુદા જ પ્રકારનો ભેદ બનાવે છે. "પરચો" બધાને નથી થતો. જેમની માનતા નિસ્વાર્થમય અને બીજાને લાભદાયક હોય તેવી માનતા જરૂર ફળે છે અને તેને ઇશ્વરનો પરચો કહેવાય છે.

મેં નિસ્વાર્થમય વૃત્તિથી ઘણાં વર્ષો પ્રાર્થના કરી હતી પરંતુ મને જોઇતી વસ્તુઓ કોઇવાર મળી ન હતી. જ્યારે મેડીકલ કૉલેજમાં જગ્યા ન મળી ત્યારે ભગવાન શ્રી જલારામબાપાને મેં પુછયું "શા માટે મારી

કસોટીઓ થાય છે અંતરમાંથી જવાબ મળ્યો "બાપાનો પરચો જોવો હોય તો માનતાની જરૂર છે" મે તરતજ કહ્યું "મારે નિસ્વાર્થમય વૃત્તિની સેવાજ કરવી છે તો હું ડૉકટર બન્યા બાદ વિરપુરની સેવા કરીશ" હું માનતા માં વધુ વિશ્વાસ રાખતો ન હતો પરંતુ અખતરા રૂપે મેં વિરપુરની સેવા કરવાની માનતા માની પરંતુ આના સાથે બીજી પણ શરત કરી ડૉકટર બન્યા બાદ આસપાસનાં સારા મ જોગો અને યોગ્ય તક તેમને આપવા રહેશે જાણે તે જ વખતે જલારામબાપા મારી સાથે વાત કરતા હોય તેમ મને લાગ્યુ; જો કે અંતરનો અવાજ હતો જવાબ મળ્યો "કસોટીઓ પુષ્કળ થશે" પરંતુ છાતી ઠોકીને કહ્યુ "પ્રાણ હશે ત્યાં સુધી કસોટીઓનો સામનો કરીશ"

મેડીકલ કોલેજમાં જગ્યા ન મળવાથી આફ્રિકા ગયો ઉપર મુજબની પ્રતિજ્ઞા મે લીધી અને બાપાનો પરચો વિજળીના વેગે થયો બીજે જ દિવસે મને કસ્તુરબા મેડીકલ કોલેજ તરફથી જવાબ મળ્યો જેમા મને જગ્યા આપવાની ખાત્રી મળી કોલેજની ફી મોકલી અને તરત જ જગ્યા મળી

આ ભિષ્મપ્રતિજ્ઞા હજુ મારી સમક્ષ ખડી છે આજે હું ડૉકટર બનવાની અણી ઉપર છું કસોટીઓના ડુંગરો માથે લીધા મોતના પંજામાથી અનેકવાર બચ્યો હજુ પણ કસોટીઓના પંજામાં સપડાયેલો છુ તેમ છતાં હસતા હસતાં હુ ડૉકટરની છેલ્લી પરીક્ષાની તૈયારી કરી રહ્યો છું

આશા રાખું કે હુ વહેલી તકે ડૉકટર બની જઈશ અને ભગવાન શ્રી જલારામ બાપા મને બધી રીતે સહાય કરશે જેથી હુ વિરપૂરની યોગ્ય સેવા કરી શકીશ તેવી મને શ્રદ્ધા છે

વધુ ન લખતાં હુ વિનંતી કરૂ છુ કે બાપાના બધા પરચાઓમાં મારો આ પરચો જનતા સમક્ષ રજુ કરશો અને પૂર્ણ શ્રદ્ધા છે કે બાપાના બાળકો દુ ખી નહિ થાય બાપા પરચા ખુબ કરશે મારા પરચાઓનું મોટું પુસ્તક લખાય તેમ છે અને બાપાની જો ઈચ્છા હશે તો હું એ પુસ્તક થોડા સમયમા બહાર પાડીશ જેથી જનતાને અનેક રીતે પ્રેરણા મળે

મને સૂચન આપવા બદલ અને પ્રેરણા આપવા બદલ હું મહારાજ શ્રી વિષ્ણુદાસ રામચંદ્ર દુખ ટેનો અંતઃકરણ પૂર્વક આભાર માનુ છુ.

એજ લી પીરજલાલનાં
જય સિયારામ

હરી ૐ શ્રી રામ જય જય રામ જલારામ સરસ્વતી દેવીજી ૐ

(આ ભાઇએ M B B S ની ડિગ્રી પ્રાપ્ત કરી છે અને છેલ્લે માર્ચ ૧૯૬૩મા પૂ બાપાની ગાદીએ પગે લાગવા પણ આવી ગયા છે (લેખક)

૧૩૨

## ઘણા પૈસા દવામાં ખર્ચવા છતાં જે દર્દ નહોતું મટતું તે બાપાની માનતા કરવાથી મટી ગયું છે.

તા. ૫-૧૨-૬૦

સુ. શ્રી કનકભાઈ,

જત મારી પત્નીને છેલ્લા બે વર્ષથી હિસ્ટિરીઆના ઓડકાર આવતા હતા. એક પણ મિનિટના અંતર વગર ઓહિયાં ઓહિયાં ચોવીસે કલાક ચાલુ રહેલુ હતું.

તા. ૨૬-૧૦-૬૦ ના રોજ અમોએ વીરપુર આવવા માટે વિચાર કર્યો ત્યારથી ઓડકારે ખૂબજ જોર પકડેલું. શરીરમાં ઉભા થવાની પણ હિંમત રહી નહતી. અને ૩૧મીનો દિવસ નક્કી થયો હતો.

આ પરિસ્થિતિમાં વીરપુર જવાનો વિચાર મારે માટે યોગ્ય નહતો. કારણ કે વીરપુર જવા માટે નીકળ્યા પછી તાબયતનું ઠેકાણું ન રહેતો લાંબી મુસાફરીમાં હેરાન થવું પડે. પણ મારી સાથે આવનાર રમણલાલે કહ્યું કે જો તમારે ન આવવું હોય તો મારે પણ આવવું નથી. માટે જલાબાપાના ભરોસે ચાલો.

તા ૩૧મીએ સાંજના અમો નીકળ્યા ત્યારે ઓડકાર ખૂબજ આવતા હતા. અમદાવાદના સ્ટેસને પહોંચ્યા પછી અચાનક મારા મગજમાં એક વિચાર સ્ફૂર્યો, અને મે માનતા રાખી કે ઓડકાર બંધ થયા પછી બાપાને પગે લગાડી એક શ્રીફળ વધેરી રૂા. ૧૧ બાપાના ચરણમાં મૂકીને ત્યારબાદ જ મારે વીરપુરનું પાણી પીવું.

તા. ૧-૧૧-૬૦ના રોજ સવારે સાડા આઠ વાગે અમો વીરપુર ઉતર્યા ત્યારે ઓડકાર ચાલુજ હતા. ત્યારબાદ બધાએ ચાપાણી કર્યા પણ મેં કંઈજ લીધું નહિ. અને બધા સાર્વજનિક બાથરૂમમાં નહાવા ગયા. ત્યાંથી નહાયા પછી અમો જગ્યામાં આવ્યા અને શ્રીમંડળ કપડાં ધોવા રહ્યું ત્યારે પણ ઓડકાર ચાલુ હતા. મને તો તરસ પણ ખૂબજ લાગેલી.

બાર વાગે પડતી પંગતમાં બધાને જમવા ઉઠવાનું કહ્યું. બધા ઉઠયા પણ મારી માનતા પુરી થયા વગર મારાથી શી રીતે ઉઠાય જો કે તરસ ખૂબજ લાગવાથી તે વખતે પાણી પી લેવાનો વિચાર થયેલો પણ મેં મન મક્કમ રાખી પાણી પીધું નહિ.

થોડીવારે સ્ત્રીમંડળ પરવારીને આવી ગયું ત્યારે ઓડકાર બંધ થઇ ગયા હતા. તેથી મેં માનતા કરી પાણી પીધુ જમ્યા. અને બીજે એક દિવસ જગ્યામાં રોકાઇ જુનાગઢ તરફ રવાના થયા.

આજે આ વાતને એક મહિનો વીતી ગયો છે, મારી પત્નીને એકપણ ઓડકાર ત્યારબાદ આવ્યો નથી. બે વર્ષમાં એક પણ દવાખાનુ બાકી ન રાખી ઘણા પૈસા દવામાં ખર્ચવા છતાં જે દર્દ નહોતુ મટતુ તે બાપાની માનતા કરવાથી મટી ગયું છે. ખરેખર બાપા મારા જેવા દુખિયાઓના દુઃખ દૂર કરતા જ રહે એ પ્રાર્થના.

લિ. પ્રેમચંદ ફુલચંદ ઠક્કર
પરા કાપડ બજાર ખેડા ગૂજરાત.

તા. ક – મને મળેલ આ પરચો પુસ્તકમાં છપાવવો હોય તો છપાવશો જેથી મારા જેવા કંઇક ઇશ્વરમાં ન માનનાર નવયુવાનને સુબુદ્ધિ મળે.

---

૧૩૩

## છેવટે પૂજ્ય જલારામબાપાની માનતા કરી...

ॐ

પી. ઓ. બોકસ નંબર ૬૩૫૭
નાઇરોબી તા. ૯-૧૨-૧૯૬૦

પૂજ્ય બાપાશ્રી ગીરધરરામ બાપાની સેવામાં,

વિનંતી સાથ લખવાનું કે મારા પુત્ર ચી. દીનકરરાયને જમણા હાથની પેલી બે આંગળીએ બહુજ ખરાબ ખરજવું થયેલ તેનાથી તે હાથથી ખાઈ પણ શકાતું નહીં એ ખરજવું લગભગ ૧૨ મહીના રહ્યું બહુ જ દવાઓ કરી પણ કયાંય મટવાની આશા ન રહી. છેવટ પૂજ્ય જલારામ

બાપાની માનતા કરી કે જો મારા પુત્ર ચી. દીનકરરાયને થયેલ ખરજવું મટી જશે તો પૂજ્ય જલારામ બાપાના અન્નક્ષેત્રમાં શી. ૨૦ મોકલી આપીશ હવે ખરજવું સાવ મટી ગયેલ છે અને માનતાના શી. ૨૦) આ સાથે છે. જે બાપાના અન્નક્ષેત્રમાં વાપરશોજી એજ.

લી. બાપાનો સેવક
શુકલ લાભશંકર આણંદશંકરના
જય જલારામ વાંચશોજી.

આ પત્ર જ્યારે આપ જલારામ બાપાની ચોપડીની નવી આવૃતી છપાવો ત્યારે તેની અંદર છપાવશોજી એવી મારી આપને વિનંતી છે.

---

૧૩૪

## મેં માનતા રાખી જલાબાપાની અને ૧૫ દિવસમાં આરામ થઇ ગયો

N P Patel (273)
C o W. D L. T. D.
Private Bag.
NAIROBI

જય જલારામની જે

હું આ કાગળમાં સ. ૫૨ નો પોસ્ટ ઓર્ડર મોકલાવું છું. તે સ્વીકારી લેશો. મારી માનતા હતી કે મને જલાબાપા સારૂં કરે તો મારે સ. ૫૨ મોકલવા.

માનતા આ પ્રમાણે હતી. મારી જમણી આંખમાંથી પાણી નીકળતા હતાં. આમ મને ૬) દિવસ થયું આંખથી નુકસાની ન હતી અને જેમ પાણી નીકળતાં તેમ મારૂં મોઢું ફરતું ગયું. હવે હું સુજાયો કે હવે મારૂં મોઢું અને આંખ જશે. મેં માનતા રાખી જલાબાપાની અને મને ૧૫) દિવસમાં આરામ થયો હોસ્પીટાલે ગયો તો મારી બીમારી માટે દવા ન હતી તો મને જલાબાપાએ સારૂં કર્યું છે મારી લાજ રાખી છે.

અને સ. પણ જલાબાપાની સ્થાનકે રાખવાની માનતા લીધી છે દેશ આવવું છે જો જલાબાપા મને વીરપુર લાવશે એવી આશા છે.

લી. આપનો સેવક નારણભાઇ પી. પટેલ
ના જયજલારામ

આ પોસ્ટ ઓર્ડરમાં નામ છે કનકરાય સૌભાગચંદ છતાં તમો જલાબાપાને સ્થાને મોકલાવવા મહેરબાની કરશો જવાબ જલદી આપશો.

---

૧૩૫

## જ્યાં જુઓ ત્યાં આજે 'જય જલારામ'ના ડંકા વાગે છે.

R. B PATEL
P. O. Box 67
KILOSA, Tanganyika

પૂ શ્રી ગીરધરરામ હરીરામ તથા અન્ય પ્રભુ ભક્તોની સેવામાં
વીરપુર

આજના ધન્ય દિવસે અને ધન્ય ઘડીએ આપ જેવા પ્રભુ ભક્તો સાથે પૂ. જલારામ બાપાને યાદ કરવા ભાગ્યશાળી બન્યો તે બાપાની જ પ્રેરણા સમજું છું. આજે જલા બાપાના પવિત્ર અન્નક્ષેત્રમાં શી. ૧૦૦) મોકલતાં આજે જે આનંદ થાય છે તે કેમ સમજાવી શકું. જુઓ કે કારણ વિના કાર્ય હોતું નથી તેમ આજે તા. ૧૮-૧-૬૨ ના દીને મારા તિર્થસ્વરૂપ પરમ પૂ માતુશ્રી લક્ષ્મીબેન ભુલાભાઈ રહીશ સુરત ડિસ્ટ્રિકગ્રામ સાંકળી (િંઝખરવા) દેવલોક થતાં એમના નિમીતે મારી શક્તિ અનુસાર જલાબાપાના પવિત્ર અન્નક્ષેત્રમાં શી. ૭૦) એ નિમીતના અને શી. ૩૦) નાની મોટી બાધા આખડીના સમજવા. મને વા નું દર્દ સખ્ત ઉપડી આવેલ તે વખતે મારી દવાની તદામારી જોતાં મારી શ્રદ્ધાળુ ધર્મપત્નિ કે જેને વિરૂમા અને જલારામ ભક્ત તરફ પૂર્ણ શ્રદ્ધા હતી તેમણે બાપાને ધા નાખી બાધા રાખી હંમેશા બાપાની પ્રાર્થના કરતાં ખોળો પાથરી મને આફ્રિકાની તદામારી એ પૂ બાપાના શુભાશીષ મેળવી શકી. તે દરમ્યાન મને પણ થોડી શ્રદ્ધા જન્મી છતાં અતિદર્દે-વિહ્વળ બનતા

ડૉકટરને ત્યાં જવા ઉપડયો અને રસ્તામાં મેં નિર્જીવ શ્રદ્ધાના બળે ફરી ઘા નાખી કે બાપા મારી શ્રદ્ધાતો ડગમગી અને દવાખાનાનો આશરો લેવા ચાલ્યો હવે તને ઠીક લાગે તેમ કર આટલું બોલતાં ડૉકટરને દવાખાનાની બહાર જતાં જોઇ પાછો ફર્યો ફરી બીજા દિવસ પર રાખ્યુ ત્યાં પચાસ ટકા રાત્રે આરામ જણાયો સાથે ડગમગતી શ્રદ્ધા નૈયા સ્થિર થઇ કારણ હું પણ એજ જમાનાનો છું કે જે જમાનામાં પૈઇની અથવા નાળીએરની બાધાએ કુબેર સંપત્તિની માંગણી થાય છે. કળયુગનો પ્રભાવ એવો છે તેમાં માનવ માનવતા મૂકે તેમાં અતિશયોકિત નથી. આજનો માનવ સમુદાય મોટા ભાગનો ધર્મ દાન કિર્તી માટે કરતો હોય છે. જ્યાં જુઓ ત્યાં મારા તારાની ખેંચતાણોથી પ્રેમભાવના ગુમાવી મારૂં મારા બાપાનું તારૂં મારૂં સૈયારૂંના સુત્રે. ઇર્ષા અને અભિમાનના પડળો જ્યાં આવી ગયા હોય તેવા સમયે જલારામ બાપુ ઓપરેશન ડૉકટર બની જ્ઞાનના દીપકો જલાવે-તો જ ઈશ્વરનો ઇન્કાર થતા જમાનામાં શ્રદ્ધાનું મોજુ નાસ્તીકતારૂપી કચરો બહાર ફેંકી આસ્તીકતાનો સાગર નિર્મળ બનાવી શકે તો જ વિજ્ઞાનીકોને ચઢેલો પાણો નીચે ઉતરે આજનો વિજ્ઞાનીક આકાશ પાતાળ એક કરી ઇંદ્ર રાજધાની પર છાપા મારવા તૈયાર થયો છે. જુઓ કે વિજ્ઞાનીકોની શકિત વખાણવા લાયક જરૂર છે પરંતુ એ બીચારાને કયાં ખબર છે કે એ દૈવી રાજતંત્ર મેળવનારા જેટલા ગયાતાં તે બધા ભૂ ભિતા થઇ ગયા છે તે જાણ્યા છતાં-ઇશ્વરના ઇન્કારના મદે મસ્ત બની દોડાદોડની હરીફાઈ જગાવે છે એ રેસમાં કોઇકનો નંબર જરૂર લાગશે. તે માનવની છેલ્લી શકિતનો પરચો સૌને અન્તયથી ઉપજાવનાર ખરો? પરંતુ મરૂ ભૂમીનું મગતરૂં સ્વર્ગ સદનનું રાજવી ન થઈ શકે હો, કારણ માનવના એ છેલ્લા પગથીઆથી પ્રભુના દ્વાર વચ્ચે દૈવી, ખીણ છે તે મોહહશ મસ્ત થઇ પ્રભુ જ્યોતિને પરાજ્ય કરવાં જતાં પતંગીઆઓનું આખરી સમાધીનું કબ્રસ્થાન પણ કહી શકાય છે. એમ મને મારી અલ્પબુદ્ધિથી ભાસે છે બલ્કે મારો અંતર આત્મા કહે છે બાકી આજના વિજ્ઞાનીકને એ મારી વાતો ઘેલીઆની ઘેલછા જેવી જરૂર દેખાશે તમારા જેવા પ્રભુના પ્યારા બંદાઓને શું લાગે તે જલાબાપાના પ્યારા બંદાઓને શું લાગે તે જલાબાપાના ભકત મંડળ તરફથી જાણવાની આશા રાખું છું. પૂરી કરશો તો પ્રભુની પ્રસાદી સમજીશ અને પ્રભુ ભકતોનો આભારી થઇશ

આવું નાસ્તીકતાનું વાવાઝોડું જ્યારે સાત્વીકતાની ધર્મ ધજાને ડચમચાવી રહ્યું હતું અને નાસ્તિકતાની પતાકા ફરકવા તૈયાર થયું છે એમ જોઇ ક્ષીર સાગરમાં શેષ શય્યામાં પોઢેલા ભગવાનને થયું કે હવે તો ધર્મ ધજા બચાવવા આક્રમણકારીઓની શાન ઠેકાણે લાવવા કંઇક

નમ્ર પ્રયાસ થવો જોઇએ એમ વિચારી મહાલક્ષ્મી ભગવતિને સંબોધીને કહયું કે ચાલો તૈયાર થાવ આપણા તેજમાથી થોડું થોડું તેજ વિરપુર જલારામ ભકતમાં અને વિરૂબાઇમાં સુધી આક્રમણ ધારીએ ગામે લાલ બત્તીનો સીંગલ આપીએ નહિ તો સાત્વીકતા લોપાતાં આપણાપર વિજય મેળવશે તો પછી હું કર્તા શેનો હાલો ઝટ કરો એતો હાંફળા ફાફળા આવી પુગ્યા વિરપુર અને એક રામનામથી શું થઈ શકે છે તે અને અન્ન જેવા દાનમાં શું મહત્તા સમાએલી છે તેનો પરચો બાપાએ સ્વદેહે બતાવ્યો પ્રભુ શકિત જ્યાં પ્રાણ અને પ્રકૃતિ ભેગી ભળે ત્યાં બાકી શું રહે જ્યાં જુઓ ત્યાં આજે જય જલારામના ડંકા વાગે છે, અને એ ભરવી નાદે નાસ્તીકતા પુછડી પટપટાવતી ભાગે છે વાહરે પ્રભુ બોલીયા તું પણ ખરો કે દેશ પરદેશ સુધી દોડવામાં પાછી પાની કરતો નથી મારા વાલાને જરા યાદ કરો ત્યા તો ઝોળી-ધોકો લઈ હાજરા-હજુર હોય વાહરે પ્રભુ તારી પણ લીલા છેને જો થઈ છે તે એક વગર ભણેલા સાધારણ માનવીને પણ તું દેવ બનાવી ઘરે ઘરે તેની જે બોલાવે છે અને નાસ્તીકના સ્વાર્થી પુજારીઓ કે જેઓ વાવતાજ લણવાની ઈચ્છા રાખતા હોય પાચ મિનીટ સ્થીર ચિતે પ્રભુ ભજતાં ભજતાં છેવડો આકાશ પાતાળે પહોંચી જાય તેવાની સાન (ભાવણ પિરસી) ઠેકાણે લાવવાનો કિમીઓ બતાવ્યો પછી તરત દાનને મહા પુનને કયો સુરખો જતો કરે તેમ, લાભે લાભો લોટીને કહેવત સાચી

લખવું ઘણું હતુ પણ અતિશયોકિત લાગવાથી જય જલારામ ગુરૂદેવ કહી લખાણમા સુધારો કરવાનો સર્વ હક્ક તમારા ઉપર છોડી નવી બુકોમાં પ્રગટ કરવાની શુભાકંક્ષાએ વિરમું છું

લી અન્નક્ષેત્રની અમર પતાકા જન્મોજન્મ અખંડ જોવા મળે એવી આકાક્ષા સેવતો તમારો દાસાનુદાસ- રણછોડદાસ ભુલાભાઈના લાખો દંડવત પ્રણામ સ્વીકારશો.

---

૨૩૬

## હમોએ બાપાંના ધરાઇ ધરાઇને દર્શન કર્યા....

મંબાસા, તા. ૯-૩-૬૨

શ્રી ૧૧ ગણુપતી ગજાનંદકી જે...

તિર્થ સ્વરૂપ ભકતશ્રી ગીરધરરામ મહારાજની સેવામાં,

જોગ વીરપુર.

મંબાસાથી લી. સેવક તાપીબેન મકનજીના પાયલાગણુ સ્વીકારશોજી.

જત લખવાનું કે, પરમ પુજ્ય બાપાના પરચાનો પ્રસાદ અમોને પણુ મલ્યો છે. વિગતે લખવાનું કે, હમો મંબાસાથી નૈરોબી બસમાં સાલ ૨૦૧૮ કારતક સુદ ૧૨ ને રવીવારે તા. ૧૯-૧૧-૬૧ ના દીવસે સવારે મંબાસાથી સવારે સાડા આઠ વાગે નૈરોબી જવા બસ ઉપડી તે એસી થઈ અરૂસાને રસ્તે થઇ જતા અરૂસા સુધી રાત્રે એક વાગે ફીંજબાના મેદાનમાં ઉપર ખાતે વરસાદ ઘણો થવાથી ત્યાં એક ગળનાળું હોવાથી પાણીનું જોર વધારે હોવાથી ત્યાં રાત્રે બસ રોકાઈ ગઇ ગળનાળાથી પચાસ પોણોસો ફુટ દુર બસ ઉભી રહી. પણ વરસાદ પુષ્કળ હોવાથી જ્યાં બસ ઉભી હતી ત્યાં સુધી પાણી આખા વીસ્તારમાં પસરી ગયા ને બસના વીલ પણ એક ફુટ પાણીમાં ડુબી ગયા ત્યારે હમારા બધાના હોસકોસ ઉડી ગયા તે વખતે બસના દરવાજા પણ બંધ કરી દીધા ને હમોએ તેજ વખતે રાત્રે જલાબાપાને સંભાળ્યાં ને મનમાં મનમાં બાપાનું રટણ ચાલુ કર્યું કે તેજ વખતે બસના આગળના કાચના દરવાજા પર બાપાનાં હમોએ દર્શન કર્યા તેમાં બાપા માથે પાઘડી ને હાથમાં લાકડી લઇ એવા સ્વરૂપે દર્શન દીધાં તેજ વખતે હમોએ બાપાના ધરાઇ ધરાઇને દર્શન કર્યા ને બાપાને અરજ પણ કરી કે બાપા આ નીરજન જંગલમાં હમારૂ કોઇ તમારા સીવાય નથી માટે તમે બચાવો તો બચાવો એવી

અરજ કરતાની સાથે વરસાદ વરસતો બંધ થઇ ગયો ને આસ્તે આસ્તે સવારે પાંચ વાગે એટલે પાણી ઉતરી ગયા ને નૈરોબી બીજે દીવસે એક વાગે પોંચી ગયા એ ઉપરથી હું લખું છું કે બાપા સાક્ષાત સંભાળતાની સાથે આવી પોંચે તે એજ અરજ છે. બાપાને તસ્તી આપી તેની હું માફી માગુ છું. લી. આપની સેવક તાપીબેન મકનજીના એકથી હજારવાર પાય લાગણ સ્વીકારશોજી એજ હમારા ઘરના સર્વના છે.

લી. બાપાના પરચાનું પાન કરનાર
તાપીબેન મકનજીના પાયલાગણ
સ્વીકારશોજી.

આ પરચો આવૃતીની બુકમાં છપાવો તેમાં પ્રગટ કરશોજી એજ.
લી. તાપીબેન

---

## ૧૩૭

## ....ત્યાં બન્ને આફ્રિકન કયાં અલોપ થઇ ગયા તે મને ખબર ના પડી.

જય જલારામ જય જલારામ જય જલારામ

શ્રી જય જલારામ બાપાની જય હો, કાગળ લેટ લખાણું તો માફ કરસો,

શ્રીમાનશ્રી ભાઇશ્રી વડીલ બંધુની સેવામાં એતાન શ્રી ગામ નૈરી કેનીયાથી લી. આપના જલાબાપાના સેવક માવજી કાનજી તથા અમારા બધા કુટુંબના જય જલારામ વાંચજો.

બીજું હાલમાં તમોને લખવાનું કે ડીસેંબર માસમાં અમારા ઉપર આફત આવેલ હતી તે નીચે પ્રમાણે છે.

૧૫. સાથ હું નાઇરોબી ગયો હતો તો પાછો બીજા દિવસે સાંજે ૭ વાગે હું ઘરે આવેલ તે વખતે મારી પાસે શી. ૧૮૦૦ રોકડા હતા અમારૂં ઘર પહાડી ઉપર નીચેથી બે આફ્રીકન કાળા લોકો આવતા મેં

નજરે જોયા તે લોકો ડાકુ હતા. બરાબર સાંજે ૭ વાગે હું બસમાંથી નીચે ઉતરી ઘરે જતો હતો અને ૨ માણસને જોયા અને હું મુંઝાણો. કે હવે મારે જવું કઇ બાજુ કારણ મારી ૧ ઘડીઆળ તથા શી. ૧૯૦૦ કેસ હતા મેં માવજીએ રાડ પાડી હે જલાબાપા મારી સાહીતા કરસો એમ બેવાર પોકાર કર્યો ત્યાં બંને આફ્રિકન કર્યાં અલોપ થઈ ગયા તે મને ખબર ના પડી અને હું જલાબાપા જલાબાપા કરતો દોડ મુકી ઘરે ગયો અને જલાબાપાને નાળીએર ત્થા સાકરની માનતા કરી અમે શાંતિથી શીલીંગ બચી ગયો આ પરચો મેં નજરો નજર જોયો છે અને બાપા અમારા કુટુંબની રક્ષા કરે એવી બાપા પાસે મારી માગણી છે. તો આ પરચો તમો આપશો બીજી આવૃતિમાં જરૂર આપશો.

લી. માવજી કાનજી

જય જલારામ જય જલારામ જય જલારામ જય જલારામ જય જલારામ
હરે રામ હરે રામ હરે રામ હરે રામ હરે રામ હરે રામ હરે રામ હરે રામ

લી. માવજી કાનજી પ્રજાપતિના જય જલારામ વાંચશો

Box 10 Nyeri (M. K. P.)
(K. C)

---

## ૧૩૮
## એટલીજવારમાં એક ચમત્કાર થયો.

K. K. Doshee
C/o Dr. K. J. Doshee
Doshee Falia
MANDVI
Kutch

સુ. શ્રી સૌભાગ્યચંભાઈ,

પરમાર્થ અર્થે આપને એક તસ્દીનો વધારે કરી નીચેનો પરચો હવે પછીની આવૃત્તિમાં યોગ્ય લાગે ત્યારે ઉમેરવા વિનંતી છે.

૧૯૫૫ની સાલની વાત છે. INT. Sc. ની પરીક્ષા આપવી હતી અને પરીક્ષામાં કોઈ પણ રીતે પાસ થવાનું જ હતું. પરીક્ષાના સમયે જેમને ત્યાં રહીને હું અભ્યાસ કરતી હતી તેમના મુખ્ય માણસનું મરણ થયું પરીક્ષા આવવાનો સમય બહુ જ નજીક હતો. એ દરમ્યાનમાં વાંચન તો

કંઇ થઈ શકતું જ ન્હોતું. ઘેર જઈ વાંચવા હિંમત ચાલતી ન્હોતી કારણ કે જેના સુખમાં ભાગ લીધો હોય તેના દુઃખમાં અવશ્ય ભાગ લેવોજ જોઇએ.

આ પરીક્ષા આપવા માટે રાજકોટ આવવાનું હતું પરીક્ષા આપવા જતી વખતે ત્યાંના પ્રોફેસરોએ આશા પણ રાખી ન્હોતી અને ઘણા વિઘ્ન સંતોષી હિતેચ્છુઓ એવું પણ ઘેર (પૂ. પિતાશ્રી)ને લખાણ કર્યું હતું કે ભણાવવાનું છોડાવી દયો. મને પોતાને પણ પાસ થવાની ખાત્રીજ ન્હોતી એક વિષય પુરતી નહિ પણ આખીય પરીક્ષા પુરતી કારણ કે માંદગી દરમ્યાન અને મરણ પાછી વાંચન થયું જ ન્હોતું.

હું રાજકોટ પરીક્ષા આપવા આવી ત્યાં દુકાને દુકાને એક છબી પાસે દીવો કરતાં મેં ઘણાંને જોયાં પછી અચાનક એક બાઈ મળ્યા તે પણ એવું જ કહેતા હતા કે મારે એવો નિયમ છે કે, હું શ્રી જલારામને દીવો કર્યા વગર ખાતી નથી. મને પણ એજ વખત ખુબ જ શ્રદ્ધા ઉત્પન્ન થઈ. મેં પણ માનતા કરી કે, હે બાપા! આ પરીક્ષા આપ્યા પછી હું તરત જ તમારા દર્શનાર્થે આવીશ અને ત્યાં સુધી કંઈ પણ ખાઈશ નહિ માત્ર ચા, દુધ ઉપર રહીશ.

Theoryની પરીક્ષા પુરી થઇ એટલે પ્રતિજ્ઞા મુજબ હું વીરપુર ગઈ આ રસ્તો મારાથી અજાણ હતો પણ બધું એવી રીતે બની ગયું કે જાણે જેણે પ્રેરણા આપી તેણે બધી વ્યવસ્થા કરી.

દર્શન કરી આવ્યા પછી પંદર દિવસે પ્રેકટીકલ્સની પરીક્ષા હતી પ્રેકટીકલ્સ ખાસ કરીને ભૌતિક શાસ્ત્રના પ્રેકટીકલમાં ભય હતો અને જે પ્રેકટીકલ્સમાં ભય હતો તે જ પ્રેકટીકલ્સ મને પરીક્ષામાં આવ્યો કે જેને માટે મે રાત દિવસ પ્રાર્થના કરી હતી... આવો ન ધારેલો પ્રેકટીકલ્સ જોઇ હુ ગભરાઈ ગઇ મારામાં જે શ્રદ્ધાની જ્યોતિ જલી રહી હતી તે નાશ પામી પણ મે હિંમત ગુમાવી નહિ અને શ્રી પ્રભુનું સ્મરણ ચાલુ રાખ્યું અને કંઈ પણ ભૂલ થઇ ગઇ હોય તો માફી માંગી. એટલી જ વારમાં એક ચમત્કાર થયો. પરીક્ષક જેઓ સાધારણ રીતે કોઇની દરકાર કરતા નથી તે મારી પાસે આવ્યા અને મને કહ્યું કે બેન, ગભરાવ નહિ તમને જે પ્રેકટીકલ જોઇએ તે માંગી લ્યો. આવુ કોઈ દિવસ પરીક્ષકો કહેતા જ નથી પણ આમા બાપાની કૃપા હતી.

પરિણામનો દિવસ નજદીક આવ્યો. પાસ થવાની તો આશા જ ન્હોતી એટલે પરિણામ લેવા શું જાઉં ઘેર પણ કોઇને આજે પરિણામ છે એવી વાત પણ કરેલ નહોતી અને કોઇને ખાત્રી પણ ન્હોતી કે હું પાસ થઈશ.

પરિણામનો જે દિવસ હતો તે તો જવા દીધો અને કંઇ પણ પરિણામ લેવાની ઇચ્છા કરી નહિ બીજે દિવસે સ્થાનિક-પેપરમાં પરિણામ જોયું ત્યાં તો નંબર હતો મને થયું કે કદાચ કોઇકે મારી મશ્કરી કરી હશે કારણ કે બધાની પૂરેપૂરી ધારણા જ હતી હું ચોક્કસ જ નપાસ થઇશ.

પૂ. જલારામ બાપાની કૃપાથી હું પાસ તો થઇ ગઇ પણ મે સાથે સાથે પ્રતિજ્ઞા કરી હતી કે પૂ બાપા જો મને પાસ કરશે તો હું પરચો ત્યાં લખી મોકલાવીશ જેથી ભાવિક લોકોને શ્રદ્ધા વધે.

પણ કોણ જાણે મને શું થઇ ગયું આ વાતને વર્ષો વીતી ગયા ત્યાર પછીના એક વર્ષમાં મેં સફળતા મેળવી નથી. હવે મને એમ લાગવા માંડયું કે તે પ્રતિજ્ઞા કરી હતી કે હું પરચો લખીશ પણ આજ દિન સુધી મેં પાલન કર્યું નથી તો હવે સત્વર તેનું પાલન કર. એ હુકમનું પાલન કરી આજે મને થયેલો પરચો લખી મોકલાવું છું.

લી. કૃષ્ણા કે દોશીના
જય જલારામ.

---

૧૩૯

## તરત જ બાપાની મદદથી મને સહાય મળી અને ગુંડો ભાગી ગયો

॥ ॐ ॥ ન્યેરી તા. ૮-૫-૬૨
P W. D. NYERI
પો. બો. ૧૭

શ્રી જલારામ બાપા સત્ય છે અને હાજરા હજુર છે

પુજ્ય શ્રી ગીરધરરામ હરીરામ મુ વીરપુર.

આજરોજ આ સાથે શી ૩૦ નાં બે પોસ્ટલ ઓર્ડર બીડેલ છે.
જેનાં નં W8/95 972085 શી. 20/-
તથા L5/28 595380 ,, 10/
30/- આ પ્રમાણે બે પોસ્ટલ ઓર્ડર
બીડેલ છે તો રસીદ નીચે પ્રમાણે મોકલશો

| | |
|---|---|
| શ્રી શરદ ત્રીવેદી કરાટીના | શી. ૧૩-૭૫ |
| નલીનીબેન રેવાશંકર વ્યાસ નાઈરોબી | ,, ૬-૦૦ |
| શ્રી રેવાશંકર છ. વ્યાસ P.W D ન્યેરી | ,, ૧૦-૨૫ |
| | કુલ શી ૩૦-૦૦ |

આ પ્રમાણે મણ રસીદ મને નીચેને સરનામે મોકલાવશોજી. મારી હકીકત નીચે પ્રમાણે લખી મોકલાવેલ છે જે સૌભાગ્યચંદભાઇ રાજદેવને મોકલવા મહેરબાની કરશોજી. જેમાં મને પૂજ્ય જલારામ બાપાએ કેવી રીતે મદદ કરી છે અને મારી જીંદગી બચાવેલ છે.

નીચેની હકીકત આપને ત્યાં વાંચવી હોય તો બાપાની ગાદી પાસે ભક્તોની હાજરીમાં વાંચશો અને પછી રાજકોટ મોકલાવી આપશો.

દઃ આર જી. વ્યાસનાં
જય જલારામ

શ્રી સૌભાગ્યચંદભાઈ રાજદેવ,

તા. ૩-૫-૬૨ ને ગુરૂવારનાં રોજ હું તથા અમારી સાથે બીજો માણસ શી. એક લાખ વીશ હજાર રોકડા લઇને પગાર દેવા જતાં અહિંથી દશ માઈલ ઉપર પહોંચ્યા બાદ ગુંડાઓએ છરીને પીસ્તોલ સાથે અમારી ગાડી રોકીને લુંટ ચલાવી. મને ગરદનમાંથી પકડીને ઝાડીમાં લઇ ગયા અને માર માર્યો તથા છરી બતાવીને મારી નાખવાની ધમકી આપી. મારા દિલમાં એકદમ બાપાનું સ્મરણ થયું અને માનતા કરી કે "હે જલારામ બાપા હું જો સાંજે નરવો આજે ઘેર પહોંચીશ તો આપને બે નાળીયેર વધારીશ" અને તરત જ બાપાની મદદથી મને સહાય મળી અને ગુંડો ભાગી ગયો, અને હું ઘેર આવી ગયો મને જમણી આંખ ઉપર સખત મુક્કો મારેલ છે પણ બાપાની દયાથી મારી આંખમાં કાંઇ પણ હરકત આવી નથી તેથી બાપાને હું શી. ૧૦-૨૫ માનતાનાં મોકલાવું છું જો બાપા હાજર ન હોત તો હું બચવા પામેલ હોત નહી. મને બાપાએ જ બચાવેલ છે. આ તદ્દન સત્ય હકીકત છે અને મને બાપાએ જ મદદ કરેલ છે.

દઃ રેવાસંકર છ. વ્યાસ
P. W. D. ન્યેરી

૧૪૦

## બાપા તો સાક્ષાત્ પ્રભુ છે.

જલારામ બાપાની જય હો     તા. ૧૯-૫-૬૨

પરમ પૂજ્ય વડીલ મુરબ્બી ભક્ત જલારામ બાપાની સેવામાં

વડીલ ગિરધરરામજી હરીરામજીની સેવામાં

જત લખવાનું કે આ સાથે શી. ૫૦ અંકે પચાસનો પોસ્ટલ ઓર્ડર નં. XI 063150 બીજો L 5 590899 નો મોકલાવેલ છે મલે કે તુરત પોંચ લખવા નમ્ર વિનંતી છે મે બાપાની માનતા કરેલ છે તા. ૧૫-૫-૬૨ ના રોજ સાંજે પાંચ વાગે જ્યારે હું કામ ઉપરથી આવેલ ત્યાં મારા પુત્રનો પેસાબ લાલ થઇ ગયો હતો (બ્લેક વોટર) આખું ઘર ચીંતામાં હતું મારા દીલીપકુમારને મોટરમાં લઇ ડોકટર પાસે ગયો અને મોટરમાં બાપાની માનતા લઈ લીધી કે મારા દીકરાનો પેસાબ જલદી સુધરી જાય તો શી. ૫૦ બાપાની જગ્યામાં મોકલી આપીશ અર્ધા કલાકમાં અમો ડોકટર પાસેથી આવ્યા ત્યાંજ પેસાબમાં સુધારો થવા લાગ્યો અમોએ આખી રાત ઉજાગરો કર્યો સવારે બીલકુલ પેસાબ સફેદ થઇ ગયો બાપા તો સાક્ષાત પ્રભુ છે અમારા ઘર ને જલાબાપા ઉપર બહુજ શ્રદ્ધા છે તો મોકલાવેલ શીલીંગ જગ્યામાં બાપાની ગાદી ઉપર ધરશો અને અમારા વતી એટલું કહેજો કે અમારા ઉપર અમી દ્રષ્ટી રાખે અમો તો પામર માણસ છીયે બીજું શું કરી શકીયે બીજું બાપાની નવી આવૃતી છપાઇ હોય તો મને મોકલવા મહેરબાની કરશોજી કીંમત પણ લખશો આ પરચો નવી આવૃતીમાં છાપવા નમ્ર વીનંતી છે.

વળતો જવાબ તુરત લખશો કારણ કે મારા ભાઈએ પોંચ ન આવે ત્યાં સુધી (અટક) લીધી છે. બાકી બાપાની મહેરબાનીથી ખુશી મજામાં છીયે.

બસ એજ લી. પ્રભુદાસના જય જલારામ વાંચશોજી

મારૂં સરનામું
ઠા. પ્રભુદાસ કાનજી ખગ્રામ
C/o. મીવાની સુગર મીલ લીમીટેડ
મુ. મીવાની (કેન્યા) બી. ઇ. એ.
PRABHUDAS KANJI KHAGRAM
C/o. M S M. (K) Ltd.
P. O. MIWANI
KENYA B.E.A

## ૧૪૧
## અમને બાપા ઉપર શ્રદ્ધા બરાબર છે

Anara 13-6-62

**શ્રીરામ જય જલારામ.**

મા. અ. ત્વા ભકત શ્રી ગીરધરરામની સેવામાં, મુ. વીરપુર.

પ્રતિ શ્રી અનાડાથી લી. હરજીવન કુંવરજીના ઘણા ઘણા જય જલારામ સ્વીકારશો.

વિશેશ આજરોજ M. O. થી રૂ. ૧૫) પંદર બાપાના ચરણમાં અનદાન માટે મોકલું છું તે મને પહોંચ લખશો. બાદ અમો દુરૂગ ખાતે રહીયે છીએ અને હમેશા પત્ર વહેવાર ત્યાંથીજ થાય છે પરંતુ હાલમાં આંઇ આવ્યા હોવાથી પત્ર તથા M. O. આંયેથી કરેલ છે. વિગત નીચે મુજબ.

૧. આજથી લગભગ રાા વરસ પહેલાં અમારા ઘરેથી અમારા પત્નિની તબિયત ઘણી ખરાબ એટલે આખરી હાલતમાં હતી. તેજ વખતે ઓચીંતા (જલાબાપા) યાદ આવી ગયા અને રાત દિવસ તેનુ જ રટન કરવા લાગ્યા. અને મનમાં સંકલ્પ કર્યો જે બાપા તબિયત સુધર્યા બાદ અમો (વીરપુર) આંટો લગાવી જશું. અને અમારી શકતી પ્રમાણે તે કરી છુટશું. ત્યાર બાદ ત્રીજી રાતે મારી પત્નિએ સુતાં સુતાં પ્રથમ તો દીવાલમાં બાપાની ઝોરી જોઇ. ત્યાર બાદ ડંડો જોયો. એટલે તે સંશયમાં પડી ગઇ. એટલે તુરતજ (જલાબાપા) ના અરધા ફોટાની આકૃતિ જોવામાં આવી એટલે તે તુરત સમજી ગઈ કે (જલાબાપા) આવ્યા સવારમાં મારી પાસે વાત કરી એટલે મેં કહ્યું જો મે આ પ્રમાણે બાપાની માનતા કરી છે પણ મને દર્શન ન થતાં તને દર્શન થયાં ત્યાર બાદ તબીયત વરતી થઇ. ગઇ. પરંતુ આર્થીક સ્થિતીના સંજોગો તળે જે અત્યાર સુધી હું ત્યાં આવી શકયો નહીં હવે છેલા બાર મહિનાથી મારી પત્નિના મગજની સ્થિરતા બરાબર નથી. કોઈએ કાંઇ કરી નાખ્યું હોય એવી શંકા હંમેશાં રહ્યા કરે. તેમ માનતા કરી છે તે પુર્ણ નથી થઈ તેની પણ હમેશાં દીલમાં ફીકર શંકા રહયા કરે તેથી તે માનતાના રૂ. ૧૦)

બાપાની ગાદીયે ધરવા મોકલું છું. અને બાપાનો જ્યારે હુકમ થાશે ત્યારે ત્યાં દર્શન કરી જશું. હવે (બાપા જાણે અને એની દીકરી જાણે)

બીજા રૂ. ૫) મોકલ્યા છે. તેની હકીકતમાં અમે (જલાબાપા) ના નામની આટા ચકી ચલાવી છે. તેમાં ધાનનું હલર પણ લગાવેલ છે પણ તેનું ગવરમેન્ટી લાઇસન્સ હજુ મળ્યું નથી તે અંગે ખરચો પણ કર્યો આખરે થાકીને તેનો બોજો (બાપા) ઉપર નાખી દીધો છે. હવે બાપા જ તે વસ્તુ સુધારશે તે બાબતના રૂ. ૫) છે.

બાદ અમોને છેલ્લા ૨૩ વરસથી T. B.ની બીમારી છે તે બાબતની મારી પત્નિએ રૂ. ૫૦) બાપાના નામની માનતા કરી તે વખતે મને બાપાનો અનુભવ નહીં. પરંતુ તે હમેશા મને ટકોર કર્યા કરે જે વીરપુર રૂ. ૫૦) મોકલવા છે આખરે થાકીને મને બાપાની ચોપડી પંડે આપી વંચાવી અને બધી વસ્તુ મને સમજાવી એટલે અમે તુરત રૂા. ૫૦) તે માનતાના તથા રૂા. ૧૦) મારી દીકરીયે બાપાની ગાદીયે મોકલી દીધા. મારી દીકરીને પણ છેલ્લા ૧૨ વરસથી T. B. ની બીમારી છે. પરંતુ અમને બાપા ઉપર શ્રદ્ધા બરાબર છે. અને તે અમારૂં નીભાવ્યે જાય છે. બાપાના પરચા તો ઘણાં મળ્યા છે. પણ કેટલાનું વૃતાંત આપવું આજે આ પહેલો રીપોર્ટ બાપાના ચમત્કારનો મોકલું છું. ત્યાં સર્વે ભાઇઓને અમારા ઘણાં ઘણાં જય જલારામ. પુજ્ય સૌભાગ્યચંદભાઇને ઘણાં ઘણાં જય જલારામ.

પહોંચ દુર્ગના શરનામે લખશો.

હરજીવન કુંવરજી
શ્રી જલારામ ફ્લોર મીલ
ઠે. શંતશા લગાન.
દુર્ગ. (M P.)

લી.
હરજીવન કુંવરજી
ના જય જલારામ
૧૪-૬-૬૨

———

## ૧૪૨
## બાપાની માનતા કરી અને....

મુ. તરકતળાવ તા. ૧૧-૭-૬૨

સરવે ભકત શ્રી ગીરધરરામ હરીરામ બાપાની સેવામાં મુ. વીરપુર ગામ તરકતળાવથી લી. આપને હર હંમેશ યાદ કરનાર ઠકર પ્રીતમલાલ ગોકળદાસના પ્રણામ વાંચશો બીજું લખવાનું જે જલારામ બાપાનાં પરચા અમારા ગામમાં આપ્યા છે તે સાચા છે ને હમણાં જ આપ્યા છે પટેલ નારણ દેવશીનો બળદ રૂપીઆ ૫૦૦) ની કિંમતનો બળદ માંદો પડયો તેમને નારણભાઇ મને મળ્યા ને મેં તેમને કહ્યું કે તમો જલારામ બાપાને એક શ્રીફળ વધેરો તો સાજો થઈ જશે તેમણે શ્રીફળની માનતા કરીને એક કલાક પછી બળદે ખાવાનું શરૂ કર્યું બળદ સાજો થઇ ગયો બળદને વલો થયો હતો.

પરચો બીજો : અહીંના તરકતળાવના કાઠી સુરગભાઇ માણસુરભાઇ છે તેમનાં દીકરા ગોલણભાઇને આખું શરીર વાથી જલાઇ ગયું ખુબ દવાઓ કરી ડૉકટર પાસેથી ખુબ ઇન્જેકશનો લીધા પણ સારૂં થયું નહિ પછી તેમનાં બાપુ ગોલણભાઇનાં પીતાશ્રી મને પ્રીતમભાઇને મળ્યા ને પ્રીતમભાઇએ જલારામ બાપાની માનતા કરવાનું કહ્યું માનતા એક શ્રીફળની કરી તે વખતે જ દીવસે આરામ જણાવા માંડયો અત્યારે સાવ સારૂં છે નહિતર ખેતર જાય તોય જવાતું નહિ તે લોકો ચલાલા દાના ભગતનાં સંપ્રદાયમાં માનતા હતા છતા જલારામબાપાને માનતા થઇ ગયા છે.

પરચો ત્રીજો : અહીંના પટેલ જીવરાજ રાજાની ભેંસ ૧ પાણીનો ખાડો મોટો હતો તેમાં ખુતી ગઈ કેમેય નીકળતી ન હતી હું પ્રીતમભાઈ શેઠ ત્થા નારણ દેવશી ત્થા હરીજન સુથર સાજણ ત્થા હંસરાજ જીવરાજ આટલા જણા ભેંસને કાઢવા ગયા પણ પચીસ માણસો આવે ત્યારે ભેંસ નીકળી નહિ પણ મે તેમને કહ્યું કે જલારામ બાપાની માનતા કરો તેમણે જલારામ બાપાની માનતા કરી એક શ્રીફળ વધેરવાની એટલે તુરત જ ભેંસ ખાડામાંથી પોતાની મેળે ખાડામાંથી નીકળી ગઇ છે. અમોએ ચાર જણાંએ જલારામ બાપાનું નામ લઇને કાઢી.

પરચો ચોથો. અહીંના પટેલ પુના જોડાને ઘણા વરસોનુ જુનુ દમનુ દરદ હતું પણ કેમેય મટતુ ન હતુ કેટલીએ દવા કરી ડૉકટરો પાસેથી દવા તથા ઇન્જેકશનો લીધે છતા સારૂં થયુ નહિ પછી તે બાપા મને ઘણા જ ટાઇમે મળ્યા ને જલાબાપાને માનતા નોતા પણ મેં તેમને કહ્યુ કે, પુના બાપા તમો એક શ્રીફળ જલારામ બાપાને વધેરો તો તમોને દમનો રોગ મટી જશે પછી તેમણે જલાબાપાની નાનત કરી ને ઘણા વરસનું જુનુ દમનુ દરદ મટી ગયુ અત્યારે તે બાપાને માનતા થઇ ગયા છે તેમના દીકરા બચુભાઇ પુનાભાઈ પણ માનતા થઈ ગયા છે

પરચો પાંચમો તરકતળાવનાં કાઠી ખમીઆ સુરગભાઇ માણસુરભાઈની ભેસ રૂપીઆ ૫૦૦ ની કિંમતની માંદી પડી ભેંસને આમ નીકળતુ હતું કેટલીએ દવાઓ કરી પણ સારૂ થતુ નોતુ પણ જલારામ બાપાની એક શ્રીફળની માનતા કરી ને સારૂં થઇ ગયુ છે, તે ભેંસ અત્યારે સાજી નરવી છે તે દુજે છે દુધ શેર ૧૦, એક ટકે કરે છે તે લોકો જલારામ બાપાને માનતા થઈ ગયા છે તે જાણશો

પરચો છઠો અહીંના પટેલ હરજી દેવશીના માતુશ્રીની આંખો દુખતી હતી ને અંધાપો થઈ ગયો હતો પણ જલારામ બાપાની એક શ્રીફળની માનતા કરી એકદમ સુઝતા માંડયું ને અત્યારે સાવ સારૂ છે ને જલારામ બાપાને માનતા થઇ ગયા છે અત્યારે તેમની ઉંમર ૬૦ વરસની છે અંધાપો મટી ગયો છે ને જલાબાપામા માનતા થઇ ગયા છે તે લોકો સ્વામી નારાયણના ધર્મ પાળે છે છતા જલારામ બાપાને ખુબ માને છે

પરચો સાતમો. એક વખત જલારામ બાપા ફતેપુર આવ્યા ફતેપુર જલારામ બાપાના ગુરુનુ ગામ હતુ એટલે અવારનવાર જલાબાપા ફતેપુર પધારતા ને ફતેપુરથી ૪ માઇલ દુર તરક તળાવ ગામ આવેલ છે તે તરક તળાવ ગામમા ઠકર આણદજી હેમરાજ સોનપાળ નામના એક લોહાણા ગૃહસ્થ રહે છે તે આણદજી હેમરાજ જલારામ બાપાના અનન્ય સેવક હતા ભજની તથા કીરતનીયા હતા તે ઠકર આણદજી હેમરાજને જ્યારે ખબર પડી કે જલારામ બાપા ફતેપુર આવ્યા છે તે આણદજીભાઇ જલારામ બાપાને ફતેપુરથી પોતાને ગામ તરક તળાવ તેડી લાવ્યા ને આણદજી હેમરાજને જમવાનુ શુ કરવુ તે જમવાની રસોઇની તરખદમા પડયા પણ જલાબાપાએ કીધુ કે આણદજીભાઇ આપણે કાંઇ નવીન નવહુ કાંઇ કરવુ નથી ઘરમા જે હશે તે ખાઇ લેશુ તે વખતે ઘરમા જુવારનુ ધાન ને દહીં હતા તે કુમરો ને દહીં ખાઇ ને જલારામ બાપા આશીરવાદ દઇને ચાલ્યા ગયા અત્યારે આણદજી હેમરાજના દીકરા ગોકળદાસભાઇ છે ગોકળદાસભાઇના દીકરા ગીરધરલાલ તથા પ્રીતમલાલ

બ ને દીકરા તરક તળાવમા રહે છે તેઓ જલારામ બાપાને ખુબ માને છે આ પરચો જલારામ બાપાની હૈયાતીનો છે તે જાણશો

પરચો આઠમો તરક તળાવ ગામમા એક પ્રીતમલાલ ગોકળદાસ લોહાણા ગૃહસ્થ રહે છે તેમની દીકરીને પેસાબનુ દરદ હતુ દીકરી વરસ બે ની તેમણે જલારામ બાપાની રા રૂપીઆ તથા શ્રીફળનુ તથા બે ઘીના દીવાની માનતા કરી માનતા કરીને બીજે જ દીવસે જ સારૂ થઈ ગયુ છે તે દીકરીનુ નામ લક્ષ્મીદેવી છે તેની ઉમર વરસ બેની છે પ્રીતમલાલ ગોકળદાસના ઘરમા કોઇ પણ માણસ બીમાર પડે એટલે તરતજ જલારામ બાપાની માનતા કરે એટલે સાવ સારૂ થઇ જાય

પરચો નવમો તરક તળાવ ગામમા ઠાકરશી કેશવ કરીને એક કણબી ગૃહસ્થ રહે છે તેમને રાત્રે ખુબ ઉલટી થઇ રાત્રે બાર વાગ્યે જલારામ બાપાને સંભાર્યા સવા રૂપીયો તથા એક શ્રીફળની માનતા કરીને સાવ સારૂ છે તે ઠાકરશી કેશવ સ્વામી નારાયણનો ધર્મ પાળે છે છતા જલારામ બાપાને માને છે આ બધાય પરચા નજરે જોયેલ છે તે સાચા છે તમારા પુસ્તકમા આ બધા પરચા છાપવા અમારા વતી મેરબાની કરશો

પરચો દસમો અહીંના પટેલ નારણ દેવશીની આખમા આકડાનુ શીર પડયુ ને આખ સાવ ફુટી ગઇ ને સુજનુ સાવ બધ થયુ આધળા થઇ ગયા તેમણે જલારામ બાપાની એક શ્રીફળની સવા પાશેર સાકરની માનતા કરીને સાવ સારૂ છે તેમને નવો અવતાર છે તેમની ઉમર વરસ ૫૫ વરસની છે આ દસેય પરચા તમો જલારામ બાપાના પુસ્તકમા છપાવવા મેરબાની કરશો એવી અમારા ગામના પ્રજાજનોની વિનતી છે બસ એજ આ પરચા કવરમા બીડુ છુ આ પરચાનુ કવર મળે તુરતજ જવાબ આપશો વળતી ટપાલે

લી ઠકર પ્રીતમલાલ ગોકળદાસ સોનપાળ
ના જય જલારામ વાચશો

નુ તરક તળાવ
પોસ્ટ પીઠવાતળ
જીલ્લો અમરેલી સૌરાષ્ટ્ર

—

## ૧૪૩
## ... આમ બાપા વિદ્યાર્થીઓની વહારે ધાય છે ...

જય જલિયાણ

જોગશ્રી ગામ વીરપુર, પરમ વંદનિય પ્રાતઃસ્મરણિય પૂ. ગિરધર બાપા તથા પૂ. જયસુખ બાપા.

મોમ્બાસાથી લી. સેવક રમણના જય જલિયાણ વાંચશો.

આપ સર્વ ત્યાં કુશળ હશો એવી બાપાને પ્રાર્થના સાથે આ એક નીચેનો પરચો તમોને લખી જણાવું છું.

ગયા વરસે મારો ભાઇ નામે બિપીન, કેન્યા મિડલીમીનરી એક્ઝામીનેશનમાં બેસવાનો હતો. ભાઇ ભણવામાં ઠોઠ, અમને તો જરાયે આશા ન હતી કે ભાઈ પાસ થશે. પરંતુ અમે તો જલાબાપાની માનતા લીધી અને ખૂબ મહેનત કરી, પરિણામમાં શક હોય જ શું ? બિપીન કે જેના પાસ થવાની આશા ન હતી, તે પહેલાં ગ્રેડમાં પાસ થયો. કેન્યામાં આ પરીક્ષા બહુ જ કઠણ મનાય છે અને સાચે જ અઘરી છે. એ માનતાના પૈસા તો મેં પરિણામ મળ્યું એજ દિવસે મોકલાવી દીધેલ પરંતુ પત્ર લખ્યો નહતો.

આમ બાપા વિદ્યાર્થીઓની પણ વહારે ધાય છે વિદ્યાર્થીઓએ સાથે સાથે મહેનત પણ કરવી તો બાપા જરૂર સહાય કરશે.

ઉપર જણાવેલ પરચો બાપાની ચોપડીમાં છપાવવા કૃપા કરશો. જેથી બુદ્ધિવાદમાં વિદ્યાર્થીઓને જરા શ્રદ્ધા બેસે.

અંતમાં મારા વતી, ભાઈ વતી અને સર્વવતી બાપાને એટલી પ્રાર્થના કરશો કે અમને બધી વાતે સુખી રાખે.

લી. સેવક રમણના
જય જલિયાણ.

૧૪૪

## ડોકટરે હાથ ધોઇ નાખ્યા પરંતુ બાપા ઉપર શ્રદ્ધા રાખવાથી આરામ થઈ ગયો.

બાપા હાજરા હજુર તો છે જ તેમાં જરાપણ શંકા નથી.

જય જલારામ

ચોપડવા
તા. ભચાઉ કચ્છ
તા. ૧૨-૮-૬૨

મુ. જોગશ્રી વિરપુર (સૌરાષ્ટ્ર)

પૂજ્ય ભગત શ્રી ગિરધરરામ હરિરામની પવિત્ર સેવામાં,

જત પૂજ્ય જલારામ બાપા મારા ઘણાંએ કાર્યમાં સાથ આપીને મને આગળ વધાર્યો છે અને મારી લાજ રાખી છે. તે બદલ મને પૂજ્ય બાપા હરઘડીયે યાદ આવે છે. વિશેષમાં જેટલું વધુ લખું તેટલું ઓછું અને પૂજ્ય જલારામ બાપાએ મને જે જે કાર્યમાં સફળતા આપીને પરચા નીચે મુજબ છે.

(૧) લિ. ગામ ચોપડવા પોસ્ટ ચિરાઈ તાલુકે ભચાઉ કચ્છના રહીશ-કણબી ભોજરાજભાઇ જુઠાભાઇ બારવડીયા લખવાનું કે અમારા ઘરેથી બિમારીનો પ્રસંગ બે વર્ષથી ચાલુ છે તથા ડોકટરોની દવાઓ તથા ઇન્જેક્શનો બહુજ લીધેલ છે. છતાં તે કોઇ દવાથી આરામ થયેલ નથી. આજથી આઠ દિવસ પહેલાં સખત બિમાર પડેલ જેથી અમારા પાડોશી ઠા. વિસનજીભાઇ રણછોડદાસ અમારે ઘરે આવેલ ને અમને જલારામ બાપાની વાતો તથા પરચાથી સમજાવેલ, તે ઉપરથી અમોને જલારામ બાપા ઉપર શ્રદ્ધા બેઠી. ને તેજ વખતે તેમની દુકાનેથી જલારામ બાપાની છબી મંગાવી, તેમના કહ્યા પ્રમાણે દીવો તથા અગરબત્તી કરી તથા પાણી જલારામ બાપાનું નામ લઇને અમારી પત્નીને પાએલ. તથા જલારામ બાપાને ત્યાં વિરપુર આવીને સવા પાંચ રૂપિયા જલારામ બાપાને ચરણે ધરાવવાની માનતા લીધેલ તથા અમારી પત્નીને આઠ દિવસમાં સંપુર્ણ આરામ છે. તે માનતા અમોને ટાઇમ મળવાથી વિરપુર આવી કરી જઇશું.

(૨) અમારા ચિ. બારવડીયા વેલજીભાઈ ભોજરાજભાઈ તા. ૧૨-૮-૬૨ ના દિવસે બે વાગ્યાના સુમારે રમતા, રમતા અચાનક ઈસ્ટ્રીયા આવેલ બે કલાક રહેલ ત્યારે અમે જલારામ બાપાની સવા રૂપિયાની માનતા રાખેલ જે છોકરો બેઠો થાય કે તુરતજ સવા રૂપિયાની પ્રસાદી જલારામ બાપાના ફોટાને ધરાવીને વેંચશું એવી માનતા લીધેલ ત્યારબાદ બેજ મિનિટમાં છોકરો આળસ મરડીને તેના પિતાશ્રીના ખોળામાં બેઠો થયો. જેથી તેજ વખતે જલારામ બાપાના ફોટા સામે ઘીનો દીવો તથા અગરબત્તી કરી છોકરાને જલારામ બાપાના ફોટા સામે પગે લગાડી તથા પ્રસાદી ધરાવી પછી પ્રસાદી ગામના બાળકોને આપવામાં આવી. જેથી અમારા બાળક તથા અમારાં પત્ની તથા અમોને જલારામ બાપા ઉપર પુરી શ્રદ્ધા છે. અને ઉપરની હકીકત સત્ય છે. જે હવે નવી બાપાની આવૃત્તિ છપાવો તેમાં ઉપરની હકીકત જરૂર છપાવવા મહેરબાની કરશો.

બાપા અમોને સદાય માટે સુખ દુઃખમાં સહાયતા કરે એમ અમો ઇચ્છીએ છીએ ત્યાં જગ્યામાં ગિરધરબાપા, તથા જયસુખ બાપા, તથા જલારામ બાપાના સર્વે ભકતોને અમારા દંડવત પ્રણામ કહેશો.

લિ આપનો સેવક
બારડીયા ભોજરાજભાઈ જુઠાભાઇ
ગામ-ચોપડવા, પો. ચિરઇ.
તા. ભચાઉ-કચ્છ.
જી. કચ્છ (ભુજ)

દઃ ગણપતભાઇ નથુરામ સથવારા.
ભોજરાજભાઇ જુઠા બારવડીયાના
રૂબરૂમાં કહેવાથી.

જય જલારામ

---

તા. ૧૬-૮-૬૨ મુ. ચોપડવા
પો. ચિરઇ તા. ભચાઉ-કચ્છ
નામ. ઠા. વિસનજીભાઇ રણછોડદાસ

જય જલારામ.

(૧) આને ચમત્કાર ન કહું તો શું કહું ?

(૨) શ્રદ્ધા અને સાચા પ્રેમથી માનેલી માનતા કદી પણ નિષ્ફળ જતી નથી.

(૩) બાપા તો પરમાત્મા સ્વરૂપ છે તેમાં શક નથી.

(૪) હાજરાહજુર દાખલા આપું છું જેનું વર્ણન થઇ શકે તેમ નથી.

(૫) પુ. જલારામ બાપા ગરીબોના બેલી બધાની રક્ષા કરે છે. અને તેના પર સાચી શ્રદ્ધા અને વિશ્વાસ રાખવાથી કોઇ માનતા અફળ જતી નથી જરૂર માનતા ફળે છે. એ સનાતન સત્ય છે.

પરમકૃપાળુ રઘુકુલમણી શ્રી રામચંદ્રજીના વહાલા પરમ ભકતરાજ પૂજ્ય જલારામ બાપના પવિત્ર ચરણકમળમાં અમો સર્વે કુટુમ્બીજનોના સાષ્ટાંગ દંડવત પ્રણામ હોજો, મુ. વીરપુર.

ચોપડવાથી લી. આપનો આજ્ઞાકિત સેવક ચિ. ઠક્કર વિસનજીભાઈ રણછોડદાસના સાષ્ટાંત દંડવત પ્રણામ માન્ય કરશોજી.

વિશેષમાં આપ વડીલને લખવાનું કે, બાપાની કૃપાથી અમારા સહકુટુમ્બ ખુશીમજામાં છે. ને આપણને પણ હમેશાં યાદ કરીએ છીએ. લખવાનું કે અમારા કુટુમ્બમાં બિમારી તથા કોઈબી કામમાં અમો જલારામ બાપાને સંભાળીને તેમની છબી સામે ઘીનો દીવો તથા અગરબતી કરી તેમનું નામ લઈ અમારી યથાશકિત અનુસાર અનેક વખત માનતા લીધેલ તે બાબત રૂબરૂમાં ત્રણ વખત અમો કુટુમ્બ સહિત વીરપુર જલારામ બાપાના દર્શન કરી ગયેલ ને માનતા કરી ગયેલ ને, તથા અહીં બેઠા માનતા કરેલ ને અનેક કામ જલારામ બાપાના પ્રતાપે સફળ થએલ. જે જે માનતા પૈસાની લીધેલ તે હરહમેશાં અમો મનીઓર્ડરથી મોકલી આપેલ છે. જલારામ બાપાના પ્રતાપથી અમો સહકુટુમ્બ સુખી છીએ ને હરહમેશાં જલારામ બાપાની પ્રત્યે સહાય હોય એવી જલારામ બાપાની અમો પ્રાર્થના કરીએ છીએ.

અનેક બાબતમાં જલારામ બાપાને સંભારવાથી અમારી મનોકામના ફળીભૂત કરેલ છે ને હરહંમેશ કરશે એવી અમારી આશા જલારામબાપા પ્રત્યે છે. ઉપરની હકીકત જેટલી લખું તેટલી ઓછી છે કારણ કે અનેક વખત અમોને જલારામ બાપાએ સહાય કરેલ છે અને કરશે કોઈ કોઈ ટાઇમે દુઃખ ઓચિતું આવેલ છે. પરંતુ જલારામ બાપાનું નામ સમરતાં તથા તેમની માનતા લેવાથી તેજ ટાઇમે દુઃખ દુર થાય છે. તેવા અનેક વાર અમોને પરચા મલ્યા છે. ને જલારામબાપા પ્રત્યે અમને શ્રદ્ધા પુષ્કળ છે. અમારા ડૉકટર પણ જલારામબાપા છે, અને તે સહાય કરે છે, અમારા આખા કુટુમ્બને જલારામબાપા પ્રત્યે પૂર્ણ આસ્થા છે, ને હમેશાં થાય એવી અમારા સહકુટુમ્બની અંતરની માગણી છે.

તા. ક. – ઉપરની હકીકત અમારી લખેલ સત્ય છે. જે જલારામબાપાની હવે આવૃત્તિ નવી જે છપાય તેમાં ઉપરની હકીકત સર્વે છપાવવા આભારી કરશો એવી આપના સેવકની નમ્ર વિનંતી છે. ત્યાં જગ્યામાં સર્વેને અમારા જય જલારામ વંચાવશો.

જપો નામ જલીયાણનું કરે પાપનો નાશ,
કર જોડી વિસનજી કહે રાખો દઢ વિશ્વાસ.

રામ નામમેં લીન હૈ દેખત સબમેં રામ,
તાકે પદ વંદન કરૂં જય જય જલારામ.

ટીપ :— ઉપરની હકીકત જ્યારે છપાવો ત્યારે અમોને પોસ્ટ કાર્ડથી જણાવવા મે. કરશો જેથી અમો તે પુસ્તક મંગાવી શકીએ. તેમનું પુરેપુરૂં સરનામું લખશો.

જય જલારામ સર્વે ભકતોને અમારા વતીથી પંચાવશો એજ વિનતી ટપાલ જરૂરથી લખશો.

લી. સ્નેહાધીન સેવક,
ઠક્કર વિસનજીભાઈ રણછોડદાસના
જય જલારામ વાંચશો

મુ. ચોપડવા.
(પો. ચિરઈ, તા. ભચાઉ-કચ્છ.)
નામ- દત્તાણી વિસનજીભાઇ રણછોડદાસ
મુળ વતન : જુના કટારીયા,
હાલ : ચોપડવા.
રસકસની દુકાન

તા. ૧૫-૮-૬૨

---

જય જલારામ

મું. ચોપડવા
પો. ચિરઈ
તા. ભચાઉ કચ્છ.

મેં માનતા લીધીને બાપાએ મારો પગ મટાડયો તા. ૧૮-૮-૬૨

ચોપડવાથી લિ. ચિ. આજ્ઞાંકિત સેવક દુબળીયા શવજીભાઈ કરશન દાસના જય જલારામ વાંચશો.

વિનંતી સાથે જણાવવાનું કે ગઈ કાલે દિવસના આઠ વાગે મારો પગ અચાનક જલાઇ ગયેલ જેની પીડાથી ઊઠી પણ શકાતું નહિ તેમજ ચલાતું પણ નહિ. જેથી મેં મારી માતુશ્રીને કહેલ કે આની દવાનું શું કરશું ત્યારે મારી માતાજીએ બારવડીયા ભોજરાજભાઇ જુકાના છોકરા વેલજીને ધરકીયા આવેલ તે બે કલાક મટેલ નહિ ત્યારે ભોજરાજભાઇએ જલારામ બાપાની માનતા કરેલ ને બે જ મીનીટમાં જલારામ બાપાએ

છોકરાને આળસ મરડીને બેઠો કરેલ ત્યારે તેમને ઘરે મારી માતાજીની હાજરી હતી. જેથી અમારી માતાજીને જલારામ બાપા પ્રત્યે શ્રદ્ધા બેઠીને અમોને અમારી માતાજીએ જલારામ બાપાની માનતા કરાવેલ. જે પગ મટી જશે. એટલે વિરપુર જલારામ બાપાના ચરણે લગાડી જઇશું ને બાપાને ચરણે સવા રૂપિયાની માનતા કરી જઇશું ઉપરની માનતા લીધેલ ત્યારે જલારામ બાપાનો ફોટો અમારા પાડોશી ઠક્કર વિસનજીભાઇ રણછોડદાસને ઘેરથી લાવીને ધીનો દીવો તથા અગરબતી ઉપરની માનતા રૂપિયા સવાની લીધેલ જેને બીજે દિવસે અમોને આરામ બરાબર થઇ ગયેલ છે. ને ઘરનું કામકાજ કરીએ છીએ. અત્રે વરસાદની મોસમ છે. જેથી ટાઈમ મલવાથી જલારામ બાપાનો હુકમ થયે વહેલાસર વિરપુર બાપાના દર્શન કરી રૂપિયો સવા માનતાનો ધરાવી જશું. ત્યાં જગ્યામાં ગિરધરબાપા તથા જયસુખબાપા તથા અનેક ભક્તોને અમારા જય જલારામ વંચાવશો.

લિ. દુબળીયા શિવજી કરશન
મું. ચોપડવા
પો. ચિરઇ
તા. ભચાઉ કચ્છ.

તા. ક. :

ઉપરની હકીકત હવે જે નવી આવૃતિ છપાય તેમાં આ હકીકત છપાવવા મહેરબાની કરશો ઉપરનો દાખલો અમોને કબીલુત થયેલ છે, ને જલારામ બાપા હર હમેશાં સાયતા કરે એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

જય જલારામ

તા. ૧૮-૮-૬૨

## ૨૪૫
## માનતા લીધા બાદ....

શ્રી પુજ્ય ગીરધરલાલ બાપાની પવિત્ર સેવામાં
(લેગ મું. વિરપુર જલાબાપા)

લી. મગનલાલ લીલાધરના જય જલારામ વાંચશો.
મુ. રાજકોટ

જત લખવાનું જે પુજ્ય જલારામ બાપાના ચમતકાર અમોને થતા. પુજ્ય જલાબાપાની ચોપડીઓ છપાય છે તેમાં આ ચમતકારો છપાવી આપવા અમારી નમ્રુ અરજ છે.

અમો મુળ વતની જામખંભાળીયા તાલુકાના ગામ ભાડથરના હાલ રાજકોટ દશ વર્ષ થયા આવેલા છયે પહેલો ચમતકાર નીચે મુજબ.

જે અમારી પત્નિ ગંગાબાઇને માસિક વખતે દુખાવો સખત રહેતો અને ખુન પણ બહુજ આવતા અને લગભગ સત્તુ દીવસ શુધી તો બેભાન જેવી સ્થિતી રહેતી અને તે દર્દ લગભગ વીશ વર્ષનું હતું જે દર્દ માટે અમો જામ ખંભાળીયા વૈદો તથા ડોકટરો તથા જામનગરના ડોકટરોની ખુબ દવાઓ કરી ત્યાર બાદ રાજકોટમાં દસ વર્ષ થયા રહેવા આવેલા ત્યાં પણ ખુબ દવાઓ ડોકટરો તથા વૈદોની લીધેલી છેલ્લે જતાના હોસ્પીટલમાં સુશીલા પુષ્કરણાં બેનને બતાવેલ તેને ઓપરેશન કરવાનું કહેલ તો ઓપરેશન પણ કરાવેલું જેનાથી પણ કાંઇ આરામ થયેલ નહી. ત્યારપછી અમોએ જલાબાપાની માનતા રૂા. ૫-૨૫ એટલે સવાપાંચ રૂપીયાની અને શ્રીફળ બે ધરવાની માનતા કરેલ છે જે માનતા લીધા બાદ તુરતજ જે સખત દુઃખવો થતો તથા ખુન પણ સખત આવતા તે આસ્તે આસ્તે આરામ થતો રહ્યો અને આજે બીલકુલ તે દર્દ પણ જતું રહેલ, નીરોગી શરીર જેવું થયેલ.

ત્યારબાદ સાં. ૨૦૧૫ માં બીજો ચમત્કાર જે અમારી પત્નીને પક્ષઘાત થયેલો જેમાં હાથ-પગ તથા જીભ ડાબી સાઇડનાં જલાઈ ગયેલ ત્યારે પણ મોટી મુસીબત ઉભી થયેલ, માણુસ રોકવા પડેલ અહીં કોઈ અમારા

ભાઇઓ રહેતા ન હોય અમો તો મુશ્કેલીમાં મુકાણાં ત્યારે પણ જલાબાપાને યાદ કર્યા અને તેની માનતા રૂ. ૨૫)ા સવાપચીસની કરી તો બીજે જ દીવસે હાથ તથા પગ છુટા થવા લાગ્યા અને અઠવાડીયામાં તો બીલકુલ હાલતા ચાલતા તથા જીભ પણ જે જલાતી તે પણ છુટથી બોલવા લાગ્યું અને બીલકુલ આઠ દીવસમાં આરામ થઇ ગયો.

ત્રીજો પરચો : જે મને કાનનો દુખાવો સાં. ૨૦૧૮ના ચૈત્ર માસથી થોડો થોડો થતો અને રસી પણ ચાલુ રહેતા તો એક દીવસ તો સખત દુખાવો ઉપડયો અને અંદર સોજો પણ થએલ જે દવાઓથી કાંઇ ફેરફાર થતો નહીં તો જલાબાપાને યાદ કર્યા ને ફકત જલાબાપાને બે ચોખા ઘીના દીવા માનેલ જે માનતા લીધા બાદ તેજ દીવસે રાતના દુઃખાવો ૧ વાગે ઓછો થતાં બીજે દીવસે બીલકુલ દુખાવો બંધ થયો અને રસી પણ અઠવાડીયામાં બીલકુલ બંધ થઇ આજે બીલકુલ આરામ થયો છે.

તા ૩૦-૧૦-૬૨ સુધીમાં જલાબાપાની દયાથી અમો આનંદ કરીએ છીએ અને અમોને જ્યારે સંકટ વખતે જલાબાપાને યાદ કરીએ ત્યારે જલાબાપા જરૂર હાજર રહે છે આજે જલાબાપા પણ હાજર છે એમ અમો માનીયે છીએ એ.

દઃ મગનલાલ લીલાધર
ના જય જલારામ વાંચશો.

મારૂં શરનામું -
મોહનલાલ લીલાધર
જંકશન પ્લોટ, નાં. ૧૧
નીલકંઠમાં ( ભગવાન નિવાસની સામે )
રાજકોટ.

---

૧૪૬

# ....અને મને પરચા પણ બતાવ્યા છે..

રામીસી તા. ૨૮-૮-૬૨

પરમ પૂજ્ય જય જલારામ બાપાની સેવામાં
મુ. વીરપુર ભારત

રામીસીથી લી. જીવા સામતનાં જય જલારામ વાંચશો જત આ સાથે શી. ૧૦- નાં પોસ્ટલ ઓર્ડર નં, L 5 6145-70 નો મોકલ્યો છે. 28 જે મળ્યેથી પોસ્ટમાં વટાવી પૂ. બાપાના ચરણમાં મારાવતી ધરશો.

છેલ્લા સાતેક વરસથી હું પૂ. બાપા પર બહુ જ શ્રદ્ધા રાખું છું અને મને પરચા પણ બતાવ્યા છે. જેમાંના ત્રણેક પરચા અહિં રજુ કરૂં છું.

૧. સને ૧૯૫૭ ના ઓકટોબર માસમા અચાનક હું વીરપુર આવેલ અને ત્યાં રાત રોકાઇ પ્રસાદ લીધેલ અને તેજ અરસામાં મારી આફ્રિકાની પરમીટની કોશીષ ચાલતી હતી. અને મેં માનતા કરેલ કે જો પરમીટ મળે તો રૂબરૂ ફરી વખત પૂ. બાપાનાં દર્શન કરી યથાશકિત મુજબ ધરવું અને ૧૯૫૭ ના નવેમ્બરની ૧૭ મી તારીખે પરમીટ મળી અને હું ત્યાં ૧૯૫૮ ના જાન્યુઆરીની ૨૧ મી તારીખે રૂબરૂ ફરી વખત ત્યાં આવેલ હતો.

૨. સને ૧૯૬૧ ના ઓગસ્ટની ૨૦ મી તારીખે મારી બેબી ગોરખા-સામાં ૨ા વરસની ગુમ થયેલ અને એકાદ કલાક બધી જગ્યાએ ગોતી વળ્યાં પોલીસ સ્ટેશને રીપોર્ટ કર્યો પણ કેમે કરી મેળ ખાધો નહિ છેવટે મારી બૈરીએ પૂ. બાપાને યાદ કર્યા અને મળે તો શી. ૧૦- દશ મોકલી આપવાં અને તુરતજ એક હિંદી ભાઇ તેડીને લઇ આવ્યા.

૩. સને ૧૯૬૨ ના જુલાઇ માસમાં મારી નોકરી તુટવાનો મને ભય લાગ્યો અને લગભગ ૯૯% નકી હતું ફરી બાપાને મેં યાદ કર્યા અને નોકરી સહીસલામત રહી જાય તો શી. ૧૦- પૂ. બાપાને ધરૂં જે ઉપરોકત શી. આજરોજ મોકલ્યા છે.

આમ હરવખતે હરઘડી પૂ. બાપાને યાદ કરીયે છીએ અને નાની નાની માનતા ઘર બેઠાં પણ કરીએ છીએ જેવી કે પીપરમેન્ટ, સાકર, શ્રીફળ. અને પૂ. બાપાનો ફોટો પણ ઘરમાં રાખેલ છે.

આપ નવી આવૃતી છાપો ત્યારે ઉપરના ત્રણે પરચા છાપવા મે. કરશો અને બાપુનાં સંભારણાં કોઈ નવી આવૃતી બ્હાર પડી હોય તો જવાબ લખશો.

બીજું હું દેશમાં પોરબંદર તાબે ગામ સોસીયાવદરનો વતની જ્ઞાતે મ્હેર છું. દેશમાં ગવર્નમેન્ટ સર્વન્ટ તરીકે માસ્તરનું કામ ત્રણ વરસ કરી અને અહિં ૭।। વરસથી માસ્તરનું કામ કરૂં છું. અને તા. ૧૫ મી ઓગસ્ટથી સુગર ફેક્ટરીમાં કામ કરૂં છું. હવે સ્કુલનો સ્ટાફ એમ કહે છે ફરી સ્કુલમાં કામ કરો. અને સુગર ફેક્ટરીનો સ્ટાફ એમ કહે છે કે ફેક્ટરીમાં કામ કરો તો જરા હું મુંજાઇ ગયો છું કે કયાં કામ કરવું સારૂં મારે હિસાબ બંન્ને સારાં છે. તો પૂ. બાપાનું સ્મરણ કરી વળતો જવાબ લખવા કૃપા કરશો.

હવે વધુ લખી આપને કંટાળો નથી ઉપજાવતા તકલીફ બદલ આભાર જવાબ જરૂર લખશો.

એજ લી. જીવા સામત નાં
જય જલારામ વાચશો

Address
JIVA SAMAT
P. O Box No. 158
MOMBASA
Ramisi Sugar Factory
KENYA B E. A

—o—

૧૪૭

## આ માનતા લીધી અને એક અઠવાડીઆમાં....

જય જલારામ તા ૫-૧૦-૬૨ને શુક્રવાર

શ્રી વીરપુર મહાશુભસ્થાને પરમ પુજ્ય ભક્તરાજ ગીરધરરામજી હરિરામજીની પવિત્ર સેવામાં,

નાઇરોબીથી જલારામ બાપાના સેવક ડાહ્યાભાઇ અને તેમના પત્નિશ્રી દેવીબેન જાન્યુઆરીમાં દેશ ગયા હતા. તેઓ બોમ્બેની કસ્ટમમાં પકડાઈ ગયા અને તેમની જનસ ઉતારી લેવામાં આવી. જનસ તો વધારે હતી નહીં ખાલી ૩૦ તોલા જ હતી. તેઓને બહુજ કહ્યું પણ કંઈ વળ્યું નહીં. તેઓએ દેવીબેનના જુના પાસપોર્ટની માગણી કરી પણ પાસપોર્ટ તો નાઇરોબીની ઇમીગ્રેશનમાં હતો તેઓ પાછા નાઇરોબી આવીને માન માન પાસપોર્ટની ડુપ્લીકેટ કઢાવી અને મોકલી. પણ કસ્ટમને તો બધુ ડુપ્લીકેટમાં લખેલુ જોઇતું હતું. આ બીના જાણી દેવીબેને બાપાની માનતા લીધી કે જો જનસ મળી જાય તો શી ૨૦ બાપાની જગ્યામાં મોકલવા.

આ માનતા લીધાને એક અઠવાડીયામાં તો ઇમ્રીગ્રેશને જુનો પાસપોર્ટજ પાછો આપ્યો, અને જનસ મળી ગઈ એટલે આ શીલીંગ અમે મોકલીએ છીએ. તો આપ કૃપા કરી આ શીલીંગનો ઉપયોગ અન્નદાનમાં કરશો, અને એક નાળિયેર પણ ધરાવશો.

આ પરચો પુસ્તક છપાઇ ત્યારે છપાવશો બાપાને તકલીફ આપી છે એટલે બાપાને ઘણીજ શ્રદ્ધાથી હરહંમેશ યાદ કરીએ છીએ. બેન. જગ્યામાં સૌને અમારા જય જલારામ કહેશો.

લી. નાઇરોબીથી
જમનાદાસ ડાહ્યાભાઇના
જય જલારામ

૧૪૮

# WHEN I TOOK THE VOW IN THE NAME OF JALA BAPA

C/o Commissioner, Eastern Division,
Levuka,
Fiji Islands.
13 th October, 1962.

Dear Mr. Rajdev,

I am sending herewith a British Postal Order for five shillings which I should be grateful if you will kindly donate to Bhakta Shri Girdhar-ramji to be used at his discretion.

This donation is from me and it is sent in appreciation of the fact that my wife had been having stomach trouble for sometime but when I took the vow in the name of Jala Bapa, she been relieved of this trouble.

*Yours faithfully,*
(H. N. singh)

---

## ૨૪૯
# લોટરી લાગે તો બાપાને અરધા પૈસા મોકલવા અને....

શ્રી ૧। તા. ૭-૧૧-૬૨

જય જલારામ

સવસ્તાન શ્રી સુ. વીરપુર ભકતશ્રી ગીરધરરામ હરીરામ

લી. કરાટીનાથી સુમેકર ઝવેરભાઇ કુંવરજીના જય જલારામ જત આપને આ સાથે રૂ. ૩૮૦-૦૦નો ડ્રાફ્ટ મોકલ્યો છે તે બેંકમાં વટાવી આપ બાપાના અનક્ષેત્રમાં વાપરસો વીગત એમ છે કે હું કામ કરતો હતો ત્યાં એક ભાઈ મારી પાસે રોડેસીયાની લોટ્રી લઇને આવ્યો મને કહ્યું કે ઝવેરભાઇ તમો એક લોટ્રી લો મે ના પાડી કે ભાઈ મારી પાસે લોટ્રીના શી. ૫-૦૦ નથી તો તેમણે કહ્યું કે પાંચ દીવસ પછી આપસો તેજ વખતે મને બાપા યાદ આવ્યા કે અને મન સાથે વીચાર કર્યો કે લોટ્રી લાગે તો બાપાને અળધા પૈસા મોકલવા અને અમે લોટ્રી મારા વાઇફના નામની લીધી હવે પાંચ દીવસ પછી લોટ્રીની ટીકીટવાળાને પૈસા આપ્યા અને પછી મને એ વાતનો ખ્યાલ પણ નહી કે લોટ્રી લાગશે વીસ દીવસ પછે ટીકીટવાળા ભાઈ આવ્યા અને મને પુછ્યું તમારી ટીકીટ લાવો મે એમને આપી તો જોઇને કહ્યું કે તમોને શી. ૧૦૦૦ ની લોટ્રી લાગી તે પછી મને એક કલાકમાં પોસ્ટમાંથી ચેક મલ્યો મે બાપાનો મોટો આભાર માન્યો અને સી. ૫૦૦ અને બીજા સી. ૭૪-૦૦ મળી સી. ૫૭૪ નો ડ્રાફના રૂપીયા ૩૮૦-૦૦ મલ્યા તે મોકલ્યા છે તે વટાવી બાપાના સદાવ્રતમાં વાપરસો અને બાપાને હમારા વતી ઘણાજ પ્રેમથી પ્રણામ કરશો હું ગરીબ છું. સને ૧૯૬૦માં હું આવ્યો ત્યારે મારી દુકાન અહી બળી ગઇ હતી અને તે વખતે હું વીરપુર બાપાના જોળીને પોતાના દરસન કર્યા હતા અને બાપાની કૃપાથી હાલમાં સારી રીતે દાળ રોટલો મળે છે આ વીગત હવે પછી બાપાની ચોપડી છપાઇ તેમાં છપાવસો તો આપનો મોટો આભાર થશે. અને પત્ર વાંચી જવાબ આપશો.

ઝવેરભાઈ કુંવરજીના જય જલારામ

નંદુબેન ઝવેરભાઈના જય જલારામ

---

## ૧૫૦
## જ્યાં પાસ થવાની જરાયે આશા ન હતી ત્યાં....

R. N. Parmar
P. O. Box 1217
Mombasa
(KENYA. E. Africa)

જય જલાબાપા ૮-૧૨-૬૨

ભોગશ્રી ગામ વિરપુર પૂ. ગિરધર બાપા ત્થા જયસુખરામ બાપા ત્થા પૂ. હરજીવન બાપા તથા શ્રી સૌભાગ્યચંદભાઈ તથા જગ્યામાં સર્વેને અમારા પગેલાગણુ.

મોમ્બાસથી સેવક રમણુના જય જલારામ વાંચશોજી

બીજું, પત્ર લખવાનું કારણુ એજ કે અગાઉ મેં મારા ભાઈની પરીક્ષા બાબતમાં પત્ર લખેલો. તેમાં મેં મારાવતી બાપાને પગે લાગી મારા ભાઇ માટે આશીર્વાદની માંગણી કરેલી. તે મુજબ બાપાના આશીર્વાદ ફળ્યા છે. બાપાએ હજારો ગાઉ દુર રહીને પણુ મારા ભાઇની રક્ષા કરી છે.

શ્રી જલાબાપાની કૃપાથી ભાઈ પરીક્ષામાં પાસ થઇ ગયો છે. નવાઇની વાત એ છે કે જ્યાં મને આશા નહતી ત્યાં એનો વર્ગમાં ૩૨ છોકરાઓમાંથી ૪ થો નંબર આવ્યો.

આમ બાપાની અમારા પર કૃપા ઉતરી છે. ગયે વરસે પણુ જ્યાં પાસ થવાની જરાયે આશા નહતી. ત્યાં એ પ્રથમ વર્ગમાં પાસ થયો હતો. આમ થોડી મહેનત અને શ્રી પ્રાતઃસ્મરણિય જલાબાપાની પ્રાર્થના કરવાથી જરૂર ધારેલા ફળ પ્રાપ્ત થાય છે.

પૂ. બાપાની અમારા પર અમી દૃષ્ટિ અખંડ રહે એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

ત્યાં વીરપુર અમારા સૌ વતી બાપાના ઢોલિયે અને શ્રી ઝોળી ધોકાને પગે લાગશો.

બાપા ભારત લાવે ત્યારે જરૂર બાપાના દર્શન કરવા છે.

લી. બાળ રમણુના
પગેલાગણુ વાંચશોજી.

તા. ક. આ પત્ર પરચા તરીકે છાપવા મારી નમ્ર વિનંતી છે.

## વાંચો : કૈલાસ–માનસરોવર યાત્રા

મુંબઈના પ્રખ્યાત બુકસેલર અને પબ્લિશર્સ શ્રી એન. એમ. ઠક્કરની કંપનીના માલિક શ્રી નંદલાલભાઈ લખે છે કે :–

**....અનેક અનુભવ સિદ્ધ શબ્દ પ્રયોગો એવી તો સરળ અને સહજ રીતે "કૈલાસ માનસરોવર યાત્રા" ના આ ગ્રંથમાં....**

નંદલાલ મો. ઠક્કર
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઇ–૨
રવિ તાઃ– ૨૬–૮–૬૨
સોમ તા. ૨૭–૮–૬૨

શ્રીમાન ભાઈશ્રી સૌભાગ્યચંદભાઈ,

લી. નંદલાલના સપ્રેમ વંદન

તમોએ પ્રેમપૂર્વક મોકલાવેલ "કૈલાસ માનસરોવર યાત્રા" નુ પુસ્તક એક પ્રકાશકની દૃષ્ટિએ નજર ફેરવવા માટે જન્માષ્ટમીની રાત્રિએ હાથમા લીધુ પરંતુ એક વાચક તરીકે વંચાઈ ગયું. અને મેં તમારી નજરે કૈલાસ દર્શન કર્યા અત્યાર અગાઉના તમારા યાત્રા વર્ણનના કોઈ પુસ્તક મે વાચ્યા ન હતા આ પ્રથમ વાચ્યુ

કુદરતની કરામતને ઝીલવામા કયાક કયાક તો તમારી આખે શકિતશાળી કેમેરાના પાવરફુલ લેન્સનુ કામ કર્યુ છે

"મારા કરતા વધુ સારી રીતે કવિહૃદય લખી શકે" તેમ તમો ઘણા સ્થળે લખો છો પરંતુ ભકતહૃદયી કઈ રીતે લખે તે તમારા પુસ્તકમાથી કવિઓએ શીખવા જેવુ છે. ખાલી શબ્દોના સાથિયામાથી આધુનિક એવી અલ્પાયુષી કવિતાઓ લખાય છે. પરંતુ જેવુ જીવ્યા તેવુ કહ્યુ તેવા સાચા સાહિત્યના દર્શન આજે ખૂબ ઓછા

થાય છે. કારણ કે આજે મોટે ભાગે જીવતર ખોવાય ગયું છે. નરસૈયાના "વૈષ્ણવ જન".... અને મીરાના "ગિરધર ગોપાલ— આજે પણ ભકતહૃદયમાં કનૈયાને જીવાડે છે.

જેમ અજોડ વ્યકિતત્વ ધરાવતી વિભૂતિઓની બીજી જોડ મળવી આ સંસારમાં મુશ્કેલ હોય છે તેમ ગુજરાતી ભાષામાં અમુક તળપદા સોરઠી શબ્દ પ્રયોગો એવા છે કે તેવા શબ્દની તોલે બીજા કોઈપણ શબ્દને ન સરખાવી શકાય એટલું જ નહીં પરંતુ આવા શબ્દનું વજન ધરાવતો બીજો કોઈ શબ્દપ્રયોગ કે અર્થ પણ ન મળી શકે. આવા અનેક અનુભવસિદ્ધ શબ્દ પ્રયોગો એવી તો સરળ અને સહજ રીતે "કૈલાસ માનસરોવર યાત્રા" ના આ ગ્રંથમાં કરવામાં આવ્યા છે કે જાત અનુભવના લખાણ સિવાય બીજો કોઈ આ રીતે આવા શબ્દોનો ઉપયોગ સહજ રીતે કરી શકે નહિ. જે બાબત સમજાવવા માટે પાનાના પાના ભરી શબ્દો લખાય તે બાબત મગજમાં ઠસી જાય તે રીતે આવા શબ્દ પ્રયોગો સુંદર રીતે સમજાવી શકતા હોય છે.

માનસરોવરમાં સ્નાન કરતાં પહેલી યાદી લેખકને મા ની થાય છે. જનેતાની આ અંજલિ સમસ્ત જગત જનેતાઓને તમો પહોંચાડો છો "રૂવોમાં રદિયો રૂવોમાં." (પાન. ૨૨૫) ઉપરના તમારા શબ્દો દ્વારા ખરેખર જેને હૈયું છે તેવા દરેકની હાટડીમાં જનેતા આવીને બેસી જાય છે. માતૃ હૃદયની અમીરાતને આ અંજલિ દ્વારા તમે સજીવ કરી છે.

પાના ૧૨૦ ઉપરઃ "યુવાન ઝરણાની મસ્તી" લેખકને જે રીતે મસ્ત બનાવી દે છે અને આ સુંદર દૃશ્યને જે રીતે લેખક શબ્દોમાં ઉતારે છે તે ખરેખર અદભુત છે.

પાન ૧૭૧ ઉપર "કાળ જબરો જાદુગર છે."

પાન ૧૭૭ ઉપર "આપણે દ્હાસા હારે શું લેવા દેવા ? એ તો દ્હાસાની હારે 'લેવડ દેવડ' કરવાવાળા એ રસ્તે જશે આવશે." સામાન્ય વાંચક આ શબ્દોનો મર્મ નહીં પકડી શકે. મેનનની મુલ્તવી રહેલી આ કામગીરી ગોવાની માફક કાળ જાદુગર જરૂર સફળ બનાવશે એમ ઈચ્છીએ.

પાન ૧૯૪ ઉપર એક યાત્રિકનુ " આત્મ નિરક્ષણ" દેખાય છે. પાના ૧૯૮ ઉપર " કલ્પના એ જીવન છે અને જીવન છે તો કલ્પના છે. સૃષ્ટિ એ બ્રહ્માજીની કલ્પનાનુ સ્વરૂપ છે" આ ટૂંકાક્ષરી શબ્દોમાં ઘણું ઘણું કહેવાયું છે. પાના ૨૦૭ ઉપરનો "અંતરનું જંતર" નો શબ્દ પ્રયોગ અદ્દભૂત છે પાના ૨૧૨ ઉપર કુબેરની અલકાપુરીની વર્ણનમાં "રંગરાગ અને રોશની" ની જે મહેફિલ જમાવી છે તેના છેલ્લા શબ્દો :"અહીં કંજુસાઈ નો'તી કકળાટ નો'તો અને 'કચુ' કવોટા' કે કલેશ નો'તા પણ અહીં તો રંગરાગ અને રોશની" હતાં. 'કચુ' અને કવોટા એ કોંગ્રેસ ગવર્મેન્ટની અદ્દભૂત સિદ્ધિઓ-ને (?) તમે કૈલાસમાં જઈને પણ વર્ણવી બતાવી ? કમાલ.

ભલે ભોળાનાથ એ પણ સાંભળે.

પાન ૨૨૩ ઉપર–

પહેલી ડૂબકી મારી (માન સરોવરમાં) અને જાણે "અમૃતના આંધણમાં" "કાયાએ એના કલેવર બદલવા માંડયા." માનસરોવરના પાણીથી પુણ્યાત્માના કાયાના કલેવર જરૂર બદલાતા હશે. પરંતુ "અમૃતના આંધણમા" સ્નાન કરાવતા લેખકના શબ્દ સાગરમાં પણ આ તાકાત છે, તેવું અનુભવાય છે.

પાન. ;૨૭૧

" જાગતી જ્યોત જલારામ" અમારી હારોહાર છે. ગુરૂજીના આશીર્વાદના હસ્તાક્ષર અમારી પાસે છે"

યાત્રિકની સાથે બે અશરીરી સંતોનો સથવારો અને સહારો છે જ એવી જીવંત શ્રદ્ધાળુ જવલંત પ્રતીક ઉપરના શબ્દો પૂરા પાડે છે. અને બુદ્ધિના તરંગોને બંધ કરનાર જ આવી શ્રદ્ધા પામે છે અને તેને જ આ શ્રદ્ધા ફળે છે

પાના ૪૫૮

" રોટીમાં છે રામ " – પૂજ્ય જલારામ બાપાનો જીવનસંદેશ કેવી સરસ રીતે લેખકે છેલ્લે મૂકી દીધો છે ?

—

# વાંચો : ભગવાન અમરનાથ

કચ્છ ભુજથી શ્રી અંજારીઆભાઇ લખે છે કે :-

"યાત્રાના પુસ્તકો અદ્‌ભૂત છે."

શ્રી રામ જય રામ જય જય રામ.

॥ જય જલારામ ॥

મહેન્દ્રરાય કે. અંજારીઆ
નાગર ચકલો,
ભુજ-કચ્છ.
તા. ૩-૫-૬૩

મુરબ્બી શ્રી સૌભાગ્યચંદભાઇ,

જય શ્રી રામ સાથે લખવાનું કે મેં આપનાં જલારામ- બદરિકાશ્રમ તથા અમરનાથનાં ત્રણે પુસ્તકો વસાવેલ છે. ત્રણે પુસ્તકો અવર્ણનીય છે. અમરનાથનું પુસ્તક વાંચતાં ખરેખર એમજ લાગતું હોય છે કે જાણે સાથે યાત્રા જ કરતા જ હોઇએ ભર ઉનાળામાં પુસ્તક વાંચતા હોઇએ તો પણ જ્યારે બરફના વરસાદ વગેરેનું વર્ણન આવે છે અને જ્યારે કાતીલ ઠંડીનું વર્ણન આવે છે ત્યારે ઉનાળો ભુલાઈ જાય છે અને વાંચનાર પણ ઠંડી અનુભવે છે આવું અદ્‌ભુત વર્ણન બદરિકાશ્રમનાં વર્ણનમાં પણ આવે છે. બન્ને યાત્રાનાં પુસ્તકો અદ્‌ભુત છે. ત્રણે પુસ્તકો ઘણી જગ્યાએ વાચન માટે ફરે છે મારી પાસે હેડક્વાટરમાં તો જવલેજ રહે છે. બાકી લગભગ તો ત્રણે પુસ્તકો ડીસ્ટ્રીકટમાં જ ફરતાં હોય છે. આપ ખરેખર મહદ્‌ભાગ્યશાળી છો કારણ કે ભગવાન અમરનાથની કઠીન યાત્રા તેમજ ભગવાન બદરિનારાયણની યાત્રા બે વખત- તેમણે એક વખત પ્રાતઃ સ્મર્ણીય સદ્‌ગુરુ શ્રી રણછોડદાસજી બાપુ સાથે અને બીજી વખત પુજ્ય બાપા શ્રી ગીરધરરામ મહારાજની સાથે. એમ પુણ્યશાળી મહાત્માઓનાં સંગમાં કરી. ઉપરાંત આપ હિમાલય માનસરોવર વગેરે પણ જઈ આવ્યા હશોજ. આવી રીતે મહાન યાત્રાઓ તો કરી આવ્યા પરંતુ આપને તો ખબર જ હશે કે, શાસ્ત્રમાં એવો ઉલ્લેખ છે કે ભલે તમામે તમામ યાત્રા કરી આવો પણ જ્યાં સુધી શ્રી નારાયણ સરોવરની યાત્રા ન થાય ત્યાં સુધી બીજી બધી યાત્રાઓ અપૂર્ણ ગણાય. નારાયણ સરોવર અમારૂં પાડોશી

યાત્રા ધામ છે એટલે સ્હેજે અમને તો નારાયણ સરોવર પ્રત્યે મમતા હોય જ. નારાયણ સરોવર છે તો જ કચ્છમાં મહાનમાં મહાન પુરૂષોની પધરામણી થાય છે. એ રીતે કચ્છનાં મહદ્ ભાગ્ય છે, તો આપને તથા પુજ્ય બાપા શ્રી ગીરધરરામ મહારાજને પ્રાર્થના કરૂં છું કે, આપ પણ નારાયણ સરોવરની યાત્રા નિમિત્તે ભૂજ પધારી ભૂજને આપ બંન્નેનાં દર્શનનો લાભ આપો તો આપનાં ઋણી થઇશું.

અમારા શ્રી હાટકેશ્વર સત્સંગ મંડળમાં છેલ્લાં ચોવીસ વર્ષથી અવિરત રાતના ૯ થી ૧૧ સત્સંગ થાય છે. આ સમય દરમ્યાન કોઈ મહાત્મા કથાકાર, કીર્તનકાર વગેરે કોઇ હોય તો તેઓશ્રીની વાણીનો લાભ લેવાય નહીંતર ભજન-ધુન થાય... મહાન ભક્તોની જન્મ જયંતિઓ પણ ઉજવાય છે. જલારામ બાપાની જયંતિ પ્રસંગે સપ્તાહ ઉજવાય છે. તો આપને પણ ભૂજ પધારી નારાયણ સરોવરની યાત્રા માટે આમંત્રણ આપું છું જે આપ સ્વીકારી લેશો. પુજ્ય બાપાને પણ ભૂજ પધારવા માટે અમારાં સત્સંગ મંડળ તરફથી હાર્દિક પ્રાર્થના કરૂં છું. પુજ્ય બાપાને તથા આપને અનુકુળ રહેવા વગેરેની તમામ વ્યવસ્થા આપનો પત્ર આવ્યેથી થઇ જશે. પરંતુ એક વખત આપ જરૂર ભૂજ પધારશો જ એવી શ્રદ્ધા છે. અને વિશ્વાસ છે કે આપની યાત્રાઓનાં પૂર્ણવિરામ માટે નારાયણ સરોવર આવશો જ આપનું હીમાલયની યાત્રાનું પુસ્તક બહાર પડયું હોય તો નીચેને સરનામે વીપીથી મોકલજો.

મહેન્દ્ર કે. અંજારીઆ
એકાઉન્ટન્ટ
ગુજરાત ઇલેક્ટ્રીક સીટી બોર્ડ
કચ્છ ઇલેક્ટ્રીકલ ડીવીઝન,
ભૂજ.

ભક્ત ચરણ રજ
મહેન્દ્ર અંજારીઆ

— —

# કૈલાસ-માનસરોવર યાત્રાના પુસ્તક સંબંધે

રાજકોટથી પ્રસિદ્ધ થતાં દૈનિક 'જયહિંદ' લખે છે કે–

"કૈલાસ-માનસરોવરની યાત્રાએ જવા ઈચ્છનારાઓને માર્ગદર્શક થઇ પડે તેવો આ ગ્રંથ છે."

રાજકોટથી પ્રસિદ્ધ થતાં દૈનિક ફૂલછાબ' લખે છે કે–

"પુસ્તક પુરૂં થાય છે ત્યારે પોતે જાણે લેખકની સાથે જ યાત્રા કરીને પાછો ફર્યો હોય એવો અનુભવ વાંચકને પણ થાય છે."

ભાવનગરથી પ્રસિદ્ધ થતાં 'ભાવનગર સમાચાર' લખે છે કે–

"દરેકને આ પુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ."

મુંબઇથી પ્રસિદ્ધ થતાં 'લોહાણા હિતેચ્છુ' લખે છે કે–

"યાત્રા કર્યા જેટલો આનંદ કરાવી જાય છે."

બાગળહારા (જી રાયપુર) થી શ્રી જેરામ દેવજી લખે છે કે–

"તમારી લખવાની ઢબ એવી છે કે તે વાંચીને મુડદામાં પણ જીવ આવી જાય છે ને નાસ્તિક આસ્તિક બને છે."

બ્રેડફોર્ડ ૭ (યુ. કે.)થી શ્રી એન. ડી. વલ્લભ લખે છે કે–

"પુસ્તક વાંચવામાં બહુજ રસ આવે છે જમવાનું પણ ભાન કયારેક કયારેક ભૂલી જવાય છે.



## બદરિકાશ્રમ બોલે છે....

**આણંદ (ગુજરાત) થી શ્રી શાંતિભાઇ ચતુરભાઈ લખે છે કે:**

બદરિકાશ્રમ વાંચી એટલો બધો આનંદ થાય છે કે જાણે બદરીનાથ જઈ આવ્યા હોય એવું લાગે છે.

**જોરાવરનગરથી શ્રી જગજીવનદાસ હરજીવનદાસ લખે છે કે:**

આતો સોનામાં સુગંધ છે. હિમાલયના પહાડો બોલતા કર્યા છે.

**આલમોડા (યુ.પી) સર્વોદય કુટિર શ્રી ભક્તિ બહેન લખે છે કે:**

રોજ રાતે કથાના રૂપમાં એક કલાક વાંચીએ છીએ.

**ભુજ (કચ્છ) થી પંચમુખી હનુમાન શેરી**
**ભાઈશ્રી મનહરરાય પ્રાગજી ઠક્કર લખે છે કે:**

યાત્રા કરવાની મરજી ન હોય તેવાના મન થઇ જાય તેવું પુસ્તક છે.

દુર્ગ (M. P)
**સોલંકી રાઇસ એન્ડ ફ્લોર મીલ્સ, શ્રી શામજી મેપાભાઈ સોલંકી લખે છે કે:**

ખુબ મજા આવે છે.

**ધમતરી સ્ટેશન રોડ, (Raipur S E Rly)**
**ભાઈશ્રી કોઠારી વલ્લભદાસ ગંગારામ લખે છે કે:**

જાણે તીર્થ સ્થળમાં જ બેઠા છીએ.

**દારેસલામ પો. બો. ૬૯૭ શ્રી હરિલાલ એમ. પરેલ લખે છે કે:**

ચોખવટ પણ તમે રસદાર કરી છે કે જાણે ઘર બેઠા યાત્રા કરતા હોઇએ...પ્રભુનાં દર્શન કરતાં હોઈએ...એવો આનંદ થાય છે.

**નાઇરોબી પો. બો. નં. ૩૦૦૧૦, ભાઇશ્રી શિવભાઇ જી. મિસ્ત્રી લખે છે કે:**

હું તો જાણે પરદેશમાં રહુ છું પણ પુસ્તક વાંચ્યા બાદ આ યાત્રા કરી આવ્યો હોઉ તેવો મને તો સંતોષ થાય છે.

લીઝએ (ન્યાસાલેન્ડ) પો. ઓ. નાં ૪૫૪. ભાઇ વી. જે. લાખાણી લખે છે કે:

કયાય પણ ઘરની ઘોરાક જેવુ નથી અમો બહુ જ પ્રભાવિત થયા છીએ

દારેસલામ (પો ઓ. ૧૬૨૮)

ભાઇશ્રી ગોકળદાસ કાળિદાસ લખે છે કે:

વાચીને જ કેમ જાણે જાત્રા કરતા ન હોઇએ!

નાઇરોબી પો ઓ ૧૩૧૯ થી

ભાઇશ્રી પી જી. મિસ્ત્રી લખે છે કે:

ચોપડી મુકવાનુ દિલ થતુ જ નથી અમો જાતાએ જઇને આવ્યા હોઇએ તેમ લાગે છે

મોમ્બાસા પો બો. ૨૯૩ થી જે બી પટેલ લખે છે કે:

જાણે આપણે જાત્રા કરતા ન હોઇએ!

બ્રોકનહીલ પો બો. ૫૬૧ થી બાબુભાઇ પટેલ લખે છે કે:

તા ૫–૮૮ મા આટલી ઉત્તમ ચોપડી મળે છે

કઠોદરા (ગુજરાત) થી, ભાઈશ્રી ગુણવંતરાય દેસાઇ લખે છે કે:

વાચકોને સાક્ષાત–પ્રભુના દર્શન કરાવ્યા છે

સર્વોદય કુટિર આલમોડા (યુ પી)થી

અગ્રણી કાર્યકર્તા શ્રી શાન્તિલાલભાઈ ત્રિવેદી લખે છે કે:

વાચતા વાચતા અતરના ઉડાણમાં આધ્યાત્મિક આનદ સ્પષ્ટ તરી આવતો એટલે આમ એવડો લાભ પુસ્તકો વાચતા મળ્યો છે

ભુલેશ્વર ભાસ્કર લેન ૮/૧૨ પહેલે માળે રૂમ નં. ૧૯, મુંબઇથી

શ્રી મગનભાઇ મોનજીભાઇ લખે છે કે:

જેટલુ લખીએ તેટલુ ઓછુ છે

ન્ડોલા (N R) પો ૧૩૦.

શ્રી એમ. વી. ભક્ત લખે છે કે:

યાત્રાનો આનદ આવે છે.

**મબાલે પો. બો. નં. ૨૭૧. એચ. એમ. શેઠ લખે છે કે :**

મારી આજ સુધીની ઉમરમાં જો કોઇ પણ બુક પુરી વાચી હોય અને તે પણ રસથી વાચી હોય તો તે ફક્ત આપે મોકલેલ પુસ્તકોજ.

**દારેસલામં પો. નં. ૨૬૪.**

**શ્રી જગુભાઇ (સુરત સાઇકલ ડીપો) લખે છે કે :**

ખોટા વખાણ કરતો નથી ઓછામા ઓછા દશેક વખત આ પુસ્તકો વાચ્યા હશે

**વલસાડ (ગુજરાત) હનુમાન ભાગડાથી સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ અને ઓનરરી સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટ–**

**શ્રી ઘેલાભાઈ ભીમજીભાઇ દેશાઈ લખે છે :**

ખાવાનો ફરવાનો ભોગ આપી ચોપડી છોડવા માણસને મન થતુ નથી.

**મુંબઈ કેશર ભુવન રૂમ નં. ૩૧, લેડી જમશેદજી રોડ, માહીમથી ભાઇ રમણલાલ એમ શાહ લખે છે કે :**

બદરિકાશ્રમ (અમરપથ) પુસ્તકની જ્યારે વાચવાની શરૂઆત કરી અને છેવટ સુધી વાચ્યુ ત્યારે એમજ લાગતુ હતુ કે–હુ પોતે યાત્રા કરી રહયો છઉ અને વાચતા વાચતા હર્ષના આસુ પણ આવી જતા હતા.

**ફોર્ટહોલ (આફ્રિકા) પો બો. નં. ૨૦. શ્રી એમ કે. દેવાણી લખે છે કેઃ**

લખવાની રીત અને ભાષા તદન સરળ છે વાચતા ટાઢક–શાતિ મળે છે.

**ભાવનગરથી શ્રી લક્ષ્મી સ્ટોરના ભાગીદાર લખે છે કે :**

"બદરિકાશ્રમ તથા ભગવાન અમરનાથ બને પુસ્તકો વાચ્યા–ખુબજ આનદ આવ્યો તમારી સાથે રહીને જ જાતે યાત્રા કરતા હઈએ તેવો વાચતા આનદ આવે છે

**જોહનસબર્ગ (દક્ષિણ આફ્રિકા) થી**

**શ્રો પીરજલાલભાઇ ભટ લખે છે કે :**

"બદરિકાશ્રમ પુસ્તક ખરેજ મને થોડાક કલાકો સારૂ પણ બદરિકાશ્રમ લઇ ગયુ"

# ભગવાન અમરનાથ બોલે છે....

**નાઇરોબીથી શ્રી કે. જે. પાનખાણીઆ લખે છે કે :**

મને માનસિક શાન્તિ મળી હોય તો આપના પુસ્તકથી.

**પો. બો. નં. ૭૦૬, ઝાંઝીબારથી**
**શ્રી ચંબકભાઈ ડી. ટાંક લખે છે કે :**

વખાણ કરતા ધરાતા જ નથી

**પેટલાદ (ખેડા જીલ્લો) થી સુધાકર એન. દવે લખે છે કે :**

પાચ રૂપિયાની અદર કોઈ પણ હાડમારી વેઠયા વગર અમરનાથ જઈ શકાય છે.

**મસવા (આફ્રિકા) પો. બો. નં. ૪૭**
**ભાઇથી જે. ટી આચાર્ય લખે છે કે :**

વર્ણન એટલુ તો કુદરતી અને રસદાયક હકીકતથી ભરપુર છે કે મારા જેવા પ્રવાસ અને યાત્રાના શોખીનને તે અતિશય આનદ આપે તેમા કોઇ નવાઇ જ નથી પરતુ પ્રવાસ યાત્રાનો જેને કટાળો હોય તેને પણ યાત્રાએ જવાનુ ઉતેજન આપે તેવુ છે

**કોસ્ટી (સુદાન) પો. બોકસ નં. ૧૯**
**શ્રી. એન જી. કામદાર લખે છે કે :**

પુસ્તક હાથમા લીધા પછી પાછુ મુકવાનુ મન થાતું નથી. બે મોઢે અને બે ધડક તેના વખાણ કરૂ,

**મ્વાઝા (આફ્રિકા)થી શ્રી નારણભાઈ ભવાનભાઈ લખે છે કે :**

આવા પુસ્તકો પ્રગટ કરી જાહેર જનતા ઉપર મહાન ઉપકાર કર્યો છે ઘર બેઠા યાત્રાનો અનુભવ કે ભાસ થાય તેટલુ અજોડ કામ તમે કર્યું છે

**ન્યુ દિલ્હી ૧૯, શ્રી શ્રી આનંદમૈયી સંઘ ચંદ્રલોક કાલકાજીથી સ્વામી દત્તાત્રેયાનંદજી લખે છે કે :**

આપનુ પુસ્તક ખરેખર પ્રશસનીય છે

**મુંબઇ રાજ્યના ગેઝેટેડ ઓફિસર શ્રી યોગેન્દ્રભાઇ મહેતા B. Sc. લખે છે કે:**

...પૂણ્યશ્લોક ગાંધીજી હૈયાત હોત અને તેમને આ અમરનાથ ભગવાનનું પુસ્તક જોવા માટે આપ્યું હોત તો તેમણે આ પુસ્તકની ભાષા અંગે પ્રશંસા જરૂર કરી હોત.

**અરૂશા (આફ્રિકા) પો. બો. નં. ૧૪૭.**
**શ્રી ભગવાનલાલ શંભુશંકર માંકડ લખે છે કે:**

...આવા પુસ્તકો દરેક હિન્દુઓના ઘરની શોભા રૂપ છે તેમ મને લાગે છે.

**અદુરા (આફ્રિકા)થી શ્રી પ્રાણજીવન પરમાનંદ ભોગતરા લખે છે કે:**

...પુસ્તક હાથમાં લીધા પછી પાછું મુકવાનુ મન થાતું નથી.

**કશીરા (આફ્રિકા)થી શ્રી છગનલાલ માધવજી લખે છે કે:**

પુસ્તક હાથમાં લઇએ એટલે એમજ થાય છે કે પુરૂં કરીનેજ મુકીએ એટલો બધો રસ પુસ્તકમાં આવે છે.

**રાજકોટ દાણાપીઠથી શ્રી ત્રિભોવન હેમરાજ સેજપાળ લખે છે કે:**

...પુસ્તકનું વાંચન પુરૂં ન થાય ત્યાં સુધી કયાંય ચીત્ત ચોટતું જ નથી ને પુસ્તકમાંજ જીવ રહે છે.

**સોજીત્રાથી શ્રી દત્તભાઇ આપાભાઇ પટેલ લખે છે કે:**

...ખરેખર લેખકે અજબ જાદુ કર્યો છે.

**થીકા (આફ્રિકા) પો. બો. નં. ૧૦૩.**
**શ્રી બચુભાઇ રવજી લખે છે કે:**

...હું તો આ પુસ્તકો વાંચ્યાજ કરૂં છું.

**મસકત (પર્શીઅન ગલ્ફ) શ્રી જે. એન. ગાંધી લખે છે કે:**

...સોનાને સુગંધ ન હોય અને કસ્તુરીને રંગ ન હોય તેમ આ પુસ્તકનું સમજવાનુ છે.

**મુંબઇ (મલાડ) શિવ સદન પહેલે માળે કસ્તુરબા રોડ, શ્રી ચત્રભુજ છગનલાલ લખે છે કે:**

...પુસ્તક વાંચતા લાગે છે કે, જાણે ભગવાનના ધામમાં જ આપણે ન હોઇએ! એવું લાગે છે.

**દારેસલામ પો. બોકસ નં. ૨૪૧, થી જશભાઇ સી. દેસાઇ લખે છે કેઃ**

...હમારા જેવા પરદેશ રહેતા ભાઇ બહેનો વાંચી આનંદ અનુભવે છે.

**વડોદરા ગુંદારૂફળીઆ, રાજમહેલ રોડ શ્રી નાગરદાસ જીવણલાલ રાઠોડ લખે છે કે :**

આંધળાને દિવ્ય ચક્ષુ મળે તેમ તમારા પુસ્તકમાં લખાએલ છે.

**પહેલગામથી જુનાગઢના શેઠ મથુરાદાસ લીલાધર લખે છે કે :**

"તમારી ચોપડીએ એવું તો માર્ગદર્શન આપ્યું કે- કોઇને કાંઇ પુછવું પડે નહીં અને દરેક સ્થળોએ જવાનું સુગમ પડે"

**અમદાવાદથી શ્રી વીરમતિબહેન ત્રિવેદી લખે છે કે :**

"દરેક પુસ્તકમાં આપની વર્ણન કરવાની જે કળા છે તે ખરેખર ખુબજ આકર્ષક હોય છે."

**પેલેસ રોડ કોચીનથી પુજારા પ્રતાપસિંહ માધવદાસ લખે છે કે :**

"આપનુ અમરનાથ પુસ્તક વાંચી ઘણોજ આનંદ થયો તેના જેવું પુસ્તક તીર્થ યાત્રાનું હજુ સુધી બીજા કોઇએ લખેલ નથી."

---

# કૈલાસ-માનસરોવરના પંથે.. બોલે છે

**દ્વારકાથી જગદ્ગુરુશ્રી શંકરાચાર્યજી મહારાજ લખે છે કે :**
આપની લેખન શૈલી બહુ સારી છે

**સૌરાષ્ટ્રનું પ્રસિદ્ધ દૈનિક જયહિંદ લખે છે કે :**
. બહોળા પ્રમાણમા વ ચાય એવુ ધાર્મિક આ પુસ્તક છે

**ભાવનગરથી પ્રસિદ્ધ થતાં 'ભાવનગર સમાચાર'ના વિદ્વાન તંત્રીશ્રી જયંતિભાઇ લખે છે કે :**
'યાત્રા વર્ણનો તો ઘણા લખાય છે અને પ્રકટ થાય છે પરતુ એ વર્ણનમા જે સજીનભાવ ધર્મ બુદ્ધિ અને ઇશ્વર નિષ્ઠા જોઇએ એ આ ગ્રથમા છે અને શૈલીની દૃષ્ટિએ પ્રાસાદિક છે

**અમદાવાદથી વીરમતિ બહેન ત્રિવેદી લખે છે કે :**
વાચતા વાચતા એવો રસ જામ્યો કે આજ સુધીમા ચોપડી પુરી થવા આવી

**સોરઠ જિલ્લાના માજી કલેકટર શ્રી જોબનપુત્રા સાહેબ લખે છે કે :**
શ્રી રાજદેવે ઘણો પરિશ્રમ લઇ લોકોને આકર્ષે તેવુ હકીકત પૂર્ણ અને સરળ ધાર્મિક સાહિત્ય રજુ કરી જનતાની સારી સેવા કરી છે

**આલમોડાથી શ્રી શાંતિભાઇ ત્રિવેદી લખે છે કે :**
પુરી માહિતી ઉપરાન્ત સાધારણ જનતાની સરળ સાદી ભાષામા વર્ણન હોવાથી મઝા પડે છે

**મુંબઇ (ભુલેશ્વર ત્રીજો ભોઇવાડો) શેઠશ્રી શામજીભાઈ ગોકળદાસ કાપડના વેપારી લખે છે કે :**
કૈલાસ-માનસરોવરના પથે પુસ્તક વાચવા માટે હાથમા લીધા પછી પડતુ મુકવા દિલ થાતુ નથી

**વલ્લભવિદ્યાનગરથી શ્રી સુધાકરભાઇ દવે લખે છે કે .**
આપે વાતાવરણને જીવત રાખ્યુ છે-આવુ ઉપયોગી સાહિત્ય ઘરેઘરમા વચાય એવી અભિલાષા છે

**પોંડીચેરીથી શ્રી મધુરભાઈ લખે છે કે :**

પુસ્તક મુકવાનુ દિલ થતુ નથી

**અરૂસા પો. બો નં. ૨૧૬**

**શ્રી વલ્લભદાસ પીતામ્બરદાસ લખે છે કે :**

અમો આપની સાથે યાત્રામા જ હતા એવો આનંદ પુસ્તક વાંચતા આવ્યો છે

**જગદલપુર લોહ ભંડારના માલિક**

**શ્રી ભગવાનજીભાઈ લખે છે કે :**

આ પુસ્તકો જે ભાઇ યાત્રા કરવા જાય તેને માટે મિત્ર રૂપ છે અને આ પુસ્તકો વાચી જે આનંદ થયો તે હુ લખી જણાવી શકતો નથી

**કોરોગ્વે (B E Africa) પો. બો નં ૨૭**

**શ્રી ચંપા બહેન લખે છે કે ·**

લાખો જીવન પથીઓના તમે એક જીવન પથ દર્શક છો કારણ તમારા પુસ્તકો વાચીને જ સૌ ભકિત પથે દોરાય છે

**મુળધરાઈથી શ્રી પી એન શાહ લખે છે કે ·**

સતત બાર કલાકનો સમય લઇને પુસ્તકનુ વાચન પુરૂ કર્યા પછી નિંદ્રાદેવીને આધિન થયો

**મોમ્બાસા પો બો ન ૧૯૮૩ શ્રી જી એચ ખાખરીયા લખે છે કે.**

પુસ્તક વાચી યાત્રા કરવા જેટલો આનંદ આવ્યો જેથી ખિસ્સાને કાંઇ કાપ પડતો નથી

ઈસનપુર પો ટીકર રણથી શ્રી અમૃતલાલ લાલજીભાઇ અનડકટ લખે છે કે -

ચોપડી નીચે મુકવાની જરા પણ મરજી નો'તી થાતી

**પો બો ૨૪૧ થીકા (આફ્રિકા)થી શ્રી દલસુખભાઇ ઠાકોર લખે છે કે.**

મારા પાસેથી દરેક માણસો વાચવા માટે લઇ જાય છે

**લુઈસ ટ્રીચાર્ડ પો બો ૨૭૭ સુભદ્રાબહેન લખે છે કે :**

બુક વાચતા એમજ થાય છે કે કૈલાસ શંકર પ્રભુને વરેજ જઇએ છીએ

**રાજકોટ રામાયણ પાઠશાળાના વિદ્વાનાચાર્ય શ્રી માધવલાલભાઇ લખે છે કે:**

...આવું સોહામણું પુસ્તક સસ્તી કિંમતે ગુજરાતને ચરણે ધરવા બદલ આપને અભિનંદન આપું છું.

**ઉત્તરકાશી (હિમાલય)થી સંત દેવીદાસજી લખે છે કે:**

ધાર્મિક ભાવનાથી ભરપુર આ ગ્રંથ વાંચકોને માનસિક શાંતિ આપે તેવો છે.

**ભક્તિનગર સોસાયટી રાજકોટથી શ્રી જયંતભાઇ શાહ લખે છે કે:**

...શ્રી બાપા આપને આવી અનેક યાત્રાઓ કરાવે અને અમોને પણ આપના સાથે (પુસ્તકો દ્વારા) યાત્રા કરવા હરહંમેશા મળે.

**ગ્વાઝા (આફ્રિકા) પો. બો. નં. ૨૬૩,**
**ભાઈથી પૂજલાલ દેવજીભાઇ કારીઆ લખે છે કે:**

લખાણની શૈલી એટલી ઉત્તમ છે વાંચતાં તેમજ લાગે જાત્રાનો પ્રવાસ ચાલુ છે તે માટે જેટલા ધન્યવાદ અપાય તેટલા ઓછા છે.

---

# ગગોત્રી જમનોત્રી પુસ્તક બોલે છે

**લીબડીથી વકીલ શ્રી અમૃતલાલભાઈ ચત્રભુજ શાહ લખે છે કે'**
યાત્રા પ્રવાસના પુસ્તકો લખીને તથા તે છપાવી પ્રગટ કરી- કરાવીને જિજ્ઞાસુઓ મુમુક્ષુઓ અને ધાર્મિક વલણના માણસો ઉપર અમુલ્ય-અનહદ-અનન્ય ઉપકાર કરેલ છે

**અમદાવાદથી શ્રી વીરમતિ બહેન ત્રિવેદી લખે છે કે:**
ગગોત્રી-જમનોત્રી યાત્રાના વર્ણનની ચોપડી વાચી ખુબજ આનંદ થયો છે પહેલાની માફક આ પણ સર્વે કામકાજ છોડી એકજ બેઠકે પુરી કરી છે કરી છે નહિ પણ કરવીજ પડી છે તેવો વાચન રસ જામ્યો હતો વર્ણન કરવાની કળા ખુબજ આકર્ષક છે

**મોમ્બાસાથી શ્રી ગોરધનદાસભાઈ ખાખરીઆ લખે છે કે -**
ગગોત્રી-જમનોત્રીનુ પુસ્તક તો ઘરનુ ઘરેણુ છે કારણ સાત્વિક વાચન હોય ઘેર બેઠા યાત્રાના વર્ણન વાચી આનંદ થાય છે

**બાગબહારથી શ્રી જેરામભાઇ દેવજી વાનડ લખે છે કે:**
ગગોત્રી-જમનોત્રીનુ પુસ્તક જોતાજ એટનો આનંદ આપે છે કે ન પુછો વાત અને વાચતા તો જાણે એમજ લાગે છે કે-અમો યાત્રા કરી સ્નાન-દર્શન કરી રહ્યા છીએ

**નવસારીથી શ્રી લલ્લુભાઇ ઇચ્છારામ મિસ્ત્રી લખે છે કે.-**
'ગગોત્રી-જમનોત્રી પુસ્તકને જ પ્રથમ નબર આપી શકાય"

**બરમો (છો હઝારીબાગ)થી શ્રી પી એસ સોલકી લખે છે કે**
તમારા લખાણમા ચમત્કાર છે કે વીસ્તારી ઢાગમા લખીએ તેટલુ ઓછુ છે'

**પો બો ના ૧૯૮ દારેસલામથી શ્રી વેણીભાઇ બુદ્ધદેવ લખે છે કે**
સામા માણસની આધ્યાત્મિક ભાવના જાગ્રત કરે તેવા પુસ્તકો છે

**गगोतरीसे सत-सुदरानंदजी लीखते हे-**
गगोतरी-जमनोत्री यात्राका पुस्तक मुझे प्राप्त हो गया ! आपने बहुत हो सुंदर और सरल भाषामें लिखा है, साहित्य शैली बहुत ही अच्छा है । मेरे मित्र मुरलीलाल नहुगुणा गुजराती भाषा भली प्रकार जानता है वो आपकी साहित्य लेखनी शैली से बहुत ही प्रभावित हुआ

## ૧૫૨
## મારા મનને મીનીટે....મીનીટ....બાપા યાદ આવ્યા જ કરે છે

શ્રી જય જલારામ

તા. ૨-૧-૬૩
નરસિંહ દયારામ પટેલ
ઠી. મુ. પો. મરોલી
સુરત. તા. ઉંમરગામ
સ્ટે. સંજાણ.

શ્રી જલારામ બાપાનુ પુસ્તક વાંચતાં મને પુરાણો તથા શાસ્ત્રોનું રહસ્ય સમાયેલુ જણાય છે.

પુજ્ય શ્રી. સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ તથા

મુ. શ્રી કનકરાયભાઇ સૌ. રાજદેવ.

જત મરોલીથી સવીનય વિનતી પૂર્વક જણાવવાનું કે તમોએ બાપા શ્રી જલારામની ચોપડી મોકલાને બે ત્રણ મહીના થઇ ગયા છે. અને મને વાંચી આનંદ થાઇ છે. અને એની અંદર એટલુ બધુ રહસ્ય સમાયેલું છે કે હાથમાંથી મુકવા જ ગમે નહી અને ચોપડી હમો મહાભારત કે રામાયણ વાંચે એવી રીતે હમો કુટુંબીજનો સાથે વાંચી આનંદ થઇએ છે. અને બાપા ખરેખર હાજરા હજુર છે. એમ હમોને લાગે છે.

અને બાપા હમારા કામમાં મદદ કરે છે. અને બાપાની ચોપડી વાંચી ત્યારથી મને એમ થાઇ કે વીરપુર કયારે આવુ અને માતા વીરબાઇ માને સાક્ષાત ભગવાને આપેલા ઝોળી ધોકાના દર્શન કરૂ ખાસ મારા મનને મીનીટે મીનીટ બાપા યાદ આવ્યા જ કરે છે અને હું કયારે વીરપુર આવુ બાપાની જ્યારે મરજી થશે ત્યારે આવશું. અને મને બાપા વહેલી તકે વીરપુર ઉપાડી જશે એવી મને આશા છે. આ પત્રો બુકમાં છપાવશો ભુલ માફ કરશો. પત્ર જરૂર લખશો, લી. નરસિંહભાઇ.

---

૧૫૨

## કોઈક અણદીઠ શકિતએ હાજરાહજુર રહીને ...

શ્રી ૐ જય જલારામ

૫૮, ખોદાયજી બંગલો
માલકમ બાગ
જોગેશ્વરી
મુંબઈ ૬૦
૩-૧-૬૩

પૂજ્ય શ્રી સૌભાગ્યચંદજી,

ઘણા વખત બાદ પત્ર લખું છું. તે માટે દરગુજર કરશોજી. વિરપૂરથી આવ્યા બાદ તરત જ નોકરી અંગે નેરોબી અને સીંગાપુર જવું પડયું માટે આટલો વિલંબ થયો.

આપ સાથે વિરપુર મુકામે જે ફોટાઓ લીધા હતા તેની કોપીઓ આ સાથે મોકલું છું જે આશા છે આપને પસંદ પડશે. આ ફોટાઓની કોપીઓ જોઈતી હોય તો આપ મને વીનતવાર લખશો તો તે પ્રમાણે હું મોકલી આપીશ

બાપાના પરચાની વિગત જે આપે મને લખી જણાવવા કહી હતી તે આ સાથે લખી મોકલવાની રજા લઉં છું. જો આપને પસંદ પડે તો તમારી "બાપાની નવી આવૃતી" માં સામેલ કરશો. જોડણીની ભૂલો તમે જાતે જ સુધારી લેજો.

હમારી વીરપુરની મુલાકાતની યાદી તો કાયમ જ રહેશે પણ આપના થોડા વખતના સત્સંગથી જે આનંદ ઉમેરાયો તે દુધમાં સાકર મળ્યા બરાબર હતો. જ્યારે આપ મુંબઈ પધારવાના હો ત્યારે આપનો વધુ સત્સંગ થાય એજ ઉમેદ છે. હમારે લાયક કામકાજ લખશો. ઘર મધેથી સર્વેના જય જલારામ વાંચશો.

લી. દુવાગીર બાઇ
હેપી બરજોરજી સેવાવાલા

પૂજ્ય શ્રી સૌભાગ્યચંદજી,

આપણી વીરપુરની મુલાકાત દરમ્યાન બાપાના પરચાની વિગત જે આપે મને પુછી હતી તે નીચે મુજબ છે :

એમ તો આજ સુધીમાં હમારા કુટુમ્બમાં બાપાના પરચાના ઘણા અનુભવો થયા છે પરંતુ આ નીચે વર્ણવેલો પરચો ખરેખર અદભુત છે એમ મારૂં માનવું છે.

હું Air India International માં Flight Purser તરીકે કામ કરૂં છું. અને તે કારણથી મારે જુદા જુદા દેશોમાં હંમેશા જવાનું થાય છે. તારીખ ૧૮-૯-૬૨ ને દીને હું ઈટાલીના રોમ શહેરમાં પુગ્યો. રોમમાં હમારો બે દીવસનો મુકામ હોવાથી, મારી સાથે જ વિમાનમાં કામ કરતા બીજા ભાઈ બહેનો સાથે, હમે નેપલ્સ, સોરેન્ટો અને કાપ્રીનો ટાપુ જોવાનું નકકી કર્યું. મારી સાથે મોટરમાં બીજા ત્રણ ભાઈઓ અને બે બહેનો હતા. તા. ૧૯-૯-૬૨ ને બુધવારને દીને સાંજે હમે "કાપ્રી" પહોંચ્યા. ભૂમધ્ય સમદ્રમાં આનાનો ટાપુ એક ઘણુંજ સુંદર અને રમણીય સ્થળ છે. બજારની વચમાં એક નાનું દેવળ હતું મારી સાથે એક ખ્રિસ્તી ભાઈ અને એક ખ્રિસ્તી બહેન હતાં. તેઓ દર્શનાર્થે અંદર ગયાં. હમે પણ તેમની સાથે સૌ અંદર ગયા. એક ભાઇ જે હમારાથી છુટા પડી ગયા હતા તે હમારી સાથે આવી શકયા નહીં. મારા કીશ્ચયન મીત્રોએ બંદગી શરૂ કરી. ખ્રિસ્તી ધર્મના રીવાજો માલુમ નહીં હોવાથી મેં શીર નમાવીને ઈશ્વરને અને જલારામ બાપાને યાદ કીધા, અને મનોમન તેમને પ્રણામ કર્યા.

તેજ દિવસે સાંજે હમે રોમ આવવા નીકળી પડયા. રાત્રે લગભગ સવાબાર વાગ્યે જ્યારે હમે રોમથી ૭૦ કીલોમીટર દુર હતા ત્યારે હમને રસ્તામાં ઘણોજ ભયંકર મોટર અકસ્માત થયો. હમારી મોટર લગભગ ૧૨૦ કીલોમીટર એટલે ૭૦ થી ૮૦ માઇલની ગતીએ જતી હતી આ રસ્તો તરતનો જ બનીને તૈયાર થયો હતો. કોઇ કોઈ જગ્યાએ રસ્તાની વચ્ચે તારની વાડ બાંધીને ટોલના નાકા બનાવવામાં આવ્યા હતા. આવા નાકાથી લગભગ સો વાર પર લાલ બત્તી મુકવામાં આવી હતી.

રોમ આવવાને એક કલાકની વાર હતી રસ્તો ચઢાન ઉતરાણનો હતો. એક ચઢાન ચડીને ટોચ ઉપર આવીને નજર કરતાં જણાયું કે રસ્તો બંધ હતો. લાલ લાઇટ ગાયબ હતી, અને તારની આડી વાડ રસ્તો રોકીને ડોળા ધુરકીને જોતી હતી, મોટરની ગતી એટલી બધી તીવ્ર હતી કે, બ્રેક લગાવતાંજ ગાડી ઉંધી વળી ગઇ અને છત ઉપર લગભગ ૨૫ વાર સુધી

ઘસડાઈ અને રસ્તા આડા બેરીયરની સાથે અથડાઇ. બેરીયર તુટીને જમીનદોસ્ત થયો અને તે સાથે હમારી ગાડી ચાર વ્હીલ ઉપર ફરી આવી જેથી. કાચના ભૂકકે ભૂક્કા ઉડી ગયા અને મોટરનું બોડી પણ મરડાઇને વિકૃત થઈ ગયુ.

હું આગલી સીટ ઉપર ડ્રાયવર પાસે રસ્તાના નકશા જોતો બેઠો હતો, પણ જરાપણ અતિશયોકિત વીના જણાવું છું કે બાપાની કૃપાથી ફકત હાથ અને પગ ઉપર નાના ઉઝરડાઓ સીવાય મને કાંઇ પણ ઈજા થઇ નહતી. મારી સાથેના બીજા ભાઇઓ અને બહેનોને પણ નાના ઉઝરડાઓ સીવાય બીજી કંઈ પણ ઇજા થઇ નહતી. ફકત એક ભાઈ જે છુટા પડી જવાને લીધે હમારી સાથે ચર્ચામાં આવી શકયા નહતા તેમનેજ ગંભીર ઇજા થઇ હતી.

મારૂં ચોક્કસ માનવું છે કે આ જાતનો અકસ્માત જરૂરજ જીવલેણ નીવડે પરંતુ કોઇક અણુદીઠ શકતીએ હાજરા હજુર રહીને હમારી રક્ષા કરી હતી. આ અકસ્માતે મને સાબીત કરી આપ્યું છે. કે મુશ્કેલીઓમાં જો આપણે સાચા દીલે પ્રભુને યાદ કર્યે અને તેની મદદ માંગીએ તો હાજરાહજુર આવીને જરૂર જ તે મદદ કરશે.

ઉપલી વીગત જરાપણ અતિશયોકિત વીના વર્ણવી છે. મારી ખરા દીલની દુવા છે કે જેમ બાપાએ મને મારી મુશ્કેલીઓમાં મદદ કરી છે તેમ સર્વે શ્રદ્ધાળુ ભાઇ બહેનોને હંમેશ કરતા રહે એજ દુવા આમીન થાય !

આમીન ! આમીન ! આમીન !

લી. દુવાગીર બાધુહેપી બરજોરજી મેવાવાલા
ના જય જલારામ વાંચશો.

---

૧૫૩
## ખરેખર બાપાની ઘણી જ દયા છે.

The Surat Cycle Depot
P. O. Box 264
Dar-es-Salaam 3-1-63

રા. રા. સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ તથા ચી. ભાઇ કનકભાઈ તથા આપનું બાલગોપાલ. જોગ શ્રી રાજકોટ.

જત આપના તરફથી પત્ર નથી તો લખશો. પુજ્ય બાપાની દયાથી અહીં સૌ કુશળ છીએ. આપ સર્વેની કુશળતા ચાહીએ છીએ,

શ્રીવાય પૂજ્ય બાપાની ગાડીએ ૬ ૧૦૦ મોકલવાના હતા જે મોકલતાં લેઇટ તો થયો છું. પણ બાપાની દયાથી તા. ૨૮-૧૨-૬૨ના ડ્રાફ્ટ ૧, ૬ ૧૦૦-૧૧ શી. નો મોકલી આપ્યો છે. જે મારે યાદી આપશો કે કોઇ સારા વ્હેપારીને ત્યાં વટાવશો તો રૂા. ૧૯૫૦ થી ૧૯૭૫ સુધી મળશે. બાકી બીજું કોઇ સારૂં પુસ્તક છાપ્યું હોય તો જણાવશો. સીવાય નવીનમાં કાંઇ નથી પૂજ્ય બાપાની દયા ઘણી જ છે અને ઘણી વખત તો આપણને જ્યારે ભીડ પડે ત્યારે બાપાનું નામ યાદ કરીએ ત્યારે જાણે આપણને કોઇ અદશ્ય શકિત મદદ કરતી હોય તેમ જરૂર મદદ મળી આવે છે ખરેખર બાપાની ઘણી જ દયા છે અને હંમેશાં હાલતાં અને ચાલતાં યાદ કર્યા કરીયે છીએ.

એજ લી. જગુભાઇના જય જલારામ

—o—

૧૫૪

## ૧. નાના મોટા અનેક પરચાઓ આપ્યે જાય છે.
## ૨. બાપા સાક્ષાત આવી....

DOLATRAY R.
17 Meynell Crescent
LONDON E. 9
England

ૐ જય શ્રી જલારામ

લંડન તા. ૩૦–૧–'૬૩

પરમ પૂજ્ય ગુરુ સ્વરૂપ શ્રી સૌભાગ્યચંદભાઇ તથા આપના સર્વે ઘરના બાળગોપાળો

સુ. રાજકોટ.

લી. લંડનથી આપને યાદ કરનાર દોલતરાય તથા વહુ જમના તથા ચી. પુત્ર મનહર તથા ચી. પુત્ર રાજેન્દ્રના જય જલારામ વાંચશો.

વિ. આપના પુનીત હસ્તાક્ષરનો પત્ર તા. ૧૭–૧ નો મળ્યો વાંચી રૂબરૂ મળ્યા જેટલો આનંદ. પ્રથમતો આપનો પત્રનો જવાબ આપવા બહુજ મોડો થયો એનું કારણ તો હું બીજે ગામ ગયો હોઉં અને આમ તેમ ઘરકામમાં સમય નીકળી ગયો વિલંબ થયો છે તો ક્ષમા કરશો.

વિ. આ નીચેનો પરચો સત્ય છે એમાં એક તલ માપ પણ ખોટું લખ્યું નથી તો આપને વાંચી યોગ્ય લાગે તો હવે પછીની આવૃતીમાં કૃપા કરશો. હમારી પત્નિ નામે જમનાબેનને આજે લગભગ વરસ દીવસ થયાં આંગળાએ–કોણીયે–અને પગે મારી માન્યતા મુજબ ચાંદા જેવું થયું હતું એને ન મનાય ખરજવું કે ન મનાય દરાઝ તો એ અંગે

અમોએ ખુબ ખુબ હાથ ઉપાયો કર્યા અને દવાઓ કરાવી છતાં ફરીવાર ફેર પડયો નહી બીજી ડૉક્ટરી ઉપાય અને સ્પેશીયલ ટ્રીટમેન્ટો કરી પણ ફરીવાર આરામ થયો ન હતો છેવટે બાપાને માનતા તો હતા જ અને ધુપદીપ ઘરમાં થતા આજ એમને યાદ કરી આપની પરચા બુકો વાંચી બાપાને પ્રાર્થના કરી કે પૂ. બાપા આજથી જે હમારી પત્નિને હાથે ચાંદા જેવું છે તે વધે નહીં અને જેટલા દીવસમાં સારૂં થાય તેટલા દીવસની રોજની એક પેની ગણી તમારા અન્નદાન જે ચાલે છે તેમાં ગુંદીયાઓને રોટલા ખાવા મોકલી આપીશ, તો પરમ પૂજ્ય બાપા અને એના જસવા હાથે તમો કે જે પરચા બુક લખી તે વાંચી બાપામાં શ્રદ્ધા રાખી આજે જે દુઃખનું નીવારણ જેણે કર્યું. અને જેના થકી થયું તો પૂ. બાપાનો અને આપનો કદી ઉપકાર ભુલી શકાય એમ નથી એ લખવામાં મને જરા દીલને સંકોચ નથી. તેમજ નાના મોટા અનેક પરચાઓ આપ્યે જાય છે અને આપ્યા હતા તો પૂ. બાપાની હાજરા હજુરની જ્યોત દુનિયામાં જવલંત છે અને વીરપુરમાં બેઠા બેઠા આમ જેવાનું તૃણ સમાન ભકતને નજર નાખતા રહે છે એ હું સાચે જ લખું છું. પૂજ્ય બાપાના મારા અતિ ચારેય હાથ છે એ ખુલાસો હું રાજકોટ આવીશ ત્યારે વાતો કરીશ

બીજો પરચો : હમારે ત્યાં ચી. રાજેન્દ્રનો જન્મ થયો તે અગાઉ બાપા સાક્ષાત આવી હમારી સ્ત્રીને તાદશ ચીતાર આપી ગયેલા કે પુત્ર જન્મવાનો છે તેમજ એનો જન્મ બાપાની કૃપાથી જ સારા નક્ષત્રમાં થયો હોય હમો આજે સારી રીતે અમારા પ્રમાણમાં રહીએ છીએ તો જે ખરા દીલથી બાપાને ભજે છે એને પૂ. બાપા હંમેશ સંભાળ રાખે છે એમ મને સંપૂર્ણ શ્રદ્ધા છે.

બિ. આપે જે ચોપડા બાબતની વિગત લખી તે નીચે મુજબ છે તો આ પત્ર મળે (૧) બદરીકાશ્રમ (૨) ગંગોત્રી-જમનોત્રી યાત્રા (૩) ભગવાન અમરનાથ (૪) કૈલાસ-માનસરોવરના પંથે... (૫) કૈલાસ-માનસરોવર યાત્રા (૬) બાપાના સંભારણા (૭) ચિત્રાવલી (૮) ભજનાવલી (૯) ભકત શ્રી જલારામ ધંગ્લીશ (૧૦) ભકત શ્રી જલારામના છઠી આવૃત્તિના ત્રણેએક પુસ્તકો મોકલો બાકીના નંબર એકથી નંબર નવ સુધીના છ-છ

ડાયનેમો બંધ થઇ ગયો. અમોએ ખૂબજ મહેનત કરી છતાં ચાલુ થયો નહિ છતાં ગમે તેમ કરી બેંગલોર પહોંચી જવા વિચાર કર્યો. આગળ જતાં રસ્તામાં એક બોર્ડ જોવામાં આવ્યું "કોડાઇ કેનલ જવાનો રસ્તો" અમો કોડાઇ કેનલ જવા માટે વર્ષોથી વિચાર કરતા હતા. પણ પ્રભુની ઈચ્છા વિના જઇ શકાતું ન હતું મારી પત્નીને એ યાદી તાજી થઈ. તેણીએ કહ્યું, "આપણે ઘણા વર્ષથી વિચાર કરીએ છીએ. છતાં જઈ શકયા નથી. હવે રસ્તામાં છે. તો કેમ તેનો લાભ ન લઇએ?"

શું કરવું અને શું ન કરવું એના વિચારમાં હું પડયો. મારી પત્નીની દરખાસ્ત સમયસરની હતી. અને જવા માટે મારી ઈચ્છા વધતી જતી હતી. પણ ગોરબાપાનો મત વિરૂદ્ધ પડયો. તેણે કહ્યું, "કોડાઈ કેનલ સાતહજાર ફીટ ઉપર છે અને આપણી ગાડી બરાબર નથી. ભેંકાર રસ્તામાં ગાડી અટકે તો શું? આમ જોખમ ખેડવું વ્યાજબી નથી."

મારી પત્નીને લાગ્યું કે શું આટલે નજીક આવ્યા છતાંય નહિ જવાય? કોડાઇ કેનલ જવા માટે તેણીના મનમાં ઇચ્છા અને શ્રદ્ધા ઉત્કટ હતા. એટલે તણીએ શાંત પણ નિશ્ચિત મને ગોરબાપાને કહ્યું, "અમારી ગાડીમાં પુજ્ય બાપાશ્રી બિરાજ્યા છે અને હમેશા અમારૂં રક્ષણ કરે છે. છેલ્લા દશ વર્ષથી આ ગાડીમાં ઘણી મુસાફરી કરી છે. પણ બાપાશ્રીની કૃપાથી અમોને કોઈ જગ્યાએ કાંઈ તકલીફ પડી નથી. આ વખતે પણ મને એવી જ શ્રદ્ધા છે કે કાંઈ મુશ્કેલી નહિ પડે. અને આ તક ચુકવી ન જોઇએ."

ગોરબાપાને શ્રદ્ધા ન રૂચિ. તેના મનમાં શંકા ઘોળાતી હતી. તેને આ મુસાફરી જ જોખમ ભરેલી લાગતી જ હતી. તેણે જોયું કે કદાચ સૌની સાથે જવાનું નકકી થઇ જશે તો? આ મુસાફરી પડતી મુકવી જ જોઈએ એવા હઠાગ્રહમાં તેણે ગુસ્સાથી કહ્યું, "શું તમારા જલારામ બાપા વીરપુરથી તમારી ગાડી રીપેર કરવા આવવાના છે? અને બૈરાંની વાત ઉપર વધુ વિચાર કર્યા વગર સીધા ઘેર જવું એ અકકલવાળું કામ છે."

ગોરબાપાના આ જવાબથી મને સ્વભાવિક દુઃખ થયું. ઇશ્વર એના ભકતોને કસોટી સમયે સહાય કરે છે. તો આ અમારી કસોટી છે. શા માટે કસોટીમાં ન તળાવું? (આમ વિચારણામાં અમારી ગાડી ૩૦-૩૫ માઇલ દૂર જતી રહી હતી) મેં એકદમ ગાડી રોકી અને મેં નિર્ણય જાહેર કર્યો કે, "ગમે તેટલી મુશ્કેલી પડે, છતાં કોડાઈ કેનલ જવું જ" તે નિર્ણય ...ર અમો કોડાઇકેનલ તરફ પ્રયાણ આદર્યું.

ગાડીનો ડાયનેમો બગડેલો જ હતો. તે કોડાઇકેનલના રોડમાં પ્રવેશ કરતાં એકાએક પોતાની મેળે જ સારી રીતે કામ કરતો થઇ ગયો. અમો બધાને આશ્ચર્ય થયું. અને કોડાઇકેનલ કોઈપણ જાતની મુશ્કેલી વગર

અમે સરળતાથી પહોંચી ગયા બીજે દિવસે કોડાઇકેનલથી અમે ઘરે આરામથી પહોંચી ગયા હતા અને બાપાશ્રીની કૃપા સમજાવી

ઘરે જઇ મેં ગોરબાપાને પૂ. જલારામ બાપાની શ્રદ્ધાની વાત કરી તેમણે કાન પકડીને કબૂલ કર્યુ" " ભગવાન એના ભક્તોને માટે વીરપુરથી ગમે ત્યાં જઈ શકે છે" અને પોતે ખૂબ આશ્ચર્ય પામ્યા

---

૧૫૭

## જલારામ બાપાની કૃપાથી તે કામ પૂર્ણ થાય છે.

શ્રી ૧

રા. રા. સૌભાગ્યચંદ મગળજી રાજદેવ,
ચ પા કુંજ ૪૨ પ્રહલાદ પ્લોટ
રાજકોટ

જે એન મિસ્ત્રી
ઓકમ ૮૨૭
મોરબાસા

(પોસ્ટલ ઓર્ડર નંબર)

CC 58 112354 £ 5 0 0

YI 78 113887 £ 2 0 0

R3 21 177586 £ 0 15 0

L5 28 667511 £ 0 10-0

આ સાથે પોસ્ટ ઓર્ડર રૂ. ૬૬૫-૦૦ના મોકલ્યા છે

જલાબાપાની ચોપડી મારા વાચવામાં આવેલી અને તે દરમીયાન મને એક કામમા મુશ્કેલી આવવાથી મેં જલાબાપાની બાધા રાખી હતી અને જલાબાપાની કૃપાથી તે કામ પૂર્ણ થયુ છે આ પૈસાનો તમને ફાવે તેવી રીતે ઉપયોગ કરવાની છુટ છે તેમા કોઇ જાતનુ બંધન નથી એજ જલાબાપાના ઢોલીએ મારા પાય લાગણ કહેશો પોસ્ટલ ઓર્ડર મળેથી પહોંચ લખવા તસ્દી લેશોજી

લી
જે એન મિસ્ત્રીના
જય જલારામ

## ૧૫૮
## હમેશા સફળતા મળે છે અને...

I. B PATEL
C/o Aspee & Co
Box. 3659
SALISBURY
28-1-63

શ્રીમાન

આ સાથે દ. 5-12-૦ મોકલ્યા છે તો અમારાવતી પૂજ્ય જલારામ બાપાની ગાદીએ ચઢાવશો. મારા નિયમ પ્રમાણે દરરોજની ૧ શીલીંગ બાપાની ગાદીએ ચઢાવવાનો નિયમ કર્યો છે તે પ્રમાણે મોકલું છું. મારા કામમાં હમેશા સફળતા મળે છે અને મળશે. એવી મારી પુરેપુરી આશા છે.

લી ઈશ્વરભાઈના
જય હિન્દ

---

૧૫૯ :

# જલારામ બાપા મને કહી ગયા કે તારો પાસપોર્ટ આવતા બુધવારે મળી જશે

રામ નામ મેં લીન હૈ દેખત સબમેં રામ
તાકે પદ વંદન કરૂં જય જય જલારામ

ૐ તા. ૬-૨-૬૩
વાર બુધ

જય જલારામ બાપા કી જય

પુજ્ય બાપાશ્રી તથા સાથે રહેતા સેવકો ભાઈશ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવની પવિત્ર સેવામાં વીરપુર.

લિ લુલવર હૅમ્પટનથી નાનરજીભાઇના જય જલારામ વાંચશો.

વિશેશ જણાવવાનું કે અહીં સર્વે જલારામ બાપાની કૃપાથી મજામાં છે તેમ આપ પણ હશો. એવી જલારામ બાપાને પ્રાર્થના

બાદ આ મનીઑર્ડર સાથે ૩ પૌંડ રવાના કરૂં છું તેમાં સવા બે પૌંડ જલારામ બાપાની માનતાના

જલારામ બાપાની સ્થાનકે એક શ્રીફળ વધેરી પ્રસાદ ધરાવી એક ઘીનો દીવો અને છુટા ફુલ જલારામ બાપાની સ્થાનકે ચઢાવવા અને દશ શીલીંગ બુલબુકના મુકી મારા લાખો દંડવંત પ્રણામ કહેશો. બાપાએ મને મરતાં મરતાં બે વાર બચાવ્યો. અને હવે તો જાણે બાપાએ મને નવી જીંદગી આપી હોય એમ લાગે છે.

અત્યારે બે માસ થયા બેકાર છું. તો હું આશા રાખું છું કે મને બે ત્રણ માસમાં જલારામ બાપાની મહેરથી નોકરી મળી જશે એની પણ મેં માનતા કરી છે. તે નોકરી મળ્યા બાદ મોકલી આપીશ

આજ સુધી જે કાંઇ મેં જલારામ બાપાની માનતા કરી એ તો

એમણે દરેક માનતાઓ સફળ કરી છે નાનપણથી જ, મને એમના ઉપર પુરી શ્રદ્ધા હતી. અને હજુ પણ છે.

આજથી ૩ા વર્ષ ઉપરની આ એક વાત છે. ત્યારે મારા કાકાએ મારી પરમીટ ટ્રીનીડાડ જવા માટે મોકલી હતી. અને ત્રણ માસ થયા તો પણ પાસપોર્ટ ન થયો. છેવટે મુંબઇથી ના આવી અમારા ઘરના ગભરાવવા લાગ્યા છેવટે મને થોડા વખત પછી એક દિવસ જલારામ બાપાએ રાત્રે સ્વપ્નું આપ્યું અને સ્વપ્નામાં જલારામ બાપા મને કહી ગયા કે તારો પાસપોર્ટ આવતા બુધવારે મળી જશે સ્વપ્નામાં મને અમેરીકા બતાવ્યું હું ઘરમાં મારા માતા પિતાને કહેવા લાગ્યો કે આવતા બુધવારે પાસપોર્ટ મારો મળી જશે ઘરમાં કોઇએ સાચુ ન માન્યું બુધવારે ટપાલી કાગળ આપી ગયો અને એમાં દલાલે લખ્યું હતું કે પાસપોર્ટ બનીને આવી ગયો છે. ઘરમાં તો બધા અચંબો પામી ગયા કે તું પણ ખરો જલાબાપાનો ભગત છે. આ પરચો ખરેખર સાચો છે. તે દિવસથી મને અનહદ શ્રદ્ધા બેઠી અને અત્યારે બુધવાર કરૂં છું.

જય જલારામ બાપા આપને મારા હજારો નમસ્કાર હે જય જલારામ બાપા સર્વેને સુખી રાખો.

લિ. નાગરજીના જય જલારામ.

---

૧૬૦

## બેલજીઅમ નારીની શ્રદ્ધા ફળે છે.

**"I put my faith in JALARAM BAPU and... it was a real miracle"**

Potgietersrus
N. Transval.
20-3-63

Jalaram Bapu

I have great pleasure in writing this letter about miracle and my faith in JALA RAM BAPU.

We left kenya in 1961, for South Africa, and we settled in Transval.

My husband soon found work as manager in big book store, we were realy happy couple with our four childrens.

And one day it happend, another woman who was working with my husband, took my husband a way. and he just left me alone, in few weeks time all our house broken up, I spoke to her about my husband but she would not leave my husband alone, she just ignore me.

I became very sick, my nervous break down, and I came very sad, nothing could help my tears.

And one day (Last November) my husband run a way to Congo, with my two Sons, age 15, and 13, years, (left that woman.) and left me alone with my two Girls, age 11, and 9, years, without any money, and from that day I did not get any letter from my husband.

I ask many of my friend, if they know anything to change his mind, and come back to me, or call me to him in Congo, but no one could do anything and I just don't know what to do.

Than one day I made up my mind to go and see Indian family, who staying across the street, and no time I was there, I explain my trouble to the man, he told me he don't know anyone who can help you, but just pray one name 'JALARAM BAPU" ane everything will come right in month time.

From that very night. I put my faith in 'JALARAM BAPU' and ask Jalaram bapu to help me in my trouble, I prayed and prayed and prayed.

Three weeks later I receive a letter from my husband, asking me to come to Congo with my two Girls.

All my gratitude is going to the great man 'JALARAM BAPU' in which I put my faith and answer my prayers.

And I will never forget the man (U. H. Khatri) who learn me the name of JALARAM BAPU.

Everyday there will be a place in my heart for his name, it was a real miracle.

I am now leaving for Congo on 23-3-1963 I also have received photo of JALARAM BAPU which I am taking with me to Congo.

From. **Josy Differding.**

P. S. Please kindly take note that if there is any mistake in writing please put it in good manner because I am not the English, but Belgian woman, so my English is very poor.

---

# JAI JALARAM

ગુરુ....દર્શન પ્યાસી....બાપા

# ગુરુ ભકિત



ગુરુ ગોવિંદ દોનું ખડે, કીનકું લાગુ પાય.
બલિહારી ગુરુ દેવકી, જીને ગોવિંદ દીયો દિખાય

ઉપરનો દોહરો એટલો બધો સ્પષ્ટ છે કે-ભગવાન અને ગુરુ બન્ને સાથે ઉભા હોય તો પહેલાં ગુરુનેજ પ્રણામ કરવાં, આવો ગુરુનો મહિમા શાસ્ત્રોએ વર્ણવ્યો છે. પરંતુ હાલના જમાનામાં તો જ્યાં યોગ્ય ગુરુનાજ દર્શન દુર્લભ હોય, ત્યાં ગોવિંદની ક્યાં'વાત કરવી ? પરંતુ મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે-હિંદુસ્તાનમાં યોગ્ય ગુરુ છેજ નહિં, યોગ્ય ગુરુ તો ઘણા છે, પરંતુ એવા ગુરુને નીરખવાની યોગ્ય દ્રષ્ટિનો અભાવ છે, પરંતુ આ સામાન્ય કોટીના ગુરુ-ચેલાની વાત થઇ, પરંતુ ઉચ્ચ કોટીના આજે પણ ઘણા ગુરુ-ચેલા છે કે-જેનું નામ લેવાથી પણ પવિત્ર થવાય એવા ધન્ય નામી ગુરુઓને તો મારા હજારોવાર નમસ્કાર છે. હવે હાલના

જમાનાના ગુરુ શિષ્યની વાત છોડી આજથી ફક્ત ૧૦૦ વર્ષ ઉપર ગુરુ શિષ્ય કેવા સમર્થ હતા!

શિષ્ય માનતો કે ગુરુ એટલે સાક્ષાત પ્રભુ પોતેજ, અને ગુરુ માનતા કે–ચેલો એ તો મારૂં મોંઘું ધન, એટલે કોઈજાતનો પડદો રાખ્યા સિવાય ગુરુ જ્ઞાન આપતાં.

એવા મીઠા સબંધ ધરાવનારા અગાઉના ગુરુ શિષ્યો માંહેના આપણા પૂજ્ય જલાબાપા અને (ભોજભગતના ચાબખાવાળા) સમર્થ ગુરુ ભોજલરામના પવિત્ર ચરિત્રનું વર્ણન આપ પાસે રજુ કરૂં છું.

પૂજ્ય જલારામબાપા, ગુરુ દર્શન વગર રહી શકતા જ નહિ, એટલે મહિને, બે મહિના થાય ત્યાં તો પૂરા પચાસ માઈલ પગે હાલીને ફતેપુર (અમરેલી) પધારે અને ગુરુના દર્શન કરે.

ગુરુનાં દર્શન કરે એટલે એનો અર્થ એવો નહિ કે–ગુરુના મોઢા સામું જોઇને બેસી રહે અગર સવાર સાંજ તૈયાર ભાણા ઉપર બેસી નિરાંતે પેટ ભરી પછી ગુરુ સાથે વાર્તાલાપ કરી ગામ ગપાટાં મારે પણ બાપા તો ગુરુને ઘેર જઇ, ગુરુ સાથેના દિવસના રોજીંદા કાર્યમાં મદદ કરે અને જાત ઘસીને કામ કરે, અને રાતના ગુરુની ચરણ સેવા કરી ગોવિંદના ગુણો ગાય. પરંતુ આજે...

આજે તો નથી જાત ઘસીને કામ કરનારા ચેલકા કે નથી જેને દેખી આપણી આંખો ઠરે એવા સદ્‌ગુરુ એવા સદ્‌ગુરુના આજે તો દર્શનજ દુર્લભ છે. ખરેખર સમય કોઈ જબરો જાદુગર છે

હવે ગુરુ-શિષ્ય તરફથી આંખ ઉઠાવી, આજના યુવાન વર્ગ તરફ જોઇએ

આજના યુવાનો......પાકિસ્તાનથી માંડીને સિનેમા સૃષ્ટિ......અને સિનેમા સૃષ્ટિમાંથી ઉડીને અમેરિકન ડોલર......અને અમેરિકન ડોલરમાંથી છટકી...મિસ યુનિવર્સલ ૧૯૬૨ સુધીના વિષયોમાંથી કોઇ પણ વિષયના ચર્ચા સુંદર રીતે કરશે, એવો કોઇ પણ વિષય નહિ હોય કે જેમાં એ રસ લેતો ન હોય પરંતુ એકજ બાબતમાં એ રસહીન થતો જણાય છે, અને તે ધર્મના...શ્રદ્ધાના...ભગવાનના નામના મહિમાના વિષયોમાં.

દુનિયામાં જેમ જેમ સુધારો વધતો ગયો તેમ તેમ માનવી વધારે ગુંચવાડામાં પડતો ગયો અને એ બુદ્ધિનો દુરુપયોગ ખનતો ગયો.

આજનો માનવી વીસમી સદીના યાંત્રિક જીવનના નમુના સરખો લાગે છે. દુનિયા પર સુખ શાંતિની લીલા લહેર પાથરી દેવાની મહત્વાકાંક્ષા ધરાવતી

વીસમી સદી આજે પૃથ્વીના પડ ઉપર ધગધગતા અંગારા શા માટે વર્ષાવી રહી છે ? આજનો માનવી આકાશમાં વિહાર કરતો થયો છે...મહાસાગરના અગાધ જળમાં સુખચેનથી મુસાફરી કરી ગાનતાન કરતો થયો છે...સડી ગયેલા ફેંફસાંના હાડકાં દૂર કરી જીવન ચાલુ રાખતા શીખ્યો છે...ચાલતા વિમાનમાં કે મોટરમાં દૂર દૂરના સંદેશા, ગાયનો વિગેરે ઝીલતાં શીખ્યો છે...આવા એક નહિ પણ અનેક વિજયો માનવીએ કુદરત ઉપર મેળવ્યા છે, પણ કીડીના આંતર ઘડનારો ક્યાં બેઠો છે?...વીંછીની પુછડીએ કોણે અને શા માટે ઝેર મુક્યા ?...મનુષ્યના ફક્ત એક વેંત લાંબા-પહોળા ચહેરા ઉપર લાખો-કરોડો અરે અબજોની સંખ્યામાં જુદા જુદા આકાર કોણે પાડ્યા...કે કોઈના ચહેરા એક સરખા ન મળે, ગોળું એક વેંતનું અને આકાર અબજોના પાડનારો, આવી અકળ લીલા કરનારાનો અભ્યાસ કરવો બાજુએ રાખી આજે માનવીએ મહાન વિજયો મેળવ્યા છતાં આજનો માનવી દુઃખમાં કાં સબડે......વધુને વધુ કાં દુઃખી થતો જાય...

આજે બંગલામાં રહેનારો સુખે સૂતો નથી, કે ઝુંપડીમાં નિદ્રા લેનારો ભૂખના દુઃખે નિદ્રા લઇ શકતો નથી. બુદ્ધિની પાછળ દોડતાં-દોડતાં માણસ ભાવના-શ્રદ્ધા-ધર્મ-ફરજ જેવી વસ્તુને છેક વીસરી ગયો એજ આજના દુઃખનું કારણ હશે એમ લાગે છે.

પરંતુ આજથી ફક્ત સો વર્ષ પહેલાંનો બુદ્ધિ વિહોણો (!) માનવી કેવો સુખી હતો, કેવો શ્રદ્ધાળુ હતો તે જોવા માટે હજુ પણ આપણે બહુ દૂર જવું નહિ પડે. આપણાજ... સૌરાષ્ટ્રમાં...... કોઇ પણ જિલ્લાના કોઇ પણ એક ગામડામાં મુસાફરી કરો અને આવા કોઇ બુદ્ધિ વિહોણા (!) વૃદ્ધ જનને મળો તો હજુ એના ચહેરા ઉપર આશા અને શ્રદ્ધાનું તેજ ચમકતું હશે, એ પ્રફૂલ્ર વદને હજુ પણ આપણી સાથે "આગળ" ની વાતો કરી હેરત પમાડશે કારણ કે એનું હૃદય તો એના "ઠાકરે" મુકેલા ઠેકાણે જ ચાલે છે, પણ આજના માનવીનું હૃદય કદાચ ડાબી બાજુથી ખસીને જમણી બાજુના કોટના ખિસ્સામાં રહેલા પાકીટની ગરમીથી ચાલતું લાગે છે એટલે આજનો માનવી રૂપિયા......આના......પાઇમાં વાત કરતો લાગશે ત્યારે એ બુદ્ધિ વિહોણો (!) માનવી ભગવાનને સાથે રાખીને વાત કરશે પરંતુ જવા દો આવી વાતો...

આજે માનવીને ક્યાં ફુરસદ છે કે-આવા "ટાયલા" સાંભળે.

આજે તો એ મુઠીઓ વાળીને દોડી રહ્યો છે એના કહેવાતા સુખ પાછળ ખેર ! દોડતા હોય ત્યાં દોડવા દો !

આપણે ક્યાં કોઈના ચોકીદાર નિમાયા છીએ કે-આવા "ટાયલા" કર્યા કરીએ.

મને તો પૂજ્ય જલાબાપાના નામ પ્રત્યે શ્રદ્ધા છે, આસ્થા છે અને તે શ્રદ્ધાના બળથી જે ચમત્કાર Miracle જન્મે છે અને તે ચમત્કારને આજનો શ્રદ્ધાળુ વર્ગ વધુને વધુ માનતો થતો જાય છે, એજ મારે મન મહત્વની બાબત છે એટલે કલ્પનાની પાંખે ચડી જે થોડુંક ટોકિયું કરી નાખ્યું એટલું જ બસ કરી હવે મૂળ વાત ઉપર આવું.

બાપાના જીવન ચરિત્રની ત્રીજી આવૃત્તિ માટે વિશેષ માહિતી મેળવવા હું તથા શ્રી વજુભાઇ તા. ૯-૧૨-૫૧ના રોજ ફતેપુર અમરેલી ગયા. સાથે એક દિવસ માટે ભગત જયસુખરામજી મહારાજ, ગુરુ-ઋણ નિવારણ અર્થે પધારેલા.

અમો બધા સવારના ૯ વાગે અમરેલી સ્ટેશને ઉતર્યા અને ત્યાંથી ટપામાં રવાના થઈ ફતેપુર ગયા.

અમરેલીથી ફતેપુર ૨॥-૩ માઈલ દુર છે.

ફતેપુર ગુરુ ભોજલરામની જગ્યામાં લગભગ સવારના ૯॥ વાગે પહોંચ્યાં

પ્રાતઃવિધિ પતાવી પહેલ વહેલા મેં જગ્યામાં આંટો માર્યો અને નિરખીને જગ્યાનું વાતાવરણ જોયું. મકાન જુના છે પરંતુ જુના મકાનમાં હજુ લવજીબાપા પોતાના સમૃદ્ધ સાહિત્યને સાચવીને જગતના એક ખૂણે પડયા છે.

લવજીબાપા અમને ભોજા ભગતનાં ઓરડામાં લઇ ગયા.

આ ઓરડામાં એક ઢોલિયા ઉપર ભોજા ભગતની પાઘડી અને માળા રહે છે, જેનું સવાર સાંજ પૂજન થાય છે, ઓરડો છે તો સાવ સાદો, અને ગારાની ભીંતવાળો, પણ આ ઓરડામાં બેસી ભોજલરામ બાપાએ એવી સિદ્ધિ મેળવેલી કે એ સિદ્ધિના બળે કરી દ્વારકાથી દ્વારકાધીશને છાપું દેવા ત્યાં આવવું પડેલું. આ ઓરડામાં પ્રવેશ કરતાં અમોને ઘણો હર્ષ થયો, અને મનમાં વિચાર આવ્યો કે- 'અરે જીવ! અંતે પૂજ્ય જલાબાપાના ગુરુસ્થાનના દર્શન કરવાનું સદ્‌ભાગ્ય સાંપડયું તો ખરું!'

અમોએ એ પવિત્ર પાઘડી અને માળાના દર્શન કર્યા.

અગરબત્તી, ધૂપ કર્યા અને પગે લાગ્યા અને એ પવિત્ર ઢોલિયાની પરિક્રમા કરી થોડીકવાર એ પવિત્ર ઓરડામાં બેઠા.

મારા મનમાં થયું કે-આજે જે જગ્યા ઉપર અમો બેઠા છીએ, ત્યાં પૂજ્ય જલાબાપા અને ભોજલરામબાપાએ કોણ જાણે કેટલાયે ભજનો ગાઇ

વૈકુંઠવાળાને રાજી કરેલ હશે ત્યારે એ વૈકુંઠવાળો જાતે ચાલીને દર્શન દેવા આવેલ હશે ને?

એવી આ પવિત્ર ભૂમિમાં આવતાં અમે જાણે દેવભૂમિમાં બેઠા હોઇએ એવો અમને ભાસ થયો. ઓરડામાંથી બહાર આવી અમો રામ મંદિરમાં દર્શન કરવા ગયા.

મંદિરની અંદર થી રામ-લક્ષ્મણ અને જાનકીજીની મૂર્તિઓ છે, આ રામ મંદિર સુતાબંધ ભોજલરામ બાપાની હયાતી બાદ બંધાયેલું છે.

ભોજા ભગતની પાંચમી પેઢીએ આજે માવજીબાપુ ગાદીએ છે. માવજીબાપુ મોટા અને લવજીબાપુ નાના, માવજીબાપુ હવે તો લગભગ નિવૃત્ત જીવન વીતાવે છે, (સ્વર્ગવાસી થયા સને ૧૯૫૬) અને લવજીબાપુ જગ્યાની દેખરેખ રાખે છે.

લવજીબાપુ જુની સંસ્કૃતિના સ્મરણ ચિન્હ જેવા, રામાયણની ચોપાયો મોઢે, ગીતાજીનો સારો અભ્યાસ, દાખલા દલીલો અજોડ અને કોઇ વાતનું સમર્થન કરવા એકાદ બે દ્રષ્ટાંતો આપે, અને નિખાલસ હૃદયના પરંતુ જગતના એક ખૂણે રહેવાથી બંધિયાર વિચારના લાગ્યા, છતાં જ્ઞાન તો અનુકરણીય.

ફતેપુર ગામની વસ્તી માંડ ૭૦૦-૮૦૦ માણસોની હશે.

આવા નાના ગામની અંદર અમારૂ આગમન છાનું રહેજ શાનું? એટલે બપોર પછી તો ઘણા ભાઈઓ અમને મળવા આવવા લાગ્યા. પણ મળવા આવનાર ભાઇઓ લગભગ બધા ૫૦-૬૦ વરસની અંદરના.

મેં એક ભાઇને પ્રશ્ન કર્યો કે-'હેં ભાઇ! ફતેપુરમાં કે આજુબાજુના કોઇ ગામડાંમાં ૯૦-૧૦૦ વરસની ઉંમરના કોઇ 'બુઢિયા' બેઠા હશે કે નહિ?' પ્રશ્ન સાંભળી એ ભાઇએ નિસાસો નાખ્યો અને બોલ્યા કે-

'રામ-રામ કરો ભાઈ! આ દિ પે દિ ખરાબ આવતા ગયા અને સાથે આ તમારા અમેરિકાના ધાન "કોડ" પડે એ પહેલાં તો એ જીવડા એક એક "હાલી" નીકળ્યા. પાંચ વરસ પહેલાં તો આવા ઘણાય બાબા હતા પણ એક તો ઘરના અનાજના સાંસા, દુકાળ્યા ઓણ અને પરથી પરદેશી ધાનના કોળિયા લેતાં લેતાં અને "કળજગ-કળજગ" કરતાં કરતાં એ બધાય "બુઢિયા" એક પછી એક 'હાલી' નીકળ્યા.

આ પરગણા ફરતાં ૨૫-૨૫ ગાઉ ઉપર કોણ જાણે હવે તમને એકાદ રડયો ખડયો એવો ભાભો મળે તો !

બાકી તો બધા ૭૫-૮૦ વરસની અંદરના છે.

આ ભાઇની આવી નિખાલસ ભરેલી વાણી સાંભળી મારી તો મનની મનમાં રહી ગઇ, કેમકે વીરપુરથી નીકળતી વખતે મેં તો મનોરથ ઘરેલા કે-જલાબાપા, ગુરુ સ્થાને અવારનવાર પધારતાં, એટલે ૨, ૫ બુઢિયા તે વખતના જરૂર બેઠા હશે એટલે તેમને મળશું અને બાપાના સંભારણા ભેગા કરશું. પરંતુ આ મારી આશા તો નિરાશામાં ફેરવાણી એટલે હવે તો એ છેલ્લે અમેરિકાનો ધાનનો 'સ્વાદ' ચાખી 'સદ્દગતિને' પામેલા એ વૃદ્ધોના પરિવાર પાસેથીજ કાંઇ થોડા ઘણાં સંભારણાં તેઓએ સાંભળેલા હોય તેજ ભેગા કરવા રહ્યા. અસ્તુ !

પહેલાં ભોજા ભગતની જગ્યાનું બ્યાન આપતાં હું ચુકી ગયો તે આપી દઉં.

જગ્યામાં દાખલ થતાં પહેલાં એક મોટો ડેલો આવે છે, અને ડેલા બહાર એક લાંબી ઓસરી છે, જેને ધર્મશાળા કહેવામાં આવે છે. પછી જગ્યામાં દાખલ થતાં જ સામું સુનાખંધ રામ મંદિર છે, અને રામ મંદિરની પડખે જ ભોજા બાપાનો ઓરડો છે. અને આ ઓરડાની ઓશરીમાં શિવલિંગ અને હનુમાનજી બિરાજે છે તે ઓરડાની પડખે જ એક ઓશરીએ-વણ ઓશરી ઉતાર ઓરડા છે. જે ઓરડામાં માવજી બાપાનું અને લવજી બાપાનું કુટુંબ રહે છે.

આ ઓરડાની સામે થોડેક છેટે માવજી બાપાના દુરના ભાઇઓના મકાન છે, જે ભાઇઓ આ જગ્યાના વહીવટથી ઘણા વખત થયા જુદા છે.

જગ્યાનો ચોક મોટો છે.

એક તરફ લીમડો અને તુળસી કયારો છે, અને બાજુમાં પૂર્વ તરફ જેને ઉઠવા-બેસવાનો ઓરડો કહીએ એવો એક ઓસરી ઉતાર ઓરડો છે.

તે ઓસરીમાં આવતા જતા મહેમાનોની સુવા બેસવાની સગવડ કરવામાં આવે છે. અને ઓસરીના એક ખૂણાના કબાટમાં લવજી બાપાનું અણમોલ હસ્ત લિખિત સાહિત્ય પડેલું છે અને ઓરડામાં માવજી બાપા સુવે બેસે છે. પહેલાં તો આ બધા જીર્ણ મકાનો જોઇ દિલમાં જરા લાગી આવ્યું કે- 'અરે જીવ ! આ જમાનામાં જેના નામના પ્રભાવથી આજે ચમત્કાર જન્મે છે અને દેશ પરદેશમાં જેમની માનતાઓ થાય છે એવા પુન્ય જલાબાપાના ગુરુસ્થાનના મકાનની આ દશા ! આ પર્ણકુટીઓ !

આ મકાનો જોઇ મેં બે ઘડી માટે આંખો મીંચી તો મને અગાઉના ઋષિમુનિઓની પર્ણકુટીઓ સાથે મેં મારૂં મન મનાવવા ગુરૂસ્થાનને સરખાવ્યું.

ભલે આમાં મારો દ્રષ્ટિ દોષ હોય, પરંતુ આ ચાંદીના સિક્કાના જમાનામાં પણ એ છબું મકાન જોઇ દિલ દુઃખાણું છતાં પણ આ જીર્ણ મકાનમાં કોઇ વિરલ આત્મા વસી જવાથી ઘણીજ આત્મિયતા લાગી, અને તેમાંય જ્યારે લવજીબાપાએ કહ્યું કે- સૌભાગ્યચંદ! જાણો છો! આ જેમાં અમો રહીએ છીએ એ ઓરડાં કોણે ચણ્યા છે!'

મેં કહ્યું કે- 'મને શું ખબર! હું તો અહીં આજે પહેલી વખતે આવ્યો છું', પણ ઓરડાં તો ચણે કડિયા અને મજુર બીજું કોણ ચણે!'

જવાબ મળ્યો 'ના ભાઇ ના.' કડિયા કેવા ને મજુર કેવા! આ ઓરડા તો ચણ્યા છે 'ભોજા ભગતે અને જલા ભગતે'

મેં લવજી બાપા સામે આતુરતાથી જોયું અને પૂછયું કે–

'શું વાત કરો છો લવજી બાપા?'

'હા, ભાઇ હા, જરા નિરાંતે સાંભળો તો ખરા! આ ઓરડા ભોજા બાપે ચણ્યા, પણ વીરપુરથી જલાભગત અવાર નવાર મદદ કરવા આવતાં. અત્યારે તમે જેમ વાતવાતમાં 'લીલા' નોટો વટાવી નાખો છો એવો જમાનો ત્યારનો નો'તો. ત્યારે તો સૌ કોઇના હાડ કામ કરતાં, ગુરુ એ કામ કરે અને શિષ્ય પણ કામ કરે.'

'આ ઓરડાના પાણા જલાભગતે પોતાના ખંભા ઉપર ચડાવ્યા હતા. ભોજા ભગત ઓરડાં ચણતા જાય, અને જલા ભગત પોતાના માથા ઉપર ગારાના સુંડલા લઇ ગુરુને આપતા જાય અને ઠાકર...ઠાકર...કરતા જાય અને ગુરુ પાણા ઉપર પાણો ગોઠવતા જાય.'

'એવી રીતે આ ઓરડાં ચણાવ્યા ત્યારે જલાભગત ખાસ વીરપુરથી આવી અહીં ખાસા મહિના બે મહિના રોકાઈ ગુરુની મદદમાં રહેલાં.'

'એવી રીતે આ ઓરડાં ગુરુ શિષ્યે લતે મજુરી કરીને ચણ્યા છે અને હજુ સાંભળો, અમારાં વડીલ વાતો કરતાં કે- 'જલો ભગત વીરપુરથી મહિને બે મહીને ફતેપુર આવે, અને ક્યારેક ક્યારેક તો મહિનામાં બે વખત આવે.' ત્યારે ભોજા બાપા કહેતા કે–

'અરે જલા! આ ચોવી ચોવી ગાઉનો પંથ કાપી તું શાં આમ મહિનામાં બે વખત અહીં દોડ્યો આવ? તેં પણ આશ્રમ બાંધ્યો છે,

એટલે તારે આશ્રમમાં જીવ પરોવવો જોઇએ. અને દુનિયામાં રહ્યા છીએ તો દુનિયાદારીની રીતે વરતવું જોઇએ જલા!'

ગુરુના આવાં વેણ સાંભળી જલા ભગતની આંખમાં આંસુ આવતા અને ગુરુને કહેતાં કે–

'બાપા! મારા ગુરુ! તમારા વેણ સાચા છે પણ હું તમારા 'દરશન' વગર રહી શકતો નથી. તમારા 'દરશન'ની ઝંખનામાં ને 'ઝંખનામાં' મારૂં મન ચકડોળે ચડે છે. મારો જીવ ગભરાય છે એટલે તમારા 'દરશન'ની ઝંખનામાં અને ઝંખનામાં મને ચોવી ગાઉ કાપતા કાંઇ થાક જણાતો નથી. આટલું બોલે ત્યાં તો જલા ભગતની આંખમાં આંસુ દેખાય અને જલા ભગતની આંખમાં આંસુ જોઈ ભોજા ભગત પણ મંડે રોવા.'

'એમ બેય જણા રૂવે, અને હૈયા ખાલી કરી પછી મંડે વાતો કરવા, અને વાતો કરતા થાકે એટલે ગુરુ-શિષ્ય તંબુરો લઇને મંડે ભજન લલકારવા. આવો બાપાનો ગુરુ-પ્રેમ હતો.'

'ગુરુને તો સાક્ષાત ભગવાન જ માને.'

'આવી જલા ભગતની ગુરુ-ભકિત હતી અને ગુરુનો આત્મા ઠારી આશીર્વાદ લીધો તો જુઓ આજે એનો પરતાપ.'

'જલા ભગતનો ડંકો આ કળિયુગમાં ચારે દિશામાં વાગે છે ને?'

'છે કોઇ જાતનો જગ્યામાં તુટો.'

'ગિરધરરામ ભગતે દિ ઓળખ્યો છે નહિતર તાકાત છે કોઇની કે-આ કળિયુગમાં આવી રીતે આગતા સ્વાગતા થઇ શકે, માટે ભાઇ આ બધો પ્રતાપ જલા ભગતની ગુરુભકિતનો છે.'

'તમને તો ખબર છે કે-વીરપુર કરતાં ગારિયાધાર ઢુંકડુ થાય; છતાં ભોજા ભગતનો જીવ જલાભગતમાં અને જલાભગતનો જીવ ભોજા ભગતમાં એટલે એક બીજા અવારનવાર મળતાં.'

'જલો ભગત અવારનવાર ફતેપુર આવે, અને એવીજ રીતે ભોજા બાપા પણ વીરપુર આવે, અને છેવટે ભોજા ભગત રહ્યા પણ વીરપુરમાં જ ને? આ કાંઇ થોડી વાત છે?'

'ન રહ્યા ફતેપુરમાં.'

'ન રહ્યા ગારિયાધારમાં.'

એમ કહી બાપા ઊઠયા અને ભંડારમાં જઈ ધરેલ રોટલાનો મોટો થોકડો ઉપાડી પોતાની પછેડીમાં બાંધી એક કોથળામાં છાશ ભરી અને ૨-૪ પૂળા ખડના લઇ એવા "ચામઠા"ને દેવા ગયા છે

દીટા ભગતની આ વાત સાંભળી, બાપુનો સાવજ દાંત કાઢતો કાઢતો ગોડી ઉપર ગયો અને બાપુને હસતા હસતા વાત કરી કે-'



'બાપુ' જલો ભગત તો રોટલાં બાંધીને "ચામઠા"ને દેવા ગયા છે એમ કહી વિગતવાર બધી વાત કરી'

બાપુ લખમણનાળા આ વાત સાંભળી મોઢામાં આંગળાં નાખી બોલ્યા કે-

'વાહ જલા ભગત' ધન્ય છે તને અને તારા માતપિતાને

મે ઘણા ભગતો જોયા પણ આજે સાચી દીનતા- સાચી આધીનતા તારામાં જોઈ

ચામઠામાં પણ તને જોગ-માયાના દર્શન થયા છે એજ તારી મહત્તા છે

'ખરેખર' તુ માણસ નથી પણ માણસના રૂપમાં કોઇ અવતારી પુરૂષ છો'

આ સાંભળી બાપુના ડાયરામાંથી બીજો એક જણ બોલ્યો કે-'બાપુ' અમથુ આજે કહેવાતુ હશે કે-

'જલા સો અલ્લા'

ધન્ય છે આવા ભગતોને

બાપાના તો આવા અનેક સંભારણાંઓ હશે કોણ જાણે કેટલાય જીવોને રોટલાથી સંતોષ્યા હશે અને કોણ જાણે કેટલાયે ,વાર રામનામ લીધા હશે એની કાંઇ ગણતરીઓ થોડી થાય છે?

હવે બાપાની વચનસિદ્ધિનો વધુ એક દાખલો આપુ'

'ફતેપુરમાં ૯૦-૧૦૦ વર્ષની ઉંમરના કોઇ વૃદ્ધ પુરૂષના તો દર્શન ન થયાં એ તો મેં અગાઉ જણાવી દીધું છે એટલે જે આધેડ વયના ભાઇઓ અમને મળવા આવ્યા હતાં તેમને મેં પૂછયું કે-

'ભાઇઓ! તમારા આંગણે તો પૂજ્ય જલાબાપા અવાર નવાર પધારતાં એટલે તમો કાંઈ બાપાની વાતો કરો!'

ડાયરામાંથી બધા એકી સાથે બોલી ઊઠયાં.

'ભાઈ! વાતો તો ઘણીયુંય ગયઢા કહેતા પણ આજ એ માંહેની કેટલીક યાદ રહે! અને ઘણીખરી વાતો તો લવજીબાપા, બાપના જીવન-ચરિત્રની ચોપડી વાંચતાં હતા તેમાં છપાણી છે.'

'અને બાપાના પરચા તો ઘણાયને મળતાં'

'બાપા તો વચનસિદ્ધ પુરૂષ હતા એટલે વધુ શું વાતો કરીએ.'

પણ થોડીવાર પછી ખોડાભાઇ કરીને એક ભાઇ બોલ્યા કે-

'મારા ડાડા ભીમા બાપાને, જલાબાપાએ વચન દીધેલું કે- જા ભીમા, મારા ઠાકરનું વચન છે કે-તારે ઘરે કોયદી દુઆણું મુકાશે નહિં' એમ કહી ખોડાભાઇએ વિગતવાર વાત કરવા માંડી કે-

'મારૂં નામ ખોડો.'

'મારા બાપનું નામ રામ.'

'અને મારા બાપાના બાપનું નામ ભીમા દેવજી કાનકડિયા.'

'એ ભીમા બાપા એક વખત જલાબાપા પાસે દહીંનું સાટલું લઇને આવ્યા, લવજીબાપાએ વાત કરી તે પ્રમાણે ભોજા ભગત અને જલા ભગત આ ખોરડાં ચણે અને સાથે મારો ડાડો પણ મદદમાં.'

'સવારે શિરામણમાં સૌ રોટલા ખાવા બેઠા.'

જલાભગતને કુંમરો બહુ ભાવે (કુંમરો એટલે જારને ખાંડી ફોતરા કાઢી નાખે, અને પછી બાફે અને રાતે ઠારી રાખે સવારે દહીં સાથે ખાય) (સોળ પૈસાની એક મણ જાર મળે)

'શિરામણમાં જલાભગત માટે કુંમરો આવ્યો અને બીજા માટે રોટલા આવ્યા.'

'ભોજાભગતે ઘરમાંથી દહીં મંગાવ્યું, પણ દહીંના તો વલોણા થઇ ગયા હતા એટલે છાશ આવી '

'મારા દાદા તો છાશ જોઇ હડી કાઢતાંને દોડયા અને પોતાના ઘરમાંથી આખું માટલું દહીંનું ભરેલું લાવ્યા અને જલાભગત સામે ધર્યું.'

'બધાયે પેટ ભરીને દહીં ખાધું.'

'જલાભગતે કુંમરો અને દહીં ખાધા '

જલાભગતે મારા દાદાને કહ્યું- 'ભીમા ! તારૂં દહીં ખાધું. બહુ મીઠું હતું અને સાથે તારૂં મીઠું મન જોઇ મને થાય છે કે-તારાં જેવાની ઘરે તો દુઝાણાં કાયમનાં માટે વસુકનાં ન જોઇએ !'

'જા મારો ઠાકર, તારી ઘરે કાયમ દુઝાણાં દેશે.'

'આ વાતને ૧૦૦-૧૨૫ વરસ થવા આવ્યા હશે પણ અમારી ઘરે દુકાળમાં સુકાળમાં ગમે એવા માઠા વરસમાં કયારેય દુઝાણાં સુકાણાં નથી. ઘરે કાંઇને કાંઈ દુઝાણું તો હોયજ !'

'આ બધો પ્રતાપ જલાબાપાના વચનને। છે, એમ કહી ખોડાભાઈએ વાત પૂરી કરી '

બીજા ભાઇઓ પાસે ફરીવાર કાંઈક વાતો કઢાવવા મેં 'યુકિત' કરી જોઇ પણ એ બધો ડાયરો તો જીવરાજ મહેતા આ ચુંટણીમાં જીતશે કે કેમ ? એ વાતની ગંગતમાં ચડી ગયો હતો એટલે એ રમૂજના ઢોલકામાં મારી 'પપુડી' ન વાગી અને ઉલટાના એક મસ્તીખોર જુવાને મનેજ પ્રશ્ન કર્યો કે- 'આ ચુંટણીમાં તમારા 'પરધાનો' બહુ મોટેરા દેકાવે છે. અને ઓલો શામળદાસ ગાંધી 'મો-ફાટ' જેમ આવે છે એમ ભરડે છે તો આવા ધંધા એ બધાય શું કરવા કરતા હશે ?

મેં જવાબ આપ્યો કે-

'ભાઇ, એ 'ધંધા' કરવાવાળાને જ કોઈ દિ અમરેલીના બજારમાં ઊભા રાખી તમારેજ પૂછી લેવું.'

'પારકા પેટની વાતો હું શું જાણું ?'

'મને તો બાપાની વાતો કરો તો હું જાણું.'

પેલો જુવાન મારો આવો જવાબ સાંભળી શરમાઇ ગયો અને કહ્યું કે-

'સાચી વાત છે.'

'સૌ સૌના કર્યાં સૌ ભોગવે આપણે શું કામ!'

આમ એ વાતનો ઉપર-છલો સંતોષ બતાવી કહ્યું કે 'ભાઈ, બાપાની ચોપડીમાં ઘણાખરા પરચા છપાણા છે તે અમે વાંચ્યા છે, આવા તો હજારો પરચા હશે. પણ અમારા ગયઢા તો હાલ્યા ગયા. અને ૨-૪ ગયઢા જેમણે બાપાને જોયા હતા તે આ તમારા પરદેશના દાણા ખાઈ ખાઇને નિસાસા નાખતા નાખતા હાલ્યા ગયા.'

ફરી પેલા જુવાનનો અસંતોષ ઉછળી આવતો જોઇ મેં વાતને બદલી નાખી. ત્યાં તો વળી એક ઠરેલ મગજનો ભાઇ બોલ્યો કે-'તમેજ બાપાની કાંઇ વાત કરોને! એટલે અમે સાંભળીએ.'

મેં કહ્યું કે- 'ભાઇ, હું શું વાતો કરૂં. હું તો જાણતો હતો અને જે કાંઇ સાંભળ્યું હતું એ બધાની ચોપડી છપાણી છે તે વાંચો.'

પેલાએ કહ્યું કે-'સાચી વાત છે એ ચોપડી તો લવજીબાપાએ વાંચી સંભળાવી છે. મઝાની છે.'

આમ આડી અવળી થોડીક વાતો કરી ડાયરો 'જે જલારામ......જે જલારામ...કોક દિ' પાછા આવજો' આમ કરતાકને ઊઠયો.

હું અને શ્રી વજુભાઇ રાતના લગભગ એક વાગ્યે જય જલારામ કહેતાં કહેતાં સુઇ ગયા.

---

જો આપણે ખરેખર આસ્તિક હોઇએ અને માનતા હોઇએ કે સાક્ષાત શ્રી હરિ પોતેજ આપણા યોગક્ષેમની સર્વ પ્રકારે ખબર રાખે છે. અને આપણા ઉપર એના ચારે હાથ છે, તો પછી કોઇ પણ બાબત કે બીનામાં લેશ માત્ર ચિંતા કરવાનું કે આપણે બીવાનું કશું કારણ નથી.

મૃત્યુ તો અનિવાર્ય છે અને એક કાંટો વાગવાથી પણ નીપજે છે. છતાં પ્રભુની ઇચ્છા રવાડવાની હોય ત્યાં સુધી અગ્નિ, પાણી કે કોઈ અકસ્માતનો ભય નથી. ભરોસો ફક્ત એ પ્રભુ પર રખાય.

# સદ્‌ગુરુ શ્રી ભોજલરામજી મહારાજનું
## જીવનચરિત્ર

જે પુરૂષો પોતાના અસાધારણ ગુણો વડે બીજા મનુષ્ય કરતાં કાંઇ વિશેષ યોગ્યતા બતાવે છે તેમનો જીવનક્રમ પણ કાંઇક વિચિત્ર હોય છે, જેમાંના કેટલાક અર્થ સાધવામાં કે ધર્મ સાધવામાં પ્રખ્યાત થઇ ગયેલા હોય છે અને કોઇ ઉંચા પ્રકારના આનંદમાં રાચનારાઓ તો પૈસાની તુચ્છતા સમજે જ છે.

જગતમાં જેમના નામો આજે પૂજાય છે તેઓ પૈસાદાર નહોતા.

અર્થ સાધનારાની આગળ પ્રત્યક્ષ સુખની આશાઓ નૃત્ય કરી રહી હોય છે, જે તેમના સુખ સામે જોઇને ઉત્તેજીત થાય છે, અને ગમે તેવી અસાધારણ મુશ્કેલીઓને જીતીને સાધ્ય અર્થની સિદ્ધ કરી પોતાના નામને અમર કરી જાય છે.

પણ જ્યારે મોક્ષ માર્ગ તરફ વળેલા મહાત્માઓના જીવનક્રમ સામી દૃષ્ટિ કરીએ છીએ ત્યારે અર્થાદિ સાધનારાનો અત્યંત યત્ન તુરત ઝાંખો પડી જાય છે.

હાથમાં આવેલી રિદ્ધિસિદ્ધિને ફેંકી દઇને અને શુન્ય ઉપર નજર ઠેરવીને અદૃષ્ટ વસ્તુને મેળવવા પાછળ સદાકાળ એક સરખી રીતે દૃઢતાથી ટકયા રહેવું એ કાંઇ એવું પરાક્રમ નથી.

ત્રિલોક વિજયી મહાત્માઓ તે જ છે કે-જેમણે મન વશ કર્યું છે અથવા 'વિદ્યા પઢના, ચાતુરી, તીનો બાત સહેલ, કામદહન, મન વશ કરન, ગગન

ચઠન મુરકેશ' એ વૃદ્ધોની વાણી છે, એટલા માટે જ આપણે જનક યાજ્ઞવલ્ક, વશિષ્ઠ વગેરે બ્રહ્મવેત્તાઓ અને શિબિર, મયુરધ્વજ, અંબરિષ, નરસિંહ વગેરે ભક્તોને વખાણીએ છીએ. અને તેમના ચારિત્રને પાવન અને શ્રોતવ્ય માનીએ છીએ.

ભક્ત મહાત્માનાં ચારિત્રમાં સર્વથી અદ્દભૂત વસ્તુ-તે હોય છે કે-જે બીજાથી બનવી કઠણ છે.

ભર્તુંહરિ કહે છે કે. 'જ્યારે આપણે ફાટેલી લંગોટી પણ તજી

શકતા નથી. ત્યારે ભક્ત, મહાત્માઓ સમૃદ્ધિ તજી ચાલી નીકળ્યા

માટે તેમને ધન્ય છે !'

એવા કળિકાળના ભક્તરાજ શ્રી જલારામજી મહારાજે સાધુજનોને રોટલાથી અને ઓટલાથી સંતોષ્યા છે, અને 'જ્યાં છે ટુકડો ત્યાં પ્રભુ છે ઢુકડો' એ ન્યાયે જ્યાં પરમાત્માએ સાધુ રૂપે આવી, ભક્તની કસોટી કરવા માટે ભક્તરાજના ધર્મપત્ની માગ્યા અને ભક્તે હસતે મુખડે અર્પણ કર્યા એવા મહાન ભક્તરાજના મહા સમર્થ ગુરુ ભોજલરામજી મહારાજનો જન્મ સંવત ૧૮૪૨ની સાલમાં જેતપુર પાસે દેવકીગાલોલ ગામમાં થયેલો.

અઢારમાં સૈકાની વાત છે.

એ જમાનામાં માણસો ફક્ત બુદ્ધિવાદ ઉપર નો'તા જીવતા, પણ બુદ્ધિ સાથે શ્રદ્ધા પણ ધરાવતા હતા.

દિલમાં શ્રદ્ધા ભરી હોય, વિશ્વાસ હોય તોજ માનવી સાચી પ્રગતિને પંથે કૂચ કરી શકે છે.

શ્રદ્ધા અને વિશ્વાસથી જીવન દ્રઢ થાય છે અને માણસ સિદ્ધિને પ્રાપ્ત કરે છે અને ત્યારનો જમાનો પણ મર્દાનગીનો હતો.

એક તરફ જુનાગઢમાં અમરજી દીવાનની.

જામનગરમાં મેરૂ ખવાસની.

ગોંડલમાં બાકુંબાની.

અને પોરબંદરમાં પ્રેમજી ઠક્કરની હાક વાગતી હતી.

એમનાં નામ સાંભળતાં માણસોના 'છક્કા' છુટી જતા હતા.

આ બધા મર્દોની વચ્ચે વડોદરાના દીવાન વિઠલરાવની મૂછે તો 'લીંબુ' લટકતા હતા.

ગાયકવાડી લશ્કર આવે છે એવું નામ સાંભળતાં તો કંઇક પુરૂષોના ગાત્રો ગળી જતા હતા. ત્યારે ગામ માટે તો લીલાં માથાં વાઢીને દેવા પડતા હતા, અને લોહીના ખાતર પૂરવા પડતા હતા અને આવા મર્દોની ભેટમાં કટાર જમૈયા અને ખંભે તલવાર લટકતાં હતા. એ જમાનામાં વડોદરાના દીવાન વિઠ્ઠલરાવે ચડાઇ કરી કાઠિયાવાડના અમુક પ્રદેશ ઉપર વિજયમેળવ્યો હતો, અને અમરેલીમાં પોતાનો મુકામ રાખી બાદશાહી ઠાઠમાઠથી રહેતા હતા.

વિઠ્ઠલરાવનો દમામ એવો હતો કે ભલભલા મહારાજાઓને એમને મળવું હોય તો વિચાર થઇ પડતો.

પડછંદ કાયા, બરાવદાર શરીર, મોટી મોટી આંખો, અને મોટી મોટી મૂછોવાળા વિઠ્ઠલરાવને કાચા પોચા માણસો તો મળીજ શકતા નો'તા એવા સત્તાધારી વિઠ્ઠલરાવે એક દિવસ ફતેપુરથી ભોજા ભગતને બોલાવ્યા.

ઘોડેશ્વારે ફતેપુર જઈ ભોજા ભગતને કહ્યું. 'ભગત ! દીવાનજી સાહેબ તમને બોલાવે છે. હું તમને તેડવા આવ્યો છું'. ' દીવાનજી બોલાવે છે.



એ સાંભળીને ભોજા ભગત વિચારમાં પડયા કે દીવાનજી મને શા માટે બોલાવે? મારા જેવા માણસનું શું કામ પડ્યું હશે?

હું કાંઇ ખાંડાના ખેલ કે મુત્સદી-ગીરી તો જાણતો નથી. માટે આમાં કાંઇક સમજફેર હશે એમ માની ઘોડેશ્વારને કહ્યું કે–

ભાઇ તારી કાંઇ સમજફેર તો થાતી નથી ને?'

ઘોડેશ્વારે કહ્યું, 'ના, ના, ભગત! મારી કાંઇ સમજફેર થાતી નથી.' દીવાન બહાદૂરે ચોખ્ખા શબ્દોમાં કહ્યું છે કે–

'ફતેપુરમાં ભોજા ભગત રહે છે, અને આજકાલ જેની સિદ્ધિના વાતો ફેલાણી છે તે ભોજા ભગતને તેડી લાવો.'

'માટે ભગત ચાલો મારી સાથે.'

આ સાભળી ભગત તો રામનુ નામ લઈ પહેરેલે લુગડે ઘોડેસ્વાર સાથે ચાલી નીકળ્યા

આ તરફ દીવાન વિઠલરાવ કચેરી ભરી બેઠા છે, એક બાજુ અમીર ઉમરાવ બેઠા છે, બીજી તરફ મર્દના બચ્ચા મૂછે 'વળ' દેતા તલવાર ઉપર હાથ રાખીને ઊભા છે

દીવાનજીના તબુની બહાર આરબની બેરખ ઉઘાડી તલવારે પહેરા ભરી રહી છે

એ સમયે ભોળા ભગતને જોઈ દીવાન વિઠલરાવે આવકાર આપ્યો અને કહ્યુ કે-

'આવો ભકત!'

ભોળા ભગતે વિઠલરાવને આશિષ આપી કહ્યુ

'બોલો દીવાન સાહેબ!'

'શુ હુકમ છે? આપની તબિયત સારી છેને? આ જીવને શુ આજ્ઞા છે?'

ભગતના આવા દીનતા ભરેલા વચનો સાભળી અને ભગતની શાત મુદ્રા અને ચોટા ઉપરનો ભક્તિ પ્રભાવ જોઈ દીવાનજીને ખાતરી થઇ ગઇ કે,

ભગત સાગે છે તો સાચા ભગત

પણ તેના નામે જે ચમત્કારિક વાતો ફેલાય છે એવો ચમત્કાર આ અભણ ખેડુત ભગતમા લાગતો નથી

દીવાન સાહેબે કહ્યુ, 'ભગત! આજકાલ તમારા ચમત્કારની વાતો શ્રદ્ધાળુ માણસો બહુ ફેલાવે છે તો એવો ચમત્કાર મને બતાવો, નહિતર હુ તમને નજરકેદ કરીશ'

ત્યારે ભોળા ભગતે કહ્યુ

દીવાન સાહેબ! હુ તો જાતે કણબી છુ અને અભણ છુ હુ તો મારા 'બાપાજી'નુ નામ લઉ છુ'

'મારામા કાઈ ચમત્કાર પણ નથી અને સિદ્ધિ પણ નથી' બધી ઠાકરની માયા છે

પણ જેની પછવાડે લશ્કરની તાકાત ઉભી હોય અને જેની રગેરગમા ખુમારી ભરી હોય એવા સત્તાધારી પુરૂષના ગળે આવા વચનો ઉતરે?

વિઠલરાવે તો હુકમ કર્યો.

'એમ ભગત ચમત્કાર નહિ દેખાડે. જાવ ! આ ભગતને એક એકાંત ઓરડામાં હમણાં પૂરી દો !'

થઇ રહ્યું.

સત્તા આગળ અને તેમાંય દીવાન વિઠલરાવ આગળ બોલવાની કોઇ અમીર ઉમરાવની હિંમત ચાલીજ નહીં.

ભગતને એક એકાંત ઓરડામાં પૂરી દેવામાં આવ્યા.

ભગતે ઓરડામાં જઇ પ્રભુનો આભાર માન્યો કે.

'વાહ પ્રભુ !'

'તારી માયા અપાર છે.'

'હમણાં એકાંતવાસની જરૂર હતી.'

'તારૂં નામ લેવામાં હમણાં ખલેલ પડતી હશે એટલે દીવાન વિઠલરાવને તેંજ પ્રેરણા આપી લાગે છે.'

'વાહ નાથ ! સારૂં કર્યું.'

'હવે નિરાંતે બેસીને તારૂં નામ તો લેવાશે.'

ભોળા ભગત તો એક જગ્યા પર આસન વાળી બેઠા અને માળા ફેરવવા માંડી અને રામ...રામનો જાપ શરૂ કર્યો.

'એક દિવસ...'

'બે...દિવસ...'

'ત્રણ...દિવસ'

આમ દિવસો પછી દિવસો મંડયા વિતવા.

આ તરફ દીવાનજીએ ભગતની વર્તણુક જોવા ગુપ્તચરોને રોકયા હતા.

ગુપ્તચરો રોજે રોજ ખબર આપે કે ભગત તો એક આસન ઉપર બેઠા તે બેઠાજ છે.

બેઠા બેઠા માળા ફેરવ્યાજ કરે છે.

અને આપણે જે ભોજન મોકલીએ છીએ તે ભોજન આનંદપૂર્વક જમી લે છે પણ કયારેય કુદરતી હાજતે જતાં જ નથી.

આ સાંભળી દીવાનને સહેજ આશ્ચર્ય તો થયું કે ભગત પાંચ પાંચ દિવસો થયાં છતાં કુદરતી હાજતે ગયા નથી તે નવાઇ! પણ કદાચ ભગતના પેટમાં 'બાદી' હશે એમ વિચારી એમણે પોતાના માણસોને હુકમ કર્યો કે 'ભગતને એક વખત નહિં...બે વખત નહિં...ત્રણ વખત નહિં...પણ દિવસમાં ચાર...ચાર...વખત ખાવાનું મોકલો! કારણ કે ભગત કણબી છે. એટલે સવારના સિરામણની... બપોરના રોટલા ખાવાની... સાંજ ટાણે રોંઢો કરવાની... અને રાત્રે વાળુ કરવાની એમને ટેવ હશે.'

'માટે હવેથી દિવસમાં ચાર વખત અને સારી રીતે ઘી-દૂધવાળા ભોજન એમને મોકલતા રહેજો'

'બહુ સારૂં, નામદાર! હજુર!' આમ કહી માણસોએ મસ્તક નમાવી દીવાનજી સાહેબ સામે હાથ જોડયા.

આ તરફ ભગતને તો દિવસમાં ચાર ચાર વખત 'માલમલિદા' માંડયા મળવા

'ભગત તો રામનું નામ લઇ મંડયા જમવા.

જમતા જાય ને રામ નામ લેતા જાય અને કહેતા જાય કે-

'વાહ મારા વા'લા! આટલી બધી સગવડતા મારી તે સાચવવાની હોય!'

આવેલા ભોજનને 'ચટ' કરી અન્નદેવને પ્રણામ કરી પાછા મંડે માળા ફેરવવા.

'ન હરે કે ફરે!'

'ન ઝાડો કે નહિ પેશાબ!'

'કોઇ જાતની વેદના પણ નહિ!'

બસ રામનામ લેવું અને દીવાન વિઠલરાવના મોકલાવેલ 'માલ-મલિદા' ખાવા.

આમ પંદર દિવસ થતાં દીવાન સાહેબનું અભિમાન ઓગળી ગયું અને મનમાં ખાતરી થઇ કે, નહિ, નહિ, આ સાધારણ ભકત નથી પણ

રામનો સાચો 'બંદો' છે. એટલે વિઠલરાવે જાતે જઇ ભગતના પગ પકડી માફી માગી અને કહ્યું.

'ભગત! મને માફ કરો.'

'મેં તમારી કસોટી કરવા ખાતર જ આ બધું કરેલું.'

'પણ આજે મારું અજ્ઞાન નાશ પામ્યું છે અને હું તમારી ક્ષમા માગું છું.'

સાચા મર્દોમાં એ ખુબી હોય છે કે પોતાની ભૂલ જણાતાં તરતજ તે કબુલ કરે છે અને માફી માગે છે.

આજે?

આજે તો માફી માગવાની વાત એક તરફ રહી પણ ભુલ કબુલ કરેજ નહિ.

પણ સાચા મર્દો હંમેશાં જ્યાં પોતાની ભુલ દેખાય ત્યાં ભુલ કબુલ કરેલ છે.

કાઠિયાવાડના બેતાજ બાદશાહ દીવાન વિઠલરાવને માફી માગતા જોઇ ભોળા ભગતે કહ્યું કે–

'દીવાન સાહેબ! આમાં તમારો જરાય દોષ નથી. મારા વાલાજીની મરજી પ્રમાણે થયા કરે છે.'

'તમો અને હું તો નિમિત્ત માત્ર છીએ, માટે કોઈ વાતનો અફસોસ કરશો નહિ.'



દીવાન સાહેબને ખાતરી થઇ ગઈ કે ખરેખર સંત પુરૂષોમાં કોઈ અજબ પ્રકારના ધીરજ હોય છે અને આવા સંતોના પુણ્ય-પ્રતાપેજ આ દુનિયા ઉપર આકાશ થાંભલા વગર ટકી રહ્યું છે.

'હું જેમ તેટલો બહાદુર હોઉં પણ આ ભોળા ભગત આગળ મારૂં મસ્તક નમે છે.'

વિઠલરાવે ભોજા ભગતને પ્રણામ કરી વિનતિ કરી કે,

'ભગતરાજ ! મને કાંઇ ઉપદેશ આપો, મને કંઈ જ્ઞાન વાર્તા કરો.'

ભગતે જવાબ આપ્યો 'દીવાન સાહેબ ! અમો જાતે કણબી અને વળી અભણ, તેથી આપ જેવાને શી જ્ઞાન વાર્તા કરીએ અને કદાપી હરિકીર્તન કરીએ તો પણ અમારી વાણી કઠોર તેથી તમોને રૂચે પણ નહિ બાકી દીવાનજી......

'રામનું નામ એજ મોટો જ્ઞાનોપદેશ છે.'

દીવાનજીએ ફરી વિનતિ કરી કે.

'ભગત, હવે તમો ગમે તેવું બોલશો તો પણ મને ખોટું નહિં લાગે.'

'તમો સાચા સંત છો તેથી ગાળો દેશો તો પણ મારે મન અભિવૃદ્ધિ છે.'

'માટે જે બોલવું હોય તે બોલો. હું ખુશીથી સાંભળીશ '

ત્યારે ભોજા ભગતે. એજ વખતે એક પછી એક એમ લગભગ ૧૫૦ ચાબખા કહ્યા,' તેમાંના કેટલાક ચાબખા તો દીવાન સાહેબ તરફ લાંબા લાંબા હાથ કરી કરીને એમણે કહ્યા હતા.

દીવાન સાહેબ તો અભણ ભકતના 'ચાબખા' સાંભળી ઘણાજ ખુશી થયા અને ભોજલરામને પગે પડયા અને પછીથી માનમરતબા સહીત અદબપૂર્વક ફતેપુર જવા માટે વિદાયગીરી આપી.

આ ભોજા ભગતના ચાબખા હજુ કોઈ કોઈ તંબુરીઆ ભકતોને મોઢે આપણે સાંભળીએ છીએ, અને નરસિંહ ભગતના પ્રભાતિયા અને મીરાંબાઇના ભજનો જેટલા પ્રસિદ્ધિને પામ્યા છે, તેટલાજ પ્રમાણમાં ભોજા ભગતના ચાબખા પ્રખ્યાત છે અને સર્વ સમાજે માન્ય કરેલા છે અને સાક્ષરો પણ 'ચાબખા' માટે ઉચ્ચ અભિપ્રાય ધરાવે છે અને ભોજા ભગતનું કાચબા કાચબીનું ભજન તો એટલું બધું પ્રિય છે કે, મહાત્મા ગાંધીજીએ આશ્રમ ભજનાવલીમાં પણ એ ભજનને સ્થાન આપ્યું છે, અને ખુબ પ્રસિદ્ધ છે.

એવા ગુરુ ભોજલરામનો જન્મ સંવત ૧૮૪૧ ની સાલમાં જેતપુર પાસે દેવકી-ગાલોલ ગામમાં થયેલો.

એમના પિતાનું નામ કરસનદાસ અને માતાનું નામ ગંગાબાઇ હતું.

એમના માતા-પિતાના નામ પ્રમાણે જ ગુણો હતા, પિતા ખરેખર કૃષ્ણના દાસ હતા અને માતાજી ગંગાજી જેવા પતિતપાવની હતા.

ભોજા ભગતને બે ભાઇઓ હતા.

એક કરમણ અને બીજો જસો.

કોઇ પુર્વના સંસ્કાર બળથી કે ગમે તે કારણથી ભોજા ભગતનો જન્મ થયો ત્યારથી તે કાંઈક વિલક્ષણ હતા.

સામાન્ય કોટિના બાળક જેવા તે નહતા.

૧૨ વર્ષની વય થતાં સુધી તો પોતે અન્ન ખાતા ન હતા. ફક્ત દૂધજ પીતા હતા.

૧૨ વર્ષની વય સુધી ફક્ત દુધભર રહેવાથી કાંતિ અને સાત્વિક વૃત્તિ કેટલી વધવા પામી હોય તે સહેજે અનુમાન કરી શકાય.

આ દૂધાધારી બાળકની ખ્યાતિ ચોતરફ ફેલાણી અને કેટલાક લોકો તેમને પૂર્વના તપસ્વી કહેવા લાગ્યા.

એવામાં ગિરનારમાંથી સમેતવન નામના કોઇ અતિત દેવશી ગાલોલ આવી ચડયા, અને કરસન પટેલને ઘેર જઇ ભિક્ષા લઈ માતા ગંગાબાઇને કહ્યું કે,

'માતા આ તમારો દૂધાધારી બાળક મહાન ભક્ત થશે, પરંતુ એક વખત તેમને કોઈ સત્તાધારી તરફથી પીડા થશે પણ પછીથી તેની કીર્તિ ચોતરફ ફેલાશે.' તેમ કહી પાસે ઉભેલા ભોજલરામના મસ્તક ઉપર હાથ ફેરવી પોતાનો શિષ્ય કર્યો અને તેને અન્ન ખાવાનો અભ્યાસ પાડયો.

કહેવાય છે કે ભોજા ભગતને, દ્વારકાધીશે જાતે આવીને 'છાપું' આપેલી, જેના શંખ, ચક્ર, ગદા અને પદ્મની નિશાનીઓ, ભોજા ભગતની ભુજાઓ ઉપર હતી.

અને પોતે પણ એક ચાબખામાં કહેલ છે કે,

'ચરણે ચાલી આવિયા છાપું દેવા શ્યામ'

આવા પ્રભુના સાક્ષાત્કાર પામેલા ભોજલરામની ખ્યાતિ વિશેષ વધવા લાગી અને ભોજલરામનું મન ભગવાનની ભક્તિ તરફ વિશેષ વધતું ગયું.

ભોજા ભગતની ખ્યાતિને લઈ ઘણા ભાઇઓ તેમની સેવા કરવા લાગ્યા. અને ગામ પરગામના લોકો પણ તેને સિદ્ધ પુરૂષ તરીકે માનવા લાગ્યા.

ઘણા માણસો તેમના શિષ્યો થયા.

તેમાંથી જીવરામ નામના શિષ્ય ભોજા ભગતને આગ્રહ કરીને પોતાના ગામ ફતેપુર તેડી લાવ્યા અને પછીથી ભોજા ભગત ફતેપુરમાં જ રહ્યા.

ફતેપુરમાં ભોજા ભગત ત્યાગ દશામાં જ રહેતા અને આખો દિવસ આસન વાળીને માત્ર માળા ફેરવ્યા કરતા હતા તથા જેને 'અજંપાજપ' કહે છે એવી રીતે રામ નામના જપ કરતા

જેને લઇને તેમના રૂંવે રૂંવામાંથી રામ નામનો ધ્વનિ નીકળ્યા કરતો.

લગભગ બાર વર્ષ સુધી આવી રીતે તપ કરવાથી ઠામ ઠામ પ્રસિદ્ધિ થઇ અને ચોતરફ કીર્તિ ફેલાણી અને કેટલાક મુમુક્ષુ જીવો આવીને તેમના શિષ્યો થયા,

તેમની ભક્તિ...તેમની નિષ્ઠા...અને તેમનો દ્રઢ ત્યાગ...જોઇને સહુ કોઇ આશ્ચર્ય પામવા લાગ્યા.

તપો બળથી તેમને સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે એવી વાતો ચોતરફ ફેલાણી અને ઉપર કહ્યા પ્રમાણે દીવાન વિઠલરાવે ભગતની કસોટી પણ કરી જોઇ.

ભોજા ભગત તો આજન્મ બ્રહ્મચારી હતા. પરંતુ તેમના ભાઇ જસા ભગતને ત્યાં સંતાન થતાં ન હતા. ત્યારે જસા ભગતે એક વખત ભોજા ભગતને વિનતિ કરી કે.

'મોટાભાઇ ! કાંઇ સંતાન સુખ મળે તો સારૂ"

ભગતે કહ્યું કે, 'ભાઈ! તારા કર્મમાં સંતાન સુખ તો છે. પરંતુ તે સાંસારિક જીવન નહિ વિતાવે પણ મારા કામમાં આવશે'

ભગતના વચન પ્રમાણે જસા ભગતને ત્યાં અરજણ ભગત કરીને એક પુત્ર થએલ.

એ અરજણ ભગતના દીકરા લખમણ ભગત અને તેના વંશજો હાલ ગાદી ઉપર છે.

જલાબાપા, ગુરુજીને ફતેપુરથી વારંવાર વીરપુર તેડી લાવતા અને પ્રેમથી ઘણા દિવસો સુધી રોકતા.

ગુરુ ભોજલરામને વીરપુરમાં રહેવાનું પસંદ પડવાથી તે ત્યાં ઘણા દિવસો રોકાતા.

એક વખતની વાત છે ઘણા દિવસો રોકાયા પછી ગુરુજીએ રજા માગી અને કહ્યું કે,

'જલા! હવે ફતેપુરથી આવ્યા ઘણા દિવસો થઇ ગયા, માટે હવે રજા આપ તો ફતેપુર જઇ આવું'!'

ત્યારે બાપાએ કહ્યું કે, 'પ્રભુ! આપ ફતેપુર જવાની વાત કરો છો તે મને ગમતું નથી માટે હવે તો આપ અહીંજ બિરાજો '

ગુરુજી બોલ્યા કે, 'ના જલા! એમ તો ન બને, પરંતુ તારી મારા તરફની એટલી બધી ભક્તિ છે કે, તારી મમતાને છોડી મને પણ ફતેપુર જવાનું મન થતું નથી પરંતુ જલા! સંસારમાં રહીએ છીએ તો કાંઇક સંસારની દષ્ટિએ પણ રહેવું જોઇએ પણ જા હું તને આજ વચન આપું છું કે, મારો છેલ્લો મુકામ તારે ત્યાંજ હશે '

કહેવાય છે કે ગુરુ ભોજલરામને પોતાના મૃત્યુની આગાહી પહેલેથી થઇ ગઇ હતી, એટલે જલાભગતને વચન આપ્યા પ્રમાણે 'છેલ્લો મુકામ' કરવા ફતેપુરથી રવાના થયા

ફતેપુરથી રવાના થતી વખતે ગાયેલું કે

' હવે છેલ્લી વેળાના રામ રામ રે. '

એટલે તે વખતે જ પોતાનુ મૃત્યુ વીરપુર થશે તે જાણીને સૌને હળી-મળી કહેતા ગયા કે

'હવે હું પાછો આ દેહે ફતેપુર નહીં આવું પણ વીરપુરમા મારા પ્યારા ભગત જલાને ત્યાં દેહ છોડીશ ' એમ કહી ભોજા ભગત વીરપુર આવેલા

ગુરુજી ઓચિંતાના પધારવાથી બાપા જાણી ગયા કે હવે ગુરુજીનો મારે ત્યાં આ 'છેલ્લો મુકામ' લાગે છે, અને બન્યું પણ તેમજ

બાપાએ ગુરુજીની બહુજ સેવા કરવાથી ગુરુજી બાપા ઉપર બહુ જ પ્રસન્ન રહેતા અને આશીર્વાદ આપતા કે.

'જલા, તું મારી જે સેવા કરશ તેનાથી હું એટલો બધો પ્રસન્ન થાઉં છું કે-મારો અંતરાત્મા આશિષ આપે છે-'તું મારાથી સવાયો થઈશ. અને તારી નામના ચોતરફ ફેલાશે. તારા નામ માત્રથી સિદ્ધિ જન્મશે અને સુરજ ચાંદો તપશે ત્યાં સુધી તારૂં બાંધેલું આ ભુંડિયાને અન્નદાન આપવાનું સદાવ્રત ચાલ્યા કરશે, અને આ કળિયુગમાં જેમ જેમ કળિકાળ વધતો જશે તેમ તેમ તારા નામનો ચમત્કાર વધતોજ જશે.'

'જા જલા! આ હું આશીર્વાદ નથી આપતો, પણ મારો અંતરાત્મા તને આશિષ આપી રહ્યો છે, અને હું મારી જાતને ધન્ય માનું છું કે, તારા જેવો પ્રભુનો સાક્ષાત્કાર પામેલો મને શિષ્ય મળ્યો.'

આમ પોતાના શિષ્યને આશિષ આપી ગુરુ ભોજલરામ સંવત ૧૯૦૬ ની સાલમાં સ્વર્ગે સીધાવ્યા.

હાલ બાપાની જગ્યામાં ભોજા ભગતના ચરણસ્પર્શ એક મંદિરમાં છે અને સવાર સાંજ તેમનું પૂજન થાય છે

આવી રીતે સમર્થ ગુરુ ભોજલરામજીને સમર્થ શિષ્ય જલારામ મળી ગયા.

ધન્ય છે ગુરુ ભોજલરામ અને ધન્ય છે બાપા આપને અને આપની ગુરુ ભકિતને!

આપ બંને, જે સ્વરૂપે જે ઠેકાણે બિરાજતા હો ત્યાં અમારા સાષ્ટાંગ દંડવત પ્રણામ સ્વીકારશો.

---

## કુંડલિયા

જના જગમે જગમગે, જ્યો ગગન મંડનમે સૂર,
શિવ વિષ્ણુ જેમે રહે રિદ્ધિ સિદ્ધિ ભરપુર,
રિદ્ધિ સિદ્ધિ ભરપુર, રહે જે જનમન સાચા,
ચરણે આવે જેહ, મટે તુરત ભવ ત્રાસા,
કહે મુક્ત મહારાજ, રહે ચિંતા મમ દૂર,
જલા જગમે જગમગે, જ્યો ગગન મંડનમે સૂર,

આ મુક્તાનંદ મહારાજ (પરમહંસ) ફતેપુર જગ્યા સ્થાનમા અને અમરેલી હાં કાળા વશરામને ત્યાં વધારે વખત રહેતા હતા તેણે આ કુંડલિયો બનાવેલ તે અહિંના જૂના સાહિત્યમા ઉતારેલો મળી આવવાથી મોકલ્યો છે

પૂજ્ય બાવજી બાપાના આશીર્વાદ સાથે

લિ. સ્નેહાધીન લવજીના
જયશ્રી સદ્ગુરૂ
ભોજા ભગતની જગ્યા
ફતેપુર (અમરેલી)
તા. ૧૭-૮-૫૪

# માતા વીરબાઈમા

માતા વીરબાઇમા એ ભક્ત જલારામનુ અરધુ અંગ

અરધુ અંગ એટલે અર્ધાંગના, અને અર્ધાંગના એટલે પત્ની વહુ Wife જે કહો તે, પરંતુ માતા વીરબાઈમા માટે તો અર્ધાંગના શબ્દ વપરાય એજ બરાબર ગણાય કારણ કે અર્ધું અંગ તંદુરસ્ત હોય અને અરધુ અંગ તંદુરસ્ત ન હોય તો એ શરીરને 'પક્ષઘાત' થયો છે એમ લોકમુખે કહેવાય છે પરંતુ જલારામનુ તો આખુયે અંગ પૂર્ણ તંદુરસ્ત હતુ

બીજા અનેક ભક્તોને પોતાના અર્ધા અંગ તરફથી જે જે વેઠવુ પડયુ છે એવુ જલારામને વેઠવુ પડયુ નથી

જલારામને સંત સોક્રેટીસની પેઠે એના અરધા અંગ તરફથી માથે એઠવાડના ઠામ ઠલવાણા નથી કે સંત તુકારામની પેઠે શેરડીના સાંઠાના માર ખાવા પડયા નથી તેમ બીજા અન્ય ભક્તોની પેઠે અરે ! તમે કાંઈ સંસાર વહેવારનુ ધ્યાન તો રાખો અરે ! તમે આ ભુખ્યા સુઇ ગયેલા છોકરાઓના પેટ સામુ તો જુઓ ! અરે ! તમે આ મારા મોં સામુ તો જુઓ ! કે બસ આખો દિ રાગડા તાણી બાવા સાધુ ભેગુ ભટકયા કરવુ છે અને મંજીરા અને તંબુરા વગાડયા કરવા છે ! આવા આવા વેણ ભક્ત જલારામને કયારેય એના અરધા અંગ તરફથી સાંભળવા પડયા નથી

પરંતુ આવા વેણને બદલે, ભગત ! હુ તો તમારી દાસી ! હુ તો તમારા ચરણની રજ ! ભગત ! આમા મુઝાવુ શુ કામ ! આ બધુ છે એ કોનુ છે ! લઇ જાવ આ ગળાની ઝરમર અને વેચી આવો ! આપણે આંગણેથી કોઇ ભૂખ્યુ જાય તો તો આપણી પતજ જાયને ! આપણે તો એનુ નામ લઈએ અને કાળમજુરી કરી રોટલા ખાઇએ અને ખવરાવીએ

એમ કહી માતા વીરબાઇમા એક વખત જગ્યામાં દાખ્યું ખુટી જવાથી ભકત જલારામના હાથમાં પોતાના માવતરના ઘરની કરિયાવરમાં આવેલી સોનાની ઝરમર આપે છે.



અને ભકત જલારામ પોતાના આંગણે આવેલા સાધુ સંતને રોટલા ખવરાવવા માટે એના અરધા અંગની સોનાની ઝરમર વીરપુરની બજારમાં વેંચી એના પૈસા કરી સાધુસંત માટે વાપરે છે.

અરે ! આવા સાંસારિક સુખના દાખલા કેટલાક આપું અને કેટલાક ન આપું ! કારણ કે જેના રોમે રોમેમાં રામનામનું રટણ ગુંજે છે. જે સર્વમાં રામનુ સ્વરૂપ જુએ છે એવા દંપતિને માવતરના ઘરનુ શું અને પોતાના ઘરનું શું ! મારૂં શું ! અને તારૂં શું ! એ બધું તો આજના આપણા જેવા સંસારના સુખ ભોગવતા માણસો માટે છે.

'સ્ત્રીધન અને પતિની માલિકી હક્ક' એની વ્યાખ્યા તો આપણા માટે છે, પરંતુ અજાણ્યા બાવા સાથે પતિના કહેવાથી ચાલી નીકળનાર એ આર્ય સતી નારી માટે નથી. કારણ કે એ સતી જ બોલી શકે કે, 'ભગત ! હું એમાં કાંઇ ન સમજું. હું તો તમારી દાસી, તમારો હુકમ હોય તે પ્રમાણે વર્તવા તૈયાર છું' આવું તો આ વીરબાઇમાથીજ થઇ શકે એટલેજ ભકત જલારામનું અરધું અંગ જો આટલું તંદુરસ્ત, આટલું મજબુત, આટલું ત્યાગવાળું ન હોત તો આજે 'જય જલારામ'નો નાદ જે ઘર ઘરમાં ગુંજે છે, તે ગુંજત ? આજે ભણેલ કે અભણ... વિદ્વાન કે ગાંડો... માલદાર કે માલ વગરનો... અમલદાર કે કારકુન... સાધુ કે સંન્યાસી... સૌ કોઇ ભકત જલારામને યાદ કરી પ્રણામ કરે છે. અને શ્રદ્ધા રાખી માનતા કરે છે અને માનતા ફળવાથી આ નાસ્તિકવાદના જમાનામાં 'પરચા' રૂપી કાંઇક છે એવું માની સકામ કે નિષ્કામ પણ પ્રભુ અને એના ભકતો તરફ આજનો માનવી ખેંચાય છે એ ખેંચાત ?

ન ખેંચાત !

પણ આ બધાનું કારણ ભકત જલારામની અને માતા વીરબાઈમાની ત્યાગવૃત્તિ અને સંપુર્ણ રીતે પ્રભુ તરફની ભકિત છે.

Unconditional Surrender બીનશરતી શરણાગતી.

ભકત જલારામને આંગણે બરાબર જમવા ટાણે એક અજાણ્યો બાવો આવ્યો.

જલારામે જ્યારે કહ્યું કે 'હાલો મારાજ જમવા!' ત્યારે એણે જમવા આવવાને બદલે સેવા કરવા માટે એની બાયડી માગી.

કારણ કે આ બાવો કાંઇ રોટલાનો ખાનારો નહતો, પણ હતો રોટલાનો દેનારો એટલે એને થયું કે- 'આ બેય માણસ આજ દશ દશ વરસ થયા મુલ મજુરી કરી મારા નામે રોટલા દયે છે એતો જાણે બરાબર પણ આ 'સાચુકલા' છે કે વેશધારી એની પરીક્ષા તો કરૂં! એટલે સાધુના રૂપે સાક્ષાત ભગવાન એના આંગણે આવી કહે છે :

'ભગત રોટી તો નહીં ખાની હૈ લેકિન દેખ યહ વૃદ્ધાવસ્થા બહુત બુરી હૈ, નહિ ચલ શકતા હૂં! નહિ ખા શકતા હૂં! નહિ ધર્મ ધ્યાન કર શકતા હું ઇસ લિયે સેવા કે લીયે તુંમ અપની પત્ની મુઝે દે દો!

અને જેના નામે આજે ચમત્કારો જન્મે છે એવા જલારામે શું કહ્યું :

'અરે મા'રાજ! એમાં શું! અમારા મહાભાગ્ય! અમારા ધન્યભાગ્ય! કે આપ જેવા સાધુ પુરૂષની સેવા થાય કારણ કે આ માટીના શરીરનો ખપ પણ શો છે!

અંતે તો બળી જવાનું જ છે ને!

અંતે તો એની રાખજ થવાની છે ને એમ કહી ભગત ભંડાર તરફ ઉપડયા'

બસ થયું

વૃદ્ધાવસ્થા દેખાડવા ભગવાન તો શરીરને કંપાવવા લાગ્યા.

ભગત જલારામ તો આવ્યા ભંડારમાં.

વીરબાઈ મા આ વખતે રોટલા ઘડતા હતા, ભગત તો માતાજી

રોટલા ઘડે છે તેના સામે મોઢું નીમાણું કરીને બેસી ગયા. કારણ કે



કેવી રીતે વાત કરવી એની ભગતને ઘડીક તો સુઝ ન પડી એટલે એ તો હે રામ! કરતાં બેઠાં.

જેથી માતાજીએ પુછયું–'કેમ ભગત! આજે કેમ આમ કરો છો. કેમ તમારૂં મોઢું આજે નીમાણું લાગે છે. શું કોઇ સાધુ ડા ન થી આવ્યા ? શું કોઈ રૂપિયાનો તકાદો કરે છે ?'

ભગતે કહ્યું કે–' અરે ભંડારી–આવી કોઇ વાત નથી.'

'ત્યારે છે શું ?'

'બોલું'

'બોલોને ભગત'

'હવે સાંભળો ત્યારે'

'બહાર એક સાધુ આવ્યા છે. મેં તેને રોટલા ખાવાનું કહ્યું પરંતુ એ તો ખાવા ઊઠતા નથી અને હઠ કરીને બેઠા છે.

મેં બહુ બહુ કહ્યું–રોટલા ન ખાવા હોય તો ફરાળ કરો...દુધ પીઓ...છાશ પીઓ...અને કટકો બટકો લુગડાનો જોઇએ તો માગો પણ એ તો બધી વાતનું ઉહું...અને ઉહું...કરે છે અને છેવટે હું બહુ કરગર્યો–પગે લાગ્યો ત્યારે એણે માગણી કરી કે:–

'આ હું ઘયડો થયો છું નથી હલાતું... નથી ચલાતું... જેને લઈ ભજન પણ થાતું નથી માટે સેવા કરવા તારી બાયડી આપ એમ કહી તે તો તમારી માગણી કરે છે.'

'ભંડારી ! શું કરશું હવે !'

'અરે ભગત ! એમાં બીજું કરવાનું શું હોય !

'આપણે તો સાધુ સંતની સેવા કરવી છે ને! એ બિચારા જીવની કાયા ન હાલતી હોય અને પ્રભુ ભજન કરવામાં માણસની જરૂર હોય અને તમારી આજ્ઞા હોય તો હું એ સાધુ હારે જાઇશ, કારણ કે આ કાયા અંતે તો પડી જવાની છે ને? અંતે તો એ બળીને ખાક થવાની છે ને? જેથી આપણાં એવા ભાગ્ય કયાંથી કે આપણાથી કોઇ સાધુ સંતની સેવા થાય માટે ભગત તમો આનંદથી હા પાડી આવો.'

ધન્ય છે આર્ય નારી! ધન્ય છે મા વીરબાઈમા તારા ત્યાગને અને તારી પતિ ભકિતને!

અને વાંચક! ભકત જલારામ અને મા વીરબાઇમાના શબ્દોની એકયતા જોઇ! ભકત જલારામ પણ એ 'વેશધારી'ને કહે છે કેઃ 'આ શરીરનો ખપ પણ શો છે! અંતે તો બળી જવાનું છે ને? અને માતાજી પણ શું કહે છેઃ

'આ કાયા અંતે તો પડી જવાની છે ને? અંતે તો એ બળીને ખાક થવાની છે ને? જેથી આપણા એવા ભાગ્ય કયાંથી કે આપણાથી કોઈ સાધુસંતની સેવા થાય.'

'કેટલું સામ્ય છે બંનેના વિચારોમાં અને વાણીમાં.

બંને જાણે એકજ શ્વાસે જીવે છે ને? અને એકજ શ્વાસે જીવ્યા તો આજે એની માનતાઓ ચાલે છે ને?

અને આજે......પણ......

જવા દયો આજની વાતો આપણે તો મૂળ વાત ઉપર આવીએ.

જલારામને 'હા'નો સંદેશો આપી માતાજીએ તો રોટલો ટીપી તાવડીમાં નાખ્યો અને હાથ ધોયાં.

બસ થઇ રહ્યું.

માતાજીએ જ્યાં હસતે મોંએ હા પાડી ત્યાં તો બહાર બેઠેલા બાજીગર કાંપતો કાંપતો વૃદ્ધાવસ્થાને લઇ મૂર્છાવશ થઇ ગયો એટલે જલારામ અને વીરબાઈમા બહાર આવી એ બાજીગરને બેઠો કરી એની સેવા કરવા લાગ્યા.

અહાહા! શું ભાવના ભરી હશે એ જોગમાયાના હૃદયમાં! શું ભાવના ભરી હશે એ અન્નપૂર્ણાના અંતરમાં! કે- પતિની આજ્ઞા લઇ એ સાધુ સાથે હાલી નીકળ્યા.

'વંદન હજો એ જગતજનની મા અન્નપૂર્ણાને!'

'ભકત જલારામની ભક્તિને દીપાવનાર હોય તો આ વીરબાઈમા.

'છેવટે એલો પરીક્ષા લેવાવાળો ઝોળી-ધોકો સોંપીને ભાગ્યો.'

આ બધી વાતોને કોઇ યુગના યુગ વીતી ગયા નથી. આ કોઇ વનરાજ ચાવડાના વખતની કે મોગલ સમ્રાટ જહાંગીરના વખતની વાતો નથી પરંતુ આ તો છે આપણા જ જમાનાની વાતો...

જલાબાપાને અને વીરબાઇમાને જોયેલા વૃદ્ધો આજે પણ હેયાત છે. એટલે આ હકીકતો સોના જેવી શુદ્ધ છે અને વધુ પુરાવા રૂપ તો એ છે કે- આજે સાચા દિલે જલારામનું નામ લેવાથી સિદ્ધિ જન્મે છે. જલારામનું નામ લેવાથી રિદ્ધિ જન્મે છે. જલારામના નામનો વિજય થાય છે. જલારામના નામનો ડંકો વાગે છે કારણ કે એ નામ પછવાડે ત્યાગ છે... એ નામ પછવાડે કોઈની પણ સેવા કરવાની ધગશ છે... એ નામ પછવાડે 'સૌ જીવોમાં 'રામ' એ અમર સુત્ર છે. એટલે એવા નામની સિદ્ધિ જન્મે એના નામથી દુખિયાના દુઃખ ઓછા થાય એમાં શું કાંઇ નવીન છે!

પરંતુ આ બધાની પાછળ થોડાક જ અમર શબ્દો પડયા છે.

'ભકત! હું કાંઇ ન જાણું! તમો મારા પતિ અને હું તમારી પત્ની-તમારી હા હોય તો મારી ના નથી, હું તો તૈયાર છું.

અને આ શબ્દોથી ત્રિલોકનો નાથ ભાગ્યો... ઝોળી-ધોકો મુકીને ભાગ્યો; મૈયા... મૈયા... કરતો ભાગ્યો પણ માતાજીએ કહ્યું હોત કે:

'ભગત! આવું બોલતા તમારી જીભ કેમ ઉપડે છે! તમને શરમ નથી આવતી! તમે જાવને! મારે તમારા સાધુડાની સેવા નથી કરવી! આતો પરણીને આવી અને જરાક મુલ મજુરી કરી રોટલા ટીપી આપ્યા, ત્યાં તો બાવા હારે જવાની વાતો કરવા આવ્યા કયાં છે એ બાવો......

આટલું કહ્યું હોત તો.........

ન જલારામ આ દેહે ભવસાગર તરી શકત કે ન આજે વીરબાઇમાનો ઇતિહાસ ભેગો કરવા આટકોટના પાદરમાં મોટરું આંટા મારત!!

કારણ કે આજ સુધીમાં કંઇકના દેહો ખાખ થઇ ગયા અને કંઈક દેહો દટાઇ ગયા અને તે પણ કેવા કેવાના જાણો છો?

જેની ઘરે નોબતો વાગતી... જેના નામના ડંકા વાગતા... જેના હાલવાથી ધરતી ધ્રુજતી, જેના નામ લેવાથી નાના છોકરા રોતા છાના રહી જતાં... અરે જેની મુંછે લીંબુ લટકતા... અને જેના નામના સિક્કા પડતાં એવા કઇક રાજા-મહારાજાઓ અમીરો ચાલ્યા ગયા. આજે એના નામો પણ યાદ કરવા આપણને યાદદાસ્ત તાજી કરવી પડે છે પરંતુ ભક્ત જલારામને કે માતા વીરબાઇમાને કે અન્ય બીજા ત્યાગી ભક્તોને યાદ કરવા માટે આપણને યાદદાસ્ત તાજી કરવી પડતી નથી.

પરંતુ આજે જલારામને નામે બે ભજન ગાવા સહેલાં છે, જલારામના નામે એના જીવન ચરિત્રો, કે ભજનો લખવા પણ સહેલા છે, જલારામના નામે 'દાદો કેદો' કરી બે માળા ફેરવવી પણ સહેલી છે.

અરે જલારામના નામે શારીરિક સુખ ભોગવતાં ભોગવતાં રામ...રામ કરવું પણ સહેલું છે અને જલારામના નામે મોટી મોટી વાતો કરવી પણ વધુ સહેલી છે.

પરંતુ બળબળતા તાપમાં અને પાછલી રાતની મીઠી નિંદર ત્યાગી, સાધુસંત માટે રોટલા ટીપવા કે પારકી મજુરી કરવા જવું એ કાંઈ જેવા તેવાના કામ નથી.

એતો જેના રોમે રોમમાં રામ નામના જાપ ચાલતા હોય જે સૌમાં રામના દર્શન કરતાં હોય એવા વિરલાઓના જ કામ છે.

બાકી બધા તો ઠીક! એતો જન્મ્યા... ખાધું પીધું... નિંદ્રાઓ કરી... એશઆરામ કર્યો... મોટરોમાં ફર્યા હર્યા... અને પૈસા ભેગા કરી બેંક બેલેન્સ વધારી અંતે 'ચાલી' નીકળ્યા

પરંતુ જાવા દયો આવી વાતો.

પરંતુ કહેવામાં મને શરમ નથી કે ભક્ત શ્રી જલારામના પુસ્તક માટે સામગ્રી ભેગી કરવા, શોધવા હું પ્રયત્નો કર્યા કરૂં છું.

પરંતુ જીવન કાંઈ ચાવી દીધેલું યંત્ર નથી કે ફુટપટીના માપ પ્રમાણે ચોકસાઈથી ચાલ્યું જાય એટલે માતા વીરબાઇમાના જન્મસ્થળ આટકોટ સંબંધની હકીકતનો ઇતિહાસ ચોથી આવૃત્તિમાં આપવા મારી ઇચ્છા હતી છતાં હું ન આપી શક્યો એ હું કબુલ કરૂં છું પરંતુ મારી ગમે એવી તીવ્ર ઇચ્છા હોય પરંતુ ધાર્યું તો ધરણીધરનું થાય છે. એ સર્વ માન્ય હકીકત છે કારણ કે એના ઇચ્છા સિવાય તો પાંદડું પણ હાલી શકતું નથી. એટલે તા. ૧૬-૧૧-૫૨ના રોજ હું આટકોટ, જસદણ વિગેરે

સ્થળે ગયો તો ખરો છતાં શા માટે આ બધી હકીકત ચોથી આવૃત્તિમાં ન આપી શકયો તેનુ વિગતવાર વર્ણન નીચે પ્રમાણે છે

તા ૧૬-૧૧-૫૨ ના રોજ હું રાજકોટથી રવાના થઇ આટકોટ જસદણ, વીંછિયા અને પાળિયાદ ગયેલો

પાળિયાદમા આપાવીસામણની પ્રખ્યાત જગ્યા છે તેમનાં દર્શન કર્યા,

હાલના ભગત શ્રી ઉનડ બાપુ તો બહાર સેવકોમાં ફરવા પધાર્યા હતા એટલે એમના તો દર્શન ન થયા પરંતુ માના દર્શન થયા અને માને જ્યારે ખબર પડી કે, 'જલા ભગતવાળા સૌભાગ્યચંદ આવેલ છે' એટલે પોતાએ મને રૂબરૂમાં બોલાવ્યો માની પેઠે મીઠી વાતો કરી દુધ પાયુ અને એકાદ દિવસ રોકાઈ જવા કહ્યું પરંતુ મારે તો એજ દિવસે પાછું વળી જસદણ-આટકોટ થઇ રાજકોટ ભેગું થઈ જવું હતું એટલે હાથ જોડી કહ્યુ કે,

'મા ! આ વખતે તો નહિં રોકાઉ વળી જલાબાપાનો હુકમ થાશે ત્યારે આવીશ'

આમ કહી પાળિયાદથી ઉપડયો

પાળિયાદ પણ પવિત્ર ભૂમિ છે આપા વીસામણ બાપુની પવિત્ર જગ્યા છે વિગતવાર બધી હકીકત 'સોરઠી સંતોમા' સ્વ શ્રી ઝવેરચંદ મેઘાણીએ પોતાની સમર્થ કલમે લખી છે એટલે એ સબંધનો વધુ ઉલ્લેખ આંહી કરવો અસ્થાને છે

પાળિયાદથી સવારના ૭ા વાગ્યે ઉપડી આવ્યો જસદણ

જસદણમા શ્રી મોહનલાલ પુંજાભાઇને ત્યાં ઉતર્યો

આ લખતી વખતે મને જુની કહેવત યાદ આવી જાય છે

'શંકરની વાહે પોઠિયા પુજાય'

એટલે કે પોઠિયો તો છે ફકત ભોળિયાનાથનું વાહન પરંતુ એ ભોળિયાનાથ સામું જોઇને બેઠો છે એટલે તે પુજાય છે નહિતર એ શેનો પુજાય?

શંકર ભગવાનની સ્તુતિ લઇ ટયો એટલે પોઠિયાને પૂજવાની તો વાત એકકોર રહી પણ કોઈ અના સામું ય નહિ જુએ ! આવો પોઠિયાને મળતો દાખલો મારા માટે જો હું વાપરૂં તો તે કોઇને વધારે પડતો નહિ લાગે કારણ કે જલાબાપાનુ નામ આજે તો દેશમા પરદેશમા બધે ઠેકાણે પૂજાય છે

એટલે જલાબાપાને જાણનાર કોઈ પણ ભાઇ મને પોતાને સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ કરતા જલારામ બાપાની ચોપડીવાળા સૌભાગ્યચંદ એ

'અમારા પંથકમાં તો એમની બહુ પધરામણિયું થાતી પણ બશોઢ રૂપિયા થાય ત્યાં તો બહાર (પાદરમાં) વેહેંચી દયે એને શું નાણાંનો મોહ હતો ? એતો આપણા જેવા પાપીઓને તારવા આવ્યા હતા પણ આપણે ન સમજ્યા !'

'જલોભગત પંથકમાં ફરવા નીકળ્યા છે એટલા વાવડ મળે ત્યાં તો આખા પંથકમાં જીવ આવી જાય. અને...મઝાના જલા ભગતના સામૈયા થાય. ભજન બોલાય રોજ ૧૦૦-૧૫૦ માણસ ભેગું બેસીને જમે. બાપાની પધરામણિયું થાય. કોઇ જલા ભગતને રૂપિયા આપે કોઇ દાણા આપે કોઈ ગોદડા આપે.'

'પરંતુ એ દેવતાઇ પુરૂષ તો બધાય સામે હાથ જોડે, અને બાપલા... બાપલા... કર્યા કરે અને એના પરચા પણ એવા.'

રસોય માથે અંચલો ઢાંકો અને પીરસવા માંડો એટલે ભલેને ખાવાવાળા હાલ્યા આવે પણ ખુટે શેનું !

'નગરમાં મેળો થયો તો અને જલા ભગતને જામ સાહેબ પગે લાગ્યા અને કહ્યું કે 'ભગત ! મોરાર સાહેબે કહેવરાવ્યું છે કે જલા ભગત વસ્ત્ર આપે અને બાપાએ વસ્ત્ર આપવા માંડયા. શેના ખુટે ? જામ સાહેબ મોઢામાં આંગળી નાખી ગયા એટલે જલા ભગત એતો જલા ભગત, ભલે બીજા રહ્યા પણ દુનિયામાં જલો ભગત નહીં થાય, વાહરે વાહ બાપો બધાયથી પુગતો, આપણો જલો બાપો'



આમ કહી એ વૃદ્ધ પુરૂષ તો જલાબાપાની વાતો કરતાં હરખ ઘેલા જેવા થઇ ગયા અને બાપાને અંતરથી હાથ જોડી પગે લાગવા માંડયા.

ચત્રભુજ બાપાના મોઢેથી જલાબાપાની વાતો સાંભળી મને તો વધુને વધુ આનંદ આવવા લાગ્યો પરંતુ ચત્રભુજ બાપા હવે વાતો કરતાં કરતાં થાક્યા હોય એમ એની વાણી ધીરી પાડવા લાગી કારણ કે તે તો વૃદ્ધ શરીરને ! એટલે વાતો કરતાં કરતાં થકાવટ આવી ગઇ.

છેવટે તેણે કહ્યું કે-'નીરૂ ॥ તો નથુ દેવરાજની ફઈબા થાય' આમ કહી મને કહ્યું કે, 'આજની રાત રોકાઇ જાવને! ભેગા રોટલા ખાશું!'

'અરે બાપા! રોકાવામાં કાંઇ વાંધો નથી, અને રોકાઇ પણ જાત પરંતુ કાલે તો મારે રાજકોટ પહોંચી નોકરીએ ચડવું છે'

'એકાદ દિ મોડા ચડજો ત્યાં... કોઇ મારી નાખે છે!'

'મારી તો કોઈ નાખતું નથી! પરંતુ ફરી ક્યારેક આવીશ'

આમ કહી બાપાને પગે લાગી અમો ઉપડયા અને આવ્યા જસદણ.

જસદણમાં વાળુ કર્યું અને થોડીવાર વાતો કરતા બેઠા

મારા ગઢિયામાં તો ચત્રભુજ બાપાની વાતો ગુંજતી હતી એટલે મોહનભાઇને મેં કહ્યું કે, 'આપણે નારદ ફોટોગ્રાફરને હારે લઇ ગયા હોત તો ચત્રભુજ બાપાનો ફોટો લેવાઇ જાત' નારદને સાથે ન લીધો એ એક ભુલ થઈ ગઇ!'

મોહનભાઇએ કહ્યું 'એના મુંઝાવમાં નારદને કાલના ખટારામાં વીંછિયા મોકલી દઇશ' આમ કહી વધુમાં મોહનભાઇએ કહ્યું કે, 'આ બધા ફોટા એકાદ અઠવાડિયામાં તમને રાજકોટ મોકલી દઇશ' આમ નારદને મોકલવા નક્કી થયેલો સારો 'ઉચાટ' ઓછો કરી થોડીક બીજી આડાઅવળી વાતો કરી અમો સૌ સુઇ ગયા અને હું સવારે રવાના થઈ અગિયાર વાગ્યે તો રાજકોટ પુગી ઓફિસ ભેગો થઇ ગયો

ઉપર મુજબ આટકોટ, જસદણ, વીંછિયા, પાળિયાદ વિગેરે ઠેકાણે જઈ તેની નોંધ મેં ટપકાવી તો લીધેલી પરંતુ એ નોંધ ઉપરથી હકીકત તૈયાર કરવા માટે હું ફોટાની વાટ જોતો હતો કે જેથી ચિત્ર સહિત તેનું વર્ણન થઈ શકે

ફોટા આવ્યા, પરંતુ ધાર્યા કરતાં બહુજ મોડા આવ્યા, છતાં ચોથી આવૃત્તિનું છાપકામ ચાલતું હતું એટલે ઉપયોગમાં ન આવે એટલો બધો વખત તો વીતી ગયો ન હતો પરંતુ ફોટાનું બંડલ છોડી જ્યાં મેં ફોટા જોયા ત્યાં મને થયું કે, 'આ ફોટાના બ્લોક કેવી રીતે બનશે!'

કારણ કે ફોટા બહુજ ઝાંખા અને ઢંગધડા વગરના હતા.

લાઇટનું કે પોઝનું કે ચિત્રનું કોઈ પણ જાતનું ઠેકાણું હતું નહિ, છતાં બ્લોક મેકરને તો એ આશાએ બતાવ્યા કે, એ એની કોઇ ચતુરાઇ વાપરી બ્લોક બનાવી આપે તો!

આટકોટ એ જુના દેશી રાજ્યના વખતમાં જામનગરના મહારાજા જામ સાહેબના રાજ્ય નો એક મહાલ હતો.

આજે સૌરાષ્ટ્ર સરકારના મધ્ય સૌરાષ્ટ્ર જીલ્લામાં જસદણ તાલુકાનું એક ગામ છે.

વીરપુરથી આટકોટ ૩૬ માઇલ થાય છે.

રાજકોટથી આટકોટ ૨૭ માઈલ થાય.

અને ગોંડલથી ૨૪ માઇલ થાય.

રાજકોટથી સ્ટેટ ટ્રાન્સપોર્ટના અટારા દિવસમાં એ વખત આટકોટ-જસદણ થઈ ભાવનગર જાય છે અને આવે છે.

એ તો સૌના અનુભવની વાત છે કે, મોટરના કે ખટારાના પૈડા જ્યાં જ્યાં 'ફરી વળ્યા' છે ત્યાં ત્યાં શહેરના અનિષ્ટો પણ ઓછેવત્તે અંશે પણ એ અત્યાર સુધી પવિત્રતા જાળવી રહેલા અને હજુ પણ કંઈક અંશે પવિત્રતા જાળવવા મથતા ગામડાઓમાં પરાણે પહોંચી ગયા છે એટલે આજનું આટકોટ જોતાં આપણને બહુ આનંદ કે બહુ શોક થાય એવું રહ્યું નથી કારણ કે જમાનાની 'ઝલક' થોડી ઘણી સૌને સ્પર્શે છે.

એટલે આજે વૃદ્ધ શું કે યુવાન શું! સ્ત્રી શું કે પુરુષ શું! તવંગર શું કે ગરીબ શું! માલધારી શું કે ખેડુત શું! બધા જમાનાના રંગે રંગાતા જાય છે.

પરંતુ શહેરની વાત છોડી દઇએ કારણ કે એતો થોડા ઘણાં 'અભડાયેલા' તો હતા અને તેમાં સ્વતંત્રતા મલ્યા પછી 'અભડાણા' એટલે એ વાતનો આપણને અફસોસ પણ ન થાય કે અરે રે! આવડા મોટા શહેરમાં કાં કોઇ વૃદ્ધ પુરુષ હાથમા વાટકી લઇ સાંજ વખતે 'કીડિયારૂં' પુરવા ન નીકળે?

પરંતુ ગામડાના વૃદ્ધોને પણ આજે આપણે ખંભે ફાળિયું નાખી હાથમાં લોટની વાટકી લઈ પાદરમાં 'કીડિયારૂં' પુરવા જતા હોવાનું જોતાં નથી ત્યારે થાય છે કે 'વાહરે જમાના!'

આજે વૃદ્ધને કે યુવાનને આવા 'કીડિયારા' પુરવા કરતાં છાપામાં શું આવ્યું. ઢેબરભાઇ શું કહે છે...... ચુંટણીમાં કોણ આવ્યું...... કયો અમલદાર લાંચ લેતા પકડાયો આવી બાબતોમાં વધારે રસ છે.

વધુમાં આજે તો પંચાયતો પણ ઠરાવો કરી કુતરાને રોટલા નાખવા કે ન નાખવા, બ્રાહ્મણને ચપટી લોટ આપવો કે ન આપવો તેના પણ ઠરાવો કરે છે. એટલે એમાં અફસોસ કેનો કરવો...... અને શેનો ન કરવો અને

અફસોસ કરવાનો અર્થ પણ શો છે ? પરંતુ આજે ગામડામાં જવાનો કોઇને પ્રસંગ આવે તો ભારતના એ સ્વતંત્રતા ભોગવતા આજના ગામડાના દશ્યો જોઇ આજની પ્રજાનું માનસ ક્યાં જાય છે તે જોજો અને તમને પણ થાશે કે... અરે રે ? પુજ્ય બાપુજી કહેતા હતા કે, હિન્દુસ્તાનનું હૃદય દિલ્હી નથી પરંતુ એના ગામડા છે. તો બાપુજીએ કલ્પેલા તે આ ગામડા !

બાપુજીનું કલ્પેલુ, આ હૃદય !

ના ! ના ! બાપુજીના કલ્પેલા આવા ગામડા હોયજ નહિ. બાપુજીના ગામડામાં ક્લેશ ન હોય કંકાશ ન હોય. અને વર્ગવિગ્રહની વાતો ન હોય ! બાપુજીના ગામડામાં અધર્મની વાતો ન હોય, પરંતુ ધર્મની વાતો હોય. અને બાપુજીને પ્રાણથી પણ પ્યારા રામ ભગવાનની વાતો હોય, અને બાપુજીના ગામડામાં નવરા બેઠાં ગપાટાં ન મરાતા હોય પરંતુ બાપુજીના ગામડામાં તો ઘરે ઘરે રામાયણ વંચાતી હોય. પરંતુ આજે...

ગામડાઓની શું સ્થિતિ છે ?

પરંતુ જવા દયો આવી વાતો... બાપુજીની માફક વેદવ્યાસ જેવા ભગવાન વેદવ્યાસનો દાખલો લ્યો ને ! સમર્થ સુગદષ્ટા વ્યાસજીએ પણ હાથ ઉંચા કરી કરી પોકારી પોકારીને વિલાપ કરેલો કે–

"આખો જન્મારો લોકોને સમજાવવાની મેં પરાકાષ્ટા કરી મારી તમામ કલ્પના શાક્ત-ધર્મબુદ્ધિ અને સાહિત્ય શક્તિ બધી મેં વાપરી નાખી લોકોને સમજાવ્યું કે- સદાચારથીજ ઐહિક અને પરલૌકિક કલ્યાણ થાય છે પણ હવે કોઈ મારૂં સાંભળતું નથી."

દુર્યોધનનો પિતા અખંડ ધર્મ શ્રવણ કરતો ધર્મ અધર્મનું રહસ્ય પુરેપુરૂં જાણતો પણ એનું શારીરિક અને આત્મિક આંધળાપણું દુર ન થયું તે નજ થયું.

વાંચકો ! હવે પૂજ્ય બાપુજી જેવા અને વેદ વ્યાસ જેવા મહાન સુગ દષ્ટા પણ જ્યાં જમાના પાસે 'પાછા' પડયા હોય ત્યાં આપણા જેવાની વાત ક્યાં કરવી એટલે આ બધા તો જમાનાના રંગ છે માટે તેનો અફસોસ કરવો એ સમયની બરબાદી કરવા જેવું છે. એવું માની આપણે પણ પાછા આપણી મુળ વાત ઉપર આવીએ.

આજે પ્રજાને 'Short & Sweet' ટુંકી વાર્તાઓ જોઇએ છીએ. કારણ કે, આજે કોઇને ફુરસદ નથી.

બસ જ્યાં જુઓ ત્યાં આપણને દોડાદોડજ લાગશે એટલે આજના માનવીને લાંબી વાતો, લાંબા ભાષણો, લાંબી ચર્ચા, કે લાંબા લાંબા 'ટાયલા' ગમતા નથી એટલે આજથી હજારેક વરસ પહેલાં આટકોટ ગામે જામ લાખો ફુલાણી કેવી રીતે મરાણો અને આજે એના પાળિયાને ભરવાડો અને રબારીઓ શા માટે દુધવતી હજુ પણ નવરાવે છે અને દર વરસે ત્યાં શા માટે મોટો મેળો ભરાય છે એ બધી હકીકતોનો આંહી ઉલ્લેખ કરતો નથી. છતાં જેને આમાં રસ હોય તેને 'કચ્છ દેશની જુની વાર્તાઓ' વાંચી જવા મારી વિનતિ છે, અને આ લાખો ફુલાણી ગિરનારથી મા અંબાજીને કેવી રીતે આટકોટ સુધી લાવ્યો અને મા અંબાજી ત્યાં સુધીજ કેમ પધાર્યા! અને ત્યાં નદી કાંઠે શા માટે સ્થિર થઇ બિરાજ્યા! તે આટકોટ જઈ માતાજીના પુજારીને પુછી જોવું.


જામ લાખા ફુલાણીની ખાંભી.

આ ઇતિહાસ પ્રસિદ્ધ વાતોને એટલા માટે ટુંકાવવી પડે છે કે, વાંચકોને તો વીરબાઈમાની હકીકત જાણવી છે અને માતાજીના જન્મ સ્થળના ફોટા જોવા છે. અને આપણા પુજ્ય જલાબાપા કયા સ્થળે 'ચાર ફેરા' ફરેલા અને કયા સ્થળે માએ અને બાપાએ જવતલ હોમી અગ્નિદેવની સાક્ષીએ પ્રતિજ્ઞા લીધેલી કે– 'તારા સુખે સુખી અને તારા દુઃખે દુઃખી' એ બધી હકીકત જાણવી છે એટલે બીજો આડો અવળો ઇતિહાસ હું આંહી રજુ કરતો નથી.

ચાલો આપણે તો પાછા માતા વીરબાઈમાના જન્મ સ્થાન તરફ જઇએ.

અમારી સાથે શ્રી દવે ફોટોગ્રાફર માથે હેટ પહેરી એના આધુનિક સાધનો સાથે સજ્જ થઇને ચાલતા હતા એટલે ગામ લોકોને જરા કૌતુક જેવું થયું કે– 'આ શું! આ નાના ગામમાં!'

પરંતુ ગામ લોકોનું આશ્ચર્ય હજુ સમે ન સમે અને અમો કોઈ પ્રદર્શનની 'ચીજો' જેવા હોઇએ એમ અમારી વાંહે નાના નાના

છોકરાંનું ટોળું જામે ન જામે તે પહેલાં જ ભગવાનજી બાપાએ અમારી 'ટોળી' તરફ કુતુહલતાથી જોતાં એક વેપારીને કહ્યું કે-

'આ જુઓ!'

'આ બધા વીરૂમાનો ઇતિહાસ લેવા આવ્યા છે અને ફોટા પાડવા આવ્યા છે.'

'ગામના ભાગ્ય કે- આપણા ગામમાં વીરૂમા જન્મ્યા કે જેથી આજે ૧૦૦ વરસે આ લોકો જાગ્યા.'

'હું તો આ લોકોને કહું છું કે- વીરૂમાના નામનું અહીં સદાવ્રત આપવાનું શરૂ કરો, વીરૂમાનું નામ રહે એવું કાંઈક કરો...'



મા અંબાજી

'વીરૂમા જેવા અર્ધાંગના જલાબાપાને મલ્યા તો આજે જલાબાપાનો ડંકો વાગે છે.'

'સદાવ્રત ન આપો તો કોઈ લોહાણા ઉદ્યોગ મંડળ સ્થાપો પણ વીરૂમાના નામ પાછળ કાંઈક કરો...' આવી રીતે બીજા કોઈ સાંભળે કે ન સાંભળે તેની દરકાર રાખ્યા વગર ભગવાનજી બાપા તો બોલતા બોલતા અમારી સાથે ચાલવા લાગ્યા અને આટકોટની બજાર વટાવી અમો સૌ માતા વીરબાઈમાના જન્મસ્થાનવાળા મકાનની ડેલી પાસે પહોંચ્યા.

હવે આ ડેલીમાં દાખલ થતાં પહેલાં આપણે પુજ્ય જલાબાપાનું સ્મરણ કરીએ અને માતા વીરબાઈમાની જે બોલીએ કારણ કે આ ડેલીના કમાડ કે બારસાંખ તો કદાચ માતા વીરબાઇમાએ જલાબાપા સાથે ઉભા રહી ઘરના ટોડલે કંકુવાળા હાથ કરી થાપા માર્યા હશે તે વખતના તો નહીં હોય પરંતુ સ્થળ તો આ જ છે માટે 'જે' બોલવાની શરમ આવતી હોય તો મનમાં અને પૂર્વના કોઈ પુન્યના બળે કરીને જોરથી 'જે' બોલવામાં શરમ ન આવતી હોય તો આ વાંચતી વખતે એક વખત જોરથી વીરબાઇમાની 'જે' બોલીએ...

બોલો 'માતા વીરબાઇમાની જે...'

માતા વીરબાઇમાના બડભાગી પિતાનું નામ શ્રી પ્રાગજી સોમૈયા વીરબાઇમાના જેવી એક પ્રતાપી દીકરીના પ્રતાપે એને આંગણે પ્રભુના મહાન ભક્ત 'ચાર ફેરા' ફરવા આવ્યા એ શું ઓછા ભાગ્યની વાત છે?



આટકોટની બજાર

એટલે બીજો કોઇ પણ પ્રશ્ન માતા વીરબાઈમાના પિતાજી સબંધે મેં કોઈને આટકોટમા પુછ્યુ નહીં કારણ કે મારે મન એ બહુ મહત્વની હકીકત નથી કે આગજી બાપા નાણાવાળા હતા કે નાણા વગરના? પાણાવાળા હતા કે પાણા વગરના? (એટલે કે મોટા મોટા ઓરડાવાળા) દાણાવાળા હતા કે દાણાવગરના? કારણ કે શ્રદ્ધાળુને આવી વાતો જાણવા ખાસ જીજ્ઞાસા હોતી નથી જેમકે શ્રદ્ધાળુને, શ્રી રામપ્રભુના પિતા દશરથ મહારાજાના નામની ખબર હોય છે, પરતુ મહારાજા દશરથના પિતા કોણ એ પુછવાની કે જાણવાની ઓછી દરકાર કરે છે

એમ મને પણ માતા વીરબાઇમા કે જલાબાપા સબધેની હકીકત સાથે જ વધુ સબધ હોય હુ બીજી હકીકત તરફ હમેશા ઓછુ ધ્યાન આપુ છુ કારણ કે, મારે મન એજ મહત્વની હકીકત છે.

પરતુ આવા પ્રભુને પ્યારા લાડકવાયા ભક્તોને જન્મ આપનાર માતા-પિતા સાધારણ માટીના તો ન જ હોય એ તો સૌ કોઈ સમજી શકે એવી બાબત છે, એટલે આપણે તો એટલુ જરૂર માનવુ જોઇએ કે, માતા વીરબાઇ મા જેવી પતિપરાયણ અને મા જગદબા જેવી દીકરીને જન્મ આપનાર એના માતા-પિતા પ્રભુપરાયણ, સાત્વિકભાવવાળા અને પુન્યશાળી તો હોવા જ જોઇએ કે જેની કુખે મા વીરબાઇ મા જેવી સતીનો જન્મ થયો

માતા વીરબાઈ માના પિતાજીનુ નામ શ્રી પ્રાગજી સોમૈયા

પ્રાગજી બાપાને બે દીકરા અને એક દીકરી

દીકરી એજ આપણા માતાજી. અને દીકરા બે તેમાં એકનું નામ નથુ અને બીજાનું નામ સુંદરજી.

નથુભાઈના દીકરા વિઠ્ઠલભાઇ ને વિઠ્ઠલભાઇના દીકરા હરજીવન.

(વધુ વિગત વંશાવળીમાં છે)

આટકોટમાં હાલ હરજીવનભાઇના વિધવા દિવાળી બહેન રહે છે.

અમો ગયા ત્યારે દિવાળી બહેન ઘરે ન હતા એટલે શ્રી જમનાદાસભાઇએ દિવાળી બહેનને બોલાવવા પાડોશમાંથી એક છોકરાને મોકલ્યો.

દિવાળી બહેન આવ્યા. અને દિવાળી બહેનને જ્યારે ખબર પડી કે વીરપુરથી ભગત બાપાના નાના ભાઇ આવ્યા છે ત્યારે એ તો રાજીનારેડ થઇ ગયા.

પોતાએ બહુ પ્રેમથી ચા પાણીનો આગ્રહ કર્યો પરંતુ અમોએ તો શ્રી જમનાદાસભાઈની ઘરેજ ચાપાણી પીધા હતા એટલે હાથ જોડીને ના પાડી. અને કહ્યું કે, 'બહેન! ચાહ તો અમો પીઇને આવ્યા છીએ. તમારો આગ્રહ છે એટલે પાણીના લોટા લાવો'

દિવાળી બહેન બીચારા અરધા હરખઘેલા થઇ પાણીના લોટા તો લાવ્યા પણ સાથે અડારીમાં ગોળ પણ લેતા આવ્યા અને અમારી પાસે અડારી ધરી કહ્યું કે–'બીજું ભાઇ કાંઇ નહીં પણ તમો મારે ત્યાં ક્યાંથી? માટે પહેલાં મીઠાં મોઢા કરો અને પછી પાણી પીઓ.' એટલે અમો સૌએ પહેલાં મીઠાં મોઢા કર્યા અને પછી પાણી પીધું.

દિવાળી બહેનને ખબર ન હતી કે અમો શા માટે આવ્યા છીએ એટલે મેં કહ્યું કે–

'બહેન અમો આ મકાનનો ફોટો લેવા આવ્યા છીએ માટે અમારે તો જે ઓરડામાં માતા વીરબાઈમાનો જન્મ થયો હોય એ ઓરડાનો ફોટો લેવો છે, માટે તમો કહો તે ઓરડાનો ફોટો લઇએ'

દિવાળી બહેને કહ્યું કે– 'અમારા ગયઢાના વખતથી આજ રેણુ પર છે, અને વીરૂમાનો જન્મ પણ આ ઓરડામાં થયો છે.



એ પવિત્ર ડેલી.

તેઓ ખુશીથી ફોટો લ્યો એટલે શ્રી દવેએ એનો કેમેરો તૈયાર કર્યો અને હું ઓરડાની અંદર ગયો.

વાંચકો! માતા વીરબાઈમાના જન્મ સ્થળના દર્શન કરતાં મારા દિલમાં શા શા ભાવ જન્મ્યા હશે

મારા અંતરમાં શા શા ઉમળકા આવ્યા હશે એનું વર્ણન હું કઈ ભાષામાં કરૂં અને કેવી રીતે કરૂં.

લાચાર છું કે, મારા હૃદયના ઉમળકાના ભાવનું વર્ણન કરવા મારી પાસે પુરતા શબ્દો નથી. અસ્તુ!



એ પવિત્ર ઓરડો

ઓરડામાં જતાં જોયું કે- પટારા ઉપરની ભીંતે જલારામબાપાનો જુનવાણી ફોટો જુના હાર સાથે બિરાજે છે અને પટારા ઉપર બીજા ફોટાઓ છે.

વાંચકો! દિવાળી બહેન એક સામાન્ય વિધવા છે. આ એકલા ઓરડામાં સુવે છે અને રાંધે છે, અને પરબખરી પણ આજ ઓરડામાં છે.

નકાનને નાની એવી ઓસરી અને નાનું દેવાળ ફળિયું છે.

ઓસરીમાં ચોક ... પડી છે અને ફળિયામાં પાણું ભરાતુ પડ્યું રહે છે

'બહેને દીવો કર્યો અને પોતે હાથમાં માળા લઇને બેસી ગયા

મેં પુછ્યું, 'હવે ફોટો પાડીએ બહેન'

'હા ભાઇ! પાડો તમ તમારે'

મેં દવેને કહ્યું, 'હવે ફોટો લઈ લ્યો,'

દવેએ પ્લેટ ચડાવી અને જ્યાં 'કટ' કરવાની તૈયારીમાં હતા ત્યાં દિવાળીબેન ફરી બોલ્યા

'ભાઇ જરા ભારવજો હો!'

દવેએ કેમેરાની આંખમાંથી મોઢું ઉંચક્યું.

મેં પુછ્યું, 'કાં બહેન!'

'ભાઇ જરા આ વર્ણનણીએ લુગડાં છે તે આઘા કરી લઉં અને બાપાને જરા ગોળની કાંકરી ધરૂં' એમ કહી એમણે તો વળગણીએથી લુગડા આઘા કર્યા અને મજુસ ઉઘાડી એમાથી નાની ડબરી કાઢી ગોળની કાંકરી લઇ બાપાના ફોટા પાસે ધરી, અને કહ્યુ કે, 'હે બાપા! હેતેથી જરા ગોળ આરોગો' એમ કહી બાપાને છેડો પાથરી પગે લાગી પુરા ભાવથી ફરી હાથમા માળા લઇને બેસી ગયા

મે ફરી પૂછ્યું, 'કેમ બહેન! હવે ફોટો પાડીએ!'

'હા, વીરા! પાડો તમતમારે'

દિવાળી બહેનની મંજુરી મળતા મેં શ્રી દવે સામે જોયું અને શ્રી દવેએ 'કટ' કરતી ચાપ દાબી અને માતા વીરબાઈમાના જન્મસ્થાનનો ફોટો એ થાઇ ગયો

એકાદ 'પ્લેટ' બગડે તો?

એ બ્હીકે ૨-૩ પ્લેટ વધુ લીધી અને ફોટા લેવાનુ કામ પૂર્ણ થયું

વાંચકો! ફરી એકવાર બોલો માતા વીરબાઈમાની જે...

આજે દિવાળી બહેનના હરખનો પાર નો'તો આજે એને મન ધન્ય દિવસ હતો, ઉજળો દિવસ હતો વજુભાઇને જોઇ 'શબરીના ઘરે રામ પધાર્યા' એવો એનો ગરીબ ચહેરા ઉપરનો ભાવ છુપાવવા છતાં છુપાઇ શકતો નો'તો

વજુભાઇએ પણ ખુબ પ્રેમથી પુરા આગ્રહથી વીરપુર આવવા કહ્યું અને હવે તો વીરપુરમાં જ અમારા ભેગા રહો એવું જ્યારે કહ્યું ત્યારે એ લાચાર વિધવાની આંખમાંથી આંસુડા દેખાણા– અને કહ્યું કે 'વીરપુર તો હું હમણાંજ આવી હતી અને ફરી ક્યારેક આવીશ. વીરપુર તો મારી મીઠી દશ છે ભાઇ !'

વજુભાઇએ કહ્યું કે 'બહેન ! વીરપુર તો તમારૂં ઘર છે તમારે શા માટે આવી જંજાળ કરવી જોઇએ. હાલો મારી સાથે ! અને કહો તો વીરપુર જઇ કોઇને તેડવા મોકલું. વીરપુરમાં અમારા ભેગા રહો–થાય એ કામ કરો અને ખાણી ભગવાનનું ભજન કરો.'

'ભલે ભાઈ ! આવીશ !'

'બાપાને રામરામ કહેજો– ઘરમાં મારા રામરામ કહેજો' એમ કહી એ લાચાર વિધવાએ વજુભાઇ સામે હાથ જોડયા.

મેં એ પૂનિત બહેન સામે હાથ જોડયા અને ભારે હૃદયે અમે સૌ ત્યાંથી પાછા વળ્યા, અને બજારમાં આવેલ શ્રી જમનાદાસભાઇની દુકાને બેઠા.
નાના ગામમાં તો કોઈ વાતને ઝાઝીવાર છાની રહેવાપણું હોય નહિ એટલે બજારના એક છેડેથી બીજા છેડા સુધી અમો કોણ છીએ... કેવા છીએ... અને શા માટે આવ્યા છીએ... એની ખબર પડી ગઇ.

અમો દુકાને હજુ માંડ બેઠા ત્યાં તો દુકાનના ઓટા ઉપર ગામના નાના છોકરાઓ મંડયા ભેગા થાવા. અને નાના છોકરાં ભેગાં થયા પહેલાં એક પુરૂષ ઓટલા ઉપર બેઠા હતા એટલે મેં એ વૃદ્ધને પૂછયું !

'બાપા ! શું નામ.'

'અમરશી'

'કેટલા વરસ થયાં બાપા'

'૬૭'

'તંઇ તો તમોએ જલાબાપાને નહિં જોયેલા, ખરૂં ને !'

'સાચું !'

એ વૃદ્ધને હજુ મારી સાથે વાત કરવાનો 'પોરહ' નો'તો જાગતો એટલે એતો Telegraphic Language માં જવાબ વાળતા હતા. અને છોકરાઓ ઓલા દુર ઉભેલા હવેલાઈ ફેરો એંચે તો પોતે રહી ન જાય એ માટે અંદરો અંદર છાના હોંસાતોંસી કરતાં અમારો કેડો છોડતા નો'તા.

ગયા વખતનો ફોટા સંબંધે મને 'કડવો' અનુભવ થયો હતો એટલે
શ્રી દવેને મેં રસ્તામાં જ કહી દીધેલું કે, જો જો દવે! ફોટા ખેંચવામાં
લોભ કરતા નહિ ! તમને ઠીક પડે એટલા 'પોઝ' લેજો, કારણ કે, હરવખત
કાંઈ ભેગું થાતું નથી, માટે તમારે અચકાયા વગર મને પુછયા વગર ઇચ્છા
પડે એટલા પોઝ લેવા, મારા તરફથી પુરેપુરી છુટ છે.'

'ભલે ભાઇ! એની જરાય ચિંતા કરોમાં કારણ કે 'મને પણ આજે
મોજ ચડી છે અને વધારામાં એક ઑનરરી આસિસ્ટંટ પણ મળી ગયો
છે એટલે તમ તમારે લહેર કરો.'

આમ 'લહેર' કરવાનું દવેએ મને કીધેલું એટલે દવે અને
કનક દુર ઉભા ઉભા મન ફાવે એમ ફોટા લીધે જતા હતા.

કારણ કે ફોટા લેવામાં
કોઇ જાતનું બંધન
હતું નહિ એટલે
એ એના 'ધંધામાં'
હતા અને હું,
અમરશીભાઇને વાત
કરવાની મોજ ચડે
એટલા માટે એના
સામે ઉભો ઉભો
વાતો કરતો હતો,
અને છોકરાવ અમારા
બંન્નેની વચ્ચે
પરાણે મધ્યસ્થ જેવાં



અમરશી બાપા

થઇ ફોટો પડાવવા ઉભા હતા, તેમાં કોણ જાણે મારાથી શું પૂછાઈ ગયું
એનું તો આજે મને પણ પૂરેપુરું સ્મરણ નથી પરંતુ મારી વાત સાંભળી
અમરશીબાપાએ દાંત કાઢયા. અને એમને દાંત કાઢતા જોઈ મને પણ ઉમળકો
આવ્યો અને મનમાં થયું કે હવે બાપાને મોજ ચડે છે ખરી ! બાંધો નહિ !

'બાપા ! તમારું નામ અમરશી એ તો ખરું પણ બાપનું નામ ?'

'મારા બાપનું નામ રૂખડ !'

'કેવા છો ?'

'રાજગર બ્રાહ્મણ'

'આંહીના છો ?'

'આંહીનાજ સુવા છીએ, બીજે કયાંના હોય!'

'એમ નહિ બાપા! બહારથી રહેવા આવ્યા હો તો!'

'નારે બાપ! બહારના કે'વા'

'તંઇ આંહીના છો એટલે કાંઇક જલાબાપાની વાત તો કરો.'

'શું વાત કરૂં!'

'જે સાંભળી હોય તે કરો!'

'હા ભાઈ! જલાબાપાની વાતો કયાં છાની છે! એ તો દુનિયા જાણે છે, તમે પણ છાપા છપાવ્યા છે ને?'



અમરશી બાપાને 'મોઢ' ચડી

'કોણે કહ્યું?'

'આ જમનાદાસભાઇ કયારેક વાંચે ત્યારે ખબર પડે કે જલાબાપાના તો રાજકોટથી છાપા છપાવ્યાં છે.' (હું માનું છું કે શ્રી જમનાદાસભાઈ લોહાણા હિતેચ્છુ વાંચતા હશે અને અમરશીભાઇ કયારેક સાંભળતા હશે)

'પણ તમો તો કાંઇક વાત કરો!'

મારે તો થોડું ઘણું બાપા પાસેથી સાંભળવું હતું એટલે હું દબાણ કરી રહ્યો હતો એટલે અંતે બાપાને મોઢ ચડી અને એ તો 'ઉખડયા' અને હું મંડયો નોંધ કરવા

'હુવો ભાઈ!'

'પણ તમારૂં નામ શું?'

'સૌભાગ્યચંદ'

'રાજકોટથી આવો છો ને?'

'હા!'

'હવે સાચું! જમનાદાસભાઇ કહેતા હતા કે- તમે ફોટા ખેંચવા આવવાના છો!'

'સાચું!'

'જુવો ભાઇ! જલાભગતની ખ્યાતિ કાંઇ આજકાલની નથી. એ તો ચોરૂકાની (ઘણા વખતની) છે. હું નાનકડો હતો ત્યારથીજ આજ સુધી નહિનહિ તોય પાંચ દાયકાથી તો હું સાંભળું છું કે જલોભગત કેવા હતા અને કેવા પરચા પૂરતા! મેં તો જલાબાપાને કે વીરૂમાને નજરોનજર જોયા નથી પણ અમારા ગયઢા વાતું કરતા કે જલોભગત આ પરગણાંમાં નીકળતા પણ પહેલાં આટકોટ ન આવતા પણ કોટડા જતા



અમરશી બાપા 'ઉખડયા'

કોટડા ઉપર ભાવ સારો અને જ્યારે અહીંનું મહાજન તેડું કરવા જાય ત્યારે અહીં આવતા! અને આવે એટલે એમને એમ હાલ્યા ન આવે! પરંતુ ભજન કરતાં કરતાં આવે. એની શું વાતો કરવી ભાઇ!

અમરશીબાપાએ મને પૂછયું.

'તમે ભૂરા ભગતને જોયેલા?'

'સારી રીતે વીરપુરમાં રહેતો અને ભુરા ભગતને નહિ જોયા હોય!'

'એનું આખ્યાન સાંભળેલું?'

'ના, એનું આખ્યાન સાંભળ્યું નથી.'

'તંઈ તમે શું સાંભળ્યું છે!' એમ કહી એ વૃધ્ધે નિસાસો નાખ્યો અને કહ્યું 'તંઈ થઇ રહ્યું'-એ...ને...ભુરો ભગત.'

'ભગત મહારાજ સાથે આહીં તો એમને એમ આવે.

'જમનાદાસભાઇને ઘરે ઉતારો'

'રૂડા ખાય પીએ અને ટેલ કરે અને રાતના જલાભગતનું આખ્યાન કરે-અને એમાંય જ્યારે વીરૂમા ઓલા સાધુ હારે જાય છે એની વાતો કરે ત્યારે સૌની આંખમાં મંડે આંસુ હાલવા.'

આટલું કીધા ભેગું તો અમરશી બાપા તો મંડયા ડુસકા ભરવા અને રોવા...અને એ તો રોતા જાય અને કહેતા જાય.

'અરે ભાઇ! એ સમો વહમો છે હો! સામે હાલીને કાંડું ઝાલીને પોતાની બાયડીને પારકાના હાથમાં સોંપવી એ કાંઇ જેવા તેવાના કામ નથી હો!'

'મેં તો શાસ્તરમાં કયાંય સાંભળ્યું નથી કે કોઇ ભગતે પોતાની બાયડી આપી હોય અને ઓલો ઉપરવાળો પણ કેવો...એને લજ્જાએ ન વળી કે હું શું માંગું છું!'

'એટલે આવા કામ તો જલાબાપા અને વીરૂમાજ કરી શકે હો! બીજાના ગજા નહિ હો ભાઇ! ભલેને મોટી મોટી વાતો કરે.'

આટલું કહી એ વૃધ્ધે પોતાના ફાળિયાના છેડાથી આંખો લુછી અને હળવે સાદે કહ્યું–

'ભાઈ! આવા કામ કર્યાં ત્યારે જ એના આજે તપ તપે છે ને! તો આજે ૧૦૦ વરસે તમે એના ફોટા ખેંચવા આવ્યા છોને? નહિતર આજ તો પંડનો દીકરો પણ માવતરને બટકુ રોટલો દેતો નથી ત્યાં બીજાના સામું તો કોણ જુએ.'

'સાચુંને બાઈ?'

'સાચું બાપા! સાચું!'

આ સિવાય અમરશી બાપાએ તો બીજી ઘણીઓ વાતો કરી પરંતુ લગભગ બીજા વૃધ્ધોએ કહેલી અને આ પુસ્તકમાં 'બાપાના સંભારણાં'ને લગભગ મળતી જ હોવાથી અમરશી બાપાએ કીધી એ મેં બધી વાતોની નોંધ કરી તો ખરી પરંતુ તેનો ઉલ્લેખ અહીં કરતો નથી..

અંતે વાતો કરતાં કરતાં બાપા પણ થાકયા અને ભુખ્યા પેટે અમો પણ થાકયા અને હવે કયારે 'રોટલાનો સાદ' પડે એની વાટ જોવા લાગ્યા.

ત્યાં થોડીકવાર પછી જમનાદાસભાઇ ઘરેથી આવતા દેખાણાં. જમનાદાસભાઇએ કહ્યું:

'હાલો જમવાનું તૈયાર છે.'

'હાલો!'

એમ કહી અમરશી બાપાને જય જલારામ... રામ રામ... કહી અમો ઊઠયા.

હાલતાં હાલતાં, મેં જમનાદાસભાઇને પુછયું. 'જમનાદાસભાઈ! હવે કોઇ ફોટા લેવા રહી જતા નથી ને? રહેતા હોય તો ભેગાભેગા લેતા જઇએ!'

'હવે તો રહી જતાં નથી, આપણે તો વીરૂમાના જન્મસ્થાનના લેવા હતા એ તો લઈ લીધા.'

'આટકોટની બજારતા પણ લીધા.'

'હવે તો કાંઇ રહેતું નથી. છતાં વધુ ફોટા લેવાનો વિચાર થાય તો જમ્યા પછી લેવા હશે તો લેશું!'

મેં કહ્યું કે, 'એ તો બરાબર પરંતુ જમ્યા પછી તો અમારો વિચાર જસદણ જવાનો છે. માટે કહો તો ભેગા ભેગો આટકોટના પાદરનો અને નદીનો ફોટો લેતા જઇએ.'

'તમારી મરજી!'

મેં કહ્યું: પરંતુ ૦ા-૦ા કલાક મોડું થાય તો કાંઇ વાંધો નથીને?'

'નારે ભાઇ ના!' એમ તો હજુ પાટલે બેસવાને ૦ા-૦ા કલાકની વાર પણ છે, આ તો એમ કે દુકાને બેઠા છીએ તો ઘરે ગાદલા પાથર્યાં છે તો ઘરે જઇ જરા આડો વાંસો કરીએ ત્યાં પાટલા ઢળાય એટલે તમને તેડવા આવ્યો.'

જમનાદાસભાઇ, ભગવાનજી બાપા, શ્રી દવે ફોટોગ્રાફર અને હું ઊપડયા પાદર.

ભગવાનજી બાપા સાથે હતા એટલે અમને વાતો સાંભળવાનો લહાવો તો મળે જતો કારણ કે એ 'જાડા બળિયા' વૃદ્ધ પુરૂષને વાતો કરતાં કરતાં ઓછો થાકોડો લાગતો હશે એમ લાગ્યું.

કારણ કે ઘડીકમાં એ લોહાણા પરિષદની વાતો કરે...અને ઘડીકમાં સમાજવાદની અને સામ્યવાદની વાતો કરે... ઘડીકમાં સુધારાની વાતો કરે... અને ઘડીકમાં નસુછિયાની વાતો કરે.

વિવેક ખાતર અને એક વૃદ્ધ પુરૂષને ખરાબ ન લાગે એટલા માટે હું હા! સાચું બાપા! એમ કર્યા કરૂં એટલે એ ભોળો જીવ માને કે 'સૌભાગ્યચંદને વાતો ગમે છે' એટલે એ હાંકયે રાખે અને આપણે તો સાંભળ્યા ન સાંભળ્યા વગર 'સાચું બાપા–સાચું.'

બાપાની વાતોમાં નીરસ બની હું તો હા, હા, કર્યે જતો હતો અને શ્રી દવેની સાથે કયાંથી ફોટો લીધો હોય તો સારો પોઝ આવે! એની વાતો કરતો હતો અને મનમાં ઉંડે ઉંડે ગડમથલ ચાલતી હતી કેઃ

અરે! આજથી બરાબર ૧૩૮ વર્ષ પહેલાં આજ પાદરમાં જલાબાપાની જાન આવી હશેને? અને અહીંજ જાનના ગાડા છુટયા હશેને? અને એ જાનમાં મારા કોઇ પૂર્વજોમાંથી એકાદ બડભાગી પૂર્વજ પણ એ જલાબાપાની જાનમાં આવેલ હશેને? અને આજ પાદરે પ્રધાન ઠક્કરે ગરીબોને 'ભદરાસણ' આપ્યું હશેને? વાલજી કાકાએ પોતાના લાડકા ભત્રીજાને આજ પાદરે 'લાડીલા'ના વેશમાં જોયો હશેને? અને આજ ગામના પાદરે માતા વીરૂમાને મુકવા આવનાર બાયડીઓએ ગાયું હશેને કેઃ–]

દાદાના હેત વિસારો રે બેની... આડસ...આડસ . પીપળો.

અને આજ પાદરે પ્રાગજીબાપાએ ગળગળા સાદે કહ્યું હશેને કે, 'પ્રધાન ઠક્કર! આજથી વીરૂ મારી દીકરી મટી તમારી દીકરી થાય છે.' માટે એનું...

આટલું તો માંડ બોલી બીની આંખોને કોઇ ન દેખે એમ પોતાના ફાળિયાના છેડાથી લુછી હશે ને?

પરંતુ એ બધામાંથી કોણ જાણતું હશે કે આ 'વરપોઢિયા' તો કઇક દુઃખિયાના દુઃખો દુર કરશે!

આ 'વરપોઢિયાઓ' ની તો કઇક માનતાઓ લેવાશે અને કંઇક વરપોઢિયાઓની છેડાછેડી એને આંગણે છુટશે.

અને એના આંગણે તો બિબોકનો હાથ આવશે.

આવા વિચારોથી ઘડીક મને એમ થયું કે, આ ધુળમાં આળોટું. પરંતુ અંતે હું પણ ચાલુ જમાનાનો સિક્કોને ?

એટલે એ પાદરની ધુળમાં આળોટી તો ન શક્યો પરંતુ ચપટી ધૂળ માથે તો ચડાવી.

અને વિચારવા લાગ્યો કે મારા રવજી બાપા જાનમાં આવ્યા હશે કે ભોવાન બાપા.

એમ આંગળીના વેઢા ઉપર આંગળી મુકી હું મારા પૂર્વજોની પેઢી ગણવાની ધૂનમાં હતો ત્યાં શ્રી દવેએ મારી ધૂનમાં ભંગાણ પાડી પૂછયું કેઃ-

'આહીંથી લેશુંને ભાઇ !'

'હા ભાઈ!'

આમ કહી મેં મારો વિચાર પ્રવાહ અટકાવી કહ્યું કે,

'તમને ઠીક લાગે ત્યાંથી લ્યોને!'

'સારૂં!'

એમ કહી દવેએ તો ૭-૮ પોઝ લીધા.

હવે મારા મનમાં ફરી અચાનક વિચાર આવ્યો કે વીરૂમા પાણી ભરવા ક્યાં જતા હશે! ગામને પાદર નદી તો દેખાતી નથી !

એટલે ભગવાનજી બાપાને મેં પૂછયું.

'બાપા ગામને પાદર નદી નથી ?'

'શું કામ નથી! મઝાની છે!'

'તો હાલોને નદીનો ફોટો લઇએ!'

'કાં!'

'કાં શું ! માતાજી પાણી ભરવા તો આજ નદીએ આવતા હશે ને ?'

'આહીંજ આવે ને! પાણી શેરડો બીજો ક્યાં હોય ?'

'શું તમારા શહેરની પેઠે 'ચકલી' ફેરવી એટલે પાણી આવ્યું એવું ગામડામાં કાંઇ થોડું છે ?'



નદીને કાંઠે બાલાજીનુ મંદિર

ત્યા જમનાદાસભાઇએ મારૂં ધ્યાન ખેંચી કહ્યુ કે, 'જુઓ ભાઈ' સામે મંદિર દેખાય છે ને તે બાલાજીનુ મંદિર!'

'ગયઢા કહેતા કે ૧૦૦ વર્ષ પહેલા તો એ જગ્યાનુ એવુ સત હતુ કે રોજ એ મંદિરમાથી એક રોકડો રૂપિયો મળતો, એટલે પુજારીને કોઈના બાપની 'સાડીબાર' રહેતી નો'તી '

'પરંતુ જ્યારથી એ જગ્યા ગૃહસ્થીની થઈ ત્યારથી રૂપિયો મળતો બંધ થયો '

આવી રીતે જમનાદાસભાઇએ નદીને સામે કાંઠે આવેલ બાલાજીના મંદિરનો ઇતિહાસ કહ્યો અને દરેકે લેના લઇએ એટના 'પોઝ' લઈ લીધા

આવી રીતે ફોટા લેવાનુ કામ પતાવ્યુ

હવે તો અમો 'સાચુકલા' ભૂખ્યા થયા હતા અને જમનાદાસભાઇ પણ 'સાચુકલા' ઘર તરફ પગ ઉપાડવા માટે 'તલપાપડ' થતા હતા એટલે અમો ઘર તરફ ઉપડયા

ઘરે આવી આનંદથી જમ્યા

અને આજના દિવસને ધન્ય દિવસ માની બાપા અને વીરબાઇમા સખપેની અને ભુરા બાપા અહીં આવતા તે સખપેની આડી અવળી વાતો કરી જરા લાંબો વાંસો કર્યો

ત્યા તો જસદણથી મોહનભાઇ, વિઠલભાઇ, ગિરધરભાઈ અને બાબુભાઇ આવ્યા અને રામરામ, જય જલારામ, કહીને બેઠા

મે પૂછ્યુ કે, 'કેમ મોહનભાઈ' ધક્કો ખાધો' અમે ત્યા આવવાનાજ છીએ'

'અરે ! એમ હાસે !'

અમને જમનાદાસભાઇએ ખબર આપ્યા હતા કે, 'વીરપુરથી બાપા પધારવાના છે એટલે બાપાને તેડવા આવ્યા છીએ'

એમ કહી વજુભાઇને પૂછ્યું કે. 'બાપા પધારવાના હતા ને ?'

વજુભાઇએ બાપા કેમ ન પધાર્યા એનો ખુલાસો કર્યો પરંતુ વજુભાઇના ખુલાસાથી એ ભાઈઓનો અંતરતાપ દૂર થયો નહીં અને કોચવાતા દિલે કહેવા લાગ્યા કે

'શું અમારો કાંઇ વાંક ગુન્હો છે ?'

'બાપા શા માટે પધારતા નથી ?'

'અમે જ્યારે જ્યારે વીરપુર આવીએ છીએ ત્યારે ત્યારે બાપાને વિનંતિ કરીએ છીએ અને બાપા હા હા હા કર્યા કરે છે'



આટકોટનું પાદર

'પણ કેટલા વર્ષ થયા બાપા અહીં પધાર્યા નથી તે ખબર છે ?'

'બાપા જો આમ અમને તરછોડશે તો પછી અમારૂં કોણ ?'

આવા હૃદયના ભાવો, વજુભાઈ પાસે ઠાલવવા લાગ્યા અને વજુભાઇ, ભગત બાપા ન આવવા સબંધેનો સાચો અને ખોટો પોતાની રીતે બચાવ કરવા લાગ્યા અને સાચા સેવકોના હૃદયના ભાવોના શબ્દો ઝીલવા લાગ્યા, અને હું છાનોમાનો સાંભળવા લાગ્યો એમાં વિઠલભાઇએ મને પડકાર્યો કે, 'બેઠા બેઠા સાંભળ્યા શું કરો છો ? કેમ કાંઇ બોલતા નથી ! અમારી વાત ખોટી છે ?'

'જરાય ખોટી વાત નથી પણ બાપાને એ બ્હીક લાગે છે કે તમો અહીંથી અઠવાડિયા પહેલા બાપાને ખસવા ન દયો અને નહા-પીવરાવી પીવરાવી અને ખવરાવી ખવરાવી '

'એટલે બાપા બ્હીએ છે.'

જસદણ :

જસદણ અમો પહોંચીએ તે પહેલાં તો મોહનભાઇ વિગેરે જસદણ પહોંચી ગયા હતા અને મોહનભાઇએ પોતાની ઘરે શ્રી વજુભાઈના સ્વાગત માટે ભગત બાપાના નાનાભાઇને છાજે એ રીતથી તૈયારી કરી રાખી હતી એટલે અમોએ તો તુરણુચ ખાઈ...શરબત પી...અને છેવટે ચ્હાપાણી લીધા.

ગામમાંથી પણ બે ચાર ભાઇઓ વજુભાઇને મળવા આવેલા એટલે સૌ થોડીકવાર બેસા.

મેં ભેગા થયેલા ભાઇઓને વિનતિ કરી કે.

' જુઓ ! બાપા તો આ પંથકમાં હરવખત પધારતા. '

'આપ બધા તો બાપાના જુના સેવકો ' માટે આપ સૌને મારી એક વિનતિ છે કે બાપાની જે કાંઈ હકીકત આપ જાણતા હો તે મને કહેશો તો બાપાના જીવન ચરિત્રની પાંચમી આવૃત્તિ છપાય છે તેમાં આવી જાય

મારી વિનતિનો એક ભાઇએ જવાબ આપ્યો કે,

'ખુણે ખાચરે હવે કોઇ વાત રહી જતી હોય તો જુદી વાત છે.'

'બાકી તો લગભગ બધી હકીકત તમારી ચોપડીમાં આવી જાય છે.'

'છતાં અમો આજે ગામમાં તપાસ કરીશું કે બાપાની અને વીરબાઇ માની કોઈ કાંઇ વધુ હકીકત જાણે છે કે કેમ ? અને જાણતા હશે તો તમને કહીશું.'

આમ વાતચીત કરી બધા ભાઇઓ થોડીકવાર બેઠા અને...

'આજે મારે ત્યાં જમશો '

'આજે મારે ત્યાં જમશો.' એવા સાચા હૃદયના અંદરો અંદર આગ્રહ થવા લાગ્યા અને છેવટે જ્યાં જલાબાપાનો કાયમી ઉતારો રહેતો હતો તે શ્રી રતનશી ઓધવજીવાળા બાબુભાઇને ત્યાં જમવાનું નકકી થયું.

જસદણમાં તો ખાસ કાંઈ દર્શનીય સ્થળો નથી એટલે અમો સૌ જસદણથી લગભગ ૧૦-૧૨ માઇલ છેટે આવેલ ખિલેશ્વર મહાદેવના દર્શને ગયા.

ખિલેશ્વર મહાદેવની જગ્યા ખાડુ મઝાની એકાંત સ્થળમાં અને પહેલી નજરે આંખમાં સમાય જાય તેવી છે.

લીલા મઝાના ઉંચા ઉંચા વૃક્ષોની વચ્ચે આવેલી છે.

ભોળિયાનાથ નાના લિંગ સ્વરૂપે બિરાજે છે, અને પાસેજ નાના સ્વરૂપે પોઠિયાજી બિરાજે છે.



ખિલેશ્વર મહાદેવ.

જો ફકત પ્રભુનું ધ્યાન ધરવું હોય તો હિન્દુસ્તાનમાં જે સારા સારા સ્થળો છે એ માંહેનું આ પણ એક સ્થળ ગણાય

અમો ભોળિયાનાથને પગે લાગી, મહંતજી પાસે ગયા અને મહંતજીને પગે લાગી ત્યાંથી ઘેલા સોમનાથ જવા માટે ઉપડયા.

જસદણથી ઘેલા સોમનાથ ૧૦-૧૨ માઈલ દુર છે.

એટલે જસદણથી ખિલેશ્વર આવતા પહેલાં અમોએ નકકી કરેલું કે ખિલેશ્વર મહાદેવના દર્શન કરી જો વખત રહે તો ઘેલા સોમનાથના પણ દર્શન કરતાં જઇશું. એટલે ખિલેશ્વર જઇ, દર્શન કરી ઘડિયાળમાં જોયું તો હજી પાા થયા હતા એટલે વિઠ્ઠલભાઇને પૂછયું કેઃ

'કાં ! ઘેલા સોમનાથ પુગાશે ?'

'અરે બરોબર પુગાશે અને વખતસર પુગાશે. અહીંથી અર્ધો કલાકનો રસ્તો છે ત્યાં જઇ જરા બેસશું એટલે આરતી ટાણું થશે એટલે આરતીના દર્શન કરી 'મારી' મુકશું એટલે આઠ વાગ્યે જસદણ ભેગા થઇ જશું.'

ગાડી હાંકવામાં જરા 'ચીવટ' રાખવાથી અમો વખતસર જસદણ પહોંચી ગયા.

અમો મોહનભાઇને ત્યાં જરાવાર બેઠા ત્યાં તો બાબુભાઇ જમવા માટે બોલાવવા આવ્યાં એટલે બાબુભાઇને ઘેર જઇ જમ્યા અનેત્યાંજબેઠકજમાવી.

ત્યાં તો ગામમાંથી બે ચાર ભાઇઓ બેસવા પણ આવ્યાં.

દાસુભાઈ પણ આવ્યાં.

દાસુભાઈ ઘરના સુખી શ્રીમંત માણસ અને નાગપુરમાં પેઢી ચાલે પરંતુ પોતે 'રંગાઇ' ગયેલા એટલે પેઢીઓનો વહીવટ ભાઇઓ અને દીકરાઓને સોંપી પોતે જસદણમાં રહે છે અને ધરમ ધ્યાન કરેછે, ગૌમાતાની સારી રીતે સેવા પણ કરે છે અને આખો શ્રાવણ મહિનો બિલેશ્વર જઇ ભોળિયાનાથને ભજે છે. આવા ધાર્મિક વૃત્તિનાં દાસુભાઈ ગઇ સાલ (સને ૧૯૫૩ માં ) મને બદરી કેદારની યાત્રામાં રસ્તે ભેગા થઇ ગયેલાં.

અમો કેદારનાથ જતાં હતાં અને દાસુભાઇ ગંગોત્રી, જન્મોત્રી થઇને કેદારનાથથી પાછા વળતાં હતાં.

અમો બધા એક ચટ્ટીએ ભેગા થઇ ગયેલા. દાસુભાઇને કોઇ ચટ્ટીવાળાએ કહ્યું કે 'ગુજરાતના કોઈ મહાત્માનો સંઘ પડયો છે.'

એટલે કોનો સંઘ છે ? તેની પોતે તપાસ કરતાં હતાં ત્યાં હું ભેગો થઇ ગયો

દાસુભાઇને જોઇને હું બહુ રાજી થયો અને પોતે પણ ખુશી થયાં. અને પોતે અમારા ભેગાં 'સ્વાધ્યાયમાં' બેઠા.

આવી રીતે દાસુભાઇ અને હિમાલયના તીર્થ ધામોમાં ભેગા થઇ ગએલા એટલે દાસુભાઇને મળતાં વેંતજ મેં તો તીર્થોની વાત ઉપાડી કારણ કે, અમો બદ્રી-કેદાર તો ગએલા પરંતુ ગંગોત્રી, જન્મોત્રી જઇ શકેલા નહિ એટલે ગંગોત્રી-જન્મોત્રી સંબંધે વાત કાઢી.

દાસુભાઇએ ગંગોત્રી-જન્મોત્રીના તીર્થની વાત કરી, બેઠેલા બધા ભાઇઓ દાસુભાઇની વાત સાંભળી મોઢામાં આંગળા નાખી ગયા કે,

'અહોહો ! ગંગોત્રી-જન્મોત્રી જતાં આવા આવા કષ્ટો પડે છે !'

'આવી કાળજા વીંધી નાખે એવી ટાઢ પડે છે!'

છતાં દાસુભાઈ જેવા સુખી માણસ પણ ત્યાં શ્રદ્ધાના બળે પહોંચી જાય છે ને?

આવી રીતે દાસુભાઈની રસ ભરી વાતો સાંભળવી બહુ ગમતી હતી પરંતુ ઘડિયાળનો કાંટો ફર્યે જતો હતો અને અમને આખા દિવસનો (!) થાકોડો લાગ્યો હતો.

એટલે અમોએ તો અમારો થાકોડો ઊતારવા માટે દાસુભાઇની અને બીજા ભાઇઓની રજા લીધી અને મોહનભાઇની ઘરે આવી ગાદલા ઉપર લંબાવ્યું અને સુતા સુતા થોડીકવાર વાતો કરી.

મોહનભાઈએ વાતો કરતાં કહ્યું કે.

તમારા ગયા પછી (બિલેશ્વર, ઘેલાસોમનાથ) મેં ગામમાં તપાસ કર્યો હતો અને મને ખબર પડી કે, કમરમા કરીને અહીં એક ડોસીમા છે તેણે જલાબાપાને અને વીરબાઈમાને જોયાં છે. અત્યારે તો મોડું થઇ ગયું છે. એટલે કમરમા સુઇ ગયા હશે એટલે આપણે સવારે કમરમા પાસે જાશું.

મોહનભાઈની વાત સાંભળી હું બહુ રાજી થયો અને જસદણ આવ્યાં એ 'વસુલ' થયાનો સંતોષ માની સુઇ ગયા.

સવારે ઊઠી ચાપાણી પી મોહનભાઇએ એક છોકરાને કમરમાને ઘરે તપાસ કરવા મોકલ્યો કે, 'કમર મા શું કરે છે!'

છોકરો કમર માની ઘરે ગયો અને અમો કપડાં પહેરી સામાન મોટરમાં મુકાવી વીરપુર જવા માટે ઊપડવાની તૈયારી કરી કમર માની વાટ જોતાં હતાં ત્યાં તો અરધી કલાક પછી છોકરો કમર માને સાથે લઈને આવ્યો.

મોહનભાઇએ કહ્યું કે, 'અરે માડી! તમે ધક્કો કાં ખાધો? અમો આવતને!'

'અરે માડી! કેના ઘરનાં છોરૂં આવ્યા છે, એ તો જોવું જોઇએ ને!'

'જલાભગતના ઘરનાં છોરૂં (શ્રી વલ્લુભાઈ) આવ્યા હોય અને મને

ખબર પડે એટલે મારે પગે લાગવા આવવું જોઈએને ?' એમ કહી એ તો વજુભાઈને પગે લાગવા મંડયા.

પરંતુ વજુભાઈએ એ વૃદ્ધ માને પગે લાગવા દીધા નહિ અને પોતાએ કમર માની સામે હાથ જોડયા અને પગે લાગ્યા.

કમર મા તો થી વજુભાઈને મળી ઓરડામાંથી બહાર આવી ઓસરીમાં બેસી ગયા.

કમર માનું શરીર જોઈને જ એમ લાગે છે કે, નહિ નહિ તોય સાડીને ૯૫-૧૦૦ ની આસપાસ વરસ થયાં હશે.

શરીરે કરચલી, કેડેથી જરા વળેલા અને ચહેરા ઉપરના ભાવો જુઓ તો આપણને એ 'કળજગ'ના માનવી લાગે નહિ એવા સાત્વિક.

આડંબર વિનાના અને ચહેરો જોતાંજ પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય એવા માડી.

મા તો ઓસરીની કોર ઉપર બેઠા એટલે મેં તો ગાદલાનો વીંટલો કરી ટેકો થાય એ માટે માની પછવાડે એ વીંટલો મુકી દીધો. એટલે મા તો એ વીંટલાને ટેકો દઈને બેઠાં અને હું મા પાસે પડેલ ગાદલા ઉપર બેસી ગયો.

કમર મા

મોહનભાઈએ કહ્યું કે, 'કમર મા ! તમે જલાબાપાને જોયેલા ખરા !

'અરે મારા બાપ! જલાબાપાને નહિ જોયા હોય !'

આમ કહી માએ બાપાની વાત કરવી શરૂ કરી એટલે એ વાતને ટપકાવવા મેં કાગળ પેન્સિલ લીધા, અને દવેએ મોઢામાંથી સિગારેટ કાઢી કેમેરો

ઊપાડયો અને એની છાપ દાબવા માડયા

આવી રીતે જલાબાપાના સમકાલીન ડમર આ કેમેરામાં ઝડપાઈ ગયા, અને અમોને વધુ 'ફ્લેશ' નહયાનો પુરેપુરો સ તોષ થયો

મેં માને પુછયું, 'માડી કેટલા વરસ થયા હશે !'



એ તો બાપ ! પ્રભુના લાલ હતા.

'ભાઈ! મને વરસની ખબરૂં ન પડે ! કોણ જાણે ૧૦૦ માં પ-૧૦ ઓછા હોય તો'

'તમોએ બાપાને જોયેલા ?'

'અરે મારા બાપ ! જોયાની કાં વાત કરો ! આ ગામમાં તો બાપા પધારતા ત્યારે આપણી નાતના એજ ખોરડા હતા એટલે મેં તો મારા હાથથી રોટલા ઘડીને બાપાને ખવરાવ્યા છે'

'એ તો બાપ ! પ્રભુના લાલ હતા !'
'આપોઆપ ભગવાનની મૂર્તિ હતા.'

'એના વેષ, એની ધીરપ, એના ભાવ એની વાતો આજે કયાં કરવી ? એ તો જોયા હોય એને ખબરૂ પડે'

'આજે તો બાપ ! એવા ગોઠાવાળા માણસજ કયાં છે !'

'એના પરચા તો કેદુના મળે છે બાપ !'

'એની વાત કયાં કરવી ! એ કાંઇ માણસ થોડા હતા ! એતો દેવતાઇ પુરુષ હતા બાપ !'

આમ માડી તો બાપ ! બાપ ! કરતાં વાતો કરવા લાગ્યા

મેં પૂછયું, 'માડી ! તમે વીરબાઇમાને જોયેલા !'

અરે બાપ ! વીરબાઈમાને સારી રીતે જોયેલા આટકોટ આવવાનો ખબર પડે એટલે અમે સૌ પગે લાગવા જઈએ.

'બાપાએ, આવા રૂપે આવેલા ભગવાનને સોંપ્યા પછી તો વીરૂમાના પગ પુજતા બાપ !'

'એની શી વાતો કરવી બાપ !'

આમ બાપ ! બાપ ! કરી કેમરમા તો કટકે કટકે વાતો કરવા લાગ્યા.

પરંતુ આ બધી વાતોનો સાર લગભગ નારણબાપાએ કહેલા 'બાપાના સંભારણા'માં આવી જાય છે. એટલે વધુ કાંઇ લખતો નથી.

છેવટે મેં કમરમાને કહ્યું કે,

'મા ! તમે વીરપુર આવ્યા છો ?'

'અરે બાપ! વીરપુર તો વહેલા આવીતી, હમણા નથી આવી.'

પરંતુ ગામની બાયડીઓ વીરપુર આવે છે તે મને ભેગિયું થાય ત્યારે ક્યારેક ક્યારેક વાત કરે કે, બાપાની જગ્યાનો મોરો (જાહોજલાલી) બહુ વધી ગયો છે. અને બાપાની માનતાઓ બહુ હાલે છે અને લોક ભેગુંય બહુ થાય છે.

પણ થાયને બાપ !

'એ કાંઇ માણસ થોડા હતા.'

'એ તો પ્રભુના લાલ હતા, આપોઆપ ભગવાનની મુર્તિ હતા.'

આવી રીતે ધીરે સાદે વાત કરતાં કરતાં કમરમાએ શ્વાસ ખાધો.

'માડી ! શ્વાસ ચડે છે ને ?'

'ચડેને બાપ ! હવે કાંઇ શરીરનો વાંક છે ?'

આમ કહી જોતા ચહેરા પર સરળતાના ભાવો છુટા તરી આવે છે એવા સાક્ષાત સરળતાની મુર્તિ જેવા કમરમાએ શ્વાસ ખાધો.

કમરમાને વધુ પુછી એના શ્વાસની ગતિ વધારવી એ હવે મને અજુગતુ લાગવાથી હું બોલ્યો કે

'માડી તમારા દર્શન કરી આજે હું બહુ રાજી થયો માડી ! તમે તો જલાબાપાના વખતના એ કાંઇ થોડી વાત છે! અમો તો આટલું લાંબુ જીવવાના નથી અને જીવવા માગતા પણ નથી.' એમ કહી હું તો માડીને પગે લાગ્યો, અને માડીએ,

'સો વરસનો થા બાપ! તારી કાયા નરવી રહે મારા બાપ! બાપા તારી ભેરે રહે બાપ!'

આમ કહી એ દર્શનીય માડીએ પોતાનો ધ્રુજતો હાથ મારા વાંસા માથે મુકયો. પછી તો વારા ફરતી સૌ કમરમાને પગે લાગ્યા અને માડીએ સૌને સો સો વરસ જીવવાનો આશીર્વાદ આપ્યો.

તે પછી માડી ઘડીક બેઠા અને શ્વાસ હેઠો બેઠો એટલે મોહનભાઇએ એક છોકરાને મા ભેગો મોકલ્યો અને માડી પાછા પોતાને ઘરે ગયા.

'કાં હવે 'કોપ કોપ' ચા હાલશેને!'

'હમણાં જ પીધો છે ને!'

સવારમાં તો ડબલીંગ સારો.'

એમ કહી...હા ની કે...ના ની વાટ જોયા વગર મોહનભાઇએ તો ચાના ડબલીંગ કોપ મોઢા આગળ મુકી પણ દીધા અને અમોએ 'ડબલીંગ' કરી પણ લીધું.

અમો હવે ઉપડવાની તૈયારી કરવા લાગ્યા.

મોહનભાઇએ રોકાઈ જવાનો બહુ આગ્રહ કર્યો પરંતુ 'ફરી કોઇ વખતે વાત' એમ કહી મળવા આવેલા સૌ ભાઇઓને હળીમળી 'બહુ તકલીફ લીધી છે હો!' એવા વિવેકના શબ્દોની આપલે કરી

'જય જલારામ' 'જય જલારામ'
કહેતાં કહેતાં અમો સવારના સાડાસાત વાગ્યે જસદણથી ઊપડી ફરી પાછા આટકોટના પાદરેથી પસાર થતાં અને મોટરમાં બેઠા બેઠા આટકોટના પાદરને પ્રણામ કરી માતા વીરબાઇમાનું ફરી સ્મરણ કર્યું કે,

'હે મા! હે જનની! તું તો પતિની આજ્ઞા માની, ત્રિલોકના નાથ સાથે ચાર ડગલાં ભરી અમરપદને પામી ગઇ પણ મા! અમો તારાજ સંતાનો છીએ. અમરપદ પામવા માટે તો મા! કોણ જાણે અમારે કેટલાય 'ચક્કર' હજુ લગાવવા પડશે એ તો મા! જેવા અમારા કર્મ અને જેવા અમારા ભાગ્ય, પણ માડી! અમને આ 'ખારોપાટ' તરવામાં તારૂં અને અમારા બાપાનું સ્મરણ અંતકાળે રહે એવી કાંઇક 'લાઇટ દોરી' દેખાડજે મા!' એમ કહી આટકોટના પાદરને પગે લાગ્યો અને ગોપાલ જોષીએ ગાયેલું:-

મારી સુરતામાં ખેલે રે સંભાળ જલારામ લાગી રે.
જેવા ગંગા જમનાના નીર એવા છો નર ને નારી રે.

રાજકોટથી પ્રસિદ્ધ થતાં દૈનિક જયહિંદમાં તા. ૨૬-૮-૫૪ ના રોજ મેં નીચેના ખબર વાંચ્યા.

## પાંચ પેઢી નીરખી.

વીંછીયા તા. ૨૫

**અહીંના વયોવૃદ્ધ લોહાણાનું ૧૦૮ વર્ષે મૃત્યુ થયું છે. આ ગૃહસ્થે પોતાના કુટુંબની પાંચ પેઢી જોઇ છે. ગામ લોકોએ તેના માનમાં હડતાલ રાખી હતી.**

ઉપરના ખબર વાંચતાં મારા મનમાં થયું કે ' આ વયોવૃદ્ધ ગૃહસ્થ તે આપણા ચત્રભુજ બાપા તો નહિ હોયને ? એટલે આ વાતની ખાતરી કરવા જસદણ શ્રી મોહનભાઇને મેં એક કાગળ લખી ખુલાસો પુછાવ્યો.

---

શ્રી મોહનલાલભાઇએ નીચે મુજબ જવાબ આપ્યો.

જસદણ તા. ૬-૯-૫૪

સદા મુરબ્બી ભાઇશ્રી સૌભાગ્યચંદભાઇની સેવામાં
શ્રી રાજકોટ

લી. મોહનલાલ પુંજાભાઇના જય જલારામ.

આપનો પત્ર તા. ૨-૯-૫૪નો મળ્યો. જવાબમાં લખવાનુ કે—આપએ જેનો ફોટુ લીધો હતો તે ચત્રભુજ મોહનભાઇનીજ હકીકત છે. વીંછીયામાં આપણી જ્ઞાતીનુ ઘર એકજ છે અને એક આપણી જ્ઞાતીની ફેરકાની ચાખાની જગ્યા છે. બીજું ઘર લોહાણાનુ વીંછીયામાં નથી.

હાલ એજ ના. સાર કામકાજ ફરમાવશો.

(સહી) શુભેચ્છક મોહનના જય જલારામ.

આ ભજનની કડીઓ મનમાં-મનમાં યાદ કરી એ ગંગા...જમનાના નીર જેવા પવિત્ર આત્માઓને મનોમન યાદ કરવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો કે,

અહાહા! ક્યાં એ ગંગા જમનાના નીર જેવા પવિત્ર માનવીઓ અને ક્યાં આજનો માનવી! કવિએ પણ કેવી સુંદર ઉપમા આપી.

ગંગા......જમનાના......નીર......

અને આજના માનવીને ઉપમા આપવા માટે સાચા કવિને કેવા શબ્દો જડે......! જવા દો આજની વાતો!

આવી રીતે ગંગા...જમનાના નીર જેવા પ્રભુના લાડકવાયાઓનાં સંભારણાં અને ફોટાઓ ભેગા કરી અમો વીરપુર સવારના ૧૧-૦ વાગ્યે પહોંચ્યા.

અને અમારા ભેજાં તાજાજ આટકોટની હવાથી ભરેલા 'ફેફ્વાળા' હોવાથી અમો પરબારા મોટરમાંથી ઉતરી સીધા નાહ્યા ધોયાં વિનાજ એ ગંગા ..જમનાના નીર જેવા નર-નારીને પગે લાગવા મંદિરમાં ગયા અને 'ઢોલિયે' પગે લાગી ઝોળી-ધોકાના દર્શન કરી એ ઝોળી-ધોકો આપનાર અને લેનાર બંને ભગવાન અને ભક્તનું સ્મરણ કરી હાથ જોડી શિર નમાવી પગે લાગ્યાં અને પછી દેહ કાર્યમાં પડયા પરંતુ કમરભાના શબ્દો તો હજુ મનમાં ગુંજતા હતા કેઃ—

બાપ! એ તો પ્રભુના લાલ હતા

બાપ! એ તો આપોઆપ ભગવાનની મુર્તિ હતા.

જય જલારામ, તા ૩૦-૭-૫૪.

હાલમા પણ કેવા કેવા સિદ્ધો .. સતો મહાત્માઓ યોગીઓ હિમાલયના આરેલ ઉત્તર કાશી તથા ગગોત્રીમા રહી જપ તપ કરે છે તથા કેટલાયે અમેરિકન મુમુક્ષો ઠેઠ અમેરિકાથી આવી ઉત્તરકાશીમા ગગા કાંઠે રહી કેવી કેવી સાધના કરે છે એ બધાના ચમત્કારિક વર્ણનો વાચવા માટે તો આપે ગગોત્રી-જમનોત્રી પુસ્તક એક વખત અવશ્ય વાચવુ પડશે

( સને ૧૯૬૧ નુ પ્રકાશન )

જય જલારામ

શ્રી મોહનભાઈના કાગળથી પાકી ખાતરી થઈ કે—આ તો એજ ચતુભુજ બાપા કે જેનુ વર્ણન મેં આગળ કરેલ છે.

વાંચકો ! આવી રીતે ૧૦૮ વર્ષનું આયુષ્ય ભોગવી પાંચ પેઢીને જોઈ, અને **જો ખાવું નો'તું તો પછી અહીં આવ્યા શું કરવા ?**' એવા વહાલભર્યા શબ્દોથી સ્વાગત કરી આપણા પૂજ્ય જલાબાપાનો સિદ્ધાંત પાળનાર અને જલાબાપા અને વીરબાઈમાને નજરે નજર જોનારા 'ચાલ્યા' ગયા પરંતુ એનો આત્મા તો જરૂર ઉચ્ચ ગતિને પામ્યો હશે એટલે આધુનિક ભાષામાં ' પ્રભુ ! ગત આત્માને શાંતિ આપો ! ' 'પ્રભુ ! અમો ગત આત્માની શાંતિ ઇચ્છીએ છીએ ' એવા શબ્દો બોલી ચતુભુજ બાપાના આત્માની શાંતિ ઇચ્છવાની જરૂર નથી કારણ કે બીજાને ખવડાવીને જેનો આત્મા રાજી થાય છે એની તો સદ્‌ગતિ જ છે પરંતુ ...જેની પાસે અઢળક લક્ષ્મી હોય.. પાંચ પૈસે પુગતો હોય . ...સારી મઝાની બેંક બેલેન્સ હોય છતા પણ ' રોટલા ' નું ન કહેનાર અસગતિયાઓની હે પ્રભુ ! તારા દરબારમાં શાંતિ કરજે અને એની સદ્‌ગતિ કરજે એવી આપણે પ્રાર્થના કરીએ

ઓમ્ ! શાંતિ ! શાંતિ ! શાંતિ !

----

### અવતાર

રેલગાડીનાં એન્જીન પોતે ચાલ્યાં જાય છે એટલું જ નહિ પણ સાથે સાથે કેટલાય માલગાડીના ડબ્બા પણ ખેંચી જાય છે. અવતારો પણ તેવીજ રીતે હજારો લોકોને ભગવાનની પાસે લઈ જાય છે

---

" તાના ધીન્ ધીન્ તાના " એમ મોઢેથી બોલવું સહેલું છે, પણ હાથથી બજાવવું મુશ્કેલ છે તેવી રીતે ધર્મની વાતો કરવી સહેલી છે, પણ આચરણ કરવું કઠણ છે

શ્રી રામકૃષ્ણ ઉપદેશ.

# જ.....ય.....જ.....લા.....રા.....મ.

## આ બધો પ્રતાપ કોનો છે ?

## જલારામ બાપાના પરચાનો ! !

પહેલાં તો બાપા પરચો પુરે

પછી

ગિરધરરામ બાપા પ્રસાદ આપે

અને તે પછી

પ્રચાર થાય તો એ પ્રચારની અસર આ યુગનાં માનવીઓને થાય, નહિતર ખાલી પ્રચાર તરફ આજની જનતા આકર્ષાય તેમ રહ્યું નથી. એટલે પહેલાં પરચો...પછી પ્રસાદ...અને છેલ્લે પ્રચાર અને આ બધામાં શિરમુગટ જેવો શબ્દ છે પ્રતાપ જલારામ બાપાના નામનો પ્રતાપ.

રોટીમાં રામ જોતાં જલારામ બાપાના નામનો પ્રતાપ !

વીરલ એવા વીરબાઈમાના દાન દેનારા ભકત જલારામના ત્યાગનો પ્રતાપ.

'દેખત સબમેં રામ' સૌમાં રામ જોતાં જલારામ બાપાનો પ્રતાપ.

મહેનત મજુરી કરી જાત ઘસી કામ કરી કિરતારને કડતાલના નાદથી પોતાના આંગણે લાવનાર ભકત જલારામ બાપાનો પ્રતાપ અને એ પ્રતાપે કરી આજે જલારામ બાપાને આંગણે રોજના સેંકડો સાધુઓ ભોજન પામે છે.

અને એ પ્રતાપે કરી રોજના સેંકડો યાત્રાળુઓ જય જલારામ.... જય જલારામ બોલતાં બોલતાં બાપાના દર્શને આવી. તનનો અને મનનો થાક ઉતારે છે.

અને એ પ્રતાપે કરી આજે શ્રી જલારામ ટ્રસ્ટના સ્થાપક ભગતશ્રી ગિરધરરામજી મહારાજે રૂા. એકવીસ લાખના ટ્રસ્ટો જનતાના હિત માટે કર્યાં છે.

ઝળહળવા માંડતા ટ્રસ્ટીઓએ હવે યુગધર્મનો ઇન્કાર કર્યા વગર સને ૧૯૬૦ માં ત્રીજું ટ્રસ્ટ રૂા. ૪,૫૧,૦૦૦ની રકમનું કરી ભારતના નવઘડતરમાં કેળવણી ક્ષેત્રે પોતાનો નમ્ર ફાળો નોંધાવા ઉપરાંત સમાજ સેવામાં પંકાતિ સંસ્થાઓ જેવી કે– શ્રી રામકૃષ્ણ આશ્રમ રાજકોટને છાત્રાલયના મકાનના બાંધકામ માટે રૂપિયા પચાસ હજાર આપ્યા– દ્વારકા શારદાપીઠને રૂા. પચીસ હજાર આપ્યા. અલીઆબાડા વિદ્યાપીઠને રૂા. પચીસ હજાર આપ્યા. ટંકારા સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી સંસ્કૃત લાયબ્રેરીને રૂા. પાંચ હજાર આપ્યા. અને વીરપુરમાં સાર્વજનિક લાયબ્રેરીના મકાન

## એમાં એનો જન્મ પુરો થવા લાગ્યો

પરમેશ્વરે જ્યારે જગતનું નિર્માણ કર્યું ત્યારે માનવી પોતાની બંને આંખે સારી વસ્તુઓ જોતો, બંને કાને સારી વસ્તુઓ સાંભળતો અને બંને હાથે સારાં કર્મ કરતો, આથી સેતાન સાવ કામ વગરનો, નવરો ધુપ બની ગયો.

એક દિવસ સેતાન સંપૂર્ણ ઉજ્જવળ સ્વરૂપ ધારણ કરીને માનવી પાસે ગયો અને કહ્યું: તમે તે કેવા ગાંડા લોક છો! શું એક આંખથી નથી દેખાતું, એક કાનથી નથી સંભળાતું ને એક હાથે કામ નથી થતું તે જોવામાં બંને આંખોનો, સાંભળવામાં બંને કાનનો અને કામ કરવામાં બંને હાથનો ઉપયોગ કરો છો? એકે કામ ચાલતું હોય ત્યાં બંને વાપરવામાં સુખાઇ નથી?

માનવીએ કાનની બુટ પકડી કબુલ કર્યું: "ભાઇ તમારી વાત સાચી છે."

એક દિવસથી માનવી એક આંખે જોવા લાગ્યો, એક કાને સાંભળવા લાગ્યો અને એક હાથે કામ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આથી પરિણામ એ આવ્યું કે નવરા પડેલા બીજા અંગનો કબજો સેતાને લીધો. પછી માનવીની આંખે સારાની સાથે નરસું પણ જોવા માંડયું, કાને સારાની સાથે ખોટું પણ સાંભળવા માંડયું અને હાથે સત્કર્મની સાથે પાપકર્મ પણ કરવા માંડયા.

અને પછી તો માનવી એટલી ભૂલભૂલામણીમાં પડી ગયો કે સારામાંથી નરસું અળગું કરવામાં અને નરસામાંથી સારૂં તારવવામાં જ એનો આખો જન્મારો પૂરો થવા લાગ્યો.

— ખલિલ જિબ્રાન.

માટે રૂા. પંદર હજાર આપ્યા અને રાજકોટ મુકામે લોહાણા સ્થાપિત સાર્વજનિક મહિલા વિકાસગૃહને રૂા. પચીસ હજાર આપ્યા. તથા મુંબઇ લોહાણા હાયર એજ્યુકેશન બોર્ડીંગને તથા માતુશ્રી કાનબાઇ તથા માતુશ્રી લાલબાઇ બાલિકાગૃહને અગીઆર અગીઆર હજાર રૂપિયા આપવા ઉપરાંત સંતોના આશ્રમોમાં પણ મોટી રકમો આપી અને સૌરાષ્ટ્રમાં આવેલ બોર્ડીંગ...છાત્રાલયોને યાદ કરી કોલેજો-નિશાળોમાં ભણતા ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા રૂા. સાઠ હજાર જેવી રકમ પણ રાખી અને સૌરાષ્ટ્રમાં આવેલ મંદિરો આશ્રમો તથા ધર્મશાળાઓના જીર્ણોદ્ધાર માટે રૂા. ૧૫,૦૦૦ તથા સૌરાષ્ટ્રમા આવેલા કન્યા છાત્રાલયોમાં ભણતી બહેનોને સ્કોલરશીપો, પુસ્તકો માટે રૂા. પચીસ હજાર તથા આફ્રિકા ખાતેની કેળવણીની સંસ્થાઓ તથા છાત્રાલયો તથા મંદિરો માટે રૂા. પચાસ હજાર રાખી ટ્રસ્ટની યશકલગી સમી રૂા. એક લાખની રકમ સદ્દગુરુ શ્રી રણછોડદાસજી મહારાજના હસ્તક નેત્રયજ્ઞ કરવા અગર તેઓશ્રીને વ્યાજબી લાગે તેવા કામ માટે વાપરવા નક્કી કરી ટ્રસ્ટીઓએ વધુ ધન્યતા અનુભવી.

## વિશાળ અતિથિગૃહ

૪ ટ્રસ્ટીઓએ મીઠા કે માઠા સ્વપ્નાઓને અળગા કરી આ રીતે સને ૧૯૫૭ થી સને ૧૯૬૦ સુધીના વર્ષોમાં રૂા. ૧૩,૫૬,૫૫૬ ના ટ્રસ્ટો કરી પોતાની ફરજ અદા કર્યાનો સંતોષ અનુભવ્યો અને છેલ્લે તા. ૧૭-૩-૬૧ ના રોજ રૂા. ચાર લાખના રકમનું ચોથુ ટ્રસ્ટ કરી પૂજ્ય શ્રી જલારામ બાપાની જન્મભૂમિ વીરપુરમાં તેમના દર્શનાર્થે આવતા અતિથિઓના ઉતારાની વ્યવસ્થા માટે રૂા. સાડા ત્રણ લાખના ખરચે એક વિશાળ અતિથિગૃહ બાંધવાનું નક્કી કર્યું.

## બદલાતો સમય

આવી રીતે અત્યાર સુધીમાં શ્રી જલારામ બાપાની જગ્યાના વહીવટકર્તા માલેક ભકત શ્રી ગિરધરરામજી મહારાજે જનતાની સેવા માટે રૂા. ૧૭,૫૬,૫૫૭ ના ટ્રસ્ટો કર્યા પરંતુ આ બધો યશ રોટીમાં રામ લેતા શ્રી જલારામ બાપાનો અને જનતાની શ્રદ્ધાનો છે એ કબુલવા સાથે ટ્રસ્ટીઓ મજબુત રીતે માને છે કે- આપણા ખાનપાન, રહેણીકરણી, ભાષા, પહેરવેશ આ બધાનું સ્વરૂપ સમયે સમયે બદલાતુ રહ્યું છે તેજ પ્રમાણે ધર્મની વ્યાખ્યા અને ધર્મક્રિયા પણ બદલાતી રહે એમાં કશું નવાઇ ભર્યું નથી. પરંતુ નવાઇ ભર્યું તો યુગ ધર્મનો ઇન્કાર કરીએ તેજ ગણાય, એટલે યુગધર્મને ઓળખી ટ્રસ્ટીઓએ જે જે ટ્રસ્ટો કર્યા છે

એનાથી ભૂખ્યાને ભોજન મળે છે. તરસ્યાને પાણી મળે છે, ગરીબ ઊંયાઓને છાશ મળે છે. દુઃખીઓને દવા મળે છે. અને દાઝેલા હૈયાઓને દિલાસા સાથે સંતોની દુવા મળે છે. ઉપરાંતમાં ભાવિ પેઢીના સંતાનો જલારામ બાપા ટ્રસ્ટોમાંથી સ્કોલરશીપો મેળવી દેશ-પરદેશમાં ઉચ્ચ અભ્યાસ કરી આગળ વધી રહ્યા છે પરંતુ છેલ્લે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઓફ બરોડાના ૧૧ મા પદવીદાન સમારંભને સંબોધતાં ગુજરાતના ગવર્નર શ્રી મહેંદી નવાઝજંગે હાકલ પાડી બધા ધર્મો પ્રત્યે માનની ભાવના કેળવવા તથા યુનિવર્સિટીઓમાં નીતિશાસ્ત્રને ફરજીયાત વિષય તરીકે દાખલ કરવાની જે હાકલ પાડી છે તેમાં ટ્રસ્ટીઓ પોતાનો સુર પુરાવી આજના જલારામ જયંતિના શુભ દિને અદકેરો આનંદ

## રોટીમાં રામ

છેલ્લે આપણા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના શબ્દો આપણે સૌ હૈયે રાખીએ, કે "જેની પાસે ખાવાનું અન્ન નથી, તેની આગળ મોટા મોટા સિદ્ધાંતો મૂકવાનો કંઇ અર્થ નથી. ભૂખ્યાને માટે ઇશ્વર રોટીના રૂપમાં જ આવે" એમ રોટીમાં રામ જોતા જલારામ બાપાના ચરણોમાં, ટ્રસ્ટીઓ વંદના કરી જનતા જનાર્દન અને જલારામ બાપાને વારંવાર નમન કરે છે.

અનુભવી છેલ્લે આપણા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના શબ્દો આપણે સૌ હૈયે રાખીએ કે "જેની પાસે ખાવાનું અન્ન નથી તેની આગળ મોટા મોટા સિદ્ધાંતો મુકવાનો કઇ અર્થ નથી. ભૂખ્યાને માટે ઇશ્વર રોટીના રૂપમાં જ આવે." એમ રોટીમાં રામ જોતાં શ્રી જલારામ બાપાના ચરણોમાં ટ્રસ્ટીઓ વંદના કરી જનતા જનાર્દન અને જલારામ બાપાને વારંવાર નમન કરે છે.

ટ્રસ્ટીઓ
શ્રી જલારામ ટ્રસ્ટ.
શ્રી જય જલારામ ટ્રસ્ટ.
શ્રી જલારામ (વીરપુર) પ્રશસ્તિ ટ્રસ્ટ.
શ્રી જલારામ (વીરપુર) સ્મૃતિ ટ્રસ્ટ.

૧૬૨મી શ્રી જલારામ જયંતિ
કારતક સુદી ૭ ને મંગળવાર
તા. ૧૪-૧૧-૬૧



વીરપુરમાં આશરે રૂપિયા સાડા ત્રણ લાખના ખર્ચે બંધાયેલું વિશાળ અતિથિગૃહ




શ્રી બદરીનાથ ધામે ધર્મશાળા

શ્રી જલારામ.



રામ નામમે લીન હે, દેખત સબમે રામ,
તાકે પદ વંદન કરૂ, જય જય જલારામ



ભગત શ્રી ગિરધરરામજી મહારાજ

જેઓશ્રીએ રાજકોટમા 'માતુશ્રી વીરબાઈમા મહિલા કોલેજ' કરવા માટે રૂપિયા ત્રણ લાખ આપ્યા

જય જલારામ

---

# જય જલારામ

સેતુબંધ બંધાઇ રહ્યો છે અને શ્રી. રામપ્રભુ એક શિલા ઉપર બેઠાં બેઠાં મરક...મરક...હસી રહ્યા છે.

કંઇક વાનરો...કંઇક રીંછો...મોટા મોટા ઝાડના થડ લાવી દરિયામાં નાખી રહ્યા છે, તો કોઇ નાની...મોટી...શિલાઓ...પાણાંઓ...પાંચીકાઓ લાવી લાવી કુદતાં...ઠેકતાં...છલંગો મારતાં દરિયામાં ફેંકી મલકાઇ રહ્યા છે અને વાનરોને...રીંછોને...તડકો ન લાગે એ માટે આકાશમાં ઊડતાં... ઊડતાં...પંખીઓ થંભી જઈ પાંખો પહોળી કરી છાંયડો કરી હરખાઈ રહ્યા છે અને રામજી આ બધું જોઇ રહ્યા છે.

સેતુબંધ બંધાતો જોઇ વાનરો હસે છે, રીંછો હસે છે... પંખીઓ હસે છે... પશુઓ હસે છે...વાયુદેવ હસે છે...વરૂણદેવ હસે છે...દિશાઓ હસે છે...દિવાકર હસે છે...અને આ બધાને હસતાં જોઇ દિનોનાથ પણ હસી રહેલ છે.

અને આ બધી હાસ્યસૃષ્ટિ વચ્ચે ઝાડ ઉપરથી હેઠી ઉતરતી એક ખીસકોલીને થયું.

અરેરે! આ બધા જીવો મારા પ્રભુ માટે આટલું બધું કામ કરે છે તો હું કંઇક કરૂં!

પણ શું કરૂં ?

આ વિરાટ કાર્યમાં મુઠીમાં માય એવડી મારી ટચુકડી કાયા શું સેવા કરશે? એમ વિચારી ખીસકોલી ખંચકાયને...ટગર...ટગર... ત્રિભુવનપતિ સામે જોયા કરે છે અને વિચારે ચડે છે.

કાંઇ ખબર પડતી નથી કે હું મારા પ્રભુની શું સેવા કરૂં?

પણ સેવા કરવાનો સાચો ખંત ખીસકોલીને હતો એટલે આપોઆપ મનમાં ઊગી આવ્યું:

વાંધો નહિ! કાયા નાની હોય કે મોટી હોય પણ દાનત મારી ક્યાં ખોટી છે!

ચાલ! હું રેતી લાવું!

એમ વિચારી એ સુંવાળી અને રૂપાળી ખીસકોલીએ તો હડી કાઢી હાલવા માંડયું.

પુગી દરિયા કાંઠે!

જતન કરી પાણીમાં શરીરને ઝબોળ્યું અને ભીના શરીરે રેતીમાં આળોટવા માંડયું અને પાછી પૂગી દરિયા કાંઠે-અને રેતીના રજકણ મંડી દરિયામાં નાખવા...

પાછી આવી...પાછી રેતીમાં આળોટી અને મંડી એ તો સેતુબંધ બાંધવાં. અને ખીસકોલીની આ "હડીઆપડી" જોઈ હરિ હસી પડયા... ચૌદલોકનો નાથ ખડખડાટ હસી પડયા...અને ખીસકોલી પાસે આવી એના શરીર ઉપર રામજીએ રાજીપાનો હાથ ફેરવવા માંડયો...અને રામજીના રાજીપાનો હાથ જેમ જેમ ખીસકોલી ઉપર ફરતો ગયો એમને એમ રામજીના રૂપાળા હાથની છાપું છપાઇ ગઇ...આજનો દિ અને કાલની ઘડી...ભવોભવ માટે છપાઇ ગઇ. વંશપરંપરા માટે છપાઇ ગઇ...સૌ જુઓ એમ એ સુંવાળા શરીર ઉપર પરમાત્માના હાથના પટા પડી ગયા!

પ્રભુ તો સમર્થ છે-તે ધારત તો ઘડીના છઠા ભાગમાં દરિયાને "ફૂકાવી" દેત, તે ધારત તો સેતુબંધ બાંધવો પણ ન પડત...લડાઈ પણ કરવી ન પડત અને લંકામાં બેઠેલા રાવણની ટોળી એની મેળે "મરડાઇ" જાત પણ ના...ના...પ્રભુ...એવી લીલા કરે તો પછી સાથે રહેનારા દેહધારીઓની કસોટી કેવી રીતે થાય?

પડખે રહેનારા કોણ કેટલામાં છે એ મપાય કેવી રીતે!

એટલે પ્રભુની આ લીલા જાણવાવાળા જાણતા હતા અને સેતુબંધ બાંધવાવાળા સેતુબંધ પણ બાંધતા હતા... અને રામજી દરિયાકાંઠે એક શિલા ઉપર બેઠા બેઠા મલકાઇ રહ્યા છે.

પરંતુ આ તો થઇ રામવતારની વાતો! પણ આપણે તો આ કળિયુગમાં સેતુબંધ બાંધવો છે અને એ સેતુબંધ અનેક સીતાઓ... સાવિત્રીઓ...સરસ્વતીઓ માટે બાંધવો છે.

જલારામબાપાના નામે બાંધવો છે આંગણે માગવા આવનારને પોતાના ધર્મપત્નીની વીરબાઈમાના વીરત્વ દાન દેનારા એ વીરપુરવાસી સંત જલારામબાપાના નામે બાંધવો છે.

ચાલો! હવે એ કળિયુગમાં બંધાતા સેતુબંધની વાત કરું!

આધુનિક યુગમાં શિક્ષણનું મહત્વ સૌએ સ્વીકાર્યું છે અને તેમાંય

'બહેનો માટે ઉચ્ચ શિક્ષણની અગત્ય સૌએ સ્વીકારી છે. પરંતુ કોલેજોમાં અપાતા સહશિક્ષણના અંગે બહેનોને અભ્યાસમાં ગુંગળામણ થાતી હોય એવો એક સ્પષ્ટ અવાજ કયારેક કયારેક સંભળાતો હોય છે. પરંતુ એ અવાજ તો રામાવતારથી લઇ આજ પર્યંતના યુગ સુધીમાં સમાજમાં સામેલ થઇને વધતા ઓછા પ્રમાણમાં ડોકીઆ કરતો જ રહ્યો છે. પરંતુ આજનું "સહશિક્ષણ" જ્યારે 'સદાચારને' પડકારે છે ત્યારે અનેક મૂંઝવતા પ્રશ્નો સમાજમાં ઉભા થાય છે-અને વડીલોને વિચારે ચડાવે છે. આનો કાંઇ રસ્તો ખરો ?

જેને રસ્તો જડે છે, તે ઉકેલ શોધે છે અને જેને રસ્તો નથી જડતો એ નાઈલાજે અભ્યાસ છોડાવી દયે છે અને અભ્યાસમાં ઉમંગ ધરાવતી બહેનોને અધવચાળે ઊના...નિસાસા નાખી મા સરસ્વતીના સ્મરણ સાથે અભ્યાસ છોડવો પડે છે ત્યારે વડીલોને વિચાર વમળમાં પડવું પડે છે.

આનો કાંઇ રસ્તો ખરો !

આ છે આજના સહશિક્ષણનું સહજ ચિત્ર-સૌએ ઓછાવત્તા પ્રમાણમાં સ્વીકારેલું સત્ય...પણ રસ્તો રામજીએ ચીંધ્યો...

## સેતુબંધ બાંધો....

જલારામ બાપાએ પ્રેરણા કરી...સેતુબંધ બાંધો.

મા સરસ્વતીની ઉપાસક બહેનો માટે સ્વતંત્ર સેતુબંધ બાંધો.

વિચારણા આગળ વધી... માન્ય કરેલા સુરબ્બીઓની સલાહ માગી.

સુરબ્બીઓએ સલાહ આપી.

આજે મુકત મને બહેનો ઉચ્ચ શિક્ષણમાં આગળ વધી શકે, એ માટે સૌરાષ્ટ્રમાં એક સ્વતંત્ર સેતુબંધની ખાસ જરૂર છે.

સેતુબંધ બાંધો. પણ !!

સેતુબંધ બાંધવામાં શિલાઓ જોઇશે તેનું શું ? કોઇક પહેલ કરનારા તો જોઇશે- બાકી તો જલારામ બાપાનું નામ જબરૂં છે, ખબર પડશે કે બાપાના નામે સેતુબંધ બંધાઇ રહ્યો છે. એટલે આપોઆપ સૌ આવી પુગશે !

કેળવણીકારો, ઉચ્ચ કક્ષાના અમલદારો સાથે ચર્ચા વિચારણા કરી વડીલોને વચમાં રાખ્યા.

સૌએ સાનકુળ સ્થળ પસંદ કર્યું.

## રાજકોટ.

રાજકોટમાં એક સ્વતંત્ર મહિલા કોલેજ કરવી.

જલારામ બાપાના અર્ધાંગના માતુશ્રી વીરબાઇમાના નામની મહિલ કોલેજ કરવી.

હાલ તુરત આર્ટસ કોલેજ કરવી અને વિજ્ઞાનના અભ્યાસ મા અવકાશ રાખવો, શિલાઓ પડતી જાય એમ...એમ આગળ વધવું.

ચિત્ર સ્પષ્ટ થયું...વિચારણાને પુરો વેગ દેવાણો અને કોલેજ કરવાન રૂપરેખા તૈયાર થવા લાગી પણ શિલાઓ !

જલારામ બાપાના નામે સેતુબંધ બંધાય એટલે પહેલી શિલા તે ગિરધરરામ બાપાના હાથથી જ નખાય !

ગિરધરરામ બાપાને વાત કરી...અને જલારામ બાપાની જગત જ્યોતના કર્ણધાર ગિરધરરામ બાપાએ કહ્યું, "આ શુભ સંકલ્પ તો માર મનમાં વરસ દિ થયાં ઘોળાતો હતો, બાપાએ જ પ્રેરણા કરી છે–માં તો બાપાના નામે બહેનો-દીકરીઓના અભ્યાસ માટે જે કાંઇ થઇ શ તે કરી છુટવું છે.

બોલો શું જોઇએ ?

માગનારની મતિ મૂંઝાણી કે :

જલારામ બાપાના ગરવા વારસદાર ગિરધરરામ બાપાએ આ સુધીમાં પૂજ્ય બાપાના ધ્યેય અનુસાર સમાજના ઉપયોગ માટે જુદી જુદ રીતે અઢાર લાખના ટ્રસ્ટો કરી સમાજમાં એક અનોખી ભાત તો ક્યારન પાડી દીધી છે.

હવે !

પણ ભગત બાપાએ કહ્યું, "મૂંઝાવમાં."

"જો મહિલા કોલેજ થાતી હોય તો બેન્કમાં તરતી મારી તમાર બેલેન્સ હું મહિલા કોલેજ માટે આપું છું.

અને ગિરધરરામ બાપાની વાત સાંભળી વાત કરનારના મોઢામાંથી વાહ...વાહ...ના ઉદ્ગારો આપોઆપ નીકળી પડયા.

આમ અનોખી રીતે વાત કરી એ જુના વીરપુર રાજ્યના ઇક્કાબધારી "ધર્મમૂર્તિ" ગિરધરરામ બાપાએ લાખ... લાખ...રૂપિયાના ત્રણ શિલા... બંધાતાં સેતુબંધમાં નાખી અને સેતુબંધમાં સિમેન્ટ પુરાણો.

હવે ચણતર કામ સમાજે કરવાનું છે. ગિરધરરામ બાપાએ તો બેન્કમાં

હતી એટલી બધીએ થેલીઓનું સ્વાર્પણ કરી નાખ્યું પણ આ તો વિરાટ કાર્ય...

પણ વિરાટ કાર્યમાં તો રામાવતારમાં ખીસકોલીએ પણ રેતી નાખી સેતુબંધ બાંધી મા જાનકીજીને અયોધ્યા પાછા પધરાવવામાં હિસ્સો આપ્યો તો આપણે આ કળિયુગમાં આપણી બહેનોના ઉચ્ચ અભ્યાસ માટે શું હિસ્સો ન આપી શકીએ ?

જરૂર આપી શકીએ !

શ્યામસુંદરે જેને શિલા આપી હોય તે શિલા નાખે- બાકી પથ્થરો... પાંચીકાઓ...રેતી તો સૌ કોઇ પુરી શકે !

અને સૌને થાય કે-માતુશ્રી વીરબાઇમાના નામથી બંધાતી કોલેજમાં મેં પણ રેતી ચુનો નાખ્યો છે એવો ગર્વ સૌ કોઈ લઇ શકે એ માટેની એક યોજના આપ પાસે રજુ કરૂં છું.

સર્વ કોઈ ગર્વ લઇ શકે એ માટેની આ યોજના છે. નહિતર પૂજ્ય બાપાના નામે મોટી મોટી રકમોના દાન દઇ શકે એવા દાનેશ્વરીઓના નામ મારા હૈયે છે પચીસ...પચાસ કે સો ભાઇઓને વાત કરૂં તો બાપાના નામે તેઓ એકલા "સેતુબંધ" બાંધી નાખે એવા એ બળુકા છે. પરંતુ ના...ના સમાજમાં સૌને થાય કે-માતુશ્રી વીરબાઈમા મહિલા કોલેજ કરવામાં મેં પણ ફાળો આપ્યો છે એ માટેની આ યોજના આપ પાસે રજુ કરૂં છું.

સન્માનના સૌ કોઇ સરખા અધિકારી બની શકે એ માટે ઓછામાં ઓછો એક રૂપિયો અને વધુમાં વધુ પાંચ હજાર રૂપિયા સુધીની જ રકમ સ્વીકારવી.

કોઇ પાસેથી પાંચ હજારથી વધુ રકમ સ્વીકારવી જ નહિ પરંતુ મહિલા કોલેજમાં થનાર લાયબ્રેરી, વિશાળ મધ્યખંડ, ભોજનાલય અને લેબોરેટરીના અલગ અલગ થનારા ૭ ખંડો બાંધવામાં કોઈ દાનેશ્વરીને પોતાના કોઇ પૂનિત પૂર્વજોના ફોટા સાથે નામ રાખવું હશે તો એ વિશેષ સંભારણા તરીકેની યોજનાની વાત અનામત રાખી છે.

બાકી પચીસ દાનેશ્વરીઓ જે પાંચ પાંચ હજાર રૂપિયા આપશે તેમના નામની આરસની તકતીઓ હોસ્ટેલના થનારા પચીસ ખંડો ઉપર અલગ અલગ રીતે મુકવામાં આવશે. બાકીની નાની કે મોટી રકમ આપનાર ભાઇ બહેનોના નામનો સ્પષ્ટ ઉલ્લેખ કરી એક સરખું સન્માન કરવામાં આવશે.

દાનમાં મળતી રકમોને આવકવેરામાંથી મુકિત મળી ગયેલ છે.

મને પાકા પાયે વિશ્વાસ છે કે- આ કળિયુગમાં જેના નામે ચમત્કાર સર્જાય છે, જેના નામે દુઃખદર્દો મટે છે, જેના નામે ભૂખ્યાને ભોજન મળે છે, દાઝેલા હૈયાને દુવા મળે છે એવા વીરપુર વાસી સંત શિરોમણિ શ્રી જલારામ બાપાના નામનો ચમત્કાર પણ સર્જાશે અને સમાજ પાસે રજુ કરેલ યોજના આપોઆપ પૂર્ણ થાય એ માટે દિનોનાથ જ દાનેશ્વરીઓને પ્રેરણા કરશે અને રેતી, ચુનો, શિલાઓ મંડરી પડવા અને સેતુબંધ મંડરી બંધાવા. કારણ આ સેતુબંધ તો જલારામ બાપાના નામે બંધાઇ રહ્યો છે.

આપણી બહેન-દીકરીઓના ઉચ્ચ અભ્યાસ માટે બંધાઈ રહ્યો છે.

માટે

પ્રભુના પ્યારાઓ ! જલારામ બાપાના નામે આપો અને સેતુબંધ બાંધી આપની ભાવી પેઢી પણ ગર્વ સાથે કહી શકે કે :-

માતુશ્રી વીરબાઇમા મહિલા કોલેજ બાંધવામાં મારા પૂર્વજો પણ પાછળ રહ્યા નથી. એમનો પણ ફાળો છે અને આપનું મુબારક નામ આપની ભાવી પેઢીના સભ્યો કોલેજના મધ્ય ખંડમાં રહેનારા બોર્ડ ઉપર વાંચી હરખાય એ માટે આપ પણ પ્રભુ પ્રેરણા કરે એ રીતે રકમ નોંધાવો.

સફળતાની સરવાણીઓ તો કયારની ફુટવા માંડી છે એટલે નકકી કરેલ રકમો પુરી થયે આપોઆપ ફાળો બંધ કરવામાં આવે તે પહેલાં આપ જલારામબાપા પ્રેરણા કરે એવી નાની કે મોટી રકમ નોંધાવી આ કોલેજને આપની કોલેજ બનાવો.

વીરપુરમાં ઢોલીઆ ઉપર બિરાજતા જલારામ બાપા મરક...મરક હસી રહ્યા છે. અયોધ્યામાં બિરાજતા અવધપતિ આનંદથી મરક...મરક હસી રહ્યા છે, રામજી અને જલારામજી બંને સાથો સાથ આનંદથી હસી રહ્યા છે.

આપ પણ હસીને આ મહિલા કોલેજ બાંધવામાં આપનો ફાળો મોકલાવો.

આ તો કળિયુગમાં સેતુબંધ બંધાઇ રહ્યો છે.

રામાવતારમાં બંધાતા સેતુબંધમાં ખીસકોલીએ રેતી નાખી રામજીના રાજીપાનો હાથ પોતા માથે મુકાવ્યો તેમ આપ પણ જલારામ બાપાના રાજીપાનો હાથ આપના મસ્તકે મુકાવો.

આવો ! શિલાપતિઓ ! બંધાતા સેતુબંધમાં આપ શિલાઓ નાખો બાકી પથ્થર, પાંચીકાઓ અને રેતી તો સૌ કોઇ નાખી શકે છે.

જય જલારામ

## સ્વીકારવામાં આવતી રકમો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૫ | ભાઇઓ | પાસેથી | ૫,૦૦૦ | ૧,૨૫,૦૦૦ |
| ૪૦ | " | " | ૨,૫૦૦ | ૧,૦૦,૦૦૦ |
| ૫૧ | " | " | ૨,૦૦૦ | ૧,૦૨,૦૦૦ |
| ૧૧૦ | " | " | ૧,૦૦૦ | ૧,૧૦,૦૦૦ |
| ૪૦૦ | " | " | ૫૦૦ | ૨,૦૦,૦૦૦ |
| ૫૦૦ | " | " | ૨૫૧ | ૧,૨૫,૫૦૦ |
| ૧૦૦૦ | " | ' | ૧૨૫ | ૧,૨૫,૫૦૦ |
| ૧૦૦૦ | " | " | ૧૦૦ | ૧,૦૦,૦૦૦ |
| ૧૦૦૦ | " | " | ૫૧ | ૫૧,૦૦૦ |
| ૧૦૦૦ | " | " | ૨૫ | ૨૫,૦૦૦ |
| ૧૦૦૦ | " | " | ૧૫ | ૧૫,૦૦૦ |
| ૧૦૦૦ | " | " | ૧૧ | ૧૧,૦૦૦ |
| ૨૦૦૦ | " | " | ૫ | ૧૦ ૦૦૦ |
| ૨૫૦૦ | " | " | ૨ | ૫,૦૦૦ |
| ૬૧૧૧ | " | " | ૧ | ૬,૧૧૧ |
| ૧૭,૭૩૭ | | | | ૧૧,૧૧,૧૧૧ |

શ્રી જલારામ બાપાની દયાથી સફળતાની સરવાણીઓ ફુટવા માંડી છે

એટલે

જે 'ખાનામાં' જે રકમ દર્શાવેલ છે તે 'ખાનું' ભરાઇ ગયે તે આપોઆપ બંધ થશે.

શ્રી જલારામ બાપા પ્રેરણા કરે એ રકમ આપવામાં આપ નિમિત્ત બનો.

જય જલારામ.

---

## પાંચ કારણો !!

૧. પૂજ્ય શ્રી જલારામ બાપાના ધર્મપત્ની માતુશ્રી વીરબાઇમાની પૂણ્ય સ્મૃતિમાં સૌરાષ્ટ્રમાં શરૂ થતી આ પ્રથમ મહિલા કોલેજ છે.

૨. પોતાનું સ્વતંત્ર વ્યકિત્વ ખીલવવા ઇચ્છતી બહેનો માટે સૌરાષ્ટ્રમાં શરૂ થતી આ પ્રથમ મહિલા કોલેજ છે.

૩. કોલેજના શિક્ષણ માટે કુશળ અને અનુભવી આચાર્યો તથા વ્યાખ્યાતાઓની નિમણુંકો થયેલ છે.

૪. કોલેજના સંચાલન માટે 'શ્રી જલારામ ઉચ્ચ કેળવણી મંડળ' નામની એક સંસ્થા સ્થપાએલ છે, આ સંસ્થામાં કેળવણીક્ષેત્રે પ્રૌઢ પ્રગતિશીલ વિચાર ધરાવતાં જુદા જુદા ક્ષેત્રે નામાખ્યાત

થયેલ વ્યક્તિઓમાં અધ્યક્ષપદે છે ઉચ્ચ કક્ષાના એક સરકારી રીટાયર્ડ I. A. S. ઓફિસર, જેઓ બધા 'Missionary જેમ સ્પષ્ટ આદર્શથી આ સંસ્થાનું સેવાભાવે કામ કરી કોલેજના શ્રેષ્ઠ સંચાલન માટે સદા આતુરતા ધરાવે છે.

પ. વહીવટકર્તાઓની ઇચ્છા તો એવી છે કે આગ્રા તાજમહાલ જોવા જનાર યાત્રિક જેમ દયાલબાગ જોવા જાય...કલકત્તા જનાર યાત્રિક જેમ શાંતિનિકેતન જોવા જાય... તેમ રાજકોટમાં રાષ્ટ્રપિતા પૂજ્ય ગાંધીજીના સંસ્મરણોના સ્થાન જોવા આવતો યાત્રિક પણ માતુશ્રી વીરબાઇમા મહિલા કોલેજનું ભવ્ય કલામય વિશાળ અદ્યતન સગવડતાવાળું મકાન પણ જોવા આવે અને આ કોલેજ સ્થાપવા પાછળ સ્ત્રીત્વના ઉચ્ચ આદર્શ પોષવાની, ત્યાગની, સેવાની, માનવભાવની અને સામાજિક અનિષ્ટો ટાળવાની જે આર્યભાવના સાથે ભૌતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ જે જીવનના સનાતન મૂલ્યો છે તે સમાજમાં સુસ્થિત થાય અને તેને આ મહિલા મહાવિદ્યાલય દ્વારા જીવનમાં ઉતારાય એવી જે મોવડી મંડળની ઇચ્છા છે તેને નજરેનજર જોઇ યાત્રિક પોતે પણ આ સંસ્થામાં એક દાતા બને !

આપ નાની એવી પણ કાંઇક રકમ મોકલાવી મહિલા મહાવિદ્યાલયના દાતા બનો !

પાંચ કારણો...પંચનું કામ...

હરિના કામ હરિ જ પુરા કરશે પરંતુ આપ નિમિત્ત બનો

શ્રી જલારામ ઉચ્ચ કેળવણી મંડળ
રાજકોટ તા ૧-૬-૬૩. સંચાલન સમિતિ તરફથી પ્રકાશિત

પત્ર વહેવારનુ સરનામું:-
સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ.
ચંપાકુંજ-૪૨ પ્રહલાદ પ્લોટ. રાજકોટ.

તાત્કાલિક પૂછગાછ માટે
ફોન નં. ૧૧૮૩ - ૧૧૦૧

જય જલારામ

જય જલારામ.

# ઇશ્વરના સ્વરૂપો !

## હજાર હાથવાળો .. ....એટલે ...કોણ ?

હજાર હાથ એકી સાથે કામ કરે કે હજાર હાથ એકી સાથે દાનવૃત્તિ તરફ વળે એટલે ગમે તેવાં અઘરાં કામો પણ પુરા થાય અને કહેવાય કે-

હજાર હાથવાળો દયે...ત્યાં બે હાથવાળો !!

અને

ભગવાન હંમેશાં માનવી દ્વારા જ કામ કરે છે કારણકે હજાર હાથવાળો નિમિત્ત તો બનાવે બે હાથવાળાને !

નારાયણે આપણને નિમિત્ત બનવાનો મોકો આપ્યો છે, એટલે આપ પણ મહિલા કોલેજમાં દાન આપી નિમિત્ત બનો !

પાંચ હજારથી વધુ રકમ સ્વીકારવામાં આવતી નથી.

કારણ !!!

અમારે દાનવીરોની સાથોસાથ વધુમાં વધુ દાતાઓ જોઇએ છીએ.

| | | | |
|---|---|---|---|
| ૬૧૧૧ | દાતાઓ | એક | રૂપિયા દેનારા |
| ૨૫૦૦ | ,, | બે | ,, |
| ૨૦૦૦ | ,, | પાંચ | ,, |
| ૧૦૦૦ | ,, | અગીઆર | ,, |
| ૧૦૦૦ | ,, | પંદર | ,, |
| ૧૦૦૦ | ,, | પચીસ | ,, |
| ૧૦૦૦ | ,, | એકાવન | ,, |
| ૧૦૦૦ | ,, | એકસોઠ | ,, |
| ૧૦૦૦ | ,, | સવાસોઠ | ,, |

૧. મહિલા કોલેજનું કાર્ય શ્રી જલારામ બાપાની પ્રેરણાથી જ શરૂ થયેલ છે.

૨. આજે જલારામ બાપાને માનવાવાળા શ્રદ્ધાળુ ભકતોની સંખ્યા અમર્યાદિત છે.

૩. પોતાનું સ્વતંત્ર વ્યકિતત્વ ખીલવવા ઇચ્છતી બહેનો માટે સૌરાષ્ટ્રમાં શરૂ થતી આ પ્રથમ મહિલા કોલેજ છે.

અને

૪. આ કોલેજનું નામ છે.

'માતુશ્રી વીરબાઇમા મહિલા કોલેજ'

૫. નારાયણના કામ તો નારાયણ જ પુરા કરશે પરંતુ આ સદીના આ શ્રેષ્ઠ કાર્યમાં આપનો ફાળો નોંધાવી આપ નિમિત્ત બનો.

શ્રી જલારામ ઉચ્ચ કેળવણી મંડળ
સંચાલન સમિતિ તરફથી પ્રકાશિત

પત્ર વહેવારનુ સરનામું :–
સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ
ચંપા કુંજ, ૪૨ પ્રહલાદ પ્લોટ,
રાજકોટ.

તા. ૧–૬–૬૩.

તાત્કાલિક પૂછગાછ માટે ફોન નાં. ૧૧૮૩ – ૧૧૦૧.

જય જલારામ..

### શ્રી જલારામ

# ત્રિવેણી સંગમ

શાસ્ત્રાકારોએ ત્રિવેણી સંગમમાં સ્નાન કરવાનું મોટું માહાત્મ્ય માન્યું છે. વીરપુરમાં પૂજ્ય શ્રી જલારામ બાપાની જગ્યામાં ગંગા-જમનાના નિર્મળ પ્રવાહ સમો અન્નદાનનો પ્રવાહ તો સતત વહ્યા જ કરે છે તેમાં તા. ૧૫-૬-૧૯૬૩ થી રાજકોટના આંગણે શરૂ થતી માતુશ્રી વીરબાઈમા મહિલા કોલેજને ભગત શ્રી ગિરધરરામજી મહારાજે રૂપિયા ત્રણ લાખનું દાન દઈ ગંગા-જમનાના પ્રવાહમાં મા સરસ્વતીનો પ્રવાહ ભેળવી ત્રિવેણી સંગમ શરૂ કરેલ છે અને ત્રિવેણી સંગમ સમી શરૂ થતી મહિલા કોલેજનું સંચાલન પણ કેળવણી ક્ષેત્રે પ્રૌઢ પ્રગતિશીલ વિચાર ધરાવતાં જુદા જુદા ક્ષેત્રે નામાખ્યાત થયેલી વ્યક્તિઓએ સંભાળેલ છે.

શ્રી જલારામ ઉચ્ચ કેળવણી મંડળના અધ્યક્ષ છે શ્રી ડોલરભાઈ બુચ, આઈ. એ. એસ (રીટાયર્ડ), જેમની કુશાગ્ર બુદ્ધિપ્રભા માટે આજે પણ જુના રાજ્યો અને સૌરાષ્ટ્ર રાજ્યના નાના મોટા અમલદારો માનભરી નજરથી જુએ છે અને મંડળના બીજા સભ્યો છે સેવાક્ષેત્રે અગ્રગણ્ય જાણીતા શ્રી જેઠાલાલભાઈ જોષી, એમ. પી., ગુજરાત રાજ્યના સમર્થ કેળવણીકાર શ્રી ડોલરભાઇ માંકડ, અલીઆબાડા, રાજકોટ લૉ કોલેજના પ્રિન્સિપાલ શ્રી સંઘવી સાહેબ, ગુજરાત રાજ્યની સમસ્ત પંચાયતના પી. એસ. સી. ના પ્રમુખ અને માજી નાયબ પ્રધાન શ્રી જસદણવાળા તથા મુંબઈના સફળ ધંધાદારી અને લોહાણા મહા પરિષદના ઉપપ્રમુખ શ્રી દેવકરણભાઈ તન્ના તથા જેમની ત્યાગવૃત્તિથી 'બાપા" નું માનવંતુ બિરૂદ પામનાર શ્રી છગનલાલ કરમશી પારેખ તથા રાજકોટ મ્યુનિસિ-પાલિટીના પ્રમુખ શ્રી ચંપકભાઇ વોરા તથા લોહાણા સ્થાપિત મહિલા વિકાસગૃહના માનનીય લેડી. સુપ્રી. શ્રી વીમાબહેન પારેખ અને તે ઉપરાંત મંડળમાં છે ટ્રસ્ટી મંડળના સભ્યો ભગત શ્રી ગિરધરરામજી મહારાજ, શ્રી જયસુખરામ ગિરધરરામ, શ્રી સૌભાગ્યચંદ મંગળજી રાજદેવ, શ્રી વ્રજલાલ હરિરામ, શ્રી નટવરલાલ ગિરધરરામ ચાંદરાણી.

આવી રીતે સૌરાષ્ટ્રમાં પ્રથમ શરૂ થતી મહિલા કોલેજને પ્રથમ-પંક્તિની કોલેજ બનાવવા માટે મા સરસ્વતીના વહેતા પુનિત પ્રવાહમાં આપ પણ આપની અંજલી અર્પી આપનો સુમધુર સુર મીલાવી સંગમ સ્નાન કરો, કારણ કે શાસ્ત્રકારોએ સંગમમાં સ્નાન કરવાનું મોટું માહાત્મ્ય માન્યું છે.

અખાત્રીજ,

રાજકોટ, તા. ૨૬-૪-૧૯૬૩.

જય જલારામ.

# નોંધ.

## ભક્ત શિરોમણિ શ્રી જલારામજી મહારાજ

જન્મઃ- સંવત ૧૮૫૬ના કારતક સુદી ૭ને સોમવાર તા. ૪-૧૧-૧૭૯૯

યજ્ઞોપવિતઃ- સંવત ૧૮૭૦

લગ્નઃ- સંવત ૧૮૭૨

પ્રભુનો પહેલો પરચો જોયો :- સંવત ૧૮૭૩

ચારે ધામની યાત્રા કરી :- સંવત ૧૮૭૪

સદાવ્રત બાંધ્યુંઃ- સંવત ૧૮૭૬ ના મહા સુદી ૨ ને સોમવાર તા. ૧૭-૧-૧૮૨૦

સાધુ સ્વરૂપે ભગવાને આવી
માતા વીરબાઇમાની માગણી કરી
નિ શા ની માં ઝોળી – ધોકો
અર્પણ કર્યાઃ- સંવત ૧૮૮૬

માતુશ્રી વીરબાઈમાએ વૈકુંઠવાસ કર્યોઃ- સંવત ૧૯૩૫ ના કારતક વદી ૯ને સોમવાર તા. ૧૮-૧૧-૧૮૭૮

બાપા વૈકુંઠ સિધાવ્યાઃ- સંવત ૧૯૩૭ ના મહા વદી ૧૦ ને બુધવાર તા. ૨૩-૨-૧૮૮૧

* * * *

ભક્ત શ્રી હરિરામજીનો જન્મઃ- સંવત ૧૯૨૪ના શ્રાવણ વદી ૧૪ને સોમવાર તા. ૧૭-૮-૧૮૬૮

વહીવટ સંભાળ્યો :- સંવત ૧૯૩૭ના ફાગણ સુદી ૭ ને સોમવાર તા. ૭-૩-૧૮૮૧

યાત્રાએ પધાર્યાં :- સંવત ૧૯૬૮ના અધિક પ્રથમ અષાડ વદી ૧ ને રવિવાર તા. ૩૦-૬-૧૯૧૨

મથુરામાં સ્વર્ગવાસ :- સંવત ૧૯૬૮ના શ્રાવણ સુદી ૯ બુધવાર તા. ૨૧-૮-૧૯૧૨

* * * *

ભક્ત શ્રી ગિરધરરામજીનો જન્મઃ-સંવત ૧૯૬૩ના માગસર સુદી ૮ ને શુક્રવાર તા. ૨૩-૧૧-૧૯૦૬

વહીવટ સંભાળ્યો :- સંવત ૧૯૬૮ના શ્રાવણ વદી ૬ ને સોમવાર તા. ૨-૯-૧૯૧૨

ભક્ત શ્રી જયસુખરામજીનો જન્મઃ- સવંત ૧૯૮૪ના કારતક સુદી ૬ ને સોમવાર તા. ૩૧-૧૦-૧૯૨૭

ભક્ત શ્રી રઘુરામનો જન્મઃ- સંવત ૨૦૦૮ ના માગસર વદી ૧૧ા ને મંગળવાર તા. ૨૫-૧૨-૧૯૫૧.

# અમારા પ્રકાશનો નીચેના સ્થળોએ મળે છે.

1. Shri G. H. Khakharia.
   P. B. 9693 Mombasa.

2. Shri Vrajlal D. Karia
   P. B. 263 Mwanza.

3. Shri Vallabhadas Pitamber.
   P B. 216 Arusha

4. Shri Nandlal Anderji Teli
   P B. 640 Kampala

5. Shri Kabalal Bhimji Popat.
   P B. 945 Kampala.

6. Shri *Balubhai Nagji.*
   P. B 378 Kampala.

7. Shri Jivraj Bavabhai Patel
   P. B. 293 Mombasa.

8 Shri Jamnadas Purshottam.
   P. B 545 Mwanza.

9. Shri Prabhudas Odhavjibhai
   P. O. Kisii Oyugis.

10. Shri Gordhandas Hirji. Chandarana.
    P B 15 Tororo

11. Shri Maganlal Monji & Sons.
    P. B 202 Aden Camp.

---

(૧) શ્રી રામજીભાઇ ગોકળદાસ
ફેન્સી કાપડના વેપારી,
ભુલેશ્વર, ત્રીજે ભોઇવાડો, મુંબઇ ૨.

જય જલારામ.